ओ३म्

# आयुर्वेद निबंधमाळा-भाग २ जो.

श्लोक.

नो वद्यो मनुजस्य सौख्य मथवा दुःखं च दातुं क्षमो ।
जन्तोः कर्म विपाक एव भुवने सौख्याय दुःखाय च ॥
तस्मान्माबद दुःखकारण रुजां नाशस्य चात्र क्षमो ।
वैद्यो बुद्धि निधान धाम चतुरोनाम्नैव वैद्योऽपरः ॥


રચી છપાવી પ્રસિદ્ધ કરનાર
શા० તિલકચંદ તારાચંદ વૈદ્ય-સુરત.



प्रथमा वृत्ति-प्रत १०००

સંવત ૧૯૭૬ — સને ૧૯૨૦

"સુરત સીટી" પ્રીન્ટીંગ પ્રેસ, ચૌટાના પૂલ ઉપર-સુરત.

કિમ્મત ત્રણ રૂપીઆ.





સુરત ચૌટાના પૂલ ઉપર આવેલા "સુરત સીટી" પ્રીન્ટીંગ પ્રેસમાં
ઠાકોરદાસ માનસીંહે છાપ્યું.

છપાવી પ્રસિદ્ધ કર્ત્તા–શા. તિલકચંદ તારાચંદ વૈદ્ય,
ઠેકાણું:–ધીયાશેરીનો ટેકરો–સુરત.



આ પુસ્તક

શા. તિલકચંદ તારાચંદ વૈદ્ય તરફથી:—
મિત્રોને મિત્રતાની, સ્નેહિઓને સ્નેહિપણાની
અને સહયોગીને ધંધાની યાદગીરી માટે,

.................................................................

................................................ ને ભેટ આપ્યું છે.

સુરત, તા.     માહે     સને ૧૯૨૦

# છબી વિષે.



## ઈંદ્રવિજય છંદ.

બળવાન ગયા ધનવાન ગયા ગુણવાન ગયા ન રહ્યા કદિતે,
વિદ્વાન ગયાજ જુવાન ગયા નિતિવાન ગયા ન રહ્યા મદિતે;
રૂપવાન ગયાજ દિવાન ગયા છબીવાન ગયા ન રહ્યા યદિતે,
મતિમાન થઈજિ પ્રબંધ રચ્યા અજરામર તેહ રહ્યા વદિતે ૧

લટકાળી છબી લટ કાળી ઘણી વળી શોભિત અંગ સુ રંગવડે,
ધરી વસ્ત્ર કે શસ્ત્ર કે અસ્ત્ર ઘણા વળી શોભિત અંગ સુ નંગવડે:
ક્ષણભંગુર દેહતણી છબીઓ ક્ષણમાં વિણશે જગ જંગવડે,
પણ જે મનની છબી છે અજરામર રૂપ સ્વરૂપ શું અંગવડે ૨



## ધન્યવાદ.



પ્રથમ ધન્યવાદ તે **પરમ કૃપાળુ પરમાત્માને** કે જેનાવડે આ પંચભુતાત્મક અને ષડ રસાત્મક વિવિધ ગુણ ધર્મવાળી સૃષ્ટિ મનુષ્યોને સહાય આપવા, જ્ઞાન મેળવવા, આરોગ્ય રહેવા અને આનંદ ભોગવવા ઉત્પન્ન થઈ, તેના ગુણ ધર્મ પ્રમાણે ઉપયોગ કરવાનું જ્ઞાન મનુષ્યોને મળ્યું કે જેથી મનુષ્યો ઇશ્વરના અગાધ જ્ઞાન અપાર શક્તિ અનહદ મ્હોટાઈ છતાં કૃપાળુ દયાળુ, માયાળુ, ન્યાયાળુ અને જયાળુ સ્વરૂપને જાણી ત્રિવિધ તાપથી નિવૃત્તિ પામવા ધર્મ, અર્થ, કામ અને મોક્ષના સાધનો મેળવી અજરામરપણું પામે.

બીજો ધન્યવાદ **અમારા વિદ્યાગુરૂ**, વ્યવહારગુરૂ, જ્ઞાન ગુરૂ, ધર્મગુરૂ અને વૈદ્ય ગુરૂને કે જેનાવડે મારા જેવા અલ્પજ્ઞ અશિક્ષિત અને શક્તિરહિત શિષ્ય દ્વારાએ વૈદ્યરાજોની સેવામાં જગતને કાંઈક અંશે મદદગાર થાય અને અલ્પજ્ઞ વૈદ્યોને માર્ગદર્શક થાય એવો આ આયુર્વેદ નિબંધ માળાનો બીજો ભાગ વૈદરાજોના કરકમળને સોભાવવા શક્તિવાન થયો.

ત્રીજો ધન્યવાદ **હમારી ઉપર રાજ્ય કરતી બ્રિટિશ પ્રજાને** કે જેનાવડે રાજ્યની અવ્યવસ્થાથી લશ્કરોના ત્રાસના, અમલદારો કે ઇજારદારોના જુલમના, ધાડ પાડનારાઓ, ચોરો, લુટારાઓ, ઠગો, ફાંસીઆઓ અને અન્યાયીયોના અમાવાસ્યાના ઘોર અંધકારમાં દિગ્મુઢ થયેલી પ્રજા બીજના ચઢતિકળાના ચંદ્રનીપેઠે શાન્તિ પ્રકાશથી પોષણ પામી અરૂણોદયના તેજથી જાગૃત થઇ વિદ્વાન, શ્રીમાન, વિર્યવાન, જ્ઞાનવાન, ગુણવાન, મતિમાન અને ગતિમાન-

પણાને મેળવી બ્રિટિશ પ્રજાના સરલતા, સુઘડતા, સઘવડતા, સ્વતંત્રા, સમાનતાના ગુણનું અવલંબન કરી તેના અનુગામી થવા જેટલી યોગ્યતા મેળવી નિર્ભયતા અને નિડરતાથી કાળ નિર્ગમન કરવા શક્તિમાન થઇ તથા તેનાજ પ્રતાપે વિદ્યાકળા, લેખનકળા, યંત્રકળા, સીલ્પ કળા અર્થાત્ વિવિધ કળાઓથી ભુષિત થઇ મનુષ્ય પણાને પામી જન્મનું શાર્થક કરવા શક્તિમાન થઇ અને તેનાજ પ્રતાપે થોડા સમયમાં ઘણા મનુષ્યોને લાભ આપનારી આ આયુર્વેદ નિબંધમાળા પ્રગટ કરી વૈદ્ય સમુહને લાભ આપવા શક્તિમાન થઇ શકાયું છે.

ચોથો ધન્યવાદ સુરત વૈદ્ય સભાના સભાસદોને કે જેણે મારા વ્યાખ્યાનો સાંભળી મને પ્રોત્સાહન આપી વ્યાખ્યાનો આકાશમાં વિલિન નહી થઇ જાય તે માટે તેનો સંગ્રહ કરવાની સુચના કરી જેનાં ફળ તરીકે આ આયુર્વેદ નિબંધમાળા છે એમ મારૂં માનવું છે અને તેજ ખરૂ છે.

પાંચમો ધન્યવાદ હમારા કેટલાક વર્તમાન ( સામાહિક, માસિક,) પત્રકારોને કે જેઓને માન, બડાઇ, અને ઇર્ષા રૂપ ત્રિદોષનો રોગ લાગુ પડેલો છે ( કે જેને ત્યાં લાગ, વગ અને ખુશામત શીવાયના ગમે તેવા વિદ્વાન, ઉદાર, કે ઉદ્યોગી મનુષ્યોની વાત ધ્યાનમાં લેવાતીજ નથી) તેઓનો કે જેના વડે હું આયુર્વેદ નિબંધમાળાનો પ્રથમ ભાગ વિના મુલ્યે વૈદરાજો તથા સદમિત્રો અને ગ્રહસ્થોને ભેટ આપવા પ્રવૃત્ત થયો કારણ કે વર્તમાન પત્રોમાં વાહવાહ બોલાય તેનો કચરા જેવો માલ પણ વેચાઇ જાય ! અને જો તેઓ મુંગા થઇ જાય તો અતિ ઉપયોગી પુસ્તકો પણ

રખડી ગાંધીના પડીકાં બાંધવા માટે વેચાય ! એ કારણથીજ નિબંધ-માળાનો પ્રથમ ભાગ ભેટ આપી જનરૂચીનું આકર્ષણ કરી લાગ વગ કે ખુશામત શીવાય એક હજાર પુસ્તકો ટુંક વખતમાં ખપાવી શકયો છું. અને એવાં કેટલાક માન બડાઈ તથા ઈર્ષાથી અંધ થયલા વર્તમાન પત્રોની મદદ શીવાય થોડાજ સમયમાં નીબંધમાળાનો આ બીજો ભાગ ખપાવી દેવાને શક્તિમાન થઈશ એવી હિમ્મત તથા આશા રાખું છું.

છઠ્ઠો ધન્યવાદ હમારા પરમ મિત્ર **શ્રીયુત મહાશય ઇશ્વરલાલ રતનલાલ ત્રિવેદીનો** કે જેણે આ નિબંધમાળા લખવાનું કામ માથે લઇ કાંઈપણ સ્વાર્થ વિના, કાંઈપણ લોભ વિના, કાંઈ પણ લાભ વિના, કાંઈપણ ખુશામત કે ભલામણ વિના માત્ર જન હિતાર્થે અને મારો અનુભવ બીજા વૈદ્યોને માર્ગ દર્શક થાય તો આંયુર્વેદ તથા આર્ય વૈદ્યોની કીર્તિમાં વધારો થાય અને થોડા ખરચે થોડા સમયમાં અમારા દેશી બંધુઓ આરોગ્ય થાય એટલાજ હેતુથી પોતાના અનિવાર્ય કાર્યનો ભોગ આપી નિયત સમયે લખવાનું સરૂ રાખી મારી પાસેનું તમામ ગુપ્ત વિદ્યા ધન જાહેર માટે સંગ્રહી જે ઉપકારના બોજા નીચે મને દબાવ્યો છે તેથી અકલાઇને પણ ધન્ય ધન્ય બોલાઇ જાય છે.

સાતમો ધન્યવાદ આર્ય સમાજના સંસ્થાપક **મહર્ષિ સ્વામી દયાનંદ સરસ્વતીને** કે જેના ઉપદેશામૃતથી દેશમાં ચાલુ રહેલી **વિદ્યાને છુપાવવાની રૂઢીનો ત્યાગ કરી** વૈદ્યક શાસ્ત્રનાં ગુઢ તત્વોને ખુલ્લા મુકવાને સમર્થ થયો. તેમ આઠમો ધન્યવાદ શ્રી જૈનધર્મ સંસ્થાપક શ્રી તિર્થંકર ભગવાનનો કે જેનું લોહી મારી રગેરગમાં

વ્યાપેલું હોવાથી તેની ઉદારતાના ગુણથી (નાણા સંબંધી મારી ઘણી જ ખરાબ સ્થિતિ હોવા છતાં) કાંઇપણ સ્વાર્થ શીવાય, લોભ સિવાય, લાભ સિવાય માત્ર મારા દેશી બંધુઓ અને પાછળ આવતી પ્રજાના લાભાર્થે આજ સુધીના નહીં ચર્ચાએલા વિષયનો ઉલ્લેખ કરી આ આયુર્વેદ નિબંધમાળા પ્રગટ કરી મારા પૂર્વ જન્મના જ્ઞાનાવરણિય કર્મનો ક્ષયોપસમ કરવા શક્તિમાન થયો.

આઠમો ધન્યવાદ હું **મારા વૈદ્ય બંધુઓને આપું છું** કે જેણે મારી વિનંતિ ધ્યાનમા લઇ પોતાના દવાખાનામાં ચાલતા પોતાના અનુભવ સિદ્ધ ઉપાયો કોઇપણ જાતનો ભેદ કે ગુરૂમંત્ર રાખ્યા શીવાય માત્ર પોતાના વૈદ્ય બંધુઓને ઉત્તેજન મળે એટલા માટેજ આ નિબંધમાળામાં પ્રગટ કરવા સારૂ મોકલી નિબંધમાળાની સોભામાં વધારો કરી પરસ્પર લાભ આપવા ઉત્સુકતા બતાવી ને નવી પ્રથા ચાલુ કરી જેથી તેઓ વિશેપ ધન્યવાદને પાત્ર છે.

નવમો ધન્યવાદ સુચના સાથે **મારા બંધુઓને** આપું છું કે નિબંધમાળાનો પ્રથમ ભાગ વાંચ્યા પછી જેઓએ મારી પ્રસંશા અને મને ધન્યવાદનાં અતિશયોક્તિ ભરેલા પત્રો લખ્યા છે. અથવા એવા પત્રો લખવાની કૃપા બતાવી છે. તથા કેટલાક બંધુઓ તરફથી એવા પત્રો પણ આવ્યા છે કે આ પ્રમાણે આયુર્વેદની ગુપ્ત વિદ્યાને ખુલ્લી મુકવાથી ભારે અનર્થ થવાનો છે અને તે પાપનાં ભોગી તમારેજ થવું પડશે વગેરે. પરંતુ ઉપકાર માનનારા તથા ધન્યવાદ આપનારા બંધુઓને જણાવવાનું કે જેમ આપણા શરીરમાં આંખ પગનું, હાથ મુખનું, મુખ કાનનું, કાન સરીરનું, વગેરે જુદા પ્રદેશની જુદા ગુણ ધર્મ અને કર્મવાળી જુદી જાતની ઇંદ્રિઓ એક બીજાનું

રક્ષણ કરે અથવા ઉપકાર કરે અથવા સહાય કરે તેમાં પરસ્પર ઉપકાર માનવાની કે ધન્યવાદ આપવાની જરૂર પડતી નથી તેમ કદાચ મેં આપની શેવા ઉઠાવી હોય અથવા કેટલાક મુઝાતા બંધુઓને માર્ગ દર્શક થયો હોઉં તે માટે હું કોઈ ધન્યવાદને પાત્ર ઠરતો નથી તથા મારા બંધુઓ કે જેઓ મને ઠપકો આપનારાઓ છે તેઓને વિનંતી સાથે ઘણીજ નમ્રતા પૂર્વક જણાવવાની રજા લઉં છું કે જો આપણા ગુરૂવર્ય કે જેઓએ આયુર્વેદની સંહિતાઓ લખી આપણને આયુવિંતાડવા આજીવિકા ચલાવવાને આયુર્વેદનું જ્ઞાન મેળવવાનું શાધન નહીં કરી આપ્યું હોત તો આજે આપણે વૈદ્ય નામ ધારણ કરવા શકિતમાન શી રીતે થાત? પણ આપ જેવા ગુપ્ત વિદ્યા રાખવાની પદ્ધતિવાળાઓના પ્રતાપેજ લાખો જાતના તાત્કાલીક ગુણ ઉત્પન્ન કરનારા અને અદ્દ્ભુત ચમત્કાર બતાવનારા જગતને લાભ આપનારા લક્ષાવધી ઉપાયો ભસ્મીભુત થઇ ગયાં છે !!! અને તે સાથે આયુર્વેદની ઘણી ખરી વિદ્યાપણ ભસ્મિભુત થઇ ગઈ !!! છતા પણ હજી ગુપ્ત રાખી મુકશો તો તેનો પણ નાશ થશે. એટલા માટે વિદ્યાને ગુપ્ત રાખવાનાં નિયમનો ત્યાગ કરી **वयः कृते वर्धतः एवनित्यम्** એ વાકયને સ્મર્ણમાં રાખી ગુપ્ત વિદ્યાને પ્રગટ કરવા કરાવવા ઉદ્યત થઇ જનસમાજના ધન્યવાદને પાત્ર થશો

દશમો ધન્યવાદ હમારા મિત્ર **ઠાકોરદાસ માનસીંહ** સુરત સીટી પ્રેસના મેનેજરનો કે જેની સરળતા સભ્યતા ઉદારતા અને દક્ષતાથી આયુર્વેદ નિબંધમાળાનો બીજો ભાગ આટલી ત્વરાથી બહાર પડી શકયો.



# પ્રસ્તાવના.

આયુર્વેદ નિબંધમાલાનો પ્રથમ ભાગ આપે ધ્યાન દઇને વાંચ્યો હશેજ. આજે બીજો ભાગ આપને સાદર કરવામાં આવે છે તે લક્ષપૂર્વક વાંચશો છતાં અમારે કહેવું જોઇએ કે આ બીજા ભાગના બીજા નિબંધમાં **પીયુષપાણીનો** નિબંધ વાંચી તે ઉપર મનન કરી તે પ્રમાણે વર્તવાથી વૈદ્યોનાં હાથમાં જરૂર અમૃત આવશે. નિબંધમાલાનો **ત્રીજો નિબંધ ષડઋતુદર્પણનો છે.** શુશ્રુત અને ચરક જેવા મહાન અને આદિ ગ્રંથોમાં પણ ઋતુનું વરણન ઘણુંજ ટુંકાણુમાં કરેલું છે એટલુંજ નહી પણ વૈદ્યકના પ્રાચીન પુસ્તકોની ઋતુચર્યા તથા દીનચર્યા વાચતાં સમજાય છે કે એ વિધિઓ રાજમહારાજાઓ માટે લખાયલી છે. પણ ઋતુનાં હીનયોગ મિથ્યાયોગ અને અતિયોગથી વાતાવરણમાં શું ફેરફાર થાય છે અને તે ફેરફારથી પ્રજાજીવન તથા મનુષ્યના ઉપર શી અસર થાય છે તે જાણી શકાતું નથી. જેથી હાલના સમયમાં વાતાવરણવિદ્યા વૈદ્યોમ થી નાશ પામી છે એમ જણાય છે. અને તેથીજ કહેવામાં આવે છે કે "**હવાના ગુણદોષમાં વૈદ્યો શું સમજે.**" એ તો ડાકટરોજ સમજે, અને તે કહે તેજ ખરૂં એવું બોલનારા હમારા વૈદ્યરાજોજ છે, તો પછી પ્રજા તેમ કહે તેમાં આશ્ચર્ય શું!! પરંતુ આ નિબંધમાં હમે ઋતુનું વરણન તેના હીનમિથ્યા અને અતિયોગથી હવામાં શું ફેરફાર થાય છે ને તેથી કયા કયા અને કઇ કઇ જાતના રોગો પેદા થાય છે તે ખુલ્લી રીતે બતાવી આપ્યું છે એટલે એ નિબંધ ધ્યાન દઇને વાંચે અને થોડો વિચાર કરી અવલોકન કરવાની ટેવ પાડે તો સાધારણ વૈદ્યો પણ હવાનાં ગુણદોશ જાણી શકે માટે એ નીબંધ

વાંચવાની ખાસ ભલામણુ કરવામાં આવે છે. **ચોથો નિબંધ ત્રિદોષ સિદ્ધાન્તનો** છે. એ નિબંધ દરેક વૈદ્યકનો ધંધો કરનારાઓએ અભ્યાસની રીતે વાંચવાનો છે. જે વૈદ્ય આ નિબંધનો અભ્યાસ કરશે તેને આખું નિદાનશાસ્ત્ર હસ્તામલક જેવું દેખાશે. એટલે હાલમાં કેટલાક વિદ્વાનમાં ગણાતા વૈદ્યો એમ સમજેલા છે કે આયુર્વેદનું નિદાનશાસ્ત્ર અપૂર્ણ છે અથવા તેમાં સુધારો કરવાની ઘણીજ જરૂર છે તેઓની ખાતરી થશે કે આયુર્વેદનું નીદાન અપૂર્ણ નથી પણ બીજાઓને હજુ નિદાન શાસ્ત્રની બારાખડી શીખવાની છે.

આ નિબંધમાળાનો **કોલેરાનો નિબંધ** ઘણોજ ધ્યાન ખેંચનારો છે. કારણ કે હાલના જંતુવિદ્યાના શોધકોની શોધ જોઇને આપણા લોકો મુગ્ધ બની જાય છે પણ જંતુવિદ્યાના પંડીતો જંતુ ઉત્પન્ન થયા પછી તે જંતુ ફલાણી જાતના છે એટલું કહી શકશે પણ તે જંતુ ઉત્પન્ન થવાનું કારણ શું અને તે એની મેળે શી રીતે શાન્ત થાય છે તે સમજાવી શકતા નથી પરંતુ હમારા વૈદ્યો ઋતુનો હિનમિથ્યા કે અતિયોગ સમજી વાતાવરણનો ફેરફાર તપાસી શાબીત કરશે કે આવી જાતનાં જંતુઓ આવી હવામાં પ્રગટ થશે અને તે ઋતુનો ફેરફાર થવાથી શાંત થઇ જશે. એજ પ્રમાણે બીજા નિબંધો લખીને હમારા અનુભવના હમારા દવાખાનામાં ચાલતા તમામ ઉપાયો આ નિબંધમાળામાં દાખલ કરવામાં આવ્યા છે. તે ઉપાયોની બનાવટ, વાપરવાની રીત અને કયો ઉપાય કેવી અવસ્થામાં આપવો તેની વિગતવાર હકીકત એવી રીતે લખવામાં આવી છે કે સાધારણ વૈદ્ય પણ ધ્યાન રાખીને કામ કરે અને પોતાને હાથે તેમાં લખેલી ઔષધિ બનાવી વાપરે તો એક મહાન વૈદ્યરાજ બની જાય.

આ નિબંધમાળામાં બીજા વૈદ્યરાજો તરફથી આવેલા ઉપાયો દાખલ કરવામાં આવ્યા છે અને તે સાથે તે વૈદ્યરાજોના નામ ઠેકાણા લખવામાં આવ્યા છે એટલે તે સંબંધે કોઇને કાંઇ પુછવું

હોય તો તે વૈદ્યોને પુછી લેવાય જેથી કોઇ વાતની શંકા રહેજ નહીં. અને આ પુસ્તક સાથે તેઓના નામ અમર થાય

આ નિબંધમાળામાં હમારા તથા અન્ય વૈદ્યરાજોના જે ઉપાયો આવેલા છે તેમાં ધાતુ ઉપધાતુ, રસો ઉપરસો, વિષો ઉપવિષોના ઘણા પ્રયોગો છે. તેમાં આવેલા પદાર્થોને શુદ્ધ કર્યા સિવાય તથા વિધિપૂર્વક તેનું મારણ કે જારણ કર્યા શીવાય તે પદાર્થો કોઇપણ વૈદ્યે વાપરવા નહીં, હમે તેનું શોધન લખ્યું નથી કારણકે બીજા દરેક ગ્રંથકારે તેની શોધનવિધિ લખેલી છે તેમાંથી જોઇને દરેક પદાર્થનું શોધન કરીને પછીજ એવી ઔષધીનો ઉપયોગ કરવો.

આ નિબંધમાળાનું પુસ્તક માત્ર વૈદ્યોનાજ કામનું હોવાથી વૈદ્યોનેજ આપવું ઠરાવ્યું છે કારણકે જે ગ્રહસ્થને ત્યાં અથવા જે વૈદ્ય નહીં હોય એવાને ત્યાં એ પુસ્તક કેદ પડે તેના કરતા એક વૈદ્યને ત્યાં હોય તો વધારે ઉપયોગી થઈ પડે

આ નિબંધમાળામાં જે ગુણ દેખાય છે તે આયુર્વેદના છે અને જો કાંઈ દોષ દેખાય તો તે હમારા પોતાના છે એમ જાણી ક્ષમા કરવી. તે સાથે જણાવીએ છીએ કે આપને કેટલીક અપૂર્ણતા જણાશે અથવા સિદ્ધાન્તમાં કાંઈ ફેર જણાશે તો તેની ઉપર ટીકા નહી કરતા પોતે માનેલા પોતાના શીદ્ધાન્તનો જુદો નિબંધ લખવો એટલે ખરૂં શું છે તે સમજાઈ જશે. મિથ્યા વાદવિવાદ કરવાનો હમારો વિચાર નથી

આ પુસ્તક છપાવતાં પ્રૂફ વગેરે તપાસતાં બનતું ધ્યાન આપ્યું છે છતાં કાંઈ દોષ રહી ગયો હોય તો તે સુધારીને વાંચશો એટલી પ્રસ્તાવના કરી વિરામ પામીએ છીએ.

લી૦ આપનો કૃપાભિલાષી,

**શા. તિલકચંદ તારાચંદ વૈદ્ય–સુરત.**

# નિંબધમાળા લખવાનો ખાસ ઉદ્દેશ શું છે ?

હમારા કેટલાક વૈદ્ય બંધુઓ તથા ઇતર વિદ્વાનો એવો પ્રશ્ન કરે છે કે આયુર્વેદના પ્રાચિન અને અર્વાચીન પુસ્તકો એટલાં બધાં છે કે તેની ઉપર્યાણુ થઇ નવા પુસ્તક રચવાની જરૂર નથી. કારણ કે જે પુસ્તકો હાથમાં લઇએ છીએ અથવા નવું વસાવીએ છીએ છતાં જ્યારે અવલોકન કરીએ છીએ ત્યારે તે સર્વમાં થોડા ફેરફાર સાથે તેની તે વાતો દેખાય છે. અને ઘણા પુસ્તકોમાં તો એકમાં આપેલા તેના તેજ પાઠો તથા ઔષધો અને તેના તે નામો જોવામાં આવે છે તો પછી આવી નિબંધમાળા લખીને નકામો સમય અને ધનનો વય કરવો તથા કરાવવો એ નિરર્થક છે. તેવું કહેનારાઓને ઉપકાર સાથે જણાવવાનું કે આજકાલ આયુર્વેદનાં પુસ્તકોની સ્થિતિ આપ કહો છો તેવીજ છે, અને એવાં પુસ્તકો લખવાં લખાવવાં છાપવા છપાવવા એ આપના વિચાર પ્રમાણે નીરર્થક હશે. એમ જણાય તો પણ આપ નીચેની હકીકત ઉપર ધ્યાન આપશો તો આપને પ્રશ્ન કરવાનો અવકાશ રહેશે નહીં.

હમે જ્યાંસુધી વિચાર કર્યો અને જ્યાંસુધી જોઇ શકયા ત્યાંસુધી હમારા જોવા જાણવામાં એટલુંજ આવ્યું કે હાલમાં ચાલતી વૈદ્યક વિદ્યામાં દેશીવૈદ્યો એટલે આયુર્વેદીય ઉપચારકોના ચાર ભાગ પાડી શકાય છે.

**પ્રથમ રાજવૈદ્યો.** કે જેઓ પોતાને પૂર્ણ માને છે એટલે તેઓને **આયુર્વેદીય ઉપચારકોની અવસ્થા કે વ્યવસ્થા** તરફ ધ્યાન આપવાની જરૂર જણાતી નથી.

**બીજા વૈદ્યરાજો.** કે જેઓ આયુર્વેદના જ્ઞાતા અને મહાન ચિકિત્સકો છે કે જેઓ વિદ્યાનું દાન કરવા સદા તત્પર રહે છે પણ સર્વ વિદ્યાર્થિઓને પહોંચી વળતા નથી. છતાં બનતુ કરી રહ્યા છે.

**ત્રિજા વૈદ્યો.** કે જેઓ વૈદ્યરાજોને ત્યાં અભ્યાસ કરી પોતાનો ધંધો ચળાવી જગતમાં કાંઇક નામના મેળવવા ભાગ્યશાળી થયા છે અને થતા જાય છે.

**ચોથા વૈદ્યકનો ધંધો કરનાર કે જેને રાજવૈદ્યો ઊંટવૈદના નામથી ઓળખાવે છે.**

હમારો વિચાર એવો છે કે જેમ બ્રાહ્મણો સુદ્રને સુધારે નહીં પણ તેની નિંદા નિંર્ભચ્છના કરે તો તેઓ ઇશ્વરના પાદ (પગ) ની નીંદા કરે છે તેમ રાજવૈદ્યો ઉંટવૈદ્યોની નિંદા કરે છે તેઓ પોતાના નહાના ભાઈનીજ નિંદા કે નિંર્ભચ્છના કરે છે આયુર્વેદ ઉપર યુનાની અને એલોપથી વગેરે ઘણી ચિકિત્સાઓ પ્રહાર કરી રહી છે તે ઉંટવૈદ્ય કહેનારાના શબ્દોને લઇને ઉંટવૈદ્યોને નહીં પણ આખી આયુર્વેદ પધ્ધતિને ઉંટવૈદાનું નામ આપવા મંથન કરે છે!!!

વૈદ્યકનો ધંધો કરનાર હમારા લઘુ બંધુઓ કે જેને રાજવૈદ્યો ઉંટવૈદ્યના નામથી પોકારે છે તેઓની સ્થિતિ તરફ ધ્યાન આપવાની ખાસ અગત્ય છે.

કુદરતના નિયમનું અવલોકન કરતાં જણાય છે કે મહાન રાજ-પુરૂષો, તત્વજ્ઞાનીઓ, શીલ્પિઓ, કવિઓ, સાસ્ત્રીઓ, વહેપારીઓ, હુનરમંદો, વકતાઓ, વિદ્વાનો, અને વૈદ્યો **જન્મે છે, કાંઈ ઉત્પન્ન કરી શકાતા નથી,** એટલે પૂર્વજન્મના સંસ્કાર લઇને જે જન્મે છે તેને જો સહાય મળે તો તેના સંસ્કારો ખીલે છે અને સહાય નહીં

મળે તો તેઓ ધુંચવાઇને, મુઝાઇને, અકળાઇને તે વિષયમાં આગળ વધે છે પરંતુ આખરે તેને કરમાઈ જવું પડે છે. જેમ એક આંબાનું ઝાડ જંગલમાં ઉગ્યું હોય તેનું નામ આપણે જંગલી આંબો પાડીએ અને તેવુંજ બીજું આંબાનું ઝાડ બાગમાં ઉગ્યુ હોય તેનું નામ હાફુસ પાયરી પાડીએ એટલે પ્રથમના આંબાને જંગલીઓનો સહવાસ થાય અને બીજાઓને અમીરોનો સહવાસ થાય પરંતુ જંગલી આંબાને પુરતી કેળવણી એટલે જોઇતું ખાતર પાણી આપીએ તો તે પણ અમીરોની થાળીમાં પીરશી શકાય. તેમ હમારા લઘુ બંધુઓ કે જેઓ સહાય વિના, માર્ગ દર્શકવીના, કોઈપણ જાતના આશ્રય વિના અનુભવ વિના અકળાય છે, મુઝાય છે, છતાં પોતાના પૂર્વજન્મના સંસ્કારને લીધે વૈદ્યકનો ધંધો કરે છે તેની હેલના નહી કરતાં જો તેને યોગ્ય ઉત્તેજન, સહાય, સગવડ કે અનુભવી માર્ગ બતાવી આપીએ તો તેઓ ઘણા સારા વૈદ્યો બની શકે એમ છે.

વૈદ્યકનો ધંધો શીખનારને રોગ પારખતાં, વસાણા ઓળખતાં, દવાઓ બનાવતા દવાઓ આપતા, અને દવાઓના પરિણામ જાણતાં શીખવાની ખાસ જરૂર છે. પણ વર્તમાનકાળની પઠણ પદ્ધતિ એવી નથી કે પાંચ દશ વર્ષ કોઇપણ સંસ્થામાં વિદ્યાભ્યાસ કરેલ વિદ્યાર્થિ વૈદ્યકની સંપૂર્ણ કળા શીખીને બહાર પડે! હાલની પઠણપદ્ધતિ પ્રમાણે તો અમૂક અમૂક ગ્રંથોના અમુક પાનાં કે અધ્યાય શીખવ્યા. અમુક દવાની બનાવટ જાણી. પરિક્ષામાં પાસ થયા કે વૈદ્યરાજ બની ગયા, જો કે પાસ થતા સુધી વિદ્યાભ્યાશ કરતાં તો મનમાં ઘણો ઉમંગ રહે છે અને હવામાં કિલ્લા બાંધે છે કે હવે આપણે **સંપૂર્ણ વૈદ્ય બની ગયા**! પણ જ્યારે દવા-

ખાનુ ખોલે અને પણ ભભકામાં દુકાને બેશે ત્યારેજ સમજાય કે **સ્કુલની પરિક્ષામાં અને જગતની પરિક્ષામાં ઘણો અંતર છે.** આપણે એક દાખલો લઇએ કે જાણે એક વિદ્યાર્થિએ ગુટિકાધિકારનો અભ્યાસ કર્યો છે તે વખતે તો તેને એમ જણાય કે હવે મારે હાથે હું કોઈપણ રોગને મટાડી શકીશ કેમકે તેણે તો ગોખેલું છે કે "ज्वरेसन्निपाते ज्वरेनुतनेवा महाश्लेष्मरोगे च गुंजाप्रमाणम्" એટલે કોઈપણ જાતના તાવ, સન્નિપાત, અને મહાન શ્લેષ્મરોગમાં આ સુતરાજ મૃતપ્રાણદાયી રશ આપીશું કે બેડો પાર ! પણ જેણે સુતરાજ બનાવવા માટેના વશાણા ઓળખ્યા નથી. પારાગંધકની શુદ્ધિ ગુરૂને ત્યાં જોઈ નથી, કયું વશાણું કેમ ખાંડવું, વાટવું, કે કેટલું ઝીણું કરી કેમ મેળવવું. ઔષધને રશોના પટ કેમ આપવા, પટ ક્યારે આપવા અને તે અપાયા કે કેમ ? અને ખરલ કેમ કરવો ગોળી વાળ્યા જેવું કયારે થયું. ગોળી કેમ વાળવી અને તૈયાર થયા પછી તે ગોળી કયા તાવમાં કયા શન્નિપાતમાં કેવી અવસ્થામાં કેટલી આપવી તેના જ્ઞાન વિના માત્ર ભણીને પાસ થએલાને કેટલી મુઝવણ થાય છે **તે તો હમારા જેવાને વિત્યું હોય તેજ જાણે.** દાખલા તરીકે એક રાજવૈદ્યને પુછીએ કે એક વસ્તુને ખાંડવી, છુંદવી, વાટવી, લશોટવી, ખલવી, ઘસવી, દળવી, ચાળવી, ઝાટકવી, શોહવી, છણકવી, ધોળવી, નીકળવી, ટાબસવી, તપાવવી, બાફવી, સેકવી, રાંધવી, હલાવવી, ચાળવવી, ઉથલાવવી, તળવી, ચાશણી કરવી, ઠારવી, નીતારવી, નિચોવવી, ગાળવી, સમારવી, ત્રિણવી, છોલવી, ફોડવી, ફોલવી, બાળવી, રાખોડી બનાવવા, વિગેરે ક્રિયામાં તમે કેટલી ક્રિયા કરી શકો છો. હું ધારૂં છું કે આવી ક્રીયાઓ કોઈ સંસ્થા અનુભવ સિદ્ધ શીખવી શકતી નથી. તો પછી, પુટ,

પુટપાક, ફાન્ટ, હિમ, કલ્ક, ચૂર્ણ, અવલેહ, આસવ, ગુગળ, તેલ, ધૃત, ભસ્મો, રસો અને પારદના સંસ્કારો તેઓ શી રીતે કરી શકે. જેના ખાંડતા હાથ છુંદાય, વાટતાં બાજુ રહી જાય, ગોળી વાળતાં આંગળી થરડાઈ જાય, હલાવતા ગરમ છાંટા ઉડવાથી દઝાય અને કપડમિટ્ટી કરવાથી હાથ અને કપડાં ધુળવાળા કે કાદવવાળા થાય તો તે શી રીતે વૈદ્યકનો ધંધો કરવાને દવા બનાવી શકે!!! કદાચ જવાબ મળે કે હમારે હાથ દુખાવવા, દાઝવા, કે લુગડે છાંટા ઉરાડવાની કાંઈ જરૂર નથી. હમારે માટે ફારમસી (દવા વેચનાર) તઈયાર છે. હમારે મહેનત કરવાની કાંઈ જરૂર નથી તેવાઓને હમે એટલુંજ કહીએ છીએ કે ફારમશી તો બજારનું પકવાન છે પણ હાથની રસોઈ જેવો સંતોષ તે આપી નથી શકતી. હોટલોમાં જમો કે લોજમાં ભલે જમો પણ પણ ઘરની રશોઈની વાત તો ન્યારીજ છે. ખેર ગમે તેમ હોય તે વાતમાં વધતાં વિષાન્તર થવાના ભયથી હમે પાછા વળીએ છીએ અને હમારો ખાસ ઉદ્દેશ એટલોજ છે કે આ હમારી આયુર્વેદ નિબંધમાળાથી એટલું તો થશેજ કે જો નિંબંધમાળા ધ્યાન દઇને વાંચવામાં આવશે તો હું ખાતરીથી કહું છું કે હમારા લઘુ બંધુઓ (જેઓને રાજ-વૈદ્યો ઉંટવૈદ્ય કહીને બોલાવે છે) જરૂર વૈદ્ય થશે. વૈદ્યો વૈદ્યરાજ બનશે. વૈદ્યરાજો આનંદ પામશે અને પોતાનો અનુભવ બીજાને આપવા હમારૂં અનુકરણ કરશે. કારણ કે આખા પુસ્તકમાં અનુ-ભવેલા ઉપાયોજ લખવામાં આવ્યા છે. રાજવૈદ્યો કે જેઓ પૂર્ણ છે તેને આ નિબંધમાળા જેમ વેદાન્તીઓને માટે જગત મિથ્યા છે તેમ રાજવૈદ્યો માટે મિથ્યા છે.

આ નિબંધમાળા મુઝાતા વૈદ્યોને માર્ગ દર્શક થાય, વિદ્યાર્થિઓને સહાયક થાય, વૈદ્યોનો ભોમીઓ થાય અને વૈદ્યરાજોને આનંદ તથા ઉત્સાહ આપનારી થાય એટલોજ હમારો ઉદ્દેશ છે.

હમારા દેશમાંથી અસંખ્યાત વૈદ્યરાજો પોતાના અનુભવને સાથે લઈ ગયા છે! અને હજુ કેટલાકોએ સાથે લઇ જવા માટે વૈદ્યકવિદ્યાના પોતાના અનુભવના પોટલાં બાંધી રાખેલા છે, તેઓ હમારા કિંચીતમાત્ર પ્રસ્થાનને જોઇ પોતાના અનુભવને પોતાની સાથે નહીં લઈ જાય પણ પોતાના અનુભવનો વારસો પોતાના બંધુઓને આપી જાય એટલોજ **આ આયુર્વેદ નિબંધમાળા લખવાનો હેતુ-મુદ્દો કે ઉદ્દેશ છે. किमधिकम सुज्ञेषु.**

## સૂચના.

હમારા વૈદ્ય બંધુઓને જણાવવાનું કે આ નિબંધમાળામાં લખેલા તમામ ઓશડ પૈકી કોઇપણ ઔષધ હમારે ત્યાં વેચાતા નથી. (જો કે તમામ ઔષધો તૈયાર છે) કેમકે હમારૂં ખાસ માનવું છે કે **ઔષધો વેચનારા વૈદ્યો રોગ સારા કરી શકતા નથી અને રોગો સારા કરનાર વૈદ્યો ઔષધ વેચતા નથી.** માટે હમારી પાસે કોઇપણ વૈદ્યે ઔષધો વેચાતા લેવાને પત્રો લખવા નહીં. આ પુસ્તકમાં લખ્યા પ્રમાણે ઔષધો બનાવો અને વાપરો જરૂર લખ્યા પ્રમાણે ફાયદો થશે.

તેમ કેટલાક નિરર્થક પશ્નો કરી નકામો શ્રમ આપે છે તેને જવાબ આપીશું નહીં. પણ વાસ્તવિક શંકાઓ હશે અને જવાબ માટે ટીકીટ બીડશે તો અવકાશ પ્રમાણે જવાબ આપીશું. अलमिति विस्तरेण विपश्चिद्वरेषु किमधिकम् ।

ગ્રંથકર્તા.

# आयुर्वेद निबंधमाळा-भाग २ जो.

## अनुक्रमणिका.

# શ્રી સુરત વૈદ્યશાળાના નિયમો
## અને
## પઠણ પદ્ધતિ.

### વિદ્યાર્થીના નિયમો.

૧. આ શાળાનું નામ "**શ્રી સુરત વૈદ્યશાળા**" રાખવામાં આવ્યું છે.

૨. વિદ્યાર્થીઓને ભણવાનાં પુસ્તકો શાળા તરફથી મફત આપવામાં આવશે.

૩. કોઇ પણ વિદ્યાર્થી પાસે લવાજમ કે ફી લેવામાં આવશે નહિ; પરંતુ ભોજનની અને રહેવાની ગોઠવણ તેણે પોતાને ખરચે કરવી પડશે.

૪. વિદ્યાર્થીની ઉમ્મર ઓછામાં ઓછી ૧૧ અને વધુમાં વધુ ૧૫ વર્ષની હોવી જોઇએ.

૫. વિદ્યાર્થીને ગુજરાતી પાંચમા ધોરણ સુધીનું જ્ઞાન હોવુંજ જોઇએ, તેમાં ખાસ કરીને ગુજરાતી તથા બાળબોધના વાંચનની પરીક્ષા લેવામાં આવશે.

૬. વિદ્યાર્થીએ દિવસ ઉગતા પહેલાં શૌચવીધિથી પરવારી, દિવસ ઉગતાંજ સંધ્યા પ્રાણાયામમાં જોડાવવું પડશે

૭. વ્યસની, દુરાચારી, શરીર તથા મનનો મેલો, કૂચેષ્ટાવાળો, ગુરૂની આજ્ઞાનું ઉલ્લંઘન કરનાર, દ્વેષી, ઇર્ષાળુ, હિંસા કરનાર, જૂઠું બોલનાર, ચોરી કરનાર, વ્યભિચારની વાતો કરનાર, ભુંડું બોલનાર અને ભીખ માંગવાની ઇચ્છા રાખનાર તથા એવાં એવાં કોઈ પણ અપલક્ષણવાળા વિદ્યાર્થીને, એક માસમાં સુધરવાનો

ઉપદેશ કરવામાં આવશે. ફરી એક માસ દેખરેખ રાખવા છતાં જે વિદ્યાર્થી નહિજ સુધરે તેને શાળામાંથી વગર વિલંબે દૂર કરવામાં આવશે.

૮. ખરા કારણુ સિવાય કે તેના માબાપ અથવા વાલીના પત્ર સિવાય, કોઇ પણ વિદ્યાર્થી ગેરહાજર રહી શકશે નહિ. જેને જેટલા દિવસની રજા મળી હોય તેણે તેટલાજ દિવસની રજા પૂરી થએ, હાજર થવુંજ પડશે. વગર રજાએ જનાર કે રહેનારને ફરી દાખલ કરવો કે નહિ ? તે હમારી મરજીપર છે.

૯. દરેક વિદ્યાર્થીએ ઓછામાં ઓછા પાંચ અને વધુમાં વધુ દશ શ્લોક દરરોજ મુખપાઠ કરવા પડશે, પરંતુ જે વિદ્યાર્થી આખા દિવસમાં પાંચ શ્લોક પણ તૈયાર નહિ કરી શકે અને આગળનું ભણેલું પાછળથી ભૂલતો જાય એવા મંદબુદ્ધિવાળા અગર બેદરકાર વિદ્યાર્થીને શાળામાંથી દૂર કરવામાં આવશે.

૧૦. દરેક વિદ્યાર્થીને અર્થ સાથે શાસ્ત્રનું, વનસ્પતિ તથા વસ્તુઓની ઓળખાણનું, ઔષધોની બનાવટનું તથા દવા વાપરવાની રીતનું અમારા લાંબા અનુભવથી સિદ્ધ કરેલું પૂરેપૂરું જ્ઞાન, વગર સંકોચે આપવામાં આવશે.

૧૧. જે વિદ્યાર્થીઓ છ માસિક પરીક્ષામાં પ્રથમ અથવા બીજે નંબરે પાસ થશે તેને તેની યોગ્યતા પ્રમાણે અને વૈદ્યકશાળાની શક્તિ પ્રમાણે, શિષ્યવૃત્તિ (સ્કૉલરશિપ) આપવામાં આવશે તથા પાસ થએલા વિદ્યાર્થીઓને વૈદ્યક પુસ્તકોનાં ઇનામ આપવામાં આવશે.

૧૨. કોઇ પણ સદ્‌ગૃહસ્થ આ શાળાના વિદ્યાર્થીઓને માટે વૈદ્યકના પુસ્તકોની ભેટ તથા સ્કૉલરશિપ આપશે, તો તેનો ઉપકાર સાથે સ્વિકાર કરવામાં આવશે.

૧૩. શાળાના નિયમ પ્રમાણે જે વિદ્યાર્થી સંપૂર્ણ અભ્યાસ કરશે, તેની છેવટની પરીક્ષા લઈ શાળા તરફથી સરટીફીકેટ આપવામાં આવશે.

૧૪. શાળાના વિદ્યાર્થીઓ સંપૂર્ણપણે શાળાના અધિકારીની દેખરેખ નીચે રહેશે, છતાં શાળામાં કે અન્ય સ્થળે, કોઇ પણ જાતનો ગુન્હો કરશે તો તેના જવાબદાર શાળા કે અધિકારી ગણાશે નહિ.

૧૫. કોઇ પણ વિદ્યાર્થીને શાળામાં દાખલ કરવો કે નહિ ? તે હમારી મરજી ઉપર છે. કારણ જણાવવાને હમે બંધાતા નથી.

૧૬. સદરહુ નિયમમાં તથા અભ્યાસક્રમમાં વધારો ઘટાડો કે ફેરફાર કરવાની સત્તા, શાળાના અધિકારીએ સ્વાધીન રાખી છે.

સુરત.
ધીઆશેરીનો ટેકરો,

શા૦ તિલકચંદ તારાચંદ વૈદ્ય.
વ્યવસ્થાપક અને માલીક

# પઠણ પદ્ધતિ યાને અભ્યાસ ક્રમ.

## પ્રથમ વર્ષ.

૧. નિત્યકર્મ—સંધ્યા, પ્રાણાયમ, હવન.
૨. નીતિ—સભ્યતા, વ્યવહારીકજ્ઞાન આદિ પરચુરણ.
૩. અષ્ટવિધ પરીક્ષા—ગુજરાતી કવિતામાં (વૈદ્ય તિલકચંદ કૃત)
૪. નિઘંટ—ભાવપ્રકાશનો ગડુચ્યાદિ, વનસ્પતિના પ્રત્યક્ષ પરીચય સહીત.
૫. સારંગધર—પૂર્વ તથા મધ્ય ખંડ, અર્થ સહીત.
૬. ચુર્ણો અને ગુટીકાઓની બનાવટ.

## વર્ષ બીજું.

૧. નિદાન—ભાવપ્રકાશ અથવા માધવ નિદાનમાંથી અર્થ સહીત.

૨. **ચિકીત્સા**—સારંગધરનો ઉત્તર ખંડ તથા યોગ ચિંતામણી અર્થ સહીત.

૩. **શોધન**—ધાતુ, ઉપધાતુ, વિષ ઉપવિષ આદીનું યોગ્ય પુસ્તકમાંથી તથા અનુભવસિદ્ધ.

૪. **બનાવટ**—ધાતુમારણ, ગુગળો, અવલેહો, આસવો, અરિષ્ટો, ધૃતો, તેલો વિગેરે.

૫. **શારીર**—સુશ્રુતમાંથી

## વર્ષ ત્રીજું.

**વિશેષ ક્રિયા**—ભાવપ્રકાશનો પૂર્વ ખંડ તથા રસરત્ન સમુચ્ચય અર્થ સહીત રસાયનની બનાવટો, યંત્રો, પુટો વિગેરેનો પ્રત્યક્ષ પરીચય અને પ્રત્યક્ષ રોગી પરીક્ષા તથા રોગી પરીચરીયા અને આરોગ્યશાસ્ત્રના મૂળ સિદ્ધાંતો ઉપર વિવેચન અને નિબંધો.

## વર્ષ ચોથું.

**સુત્રસ્થાન**—વાગભટનું તથા ભાવપ્રકાશનો ઉત્તર ખંડ અર્થ સહીત, ચામડીના દરદોની પીછાન અને તેના ઉપાયો, મલમપટ્ટાઓ વિગેરે વિગેરે.

## વર્ષ પાંચમું.

ચરક, સુશ્રુત, વાગભટ્ટ વિગેરે આયુર્વેદને લગતા સાહિત્યોનું વાંચન તથા જુદા જુદા રોગો ઉપર ભાષણો, લેખો અને વિવાદો.

સુરત-ચીઆસીરીનો ટેકરો,
વિક્રમ સંવત ૧૯૭૬ સને ૧૯૨૦ }

**શા. તિલકચંદ તારાચંદ વૈદ્ય**
**વ્યવસ્થાપક તથા માલીક.**
**શ્રી સુરત વૈદ્યશાળા.**

# आयुर्वेद निबंधमाळा–भाग २ जो.

## निबंध १ लो.



# वैद्य विजय.*

### ॥ मंगलाचरण ॥

**અનુષ્ટુપ છંદ.**

વંદું જગત્પતિ સ્વામિ વિભુ કલ્યાણ કારક;
વંદું સર્વજ્ઞ સર્વાત્મા પ્રભુ જગદુદ્ધારક. ૧

**શાર્દૂલ વિક્રીડિત છંદ.**

વંદું વિશ્વપતિ દિયો શુભ મતિ રૂડી ગતિ જ્ઞાનમાં,
દીસે સાર અપાર અદ્‌ભુત કળા વ્યોમાદિ સંસ્થાનમાં;
આકાશે અતિ શોભતા ગૃહ ગણો તેજસ્વિ તેજે ભર્યા,
ચાલે નિમ ધરી સહુ નિજ પથે બારે નિયમો કર્યા. ૨
વૃક્ષો નૌતમ જાતનાં અવનિમાં ઊંચાં દીસે ઓપતાં,
પૂષ્પો છોડલતા તથા તરૂવરો નાના વિધિ શોભતાં;
સંખ્યા સર્વેની કેમ હું કહું કથી વિચારતાં વિસરૂં,
ત્હારી શક્તિ અપાર પાર ન લહું દાસત્વથી કરગરૂં. ૩

---

* વૈદ્ય વિજય નામનો મોટો ગ્રંથ કવિતામાં રચવા માંડેલો છે, તેમાંથી વિદ્યાર્થીઓનાં પ્રથમ પુસ્તક તરીકે ચલાવવા માટે બે અધ્યાય છપાવેલા, તે વૈદ્યશાળાના વિદ્યાર્થીઓને ભણાવવા માટે ઉપયોગી થાય એવા હેતુથી આ નિબંધમાળાના બીજા ભાગમાં દાખલ કર્યા છે.

## મંદાક્રાન્તા છંદ.

વિશ્વાધારા વિનતિ કરવા વિશ્વમાં એક તું છે,
બીજો કોઇ તુજ વિણુ નથી એમાં આશ્ચર્ય શું છે;
બીજા દેવો ભમતા ભવમાં ઉલટી આશ રાખે,
નિસ્વાર્થે તું જગત જનને સત્યનો માર્ગ દાખે.

## દુર્મિલા છંદ.

કર બ્હાર વિભુ દુઃખમાં ડુબતાં ભવસાગર પાર ઊતાર મને,
મનમાંહી અતિ કિલ્વિષ ભર્યું તરવાનું નથી બલ આતમને;
તુમને વિનતિ કરી એમ વદું બલ બુદ્ધિ દીયો દઢતાજ મને,
જમને જિતવા સતકર્મ કરૂં પછીથી ન ગણું દુઃખ સાગરને.

## છપ્પય છંદ.

કર કરૂણા જગદિશ શિશ નમાવું સ્વામિ,
જગતારણ જગ તાત આપ છો અંતરયામિ;
અલખ અગોચર નાથ વિભુ અજરામર આપો,
કરૂં વિનતિ કરજોડ ટાળ ત્રિવિધના તાપો;
પાપ કાપ સંતાપ હર આપ મતિ રૂડી અને,
ગ્રંથ હું ગુંથુ ભર્યો તે શક્તિ આપો મને.

## મોતિદામ છંદ.

પ્રભુ પરમાતમ પુરણાનંદ, વિભુ અજરામર આનંદકંદ;
તમે કરો સેવકની પ્રતિપાળ, દિયો મતિ ઔષધ જ્ઞાન વિશાળ. ૭
રચ્યું નિજ શક્તિ થકી જગ જેહ, પાર મુની પંડિત પામે ન તેહ;
રહે સુખી સર્વ યુવા વૃદ્ધબાળ, દીયો મતિ ઔષધ જ્ઞાન વિશાળ. ૮

વનસ્પતિ ઔષધિ વૃક્ષ અનેક, કર્યા ગુણ જુજુવા જુજુવા છેક;
ફુલો મુળકંદ ત્વચા તણો તાલ, દિયો મતિ ઔષધ જ્ઞાન વિશાળ. ૯
કરાવવા જગત મહીં ઉપકાર, રહે સુખી જેહ થકી નરનાર;
સુખી સહુ થાય મટે દુઃખ ઝાળ, દિયો મતિ ઔષધ જ્ઞાન વિશાળ. ૧૦
રહે નહી રોગ શરીરમાં રંચ, કરે પરમાણુ મળી જન પંચ;
ફરે સુખી સર્વ થઇ ઉજમાળ, દિયો મતિ ઔષધ જ્ઞાન વિશાળ. ૧૧
શિશુપણું છેક નથી મુજ જ્ઞાન, રહ્યું ઠરી અંતરમાં અભિમાન;
દુઃખી રંક જાણી દુરગુણ ટાળ, દિયો મતિ ઔષધ જ્ઞાન વિશાળ. ૧૨
કરી કરૂણાજ દીયો શુભ પંથ, રચું શુભ વૈદ્ય વિજયનો ગ્રંથ;
રખે પડે ચૂક કરો પ્રતિપાળ, દિયો મતિ ઔષધ જ્ઞાન વિશાળ. ૧૩

## ભુજંગી છંદ.

મહા બુદ્ધિવંતા થયા કૈં કવિઓ, કરી સાંભળી વારતા કે નવિઓ;
નિતિવંતકો સંત થૈ તત્વજ્ઞાની, કરી છે કવિતા બહુ મન માંની. ૧૪
ગીરા ગુર્જરી ગુર્જરી ગુણવાળા, રસો વર્ણવ્યા કાવ્ય છંદો રૂપાળા,
દિસે તર્કમાં ગર્ક છે વાત તાજી, રૂડી કિર્તિ જેથી રહી જગત ગાજી. ૧૫
કરી કલ્પનાં અલ્પના કલ્પ બાંધ્યા, ફરી દેવથી દેવીનાં મંત્ર સાધ્યાં,
પડી લક્ષમાં વાત પોતે ઉતારી, વડી જુક્તિથી તે રચ્યાં કાવ્ય ભારી. ૧૬
કર્યા છંદ તે તો સહુ વિશ્વ જાણે, સુણી શીશ ધુણે મુખે તે વખાણે;
મધુરિ મધુરિ મધુ મિષ્ટ વાણી, કહો પાર ક્યાંથી મળે વાણીપાણી. ૧૭
ભર્યો શબ્દ ભંડાર સમુદ્ર સારો, દિસે આર કે પાર ક્યાંથી કિનારો,
લહે જેહ વસ્તુ મળે મંન જેતું, જડે તર્કથી ખોળતાં તત્વ તેનું. ૧૮
નિતિથી રચ્યાં શાસ્ત્ર સાહિત્ય સારાં, હજો તે કવિને નમસ્તે હમારા,
મતિ હિન બિદ્દીનછું બાળ જ્ઞાની, ક્ષમા દોષ મ્હારા કરો તત્વ જ્ઞાની. ૧૯

નથી કાવ્ય શક્તિ નથી તર્ક શક્તિ, અલંકાર યુક્તિ ન જાણું વિભક્તિ,
તથાપી કૃપા શ્રી ગુરૂ રાજ પામી, કરૂં ગુંથણી ગ્રંથની શિશ નામી. ૨૦



## ग्रंथ प्रयोजन.

### વસંત તિલકા છંદ.

જે જે થયા કવિવરો ગુજરાત મધ્ય,
તે તે ગયા લખિ બહુ રસ કાવ્ય પદ્ય;
નિતિ વધે નિયમથી શુભ કાર્ય કીધું,
કિન્તુ શુભૌષધ ભણી નહિ લક્ષ દીધું. ૨૧

જો સામળે છપયમાં બહુ નિતિ ભાખી,
વેદાન્ત વાક્ય લખિ અખે મણા ન રાખી;
જ્ઞાને નિમગ્ન થઇ અમૃત પાન પીધું,
કિન્તુ શુભૌષધ ભણી નહીં લક્ષ દીધું. ૨૨

પ્રિતિ ભર્યાં પ્રિયતમેજ રચ્યા રૂપાળા,
શૃંગાર વરણુન કર્યાં વ્રજવાસી બાળા;
બાળા રસો વરણવી, સુખ માની લીધું,
કિન્તુ શુભૌષધ ભણી નહીં લક્ષ દીધું. ૨૩

જૈનિ કવિ કવિત્વથી સમકિત પામે;
પ્રાક્તન જન્મ કૃત ફળો દુઃખ દેહ વામે,
વૈરાગ્ય પામી મન કર્મથી રૈઝ લીધું,
કિન્તુ શુભૌષધ ભણી નહીં લક્ષ દીધું. ૨૪

નિતિ થકી ગુણ વધે સુખ સર્વે ઠામે,
છંદો રચ્યા રસ ભર્યા દલપત્તરામે;
પોતે કવિશ્વર થઇ શુભ કાર્ય કીધું,
કિન્તુ શુભૌષધ ભણી નહીં લક્ષ દીધું. ૨૫

## શાર્દૂલવિક્રીડિત છંદ.

પ્રેમાનંદ પુરાણ ભારત રચ્યું પાન્ડુ તણી ખ્યાતમાં
રામાયણ રસરૂપ તે ગીરધરે છંદો કર્યા નાટયમાં;
એ આદિ ગુજરાતમાં બહુ થયાં કાવ્યો રૂડી ભાતમાં,
દીધું લક્ષ નહીં અરે કવિ વરે વૈદ્યો તણી વાતમાં. ૨૬

---

## ઉદ્દેશ.

### ઇંદ્ર વિજય છંદ.

કવિતા કરીને કીરતિ ઉચરૂં,
ગુણ ગાઊં કદિ ગુણવંત તણા;
પ્રતિ બોધ કરૂં કોઇ મ્હાજનને,
મળે નામ ઇનામ કે ગામ ઘણાં;
પરને ઉપકાર થશે ન કદી,
યદિ દ્રવ્ય મળે કે મળે દક્ષણા;
પર પીડ હરી ફરી સુખ દીયે,
રચના કરૂં ગ્રંથ રહે ન મણા. ૨૭

### ઝુલણા છંદ.

ગુંથણી ગ્રંથની ગુંથવા મન કરૂં,
અતિ ધરૂં હામ છે કામ મોટું;
એક ઉપદેશ મમ ગુરૂ તણો મન વસ્યો,
અવર ઢંઢ્રાણુને જાણું ખોટું;
પરને પીડા સમુ પાપ જગમાં નથી,
પુન્યકો હરણ પર દુઃખ જેવું;
તાપ તનના સમે વ્યાધિને તે દમે,
આદરૂં ગ્રંથનું રૂપ એવું. ૨૮
વિષય વૈદ્યક તણો વિસ્તર્યો અતિઘણો,
ઋષી મુનિ દ્વારના ગ્રંથ ઝાઝા;
ભાષા સંસ્કૃતથી સંસ્કાર તે પામિયા,
કાવ્ય રસ જામિયા મોટી માઝા;
ચરક સુશ્રુત હારિત માધવ વળી,
વાગ ભટ ભાવ મિશ્રે વખાણી;
કૈ કવિ થઇ ગયા ગ્રંથ તેના રહ્યા,
કાવ્ય વિચિત્ર વિચિત્ર વાણી. ૨૯
ભાષ્ય તેનાં થયાં ભાષા ગુજરાતિમાં,
ગદ્યમાં વરણવ્યા ગુણ ભારી;
પણ નહીં તેહ અભ્યાસથી મુખ ચઢે,
બહુ પડે શ્રમ હ્રદે જો વિચારી;
પદ્યમાં થાય તો રસ બહુ ઉપજે,
સુખથી થાય જીર્ણાગ્ર સર્વ;

એમ જાણી કવિતા કરૂં રસભરી,
ટાળવા દુષ્ટ રોગાદિ ગર્વ. ૩૦

## હરિગીત છંદ.

કવિતા સહુને કરગરી કરૂં વિનતિ લ્યો લક્ષમાં,
રસ ભંગ કે ગણુ દોષ નિરમળ બુદ્ધિથી કરજો ક્ષમા;
પરમાર્થ બુદ્ધિએ રચ્યું ગુણવંત ગ્રંથ ગુણે ભર્યો,
મુજ શ્રમ સફળ ત્યારે થશે યદિ એક નર દુઃખથી તર્યો. ૩૧
દીસે ઘણા રસ ખુદરતી નવ રંગ ભૂમિ જામિયો,
બહુ વિધ વનસ્પતિ તૃણુ લતા ફળ દેખી આનંદ પામીયો;
છે જુજવા ગુણ તેહના આશ્ચર્ય રૂપે રસ ઠર્યો,
મુજ શ્રમ સફળ ત્યારે થશે યદિ એક નર દુઃખથી તર્યો. ૩૨
જીહ્વા ત્વચા વિચાર નાડી જ્ઞાન મળ મુત્રો તણું,
શબ્દ સ્પર્શ ને રૂપની કરવા પરિક્ષા તે ભણું;
એમ અષ્ટ વિધ કરવા વિવેચન લક્ષ મુજ મનમાં કર્યો,
મુજ શ્રમ સફળ ત્યારે થશે યદિ એક નર દુઃખથી તર્યો. ૩૩
રોગો તણા વિચાર સાધ્યા સાધ્ય ઓળખ આપવા,
કહ્યું કાળ જ્ઞાન પ્રસસ્થ પુરણુ ભાન વૈદ્યોને થવા;
રસ ધ તુ મળ ક્ષય વૃદ્ધિ એ ગુણ દોષ શું તે મન ધર્યો,
મુજ શ્રમ સફળ ત્યારે થશે યદિ એક નર દુઃખથી તર્યો. ૩૪
રોગો તણાં નીદાન સંખ્યા લક્ષણો તેનાં લહું,
બસ્તી વિરેચન વમન વિધિયો નસ્ય આદિની કહું;
કહું ડાગ પોત વિધાન જેવો આર્ષ ગ્રંથે આચર્યો,
મુજ શ્રમ સફળ ત્યારે થશે યદિ એક નર દુઃખથી તર્યો. ૩૫

કહું પંચ પંચ કષાય પ્રથમે અંગ રસ ગ્રહી તણા,
વળી શીત ફાંટને કલ્ક પંચમ કવાથના વિધિયો ઘણા;
વળી ચુર્ણ ગોળી તૈલ ઘૃત અમૃત તણે ઝરણે ઝર્યો,
મુજ શ્રમ સફળ ત્યારે થશે યદિ એક નર દુઃખથી તર્યો. ૩૬

સુવર્ણ ચાંદી આદિ ધાતુ સમ ને ઉપ ધાતુઓ.
કરી શુદ્ધિ સંસ્કારે ફરી મારો ટળે ઉપાધીઓ;
વિધિવત્ત ભસ્મ રસાયને દુઃખ રોગ ભયથી ઉગર્યો,
મૂજ શ્રમ સફળ ત્યારે થશે યદિ એક નર દુઃખથી તર્યો, ૩૭

જેમ વ્યાધી શત્રુની ફોજમાં હથીયાર ઔષધ કર ગ્રહી,
જે સુભટ વૈદ્ય ભડવીર યોદ્ધા અરી દળ મધ્યે રહી;
કરી ચૂર્ણ વ્યાધી ફોજ પામે વિજય રસ મેં આદર્યો.
મૂજ શ્રમ સફળ ત્યારે થશે યદિ એક નર દુઃખથી તર્યો. ૩૮

## મનહર છંદ,

ખંડખોર ખંડથી અખંડ ત્રાસ વરતાવે
રાજા દંડ કરી દુઃખ પ્રજા તણાં ટાળે છે,
કામ ક્રોધ લોભ આદિ અંતરના ખંડખોર
તેને યોગીરાજ જ્ઞાન શાંતિ થકી બાળે છે;
નિતિ રિતિ પ્રિતિ ભિતિ તજી અનિતિયે ચઢે
તેને ગુરૂ રાજ ધર્મોપદેશથી વાળે છે,
રાજા યોગી ધર્મ ગુરૂ કે પ્રજા રાગે પીડાય
વૈદ્યરાજ ઔષધથી સંકટ પ્રજાળે છે, ૩૯

## वैद्य लक्षण

### શાર્દૂલ વિક્રીડિત છંદ.

આયુર્વેદ વિચારજે ગુરૂ થકી નિશ્ચે કરીને ભણ્યો.
વેત્તા સર્વ ક્રિયા તણો કુશળ તે ધીમંત સુરો ગણ્યો.
ઉદ્યોગી મુખમિષ્ટ વાણી વદતો નિર્લોભ શાંતિ ભર્યો,
સાધ્યા સાધ્ય વિચારી ઓષધ દીયે સદ્વૈદ નિશ્ચે ઠર્યો. ૪૦

## निषेध वैद्य

### ઉપજાતિ છંદ.

મેલો મૂખે કર્કષ વાણી બોલે,
ગર્વિષ્ટ ગ્રામિણ કુઠાર તોલે
આવે કદાપી અણ તેડવાથી
ધન્વંતરી તો પણ કાળ ભાથી ૪૧

## रोगी लक्षण

### તોટક છંદ.

ધરિ ધૈર્ય અને વિસવાસે રહે, નિજ વિતિ હકીકત સર્વ કહે.
કરી પથ્ય રહે વશ વૈદ્ય તણે, દુઃખ શાંતિ થયે ઉપકાર ભણે; ૪૨
નથી જો ગયો વર્ણ શરિર તણો, રહે ઈંદ્રીય નિગ્રહ રોગી ઘણો;
કહે વૈદ્ય યથા વિધિ તેમ કરે, નકિ ઓષધ યોગ્ય તે રોગી ખરે. ૪૩

## वैद्यनुं कर्तव्य

### પ્રમાણીકા

સુવૈદ્ય કાર્ય એટલું કે જોર વ્યાધી કેટલું,
કરીજ સિદ્ધ રોગને પછી વિચાર યોગને. ૪૪
સમાય રોગ જેહવો ઉપાય આપ તેહવો,
ક્રિયા અસાધ્યે વ્યર્થ છે ન રક્ષવા સમર્થ છે. ૪૫

## अथ अष्टविध परीक्षा.

### દોહરો.

સાધ્યા સાધ્ય વિચારવા ધારવા ભૈષજ ધર્મ;
વાંચો વાત વિચારીને કહું અષ્ટવિધ કર્મ. ૪૬

## दूत परीक्षा.

### છપય છંદ.

વૈદ્ય બોલાવાં જાય હોય રોગીની જ્ઞાતે,
શ્વેત વસ્ત્ર પરિધાન ગ્રહેલું દ્રવ્યજ હાથે;
ખાધું હોય તાંબુલ વાણી મિઠી મુખ ભાખે,
દૃઢ ચિત્ત સુશિલ વાહનારૂઢજ રાખે;
ધોળાં ફળફુલહાથમાં ગ્રહિ જાય ભૈષજ ગ્રહે,
શુભ લક્ષણ એ દુતનું રોગ શરિરે ના રહે. ૪૭

સ્ત્રી કે બે જણુ હોય કોય રોગી અંગ હીન,
કરકશ બોલે વાણુ શોકમાં હોયે લીન;
ભગવાં કાળાં વસ્ત્ર રક્ત પહેરેલાં હોય,
મુશળ દંડ જો હાથ આંખમાં આંસુ તોય;
દીન વ્યાકુળ રડતો અને તૈલાભ્યંગ કરી કદી,
કાળ સમો એ દુત કહ્યો ભસ્માગ્નિ સાથે યદી. ૪૮

ભુજંગી છંદ.

યદિ વૈદ્યને તેડવા દૂત વેશે, દિશા દક્ષિણે હાથ બાંધીજ બેસે,
નિચે ઉંચે બેસે યદિ એક પાદે, ઉભો દુત તે નિંદ્ય છે નિર્વિવાદે, ૪૯

સ્ત્રગ્વિણી છંદ.

સૂર્ય દીશા તજે દગ્ધ તેને કહો,
જાય જ્યાં તેજ ધુમિત દીશા લહો;
દિપ્ત દિશ જાણીયે જ્યાં તે વાસો રહે,
પ્રથમ ઇશાન એક પ્હોર શાસ્ત્રો કહે,
દગ્ધ ઇશાનને પૂર્વ ધુમિત છે,
યામ આઠે રહે એહવી રીત છે;
પ્હોર પ્હોરે દીશા એમ બદલાય છે,
પાંચ દિશ શાંતિ ત્રણુ દોષી કહેવાય છે. ૫૧

શાંત દિશ આવી દુત જો કે ઉભો રહે,
વામ દક્ષિણુ રહી મધુર વચનો કહે;
એવા લક્ષણુ થકિ વૈદ્ય યશ પામશે,
રોગી તન તાપ પીડા બધી વામશે. ૫૨

દગ્ધ ક્ષુભિત દિશા મહીં જો કદી,
પુઠેથી આવી દુત વાક્ય બોલે યદિ;
દુત નિષેધ રોગી નહીં જીવશે,
જીવે તો પણ નહીં યશની પ્રાપ્તિ થશે. ૫૩

### ઉપજાતિ છંદ.

લે મુખે અક્ષર તે ગણીજે, સંખ્યા સહુ અર્ધજ ભાગ કીજે;
બાકી વધે શું ત્રણ ભાગ દીજે, શુન્યેજ મૃત્યુ પ્રથમે ન બીજે. ૫૪

### વસંતતિલકા છંદ.

પ્રશ્નાક્ષરો દુત તણા ગણી યુક્તિયેથી,
કીજે પછી ત્રણ ગણા મુળ અંક જેથી;
બાકી વધે ગણીત આઠજ ભાગ દેતાં,
મૃત્યુ થશે સમથી વિષમ સુખ છે ત્યાં. ૫૫

## ૨. अथ स्वप्न परीक्षा.

### ચામર છંદ.

જો કદાપી સ્વપ્ન માંહે ન્હાય તેલ દુધથી,
ઘી થકિ કરે જો સ્નાન માન વાત યોગથી;
શ્યામ વસ્ત્ર પ્હેરી નારી શ્યામ ચંદને હશે,
સ્વસ્થને થશેજ રોગ રોગી મૃત્યુ પામશે. ૫૬
ક્ષૌર કર્મ જો કરે કે દેખે દ્રષ્ટ લગ્નને,
આપ ઘેર નાચ રંગ થાય છે ખુશી મને;

ઝાડ પ્હાડ આદિ ઊંચે સ્થાનથી પડે ધશે,
સ્વસ્થને થશેજ રોગ રોગી મૃત્યુ પામશે. ૫૭
ક્ષૌરના કરેલ નાગા જોગી કે ગોસાંઇ કો,
કાળી લાલ પાઘ શીશ હાથ પાશ હોય
હાથ ખડ્ગ ભાલા ધારી જેની પાસે આવશે,
સ્વસ્થને થશેજ રોગ રોગી મૃત્યુ પામશે. ૫૮
કાન નાક હીન પાંગળો કે હોય કુબડો,
બાંધનાર ચોરને કે મારનાર સેવડો;
ભેંસ ઊંટ કે ગધેડે બેસી પુંઠે લાગશે,
સ્વસ્થને થશેજ રોગ રોગી મૃત્યુ પામશે. ૫૯
અન્ન પકવ લોહ તીલ લાભ એહનાં થશે,
તેલ દારૂ પાન કીધ નેત્ર બેઉએ જશે;
આગમાં બળે કે નીરે ડુબે શ્વાન કર્ડશે,
સ્વસ્થને થશેજ રોગ રોગી મૃત્યુ પામશે. ૬૦

## શાર્દૂલવિક્રીડિત છંદ.

લીલાં ઝાડ સુમ્હેલકે ગિરિ તણા ઊંચા શિખરે ચઢે,
વિષ્ટાથે નિજ અંગ લેપન કર્યું સ્વમૃત્યુ પોતે રડે;
રાજા હાથી સુવર્ણ ગૌ હય અને બેલો બહુ દેખશે,
નિરોગી ધન લાભ સંપત્તિ લહે રોગી નિરોગી થશે. ૬૧
બેસે ધોળા વૃષભ કે ગજ પરે ઊંચે સ્થળે જો જમે,
નાવે બેસી નદી તરે અને વળી અગમ્યા સ્ત્રી શું રમે;
સાગર જાય તરી અને મનુષ્યનું માંસ કદિ ભક્ષશે,
નિરોગી ધન લાભ સંપત્તિ લહે રોગી નિરોગી થશે. ૬૨

રાતાં ઉજ્વલ રંગનાં અને વળી પીળાં સુવસ્ત્રો ધરી,
રાતાં ઉજ્વલ પીત ચંદન કરી દેખે યદિ સુંદરી;
મિત્રો ઇંદ્રિ નરેન્દ્રને સજીવન્જો સ્વપ્ના મહીં દેખશે,
નિરોગી ધન લાભ સંપત્તિ લહે રોગી નિરોગી થશે. ૬૩

કન્યા ચક્ર રથ ધ્વજા ફળ ભર્યાં વૃક્ષોના વૃંદો બહુ,
માળા પુષ્પ તણી અને દિપકના લાભો થયા તે કહું;
અગ્નિ ધુમ્ર રહિત નજરે પડે કે તીર્થ મોટાં હશે,
નિરોગી ધન લાભ સંપત્તિ લહે રોગી નિરોગી થશે. ૬૪

દેખે મંડલ ચંદ્ર સૂરજ તણા કે દુધ તાજું પીયે,
મચ્છર સર્પ જળો ડશે ભમરિયો પાર નદી પામીયે;
કિચડ મિશ્રિત પાણીમાં થઇ કરી પેલે કીનારે જશે,
નિરોગી ધન લાભ સંપત્તિ લહે રોગી નિરોગી થશે. ૬૫

## ૧ નાડી પરીક્ષા.

### ઉપજાતિ છંદ.

ઘેરાયલું રોગથી અંગ જેનું, કરો સુબંધો નિદાન તેનું,
તંતુકી મૂત્ર મળ જીભ ચાર, શબ્દ ત્વચા રૂપ અને આકાર. ૬૬
કોપેલ દીસે કફ પિત વાત, દોષ કયો અલ્પ અધિક માપ,
જ્ઞાનાર્થે કીજે નાડી પરિક્ષા, આદ્યન્ત તેની કરવી નિરિક્ષા. ૬૭
તારો વિણાના બહુ રાગ બોલે કળાવતો જંત્રજ દાવ ખોલે,
તેમજ વૈદ્યો ધમનિ તપાસે, અભ્યાસથી સ્પષ્ટજ રોગ ભાસે. ૬૮

નાના કુપથ્યે મળકોપ પામે, રોગો બધાનું મુળ એક ઠામે,
નિદાનનો અર્થજ રોગ જાણો, રોગો તણો અર્થ નિદાન માનો. ૬૯
જે વૈદ્ય નાડિ જીભ મુત્ર જોય, તેનેજ રોગો તણું ભાન હોય,
કરે ચિકિત્સા નહીં સર્વ ઠામે, રોગી મરે વૈદ્ય યશને ન પામે. ૭૦

વ્યાધિ બળાબળ ને દેશકાળ, જોઇ વિચારે દુઃખરૂપ માળ,
પછી ચિકિત્સા કરશે વિચારી, તે વૈદ્ય પામે યશ કિર્તિ ભારી. ૭૧
અંગુષ્ટ જે દક્ષિણ હાથ કેરો, મારે અધો ભાગજ નાડી ફેરો,
દાક્ષણ હાથે કરી સ્પર્શ તેનો, જાણો ત્રિદોષે નકિ રોગ એનો. ૭૨

એકાગ્ર ચિત્તે મન શાંત રાખો, દક્ષિણ હસ્તે ધમનિજ દાખો,
સ્રીયો તણા રોગ નિદાન કાળે નાડીજ ડાબા કરની નીહાળે. ૭૩
ગ્રહિ ગ્રહીને ત્રણવાર મૂકો, નાડી પરિક્ષા કરતા ન ચૂકો,
મન બુદ્ધિ તર્કે લેજો વિચારી, ઉત્પત્તિ રોગો તણી સર્વ સારી. ૭૪

ત્રણ અંગુલિએ સ્પર્શજ કીજે, કફ પિત્ત વાયુ નકિ જાણી લીજે,
મંદજ મધ્ય અતિ તીવ્ર જાણો, ત્રીદોષનાં લક્ષણ એ પ્રમાણો. ૭૫
બે બે મળે દ્વંદજ ત્યાં કહીજે, ત્રીદોષ ત્યાં જો તરણે લહિજે;
સાધ્ય અસાધ્ય અને કષ્ટસાધ્ય, નાડી બતાવે સહુ તે અબાધ્ય. ૭૬

નાડી બતાવે યદિ રોગી આવી, લક્ષણ તેનાં દઉં છું બતાવી,
મળ મૂત્ર વેગાદિકના ભરેલા, અભ્યંગ તૈલાદિકનાં કરેલા. ૭૭
નિદ્રા મહિંથી યદિ ઉઠી આવે, સ્નાન કરી કોઇ નાડી બતાવે,
ભુખ્યો હશે કે અન ખાધું હોય, લાગી તૃષા નીરની મંન તોય. ૭૮
કામાતુરો કે ભયભીત અંગે, મન વાતમાં કે નારી પ્રસંગે,
એવા નરોની નહિ નાડી જોવી, જોઇને શું ફોકટ કીર્તિ ખોવી. ૭૯

શ્રીયે તણી વામજ હસ્તે પાદે, દિસે રૂઢિ શાસ્ત્રજ નિર્વિવાદે,
પછી અનુભવ પોતા તણો જે, સર્વોપરિ તર્કજ જાણી લીજે. ૮૦
રત્નો તણા જે ગુણ દોષ જાણે, અભ્યાસ તર્કે સહુ તે વખાણે,
ઉપાય બીજો નહીં ચાલે એક, નાડિ પરિક્ષા કરવો વિવેક. ૮૧
વાયુ તણી નાડી બ્રહ્મા સ્વરૂપે, પિત્ત દોષ કોપે શંકર રૂપે,
કફ નાડી જાણો વિષ્ણુ સ્વભાવે, ત્રિદોષ દેવો ત્રણથી બતાવે. ૮૨
અગ્રે વહે વાતજ નાડી જાણો, મધ્યે વહે પિતજ તે પ્રમાણો,
અંતે વહે છે કફ વ્યાધિ નાડી, રૂપો કહું ભિન્નજ તે પછાડી. ૮૩
વાંકી ગતિ વાયુની નાડી ચાલે, કુદે પડે પિત્ત ગતિ ઉછાળે,
મંદ ગતિથી કફ રોગ દીસે, ત્રિદોષમાં તીવ્ર ગતિ અતિશે. ૮૪

## શાર્દૂલવિક્રીડિત છંદ.

ચાલે સર્પ જળો તણી ગતિ અતિ વાયુ તણા વેગમાં,
કાગા મંડુક તિતરો સમ ચલે પિત્તો તણા યોગમાં;
રાજા હંસ કપોત કુક્કટ સમિ શ્લેષ્મ ગતિએ સહી,
સન્નિપાત ત્રિદોષમાં સહુ મળે એકે અધૂરી નહીં. ૮૫

## ભુજંગી છંદ.

દિસે તિર્જની પાસ વાયુની રીતે, વહે મધ્યમાં આંગુલી પાસ પીત્તે,
કફાધિક્ય અનામિકા પાસ જાણો, ત્રિદોષે ત્રણે આંગુલીને વખાણો. ૮૬
ગતિ સર્પને દેડકાનીજ ચાલે, વળી વાંકીને કુદતિ સ્પષ્ટ હાલે,
વહે મધ્યમાં તિર્જની હેઠ જ્યારે, કહો વાયુને પિતની નાડી ત્યારે. ૮૭
જુવો સર્પને હંસની ચાલ જેમ, સ અનામિકા તિર્જની પાસ તેમ;
વહે મંદ વાંકી કરો લક્ષ તેનું, કહો વાયુને શ્લેષ્મ છે મિશ્ર એનું. ૮૮

હશે દેડકા હંસની ચાલ જેમ, ધસે મધ્ય અનામિકા પાસ એમ;
કુદે ઉછળે ને વળી મંદ જેહ, કફાધિક્ય છે પિત્ત જાણોજ તેહ. ૮૯

કુટે કાષ્ટને જેમ પક્ષી સુથાર, વહિ વેગથી તેમ તે વારવાર;
લહો કુદતીને વળી સ્થિર જ્યારે, સન્નિપાત ત્રિદોષનો રોગ ત્યારે. ૯૦

ગતિ નાડિની હોયજો એક રીતે, સુખિની વહે ત્રિશને ત્રિશ નિત્યે;
વહી સ્થિરથી તીવને સ્થિર થાય, લહી મૃત્યુ રોગી યમદ્વાર જાય. ૯૧

ફુલેલીને ગંભીર તે માંસ વાહી, રહે ઉષ્ણ જલદિ વહે તાવ માંહિ;
હશે કામ કે ક્રોધમાં વેગવાન, ભયભીત ચિંતાતુરે ક્ષીણમાન. ૯૨

જડ ઉષ્ણને રક્તથી પૂર્ણ જાણો, જડ માત્રને આમ વાયુ પ્રમાણો;
વહે વેગથી હલકી અગ્નિ દિપ્તે, રહે સ્થિર વાહી જુઓ તૃપ્તિ યુક્તે. ૯૩

સચાપલ્યતા તે ક્ષુધાતુર પ્રાણી, વહે મંદ ધાતુ ક્ષયી તે વખાણી;
ઘણી મંદ ચાલે કહો અગ્નિ મંદ, વિધિએ કહી નાડિ તીલકચંદ ૯૪



## नाडिनां असाध्य लक्षण.

### શાર્દૂલવિક્રીડિત છંદ.

ચાલે મંદજ મંદ શીથિલ વળી શીથિલ ને વ્યાકુળી,
થાયે વ્યાકુળ ને પછી રહી રહી ધીમી વહે છે વળી;
દેખાયે ક્ષણમાં વળી કર તણા મૂળે ક્ષણે અંગુલી,
સ્થાન ભ્રષ્ટ થઇ વહે વિધવિધે કાળસ્વરૂપે મળી. ૯૫

## ઉપજાતિ છંદ.

ઘણું કરીને સ્થિર નાડિ ચાલે, મધ્યે વળી વિદ્યુત જેમ હાલે;
દીન એક રોગી જરૂર જીવે, બીજે દીને મો'તનું પાન પીવે. ૯૬

## વસંતતિલકા છંદ.

જોતાંજ પિત્ત તણિ ગતિ નાડી જણાય,
મધ્યે વળી કફગતિ અનિલ થાય;
ધીમી પછી વહિ પછી અતિ તીવ્ર થાય,
ચક્રે ચઢે જ્યમ વહે જમપૂર જાય. ૯૭

## નારાચ છંદ.

ઘણીજ કાંપતી વળી દેખાય થોડી હાલતી,
ને મંદ જેવી થાય ને જણાય પાછી ચાલતી;
કે ચાલી મંદ તીવ્ર થાય થાય મંદ એમરે,
અસાધ્ય જાણી છોડવી નથીજ તેને ક્ષેમરે. ૯૮

## દોહરો.

શીઘ્ર વહેમળ કોપમાં, અથવા લાગે શીત,
બીજે દિન મૃત્યુ થશે, એ'વી એની રીત. ૯૯

## ભુજંગી છંદ.

વહે તિવ્ર નાડી ગતિ વાયુ માંહી, વળી શીતથી શીતળા હોય ક્યાંહી,
પસીનો વળી ચીકણો સર્વ ઠામે, જીવે સાત રાત્રી પછી મૃત્યુ પામે. ૧૦૦

## તોટક છંદ

અંગ શીત અને મુખ શ્વાસ પળે, ધમની અતિ તીવ્રને દાહ બળે,
કરીને સુવિચારજ એમ કહ્યું, દિન પંદર આયુષ બાકી રહ્યું. ૧૦૧

## શાલિની છંદ.

વાયુ નાડી બ્હારથી દીસે નાહીં,
અંતર્યામી શીતળા હોય ક્યાંહીં;
જ્ઞાનિ દીસે નાડી મંદ વહીને,
મૃત્યુ પામે ત્રણ રાત્રી રહીને. ૧૦૨

## ભુજંગી છંદ.

વહે નાડી રોગી તણી સૂક્ષ્મ કિમ્વા,
અતિ વેગવાળી ઘણી હોય કિમ્વા;
વહે શીતળા શીતનું જોર ભારે,
તજો વૈદ્ય નાડિ નહી એજ મારે. ૧૦૩

## વસંતતિલકા છંદ.

નાડી વહે કદિ કદિ વિજળી સ્વરૂપે,
દિસે વળી નહિં કદિ યદિ ઝાઝાં રૂપે;
ચૈતન્ય જ્ઞાન ક્ષણમાં ક્ષણમાં ન શુદ્ધિ,
જીવે નહીં બહુ શ્રમે સુવિચાર બુદ્ધિ. ૧૦૪

## શાલિની છંદ.

નાડી ચાલે ઉષ્ણુ વાંકી ગતિએ,
સર્પાકારે વેગવાળી થતિ એ;
કંઠે જેને રોધતો શ્લેષ્મ ભારે,
નિશ્ચે જાણો રોગ રોગીને મારે. ૧૦૫

## માલિની છંદ.

ભુજતિ ભુજતિ ચાલે, ચંચલા તીવ્ર વેગી,
શિતળ શિતળ દીસે નાસિકા શ્વાસ ભેગી;
કઠિણ જિવિત તેનું પ્હોર બે પ્હોર મધ્ય,
નકિ જશે યમદ્વારે વૈદ્ય વિચાર સદ્ય. ૧૦૬

## ઉપજાતિ છંદ.

ત્રિદોષ નાડી અતિ તિવ્ર ચાલે, અગ્નિ સમો તાવ મધ્યાન કાળે,
જીવેજ રોગી દીન એક તેહ, બીજે દીને આવરદાનો છેહ. ૧૦૭

## સ્રગ્વિણી છંદ.

પગ મહીં માત્ર નાડીજ જેની વહે,
શ્રમ કરી હાથમાં બહુ જુવે ના લહે;
બંધ મુખ હોય પણ દંત દેખાય છે,
વૈદ્ય તજ રોગી યમદ્વાર તે જાય છે. ૧૦૮

### માલિની છંદ.

પિત કફ અને વાયુ એકઠા થાય જ્યારે,
એકજ સમય નાડી આશ્રયે જાય ત્યારે;
કદિ કદિ નર એવા યત્નથી સાધ્ય થાય,
અતિ ઘણા નર એવા મૃત્યુને દ્વાર જાય. ૧૦૯



## જ્વરની નાડી.

### પ્લવંગમ છંદ.

વક્ર ચપળને શીત વાત જ્વરમાં વહે,
તીવ્ર સરળની ચાલ પીત જ્વરમાં કહે;
સ્થિર શીતને સ્નિગ્ધ શ્લેષ્મજ્વર જાણીયે,
ચપલ કઠિન જો હોય વાત પિત આણીયે. ૧૧૦
શ્લેષ્મ વાતની માંહે મંદ દીસે કદા,
સ્થિર શ્લેષ્મને શીત પીત શ્લેષ્મે સદા;
એ વિધ નાડીજ્ઞાન શાસ્ત્ર માંહી કહ્યું,
તિલકચંદ મન ધ્યાન ધરી સર્વે લહ્યું. ૧૧૧

### દોહરો.

નાડી હંસગતિ વહે કે ગજગતિ સમાન;
સુખ પ્રસન્ન નિરોગીનું નિશ્ચે કરો નિદાન. ૧૧૨



## ૪. अथ मूत्र परीक्षा.

### ઉપજાતિ છંદ.

રાત્રિ ઘટિકા રહે ચાર જ્યારે, ઉઠાડવો નિશ્ચય રોગી ત્યારે,
કાંસા તથા કાચના પાત્ર મધ્ય, મુત્ર ગ્રહો વૈદ્ય વિચારી સદ્ય. ૧૧૩
આદિ અને અંતની ધાર છાંડો, જ્યાં મધ્ય ધારા તહીં દ્રષ્ટિ માંડો,
સૂર્યોદયે મૂત્રજને તપાસો, રોગો તણા ભેદ બહુ પ્રકાશો. ૧૧૪
ધોળું દિસે વાયુ તણે વિકારે, પિતરકત વરણે પીત હોય જ્યારે,
ફિણ યુક્ત ધોળું કફ રોગ માંહી, દેખાય કાળું ત્રણ દોષ માંહી. ૧૧૫

### છપ્પો.

નીલ વર્ણ કે રૂક્ષ કોપ વાયુની માંહી,
તાંબુલ વર્ણ તૈલ જેવું પિત હોયે જ્યાંહી;
ચિકણું ધોળું જેહ શ્લેષ્મ રોગી તે કહીયે,
રકત વિકારે ઉષ્ણ ચીકણું લાલ લહીયે;
રસ બીજોરાં જેહવું અથવા કાંજી સારખું,
જળ કિમ્ત્રા ચંદન સમું અજ પચ્યું નહીં પારખું. ૧૧૬

### વસંતતિલકા છંદ.

ચોખા તણા ધુવણ જેમ અજીર્ણ મધ્ય,
ધુમ્રો સમું અતિ ઘણું નવ જ્વર સદ્ય;
જે ઉષ્ણ ધુમ્ર પિત મળ્યું પિત વાત જાણો,
ધોળું અને ફીણું મળ્યું કફ વાત માણો. ૧૧૭

### ઉપજાતિ છંદ.

કફ પિત રાતુ બહુ ધાઢું દીસે, જીર્ણજ્વરે પીત રાતું અતિશે;
ત્રિદોષ આપે સહુ ભાત વર્ણ, ધારો વિધિએ સહુ વાત કર્ણ. ૧૧૮

### શાર્દૂલવિક્રીડિત. છંદ.

જો ઇચ્છા મન રોગ નિશ્ચય તણી રાખો તમે એકદા,
પાત્રે મૂત્ર ભરી પછી સળી વતે બિંદુ સુ તૈલે તદા;
બિંદુ તૈલ તણું પડે પ્રસરે જો તે સાધ્ય નિર્વિઘ્નનું,
સ્થિરે કષ્ટજ સાધ્ય ડુબતું કદા મૃત્યુ થશે તેહનું. ૧૧૯

### મદીરા છંદ.

તૈલ ધરો જવ મુત્ર મહીં જશે પૂર્વ દિશા ભણી સાધ્ય ગણે,
દક્ષિણ જાય અતિ જ્વર હોય તથાપિ સુ ઔષધ રોગ હણે;
ઉત્તર તેમ વહે બહુ ક્ષેમ નિરોગી હશે નર એમ કહો,
પશ્ચિમ જાય અતિ સુખ થાય દિશા કહી ચાર વિચારી લહો. ૧૨૦

### દુમિલા છંદ.

જવ બિંદુ સુતૈલ ઇશાનદિશા જશે એકજ માસમાં મૃત્યુ થશે,
નૈઋત્ય વહી મહિં છિદ્ર પડે યમદ્વાર ભણી નકિ શિઘ્ર જશે;
એક માસ મહિં વળી તેહ મરે જવ અગ્નિદિશા ભણી બિંદુ ધસે,
ભલે સાધ્ય તથાપિ ન જીવે કદિ યદિ વાવ્યદિશા ભણી બિંદુ ખસે. ૧૨૧

### દોહરો.

ખડગ દંડ ધનુષ્યનો થાય તૈલ આકાર,
મિશે તે રોગી મરે ઘણા ગ્રંથ મત સાર. ૧૨૨

પદ્મ હાથી કે હંસ સમ ચામર છત્ર સમાન,
બને સરોવર સારખું સાધ્ય લહો ગુણવાન. ૧૨૩
ચાલણી જેવાં છિદ્ર જે થાય તેલની માંહે,
દોષ કહો એ પિતૃનો માગો પ્રભુની સાહે. ૧૨૪

## ઉપજાતિ છંદ.

મનુષ્યકે મસ્તક એ તણોરે, આકાર દીસે ભુત દોષનોરે,
મંત્રાદિ તંત્રે કરી શાંત તેને, પછી દીઓ ઔષધ યોગ્ય એને. ૧૨૫

## દોહરો.

વાત વિકારે સર્પ સમ પિત્તમાં છત્રાકાર,
મોતીબિંદુ કફ રોગમાં ત્રિદોષ ત્રણ પ્રકાર. ૧૨૬

# ૩. મળ પરીક્ષા.

## દોહરા.

ધુમ્ર વર્ણ ત્રુટિત અને ફીણ સહિતે હોય,
બાંધેલો કાળો સદા વાત રોગમાં જોય. ૧૨૭
પીળો ને રાતો જરા પિત્ત વિકારે જાણ,
ધોળો ફીણ મળ્યો મૃદુ કફ વ્યાધિજ પ્રમાણ. ૧૨૮
પીળો તાંબુલ વર્ણનો વાત પિત ગદ તેહ,
શ્યામ પિત ત્રુટેલ તે પિત્ત વાયુ મળ જેહ. ૧૨૯

પીળો કાળો ચીકણો જરા નરમ કફ પિત્ત,
દુર્ગંધી ત્રુટિત અને કાચો અજીર્ણ પીત. ૧૩૦

કાળો પીળો શ્વેતને હોય ગાંઠ સહિત,
બહુ રંગી મળ જેહનો ત્રિદોષે એવી રીત. ૧૩૧

### શાર્દૂલવિક્રીડિત છંદ.

વાતાદિ ક્ષીણ થાય મળને જુવો પીળો ને ગાંઠો મળ્યો,
પીળો દુર્ગંધી મળ્યો કટિ દુખે વાયુજ આમે કળ્યો;
ધોળો દુર્ગંધી જળોદર અહીં કાળો ક્ષય રોગમાં,
મંદાગ્નિ પાતળ લહો ત્રુટિતતે તિક્ષ્ણાગ્નિના જોગમાં. ૧૩૨

### માલિની છંદ.

અરૂણ વરણ પીળો શ્યામને શ્વેત હોય,
ચકચક અતિ ઉષ્ણ માસ જેવોજ જોય;
બહુ વિધ બહુ રંગી ચિત્ર વીચિત્ર દીસે,
તજ તજ તજ ભાઇ મૃત્યુનું પાન પીસે. ૧૩૩



## ૪. શબ્દ પરીક્ષા

### દોહરા.

સ્વર મોટો કફ રોગમાં પિત્તમાં બોલે સ્પષ્ટ,
ઘુર ઘુર બોલે વાયુમાં ત્રિદોષ તરણે કષ્ટ. ૧૩૪



## ૫. રુપ પરીક્ષા

### દોહરો.

ઉષ્ણ અંગ રહે પિત્તમાં, લુખું દીસે વાત,
કફ શીતળને ચીકણું, ત્રિદોષ તરણે ભાત. ૧૩૫



## ૬. જીભ પરીક્ષા

### છપ્પો.

ટંડિ સુકી અને ફુલેલી વાયુ રોગે,
હોય રક્તને કૃષ્ણ પિત્ત વાયુને જોગે;
ચિકણી ધોળી હોય શ્લેષ્મનો રોગજ જાણો,
કંટકવાળી કૃષ્ણ શુષ્ક સનિપાત વખાણો;
દ્વંદ્વજ રોગે જાણવી બેસ્વાદી બેરંગ છે,
ત્રિદોષમાં તરણે મળે જેવો જેનો સંગ છે. ૧૩૬



## ૭. નેત્ર પરીક્ષા

### દોહરો.

રૂક્ષ વર્ણે જે નેત્રને કિંચિત દીસે લાલ,
સ્થિર રહે નહીં બહુ ફરે વાત નેત્રનો તાલ. ૧૩૭

પીળી અથવા લાલ કે લીલી આંખજ થાય,
દીપક દષ્ટે નવ પડે પિત્ત નેત્ર કહેવાય. ૧૩૮
પાણી ભરેલી ચીકણી તેજહીન ને શ્વેત,
તિલકચંદ કફ નેત્ર તે જાણો રોગ સમેત. ૧૩૯
સર્વે દોષ મળે એકઠા લક્ષણ સર્વ સહિત,
ત્રિદોષ તેને જાણજો નેત્ર પરીક્ષા રીત. ૧૪૦



## असाध्य नेत्र.

### છપ્પા.

એક નેત્ર રહે બંધ એક ઉઘાડું દીસે,
ઉઘાડું વિકાળ વાંકડું હોય અતિશે;
નહીં દેખાયે કાંઇ વાંકુ ઉપર ચઢેલું,
દેખે ભયંકર દ્રષ્ટ દ્રષ્ટિ પાસેજ પડેલું;
બહુ બારિક શિરા ફુટે નેત્ર ચેતના હિન છે,
અસાધ્ય મૃત્યુ પામશે જાણો દુઃખમાં લીન છે. ૧૪૧

### દોહરા.

દીસે ભયંકર એક નેત્ર બીજું હોય જો બંધ,
ત્રણ દિવસ તે જીવશે લાગ્યો મૃત્યુ ધંધ. ૧૪૨
રક્ત વર્ણ કાળી જરા દીસે ભયંકર જેહ,
તજો વૈદ્ય નિશ્ચે જશે મૃત્યુ ધામમાં તેહ. ૧૪૩

### ચોપાઈ.

તેજ હીણુને કિંચિત કાળી, વૈદ્ય જુઓ એ આંખો ભાળી,
નકી જાશે યમદ્વારે મરી કરો પરીક્ષા દીલમાં ધરી. ૧૪૪

## ૮. मुख परीक्षा.

### ચોપાઈ.

વાતે મધુર મુખ કડવું પીત,
મધુર ખારૂં કફરોગની રીત;
ઘૃત ભર્યું જેમ અજીર્ણ થયું,
અગ્નિમંદ કશાયજ કહ્યું. ૧૪૫

## ૯. स्वरूप परीक्षा.

### તોટક છંદ.

કર પાદને કેશ તે ફાટી જશે,
અંગ શ્યામ સ્વરૂપ અધિક હશે;
સ્મૃતિ બુદ્ધિ સુચેષ્ટિત મૈત્રિ નહી,
બબડે મુખ પ્રકૃતિ વાયુ કહી. ૧૪૬

પિત સ્નિગ્ધ સ્વરૂપ છે અગ્નિ થકી, તૃષાવાન ક્ષુધાતુર ઉષ્ણુ નકી,
કર પાદ અને મુખ લાલ રહે, અભિમાન પિત્તે શુરવીર કહે ૧૪૭

કફ રૂપ છે ચંદ્ર સમાન જુઓ,
કહું પ્રકૃતિ સંશય સર્વ ખુવો;
બહુ શીતલ અંગ સુશોભિત છે,
કહે સત્ય સદા નિરક્ષોભિત છે. ૧૪૮

હાડસંધી અને દૃઢ માંસ વળી ત્વક્ સ્નિગ્ધ દીસે રગ છે કુમળી,
સુખ શોક તૃષાસમ શાંત રહે, ગુણ સાત્વિક બુદ્ધિ મહંત કહે. ૧૪૯

દોહરો.

વાયુ પિત્તને કફ તણા કહ્યા પ્રકૃતિ ભેદ,
તિલકચંદ તર્કે લહો અનુપમ આયુર્વેદ. ૧૫૦

**इतिश्री आयुर्वेदांभो निध्यंतर्गते वैद्यकशास्त्रे वैद्य शा.तिलकचंद विरचिते " वैद्य विजय " नामा ग्रंथे अष्टविध परीक्षा निरुपण नाम प्रथमोऽध्यायः ॥ १ ॥**

# अथ आयुर्लक्षण.

## काळज्ञान

### દોહરો.

પ્રથમ પરિક્ષા એ કરો આયુ છે કે કેમ.
આયુને ઔષધ મળે થાય રોગીને ક્ષેમ. ૧

### શાર્દૂલવિક્રીડિત છંદ.

રોગીના મુખ નેત્રને કરણ તે સૌમ્ય પ્રસન્ન હશે,
નાસા શ્વાસ વહે બરાબર વળી સુગંધ સારી રસે;
જીહ્વા કોમળ તાવ સ્વેદ હિનને કંઠે ન શ્લેષ્મ કદા,
દાહ સ્વલ્પ ન શીત અંગ મહિં જો સાધ્ય તે રોગી સદા. ૨

### સ્વલ્પ આયુર્લક્ષણ.

જો રોગી જળ મધ્ય બિંબ રવિ કે ચંદ્ર તણા પૂર્વ કે—
પશ્ચિમ દક્ષિણ ઉત્તરે યદિ જુએ છિદ્ર સહિતે થકે;
છ બે એક અનુક્રમે ત્રણ વળી મૃત્યુ દીવસો કહ્યા,
ધ્રુમે દશ દિન જીવશે નર નકી નિશ્ચે કરીને લહ્યા. ૩

### વસંતતિલકા છંદ.

જો જીભ કે ભૃગુટિ નાક તણો અગ્ર ભાગ,
જોતાં જણાય નહીં તે બહુ વિઘ લાગ;
કાને બેહુ કર ધરે યદિ શબ્દ નાવે,
મૃત્યુ થશે નકી નકિ યમપૂર જાવે. ૪

### તોટક છંદ.

નવ દીન ભૃગુટી ન દેખે કદી,
દીન પાંચ રહે નહીં નેત્ર યદિ;
નહીં કર્ણ સુણે દીન સાત રહે,
ત્રણ દીવસ નાસિકા અગ્ર કહે. ૫

### ભુજંગી છંદ.

અકસ્માત જાડો અને સ્થૂળ થાશે, ઘણો સ્થૂળ તે સૂક્ષ્મ રૂપે જણાશે;
થશે શાંત ક્રોધિ અને ક્રોધિ શાંત, ખટ માસમાં કાળભેદે કૃતાંત. ૬
થશે જીભ કાળી હશે મૂખ રાતું, નથી જીભથી સ્પર્શનું જ્ઞાન થાતું;
યદિ દૈવ રક્ષા કરે જો તથાપિ, નકી મૃત્યુ પામે ન જીવે કદાપી. ૭

### શાર્દૂલવિક્રીડિત છંદ.

રાત્રે દાહ બળે અને દિવસમાં ઠંડિજ લાગે બહુ,
કંઠે શ્લેષ્મ મુખે નહીં રૂચિ વળી રાતાંજ નેત્રો કહું;
નાડી ઝીણી જણાયને વળી કદિ ફુલેલી જાડી હશે,
જીવ્હા કાળી કઠોર તે પુરૂષનું જાણોજ મૃત્યુ થશે. ૮

### છપ્પો.

અંગે કાળા ડાઘ દંત પંક્તિઓ કાળી,
નાક સમિપે સાર ઠંડી છે જગા રૂપાળી;
હાથ પગોને કાન હોય જો લુલાં શીત,
એક આંખ છે લાલ અંગ ઠંડુ એ રીત;
ઉષ્ણ શ્વાસ છોડે ઘણો કાર્યા કાર્ય સમજે નહીં,
સ્મર્ણ પ્રભુ એ ઔષધી યમદ્વારે જાશે સહી. ૯

## ભુજંગી છંદ.

દીસે શીતને મસ્તકે સ્વેદ ભારે, જુવો ચીકણું અંગ રોગીનું જ્યારે,
કરે રોધીયું કંઠનું દ્વાર એવું, જશે મૃત્યુ પામી યમદ્વાર કેવું. ૧૦

## સોરઠા.

શરિરને સ્વભાવ, બદલાયે અણુ ચિંતવ્યો,
લાગે યમનો દાવ મૃત્યુ થાશે તેહનું. ૧૧

## ભુજંગી છંદ.

સુણે શબ્દ ઝાઝા કદિ નાજ સુણે, સુણે તોય તે ઉલટી વાત સુણે,
અકસ્માત એવું થશે રોગ ભારી, બહુ કષ્ટ વેઠી કરે મૃત્યુ યારી. ૧૨

## વસંતતિલકા છંદ.

ઠંડી જણાય અતિ ઉષ્ણજ વસ્તુ જેને,
ઉષ્ણો બહુ વિધિ તણા શિત લાગે તેને;
તિક્તો ગળ્યા અને ગળ્યા કડવા જણાય,
જાણે ન સ્વાદ જીભનો યમપૂર જાય. ૧૩

## શાર્દૂલવિક્રીડિત છંદ.

મારે તો સમજે નહીં અને નહીં મારે પોકારે બહુ,
જાણે ધુળ થકી ભર્યું નિજ તણું દેખે શરીર સહુ;
સુગંધે દુરગંધ ગંધ ન લહે નાસાનું (જ્ઞાન) જાતું રહ્યું,
તે રોગી યમદ્વાર નિશ્ચય જશે જાણી વિચારી કહ્યું. ૧૪

## તોટક છંદ.

નિજ અંગતે રાખ થકીજ ભર્યું, રૂપ રંગ શરિરનું સર્વ ફર્યું,
જુઓ ચંદન ચર્ચિત અંગ છતાં, નિલમક્ષી ડસે પંચત્વ ગતાં ૧૫

## સવૈયા એકત્રીશા.

રવિ પ્રકાશ રાત્રે દેખાએ દીવસે ચાંદરણા દેખંત,
ગાડી પાલખી વિમાન ઘોડા આકાશે દેખે અત્યંત;
પૃથ્વિ વસ્ત્ર થઈ પથરાઇ વાયુ દેહ ધારી દેખાય,
જાણે લોક સઉ જળની માંહે પડે પડેને ડુબી જાય. ૧૬
કમળ પાખડી ખીલ્યા પ્રમાણે દેખે પૃથ્વિ ફાટી જેમ,
આકાશે તારા ચાંદરણા નહીં દેખે આંખોથી એમ;
દીવસે નક્ષત્રો આકાશે ભડ ભડ ભડ ભડકે બળતા,
તિલકચંદ રોગીઓ એવા યમદ્વારે દીસે પળતા. ૧૭

## વસંતતિલકા છંદ.

જે આરસી મહીં નહીં પ્રતિબિંબ દેખે,
છાંયા નહીં નિજ તણી તડકેજ પેખે;
દેખે યદિ પણ નહીં સહુ પૂર્ણ ભાસે,
આરોગ્ય રોગી થઇને યમપૂર જાશે. ૧૮

## ભુજંગી છંદ.

જશે તેજ લક્ષ્મિ અને લાજ શક્તિ,
જશે રૂપ કુરૂપ થૈ સર્વ શક્તિ;
અકસ્માત સૌ જાય કે સર્વ આવે,
મરે રોગી ત્યાં કાળનું જોર ફાવે. ૧૯

## ઉપજાતિ છંદ.

નિચે તણો હોઠ નિચે ઢળે છે, બિજો રહ્યો ઉપર તે વળે છે,
કાળો પડે કે યદિ પાકી જાય, જરૂર રોગી યમપૂર જાય. ૨૦

દાંતો જણાએ યદિ લાલ કાળા, દળ્યા સરીખા હસતા રૂપાળા,
દુર્ધટ દીસે બહુ રૂપ વર્ણે, નિશ્ચે જશે તે યમનેજ શર્ણે. ૨૧
જો ચીકણીને અતિ જીભ કાળી, ઘણીજ સુન્ય નહીં સ્વાદવાળી,
અંકુર ફુટે બહુ દુ:ખ પામે, મૃત્યુ, પછી તે દુ:ખથી વિરામે. ૨૨
વાંકું દીસે કે યદિ ઝાઝું ફુલે, સુકાય કિમ્વા ફરકે અતુલે,
તુટેલું દીસે યદિ નાક જ્યારે, નિશ્ચે કહો તે મરશેજ ત્યારે. ૨૩

### દોહરો.

પાંપણ બે નેત્રો તણી ઉંચી જાય અપાર,
ઘણું શિઘ્ર મૃત્યુ થશે નિશ્ચે તે નિરધાર. ૨૪

### તોટક છંદ.

લીયે શ્વાસ મુખે ન ચવાય યદિ, શિશ સ્થિર રહે ન જરાય કદી,
ગતિ ભંગ અને સ્થિર દૃષ્ટિ રહે, સંજ્ઞાહિન તતક્ષણ મૃત્યુ લહે. ૨૫

### વસંત તિલકા છંદ.

ઉઠાડતાં વળી વળી વળી મોહ પામે,
આરોગ્ય રોગથી ભર્યો બળ બુદ્ધિ વામે;
વૃક્ષો થકી જેમ પડે ફળ પકવ તૂટી,
મૃત્યુ થશે નકી જશે દેહ પ્રાણ છુટી. ૨૬

### દોહરા.

અતિ પછાડે હાથ પગ ઘડી ઘડી ચાટે હોઠ,
ભૂતપ્રેત સમ બોલતો પ્રેત રૂપ તે ઠોઠ. ૨૭
વિષ ખાધા વિણુ ઇંદ્રિના છીદ્ર વાળથી રક્ત,
વહે મરે તે તત:ક્ષણે રોગી હોય અશક્ત. ૨૮

### તોટક છંદ.

ઔષધ અતિ ઉત્તમ વૈદ્ય કરે, તેમ તેમજ રોગ અતિ ઉભરે,
બળ માંસજ ક્ષિણુ થશે ક્રમથી, તજ વૈદ્ય શું કામ મરેછ મથી. ૨૯

### ઉપજાતિ છંદ.

નિશદીન નિંદ્રા આવે અતિશે, નિશદિન નિંદ્રા નહીં નામ દીસે,
વાતો કરંતાં યદિ મોહ પામે, શિઘ્રે જશે તે યમને મુકામે. ૩૦

### તોટક છંદ.

યક્ષ રાક્ષસ ભૂત પિશાચ અને,
નજરે પડે રોગી વિચાર મને;
બળવાન છતાં બચશે ન કદી,
ધનવંતરી રક્ષક હોય યદિ. ૩૧

**इतिश्री आयुर्वेदांभो निध्यंतर्गते वैद्यकशास्त्रे वैद्य शा.तिलकचंद विरचिते " वैद्य विजय " नामा ग्रंथे आयुर्लक्षण निरुपण नाम द्वितियोऽध्याय: ॥ २ ॥**



# आयुर्वेद निबंधमाळा—भाग २ जो.

# નિબંધ ૨ જો. પીયુષ પાણી.

## ओ३म्.

यतोयत: समीहसे ततोनो अभयंकुरु:
शन्न: कुरू प्रजाभ्यो भयन्न: पशुभ्य:

હે પરમાત્મન્! જ્યાં જ્યાં અમને ભય દેખાય ત્યાં ત્યાંથી અમારૂં રક્ષણ કરો. તેવીજ રીતે અમારા પ્રજાબંધુઓને તથા પશુ પક્ષિઆદિ પ્રાણિમાત્રને નિર્ભય કરો. આ જગતમાં એવો કોઇ પ્રાણી નથી કે તારા સ્વરૂપને યથાર્થ જાણી શકે, પરંતુ અમારૂં માનવું એવું છે કે તારા સાંનિધ્ય વિના આ જગતમાં એક પણ કાર્ય બની શકતું નથી; એટલા માટે હે જગત્પિતા અમો નિર્બળ પ્રાણીઓ ઉપર કૃપા કરી રોગ, શોક, ભય અને આપત્તિના સમૂહથી અમારૂં રક્ષણ કરો; તથા અમારી બુદ્ધિમાં જ્ઞાનનો આવિર્ભાવ કરી તે જ્ઞાનના પ્રકાશથી અમારા બંધુઓને સન્માર્ગ દર્શક થવાય એવા હેતુથી આ આયુર્વેદ નિબંધમાળાનો બીજો ભાગ લખવાની ઇચ્છા ધરાવીએ છીએ તે નીર્વિઘ્ને સમાપ્ત થાઓ. ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ

સદ્ગૃહસ્થો! આપે અમારો લખેલો આયુર્વેદ નિબંધમાળાનો પ્રથમ ભાગ જેમાં દશ નિબંધોનો સમાવેશ કરવામાં આવેલો છે તે

વાંચ્યા પછી તેની અંતે આયુર્વેદ નિબંધમાળા ભાગ બીજાનું દિગ્-દર્શન વાંચવાથી આપને ખાત્રી થઇ હશે કે આ નિબંધમાળાના બીજા ભાગમાં જે નિબંધોનો સમાવેશ કરવામાં આવવાનો છે તે વૈદ્યોને મનન કરવા લાયક તથા રોગીના રોગને હઠાવવામાં સ્હાયભૂત થઇ પડશે. એટલા માટે આ નિબંધમાળાનો બીજો ભાગ આપના કરકમળને શોભાવતાં અમને આનંદ થાય છે કે એ નિબંધોનું અવલોકન કરીને એમાં લખેલા વિચારોનું મનન કરવાથી તથા નિદિધ્યાસ રાખવાથી આપ આ જગતમાં રોગના સમૂહને પાછા હઠાવી રોગીને નિરામય બનાવી, કીર્તિવંત થઇ આયુર્વેદના શુદ્ધ સિદ્ધાંતોના હેતુને તથા ગાંભિર્યને ઉજ્વળ કરશો, એ સિવાય અમારો બીજો કોઇ પ્રકારનો હેતુ નથી. આયુર્વેદમાં રોગીને આરોગ્યતા આપવા માટે ચિકિત્સાના ચાર પાયા અને એકેક પાયાની ચાર ચાર કળા મળી, સોળે કળા સંપૂર્ણ ચિકિત્સા કરવામાં આવે અથવા સોળે કળાનો યોગ એકત્ર થાય તો એકવાર અસાધ્ય અને આમર્ણાન્ત રોગી પણ સાધ્ય અને આરોગ્ય થઇ શકે છે. તે પ્રમાણે ચિકિત્સાના ચાર પાયા પૈકી વૈદ્ય એ પ્રથમ પાયો છે. અને એટલા માટે વૃદ્ધત્રયિ અને લઘુત્રયિના આયુર્વેદપ્રણિત પુસ્તકોમાં વૈદ્યનાં લક્ષણ કેવાં જોઇએ? તેનું યથાર્થ વર્ણન ભાર મૂકીને કરવામાં આવ્યું છે, પરંતુ વર્તમાનકાળના વૈદ્યોમાં વૈદ્યનાં લક્ષણ પૈકી કેટલાં લક્ષણ તેણે પ્રાપ્ત કરેલાં છે? તેની પરીક્ષા કરવાનું સાધન નહિ હોવાથી દરેક વૈદરાજોને અમે વિનંતી કરીએ છીએ કે પોતાના અહંભાવનો ત્યાગ કરી પોતે પોતાની પરીક્ષા કરી લેવી કે અમારામાં વૈદ્યનાં કેટલાં લક્ષણોનો ઉદ્ભવ થયો છે! અમારા ધારવા પ્રમાણે અને વૈદ્યજીવનનાં લખવા

પ્રમાણે ગુરૂ પાસે વિદ્યા ભણેલો, જેના હાથમાં અમૃત હોય એવો, ક્રિયામાં કુશળ, સ્પૃહાવિનાનો એટલે લોભ વિનાનો, કૃપાળુ અને ધૈર્યવાન એટલા ગુણો જેનામાં ઉત્પન્ન થયા હોય તેજ સદ્વૈદ્ય ગણાય છે. એટલા માટે આ બધા ગુણો પૈકી "પિયુષ પાણિ" એટલે જેના હાથમાં અમૃત છે તેજ વૈદ્ય રોગીને સારા કરી શકે છે. માટે જેના હાથમાં અમૃત નથી તે વૈદ્યે પોતાના હાથમાં અમૃત લાવવું જોઇએ. તે અમૃત લાવવા માટે વૈદે લોભ રહિત, ધીરજવાન અને કૃપાળુ બુદ્ધિવાળા થવાની જરૂર છે.

વર્તમાનકાળમાં આયુર્વેદના ઉપર તથા આયુર્વેદના અભ્યાસી વૈદ્યરાજો ઉપર પશ્ચિમના ચિકિત્સાશાસ્ત્રે એવો પ્રભાવ બતાવ્યો છે કે જેમ તેજસ્વિ પુરૂષની સમીપમાં જતાં દીન—હીન—પુરૂષને ગ્લાનિ ઉત્પન્ન થાય છે અને તેને ઓજસવાન તેજસ્વિ પુરૂષ જે વાત કહે તે સત્ય માની ગ્રહણ કરવી પડે છે, તેમ પશ્ચિમની વિદ્યામાં એટલું બધું ઓજસ જોવામાં આવે છે કે, મોટા મોટા આયુર્વેદાચાર્યો પણ તેના ઓજસમાં દબાઇને તેની ચિકિત્સાને માન્ય કરતા જણાય છે. જો કે હાલમાં કેટલાક આયુર્વેદાભિજ્ઞ પંડિતો તેના ઓજસમાંથી છુટવા માટે પ્રયત્ન કરી રહ્યા છે. પરંતુ તેટલું ઓજસ પોતાનામાં નહિ હોવાથી ઘણી વાતમાં દબાવું પડે છે, અને જ્યારે આયુર્વેદના જ્ઞાતા પંડિતોની આવી દશા છે તો પછી થોડું ઘણું જાણીને રાજ-વૈદ્ય કે વૈદ્યરાજ નામ ધરાવનારા વૈદ્યોને પાછા હઠવું પડે એમાં કાંઇ આશ્ચર્ય જેવું નથી. એટલા માટે અમારે કહેવું પડે છે કે, વૈદ્યોએ પ્રભાવશાળી વૈદ્ય થવા માટે પોતાના ઓજસને વધારવા સારૂ પ્રયત્નવાન થવાની જરૂર છે.

આપણા દેશમાં આજકાલ વૈદ્યોનો ધંધો પાછો હઠતો જાય છે અને છેલ્લે એવી કહેવત સુધીની અમારી અવસ્થા થયલી છે કે, "નહિ આવડે ભીખ–તો વૈદું શીખ" આવા ઉપનામને લાયક અમો થતા જઇએ છીએ અને થયા છીએ. તેમાંથી બહાર નીકળી એ કલંકને ભૂસી નાખી, "વૈદ્યો નારાયણ હરિઃ" એ કહેવત સુધી પહોંચવાની વૈદકનો ધંધો કરનારા દરેક વૈદ્યોની ફરજ છે, પણ જ્યાં સુધી મનુષ્ય પોતે પોતાની ભૂલને સમજે નહિ, પણ પોતે જે કરે છે તે વ્યાજબી કરે છે અથવા તેમ કરવાનો પોતાનો હક્ક કે અધિકાર છે એમ માને છે ત્યાં સુધી તેને સુધરવાની આશા ગણી શકાતી નથી, એટલા માટે અમારા વિચાર તથા અનુભવ પ્રમાણે દરેક વૈદ્યરાજે પોતાની ચાલતી રૂઢીમાં ફેરફાર કરી, પોતાના હાથમાં અમૃતનો કુંભ કેમ ઉત્પન્ન થાય તેની પ્રક્રિયા જાણી તે મેળવવાને પ્રયત્નવાન થવાની ખાસ જરૂર છે. એટલા માટે દેશી વૈદું કરનારા દરેક વૈદ્યરાજોને અમારી ભલામણ છે કે, આપણામાં આપણને પાછા હઠાવવા માટેના અને હાથમાંનું થોડુંઘણું અમૃત હોય તે ઢોળાવી નાંખવાના કારણભૂત આપણી જે અવિદ્યા છે તેને છોડવાનો પ્રયત્ન કરવાની આપણ સર્વની ફરજ છે. મારા અનુભવ પ્રમાણે દેશી વૈદ્યકને દબાવવાના, પાછા હઠવાના અને અપકીર્તિ મેળવવાના પાંચ કારણો ઉપસ્થિત થએલાં છે. એ પાંચ કારણનો પ્રતિરોધ કરવામાં આવે તો જરૂર વૈદ્યોના હાથમાં છલાછલ ભરેલો અમૃતકુંભ આવી જાય, તે પાંચ કારણ તરફ અમારા વૈદ્યરાજોનું ધ્યાન ખેંચવામાં આવે છે.

**૧. અમારા ગુજરાતમાં ઘણાવૈદ્યો માત્ર નાડી પરીક્ષા, કાળજ્ઞાન અને યોગશત ભણી ગુરૂ મુખથી પાંચ દશ જાતનાં ઓસડો જાણ્યાં**

એટલે વૈદ્ય બની જાય છે. ઘણાજ થોડા વૈદ્યો ત્રિપદ્, ચિકિત્સા સાર, કે શારંગધરના અભ્યાસી હોય છે, પરન્તુ અમારૂં માનવું એવું છે કે જે વૈદ્યરાજે વૈદકના ધંધામાં સંપૂર્ણ જ્ઞાન મેળવવું હોય તેણે આદ્યોપાન્ત ભાવપ્રકાશનું અધ્યયન કરવું જોઇએ. અને જો અધ્યયન કરવાનો અવકાશ નહિ હોય તેણે ભાવપ્રકાશને ઘણીવાર વાંચીને તેનું મનન કરવું જોઇએ, કારણ કે ભાવપ્રકાશ એક એવો સંગ્રહ ગ્રંથ છે કે જેમાં વૃદ્ધત્રયિ, લઘુત્રયિ અને રસવિદ્યાનો સારાંશ આવી જાય છે, એટલા માટે વૈદ્યકનું સંપૂર્ણ જ્ઞાન મેળવવું એ વૈદ્યોનું પ્રથમ કર્તવ્ય છે. જે આપણામાં નથી. !

૨. કેટલાક વૈદ્યો પોતાના વિદ્યાર્થીઓને વૈદક શીખવે છે, દવા બતાવે છે, પરન્તુ તેને પોતાને ઘેર ગયા પછી (દવા બનાવતાં જોયલી નહિ હોવાથી) ક્રિયામાં ગુંચવાડો ઉભો થાય છે, એટલા માટે દરેક વૈદ્યરાજે વિદ્યાર્થીના અભ્યાસક્રમનાં વર્ષો પૂરાં થયાં પછી તે વિદ્યાર્થીને પોતાને ઘેર જઇ ઔષધાલય ખોલવા માટે, પોતાને ત્યાં જેટલી ઔષધી વપરાતી હોય તેટલી પોતાની દેખરેખ નીચે વિદ્યાર્થીના પૈસાથી તૈયાર કરાવી વિદ્યાર્થીને પોતાનું દવાખાનું ગોઠવવાની સગવડ કરી આપવી જોઇએ. જે હાલમાં નથી.

૩. કેટલાક વૈદ્યોનો એવો ધારો છે કે દર્દી પોતાના હાથમાં આવ્યા પછી દર્દીને કહેશે કે તમારે માટે અમુક દવા બનાવવી પડશે, માટે તેના ખર્ચના અમુક રૂપિયા આપો. જો એ પ્રમાણે દર્દી પાંચ પચાસ કે સો રૂપિયા આપે અને વૈદ તે પ્રમાણે દવા બનાવે, પણ તે દવા તે રોગીને અનુકુળ ન પડે એટલે "વૈદ્ય મારા આટલા

રૂપિયા ખાઈ ગયો." એવો અપવાદ વૈદ્યના ઉપર આવવાથી આયુર્વેદની ચિકિત્સાને એક કદમ પાછા હઠવુ પડે છે.

૪. કેટલાક વૈદ્યોનો એવો નિયમ છે કે રોગીને જોઇને તેના રોગની અમુક કિંમત ઠરાવી, ઠરાવેલા ઉધડ રૂપિયામાંથી અર્ધા રૂપિયા આગળથી લઇ, અર્ધા રૂપિયા સારૂં થયા પછી લેવાની શરતે તેના રોગની ચિકિત્સા કરવાનો આરંભ કરે છે. તે આરંભ કર્યા પછી ઠરાવેલી મુદતમાં તે રોગ સારો ન થાય તો રોગી કહેશે કે મારા આટલા રૂપિયા ફલાણો વૈદ્ય ખાઈ ગયો! અને જો સારૂં થાય તો પાછળના રૂપિયા આપવાને માટે રોગી બહાનાં શોધશે અને કહેશે કે તમારી દવાથી મને કાંઈ સારૂં થયું નહિ, પણ ફલાણા દેવની બાધા રાખી, ફલાણા સાધુએ દોરો કરી આપ્યો, ફલાણાએ એક ઝાડનું મુળીયું બતાવ્યું તેથી મારો રોગ માત્ર આઠ દિવસમાં જતો રહ્યો!!! એમ કરીને પાછળના રૂપિયા આપવાનું વાંકું બોલે છે, જેથી વૈમનસ્ય ઉત્પન્ન થઇ તે રોગી તે વૈદ્યનો ઉપકાર માનવાને બદલે નિંદા કરનારો થઇ પડે છે, જેથી આયુર્વેદની ચિકિત્સાને થોડું પાછું હઠવું પડે છે.

૫. કેટલાક વૈદ્યોનો એવો ધારો છે કે રોગીને પોતાની ચિકિત્સાથી આરામ થતો જાણીને પાછળથી ઇનામ લેવાની લાલસા રાખે છે અને રોગીના ઇષ્ટ મિત્રોની ભલામણો પહોંચાડીને ઇનામ મેળવે છે, જેના પરિણામે આયુર્વેદની ચિકિત્સાને અપકીર્તિ મળે છે.

આ પાંચ કારણ પૈકી એક પણ કારણ એવું નથી કે જેની ઉપેક્ષા કરી શકાય. દાખલા તરીકે એક વૈદ્યનો એવો નિયમ હોય કે

દર્દીને ઘેર જઈ તપાસવાની ફી દર ફેરાનો એક રૂપિયો હોય અને દવાના રોજના બે આના લેવાના હોય. અને બીજા વૈદ્યનો એવો નિયમ છે કે દર્દીની સાથે પહુંચુ કરીને અર્ધા રૂપિયા આગળથી લેવાના હોય. હવે ધારો કે એક મહોલ્લામાં બે દર્દીઓ છે. તે બેઉ દર્દીને ત્યાં જુદા જુદા નિયમવાળા બેઉ વૈદ્યો પોતાની ચીકિત્સા ચલાવે છે. તેમાં પહુંચુ કરનાર વૈદ્યે તે દર્દી પાસે સો રૂપિયા પહુંચી, પચાસ રૂપિયા આગળથી લઈ, બીજા પચાસ સારૂં થએથી લેવાની આશાએ કાળજીપૂર્વક, નિયમસર, દરરોજ એક ફેરો દર્દીને તપાસી સારામાં સારૂં ઓષધ તે દર્દીને આપે છે. બીજો વૈદ્ય દરરોજ પોતાની ફીનો એક રૂપિયો તથા દવાના બે આના લઇ કાળજીપૂર્વક સારામાં સારી દવા આપે છે. પરંતુ તે બેઉ પ્રકૃતિના વૈદ્યે કાળજીપૂર્વક ઓસડ કરવા છતાં દૈવેચ્છાથી બેઉ દર્દી સારા થયા નહિ, પરંતુ તેને બીજા વૈદ્યની સારવારમાં જવું પડયું. પણ ફળ તેનું એવું નીવડે છે કે જે વૈદ્યે માત્ર ફી અને દવાના પૈસા લઇને દવા કરી છે તેને માટે તે દર્દી અને તેની આસપાસના લોકોમાં (જો કે તે વૈદ્યને બે મહિનામાં ૬૮ રૂપિયા પહોંચ્યા છતા) એવું કહેવામાં આવે છે કે વૈદ્યરાજે ઘણી મહેનત કરી, સારાં સારાં ઓષધ બદલ્યાં છતાં આપણા કમભાગ્યને લીધે આપણને સારૂં થયું નહિ, એ વૈદ્યરાજમાં બીલકુલ લોભ નથી. માટે બીજીવાર કામ પડે તો આપણે એજ વૈદ્યરાજને બોલાવવા. બીજી તરફ જે વૈદ્યે પચાસ રૂપિયા આગળથી લીધા છે અને તેણે પણ તેટલીજ મહેનત કરી છે, છતાં રોગી અને તેના સંબંધીઓ એવુંજ કહેવાના કે વૈદ્ય અમારા ૫૦) રૂપિયા ખાઇ ગયો! માટે હવેથી એ વૈદ્ય સાથે આપણે કામ

પાડવું નહિ. એવી રીતે દરદની કિંમત ઠરાવી અર્ધા રૂપિયા આગળથી લેનાર વૈદ્યને અપકીર્તિના ભોગ થવું પડે છે. તેમજ જે વધો ઈનામની આશા રાખનારા છે તે વૈદ્યોની દશા એવી થાય છે કે જરા જરા દર્દીને ફેર પડવા માંડે એટલે તેને તથા તેના સગાંને તથા તેના મિત્રોને અને તેના મુનીમને એમ કહેવાનો આરંભ કરે છે કે જુઓ સાહેબ! આ રોગ ઘણો ભયંકર છે. પણ એને હુંજ સારૂં કરી શકું એમ છે. એનાબુ સાહેબ માટે હું જે દવા વાપરૂં છું તે ઘણીજ કિંમતી છે, એટલા માટે શેઠ શાહેબને સારૂં થયા પછી, મારે માટે કંઈ યાદગારી કે ઇનામની ગોઠવણ કરશો અથવા કરાવશો. થાય છે એમ કે તે રોગી સારો થાય છે અને વૈદ્યરાજને ઇનામ મળે છે. પણ તે ઇનામ ઉપર ચાર જણાનો સરખો દાવો લાગુ પડે છે. ચાર પૈકી દરેક માણસ જુદી જુદી વખતે વૈદ્યને માથે ભાર મુકે છે કે વૈદ્યરાજ! આ ઇનામ મેંજ અપાવ્યું છે! હું નહિ હોત તો શેઠ એક પાઈ પણ આપે એમ હતું નહિ. તે વખતે તો વૈદ્યરાજને તે ઇનામ ઘણું ગળ્યું ગળ્યું લાગે છે, પણ કામ પુરૂં થયા પછી તે ઇનામ અપાવનારાઓ ઈનામના બદલામાં વૈદ્ય પાસે જે કામ કાઢી લેવા માંગે છે તે વખતે વગર પૈસે સપાડામાં કામ કરતાં વૈદ્યને કડવું ઝેર લાગે છે. અને જરા જો બેદરકારી બતાવી તો ચારે જણ વૈદ્યની નિંદા કરવા લાગી જાય છે, જેથી બીજી વખત તે વૈદ્યને બોલાવતાં ક્ચવાય છે અથવા કોઇ બોલાવતો હોય તો ઝટ કહેશે કે વૈદ્ય તો ઘણો લોભીયો છે. એવી રીતે ઇનામ લેનારની પણ કીર્તિ વધતી નથી. માટે અમારો અનુભવ એવો છે કે વર્તમાન કાળમાં દરેક ધંધામાં ઉપરની ટાપટીપ અને આડંબર અંગ્રેજી ઢબપર રાખ-

વામાં આવે છે, અને ભીતરની રીતભાતમાં દેશી પદ્ધતિ રાખવામાં આવે છે, જેથી આખરે હંસ અને બગલો જુદો પડી જાય છે, પણ તેમ નહિ કરતાં, ઠગ છળ અને આડંબર દેશી રાખી, અંગ્રેજી રીતનું અનુકરણ કરવામાં આવે તો દુનિયામાં યશ અને કીર્તિ મેળવી શકાય છે. એટલા માટે તમામ વૈદ્યરાજોને કે જેઓ ઉપર બતાવેલા પાંચ કારણના અભ્યાસી હોય તેઓએ પોતાના વિચાર સુધારી નીચેના નિયમ પ્રમાણે પોતાના દવાખાનાની પદ્ધતિ રાખવી, જેથી વૈદ્યરાજોના હાથમાં અમૃત એકઠું થશે અને કીર્તિ મેળવી, રોગોને સારા કરવામાં ફતેહમંદ થવાશે. તે નિયમો નીચે લખ્યા પ્રમાણે આગ્રહથી પાળવા જોઇએ;—

૧. દરેક વૈદ્ય પોતે અપૂર્ણમાની વિદ્યાર્થી અવસ્થામાં રહી, નવા નવા ગ્રંથોમાથી નવા નવા ઉપાયો શોધી કાઢી તેને અજમાવતા રહેવું. અને નવા નવા વૈદ્યોની સાથે પરિચય કરી, તેની પાસે અનુભવ સિદ્ધ ઔષધી હોય તે વિદ્યાર્થી ભાવથી મેળવવી. તેવીજ રીતે પોતાની પાસે જે અનુભવેલી વસ્તુ હોય તે બીજા વૈદ્યોને બતાવવાને સદા તત્પર રહેવું.

૨. તમામ જાતના ઔષધો પોતાના પૈસાથી પોતાની જાતે બનાવી, પોતાના દર્દીને દરરોજની અમુક ફી લઇ, એટલે તમામ દર્દી પાસે એક સરખી ફી લઈ દવા આપવી. પણ કોઇપણ દર્દીને માટે તેના પૈસા લઇ ખાસ દવા બનાવવી નહિ, કારણ કે દર્દીના જેટલા પૈસા લઇને દવા બનાવીએ તેટલી દવા તે દર્દીના કામમાં આવતી નથી, અને તેમાં નિષ્ફળ જઇએ તો બીજી વાર બીજી દવા બનાવવાના પૈસા દર્દી આપતો નથી. એટલા માટે નીયમિત ફી રાખી

આપણા ઘરની દવા આપીએ તો તે દર્દી આપણા ઉપર વિશ્વાસ રાખી આપણી દવાથી સારો થઈ, ઠામઠામ આપણા ગુણ ગાય છે.

૩. ગમે એટલા અથવા હદ કરતાં વધારે રૂપિયા મળવાનો સંભવ હોય તોપણ કોઇપણ સંયોગમાં કોઇપણ દર્દીના રોગને ઉધ્ધડ પટ્ટી સારૂ કરવાની શરત કરવી નહિ, કારણ કે, રોગ એ રોગીના પાપનું ફળ છે. તે પાપ કેટલું છે તે આપણે જાણતા નથી. માટે આપણે તો એટલુંજ કહી શકીએ કે, પૈસા ખરચવા અને વિશ્વાસ રાખવો એ રોગીનું કામ છે. રોગ પારખવો અને દવા આપવી એ વૈદ્યનું કામ છે. અને સારૂં કરવું એ રોગીના પાપ પુરા થયા પછી પરમેશ્વરનું કામ છે, માટે કોઇપણ સંજોગમાં દરદની કિંમત ઠરાવી રૂપિયા પડવા નહિ.

૪. કોઇપણ સંજોગમાં કોઇપણ દર્દી પાસે તે દર્દી પોતાની ખુશીથી આપવા તૈયાર થાય તોપણ, કોઇપણ જાતનું ઇનામ લેવું નહિ.

ઉપર પ્રમાણેના ચાર નિયમ પાળી, તેની ઉપર લખેલા પાંચ દોષને ટાળી, જે વૈદ્ય પોતાનો ધંધો ચલાવશે તેના હાથમાં "અમૃતનો કુંભ" ભરેલો કાયમ રહેશે, અને તેનાવડે ભયંકરમાં ભયંકર દરદો સારાં થઇ, ધન, યશ, કીર્તિ, અને પુન્યનો લાભ થશે. હવે વૈદ્યના હાથમાં શુદ્ધ અમૃત શી રીતે આવી શકે છે? અને અમૃત હોય તેમાં વિષ શી રીતે મળી જાય છે. તે વિષય તરફ અમારા વૈદ્યરાજોનું ધ્યાન ખેંચવામાં આવે છે.

કુદરતના નિયમને જાણવા માટે પ્રાચીન કાળના અને અર્વાચીન કાળના વિદ્વાનોએ સિદ્ધપદાર્થ વિજ્ઞાન નામના શાસ્ત્રની રચના કરેલી છે. જ્યાં સુધી સિદ્ધપદાર્થ વિજ્ઞાનના મૂળ તત્વો જાણવામાં આવે નહિ

ત્યાં સુધી કુદરતનાં ગુપ્ત રહસ્યો સમજવામાં આવે નહિ. તે કુદરતના ગુપ્ત રહસ્યોને જાણનારાઓ નહીં જાણનારાઓને પોતાની મરજી માફક આડે રસ્તે દોરવી જઈ તેના અંતઃકરણમાં ભય ઉત્પન્ન કરી તેને પોતાના ચમત્કાર બતાવી પોતાનો સ્વાર્થ સાધી લે છે, અને તે સ્વાર્થી લોકોના પંઝામાં સપડાયાથી થએલી વહેમિ પ્રજા વિવિધ પ્રકારના ચમત્કારને માની અજ્ઞાનદશામાં મોહવશ થયલી વર્તમાન કાળમાં જોવામાં આવે છે. સિદ્ધપદાર્થ વિજ્ઞાનશાસ્ત્ર આપણને શીખવે છે કે દરેક પરમાણુંમાં આકર્ષક અને પ્રકર્ષક એવી બે શકિતઓ રહેલી છે. દરેક પરમાણુંમાં વળગવું અને વિખરાવું એવા બે ગુણ રહેલા છે. દરેક પરમાણુ ગમે તે રૂપમાં જોડાયા હોય તો પણ તેની વચમાં અવકાશ રહે છે. દરેક પરમાણુ ત્રિકોણ, ચતુષ્કોણ, પંચકોણ સપ્તકોણ કે અષ્ટકોણી હોય છે. દરેક પરમાણુ ઉપર બીજા પરમાણુનો સમૂહ વળગવાથી, મૂળ પરમાણુનો રંગ બદલાય છે અને તે પરમાણુઓ ઉપર ચઢેલો રંગ ઉતરી જવાથી તે પોતાના અસલ રૂપમાં આવી શકે છે. આટલી વાત ધ્યાનમાં રાખીને વિચાર કરતાં સમજાશે કે જગતમાં દ્રશ્યમાન થતી જડ અને ચેતનધર્મવાળી સૃષ્ટિ ત્રિગુણાત્મક, ષડરસાત્મક અને પંચભૂતાત્મક જેવી રીતે દેખાય છે, તેવી રીતે તે સૂક્ષ્મરૂપમાં અદ્રશ્ય રહેવાથી પણ તે તેના ધર્મથી યુકત હોઇ, કાર્યાકાર્ય સંબંધે જોડાયલા રૂપમાં પ્રવાહથી વહે છે. એવીજ રીતે મનુષ્ય શરીરમાં ગર્ભાવાસમાં આવેલો આત્મા જ્યારે વીર્યની સાથે વીર્યના રંગરૂપ થઇને પોતાના સ્થૂળ શરીરને રચે છે તે વખતે બારીક દ્રષ્ટિથી જોતાં આત્માનું ચાર અંતઃકરણ અને પાંચ તન્માત્રાઓવાળું લીંગ શરીર જેને સૂક્ષ્મશરીર કહીએ છીએ તે આપણાં

જોવામાં આવતું નથી, પરંતુ સૂક્ષ્મ શરીરમાં રહેલો આત્મા, નવ તત્વના પ્રકૃતિરૂપ સૂક્ષ્મ પરમાણુના સમૂહના આકર્ષણ ધર્મને પામી માતાના ઉદરમાંથી નાળતંતુ દ્વારાએ માતાના આહારમાં રહેલા પંચભૂતાત્મક અને ષડરસાત્મક રસથી પોષણ પામી પોતાના સૂક્ષ્મ શરીર ઉપર સ્થૂળ શરીરની રચના કરે છે તે સુક્ષ્મ શરીરના યોગે સ્થૂળ શરીરની રચના થતાં જે જે પરમાણુ આવીને પરસ્પર વળગીને જેમ જેમ બનાવતા જાય છે તેમ તેમ ચૈતન્યને યોગે ચૈતન્યપણું પામતાં જાય છે. એટલે શરીરના બંધારણમાં સ્થૂળરૂપે વીર્ય, મજ્જા, અસ્થિ, મેદ, માંસ, રક્ત, અને રસરૂપ ધાતુઓ, મૂળ પ્રકૃતિના પરમાણુઓ સ્થૂળભાવને પામી જેવા જેવા રૂપમાં ગોઠવાય છે તેવા તેવા તેના સપ્તધાતુરૂપ સપ્તનામ પાડવામાં આવે છે; અને પરમાણુના આકર્ષણ તથા પ્રકર્ષણ ધર્મને લીધે ચૈતન્યની સત્તાવાળા સૂક્ષ્મ શરીરની સત્તા, સ્થૂળ શરીર ઉપર જામેલી કાયમ રહે છે. અર્થાત્ સૂક્ષ્મ શરીરમાં પાંચ જ્ઞાનેન્દ્રિની અને પાંચ કર્મેન્દ્રિની એવી ગોઠવણ કરે છે કે, અને તે ગોઠવણ કરતાં પોતાના સ્વભાવથી અથવા કહો કે પ્રભાવથી, માતાના ષડ્રસાત્મક આહારમાંથી પરમાણુઓને જુદા પાડી દશ ઇન્દ્રિમાં પોતાને અનુકુળ પડતા પરમાણુની એવી ગોઠવણ કરે છે કે, તેવી ગોઠવણ કરવાને કોઇપણ સિદ્ધપદાર્થ વિજ્ઞાનશાસ્ત્રી તેમ કરી શકે નહિ અથવા તેનું પ્રથક્કરણ કરી સમજાવી શકે નહિ. દાખલા તરીકે શરીરના કોઇપણ ભાગને તપાસીશું તો દરેક ઠેકાણે લોહી, માંસાદિ સપ્તધાતુનો સમૂહ દીઠામાં આવશે, પરન્તુ આકાશતત્વનો શબ્દગુણ હોવા છતાં, નાકમાં કે મુખમાં રહેલું આકાશ, શબ્દને સાંભળી શકતું નથી. તેમ નાકનો ગંધગુણ કાન જાણી શકતો નથી.

મુખથી જોવાતું નથી અને આંખથી બોલાતું નથી. એ પરમાણુઓની ઘટના માત્ર સૂક્ષ્મ શરીરમાં રહેલી તન્માત્રાઓજ ગોઠવી શકે છે, અને તેના ગુપ્ત રહસ્યને યોગીઓ કે સિદ્ધોજ માત્ર જાણી શકે છે, છતાં પણ તેઓ વાણિદ્વારા સમજાવી શકતા નથી.

ઉપરની અટપટી અને ઘટપટી રચનાનું ફળ તે આ જગતમાં દૃશ્યમાન થતા પ્રાણિમાત્રના શરીરની રચનાનું અવલોકન કરતા પ્રત્યક્ષ દેખાય છે. અને જ્યારે ગર્ભમાંથી બાળકરૂપે પ્રાણીનો પ્રસવ થાય છે તે પછી તે બાળક પોતાના કર્મ પ્રબંધથી રચાયલા સ્થૂળ શરીરને અનુકુળ પોતાના વાંસના લીંગદ્વારા ષડ્રસનું પાન કરીને પોતાની ઇન્દ્રિઓને પોષે છે. પરંતુ પરમાણુના મુખ્ય ધર્મ તરીકે મૂળ પ્રકૃતિમાં રહેલા પરમાણુ પોતપોતાના કર્મની સ્થીતિ પરિપક્વ દશાને પામતાં તે પરમાણુઓ પોતાના ધર્માનુસાર ખરતાં જાય છે અને બીજા પરમાણુઓ આવીને વળગતાં જાય છે. એ ક્રિયાને લીધેજ પ્રાણિમાત્ર વૃદ્ધિ પામી વધે છે, સ્થિરતા પામી સ્થિર રહે છે અને ભિનત્વ પામી નાશ પામે છે. એટલા ઉપરથી એવો સિદ્ધાન્ત સ્થાપન થાય છે કે, સૂક્ષ્મ શરીરના એટલે વાંસના લીંગના સ્વભાવ પ્રમાણે, અથવા ધર્મ પ્રમાણે, અથવા કાર્ય પ્રમાણે, અથવા વિચાર પ્રમાણે, શરીરમાંથી અહોનિશ એક જાતના પરમાણુનો છુટો પડેલો પ્રવાહ વહી જાય છે, અને તે સ્થાને જોઇતાં સ્વજાતિય પરમાણુઓ આહારના પદાર્થ સાથે આવીને જ્યાં જ્યાં જે જે જાતના પરમાણુઓ ખાલી પડ્યાં હોય છે, ત્યાં ત્યાં તે તે જાતના પરમાણુઓ વળગે છે. પાંચ તન્માત્રાઓ અને ચાર અંતઃકરણ એ નવ તત્ત્વના બનેલા વાંસના લીંગમાં મન એ પ્રાધાન્યપણું ભોગવે છે, અને તે

મન આખા શરીર તંત્રને પોતાની મરજીમાં આવે તેમ ચલાવવાને અધિકારી છે, એટલે આત્માની આસપાસના સૂક્ષ્મ શરીરમાં પૂર્વ જન્મના કૃતકર્મને યોગે જે પરમાણુઓ સૂક્ષ્મ શરીરની સાથે આવેલાં હોય છે, તેને અનુકુળ મન, બુદ્ધિ અને ચિત્ત બીજા પરમાણુને ખેંચી તેને યોગ્ય સ્થાનકે ગોઠવે છે. તેવી રીતે શરીરમાંથી છુટા પડેલા પરમાણુને મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર મળીને બહાર ફેંકવાનું કામ બજાવે છે. પરન્તુ જેમ આપણા ઘરમાં પડેલો કચરો સાવરણીથી વાળી ઘરની બહાર ઉડાવી દઇ શકાય છે તેમ તે કચરાને યોગ્ય સ્થાને નાંખવામાં પણ આવે છે. પરન્તુ જો મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકારની ઐક્યતા સિવાય કચરો વાળવામાં આવે તો તે કચરો ઘરની બહાર ગમે ત્યાં ઉડાવી દેવામાં આવે છે, પણ જો મન, બુદ્ધિ, ચિત્તની ઐક્યતાથી કચરો વાળવામાં આવે તો તે કચરો યોગ્ય સ્થાનકે મોકલી શકાય છે. તેવી રીતે શરીરરૂપી ગૃહમાંથી કચરો કાઢવાનું કામ મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકારની ઐક્યતા વિના કરવામાં આવે ત્યારે તે કચરો ગમે તેમ ઉડાવી દેવામાં આવે છે, તેથી તેનું પરિણામ આપણને સમજાતું નથી પણ મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકારની ઐક્યતાથી છુટા પડેલા પરમાણુરૂપ કચરાને યોગ્ય સ્થાને પહોંચાડવામાં આવે તો તેનું પ્રતિફળ, આપણા જાણવામાં આવી શકે છે. એટલા ઉપરથી હવે આપણને સ્પષ્ટ સમજાય છે કે શરીરમાંથી નીકળતો કચરો, પણ નકામો નથી, પરન્તુ તેની યોગ્ય સ્થાનકે રાખવાની, મુકવાની અથવા સંગ્રહ કરવાની ગોઠવણો કરવામાં આવી હોય તો તે કચરાનું ખાતર જેમ જમીનને ફળદ્રુપ બનાવી ઉત્તમ ફળને આપવાવાળું થાય છે તેમ શરીરમાંનો કચરો

પણ અમૃતરૂપમાં ફેરવાઇ, જગતના કલ્યાણરૂપ આરોગ્યતા અને આનંદને આપવાવાળો થાય છે.

ઉપર જણાવવામાં આવ્યું છે કે દરેક પરમાણુમાં આકર્ષક અને પ્રકર્ષક એવા બે ધર્મો રહેલા છે તથા દરેક પરમાણુ જ્યાં સુધી ચૈતન્યના યોગથી તેના સંપર્કમાં રહે છે ત્યાં સુધી તે ચેતનરૂપ જણાય છે, અને છુટા પડવાથી જડરૂપ થઇ રહે છે. મનુષ્ય શરીરમાં રહેલો આત્મા, અંતઃકરણ અને તન્માત્રાને યોગે પોતાને જોઇતા પરમાણુઓનું આકર્ષણ કરી શકે છે તેમ પોતાના શરીરમાંથી શુભ કે અશુભ પરમાણુને બહાર ફેંકી શકે છે. એ ઉપરથી સાબીત થાય છે કે, આત્માના માનેલા સુખ દુઃખ ધર્મને અનુસરતા જેવા જેવા વિચાર અંતઃકરણમાં થતા જાય છે તેવા તેવા રંગો શરીરમાંથી નીકળતા પરમાણુ ઉપર ચઢીને તે પરમાણુઓ તેવા રંગના થઇને બહાર ફેંકાય છે, પરન્તુ ઉપર કહ્યું તેમ મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકારની ઐક્યતા સિવાય ધરમાનાં જે પરમાણુઓ બહાર ફેંકવામાં આવે છે તે પરમાણુઓ જેમ આપણા બારણામાં અનીયમિત રીતે ઉડયાં કરે છે તેમ શરીરમાંના નીકળેલા પરમાણુ શરીરની આસપાસ ઉડયા કરે છે. એટલે એવું સિદ્ધ કરવામાં આવ્યું કે શરીરમાં રહેલો આત્મા અંતઃકરણ દ્વારાએ પંચ વિષય સંબંધી જેવા જેવા વિચારનું સેવન કરે તેવા તેવા વિચારના રંગથી રંગાઇને તેવા પરમાણુઓ બહાર છુટા પડતા જણાય છે. એટલા માટે કોઇ પણ જાતનો રંગ ચઢયા સિવાયના પોતાના મૂળ ગુણવાળા પરમાણુઓને બહાર ફેંકવાની ક્રિયા જે માણસ કરી શકે છે તેના ઓજસથી તે માણસ જ્યાં જાય છે ત્યાં આરોગ્યતા આનંદ અને શાંતિનો જમાવ થાય છે.

મનુષ્ય શરીરમાં રહેલા સૂક્ષ્મ શરીરના ગુણ ધર્મને લીધે જે પરમાણુ છુટા પડવાના હોય છે તે તેના ગુણ ધર્મ પ્રમાણે શરીરના છેડામાંથી એટલે બે હાથ, બે પગ, અને માથું એ પાંચ ઠેકાણેથી હંમેશાં પ્રવાહની પેઠે વહ્યાં કરે છે. જો કે આ વાત અથવા આ વહન કાર્ય આપણા જાણુવામાં કે જોવામાં આવતું નથી, પરન્તુ સિદ્ધ પદાર્થવિજ્ઞાનના નિયમ પ્રમાણે એ વાત સત્ય ઠરેલી છે, અને તેનું પ્રત્યક્ષ પ્રમાણ એવું છે કે, એક માણસના કપાળના ભમ્મરની વચમાં બે ઈંચ છેટેથી આપણી આંગળી ધરીએ તો થોડા સમયમાં આપણી આંગળીમાંથી નીકળતો પરમાણુનો પ્રવાહ સામા માણસના કપાળમાં પ્રવેશ થવાથી અથવા અથડાવાથી અથવા તેનો સ્પર્શ થવાથી તેનું કપાળ ખેંચાવા અથવા દુઃખવા માંડે છે. એ ઉપરથી સાબીત થાય છે કે માણસના હાથ, પગ અને માથામાંથી અંતઃકરણના વિચાર પ્રમાણે પરમાણુઓ છુટા પડી તે માણસની આસપાસ ફર્યા કરે છે અને આખરે આકાશમાં વિલીન થઇ જાય છે અથવા અન્તઃકરણ જ્યાં મોકલે ત્યાં જઇને એકઠાં થઇ તેની શુભ અથવા અશુભ અસર નીપજાવે છે. જો કે સિદ્ધ પદાર્થ વિજ્ઞાનશાસ્ત્રનો અભ્યાસ હાલમાં સાયન્સના અંગ્રેજી નામથી શીખવવામાં આવે છે, પરન્તુ વેદાન્ત દર્શનમાં જેને ષટ્ઉર્મિ કહે છે અને જૈન ધર્મશાસ્ત્રમાં જેને છ લેશ્યાના નામથી ઓળખે છે તેના સ્વરૂપનું વર્ણન આ સિદ્ધાંતને સંપૂર્ણ પુષ્ટિ આપે છે. હવે જાણવાનું અને જણાવવાનું એટલુંજ છે કે, જ્યારથી માણસ જન્મે છે ત્યારથી મર્ણ પર્યન્ત એક પણ ક્ષણ એવી જતી નથી કે અંતઃકરણમાં ષટ્ઉર્મિ પૈકી કોઇ પણ ઉર્મિનો અભાવ હોય ! એટલે જેવી ઉર્મિ ઉઠે તેવા રંગથી રંગાઇને

શરીરના પરમાણુઓ છુટા પડવાનો પ્રવાહ ચાલુ રહે. અને જે જાતની ઉર્મિ ઉઠવાથી જે જાતના અથવા રંગના પરમાણુઓ છુટા પડતા જાય તેજ જાતની ઉર્મિથી મનુષ્યનાં ખાનપાન તથા આહાર વિહારને યોગે તેજ જાત અથવા રંગના પરમાણુઓ શરીરમાં એકઠાં થતાં જાય. એટલે પરમાણુના ગુણ—ધર્મ પ્રમાણે આકર્ષક અને પ્રકર્ષકની ક્રિયા જ્યાં સુધી માણુસ જીવે ત્યાં સુધી ચાલુ રહે છે, અને તેજ ઉર્મિને પાંચ યમના નામથી આપણે ઓળખીએ છીએ અર્થાત્ પાંચ યમના પૈકી કોઈ પણ યમને લગતી અંતઃકરણમાં શુભ અથવા અશુભ ઉર્મિ ઉઠે તે પ્રમાણે શુભ અથવા અશુભ ફળ નીપજાવનારા પરમાણુનું આકર્ષણ કે પ્રકર્ષણ થાય.

હિંસા—"सदा सर्वदा सर्व प्राणिपु अनभिद्रोहित्वं सा अहिंसा" એટલે કોઈ પણ સંજોગમાં કોઈ પણ પ્રાણીનો દ્રોહ થાય એવા વિચાર કરવાથી હિંસા થાય છે. જૂઠું—ક્રોધથી લોભથી ભયથી અને હાસ્યથી જે વિચાર અથવા વચન અન્યથા બોલવામાં કે વિચારવામાં આવે તેને જૂઠ એટલે અસત્ય કહે છે. ચોરી—જે વસ્તુ આપણી નથી અથવા તેને લેવાનો રાખવાનો કે ભોગવવાનો આપણો અધિકાર નથી છતાં તે વસ્તુ મેળવવાના કે ભોગવવાના વિચાર કરવા તેનું નામ ચોરી છે. વ્યભિચાર—જે સ્ત્રી મનુષ્યને ધર્મથી અનુપયોગી છે તેવી સ્ત્રીના સ્પર્શથી, સાનિધ્યથી, શબ્દથી, દર્શનથી, ચિત્રથી વગેરે યોગથી મન વિહ્વળ થઈ તે સ્ત્રીને મેળવવાના વિચાર કરવામાં આવે તેને વ્યભિચાર કહે છે. લોભ—જે વસ્તુ આપણી નથી અથવા જે વસ્તુ મેળવવાનો આપણો હક નથી અથવા જે વસ્તુ મેળવવાની આપણામાં યોગ્યતા નથી તે વસ્તુ મેળવવાના

વિચારથી સામા માણસના તાબામાંથી મેળવવાને જે ષડયંત્રની ગોઠવણ મનમાં કરવામાં આવે તેને લોભ કહે છે. એ રીતે પાંચ યમના પ્રભાવથી જે પ્રવાહ અંતઃકરણમાં વહેવા માંડે તેને ઉર્મિ અથવા લેશ્યા કહેવામાં આવે છે. હવે જો એ પાંચ ઉર્મિનો સમૂલ નાશ થાય તો છઠ્ઠી એકજ શુભ ઉર્મિ બાકી રહે. તેનું સ્વરૂપ એવું તેજોમય છે કે આ ઠેકાણે અમે તે લખી શકતા નથી પરન્તુ એ છઠ્ઠી શુભ ઉર્મિ અથવા શુકલ લેશ્યાનું વર્ણન જાણવું હોય તેણે કિરાતાર્જુની કાવ્યમાં અર્જુનના તપના પ્રભાવથી તેના મસ્તિષ્કમાંથી નીકળતા તેજના પ્રભાવથી જે વનમાં તે તપ કરતા હતા તે વનમાં જે પ્રકાશ પડેલાનું વર્ણન કરેલું છે તે વાંચીને તેના સ્વરૂપનો વિચાર કરી લેવો. અત્રે એટલું જણાવવાનું છે કે હિંસાની ઉર્મિનો રંગ કાળો છે, અસત્યની ઉર્મિનો રંગ નીલવર્ણ છે, ચોરીની ઉર્મિનો રંગ ભૂખરો કીરમજી છે, વ્યભિચારની ઉર્મિનો રંગ ચિત્રવિચિત્ર છે અને લોભની ઉર્મિનો રંગ રાતો છે. એટલે આપણને સમજાશે કે જેવા જેવા વિચારનું સેવન કરવામાં આવે તેવા તેવા રંગના પરમાણું શરીરમાંથી બહાર પડે છે. મનુષ્યના શરીરના છેડામાંથી જે પ્રવાહ વહે છે તે પ્રવાહ જેવી જેવી જાતના પંચ વિષય પૈકી જે જે વિષયનો વિચાર કરવામાં આવે તેવી તેવી જાતના પ્રત્યેક અથવા મિશ્ર રંગનો પ્રવાહ બહાર નીકળતો રહે છે. અને તે પ્રવાહને યોગી લોકો જોઈ શકે છે, અથવા જે પ્રાણીઓને કુદરત તરફથી દિવસે અને રાત્રીએ એક સરખું દેખાય એવી આંખ મળેલી હોય તેને તે પ્રવાહનો રંગ દેખાય છે.

હવે આટલું વિવેચન કર્યા પછી વૈદરાજોના હાથમાં અમૃત કેમ ઉત્પન્ન થાય છે? તેનો વિચાર કરીને તે અમૃતમાં ન્યુનપણું

શી રીતે આવે છે ? તે તરફ લક્ષ ખેંચીશું. એક વૈદ્ય એક દર્દીની ચિકિત્સા કરતો હોય, પરન્તુ થોડા દિવસ ગયા પછી તે દર્દીના શત્રુ તરફથી કાંઇ ભલામણ થાય અથવા વૈદ્યના અંતઃકરણમાં દર્દીનો રોગ વધે એવું ઔષધ આપવાનું કાંઈ કારણ ઉપસ્થિત થાય, અને તેને માટે વૈદ્ય જે જે જાતના વિચારની ગોઠવણ કરે તે તે સમયે વૈદ્યના હાથ-પગ અને માથામાંથી કાળા રંગના પરમાણુનો પ્રવાહ ચાલુ થાય છે, તથા જે રોગીની ચિકિત્સા કરવાને માટે વૈદ્યને બોલાવવામાં આવે એટલે તે રોગીની સ્થિતિ અને સમૃદ્ધિ જોઇને વૈદ્યના મનમાં એવો વિચાર આવે કે, આ ધનવાન રોગી પાસે કેવી યુક્તિથી વાત કરાય કે જેથી પોતે ભય પામી મારી યોગ્યતાને ઉત્તમ ગણી મને ઘણું ધન આપે ! એવા વિચારથી તે વૈદ્ય રોગની યથાર્થ ચિકિત્સા નહિ કરતાં રોગનું જે સ્વરૂપ હોય તેથી મોટું સ્વરૂપ બતાવી પોતાના ઔષધની કિંમત વધારે બતાવી, જેટલા પ્રમાણમાં જૂઠું બોલવાની ગોઠવણ કરે છે, તેટલા પ્રમાણમાં તેના શરીરમાંથી નીલવર્ણ પરમાણુંનો પ્રવાહ વહે છે. તથા જે વૈદ્ય રોગીની પાસે જઇને તેને ગમે તેમ સમજાવીને તેની પાસે પૈસા કઢાવીને તેને માટે ખાસ દવા બનાવીને આપવાનું કહીને તે દવાને ઠેકાણે બીજી ભળતી દવા આપીને અથવા બનાવેલી દવામાંથી રોગીના કહ્યા વગર અમુક ભાગ પોતાના ઘરમાં રાખી મુકવા માટેના વિચારોનું સેવન કરે છે, જેથી તે વૈદ્યના હાથમાંથી ભુખરા કીમરજી રંગનાં પરમાણુનો પ્રવાહ વહેવા માંડે છે. તથા જે વૈદ્યના પ્રસંગમાં પોતાના દરદને જણાવવા માટે અથવા પરીક્ષા કરાવવા માટે અથવા તેનો ઉપચાર કરાવવા માટે કાંઇ સ્ત્રી કે જે સ્વરૂપવાન અને યુવાન આવી હોય તે

સ્રીને જોઇને (જો કે ગમે તેવી પડદેનશીન અથવા લજ્જાળુ સ્રી હોય તોપણ રાજા, ગુરૂ અને વૈદ્યની સાથે પડદો રાખી શકતી નથી) વૈદ્યનું મન ચલાયમાન થાય, જેથી તે સ્રીના દર્શન અને સ્પર્શન કાર્યથી તેના સંબંધમાં અને તેના સમીપમાં કેવી રીતે વાત કરવાથી તે સ્રીની સાથે વ્યભિચાર કરી શકાશે, તે સંબંધના ગુંચવણી ભરેલા વિચાર કરવાથી તે વૈદ્યના હાથમાંથી હિંસા, અસત્ય, ચોરી અને કામના ચાર પ્રકારના મળેલા પરમાણુઓના વિચિત્ર રંગનો પ્રવાહ ચાલુ થશે. તેવીજ રીતે રોગીના રોગનો, રોગના સ્વરૂપનો, રોગના નિદાનનો અને રોગને સારા કરવાના ઉપચારનો વિચાર બાજુએ મેલી જે વૈદ્ય માત્ર રોગી પાસેથી ધન શી રીતે મેળવી શકાય? એવા વિચારનું સેવન કરવાથી તેના સરીરમાંથી રાતા રંગના પરમાણુઓનો પ્રવાહ વહે છે. આ ઉપરથી આપને જણાશે કે જ્યાં સુધી વડીલ મનુષ્યના, ધર્મગુરૂઓના, અને વૈદ્યોના અંતઃકરણમાં ઉપર લખેલા પંચ વિષયના વિચારો ગોઠવાતા, ગુંચવાતા કે રમણ કરતા હોય ત્યાં સુધી તેના ઓજસથી કે તેના હાથથી શિષ્યના કે રોગીના કલ્યાણની આશા રાખવી એ આકાશ પુષ્પવત્ છે. તેમ જે ગુરૂઓ અથવા જે વૈદ્યો પંચ વિષયના વિચારોમાં નિમગ્ન થયા પછી, પોતે યશ, કીર્તિ, પૂન્ય, પરોપકાર કે ધનની ઇચ્છા રાખતા હોય તેઓની ઇચ્છા કોઇ પણ દિવસે પરિપૂર્ણ થવાની આશા રાખવી તે ફોકટ છે. એટલા માટે અમારે ભાર મૂકીને કહેવું પડે છે કે, જે વૈદ્યો પોતાના હાથમાં અમૃત મેળવવાની ઇચ્છા રાખતા હોય તે વૈદ્યરાજોએ ઉપર લખેલા પંચવિષયના વિચારથી જેટલું બની શકે તેટલું અલગ રહેવું, અને એટલાજ માટે

દર્દીને જોઇને અથવા તેની પાસે જઇને તેને માટે દવા બનાવવાનો, રોગને પકીને તેની કિંમત ઠરાવી અર્ધા રૂપિયા આગળથી લેવાનો તથા રોગીને સારૂં થયા પછી ઇનામ લેવાનો જે નિષેધ આગળ કરવામાં આવ્યો છે, તેનો ત્યાગ કરવાથી ઉપર લખેલા પાંચ પ્રકારના વિષયના વિચાર કરવાનો અવકાશ વૈદરાજોને રહેશેજ નહિ, જેથી પોતાના શરીરમાંથી એટલે હાથમાંથી શુદ્ધ અને અમૃતરૂપ પરમાણુંનો ઝરો સદૈવ વહેતો રહેવાથી વૈદરાજની દ્રષ્ટિ રોગી ઉપર પડતાં વૈદરાજના હાથનો રોગીને સ્પર્શ થતાં અને વૈદરાજનો રોગી પાસે બેસીને વાતચિત્તનો સમાગમ થતાં તે રોગીની આસપાસ તથા રોગીના શરીરમાં વૈદરાજના શરીરમાંથી અમૃતમય પરમાણુંના વહનને લીધે રોગીને એકવાર વગર ઔષધથી શાંતિ થતી જણાશે; તો પછી એવા અમૃતમય પરમાણુંવાળા હાથથી જે દવા બનાવેલી હોય અને તે દવા તેજ હાથથી અમૃતમય થઇને રોગીને આપવામાં આવે તો તે રોગી ગમે તેવા ભયંકર રોગમાં સપડાયલો હોય તો પણ તેને શાંતિ તો વળેજ, કારણ કે;—

नजंतुः कश्चिदमरः पृथिव्यां जायते क्वचित् ।
अतो मृत्युरवार्यः स्यात् किन्तु रोगान्निवारयेत् ॥

અર્થાત્ જે દદ મરવાનો હોય તેને તો વૈદ્ય બચાવી શકતો નથી પરન્તુ જેના હાથમાં જેટલા પ્રમાણમાં અમૃત હોય તેટલા પ્રમાણમાં તે રોગની શાંતિ કરી શકે છે. એટલી વાત કહ્યા પછી અમે વૈદરાજોને વિનંતિ, ભલામણ અથવા ઉપદેશ કરીએ છીએ કે, ધન, યશ, કીર્તિ અને પુણ્યની ઇચ્છા રાખનાર વૈદરાજોએ જેમ બને તેમ પંચ વિષયના વિચારનો ત્યાગ કરી

પોતાના હાથમાં અમૃત મેળવવાનો પુરૂષાર્થ કરવો અને તે પુરૂષાર્થ જેટલા પ્રમાણમાં ઓછો વધતો કરવામાં આવશે તેને તેટલા પ્રમાણમાં લાભા લાભની પ્રાપ્તિ થશે. કહ્યું છે કે;

**पराम्नेनोदरंदग्धम् हस्तोदग्धः प्रतिग्रहात् ।**
**नेत्रंदग्धं परस्त्रिभ्यः कार्यसिद्धिः कुतो भवेत् ॥**

અર્થાત્ ઉપરનાં વચન પ્રમાણે જેના નેત્ર, મુખ, જીવ્હા અને હસ્ત દગ્ધ થયલા છે, એટલે પાંચ પ્રકારના કસ્મળથી ખરડાયલા છે તે જેમ કાદવમાં ખરડાયલા પગને કાદવથી ધોવાનો પ્રયત્ન નિષ્ફળ થાય છે તેમ વિષય વાંસનાથી ખરડાયલા શરીરનો સ્પર્શ થવાથી વિષયના સેવનની પરાકાષ્ટારૂપ કાદવમાં ખરડાઇને રોગરૂપ દુર્ગંધની પીડામાં સડબડતા રોગીને નિરામય શી રીતે કરી શકશે ? માટે વૈદ્યોએ વૈદકનો ધંધો શરૂ કરતાં પહેલાં પોતાના હાથમાં અમૃત મેળવવાનો ઉદ્યોગ કરવો, અથવા જે વૈદ્યરાજોનો હાથ અમૃતમય હોય તેણે હમેશાં ડરતા રહેવું કે રખેને અમારા હાથમાંનું અમૃત વિજાતીય દ્રવ્યના મળવાથી કદરૂપું અથવા વિરસ કે સડેલું બની જશે ! જેથી અપયશની પ્રાપ્તિ થાય. તેટલી સંભાળ રાખીને જે વૈદ્યો આ નિબંધમાં લખેલી પદ્ધતિ પ્રમાણે પોતાનું ઔષધાલય ચલાવશે તેને કુદરત તરફથી યશ, કીર્તિ અને ધનની ન્યૂનતા રહેશે નહિ, એટલોજ આશીર્વાદ આપી આ વિષયને પૂર્ણ કરીએ છીએ; તથાસ્તુ.

**अलमति विस्तरेण विपश्चिद्वरेषुकिमधिकम्.**

# आयुर्वेद निबंधमाळा भाग २जो.

## નિબંધ ૩ જો.

### * ષડ્ઋતુ દર્પણ.

આ પંચભૂતાત્મક અને ષડ્ રસાત્મક સૃષ્ટિની રચના જોતાં તેના પ્રકટ કર્ત્તા પરમકૃપાળુ પરમાત્માના જ્ઞાનનો પાર પામવાને માટે મોટા મોટા મહર્ષિઓ થાકી જાય છે તો પછી એ સૃષ્ટિનું વર્ણન કરવાને અમારા જેવા છદમસ્થ જીવોનો પ્રયત્ન શી રીતે સફળ થાય? એવું જાણવા છતાં ઇશ્વરની લીલા એટલે કુદરતના બંધારણ માટે જે ગુપ્ત નિયમો ઘડાયા છે, તેનું રહસ્ય જેટલું અને જેટલે સુધી અમારી બુદ્ધિ પહોંચે તેટલું અને તેટલે સુધીનુ વર્ણન કરવાને

* પ્રાચીન ઋષિ પ્રણિત ગ્રંથોમાં ષડ્ઋતુઓનું સ્પષ્ટી કરણ સૂત્રરૂપે કરવામાં આવેલું જોવામાં આવે છે અને તે ઋતુચર્યા તથા દિનચર્યાનું પ્રકરણ આ જમાનાને બંધ બેસતુ નથી આવતું પણ તે રાજા મહારાજાઓને બંધબેસતું દેખાય છે, તદર્થ માટે પ્રજાના ઉપયોગમાં આવે અને વર્તમાનના ચિકિત્સકો પ્રજાને તે માર્ગે દોરવે એવા હેતુથી અમારી જેટલે અંશે બુદ્ધિ પહોંચી તેટલે અંશે આ વર્ણન કર્યું છે. એમાં જે અપૂર્ણતા હોય તે બીજા વિદ્વાન વૈદોએ પૂર્ણ કરવી કારણ કે ઇશ્વરી સૃષ્ટિના ગુપ્ત ભેદ એક મનુષ્યને પૂર્ણપણે જાણવામાં આવતા નથી,

અમે તે વિદ્યામાં પ્રવેશ કરવા ધારીએ છીએ; અને એ મંથનમાંથી જે ઉપલબ્ધ થાય તે પ્રજા સન્મુખ રજુ કરવાની ઇચ્છા રાખીએ છીએ, ઋષિ મુનિઓ, શાસ્ત્રીઓ અને પંડિતો તથા તત્વજ્ઞાનીઓ આ વિષયને માટે અજાણ્યુ નથી અને તેઓએ આ વિષયમાં ઉંડા ઉતરીને પ્રજાને પોતાના જ્ઞાનનો લાભ આપેલો છે, તથાપિ કાળના પરિવર્તનની સાથે જગતનું પરિવર્તન થતું હોવાથી વર્તમાનકાળને અનુસરી આ વિદ્યાનું ગુપ્ત રહસ્ય નવેસરથી ગોઠવીને પ્રજાની જાણમાં લાવવાની ખાસ જરૂર જણાયાથી આ નિબંધ લખવાનું પ્રયોજન ઉપસ્થિત થયું છે.

આ કુદરતી સૃષ્ટિમાં જયારથી પૃથ્વીએ સૂર્યની આસપાસ ભ્રમણ કરવાનું શરૂ કર્યું ત્યારથી તે સૂર્યના આકર્ષણમાં પોતાની ગતિએ પોતાની ધરી ઉપર ભ્રમણ કરીને ચક્રાવો ખાતી ખાતી સૂર્યની આસપાસ આપણા એક વર્ષના કાળમાં એક ફેરો ફરી શકે છે, એટલે પૃથ્વી સૂર્યની આસપાસ એક ફેરો ફરે છે તેને આપણે એક વર્ષ ગણીએ છીએ. પરંતુ એક વર્ષમાં પૃથ્વીને એક ફેરો ખાતાં પૃથ્વી સાથે સંબંધ ધરાવતા બીજા ગ્રહોનું તે પૃથ્વીને આકર્ષણ લાગવાથી અને જે સૂર્યની પાછળ પૃથ્વી ફરે છે તે સૂર્યને પોતાની ધરીપર ફરતાં આપણા ૩૬૫ દિવસમાં ૧૨ રાશિમાં ફરવાનું હોવાથી આપણી પૃથ્વી ઉપર એક વર્ષમાં અવનવા ફેરફારો થાય છે, તે ફેરફારોથી મનુષ્ય સૃષ્ટિના સ્વેદજ, અંડજ, ઉદભિજ અને જરાયુ એ ચારે ખાણના જીવો ઉપર જુદી જુદી જાતની અસરો થાય છે. તે અસરો થવાનું કારણ હાલના વિજ્ઞાનશાસ્ત્રના શોધકોએ પ્રાણિમાત્રના ઉપર થનારા રોગના જુદી જુદી જાતના જંતુઓ શોધી કાઢયા

છે, અને તે જંતુઓથી ચારે ખાણુના જીવો ઉપર જુદી જુદી અસર થાય છે એવું નિર્માણ કર્યું છે; પરંતુ તે વિદ્વાનો હજુ આ વિચાર કરી શક્યા નથી કે જુદી જુદી જાતના જંતુઓ પાકવાનું કારણ શું છે?

મનુષ્ય તથા પ્રાણીઓનું સુખરૂપ આયુષ્ય ટકાવી રાખવા માટે આયુર્વેદની રચના કરવામાં આવી છે, અને જેમ વેદના પુસ્તકોમાં દરેક વિદ્યાના મૂળતત્વો ભરી રાખવામાં આવ્યા છે, એટલે દુનિયામાં જેટલી વિદ્યા નવીન રૂપ ધારણ કરી નવીન રૂપમાં પ્રકટ થાય તોપણ તેનું મૂળ વેદમાથી જડી આવે છે, તેમ આયુર્વેદ એક એવો જ્ઞાનભંડાર છે કે વર્તમાન કાળના વિદ્વાનો જે જે નવી વાતોનો શોધ કરે છે તથા ભવિષ્યના વિદ્વાનો નવી શોધો કરશે તોપણ તેનું મૂળતત્ત્વ આયુર્વેદમાં નથી એમ કોઇથી કહી શકાશે નહિ, અને તેટલા ઉપરથી વર્તમાન કાળના નહિ ગણી શકાય એટલા રોગો અને તે રોગો માટે નહિ ગણી શકાય તેટલા ઉપાયો તથા તેનાં કારણો જે શોધવામાં આવે છે, તે તમામ કારણનાં કારણો અયુર્વેદમાં જોવામાં આવે છે; પરંતુ આપણે તેનો વિચાર કરવાની શક્તિ ધરાવતા નથી અથવા વિચાર કરવાની કાળજી ધરાવતા નથી. ઈશ્વરી જ્ઞાનની ગાથા સમજવા માટે ઈશ્વરી ભાષા ઈશ્વરી લિપિ ભણવા તથા જાણવાની ખાસ જરૂર છે. અને તે ઈશ્વર શબ્દાતીત છે, અક્ષરાતીત છે. અનિર્વચનીય છે, એટલે તેની ભાષા તથા લિપિ પણ તેવીજ હોવી જોઇએ તેમાં કાંઇ આશ્ચર્ય નથી. એ લિપિના અક્ષરને ઉકેલવા માટે, તેના જ્ઞાનની સમજ મેળવવા માટે ઇશ્વરના સ્વરૂપનું દર્શન કર્યાં સિવાય એ ગુપ્ત ભેદની ગાંઠ ઉકેલી શકાય એમ નથી. જો આપણને ઇશ્વરના ગુપ્ત રહસ્યની ગાંઠ ઉકે-

લવાની ઇચ્છા હોય તો ઇશ્વરનું સ્વરૂપ એટલે આ કુદરતી સૃષ્ટિનું દર્શન અથવા અવલોકન કરવાનો અભ્યાસ પાડવો જોઇએ. જ્યાંસુધી કુદરતના નિયમ પ્રમાણે ચાલતો સૃષ્ટિક્રમ સમજવામાં નહિ આવે ત્યાં સુધી ઇશ્વરના જ્ઞાનનું ગુપ્ત રહસ્ય કોઇના પણ જાણવામાં આવી શકે એવું નથી.

આ જગતમાં કાળ—એને ભગવાન, સ્વયંભુ, અનાદિ, અને સમર્થ માનેલો છે, એટલે એ કોઇનો ઉત્પન્ન કરેલો નથી. તેમ એ આદિથી, મધ્યથી, અંતથી રહિત છે. રસવાળા પદાર્થોનું વધવું તથા ઘટવું અને માણસોનું જીવવું તથા મરવું કાળને આધીન છે. એ પદાર્થ જરાવાર પણ થોભતો નથી તેથી, અથવા સંહારવાથી સર્વે પ્રાણીઓને એકઠા કરી નાંખે છે તેથી, અથવા પ્રાણીઓને સુખદુઃખો માં જોડી દે છે તેથી, અથવા સર્વનો સંક્ષેપ કરી નાંખે છે તેથી, અથવા સર્વને મરણના સમીપમાં લઇ જાય છે તેથી કાળ કહેવાય છે. મોટી શક્તિવાળા સૂર્યનારાયણ પોતાની ગતિના વિશેષથી (ઉદયાસ્તથી) એ વર્ષરૂપ શરીરવાળા કાળના અક્ષિનિમેષ, કાષ્ટા, કળા, મુહૂર્ત, અહોરાત્ર પક્ષ, માસ, ઋતુ, અયન, સંવત્સર અને યુગ એ નામના વિભાગો કરે છે. એ વિભાગોમાં એક લઘુ સ્વરનું ઉચ્ચારણ કરવામાં જેટલો વખત લાગે છે તેટલા વખતને અક્ષિનિમેષ કહે છે. ૧૫ અક્ષિ નિમેષ થાય ત્યારે કાષ્ટા કહેવાય છે. ૩૦ કાષ્ટા થાય ત્યારે કળા કહેવાય છે. ૨૦ કળા થાય ત્યારે મુહૂર્ત કહેવાય છે. ૩૦ મુહૂર્ત થાય ત્યારે અહોરાત્ર એટલે દિવસ અને રાત્ર કહેવાય છે. અને ૧૫ અહોરાત્ર થાય ત્યારે પક્ષ કહેવાય છે. શુક્લ-પક્ષ અને કૃષ્ણ-પક્ષ એ રીતે બે પ્રકારના પક્ષ છે. બે પક્ષ થાય ત્યારે એક માસ કહેવાય છે.

બે માસની એક ઋતુ થાય છે. છ સંક્રાંતિનું એક અયન થાય છે, એવીરીતે દક્ષિણાયન અને ઉત્તરાયણ એ બે અયન મળીને વર્ષ થાય છે. અને એવાં પાંચ વર્ષો થાય ત્યારે તે યુગ એવાં નામને પ્રાપ્ત થાય છે. ચક્રની પેઠે ફર્યા કરતો નિમેષથી માંડીને યુગ સુધીનો જે કાળ તે કાળ—ચક્ર કહેવાય છે, એવું આયુર્વેદના જ્ઞાતા મહર્ષિ સુશ્રુતાચાર્યનું માનવું છે. એ કાળનું સ્વરૂપ જેમ જેમ સમજાતું જાય તેમ તેમ ઇશ્વરની કૃતિનું કહો કે કાળ—ભગવાનની કૃતિરૂપ કહો, પણ આ પંચભૂતાત્મક અને ષડ્રસાત્મકરૂપે જણાતી કુદરતની લીલામાં આનંદ દેખાતો જાય છે. જો કે સૃષ્ટિની અદ્ભુત રચના અને તેના જુદાં જુદાં દ્રવ્યો જુદા જુદા ગુણ, રસ, અને વિપાકવાળા, જુદી જુદી આકૃતિના તથા જુદા જુદા ધર્મવાળા રૂપ, રંગ, આકૃતિ, સ્વાદ, અને જુદી જુદી શક્તિવાળાં જોવામાં આવે છે, તે ઉપરથી એવી રચના રચવાનું ગુપ્ત રહસ્ય શું છે? અને તે આપણાથી જાણી શકાય એવું છે કે કેમ? એનો વિચાર કરવાની આપણને આવશ્યકતા જણાય છે. પ્રત્યક્ષરૂપે આપણને આપણી પૃથ્વી, પૃથ્વી ઉપરના પદાર્થો, સૂર્ય, ચન્દ્ર અને પૃથ્વીને લાગુ પડતા નક્ષત્રો તથા ગ્રહો જણાય છે, અને તેને વધવા ઘટવાનો, હાલવા ચાલવાનો, પેદા થવા અને મરવાનો, ઉત્પન્ન થવા અને વધવાનો કાળ નિશ્ચય કરવામાં આવેલો છે, પણ તે કેવી રીતે, શું કારણથી, વધે ઘટે, કે જન્મે મરે છે, તે આપણી આંખે જોઇ શકાતું નથી. દાખલા તરીકે એક માણસ ગર્ભમાં ઉપસ્થિત થઇ બાળકરૂપે જન્મે છે, જન્મ્યાં પછી યુવાવસ્થાને પામી વૃદ્ધાવસ્થા ભોગવી મૃત્યુને શરણ થાય છે ત્યાં સુધીમાં તે કયા સમયમાં કેટલો વધ્યો, કાલના કરતાં આજ કેટલો વધ્યો? તે જોવા જાણવામાં આવતું

નથી; માત્ર કાળચક્રનો એક ફેરો થાય ત્યારે આ માણસનું શરીર આટલું વધ્યું, જુવાન થયું, ઘટયું કે ઘરડું થયું એ સમજવામાં આવે છે, એટલે આપણે માણસ મોટો થયો એવું કહીએ છીએ.

એટલા ઉપરથી સમજાશે કે જગતના પરિવર્તનમાં સૂર્ય એક રાશિમાં પ્રવેશ કર્યા પછી જેમ જેમ જેટલે જેટલે અંશે તે રાશિને ભોગવતો જાય છે, તેમ તેમ તે રાશિઓની બનેલી ઋતુઓમાં ફેરફાર થતો જાય છે, અને તે ફેરફારથી ચારે ખાણના જીવો એટલે પ્રાણિમાત્રમાં ફેરફાર થતો જણાય છે. દાખલા તરીકે ગ્રીષ્મ ઋતુની સંક્રાંતિમાંથી સૂર્ય ચાલતો ચાલતો વર્ષાઋતુની સંક્રાંતિમાં પ્રવેશ કરે એટલે વર્ષાઋતુ બેઠી એમ કહેવાય, પણ જ્યાં સુધી વર્ષાઋતુની એક સંક્રાંતિ એટલે વર્ષાઋતુનો મધ્યકાળ ભોગવતા સુધી સૂર્ય આવી પહોંચે નહિ ત્યાંસુધી વર્ષાઋતુ પોતાના સંપૂર્ણ સ્વરૂપમાં પ્રકટપણે દેખી શકાય નહિ. તે પ્રમાણે રાશિઓ અને તેથી ઉત્પન્ન થતી ઋતુઓ તથા અયનોમાં જેમ જેમ સૂર્ય ફરતો જાય તેમ તેમ આખા વર્ષમાં ફેરફાર થતો જણાય છે.

હવે વિચાર કરવાનો એ રહ્યો કે કુદરતના કાયદા પ્રમાણે મેષ સંક્રાંતિથી સૂર્ય નીકળી પાછો મેષ સંક્રાંતિમાં આવે અને પૃથ્વી પોતાના અક્ષાંશમાં ઉત્તરાયણ અને દક્ષિણાયન પ્રમાણે પાસું બદલે, એટલે પૃથ્વીનો જે ભાગ સૂર્યના સીધા કિરણમાં આવે ત્યાં પ્રખર તાપ પડે છે; આથી એમ સમજાય છે કે આખા વર્ષમાં એવો એક પણ દિવસ નહિ જાય કે પૃથ્વીના કોઇને કોઈ ભાગમાં સૂર્યનાં કિરણ સીધાં પડતાં નહીં હોય. જ્યાં સૂર્યનાં કિરણ સીધાં પડતાં હોય ત્યાં ગ્રીષ્મઋતુ ગણાય, અને જ્યાં સૂર્યનાં કિરણ અત્યંત તીરછાં પડતાં હોય ત્યાં શીશીર

ઋતુ ગણાય. ગ્રીષ્મ અને શિશિરને સરખાવવામાં આવે તો તેના સ્વભાવમાં એક બીજાથી ઉલટો ફેરફાર જણાય. તેવી રીતે જેમ જેમ કાળનું વહન થતું જાય તેમ તેમ શીતમાંથી ગરમી અને ગરમીમાંથી શીત વધતું ઓછું થતું જાય. એટલે જે પ્રમાણે ગરમી અને શીત ઓછું થતું જાય તે પ્રમાણેના જીવો, ઔષધો, વનસ્પતિઓ તથા સ્થાવર જંગમ તમામ પૃથ્વીની વિભૂતિનો ઉદય અને અસ્ત જણાતો જાય. એ પ્રમાણે જ્યારે નિયમિત વ્યવહાર ચાલે છે તો પછી જગતમાં જે જાતની જુદા જુદા વર્ષમાં. જુદા જુદા માસમાં અથવા જુદી જુદી ઋતુમાં જે અવ્યવસ્થા દેખાય છે તેનું કારણ શોધવાની આપણને આવશ્યકતા જણાય છે. ઉપર આપણે જાણી ગયા છીએ કે પૃથ્વી સૂર્યના આકર્ષણથી પોતાની ધરી પર ફરતી ફરતી સૂર્યની આસપાસ ફરે છે, અને સૂર્યનાં કિરણો પૃથ્વી ઉપર અસર નીપજાવે છે, તેની સાથે સૂર્યમાળામાં સૂર્યની આસપાસ ફરતા બીજા ગ્રહો પણ પોતાનાં કિરણો પૃથ્વી તરફ ફેંકતા જાય છે, જેથી પૃથ્વી ઉપર જુદી જુદી અવ્યવસ્થા દેખાય છે, કારણ કે પૃથ્વીની આસપાસ ફરતા ગ્રહો પોતપોતાના સ્વરૂપ પ્રમાણે જુદા જુદા સ્વભાવના હોવાથી જુદા જુદા રંગનાં કિરણો પૃથ્વી તરફ ફેંકે છે, એટલે સૂર્યના ૭ કિરણો (રશ્મિ) ના ૭ રંગો પૃથ્વી ઉપર આવે છે તેમાં બીજા ગ્રહોના જુદા જુદા રંગવાળાં કિરણો મળવાથી સૂર્યનાં કિરણના રંગમાં ફેરફાર થઈ જાય છે, અને એ ફેરફારની અસર વાતાવરણમાં થવાથી તે વાતાવરણને લીધે જંતુઓમાં, વનસ્પતિઓમાં, પ્રાણીઓમાં, અને મનુષ્યોમાં ફેરફાર થાય એટલુંજ નહિ, પણ તેના રસ, ગુણ, વીર્ય, વિપાક, અને શક્તિમાં ફેરફાર થાય છે; એટલે જે વખતે જે જાતનું વાતાવરણ જોઇએ તે મળી શકતું નથી.

સૃષ્ટિની રચના જોતાં તેનું બંધારણ એવું ગોઠવવામાં આવ્યું છે-કે સૃષ્ટિમાં ઉત્પન્ન થયલા દેહધારી જીવો પૈકી મનુષ્ય કે જે ઉત્તમ પ્રાણી ગણાય છે અને જે ઇશ્વરી જ્ઞાન મેળવીને ઇશ્વરની સમીપ જવાને માટેના સંપૂર્ણ સાધન ધરાવે છે તેનું સંપૂર્ણ રીતે રક્ષણ થાય અને તે મોક્ષને પામે એવા હેતુથી તમામ જડ ચેતન પ્રાણીઓની ગોઠવણ કરવામાં આવી છે એવું સ્પષ્ટ જણાય છે. એ બાબતનો પુરેપુરો વિચાર આયુર્વેદે એટલો બધો ઉંડાણ ઉતરીને કર્યો છે કે જો મનુષ્યો તે નિયમને સમજવા માટે કુદરતનું અવલોકન કરતાં શીખે તો ઇશ્વરી જ્ઞાનની ગાથાનો ગુપ્ત ભેદ તેના સમજવામાં આવી જાય અને જ્યારે એ ભેદ સમજાય ત્યારે ઋતુમાં ગમે તેવા ફેરફાર થાય તોપણ જ્ઞાતા પુરૂષના શરીર ઉપર તે ફેરફારથી કાંઇપણ અસર થાય નહિ, એટલું ખરૂં પણ દરેક માણસ ઇશ્વરી વિદ્યાને સમજી તેની ભાષા તથા લિપિ જે કુદરતને નામે આપણી દ્દષ્ટિએ અથવા આપણી જ્ઞાનેન્દ્રિયથી જણાય છે તે જાણવાને, સમજવાને અશક્ત હોવાથી પૂર્વાચાર્યો એટલે આપણા ઋષિ મુનિઓએ આયુર્વેદરૂપ બારાખડી લખીને તમામ ઇશ્વરી વિદ્યા વાંચતાં આવડે એવી ગોઠવણ કરી રાખેલી છે.

ઉપર કહેવામાં આવ્યું છે કે વર્ષની ૬ ઋતુઓ ઉત્તરાયણ અને દક્ષિણાયનમાં વહેંચાયલી છે, અને તે ઋતુના સમયોગથી પ્રાણીમાત્રને સુખી કરવાનું વાતાવરણ તૈયાર થાય છે, અને જો તે ઋતુનો અતિયોગ, હીનયોગ કે મિથ્યાયોગ થાય તો વાતાવરણમાં ફેરફાર થઇ મનુષ્યોને પ્રતિકૂળ વાતાવરણ ઉત્પન્ન થઇ રોગના પંજામાં સપડાવે છે. પણ જો મનુષ્યો ઋતુનો હીન-મિથ્યા કે અતિ-યોગ

જાણીને પોતાના આહાર વિહારમાં ઘટતો ફેરફાર કરે અથવા જેઓને ઘટતો ફેરફાર કરવાનું કહે, તે પ્રમાણે તેઓ વર્તે, તો ઋતુના હીન—મિથ્યા અને અતિ યોગથી આવનારી ભાવિ આપત્તિમાંથી તેઓ બચી શકે, એટલા માટે આપણે ઋતુના ગુણ—ધર્મ જાણવાનો પ્રયત્ન કરવો જોઇએ. પ્રથમ ઋતુઓનો સમયોગ એટલે ઋતુ બગડેલી નથી એનો નિશ્ચય કરવામાં આવે તો તે ઉપરથી ઋતુનો હીન—મિથ્યા કે અતિ—યોગ સમજી શકાય. એટલા માટે અમે પ્રથમ ઋતુ બગડેલી નથી તે જાણવા માટે નહિ બગડેલી ઋતુનાં લક્ષણો લખીએ છીએ.

**હેમંતઋતુ.** જો હેમંત ઋતુમાં ઇશાન અનેઉત્તર તરફનો શીતળ પવન વાતો હોય, દિશાઓ રજથી તથા ધુમસથી વ્યાપ્ત રહેતી હોય સૂર્ય ઝાકળથી ઢંકાયલો રહેતો હોય, જળાશયો ઠંડીથી વ્યાપ્ત રહેતાં હોય. કાગડા, ગેંડા, પાડા, ઘેટાં તથા હાથીઓ મસ્ત રહેતા હોય અને લોધર, ઘઉં, ઘઉંલા, નાગકેશરનાં વૃક્ષો પુષ્પ યુક્ત થઇ રહ્યાં હોય, આકાશમાંથી ઓસ પડી ઝાડપર ઠરતું હોય અને હજારી ગોટાનાં ફૂલ તથા સીતાફળીનાં ફળ પાકતાં હોય તો તે હેમંતઋતુમાં ઋતુનો સમ—યોગ થયો છે એમ જાણવું.

**શિશિરઋતુ.** જો શિશિર ઋતુમાં ઠંડી અધિક હોય, દિશાઓ વાયુ સહિત વૃષ્ટિથી વ્યાકુળ થતી હોય, માણસના શરીરના હાથ પગ ફાટી જતા હોય, કપાસ, ઘઉં, વેંગણ અને તંબાકુના છોડ ઉપર હીમ પડતું હોય, જેથી કેટલાંક ઝાડનાં પાન ખરી જતાં હોય, રાત્રે શિયાળવાં બહુ બોલતાં હોય, જંગલમાં ચણીબોર પાકેલાં હોય, અને આકાશ વાદળથી નિર્મળ થઈ ગયું હોય તો તે શિશિર ઋતુનો સમ—યોગ થયો છે એમ જાણવું.

**વસંત ઋતુ.** જો વસંત ઋતુમાં દિશાઓ નિર્મળ રહેતી હોય, ખાખરા, કમળો, બોરસળી આંબા, તથા અશોક આદિ નવપલ્લવ વૃક્ષોથી ભરપૂર થયલાં વનો શોભી રહેલાં હોય, કોયલ ટૌકારા કરતી હોય અને ભ્રમરોના ગુંજારવથી મનનું આકર્ષણ થતું હોય, દક્ષિણ દિશાનો પવન વાતો હોય, વૃક્ષો નવીન પલ્લવો, પુષ્પો તથા ફળોથી દીપી રહેલાં હોય, શેરડીનો રસ પરિપક્વ થયો હોય, સાગ શામર અને લવિંગનાં ઝાડો પુષ્પ તથા ફળથી લચી રહયાં હોય તથા કાદવ નહિ, કચરો નહિ, ટાઢ નહિ, તાપ નહિ, ધૂળ ઉડે નહિ, આકાશમાં વાદળ નહિ, પવન હીમાળુ પણ નહિ તેમ વાવ્ય કોણનો પણ નહિ હોય તો વસંતઋતુનો સમ-યોગ થયો છે. એમ જાણવું.

**ગ્રીષ્મઋતુ.** જો ગ્રીષ્મઋતુમાં સૂર્ય તીક્ષ્ણ કિરણવાળો હોય, ગભરાવનારો નૈઋર્ત્ય ખુણાનો પવન વાતો હોય, પૃથ્વી ધગેલી રહેતી હોય, નદીઓ પાતળા પ્રવાહોવાળી થઇ ગયલી હોય, દિશાઓ સળગેલી જેવી દેખાતી હોય, ચક્રવાક પક્ષીનાં જોડાંઓ જળાશયોને માટે ભટકતાં હોય, મૃગો પાણીને માટે વ્યાકુળ રહેતાં હોય, દઢ લતાઓ, ખડો તથા કોમળ લતાઓ સુકાઇ ગયાં હોય, વૃક્ષો પાંતરાં વગરનાં થઇ ગયાં હોય, આંબા અને દ્રાક્ષનાં ફળ રસદાર બનતાં હોય, વાંદરાં બુમાંબુમ કરતાં હોય, ઠંડો પાતળો પવન ઉપર જવાથી ગરમાં ગરમ પવન ફુંકાતો હોય, ખાખરાના ઝાડો ફુલથી શોભી રહયાં હોય, સમુદ્રનું પાણી ઘણું ઉછળતું હોય, વહાણો ચાલતાં અટકી પડયાં હોય, સમુદ્રમાં મોટા જુવાળ આવતાં હોય, માણસના મુખ ઉપર પરસેવાના રેલાં ચાલતાં હોય, નદીનાં પાણી ઉષ્ણ અને કુવાના પાણી ઠંડાં જણાતાં હોય, તળાવોનાં પાણી ઘટી ગયાં

હોય, ખારા રણમાં પાણી મીઠાં થયાં હોય, અગસ્તના તારાનો અસ્ત થયો હોય, માંકડ બહુ પાકયા હોય, રણમાં ઝાંઝવાનાં પાણી દેખાતાં હોય, વાયુમાં વંટોળીયા થતા હોય, ઝાડના પરસ્પર ઘસાવાથી જંગલમાં દવ લાગતા હોય, આંબા, વડ, પીપળા, પીપર, લીમડા જેવાં વૃક્ષો પુષ્ટ જણાતા હોય. ચંપેલી, ચંપા, જુઇ, જાઈ, સેવતી વગેરે સુગંધીદાર ફૂલો ખીલેલાં હોય, ચાંપાં, પપૈયાં, ફાલસાં, શેતુર, કેળાં, તડબૂચ, ટેટી, રાયણ અને લીંબોળીનાં ફળો પાકેલાં હોય, પશ્ચિમનો પવન જોરથી ફુંકાતો હોય, સવારમાં મેના પોપટ બોલે, બપોરે કોયલ બોલે, સાંજે ચકલીઓ બોલે, અને રાત્રે બુલબુલ બોલે તો તે ગ્રીષ્મઋતુનો સમ–યોગ થયો છે એમ જાણવું.

**વર્ષાઋતુ**—કેટલાક ગ્રંથકારોએ ગ્રીષ્મ પછી પ્રાવૃષઋતુ ગણેલી છે. એટલે જો પ્રાવૃષ ગણીએ તો ઋતુઓ ૭ થાય, તેમ કેટલાક ગ્રંથકારોએ હેમંત પછી શિશિરઋતુ ગણેલી છે એટલે એ રીતે પણ ઋતુ ૭ થાય. જ્યારે પ્રાવૃષનો અથવા શિશિરનો ત્યાગ કરવામાં આવે તો ઋતુઓ ૬ ગણી શકાય. કદાચ પ્રાવૃષ અને શિશિર એ ઋતુઓ પર્યાયવાચક છે એટલે બેનો એકજ અર્થ કરવો એમ કહેવાય, પણ તે બની શકતું નથી. કારણ કે વર્ષાની આદિમાં પ્રાવૃષ અને વસંતની આદિમાં શિશિર આવે છે તેથી બણોગુંચવાડો ઉત્પન્ન થાય છે, પરંતુ ગ્રીષ્મ, પ્રાવૃષ, વર્ષા, શરદ, હેમંત, શિશિર અને વસંત એ પ્રમાણે ૭ ઋતુ લખવામાં આવી છે, એટલે એનો તોડ એવી રીતે કરવામાં આવ્યો કે હેમંત અને શિશિરને ભેગી ગણવી, અને પ્રાવૃષ અને વર્ષાને ભેગી ગણવી. એવી રીતે ગણવાથી ઋતુઓના વિચારને બાધ

આવશે નહિ, અને સુશ્રુત આદિ ગ્રંથો વાંચતાં જે ગુંચવાડો ઉભો થાય છે તેનો સંતોષકારક નિકાલ આવશે. જેથી વર્ષાઋતુ નહિ બગડેલી લખીએ છીએ તેમાં પ્રથમ પ્રાવૃષઋતુ અને પછી વર્ષાઋતુનો ભોગ જાણવો.

વર્ષાની શરૂઆતમાં એટલે પ્રાવૃષઋતુમાં પશ્ચિમ દિશાના પવને ખેંચી આણેલાં વીજળીઓના ચમકાટવાળાં, ભારે ગર્જનાઓવાળાં જળની વૃષ્ટિ કરતાં વાદળાંઓથી આકાશ ઢંકાયલું રહેતું હોય, અને પૃથ્વી કોમળ કાળા રંગના ખડોથી સંપન્ન થયલી હોય તથા કસુંબા રંગના કીડાઓથી ( બીરબોટીથી ) શોભી રહેલી હોય, કદંબો ધુળી કદંબોથી અને કેતકીઓથી શણગાર પામેલી હોય, વખતે વખતે નૈઋત્ય ખુણાનો વાયુ વાય એટલે ગ્રીષ્મના તાપથી ઠંડક થાય, ઈંડાંવાળી કીડીઓ નીકળે, પક્ષીઓ ઘાસના માળા બાંધે, કાચંડા ( શરડા ) રાતા થાય, પાતાળ દેડકી બોલે, મીંડાના પાત્રમાં પાણી છુટે, લોખંડ તથા ધાતુના વાસણપર કાટ ચઢે, ચકલીઓ ધૂળમા નહાય, સૂર્ય કર્ક રાશિનો થાય, વાદળાં રાતાં દેખાય, આકાશમાં મેઘધનુષ્ય તણાય, ટીટોડી ઈંડાં મૂકે, ઇશાન દિશાની વીજળી થાય, ચંદ્રને જળકુંડાળાં થાય, આકાશ કાળું દેખાય, તારા તથા ચંદ્ર પણ ઝાંખા દેખાય, વાદળાં પર્વતના શિખર જેવાં જણાય, વાદળાં આમ તેમ દોડી જમીન સાથે જોડાઇ જઇ જમીન તરફ ઝુકતાં જણાય, વીજળી ચમકે, વાદળ ગાજે, શરૂઆતમાં વખતે કરાં તથા બરફ પડે, મોર ટહૂકારા કરે, મોટા દેડકા બોલે, કેરીમા ગળપણ વધે, ખરીકંથાર અને જાંબુના ફળ પાકે, તે પછી વર્ષાઋતુ સંપૂર્ણરૂપમાં જણાય છે. એટલે નદીઓના કિનારાઓનાં વૃક્ષો જળનાં પૂરથી ભાંગી ગયાં હોય,

વાવો તથા તળાવો રાત્રીવિકાસી કમળથી તથા નીલકમળથી શોભી રહ્યાં હોય, પૃથ્વીના સપાટ પ્રદેશો કે ખાડાઓ પાણીને લીધે બરાબર વરતી શકાતા ન હોય, ખેતરોમાં ઘણાં ઘણાં ધાન્યોના છોડ દીપી રહ્યા હોય, આકાશમાં વાદળાં ગર્જના વગર જળનો શ્રાવ કર્યાં કરતાં હોય, વાદળાંઓથી સૂર્ય તથા બીજા ગ્રહો ઢંકાઇ ગયલા હોય, જમીનમાંથી તૃણો, લતાઓ વેલીઓ, વધતી જતી હોય, સિંહરાશિનો સૂર્ય થયો હોય, નદી તળાવો પાણીથી ઉભરાઇ જતાં હોય, જાણે પૃથ્વીનું તળીયું ધોવાઇને સાફ થતું હોય, અળસીઆં વગેરે ઘણી જાતના જંતુઓનો પાક થતો હોય, સારસ પક્ષીઓ તળાવ તથા નદીઓ છોડી ચાલ્યાં જતાં હોય, બપૈયા બોલતા હોય, મોર કળા કરતા હોય, બગલા ઝાડપર ચડેલા હોય, અને તેને બગલીઓચારો લાવી ખવાડતી હોય, ઝાડો વેલીઓથી છવાઇ ગયાં હોય, કેવડાના દોડામાં સુગંધી વધી તેનો ખૂબ પાક થયો હોય. જમીનપર ભમ્ફોડા (બિલાડીના ટોપ) ઉગ્યા હોય, સુરજમુખીના પીળાં ફૂલ, ગુલાબ, બટમોગરો, પારિજાત, ધંતુરો અને વનકેશરો ફૂલથી પ્રફુલ્લિત થયાં હોય, અગથીઆ, જાસુદ, કદંબ, બકુલ, અને ચંપેલીનાં ફૂલ ખીલ્યાં હોય, આમલીને કાચી આમલીના કાતરાં દેખાતા હોય, રાત્રે તમરાં બોલતાં હોય, આગીઆ ચમકતા હોય, સિંહસંક્રાંતિ પુરી થતી હોય, કીડી અને મંકોડાને પાંખ આવી હોય, તો એવો વર્ષાઋતુનો સમયોગ થયો છે એમ જાણવું.

**શરદ ઋતુ**—જો શરદ ઋતુમાં સૂર્ય પીળા રંગનો દેખાતો હોય, આકાશ સફેદ વાદળાંઓવાળું દેખાતું હોય, તથા વાદળાં વિનાનું સ્વચ્છ પણ દેખાતું હોય, તળાવો તથા નદીને કિનારે હંસ, સારસ અને બગલાઓ બેઠેલા હોય, પૃથ્વી નીચા પ્રદેશોમાં કાદવવાળી,

ઉંચા પ્રદેશોમાં સુકાયલી, સપાટ પ્રદેશોમાં વૃક્ષોવાળી તથા કાંટાસળીઓ, સપ્તપર્ણુ, બપોરીયાં, બીબલા, દારૂડીયા, કાળીજીરી, અને કલારથી શોભા પામતી હોય વનસ્પતિઓ પીળાં સોનેરી કવચિત્ રાતાં અને ભુરા જાંબલી ફુળથી શોભી રહી હોય સાગર (સમુદ્ર) અને સરિતા ( નદીઓ ) શાંત થયાં હોય, અગસ્તના તારાનો ઉદય થયો હોય, પવનનું તોફાન નરમ પડયું હોય, પૂર્વે દિશાનો વાયુ આવતો હોય, કોઇવાર પૂર્વ તરફથી વરસાદ આવતો હોય, મીન સંક્રાંતિ પછી પવન પશ્ચિમનો આવતો હોય, અને કન્યા સંક્રાંતિમાં પવન ઇશાનનો આવતો હોય, હસ્ત નક્ષત્ર ( હાથીઓ )ની સુંઢ ફરે એટલે વરસાદ જ્યાં ચઢે ત્યાં પડે, કોઇવાર કાળાં, કોઇવાર રાતાં ને કોઇવાર ધોળાં વાદળ થાય, તેમ કોઇવાર પીળાં અને સોનેરી પણ થાય, કોઇવાર સૂર્ય દેખાય કોઇવાર નહિએ દેખાય, કોઇવાર મેઘ ગાજે ને કોઇવાર ચૂપ રહે, આકાશ સ્વચ્છ થાય, ચંદ્રનું તેજ નિર્મળ અને તીવ્ર થાય, ચકોર પક્ષી ચંદ્ર તરફ જોઇ રહે, દેવ તરસ્યો પક્ષી પાણી માટે બૂમ પાડે, તીતર પક્ષી ખેડુતોને ઠપકો આપે, આકાશ ગંગા સ્વચ્છ જણાય, કુમુદિની (રાત્રિકમળ) રાતનાં ખીલે, નદી કિનારે છીપ મળી આવે, નદી તળાવનાં પાણી સ્વચ્છ થાય, ભમરા ફૂલપર ઉડે, તળાવથી વાણીયા (પક્ષી) ઉડી જાય દેડકાં બોલતાં બંધ થાય, ઘાસમાં પગથી પડેલ માર્ગ ખુલ્લા થાય, નદી તળાવે ચક્રવાકો બેસે, ધીતેલાં (કમળનાં ફળ) પાકે, તુલારાશિનો સૂર્ય થાય, દિવસ રાત સરખાં થાય, અન્નનો પાક દેખાય, બાજરીને અડદનો પાક થાય, ચિત્રાનો સખત તાપ પડે, કેળાં બહુ પાકે, ભીંડાના ઝાડ વધી જાય, કાશડાને (દર્ભને) ધોળાં ફૂલ આવે, બગલા નદી કિનારે બેસે, ગુલબાસને પચરંગી ફૂલ સાંજે ખીલે, રાતા બપો-

રીયાના ફૂલ દિવસે ખીલે, ધંતુરાને ફળ અને ફૂલ આવે અને રાત્રે સ્વચ્છ ચાંદની ખીલે તો શરદઋતુનો સમ-યોગ થયો છે એમ જાણવું.

એ પ્રમાણે ઋતુઓનો સમ-યોગ હોવાથી વનસ્પતિઓ, ઔષધિઓ, અન્નો અને જળો અમૃતરૂપ થાય છે, જેથી મનુષ્ય અને પ્રાણી માત્ર આરોગ્ય અને બળવાન રહે છે, પણ ઋતુઓ પોતપોતના ગુણોનો અતિયોગ પામેલી હોય અથવા પોતપોતાના ગુણોથી હીન-યોગ પામેલી હોય, અથવા શીતમાં ઉષ્ણ, ઉષ્ણમાં શીત, વર્ષામાં અવૃષ્ટિ એવી રીતની વિપરિતતા પામેલી હોય, અથવા અનુલોમ વિલોમ ચિન્હોવાળી થઈ હોય તો તે ઋતુઓમાં માણસોના વાત-પિત્ત અને કફ પ્રકોપ પામે છે. એ પ્રમાણે ઋતુઓના સમ-યોગનું વર્ણન કરવામાં આવ્યું અને અંતે તેના હીન-મિથ્યા અને અતિ-યોગનું પ્રકરણ બતાવ્યું, પરન્તુ ઋતુઓનો કાળ જ્યાં સુધી નિશ્ચય નહિ થાય ત્યાં સુધી ઋતુનો હીન-મિથ્યા કે અતિ-યોગ ગણી શકાય નહિ એટલે સમજી શકાય નહિ; એટલા માટે જ્યોતિષ-શાસ્ત્ર, વૈદકશાસ્ત્ર અને સાહિત્ય એટલે શૃંગારશાસ્ત્રે ઋતુઓની ગણના ક્યાંથી ક્યાં સુધી કરેલી છે તેનું વર્ણન કરવાની અત્રે આવશ્યકતા જણાય છે.

સુશ્રુતસંહિતાના કર્ત્તા મહર્ષિ સુશ્રુતાચાર્યે ઋતુનું વર્ણન કરતાં ગ્રીષ્મ, પ્રાવૃષ, વર્ષા, શરદ, હેમંત, શિશિર અને વસંત એ પ્રમાણે ૭ ઋતુઓ ગણાવીને ઉત્તરાયણ અને દક્ષિણાયણ એવા બે ભાગ પાડે છે, પરન્તુ દોષના સંચય, પ્રકોપ અને શાંતિ માટે ૬ ઋતુને ગ્રહણ કરે છે, એટલે શિયાળામાં શિશિર ઋતુને ગણી ઉનાળામાંથી પ્રાવૃષ ઋતુને બાદ કરે છે. ચરક મુનિએ ચરકસંહિતામાં ઋતુના ગુણ

દોષનું વર્ણન કરેલું છે પરંતુ ઋતુનો કાળ ક્યાંથી ગણવો તેનો નિશ્ચય કર્યો નથી. શારંગધરના કર્ત્તા શારંગધરાચાર્યે પ્રાવૃષ, વર્ષા, શરદ, હેમંત, વસંત અને ગ્રીષ્મ એ રીતે ૬ ઋતુઓ ગણાવે છે, અર્થાત્ હેમંત; વસંત અને ગ્રીષ્મ એ ૩ ઋતુનું ઉત્તરાયણ અને પ્રાવૃષ, વર્ષા, શરદ એ ૩ ઋતુનું દક્ષિણાયન માને છે. વાગ્ભટ્ટે વર્ષા, શરદ, હેમંત, શિશિર, વસંત અને ગ્રીષ્મ ઋતુ માનીને વર્ષા, શરદ અને હેમંત ઋતુનું દક્ષિણાયન અને શિશિર, વસંત અને ગ્રીષ્મઋતુનું ઉત્તરાયણ માનેલું છે. બ્રહન્નિઘંટ રત્નાકર, નિઘંટ રત્નાકર, ભાવપ્રકાશ આદિ સંગ્રહ ગ્રંથોએ સુશ્રુત પ્રમાણે ઋતુઓ ગણેલી છે. કવિ નર્મદાશંકરે પોતાના નર્મકવિતા નામના ગ્રંથમાં ૬ ઋતુ વાગ્ભટ્ટ પ્રમાણે માનેલી છે, અને કવિ દલપતરામે પોતાના દલપત કાવ્યમાં વર્ષા, શરદ અને હેમંતનું દક્ષિણાયન અને શિશિર; વસંત અને ગ્રીષ્મનું ઉત્તરાયણ માનેલું છે. એ પ્રમાણે માનતા છતાં ઋતુનો કાળ ગણવામાં ઘણો ગોટાળો ઉત્પન્ન થાય છે, કારણકે સુશ્રુત ભાદરવો અને આશો વર્ષાઋતુ, કાર્તક અને માગશર શરદઋતુ, પોષ અને મહા હેમંતઋતુ, ફાગણ અને ચૈત્ર વસંતઋતુ, વૈશાખ અને જેઠ ગ્રીષ્મઋતુ ને આષાઢ અને શ્રાવણ પ્રાવૃષઋતુ ગણે છે. અને વળી ફરીથી એમ પણ માને છે કે શ્રાવણ અને ભાદરવો વર્ષાઋતુ, આશો અને કાર્તક શરદઋતુ માગશર અને પોષ હેમંતઋતુ, મહા અને ફાગણ શિશિરઋતુ, ચૈત્ર અને વૈશાખ વસંતઋતુ, અને જેઠ અને આષાઢ ગ્રીષ્મઋતુ જાણવી. વાગ્ભટ્ટના વિચાર પ્રમાણે સુશ્રુતે શ્રાવણથી વર્ષાઋતુ ગણી આષાઢમાં ગ્રીષ્મઋતુ પુરી કરેલી છે, તે મતને પુષ્ટિ આપી છે. શારંઘર મેષ, અને વૃષભ સંક્રાન્તિને ગ્રીષ્મઋતુ, મિથુન અને કર્ક સંક્રાન્તિને પ્રાવૃષઋતુ, કન્યા

અને સિંહ સંક્રાન્તિને વર્ષાઋતુ, તુલા અને વૃશ્ચિક સંક્રાતિને શરદ-ઋતુ, ધન અને મકર સંક્રાન્તિને હેમંતઋતુ, કુંભ અને મીન સંક્રાન્તિને વસંતઋતુ ગણે છે; એટલે હેમંત, વસંત અને ગ્રીષ્મ એ ૩ ઋતુનું ઉત્તરાયન, તથા પ્રાવૃષ, વર્ષા, અને શરદ એ ત્રણ ઋતુનું દક્ષિણાયન માને છે. કવિ દલપતરામ જેઠ સુદ પુનેમથી વર્ષાઋતુ બેઠી, શ્રાવણ સુદ પુનેમથી શરદ-ઋતુ બેઠી, આશો સુદ પુનેમથી હેમંતઋતુ બેઠી, માગસર સુદ પુનેમથી શિશિરઋતુ બેઠી, મહા સુદ પુનેમથી વસંતઋતુ બેઠી અને ચૈત્ર સુદ પુનેમથી ગ્રીષ્મઋતુ બેઠી એમ માને છે. જ્યોતષશાસ્ત્રના પંચાંગ પ્રમાણે કર્ક અને સિંહ સંક્રાન્તમાં વર્ષાઋતુ, કન્યા અને તુલા સંક્રાન્તિમાં શરદઋતુ, વૃશ્ચિક અને ધન સંક્રાન્તિમાં હેમંતઋતુ, મકર અને કુંભ સંક્રાન્તિમાં શિશિરઋતુ. મીન અને મેષ સંક્રાન્તિમાં વસંતઋતુ અને વૃષભ અને મિથુન સંક્રાન્તિમાં ગ્રીષ્મઋતુ ગણેલી છે.

ઉપર પ્રમાણે અવલોકન કરતાં આપણે પ્રથમ શિશિર અને પ્રાવૃષઋતુનો નિર્ણયકરવાની જરૂર પડે છે. જો એનો નિર્ણય ન થાય તો ઋતુઓ ૭ ગણવી પડે, કારણ કે પ્રાવૃષ અને શિશિરઋતુઓ કોઇ પર્યાય વાચક શબ્દ નથી, પરન્તુ પ્રાવૃષઋતુ ગ્રીષ્મને અંતે અને શિશિરઋતુ હેમંતને અંતે આવે છે, અને તે પ્રમાણે ગણતાં ત્રણ ત્રણ ઋતુનું એકેક અયન થવાને બદલે એક અયનમાં ૪ ઋતુ ગણવી પડે, અને જો તેમ નહિ ગણીએ તો એક તરફ ચોમાસું ૪ ઋતુનું અથવા શિઆળો ૪ ઋતુનો ગણવો પડે પણ તેમ ગણવું એ વાસ્તવિક કહેવાય નહિ, પરન્તુ જો પ્રાવૃષઋતુને વર્ષાઋતુનો પર્યાય વાચક શબ્દ ગણીએતો ૬ ઋતુની ગણના બરાબર આવી રહે-

એટલે વર્ષા, શરદ અને હેમંતનું દક્ષિણાયન અને શિશિર, વસંત તથા ગ્રીષ્મનું ઉત્તરાયણ બરાબર બંધ બેસતું આવે.

હવે કઇ ઋતુ ક્યારથી શરૂ થાય છે? તે બાબનો નિર્ણય કરતાં એટલું જાણવાનું કે જે તિથિએ જ્યોતિષશાસ્ત્રના પંચાંગ પ્રમાણે જે ઋતુનો ઉદય થયો હોય તે તિથિએ તે ઋતુનો ઉદય થએલો જણાતો નથી. એટલે ઉત્તરાયણ અને દક્ષિણાયન આ વાતનું પ્રત્યક્ષ પ્રમાણ છે, કારણ કે મકરસંક્રાંતિથી જ્યારે ઉત્તરાયણ થાય એટલે સૂર્ય ઉત્તર દિશા તરફ જતો દેખાય તે વખતથી એકેક મિનિટ અથવા અમુક સમય દિવસ વધતો જાય અને રાત્રી ઘટતી જાય, તેમ કર્ક સંક્રાન્તિ અથવા દક્ષિણાયન જ્યારથી શરૂ થાય, ત્યારથી દરરોજ એકેક મિનિટ અથવા અમુક સમય દિવસ ઘટતો જાય અને રાત્રી વધતી જાય; આ વાતમાં કોઇપણ આચાર્યનો મતભેદ નથી. તેમ પ્રત્યક્ષ પ્રમાણથી ઉત્તરાયણ અને દક્ષિણાયન નક્કી કરી શકાય છે. અને એકેક અયનમાં ત્રણ ત્રણ ઋતુ આવે છે એ વાત નિર્વિવાદ છે. આપણે એટલા ઉપરથી નક્કી વિચારપર આવીશું કે જ્યોતિષ-શાસ્ત્રમાં લખેલી વર્ષા, શરદ અને હેમંત એ ૩ ઋતુઓ દક્ષિણાયનની છે અને શિશિર, વસંત અને ગ્રીષ્મ એ ૩ ઋતુઓ ઉત્તરાયણની છે. ઉત્તરાયણની શરૂઆતથી દિવસો લાંબા થવા માંડે છે અને રાત્રી ટુંકી થવા માંડે છે તેમ દક્ષિણાયનની શરૂઆતથી દિવસો ટુંકા અને રાત્રી લાંબી થવા માંડે છે. પરન્તુ એ નિયમ તપાસતાં જ્યોતિષશાસ્ત્રાનુકૂળ પંચાંગને જોતાં એમ જણાય છે કે પંચાંગમાં લખેલી જે તિથિએ ઉત્તરાયણ થવાનું હોય છે તે તિથિ પહેલાં ૨૧ દિવસ અથવા ૨૩ દિવસ પહેલાંથી દિવસ વધતો અને રાત્રી ઘટતી જણાય

છે. એટલા ઉપરથી પંચાંગમાં લખેલી તિથિએ ઉત્તરાયણ અથવા દક્ષિણાયન થતુ નથી એ વાત સિદ્ધ થાય છે.

આ તકરારનો નિકાલ લાવવા માટે જ્યોતિષશાસ્ત્રના પૂર્ણવેત્તા અને અમારા મિત્ર સુરત સંઘાડીઆવાડ નિવાસી વિદ્વાન જોશી ભાનુશંકર દુલભરામને પૂછતાં તેમણે પોતના ગ્રહ અવલોકન અને રાશિનિર્ણયના અનુભવ ઉપરથી એવો નિર્ણય આપ્યો કે હાલમાં ઘણા વર્ષથી આપણા દેશમાં ગ્રહોનો વેધ થતો નથી, એટલે દર વર્ષે અમુક ઘડી, પળ, વિપળ, કળા અને વિકળાનો ગણિતમાં ફેર પડતો જાય છે એટલે જ્યા સુધી વેધશાળામાં બેસીને જોશીઓ ગ્રહનો વેધ કરીને કયો ગ્રહ આ સમયે કઇ રાશિમાં કેટલા અંશે, કેટલી કળાએ, કેટલી વિકળાએ છે. તે પ્રત્યક્ષ જોઇને નોંધ કરી તે પ્રમાણે ગ્રહોને ગોઠવે નહિ ત્યાં સુધી આ ગડબડનો નિકાલ આવે નહિ. પણ જે વિદ્વાન જોશીઓએ સૂર્યસિદ્ધાંત વગેરે સિદ્ધાંતના ગ્રંથો જોએલા છે અર્થાત્ અભ્યાસ કરેલો છે, તેઓ સિદ્ધાંતના ગ્રંથોના ગણિત પ્રમાણે પોતે ગણિત ઉપજાવી ગ્રહોની ચાલની કસર કાપી ઋતુઓનો નિર્ણય કરે છે. એટલે દરેક અયનમાં અથવા ઋતુમાં ૨૧ દિવસનો તફાવત ગણીને તેઓ ઋતુ અથવા અયનને ગોઠવે છે. એ ખુલાસાથી વૈદકશાસ્ત્રે માનેલી અને પંચાંગમાં લખેલી ઋતુનો નિર્ણય થઇ જાય છે, જેથી અંગ્રેજ જ્યોતિષીઓની ગણના પ્રમાણે ટુંકામાં ટુંકો દિવસ અને લાંબામાં લાંબી રાત્રી ૨૨મી ડિસેમ્બરે અથવા એ અરસામાં થાય છે, તથા લાંબામાં લાંબો દિવસ અને ટુંકામાં ટુંકી રાત્રી ૨૨મી જુને અથવા એ અરસામાં થાય છે, જેથી ઋતુ ગણવાના કામમાં આ નિર્ણય છેલ્લામાં છેલ્લો અને સત્ય છે એમ

માનવાને હરકત નથી. એ ઉપરથી અમે એવા નિર્ણય ઉપર આવ્યા છીએ કે કવિ દલપતરામ ડાહ્યાભાઇએ જે ઋતુનો નિર્ણય કર્યો છે તે આ વાતને ઘણો બંધ બેસતો આવે છે, એટલા માટે કે જે લોકો શાસ્ત્રનું કે પંચાગનું અવલોકન કરી શકતા નહિ હોય તેઓ પણ આસો સુદ પુનેમે શરદઋતુ પૂર્ણ થઇ, માગશર સુદ પુનેમે હેમંત-ઋતુ પૂર્ણ થઇ, મહા સુદ પુનેમે શિશિર ઋતુ પૂર્ણ થઇ, ચૈત્ર સુદ પુનેમે વસંતઋતુ પૂર્ણ થઇ, અને જેઠ સુદ પુનેમે ગ્રીષ્મઋતુ પૂર્ણ થઇ એમ માને તો કાંઇ વધારે ફેરફાર જણાશે નહિ. જેમ ચાલુ નિયમ પ્રમાણે આ વર્ષના ચૈત્રી પંચાંગમાં ૧૪ મી જાન્યુઆરીએ એટલે પોષ વદ ૯ ને દિવસે શિશિરઋતુ અને તેની સાથે ઉત્તરાયણ શરૂ થાય છે, પરન્તુ ખરી રીતે જોતાં ૬ ઠ્ઠી ડિસેમ્બરના દિવસથી દિવસ વધવા માંડે છે, એટલે ૧૪ મી તારીખમાંથી અથવા પોષ વદ ૮ માંથી ૨૩ દિવસ બાદ કરીએ તો માગશર સુદ પુનેમે શિશિરઋતુ બેઠી એટલે શિશિરઋતુની આદિથી ઉત્તરાયણ શરૂ થયું એ વાત અમારા વિદ્વાન જોશી મિત્ર અને કવિ દલપતરામના મતને બંધ બેસતી આવે છે. એટલે જુદા જુદા આચાર્યોના અને જુદા જુદા ગ્રંથોના તથા જુદા જુદા પંચાગોના વાદવિવાદનો નિર્ણય આ વાત ઉપરથી સ્પષ્ટ સમજાય છે; પછી ઋતુના બેસવા અને ઉતરવામાં સંક્રાંતિના પ્રવેશકાળ અને અંતઃકાળનાં પંચાંગોમાં એક બે તિથિનો ફેરફાર આવે તોપણ કવિ દલપતરામ અને જોશી મહારાજ ભાનુ-શંકરભાઇના વિચારમાં કાંઇ વાંધો આવતો નથી. આટલો નિર્ણય કર્યા પછી ઋતુના ગુણ-ધર્મ પ્રમાણે વાતાવરણમાં જે ફેરફાર થાય છે ? અને તે ફેરફારથી હવા, પાણી, વનસ્પતિ અને જીવજંતુ ઉપર

અસર થવાથી તેનો વૃદ્ધિ અથવા હ્રાસનો નિર્ણય કરી શકાય છે, તે નિર્ણય કરવા માટે અમારા વૈદ્યમિત્રોએ પોતાની અવલોકન શક્તિને કેવી રીતે વધારવી તેનો માર્ગદર્શક નિશ્ચય હવે પછી લખીએ છીએ.

સુશ્રુતાદિ આયુર્વેદના ગ્રંથો આપણને શીખવે છે કે વર્ષાઋતુમાં ખાટો રસ બળવાન થાય છે, શરદઋતુમાં ખારો રસ બળવાન થાય છે, હેમંતઋતુમાં મધુરસ બળવાન થાય છે, શિશિરઋતુમાં કડવો રસ બળવાન થાય છે, વસંતઋતુમાં તુરો રસ બળવાન થાય છે અને ગ્રીષ્મઋતુમાં તીખો રસ બળવાન થાય છે. આટલા ઉપરથી આપણે કોઇપણ નિશ્ચય ઉપર આવી શકતા નથી એટલે આપણને વધારે ખુલાસાની જરૂર છે.

કુદરતનો નિયમ તપાસતાં આપણને જણાય છે કે કોઇપણ રસ, કોઇપણ ઋતુમાં એકલો ઉત્પન્ન થતો નથી, પરંતુ જેનું પ્રાધાન્યપણું હોય છે તેનુંજ નામ આપવામાં આવે છે. એટલે દરેક ઋતુમાં છએ રસની વનસ્પતિઓ મળી શકે છે, પરન્તુ એટલો તો નિશ્ચય છે કે જે જે ઋતુમાં જે રસનો કોપ થએલો હોય તે રસની વનસ્પતિઓ ફળ ફુલવાળી થાય છે. જે ઋતુમાં જે રસનો સંચય થતો હોય તે ઋતુમાં તે રસની વનસ્પતિ ઉગતી અને વધતી દેખાય છે. અને જે ઋતુમાં જે રસનું શમન થતું હોય તે વનસ્પતિઓ ક્યાંતો સુકાઇ જાય છે અથવા ક્યાંતો પોતે બીજી ઋતુમાં નવપલ્લવ થવા માટે પોતાનો જુનો શણગાર ઉતારી નાંખે છે. એટલા ઉપરથી આપણે નિશ્ચય કરી શકીએ છીએ કે જે ઋતુને અનુકૂળ જે વનસ્પતિનો ઉગવાનો, વધવાનો એટલે નવપલ્લવ થવાનો યોગ હોય અને તેજ વનસ્પતિ તે ઋતુમાં ઉગી હોય તો તે ઋતુનો સમ—યોગ થએલો

ગણાય છે. જો જે ઋતુમાં જે વનસ્પતિને નવપલ્લવ થવાનો યોગ નથી પણ તે ઋતુની પાછળ આવતી બીજી ઋતુમાં કે ત્રીજી ઋતુમાં ઉત્પન્ન થવાનો યોગ હોય, છતાં નહિ ઉત્પન્ન થવાના યોગવાળી ઋતુમાં તે વનસ્પતિ નવપલ્લવ થતી દેખાય તો ચાલુ ઋતુમાં, આવનારી ઋતુનો મિથ્યાયોગ થયો છે એમ માનવું; અને જે ઋતુમાં જે વનસ્પતિનો ઉગવાનો અથવા નવપલ્લવ થવાનો સંભવ છે પણ તે ઋતુમાં તેમ ન થાય તો તે ઋતુનો હીન–યોગ થયો છે એમ જાણવું. અને જે ઋતુમાં જે વનસ્પતિનો જેટલો ફેલાવો થવો જોઇએ તે કરતાં અધિક ફેલાવો દેખાય તો તે ઋતુનો અતિ–યોગ થયો છે. એવ જાણવું.

આપણે એટલું યાદ રાખવાનું છે કે આપણા દેશમાં ઋતુઓ ૬ વર્તે છે, અને ૬ ઋતુમાં સૂર્ય ૧૨ સંક્રાન્તિમાં પ્રવેશ કરે છે અને તે ૧૨ સંક્રાન્તિ ૧૨ માસે પુરી થાય છે છતાં શિઆળો (ટાઢની મોસમ) ઉનાળો (તાપની મોસમ) અને ચોમાસું (વરસાદની મોસમ) એવી રીતે ૩ મોસમ ચાર ચાર માસની ગણાય છે, છતાં તાપની મોસમ વરસમાં બે વખત આવે છે. અને ટાઢ તથા વરસાદની મોસમ વરસમાં એકેક વાર આવે છે; તેમાં ખાસ કરીને શરદઋતુ દક્ષિણાયનના તાપનીઋતુ છે પરન્તુ તે હેમંતઋતુના ભેગવાળી હોવાથી તેમાં જમીનને સુકવવા વાળો ભુખર એટલે પૂર્વનો પવન આવે છે. તેવી રીતે ગ્રીષ્મ અને વર્ષાની વચમાં પ્રાવૃષ ઋતુ આવે છે જેમાં ગ્રીષ્મના તાપનો અને વર્ષાના વરસાદનો ભેગ હોય છે, તેજ પ્રમાણે વસંતઋતુમાં શિઆળાની ટાઢનો અને ગ્રીષ્મના તાપનો ભેગ હોય છે; એટલે જે જે ઋતુમાં જે જે ઋતુના ભેગ થવાનું કુદરતે નિર્માણ કરેલું છે તે ઋતુમાં ભેગવાળી વનસ્પતિઓ ઉગે અથવા મનુષ્ય

પ્રકૃતિમાં ભેગવાળા દોષોનો ઉપદ્રવ જણાયતો તે ઉપદ્રવ ગણાય નહિ. એટલે જે ઋતુમાં જે થવાનું છે તે થાય છે તેથી કાંઇ આપણે ઋતુનો હીન-મિથ્યા કે અતિ-યોગ ગણી શકીએ નહિ. એ ઉપરાંત બીજો નિયમ એવો યાદ રાખવાનો છે કે જે ઋતુનો જે વખતે ઉદય થાય તે વખતે તે ઋતુના પ્રથમના ૧૫ દિવસ પાછળ ગયલી ઋતુના ભેગવાળા હોય છે, અને ચાલુ ઋતુના પાછળના ૧૫ દિવસ આગળ આવનારી ઋતુના ભેગવાળા થતા જાય છે, એટલે ચાલુ ઋતુમાં જેમ જેમ સુર્ય પોતાની રાશિને ભોગવતો જાય છે તેમ તેમ પાછળની ઋતુનો ભેગ ઘટતો જાય છે અને દોઢ મહિના પછી જેમ જેમ સુર્ય પોતાની રાશિને ભોગવતો જાય તેમ તેમ આગળની આવનારી ઋતુનો ભેગ થતો જાય છે એટલે ખરી રીતે જોતાં ૬ ઋતુના ૬ મહીના શુદ્ધ ઋતુના ગુણ ધર્મવાળા હોય છે, અને ઋતુની આગળના અને પાછળના પંદર પંદર દિવસ બન્ને ઋતુના ગુણ-ધર્મવાળા હોય છે. હવે આપણે વિચાર કરવો જોઇએ કે પ્રાવૃષ ઋતુમાં વરસાદની શરૂઆત થાય છે, પરન્તુ તેમાં ગ્રીષ્મઋતુના પાછલા કાળનો ભેગ હોવાથી વર્ષાઋતુ ખરેખરી ગણી શકાતી નથી. પણ જો પ્રાવૃષઋતુ પોતાના ગુણ-ધર્મ પ્રમાણે વર્તેલી જણાય તો વર્ષાઋતુ અમૃતમય વૃષ્ટિ કરી છએ રસને ઉત્પન્ન કરવાવાળી વૃષ્ટિને લાવશે એમ અનુમાન કરી શકાય છે. આખા વર્ષમાં ૬ ઋતુઓ પૈકી જે સમયમાં વર્ષાઋતુનો હીનયોગ, અતિયોગ કે મિથ્યાયોગ થયો હોય તો તેનો પ્રભાવ આખા વર્ષની બીજી પાંચે ઋતુઓ ઉપર પડે છે. કારણ કે વર્ષાઋતુનો સમ-યોગ થવાથી અતિવૃષ્ટિ કે અનાવૃષ્ટિ થતી નથી; પણ જ્યાં જ્યાં જેટલી જેટલી વૃષ્ટિની જરૂર છે ત્યાં ત્યાં તેટલી, તેટલી વૃષ્ટિ

થવાથી જમીનમાં રહેલી વનસ્પતિના બીજોને જે જે ઋતુમાં ઉગવાનો વધવાનો અને ફળ ફૂલ આવી મરી જવાનો ગુણ રહેલો છે તે ગુણને પુષ્ટિ આપવાવાળું પાણી તેને મળી જાય છે; અને જો વર્ષાઋતુનો હીન-યોગ થયો હોય એટલે અનાવૃષ્ટિ થઇ હોય તો પ્રથમના વરસાદથી વનસ્પતિઓ જો કે જુદા જુદા ગુણ-ધર્મવાળી છે તો પણ તે ઉગી નીકળે છે અને કેટલીક વનસ્પતિઓનાં બીજ જમીનમાં હોવા છતાં પણ વર્ષાઋતુમાં ઉગવાનો ગુણ-ધર્મ નહિ હોવાથી તે મૂર્છાવસ્થામાં સજીવપણે પડી રહે છે. પરન્તુ વર્ષાઋતુના હીન-યોગને લીધે અનાવૃષ્ટિ થવાથી વર્ષાઋતુમાં ઉગીને શરદ કે હેમંતમાં અથવા વસંતમાં ફળફુલ આપનારી વનસ્પતિઓ સુકાઇ જાય છે. તેમજ જે બીજો મૂર્છાવસ્થામાં સજીવપણે જમીનમાં પડી રહેલાં હોય છે તે પણ પોતાને ઉગવાની ઋતુ આવે તો પણ ઉગી શકતાં નથી અથવા ઉગી નીકળે તો પણ તે રસપૂર્ણ થઈ ફળ ફૂલને આપવાવાળાં થઇ શકતાં નથી.

હવે કર્ક સંક્રાન્તિથી દક્ષિણાયનનો પ્રાદુર્ભાવ થાય છે એટલે દિનપરદિન રાત્રી લાંબી થતી હોવાથી ચંદ્રનું બળ વધતું જાય છે, અને જેમ જેમ ચંદ્રનું બળ વધતુ જાય તેમ તેમ હવા, પાણી, વનસ્પતિ, જીવ જંતુઓ અને મનુષ્યોનું બળ પણ વધતું જાય છે. એટલે એવું સાબીત થયું કે જે વર્ષમાં વર્ષાકાળ સમ-યોગવાળો નીવડે તે વર્ષની બીજી તમામ ઋતુઓ સમ-યોગવાળી એટલે સુખ કર્તા નીવડે, પણ જે વર્ષમાં વર્ષાઋતુ હીન, મિથ્યા કે અતિ-યોગવાળી નીવડેલી હોય તે વર્ષમાં બીજી તમામ ઋતુઓ હીન, મિથ્યા કે અતિ-યોગવાળી નીવડે છે. આપણે આગળ જણાવી ગયા કે

વર્ષાઋતુમાં ખાટોરસ, શરદઋતુમાં ખારોરસ, અને હેમંતઋતુમાં મધુરરસ બળવાન થાય છે, પરંતુ વર્ષાઋતુમાં ખાટાં ફળો જોવામાં આવતાં નથી, પણ વિશેષે કરીને મોળાં ફળો ઉત્પન્ન થતાં જણાય છે. એટલા ઉપરથી કોઇ એમ અનુમાન કરે કે જે ઋતુમાં જે રસ બળવાન થવાનું કહેલું હોય તે રસની વનસ્પતિ ઉપર અસર થવી જોઇએ. અર્થાત્ તે રસના ગુણ—ધર્મવાળી વનસ્પતિ તૈયાર થવી જોઇએ, પણ એમ થવાનું અસંભવિત છે, કારણ કે વર્ષાઋતુમાં પિત્તનો સંચય થાય છે અને વાયુનો કોપ થાય છે, તથા કફનું સંશમન થાય છે, એટલે જ્યારે પિત વિદગ્ધપણાને પામેલું હોય છે ત્યારેજ પિત્તનો સ્વાદ ખાટો થાય છે, પણ શુદ્ધ પિત્તનો સ્વાદ તીખો અને કડવો છે, એટલે જે સમયમાં પિત્તનો સંચય થતો હોય જેથી પિતના અગ્નિય સ્વભાવને લીધે જળતત્વ જે સૌમ્ય સ્વભાવવાળું છે તે પિત્તનું આચ્છાદન કરે છે અને જેમ જેમ પિત્તનું આચ્છાદન વધતું જાય તેમ તેમ પિત્તની ઉષ્ણતાને લીધે પ્રાણિ શરીરમાં બળ વધતું જાય છે, તેથીજ વર્ષાકાળની શરૂઆત થાય કે તરત પૃથ્વીમાંથી અસંખ્ય વનસ્પતિઓ ઉગી નીકળી વધવા માંડે છે. જો કે વરસાદના પાણીથી ઉગતી વનસ્પતિઓ છએ રસ અને તેના ૬૩ સ્વાદવાળી હોય છે પરન્તુ વર્ષાઋતુમાં વાયુનો કોપ હોવાથી વાયુ પ્રધાન્ય મધુરરસ એટલે મધુરનો પ્રથમ ભાગ કે જેને આપણે મોળો રસ કહીએ છીએ તેની બાહુલ્યતા દેખાય છે. જેમ જેમ વરસાદ આવતો જાય છે અને પૃથ્વીમાં પાણીનું સિંચન થાય છે તેમ તેમ મોળો રસ (જો કે બીજા રસોના તત્ત્વવાળી વનસ્પતિ ઉગેલી હોય છે તોપણ તેમાં) તેના મૂળ રસવાળો સ્વાદ નહિ આવતાં મોળાપણું વિશેષે કરીને હોય છે. વર્ષા

ઋતુમાં પિત્તનો સંચય થવાથી જેના ગર્ભમાં તીખા અને કડવા રસો હોય છે તે વનસ્પતિઓ એકદમ વધવા માંડે છે. તેવીજ રીતે જેના ગર્ભમાં મધુરરસ હોય છે તે મોળા રસના નામથી જ્યાં સુધી પોતાને સંપૂર્ણ મધુરતા મેળવવાનો કાળ આવે નહિ ત્યાં સુધી વધ્યા કરે છે. એ પ્રમાણે છએ રસમાં ગોઠવાયલી ૬૩ સ્વાદવાળી કેટલીક વનસ્પતિઓ ઉગીને વધે છે અને કેટલીક વનસ્પતિઓનાં બીજ કે જેઓ સંપૂર્ણ પિત્તપ્રકૃતિનાં છે તેઓ જમીનમાં રહીને પોષાય છે. દાખલા તરીકે વર્ષાઋતુની શરૂઆતમાં કડવા રસની વનસ્પતિ એટલે કુંવાડીઆ કાચકી, કડુ, કરીઆતુ વગેરે ઉગવા માંડે છે, પરંતુ જ્યારે શરદઋતુમાં પિત્તનો કોપ થાય છે ત્યારેજ તે સંપૂર્ણ સરવાળી થાય છે. વર્ષાઋતુની શરૂઆતમાં જ્યારે ગ્રીષ્મઋતુનો ભેગ હોય છે ત્યારે ગ્રીષ્મના અગ્નિતત્વને લીધે અગ્નિતત્વનો સ્વાદ ખાટો હોવાથી ગ્રીષ્મને અંતે અને વર્ષાની શરૂઆતમાં જંતુઓમાં અને વનસ્પતિઓમાં રાતો રંગ પ્રવેશ થાય છે, જેથી રાતા રંગના કીડાઓ જમીનમાં પાકે છે અને વૃક્ષો ઉપર કરેણાં, બપોરીઆ, ગુલબાસ, અને જાસુદ જેવા ખાસ રાતા રંગના ફૂલો આવતાં જણાય છે. પછી જેમ જેમ સૂર્ય કર્કસંક્રાંતિ પુરી કરી સિંહ સક્રાંતિને ભોગવતો જાય છે તેમ તેમ રાતા રંગના પુષ્પો અને જંતુઓ બદલાઈને ગુલાબી રંગ ધારણ કરે છે. એટલે ગોકળગાયો, ભાદરવા નામના કીડા અને અળસીયાઓ ગુલાબી રંગ ધારણ કરે છે અને ગોટાકરણ, ગુલાબ જેવી વનસ્પતિઓને ગુલાબી રંગનાં પુષ્પો આવતાં જણાય છે. અને વર્ષાઋતુના મધ્ય ભાગમાં જ્યારે શુદ્ધ વાયુનો કોપ હોય છે અને કફની શાંતિ થઇ ગયલી હોય છે, એટલે કફના મીઠા સ્વાદવાળી વનસ્પતિઓનો લોપ

થઇ વાયુના મોળા સ્વાદવાળા ફળો એટલે કાકડી, ચીભડાં, તુરીઆં, ગુવાર, વગેરે ફળો પાકેલાં દેખાય છે. તેવી રીતે વર્ષાઋતુના અંત ભાગમાં જ્યારે શરદઋતુનું પિત્ત મિશ્ર થાય છે ત્યારે પાંચે તત્ત્વો એકઠાં મળી સફેદ વસ્તુને પ્રકટ કરે છે, જેથી સફેદ જીવો કે જેને કોડી, શંખ, છીપ, ખાંગડા જેવા જેને પડમાં રહેવાનું હોય છે તેવા જીવો ઉત્પન્ન થાય છે અને તેજ પ્રમાણે વનસ્પતિમાં જાઇ, જુઇ, ચંપેલી, સાહેલી અને મોગરાનાં ફૂલો ઉત્પન્ન થાય છે; અને વનસ્પતિમાં ધોળો રસ વધવાથી આંકડા, કંટાળા થોર, વડ, ગુલ્લર (ઉંબરડો) આદિ લઇને દૂધવાળી વનસ્પતિ બળવાન થતી જણાય છે. એટલે વર્ષાઋતુના પાછલા ભાગમાં જે શરદઋતુનો કાંઇક અંશે પ્રાદુર્ભાવ થવાથી પિત્તનો કોપ થાય છે, કફનો સંચય થાય છે અને વાયુનું શમન થાય છે. એ વાયુનું શમન થવાથી પિત્ત જે જળતત્ત્વની નીચે દબાઇ રહ્યું હતું તેનો ખીલવાનો સમય આવે છે, જેથી વનસ્પતિઓને પીળાં ફૂલ આવવા માંડે છે. તેમ જંતુઓમાં અગ્નેય તત્ત્વોવાળી એટલે પિત્તના રંગવાળી પીળી અને લીલી માખીઓ તથા એવા જંતુઓ ઉત્પન્ન થાય છે કે જે મનુષ્ય શરીરપર બેસવાથી કે મસળાવાથી દાહ અથવા દાહ સાથેના ફોલ્લા ઉત્પન્ન કરે છે. આકાશમાં તુલા અને વૃશ્ચિક રાશિમાં સૂર્ય આવે છે જેથી પિત્તનો પ્રકોપ થાય છે. અને પિત્તમિશ્રિત હેમંતઋતુનો ભેગ થવાથી પિત્તનો પીળો રંગ બદલાઇને રતાશપડતો પીળો એટલે નારંગી રંગ વાતાવરણમાં પસરેલો જણાય છે જેથી પીળા ફૂલના કાંટાસળીઆ જેને સોનેરી રંગનાં ફૂલ આવે છે તે તથા ગલગોટા, પીળી કરેણ, રાજચંપો અને કેતકીને પીળાં સોનેરી રંગનાં અથવા રાતાં પુષ્પો આવે છે. અને જેમ જેમ શરદઋતુનો

મધ્યભાગ આવતો જાય છે તેમ તેમ કોઇ કોઇ વનસ્પતિઓ કે જેમાં ત્રિદોષ પ્રકૃતિને દર્શાવવાનો ગુણ રહ્યો છે તે વનસ્પતિઓમાં એકેક પુષ્પમાં એબે ત્રણત્રણ રંગના ફૂલો જોવામાં આવે છે. જેમકે પીળાં રાતાં અને ધોળાં ફૂલનો ગુલબાસ, પીળા રાતા અને સોનેરી રંગવાળા વચ્છનાગ વગેરે એટલે વર્ષાનો મોળો. શરદનો તીખો તથા કડવો અને હેમંતનો મધુર એ ત્રણ સ્વાદવાળા તથા ગુણ–ધર્મવાળા વૃક્ષો વેલાઓ, છોડો અને ગુલ્મો જોવામાં આવે છે. જ્યારે વર્ષાઋતુ શાંત થઈ શરદઋતુ પૂર બહારમાં ખીલીને હેમંતમાં પ્રવેશ કરે છે એટલે હેમંતઋતુના મિશ્રણથી જેમાં અગ્નિતત્ત્વ વધારે છે અને વાયુતત્ત્વનો અંતરભાગ છે અને કફનો પડદો ઢંકાયલો છે એવા મધુર રસનાં ધાન્યો જેવાં કે અડદ, બાજરી, ડાંગર, હલકી જુવાર, સામો, બંટી વગેરે ઉત્પન્ન થાય છે. એ પ્રમાણે જે જે ઋતુમાં જે જે રસને બળવાન ગણવામાં આવ્યો હોય તે રસ વનસ્પતિના ગર્ભમાં એકઠો થાય છે એમ સમજવું અને જે ઋતુમાં જે રસ કોપને પામે છે એમ *લખેલું હોય તે ઋતુમાં તે જાતની વનસ્પતિઓ રસપૂર્ણ જણાય છે, અને જે ઋતુમાં જે રસનું સંશમન થવાનું લખેલું હોય છે તે ઋતુમાં તે રસને પાકીને તેનાં ફળો આવીને તેની રસપૂર્ણતા મટી જઇને તે ઝાડનાં પુષ્પો તથા પત્રોનો નાશ થાય છે. અર્થાત્ સંચયમાં રસ ગર્ભમાં એકઠો થાય છે, કોપમાં પ્રકટપણે દેખાય છે અને શમનમાં તે ફળરૂપ બની જગતને ઉપકાર કરવામાટે દિવ્યરૂપ થઇ પૃથ્વી ઉપર રહી જાય છે અને તેના ઉત્પાદક તત્ત્વો કાળધર્મને પામી જાય છે. જેમ વનસ્પતિનો છોડ ઉગ્યા પછી તેનું વીર્યરૂપ પુષ્પ કે ફળ ગણાય છે, જેમ ખાધેલા અન્નનો રસ બન્યા પછી તેનું વીર્ય ફળરૂપ ગણાય

છે તેમ ઋતુઓના સંચય, પ્રકોપ અને શમનરૂપ આવૃત્તિથી તેનાં ફળરૂપ જગતમાં આરોગ્યતા વ્યાપી રહે છે. જેમ ઋતુના હીનમિથ્યા અને અતિ–યોગથી જીવજંત અને વનસ્પતિઓમાં તેના ગુણ–ધર્મનું વિષમપણું ઉત્પન્ન થાય છે તેમ તેવા પદાર્થોના દર્શનથી, સ્પર્શનથી, સ્વાદથી, ખોરાકથી કે સંસર્ગથી તેવી જાતનું વિષમપણું મનુષ્ય શરીરમાં ઉત્પન્ન થાય છે જેને આપણે દુઃખ, રોગ કે મોતના નામથી ઓળખીએ છીએ.

વર્ષા, શરદ અને હેમંતનું વર્ણન કરતાં ખાટો, ખારો અને મધુર રસ બળવાન થાય છે, એમ કહ્યું એટલે તે રસો ગર્ભમાં બળવાન થાય છે તેનું નિરાકરણ ઉપર કરવામાં આવ્યું. હવે શિશિર, વસંત અને ગ્રીષ્મ એ ૩ ઋતુઓનું દક્ષિણાયન થાય છે તેમાં શિશિરમાં કડવો, વસંતમાં તુરો અને ગ્રીષ્મમાં તીખોરસ બળવાન થાયછે. ઋતુનો સંચય, કોપ અને શમન તપાસતાં સમજાય છે કે દરેક રસ ત્રણ ત્રણ ઋતુ પછી પ્રકોપને પામી તેની શાંતિ થાય છે. જેવી રીતે ગ્રીષ્મઋતુમાં તીખા રસનો સંચય થાય છે, એટલે તીખો રસ પ્રત્યક્ષ નહિ જણાતાં વનસ્પતિના ગર્ભમાં બળ પામે છે; તે તીખો રસ વર્ષાના અંત પછી શરદમાં કોપ પામી શરદને અંતે એટલે હેમંતમાં તેનું શમન થાય છે, તેથી તીખા રસ પ્રાધાન્ય વનસ્પતિ જેવી કે આદુ, મરચાં, મરેઠી, વગેરે ફળરૂપ પૂર્ણ અવસ્થામાં હેમંતની શરૂઆતમાં જ્યારે પિત્તનું શમન થાય છે ત્યારે પ્રત્યક્ષ દેખાય છે, અને તે પછી તે વનસ્પતિઓ એટલે તીખા રસવાળી ફળરૂપે જણાતી નથી. તે પ્રમાણે હેમંત ઋતુનો કડવો રસ જે ગર્ભમાં રહી વસંતમાં વૃદ્ધિ પામી ગ્રીષ્મમાં શાંત થાય છે, એટલે લીમડા સરગવા

આદિ કડવા રસ પ્રાધાન્ય વનસ્પતિને ફળફૂલ આવી તેની નિવૃત્તિ થાય છે, તે પ્રમાણે વસંતઋતુમાં તુરો રસ બળવાન થઇ તે રસ પ્રાવૃષઋતુમાં ફળફૂલવાળો થાય છે. જેવો કે જાંબુ, મરીકંથાર, ટીમરૂ વગેરે.

એ પ્રમાણે આપણે અવલોકન કરતાં શીખવું જોઇએ કે શાસ્ત્રમાં જે રસનો જે ઋતુમાં સંચય થવાનું નિર્માણ કરેલું હોય તે રસ તેના ગર્ભમાં બળવાન થાય છે અને જે રસનું પ્રકોપ થવાનું લખ્યું હોય તે ઋતુમાં તે વનસ્પતિઓ નવપલ્લવ એટલે રસપૂર્ણ થાય છે. અને જે ઋતુમાં જેનું શમન થવાનું લખ્યું હોય તે ઋતુમાં તેને ફળ ફૂલ આવી તેની શાંતિ થાય છે. હવે વિચાર કરવાનો રહ્યો કે જેમ શરદઋતુમાં ખારો રસ બળવાન થાય છે અને શિશિર ઋતુમાં કડવો રસ બળવાન થાય છે અને હેમંતઋતુમાં મધુર રસ બળવાન થાય છે, તેના યોગે ખારા રસ અને સહેજ કડવા રસ સાથે મળેલા તુરા રસવાળા ધાન્યો એટલે મગ, મઠ, ચોળા, વાલ, ચણા, વટાણા અને મસુર જેવાં તુરા, ખારા, કડવા અને મધુરરસવાળાં ધાન્યો શિશિર વસંત અને ગ્રીષ્મની શરૂઆતમાં ફળને આપી શાંત થઇ જાય છે. હેમંતઋતુમાં ગર્ભમાં રહેલો મધુરરસ જેમ જેમ સૂર્ય પોતાની રાશિને ભોગવતો જાય તેમ તેમ વધતો વધતો શિશિરને અંતે અને વસંતની શરૂઆતમાં મધુરતા વધીને સંપૂર્ણ ગળ્યો થઇ વસંતને અંતે શાંતિ પામી જાય છે, એટલે શેરડીનો પાક વસંતઋતુ પછી ખલાસ થઇ જાય છે. અને ગ્રીષ્મમાં ખાટા રસનો કોપ થવાથી કેરી, કમરખ કરમદા વગેરે ખાટાં ફળો દેખાય છે; અને પ્રાવૃષમાં ખાટા રસની શાંતિ થવાથી એ ખાટાં ફળો ગળ્યાં બની જાય છે. એટલે આપણે જાણી

શકયા કે સૂર્ય જેમ જેમ રાશિને ભોગવતો જાય તેમ તેમ સૂર્યના ઓછા વધતા તાપથી અને ચંદ્ર જેમ જેમ રાશિને ભોગવતો જાય તેમ તેમ તેના ઓછા વધતા રજ (શીતળતા)થી તે વનસ્પતિઓમાં તેના ગુણ–ધર્મ પ્રમાણે રસને સ્થાયીભાવ આપતો જાય છે. પૃથ્વીના ઉત્તરાયણ અને દક્ષિણાયનમાં જેમ જેમ સૂર્ય અને ચંદ્ર રાશિઓને ભોગવતા જાય છે તેમ તેમ રાશિ, સૂર્ય, ચંદ્ર અને બીજા ગ્રહોના તેજ, આકર્ષણ તથા ગતિને લીધે જુદી જુદી દિશામાંથી જુદા જુદા ગુણ–ધર્મવાળો વાયુને વહન થવું પડે છે અને જે ઋતુમાં જે દિશાનો વાયુ આવવો જોઇએ તે નહિ આવવાથી અથવા અતિ આવવાથી અથવા વહેલો આવવાથી અથવા મોડો આવવાથી, અથવા ઓછો આવવાથી અથવા વધતો આવવાથી તે તે ગુણ–ધર્મવાળી ઋતુઓમાં ઉગતી વનસ્પતિઓ, વહેતાં પાણીઓ, ફરતા જંતુઓ અને જીવતા મનુષ્યો ઉપર તેના હીન–મિથ્યા કે અતિ યોગની અસર થાય છે. એ રાશિઓના ક્રમ તથા સ્થાનનો જરાક વિચાર કરવાની જરૂર છે.

આપણે આકાશ તરફ રાત્રી નિર્મળ થયા પછી દૃષ્ટિ ફેરવીશું તો આકાશમાં નાના મોટા અસંખ્ય તારાઓ નજરે પડે છે. એ તારાઓમાંથી જે જે તારાઓને આપણી ગ્રહમાળા સાથે આકર્ષણ કે પ્રકર્ષણનો સંબંધ જણાયલો તે તે તારાના મંડળોનો નિશ્ચય કરી રાશિ એવું નામ આપવામાં આવ્યું છે. રાશિ શબ્દનો સામાન્ય અર્થ ઢગલો અથવા જથ્થો થાય છે. એવા તારાઓના જથ્થાના વિભાગ પાડી જ્યોતિષશાસ્ત્રે તેની ૧૨ રાશિ ગણેલી છે, એટલે આકાશમાં કયો ગ્રહ કઇ રાશિમાં છે અથવા કઇ રાશિને કેટલે અંશે ભોગવે છે

તેનું ગણિત સિદ્ધાતના ગ્રંથોમાં નક્કી કરેલું છે, જે જોતાં આપણને આશ્ચર્ય થાય છે. આપણી પૃથ્વીને બીજા તમામ ગ્રહો કરતાં સૂર્ય અને ચંદ્ર સાથે ઘાડો સંબંધ હોવાથી સૂર્ય અને ચંદ્રની અસર આપણા ઉપર સીધી થાય છે, અને બાકીના ગ્રહોની અસર તે તે ગ્રહો જે જે રાશિ ભોગવતા હોય તે તે રાશિના ગુણ-ધર્મ સાથે મળીને પૃથ્વીના વાતાવરણમાં આડકતરી રીતે ફેરફાર કરવામાં કારણભૂત થાય છે. એટલે આકાશમાં અશ્વિની ૩, ભરણી ૩, કૃત્તિકા ૬, રોહિણી ૫, મૃગશિર ૩, આર્દ્રા ૧, પુનર્વસુ ૪, પુષ્ય ૩, અશ્લેષા ૫, મઘા ૫, પૂર્વા ૨, ઉત્તરા ૨, હસ્ત ૫, ચિત્રા ૫, શ્વાતી ૧, વિશાખા ૪, અનુરાધા ૪, જ્યેષ્ટા ૩, મૂળ ૧૧, પૂર્વાષાઢા ૩, ઉત્તરાષાઢા ૩, અભિજીત ૩, શ્રવણ ૩, ધનિષ્ટા ૪, સતભિખા ૧૦૦, પૂર્વાભાદ્રપદ ૨, ઉત્તરાભાદ્રપદ ૨, રેવતી ૩૨ તારાઓના એ ૨૮ નક્ષત્રો બનેલાં છે, તેમાં અભિજીત સંધિગત હોવાથી પ્રત્યક્ષ નહિ ગણતાં ૨૭ નક્ષત્રો ગણીને તેને ૧૨ રાશિમાં ગોઠવેલાં છે. તે ૨૭ નક્ષત્રો પૈકી અશ્વિની, ભરણી, મઘા, પૂર્વાફાલ્ગુની, ઉત્તરાફાલ્ગુની, સ્વાંતિ, વિશાખા, પૂર્વાભાદ્રપદ, ઉત્તરાભાદ્રપદ એ ૯ નક્ષત્રો ઉત્તરાચારિ એટલે આકાશના ઉત્તર ભાગમાં રહેલા છે, તથા કૃત્તિકા, રોહિણી, પુષ્ય, અશ્લેષા, ચિત્રા, શ્રવણ, ધનિષ્ટા, સતભીખા અને રેવતી એ ૯ નક્ષત્રો મધ્યચારી એટલે આકાશના મધ્ય ભાગમાં રહેલા છે તથા મૃગશિર, આર્દ્રા, પુનર્વસુ, હસ્ત, અનુરાધા, જ્યેષ્ટા, મૂળ, પૂર્વાષાઢા, ઉત્તરાષાઢા એ ૯ નક્ષત્રો દક્ષિણાચારી એટલે આકાશના દક્ષિણ ભાગમાં ગોઠવાયલા છે. એ ૨૭ નક્ષત્રો ૧૨ રાશિઓ અને ૯ ગ્રહો એ દરેકને વિષુવવૃત એટલે આકાશગંગાની નીચેથી ફરવાનો માર્ગ છે. જેમ જેમ સૂર્ય

રાશિને ભોગવતો જાય અને એક અયનમાંથી બીજા અયનમાં જાય તેમ તેમ આકાશગંગાના છેડા ઉત્તરાભિ અને દક્ષિણાભિમુખ વાંકા થતા જાય છે. હવે એ ૧૨ રાશિમાં ચંદ્ર સવાબે દિવસમાં ૧ રાશિ ભોગવે છે અને સૂર્ય ૧ માસે ૧ રાશિ ભોગવે છે, તે ઉપરથી સૂર્ય ૧૨ રાશિની બનેલી ૬ ઋતુઓનાં બે અયનમાં ૧ વર્ષમાં ફરી રહે છે અને ચંદ્ર બારેરાશી ૧ માસમાં ફરતો હોવાથી તે દિવસોનો ૧ ચાન્દ્રમાસ ગણવામાં આવે છે. એ ચાન્દ્રમાસ અને સૌર્યમાસની ગણતરીમાં ફેર આવવાથી પાંચ વર્ષમાં એટલે એક કાળચક્રમાં બે અધિક માસ આવે છે. અધિક માસ તે ગણાય છે કે જેમાં સૂર્ય સક્રાંતિ બદલે નહિ. એટલે જે માસમાં સૂર્ય સંક્રાન્તિ હોય નહિ તે અધિકમાસ ગણાય છે. ૧૨ રાશિ પૈકી મેષ અને વૃશ્ચિકરાશિનો સ્વામી મંગળ છે, મિથુન અને કન્યારાશિનો સ્વામી બુધ છે, ધન અને મીન રાશિનો સ્વામી ગુરૂ છે, વૃષભ અને તુલા રાશિનો સ્વામી શુક્ર છે, મકર અને કુંભ રાશિનો સ્વામી શનિ છે, કર્ક રાશિનો સ્વામી ચંદ્ર છે અને સિંહ રાશિનો સ્વામી રવિ છે. એજ પ્રમાણે કર્ક, મીન અને વૃશ્ચિક રાશિનો વર્ણ બ્રાહ્મણ છે. મેષ, સિંહ અને ધનરાશિનો વર્ણ ક્ષત્રિય છે. વૃષભ, કન્યા અને મકર રાશિનો વર્ણ વૈશ્ય છે અને મિથુન, તુલા તથા કુંભ રાશિનો વર્ણ શૂદ્ર છે. ૯ ગ્રહ પૈકી સૂર્યનો રંગ પારા જેવો છે, ચંદ્રનો રંગ રૂપા જેવો છે, મંગળનો રંગ તાંબા જેવો છે, બુધનો રંગ ચોકખો પીળો છે, ગુરૂનો રંગ સોનેરી પીળો છે, શુક્રનો રંગ નીલમણી જેવો છે, શનિનો રંગ ઘેરો આસમાની છે, અને રાહુનો રંગ કાળો છે. જેમ પારામાં ૭ રંગ રહેલા છે અને આખી દુનિયાનું ઉપસ્થિત સ્થાન પારો છે તેમ આખી દુનિયાનું ઉપસ્થિત

સ્થાન સૂર્ય છે. તે સૂર્યના એકેક કિરણને લઇને એકેક ગ્રહ બનેલો હોય એમ અનુમાન થાય છે. જેમ તમામ રંગો કાળારંગમાં તિરોભાવ પામી જાય છે તેમ રાહુ એટલે પૃથ્વીનો રંગ કાળો એટલે પ્રકાશ વિનાનો હોવાથી તેમાં સૂર્ય આદિ લઇને તમામ ગ્રહોના જુદા જુદા રંગનાં કિરણો આવિર્ભાવ પામી પ્રચ્છન્નરૂપે તિરોભાવને પામે છે, એટલે પૃથ્વીની અસર બીજા કોઇ ગ્રહપર થતી નથી પરંતુ બીજા ગ્રહોની અસર પૃથ્વી ઉપર થાય છે. તેનું પ્રત્યક્ષ પ્રમાણ એ છે કે પૃથ્વીમાં છએ રસના ૬૩ સ્વાદવાળાં જુદી જુદી આકૃતિ, સ્વાદ, રંગ અને સ્વભાવનાં બીજો રહેલાં છે, પરંતુ તે જ્યારે જ્યારે સૂર્ય ચંદ્ર અને બીજા ગ્રહોના કિરણો જેવી જેવી રીતથી પૃથ્વી ઉપર આવે છે તે સ્વજાતીય ગુણવાળા કિરણોના આકર્ષણથી પૃથ્વીમાં રહેલાં અને જમીનપર ઉગેલાં અને આકાશમાં ફરતાં તમામ બીજોનો પ્રાદુર્ભાવ કરે છે, એટલે સૂર્ય અને ચંદ્ર નિયમિત રીતે રાશિને ભોગવતા હોવા છતાં વાતાવરણમાં અવનવા ફેરફાર થઇ ઋતુઓમાં હીન—મિથ્યા અને અતિ—યોગ ઉત્પન્ન કરે છે. સૂર્ય અને ચંદ્રની ફરવાની ગતિ જેમ જેમ રાશિમાં બદલાતી જાય છે તેમ તેમ રાશિના ગુણ—ધર્મ પ્રમાણે વાતાવરણના સ્વભાવમાં ફેરફાર થતો જણાય છે. જેમ આકાશને અવિચ્છિન્નપણું હોવાથી તેમાં કાંઇ ફેરફાર થતો નથી પરંતુ આકાશમાંથી ઉત્પન્ન થયલી સ્પર્શ તન્માત્રા એટલે વાયુતત્ત્વ જેનો સ્વભાવ આખા જગતને જોઇતા રસ, ગુણ, વીર્ય, વિપાક અને શક્તિ વહેંચી આપવાનું કામ કરવાનો છે તે પ્રમાણે બ્રાહ્મણ સ્વભાવના મનુષ્યોને ૪ વર્ણના લોકોના વિભાગ પાડીને તેને પોતપોતાને માર્ગે પ્રવર્તાવવાનું કામ બ્રાહ્મણનું હોવાથી

કર્ક, મીન અને વૃશ્ચિકરાશિને બ્રાહ્મણધર્મવાળી ગણવામાં આવી છે. સ્પર્શ તન્માત્રા પછી રૂપતન્માત્રા જેને અગ્નિતત્ત્વ કહેવામાં આવે છે, જેનું કામ જગતના તમામ જીવોનું રક્ષણ કરી અગ્નિના યોગે વસ્તુના ગુણ–ધર્મનું પૃથક્કરણ કરી રક્ષણ કરવાનું છે, તેમ મનુષ્યોમાં ક્ષત્રિયનું કામ પણ ૩ વર્ણનું રક્ષણ કરવું એજ હોવાથી તે ગુણ–ધર્મવાળી મેષ, સિંહ અને ધનરાશિને ક્ષત્રિય સ્વભાવવાળી ગણવામાં આવી છે. જેમ રૂપતન્માત્રા પછી રસતન્માત્રા એટલે જળતત્ત્વ જગતના તમામ દ્રવ્યોને આર્દ્રપણું આપી જગતના પરમાણુને જે જે દ્રવ્યોમાં જે જે પરમાણુનો ખપ હોય તે તે દ્રવ્યને મેળવીને વધવા ઘટવારૂપ ક્રિયા કરી જગતને પોષણ આપે છે. તેમ મનુષ્ય સમૂહમાં વૈશ્ય પ્રકૃતિવાળા માણસો જગતને વૈશ્યત્વથી પોષણ આપે છે. તેવી રીતે વૃષભ, કન્યા, અને મકર એ ૩ રાશિઓ વૈશ્ય ધર્મવાળી હોવાથી જગતને પોષણરૂપ મનાય છે, જેમ પાંચમી ગંધ તન્માત્રા એટલે જેમાં શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એવા પાંચે તન્માત્રાના સ્વભાવ મળવાથી ગંધ તન્માત્રાવાળી પૃથ્વી ઉત્પન્ન થયલી છે કે જે ચારે તન્માત્રાઓના તથા ચારે તત્ત્વના આધારભૂત છે, તેમ મનુષ્ય પ્રાણીમાં શૂદ્રરૂપ ગણાતા મનુષ્યો ત્રણે વર્ણની સેવા બજાવે છે, એટલે જો શૂદ્ર પ્રકૃતિના મનુષ્યો હોયજ નહિ તો બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય સ્વભાવના મનુષ્યોનો કાર્યનિર્વાહ ચાલી શકેજ નહિ; તેવી રીતે મિથુન, તુલા અને કુંભ રાશિઓ જગતને આધારરૂપ હોવાથી તેને શૂદ્ર સ્વભાવવાળી હોવાનું કહેલું છે. હવે જે જે રાશિના જે જે સ્વામી મુકરર કરેલા છે તે એટલા માટે કે તે રાશિમાં તે ગ્રહ આવે ત્યારે તે રાશિના અને ગ્રહના ગુણ–ધર્મ એક થઇ જાય. પણ જો બ્રાહ્મ-

ણની રાશિમાં શૂદ્ર ગુણવાળો અને શૂદ્રની રાશિમાં બ્રાહ્મણ ગુણવાળો ગ્રહ પ્રવેશ કરે તો બ્રાહ્મણની રાશિમાં ગએલો શૂદ્ર ગ્રહ નિર્બળ થઈ જાય, એટલે તેજહીન થાય. એથી ઉલટું શૂદ્રની રાશિમાં બ્રાહ્મણ સ્વભાવવાળો ગ્રહ જાય ત્યારે રાશિનો સ્વભાવ દબાઇને બ્રાહ્મણનો ગુણ વૃદ્ધિ પામે. આપણે જોતા આવ્યા છીએ કે બ્રાહ્મણો રજોગુણી છે, ક્ષત્રિયો સત્ત્વગુણી ગણાય છે, વૈશ્યો તમોગુણી હોય છે અને શૂદ્રોમાં ત્રિગુણાત્મક બુદ્ધિ હોય છે અને તેથીજ શૂદ્રો ૩ વર્ણના લોકોની સેવા કરવાનાં કામમાં ઉપયોગી થઇ શકે છે. એટલા ઉપરથી એવા અનુમાન ઉપર આવી શકાય છે કે ઋતુઓના ફેરફાર તે ગ્રહોની ચાલ, તેના સ્વભાવ, રાશિની જાતિ, તેના સ્વભાવ અને તેથીજ થાય છે. મતલબ કહેવાની એ છે કે ઋતુઓનાં હીનયોગ, અતિયોગ અને મિથ્યાયોગ જાણવાને માટે જેને પ્રવૃત થવું હોય તેણે ગ્રહો અને રાશિઓના ગણિતને ધ્યાનમાં લઇ કઇ ઋતુમાં કયો ગ્રહ બળવાન થયો છે અથવા નિર્બળ થયો છે તે લક્ષમાં રાખી, વિચાર કરવાથી સહજ સમજાશે કે આવતી ઋતુમાં અમુક રસનો અથવા અમુક દોષનો હીન–મિથ્યા કે અતિ–યોગ થશે. આટલું વિવેચન કર્યા પછી આપણે થોડું પશ્ચાત્ અવલોકન કરવાની જરૂર છે, કારણ કે ઋતુનો હીન–મિથ્યા કે અતિયોગ જાણવાનો સહેલામાં સહેલો અને દરેક મનુષ્ય ( વૈદ્ય ) અવલોકન કરી શકે તેવો રસ્તો જાણવાની આપણને જરૂર છે.

એટલું તો યાદ રાખવું જોઈએ કે કોઇ પણ ઋતુમાં કોઇ પણ એકલા રસનો સંચય, કોપ કે શમન થતું નથી પરન્તુ દરેકમાં એક દોષનો સંચય, એકનો કોપ અને એકનું શમન થાય છે,

જેથી ઋતુના અવલોકનમાં કેટલાકને ભ્રમ ઉત્પન્ન થાય છે. પણ જો એકજ દોષ કોપે અથવા એકજ રસનો સંચય થાય અને બીજા રસો શાંત થઇ જાય તો હવા વિષરૂપ બની આંખા વિશ્વનો નાશ કરે. જેમ મનુષ્ય શરીરમાં વાયુ પિત્ત અને કફ પૈકી એક દોષ કોપે છે તો તેની સાથે પણ બીજા દોષ હીનપણે રહી શકે છે, અને તેથીજ રોગી માણસ ઘણા કાળ સુધી જીવી શકે છે. તે પ્રમાણે ઋતુમાં પણ સંચય, કોપ અને શમનની ક્રિયા ચાલતી હોય છતાં તેનો સમૂળ નાશ થતો નથી. એટલે આપણે એમ જાણવું જોઇએ કે પ્રાવૃષઋતુ જે વર્ષાનો પ્રથમ કાળ છે તેમાં વાયુનો કોપ અને પિત્તનો સંચય થાય છે, એટલે રજો ગુણી વનસ્પતિનો પ્રાદુર્ભાવ જણાય છે, જેથી વનસ્પતિને ધોળાં ફૂલ વિશેષે કરીને આવે છે, પણ જ્યારે વર્ષાકાળ સંપૂર્ણ રૂપમાં આવે છે ત્યારે જે જે વનસ્પતિમાં પિત્ત બળવાન થાય છે તેને પીળાં ફૂલ આવવા માંડે છે, અને જે જે વનસ્પતિમાં પિત્ત બળવાન થઇ ઉપર કફનું આચ્છાદાન થતું જાય છે એટલે તે વનસ્પતિના ફૂલોમાં રાતો રંગ વધતો જાય છે. તે પછી શરદઋતુમાં જ્યારે પિત્તનો કોપ થાય છે ત્યારે પિત્તના ગુણ–ધર્મ પ્રમાણે તમામ વનસ્પતિને પીળાં અને ભુરાં એટલે પિત્તના રંગ જેવાં પુષ્પો આવે છે. તે પીળાં પુષ્પમાં જેમ જેમ કફનું આચ્છાદન થતું જાય છે તેમ તેમ તેમાં રાતો રંગ ઉમેરાતો જાય છે. જેમ જેમ રાતો રંગ વધતો જાય છે તેમ તેમ હેમંતઋતુનું આવાહન થતું જાય છે. એટલે હેમંતઋતુના ગુણ–ધર્મ પ્રમાણે કફનો સંચય થાય છે, પિત્તનું શમન થાય છે અને વાયુનો કોપ થાય છે, જેથી હેમંતઋતુમાં જેમ જેમ સૂર્ય રાશિને ભોગવતો જાય છે તેમ તેમ રાતો રંગ વધીને ધોળા રંગનો

અથવા પીળચટા ધોળા રંગનો આવિર્ભાવ થતો જાય છે, એટલે જુવાર, બાજરી, અડદ વગેરે સફેત રંગ પ્રાધાન્ય મધુરરસવાળા ફળ ફુલ, અન્ન અને કઠોળ પરિપકવ થાય છે. જો હેમંતઋતુમાં વાયુનો કોપ ન થાય તો અન્ન પાકે નહિ, જો કફનો સંચય ન થાય તો અનાજમાં મધુરતા મિઠાશ અને વજન વધે નહિ. એટલા માટે હેમંતઋતુમાં કફનો સંચય અને વાયુનો કોપ ગણવામાં આવ્યો છે. પરન્તુ જો હેમંતઋતુમાં પિત્તનો કોપ ચાલુ રહે અને કફનો સંચય અટકી પડે તો પરિપકવ દશાને પામવાની અણી ઉપર આવેલાં અન્ન અને ફળોનો વિનાશ થઇ જાય. તે પ્રમાણે હેમંતઋતુનો પાછલો ભાગ જે શિશિરઋતુને નામે ઓળખાય છે. તેમાં કફનો સંપૂર્ણ સંચય, પિત્તની શાંતિ અને વાયુનો પૂર્ણ કોપ થવાથી જેમ જેમ સૂર્ય રાશિ ભોગવતો જાય તેમ તેમ મધુરરસમાં પિત્તને લીધે કડવા, અને ખાટા રસનો ઉમેરો થવાથી કઠોળ અને તેવીજ જાતના બીજા બાજીપાલાઓ ઉત્પન્ન થાય છે તે પછી વસંતઋતુમાં કફનો કોપ થવાથી પિત્તનો સંચય થાય છે અને વાયુની શાંતિ થાય છે એટલે વાયુ સમાનભાવને પામવાથી છએ રસના ૬૩ સ્વાદવાળી તમામ વનસ્પતિઓ નવપલ્લવ અને ફળ ફુલ યુકત થાય છે. એટલે વસંતઋતુ પછી ગ્રીષ્મઋતુ બેસે કે સૂર્યનોપ્રખર તાપ પડવાથી અતિ તાપને લીધે પિત્ત દગ્ધ થઇ જાય છે, જેથી હવામાં દગ્ધ પિત્તના સ્વભાવ પ્રમાણે ખાટો રસ ઉત્પન્ન થાય છે, અને તે ખાટો રસ જેમ જેમ સૂર્ય રાશિ ભોગવતો જાય તેમ તેમ એટલે ગ્રીષ્મ ઋતુના અંત ભાગમાં મધુરપણાને પામતો જાય છે. જેથી ખાટાં ફળો ગળ્યા સ્વભાવવાળાં અને તુરાં ફળો ખટાશવાળાં થાય છે તેમ

જે ફળો પરિણામ પામવાના સ્વભાવવાળાં નથી તે જેવાં કે વડ, પીપળો, રાયણ, વગેરે વધારે મધુર થાય છે આટલા ઉપરથી અવલોકન કરનારને સમજાશે કે જે ઋતુમાં તે ઋતુનો સમાનયોગ થયો હોય તો તે ઋતુમાં અન્ન, ફળ, પુષ્પ, લતાઓ તેવા સ્વભાવવાળાં ઉગે છે, વધે છે, અને ફળ ફૂલ આપીને શાંત થઇ જાય છે.

આપણે એમ જાણવું જોઇએ કે વર્ષાઋતુ શ્રાવણ સુદ પુનેમે પૂર્ણ થાય છે, પણ જે ઋતુમાં એટલે તેની પાસેની આવતી શરદઋતુમાં શરદઋતુનાં ચિન્હ દેખાય નહિ, એટલે વાદળાં ધોળાં રંગનાં થાય નહિ, વરસાદ ગાજે નહિ અને વીજળી થાય નહિ તો શરદઋતુનાં ચિન્હ દેખાતાં નથી, પણ વર્ષાઋતુનો અતિયોગ થયો છે. અને શરદઋતુનો હીનયોગ થયો છે એમ માનવું. તેવી રીતે શરદઋતુનો અમલ આશો સુદ પુનેમ સુધીનો છે તે ઉપરાંત જો શરદનો તાપ ચાલુ રહે અને હેમંતનો લુખર પવન આવી શિઆળાનાં ચિન્હ દેખાડે નહિ તો શરદઋતુનો અતિયોગ અને હેમંતઋતુનો હીનયોગ ગણાય. તેજ પ્રમાણે શિશિરઋતુ જે હેમંતઋતુનો પાછલો ભાગ માનેલો છે અને ચૈત્ર સુદ પુનેમ સુધીમાં વસંતઋતુનો અંત આવે છે, પણ ચૈત્ર સુદ પુનેમ પછી દિવસે તાપ પડે અને રાત્ર ટાઢ પડે તો વસંતઋતુનો અતિયોગ અને ગ્રીષ્મનો હીનયોગ ગણાય. તેજ પ્રમાણે વર્ષાઋતુમાં વરસાદ ઓછો વરસે અને શ્રાવણ સુદ પુનેમ પહેલાં શરદઋતુમાં ઉગતી અને ખીલતી વનસ્પતિઓ દેખાય તો વર્ષાઋતુમાં હેમંતનો મિથ્યાયોગ થયો છે. તેજ પ્રમાણે શરદમાં હેમંત કે શિશિરનો, હેમંત કે શિશિરમાં વસંતનો અને વસંતમાં

ગ્રીષ્મનો તથા ગ્રીષ્મમાં વર્ષાનો એટલે પ્રાવૃષનો મિથ્યાયોગ થાય છે. એવી રીતે ઋતુના હીન–મિથ્યા અને અતિ–યોગથી જે જે ઋતુનો જે જે ઋતુમાં મિથ્યાયોગ થાય છે તે તે ઋતુમાં મિથ્યાયોગવાળી ઋતુના ગુણ–ધર્મને લીધે તે ઋતુમાં કોપ પામનારા દોષોના રોગો જણાય છે. પણ કોઇ વખતે એક ઋતુની જોડેની ઋતુનો મિથ્યાયોગ નહિ થતાં તેની પાછળની એટલે ત્રીજી ઋતુનો મિથ્યાયોગ થાય છે તો તે વખતમાં આખા દેશમાં ભયંકર મરકી–રોગચાળો ફાટી નીકળે છે. દાખલા તરીકે સંવત ૧૯૭૪ના ભાદરવા મહિનામાં શરદ-ઋતુમાં વસંતઋતુનો મિથ્યાયોગ થયો હતો, એટલે તે ઋતુમાં આંબાને મોર અને કેરી ઉત્પન્ન થયાં હતાં તેથી કફ-પિત્તજ્વર અને કંઠકુબ્જ સન્નિપાત જે કફપ્રાધાન્ય રોગ ગણાય છે તેનો ઉપદ્રવ થવાથી આખો દેશ ઇન્ફલુએન્ઝાના નામથી ભારે આપત્તિમાં સપડાયો હતો, અને તેજ પ્રમાણે હેમંત શિશિરમાં ગ્રીષ્મનું આવાગમન દેખાવાથી વિદ્વાન વૈદ્યોને પીળો તાવ એટલે હારિદ્રક સન્નિપાત નામનો કાળરૂપ જ્વર આવવાનો ભય જણાતો હતો, પરન્તુ ઇશ્વરકૃપાથી માળવા પ્રાન્તમાં બરફ અને વરસાદનું ભારે જોર થવાથી હવામાં આવતો ગ્રીષ્મકાળ અટકી ગયો અને શિશિરઋતુનો સમયોગ થવાથી, દેશમાં શાંતિ પથરાઇ ગઇ. તેજ પ્રમાણે કુદરત મનુષ્યના રક્ષણ માટે અણધારી મદદ મોકલે છે તોપણ જ્યારે જ્યારે આવતી ત્રીજી ઋતુનો પહેલી ઋતુમાં મિથ્યાયોગ થાય ત્યારે ત્યારે મહામારી અથવા એવાજ પ્રકારની કોઇ બિમારી સર્વત્ર ફેલાઇ જાય છે. આ ઉપરથી એમ સમજવું જોઇએ કે ઋતુનો સામાન્ય હીન–મિથ્યા કે અતિયોગ થવાથી પ્રાકૃત જ્વર ઉત્પન્ન થાય છે અને તે નિદાનપૂર્વક ચિકિત્સા કરવાથી

વૈદ્યોના કબજામાં આવી શકે છે. પણ જો ત્રીજી ઋતુ નો મિથ્યાયોગ થયો હોય તો વિકૃતજ્વર પેદા થાય છે તેને વૈદ્યોના કબજામાં લાવવાને ઘણું મુશ્કેલ થઇ પડે છે, અર્થાત્ વિકૃતજ્વરને નિદાન-શાસ્ત્રમાં અસાધ્ય ગણવામાં આવ્યો છે તેને કષ્ટસાધ્ય કે સાધ્ય કરવો તે ઇશ્વરેચ્છા હોય તોજ થઈ શકે છે. આટલું કહ્યા પછી હવે જ્યારે જ્યારે ઋતુમાં હીન-મિથ્યા કે અતિ-યોગ થયો હોય ત્યારે ત્યારે મનુષ્યે પોતાની ચર્યા કેવા પ્રકારની રાખવી જોઇએ? તેનો ઉલ્લેખ કરતાં પહેલાં પૂર્વાચાર્યોએ ઋતુમાં સમયોગ ચાલતો હોય ત્યારે મનુષ્યોએ કેવા પ્રકારનો આહારવિહાર અને વ્યવહાર રાખવો જોઇએ તે પર્વરૂપે ગોઠવ્યું છે, તેનું અવલોકન કરવાની જરૂર છે.

આપણા દેશમાં સામાન્ય અને વિશેષ એવાં બે જાતનાં પર્વો ગોઠવાએલા છે. સામાન્ય પર્વો આખા દેશમાં પસરેલા છે. અને તે પર્વમાં તમામ મનુષ્યો જાતિભેદ, વર્ણભેદ, મત, પંથ, સંપ્રદાયનો ભેદ છોડી દઇ તેમાં પૂર્ણપણે ભાગ લે છે. અને વિશેષ પર્વોમાં પોતપોતાના મત, પંથ, સંપ્રદાય, જાતિ અને દેશ પરત્વે ભાગ લેવામાં આવે છે. એટલા માટે આ સ્થળે ઋતુના ગુણ-ધર્મનો વિષય હોવાથી સામાન્ય પર્વોનો વિચાર કરવાની જરૂર પડે છે, કારણકે તે મનુષ્ય માત્રને લાગુ પડે છે. જ્યારે સૂર્ય ઉત્તરાયણનો થાય છે એટલે જે દિવસથી દિવસ વધતો જાય છે અને રાત્રી ઘટતી જાય છે, અર્થાત્ જે દિવસથી સૂર્યનું બળ વધતું જાય છે અને ચન્દ્રનું બળ ઘટતું જાય છે, જેથી મનુષ્યોમાં અથવા ચારે ખાણના જીવોમાં બળનો ઘટાડો થતો જાય છે. એટલા માટે મકરસંક્રાંતિને શિશિરઋતુ ગણી તે ઋતુને બંધબેસતો ખોરાક તે પર્વમાં ખાવાનો ખવડાવવાનો

રીવાજ દાખલ થયલો છે, પણ તે રીવાજ જ્યારે ઋતુનો સમયોગ થયો હોય ત્યારે પ્રકૃતિને અનુકૂળ થઇ પડે છે, પણ જો અતિયોગ, હીનયોગ કે મિથ્યાયોગ થયો હોય ત્યારે તે પ્રકૃતિનો વિષમયોગ કરનારો નીવડે છે. એટલે આપણે એટલું યાદ રાખવું જોઇએ કે દરેક સક્રાંતિમાં અથવા દરેક ઋતુમાં વાતાવરણમાં તે ઋતુના ગુણ-ધર્મનો હીન-અતિ કે મિથ્યાયોગ થયો હોય તે પ્રમાણે મનુષ્ય શરીરના વાયુ, પિત્ત અને કફનાં ૧૫ સ્થાનોમાં હીન-મિથ્યા અને અતિ યોગ થાય છે. આટલું યાદ રાખ્યા પછી દરેક પર્વોના આહાર-વિહાર અને દાન તપાસીશું તો તેના ગુણ-ધર્મ પ્રમાણે દોષોના સંચય, કોપ અને શાંતિનો વિચાર સમજી શકીશું.

મકરસંક્રાંતિમાં મગ, ચોખા, બોર, તલ, ગોળ અને શેરડી તથા લીલા ચણાનું દાન આપવાનો તથા મગની ખીચડી અથવા નવી જુવારનો કે નવા ઘઉંનો ખીચડો ખાવાનો રીવાજ છે, તેમ અમારા સુરતમાં કેળાં, ઘી, ખાંડ સાથે રોટલી ખાવાનો રીવાજ છે. એ ઉપરથી એટલું સિદ્ધ થાય છે કે ટાઢની મોસમમાં વાયુનું પ્રબળપણું એટલે રસને સુકાવવાનો ગુણ હોવાથી જો પ્રજા સ્નેહદ્રવ્ય એટલે તલ, ગોળ, કેળાં અને ઘઉંના પદાર્થો ખાય નહિ તો વાયું બળવાન થઇ શરીરમાંના રસ તથા રક્તને સુકાવી નાંખે છે, અને એમ પણ સમજાય છે કે મધુર પદાર્થો કે જેનો કફને પ્રકોપ કરવાનો સ્વભાવ છે પણ તે પિત્તનું શમન કરે છે એટલા માટે પિત્તનો સંચય થતો અટકાવવા માટે પિત્તની શાંતિવાળાં મધુર દ્રવ્યો અને સ્નેહવાળા તલ જેવા પદાર્થો ખાવાને નિર્માણ કરેલું છે. તેમાં જેઓને પ્રકૃતિએ વાયુ કે કફ બંધાયલો હોય તેઓ જો મધુર દ્રવ્યનું સેવન કરે તો કફ વધી

પડી વસંતઋતુમાં કફકુપિત રોગમાં સપડાઇ જાય, એટલા માટે બોર જેવા ખટમધુર અને ચણા જેવા ક્ષારમધુર પદાર્થો ખાવાથી તેઓને અગ્નિ સમાનભાવને પામે છે; તેવી રીતે પિત્ત પ્રાધાન્ય પ્રકૃતિના મનુષ્યોને માટે મગની ખીચડી અને ઘઉં જુવારનો ખીચડો ખાવાનો ચાલ પાડેલો છે, જેથી ગ્રીષ્મઋતુમાં પિત્તનો પ્રબળ કોપ થાય ત્યારે તેઓના શરીરનું રક્ષણ થાય. એ પ્રમાણે શિશિરઋતુ પુરી થયા પછી સુર્ય જ્યારે ઉત્તરાયણના મધ્ય ભાગમાં આવે, એટલે વસંતઋતુમાં હોળી (હુતાશની)નું પર્વ આવે છે. હોળીને માટે પાછલા કાળમાં જુદી જુદી માન્યતા ઉત્પન્ન થયલી જણાય છે, પરંતુ અમારા વિચાર પ્રમાણે હોળીના દિવસમાં એટલે વસંતોત્સવ રાજા પ્રજાએ મળીને ઉજવવાનો પ્રાચીન રીવાજ છે, એટલે વનમાં જઇને સૃષ્ટિસૌંદર્યથી આનંદ પામીને મસ્ત બનેલા વનસ્પતિ દ્રવ્યોને સાથે લઇને ગ્રીષ્મકાળના પ્રખર તાપમાં પ્રવેશ કરવા માટે પોતાના શરીરને લાયક બનાવવા અર્થે તૈયારી કરી મુકવા સારૂ વસંતોત્સવ ઉજવવાની અને હોળીને નામે હવાશુદ્ધિ કરવા માટે ગામેગામ અને ઠામેઠામ મોટા યજ્ઞો કરી તેમાં હોમેલા હુતદ્રવ્યથી હવામાં એટલે આકાશના વાતાવરણમાં એવા દ્રવ્યોનો ફેલાવો કરવો કે જેથી ગ્રીષ્મઋતુનાં તપતાં કિરણો જે વાતાવરણમાંથી પૃથ્વી ઉપર આવે તે વસંતયજ્ઞના ફેલાયલા કફ પ્રાધાન્ય વાતાવરણમાંથી શીતળ થઇને આવે, જેથી ગ્રીષ્મઋતુમાં પિત્તનો પ્રકોપ ઓછો થવાથી મનુષ્યોનું બળ કાયમ રહે; એટલા માટે હોળીના સમિધ તરીકે યજ્ઞના સમિધને નહિ લેતાં પરચુરણ વનસ્પતિઓ કે જે ઉપલબ્ધ થઇ શકે તેનો તથા છાણાનો ઉપયોગ કરવામાં આવે છે. જેમ યજ્ઞમાં અમુક દ્રવ્યનો પુરોડાસ કરવામાં આવે છે અને તે દ્વારાએ આહુતિઓ

આપવામાં આવે છે તેમ નહિ કરતાં જે ઋતુમાં ઉત્પન્ન થયલાં ફળો, અન્નો, પુષ્પો ચઢાવવામાં આવે છે. અને જે કાચાં અન્નો હોય છે તેને સેકીને ચઢાવવામાં આવે છે. મતલબ કે હોળીમાં ખાસ કરીને અબીલ એટલે સીંગોડાના લોટમાં મોગરાના તેલનો પટ દીધેલો અને ગુલાલ કે જેમાં સીંગોડાના લોટને કસુંબાના રંગથી રંગેલો હોય તે હદપાર ઉડાવવામાં આવે છે, જેથી શરીરને અને શરીરમાંના રસ તથા રક્તને ગ્રીષ્મઋતુના તાપથી સુરક્ષિત થવાનું બળ ઉત્પન્ન થાય છે. તેવી રીતે વસંતઋતુમાં કષાય (તુરા) રસવાળાં આંબાનાં ફળો (મરવા) અને જુવાર તથા ઘઉંને સેકીને તેનો બનાવેલો સાથવો ખાવાનો રીવાજ હતો તેને બદલે હાલમાં ધાણી ચણા ખાવાનો રીવાજ છે વસંતોત્સવમાં એક એવો રીવાજ જોવામાં આવે છે કે જે લોકોને વાજીંત્ર વગાડવાનો ધંધો નથી એવા લોક પણ વાજીંત્ર વગાડે છે. તેનું મૂળ કારણ એવું છે કે મહર્ષિ સુશ્રુતાચાર્યે સુશ્રુત-સંહિતામાં જ્યારે હવા એટલે વાતાવરણ વિષવાળું થઇ જાય છે અને તે વિષથી પ્રજા મહામારી જેવા ભયંકર રોગમાં સપડાય છે ત્યારે વાજીંત્રો ઉપર અમુક વિષને હરવાવાળાં દ્રવ્યોનો લેપ કરીને તે વાજીંત્રો દરેક મનુષ્યે ખૂબ જોરથી વગાડવાં જેથી વાજીંત્રના નાદની સાથે વિષહારી દ્રવ્યો આકાશમાં ફેલાવાથી વિષવાળા જંતુનો ઉપદ્રવ શાંત થાય છે એટલા માટે હોળીના દિવસમાં એટલે વસંતના ઉત્સ-વમાં તમામ લોકોએ વાજીંત્ર વગાડવાનો ચાલ હાલ પણ જોવામાં આવે છે, કારણ કે વસંતઋતુમાં બળવાન થયલા રસોવાળી ઔષ-ધિનો સૂર્ય લોપ કરે તે પહેલાં વનસ્પતિઓના તત્ત્વને આકાશમાં ફેલાવું કરી દેવું કે જેથી ગ્રીષ્મઋતુના પ્રખરતાપથી વાતાવરણમાં ઝેરી

જંતુ ઉત્પન્ન થાય નહિ. અમારા સુરત શહેરમાં વસંતોત્સવમાં દરેક મહોલ્લે મહોલ્લે હોળીઓ સળગે છે અને તેમાં દરેક ઘરથી હોળીના પૂજન તરીકે અબીલ ગુલાલ, ધાણી, આંબાના મરવા અને એકેકું નાળિએર ખાસ કરીને ચઢાવવામાં ( હોમવામાં ) આવે છે. એટલે ગ્રીષ્મઋતુમાં કોપનારા પિત્તનું શમન ખાસ કરીને નાળિએર કે જે તેલવાળો પદાર્થ છે અને તેલ હમેશાં ઝેરી જંતુના અથવા પિત્તના પ્રકોપને શમાવનારૂં છે તેના પરમાણું આકાશમાં ફેલાવવાની ખાસ જરૂર હોવાથી અને તે પરમાણુને ઉતાવળથી આકાશમાં ઉંચે મોકલવા માટે ૩ દિવસ સુધી જુદા જુદા શહેરના ભાગમાં ઘીસ નીકળે છે, તેમાં સારા સારા આબરૂદાર વ્યાપારી શેઠીઆઓ પણ તાસાં અને ઢોલક વગાડતા અને તેની સાથે દિવેલના દીવા તરીકે મોટી મસાલો કે જેના ભડકા બબ્બે ગજ ઉંચા થાય તેવી મસાલો સાથે દરેક મહોલ્લામાંથી એકેક ટોળું નીકળી હારબંધ તાસાં ઢોલ વગાડતા, મોટી મોટી મસાલો બાળતા, લગનના વરઘોડામાં જેમ ઉત્તમ વસ્ત્રો પહેરાય છે તેવાં વસ્ત્રો પહેરીને રાતના આઠ વાગેથી તે બે વાગતા સુધી જરા પણ દમ ખાધા વિના પોતાના જીલ્લામાં ફરે છે, એટલે વાજીંત્રના નાદનો અથવા કોઇ પણ નાદનો એવો સ્વભાવ છે કે તે નાદ વાતાવરણમાં લીન નહિ રહેતા અમર રહે છે, અને જેમ વાયુ પોતાની સાથે બીજા દ્રવ્યોને લઇને વહે છે તેમ નાદ પણ હુતદ્રવ્યને લઇને જ્યાં જ્યાં આકાશ હોય ત્યાં ત્યાં પસરી વાતાવરણના છેલ્લા પડ સુધી જઇ શકે છે, એટલે ગ્રીષ્મઋતુમા ઉપજનારા ઝેરી જંતુનો નાશ કરવાનું એક મોટામાં મોટા સાધનનો ઘણા પ્રાચીન કાળથી શોધ

થયેલો છે. માત્ર હાલમાં દિલગીર થવા જેવું એટલુંજ છે કે તે વાજીંત્રો વગાડનારાં ટોળાં ઘટતાં જાય છે તથા હિંવલને ઠેકાણે ઘાસતેલની મસાલો થાય છે, અને હોળીમાં હોમેલાં નાળિએરને કેટલાક લોકો બહાર કાઢી ફોડી ખાય છે, તેથી હવામાં જોઇએ તેવો સુધારો થતો નથી એ વાત ઉપર સુરતની તથા ઇતર પ્રજાએ પુષ્કળ ધ્યાન આપવાનું છે, અને બીજી પ્રજાએ હોળીને તુચ્છ નહિ ગણતાં જ્યાં જ્યાંથી એ રિવાજ બંધ થયો હોય ત્યાં ત્યાં પાછો ચાલુ કરવો જોઇએ અને તેમાં પુષ્કળ નાળિએરો હોમીને પુષ્કળ વાજીંત્રો વગાડવાં જોઇએ. તે પછી ચૈત્ર સુદ પુનેમે એટલે વસંતનો અંત અને ગ્રીષ્મની શરૂઆતમાં ચૈત્રી પુનેમ એ હિંદુ માત્રનો યાત્રાનો દિવસ ગણાય છે. તે દિવસે જૈનો તથા હિંદુઓ ખાસ કરીને પોતપોતાના માનેલા તીર્થમાં યાત્રાર્થે જાય છે. અને નદી, સરોવર કે તળાવમાં ઠંડે પાણીએ નહાય છે. અને યાત્રા ગયેલા અથવા નહિ ગયેલા લોકો પણ યાત્રાનું મોટું પર્વ ગણીને તે દિવસે ખાટી કેરીમાં ગોળ નાખીને તેનું ગરમાણું અથવા વૈદકીય ભાષામાં કહીએ તો પ્રપાનક ( પનુ ) બનાવી રોટલી સાથે ખાય છે, એટલે ગ્રીષ્મઋતુમાં ખાટારસ અને ગળ્યોરસ એ બે ભેગા ખાવાથી પિત્તની શાંતિ થાય છે એ નિર્વિવાદ છે. એટલા માટે કેટલાક લોકો ખાટી કેરીનું, ખાટી આમલીનું અને ખાટા આમળાંનું પનુ ( પ્રપાનક ) બનાવી ગ્રીષ્મઋતુના બીજા દિવસોમાં પણ તેનું સેવન કરે છે, જેથી સૂર્યના તાપથી પિત્ત વિદગ્ધ થઇ વિદગ્ધાજીર્ણને લીધે વિશુચિકા ( કોલેરા ) ના રોગને ઉત્પન્ન થવા દે નહિ અથવા ઉત્પન્ન થાય તો ઘણું જોર કરી શકે નહિ. તે પછી ગ્રીષ્મને અંતે અને પ્રાવૃષની શરૂઆતમાં દીવાસાનું પર્વ આવે છે.

જો કે આ પર્વ ચોમાસાનું પ્રથમ પર્વ હોય છે અને તે પછી બીજાં પર્વો આવવાનાં હોવાથી એ પર્વ ઉપર લોકો પુરતું ધ્યાન આપતા નથી તો પણ ગ્રીષ્મઋતુના પિત્તના કોપને અને વર્ષાઋતુના વાયુના કોપને સમાવવા સારૂ એ પર્વમાં દૂધની ખીર અને ઘીમાં તળેલી પુરી ખાવાનો રીવાજ છે. એ અરસામાં માખીનું જોર ભારે થઇ પડેલું હોય છે તેને માટે એવી કહેવત ચાલે છે કે, " માખીઓ દિવાસાની ખીર ખાઇને જશે. " અને બને છે પણ એમ કે પ્રાવૃષ ઋતુનો સમયોગ થયો હોય એટલે ગાજ વીજ સાથે વરસાદ આવતો હોય તો તે ઋતુમાં માખીઓ ઓછી થઇ જાય છે, અને પિત્ત તથા વાયુની શાંતિ થાય છે. તે પછી વર્ષાઋતુને અંતે અને શરદની શરૂઆતમાં બળેવનું પર્વ આવે છે. જો કે આ બળેવનો મહિમા આખા દેશમાં નથી અથવા કદાચ હશે તો પણ દરિયાકિનારાના બંદરના શહેરોમાં ખાસ ઉજવવામાં તથા જોવામાં આવે છે. એટલે શ્રાવણ સુદ પુનેમે વર્ષાઋતુ પુરી થઇ શરદમાં પ્રવેશ કરવાનો હોવાથી શરદઋતુ કે જેને વેદ કાળથી વધારે મરણ ઉપજાનારી ગણવામાં આવેલી છે અને વેદમાં એવી પ્રાર્થના કરવામાં આવેલી છે કે "હે પરમાત્મા! મને સો શરદઋતુ સુધી જીવતો રાખો!!! એ ઉપરથી શરદઋતુમાં કે જ્યારે વાયુની શાંતિ થાય છે અને પિત્તનો પ્રકોપ થાય છે, અને તે પ્રકોપ થયલું પિત્ત વિદગ્ધ થઇ પોતાનો તીખો અને કડવો સ્વભાવ છોડી દઇ ખાટું બને છે, એટલે ટાઢ સાથે ઉલટીવાળા તાવ પ્રકટ થાય છે, અને તે તાવમાં જો સ્વાભાવિક રીતે ઉલટી નહિ થઇ તો સંતત, સતત અને અન્યેદ્યુષ્ક નામના અવધિયા તાવો કે જે ત્રિદોષાત્મક છે તેનો ઉપદ્રવ થાય છે, એટલે ઘણા દર્દીઓ

એ કાળરૂપ તાવથી મરણને શરણ થાય છે, એટલા માટે શ્રાવણ સુદ પુનેમને એક મોટું પર્વ માની, વરસ દિવસમાં થયલા દોષોનું પરિવર્તન કરી, દ્વિજવર્ણે ઉપવીત બદલી અને અન્યવર્ણે રક્ષાબંધન કરાવી ગુરૂનો અથવા મહાત્માઓનો આશીર્વાદ મેળવી શરદઋતુના ભયંકર દિવસોમાં ટકી રહેવા સારૂ તૈયાર થઇ રહેવાનો રીવાજ પડેલો છે. અને તે સાથે શરદઋતુમાં પિત્ત ને કફનું આચ્છાદન હોવાની ખાસ જરૂર હોવાથી કફને ઉત્પન્ન કરનારી અને પિત્તને શમાવનારી મધુર રસ પ્રાધાન્ય વેડમી અથવા પુરણપોળી પુષ્કળ ઘી સાથે ખાવાનો તથા તે સાથે ખાટા રસ ઉત્પન્ન કરનારૂં અભિષ્યંદિ દહીં અને તેમાં કાકડી તથા રાઇ મેળવીને બનાવેલું રાઇતુ ખાવાનો રીવાજ છે, જેથી પિત્ત વધી વાયુની શાંતિ થઇ કફનું આચ્છાદન થાય છે, એટલે જો અજીર્ણ નહિ ઉત્પન્ન થાય એ પ્રમાણે એ ખોરાક લીધો હોય તો શરદઋતુમાં પિત્તનો કોપ થવાનો સંભવ રહેતો નથી, એટલું કર્યા પછી શ્રાવણ માસમાં વાયુનો કોપ થયલો હોવાથી અને શરદમાં પિત્તનો કોપ થવાનો છે એમ જાણવાથી તે દોષની શાંતિને માટે તમામ લોકો કોઇને કોઇ જાતનાં વ્રતો કરે છે કે જેમાં અપવાસ કરવાનું અથવા એક ભુક્તા રહેવાનું અથવા ફળાહાર કરીને રહેવાનું હોય છે, તેથી વર્ષાને લીધે થયલા વાયુના કોપથી જઠરાગ્નિ મંદ પડેલો હોય તેમાં અજીર્ણ થવા પામે નહિ. અને દરેક વ્રતની આખરે મગ અને ભાત ખાવાનું ફરમાન હોવાથી વાયુના કોપથી મળ સુકાય નહિ, જેથી શરદમાં પિત્તને કોપવાનો સંભવ રહે નહિ, એવા હેતુથી ખાસ કરીને શ્રાવણ માસમાં દરેક કોમના રક્ષણ માટે સર્વને અનુકૂળ પડે એવાં જુદી જુદી જાતનાં વ્રતો ગોઠવવામાં આવ્યાં છે, કે જેથી શરદઋતુમાં ઉપદ્રવ

થાય નહિ, અને શરદને તથા હેમંતની આદિના દિવસો કે જેને "યમના દાંત" કહ્યા છે તે દાંતમાં એટલે યમની દાઢમાં સપડાતા બચી જવાય; પરન્તુ દિલગીરી એટલી છે કે જે વ્રતોમાં જે રીતનો આહારવિહાર કરવાનું કહેલું છે તે વ્રતમાં તે આજ્ઞાનો ભંગ કરી વ્રતને બગાડી નાખવામાં આવે છે તેથી શરદના પિત્તમાં સપડાઇ જવું પડે છે. દાખલા તરીકે વિશેષ વ્રતો વિશેષ લોકો કરે છે, પરન્તુ સામાન્ય લોકોને માટે ચાતુર્માસની આઠ અગિઆરસ કરવાનો રિવાજ સાધારણ છે. તેમાં પણ ખાસ કરીને આષાડ અને શ્રાવણની અગિઆરસો ઘણા લોકો કરે છે. તે અગિઆરસ કરવાની એવી આજ્ઞા છે કે દશમને દિવસે એક ૧ વાર જમવું અને અગિઆરસને દિવસે ઉપવાસ કરી તુળશીના પાંતરા ઉપર રહે એટલો ફળાહાર કરવો. અને જેનાથી ઉપવાસ નહિ થઇ શકે તેણે ફળાહાર કરીને રહેવું. પછી બારસને દિવસે બપોરે મગ અને ભાતનું ભોજન કરવું જેથી એકાદશીનું મહા પુણ્ય પ્રાપ્ત થાય. પરંતુ તે વાતને બાજુએ મુકી આજે તો અગિઆરસ કરવીછે એટલે રાજગરાની પુરી અથવા સામુચોખાની કાંજી બનાવવી, દૂધને ઠેકાણે દૂધની મલાઇ, બાસુદી, પેંડા, બરફી, શીખંડ બનાવવો ! ફળના બદલામાં રતાળુ, સકરીઆં અને સુરણનાં શાકો બનાવવાં ! કાચાં કેળાંને સુકવીને, દળીને તેના લોટના લાડુ, પુરી, શીરો બનાવવો ! અને વિવિધ પ્રકારની વાનીઓ તૈયાર કરી ઉપવાસના દિવસમાં અગ્નિને પ્રદિપ્ત કરવા માટેનાં ફળો ખાવાને બદલે રાજગરાની પુરી, દુધના ભારે પદાર્થો, કેળાં તથા શીંગના લાડુ, દહીં અને કાકડીનું રાઇતું, શીંગોડાં અને ખજુરના લાડુ વગેરે ફળાહારને નામે અનાહાર

કરતાં પણ વધારે ભારે પદાર્થો ખાવામાં જરા કસર મુકતા નથી ! છતાં બારસને દિવસે કહેશે કે ગઇ કાલે તો અગિઆરસ કરેલી છે એટલે અગિઆરસના અપવાસી છીએ તેથી જલદી રસોઈ કરાવી જમવું જોઇએ ! એમ કરીને અજીરણમાં અજીરણ ઉત્પન્ન કરી, શરીરમાં ફળાહારરૂપી અમૃતનો સંચય નહિ કરતા વિષનો સંચય કરે છે અને તેઓ પછી શરદમાં સપડાઇને માડમાંડ મરતાં બચે છે તેમાં કોનો દોષ કાઢવો ? તે પછી શરદઋતુમાં જ્યારે પિત્તનો પ્રકોપ થયો હોય છતાં ઋતુ સમયોગવાળી હોય તો પિત્તની શાંતિ કરવા માટે શ્રાદ્ધપક્ષનું ૧૫ દિવસનું પર્વ આવે છે, તે વખતે ઘણું કરીને પિત્તથી દગ્ધ થયલા રસોને શાંત કરવા માટે દૂધપાક પુરીનાં જમણો કરવામાં આવે છે, જેથી પિત્તની શાંતિ થઇ શરીરમાં સૂર્યના તાપથી ખેંચાઇ જતા બળને અટકાવી શકાય છે; અને તે પછી નવરાત્રીનું પર્વ આવીને આશો સુદ પુનેમને દિવસે શરદઋતુ પૂર્ણ થાય છે અને હેમંતનો આદિ કાળ આવે છે, એટલે શરદઋતુના પિત્તની શાંતિ કરવાને માટે શરદઋતુની ચાંદનીનો પ્રકાશ શરીરમાં દાખલ કરવાથી આયુષ્યની વૃદ્ધિ થાય છે અને પિત્તની શાંતિ થાય છે. તેટલા માટે મનુષ્ય માત્રના માટે ફરજીયાત નવરાત્રી અને શરદપૂર્ણિમાના તહેવારો ઉત્પન્ન કરેલા છે. એટલે નવરાત્રી એ દેવી (માતા)નો ઉત્સવ છે અર્થાત્ માતાના રજથી પોષાયલું બાળક જેમ હૃષ્ટપુષ્ટ બને છે તેમ ચંદ્રરૂપ માતાના રજને વરસાવતી નવરાત્રીની કહો કે શરદની રજની ચંદ્રના નિર્મળ રજને વરસાવી જગતને પોષે છે, એટલે એ ઋતુમાં સ્ત્રીપુરૂષોના શરીર બળવાન થાય છે અને તે શરીરને પોષવાવાળાં અન્નો, ફળો અને ઔષધિઓ પણ બળવાન થાય છે. તે રજનીમાં વરસતા રજને

મનુષ્યોનાં શરીરમાં દાખલ કરવા માટે નવરાત્રીમાં સ્રીપુરૂષોને ગરબા ગાવાને તથા તે જોવાને બહાને ચંદ્રના કિરણમાં ફરવાનું ઠરાવવામાં આવ્યું છે, જેમાં કોઈપણ દિવસે રાત્રીએ બહાર નહિ નીકળનારાં સ્રીપુરૂષો અને બાળકો આસો સુદ પડવાથી તે આસો વદ પાંચમ સુધી ગરબા નિમિત્તે બહાર નીકળી ચંદ્રનાં કિરણ પોતાનામાં ધારણ કરે છે અને છેલ્લે આસો સુદ પુનેમ કે જે માણેકઠારી પુનેમ અથવા શરદપૂર્ણિમા કહેવાય છે તે દિવસે શરદઋતુમાંથી નિર્વિઘ્ને પસાર થએલા મનુષ્યો આનંદથી પૌંઆપુનેમનો ઉત્સવ કરે છે. પરંતુ દિલગીરી એટલી છે કે નવરાત્રીના દિવસમાં માતાના રજનો વિચાર તથા ચંદ્રકિરણમાંથી લેવાનું અમૃત ભૂલી જઇને દેવીને બહાને અસંખ્ય જીવોની નિર્દયપણે હિંસા કરવામાં આવે છે. બાકી જો નવરાત્રીના ૯ દિવસમાં રસપૂર્ણ થયલું સુરણ બાફીને અથવા તળીને તેનાજ આહાર ઉપર ૯ દિવસ રહેવામાં આવે તો આખી દુનિયામાંથી હરસનો રોગ નાશ પામે !!! અને પુનેમને દિવસે દૂધને ગરમ કરી પૌંઆને પલાળી તે બેઉને ભેગાં કરી ચંદ્રની ચાંદનીમાં (અજવાળામાં) ધરી રાખી જેમ ચંદ્રના કિરણથી નદી સરોવર વગેરેનું પાણી અંશૂદક એટલે અમૃતરૂપ બને છે તેમ દૂધને પૌંઆ ચાંદનીમાં જયાં સુધી ચંદ્રનાં કિરણ સીધાં આવે ત્યાં સુધી તેને ઠરવા દઇ પછીથી ચાંદનીમાં બેસી તેનું ભક્ષણ કરવાથી શરીરના ભીતર અને બહાર અંગો અંગમાં શીતળતા પસરી પિત્તની અને વિષની શાંતિ થાય છે. પરન્તુ અમારા લોકો દૂધ અને પૌંઆની સાથે ગલકાંનાં ભજીઆં, વખતે પાંતરાં અને આખી ગુવારફળીનું શાક કરીને ખાય છે અને પછી ચાંદની ખાવા સારૂ શહેરમાં ફરવા નીકળે છે સા અધુરામાં પુરૂં સેવગંઠીઆ, મમરા, બરફી, ધારી,

મગજ, ભજીઆં, પુરી વગેરે ભારેમાં ભારે ખોરાક ખાઇ. ચંદ્રની શીતળતાને ક્યાંની ક્યાં નસાડી મુકે છે!!! એટલે શરદપુનેમની માણેકઠારી પુનેમનો મહિમા જે કુદરતે મોકલેલો છે તેનો નાશ થઇ એક કહેવત પ્રમાણેઃ—

"તાવ કહે હું તુરીઆમાં વસું,
ગલકું દેખી ખડખડ હસું;
દૂધ પૌંઆ ને ખાટી છાશ,
તેને ઘેર અમારો વાસ;"

હાલ તો જોવામાં આવે છે! માટે અમારે ખાસ ચેતવણી આપવાની જરૂર છે કે માણેકઠારી પુનેમે દૂધ અને પૌંઆનું અંશદક બનાવી ખાવા સિવાય બીજી ઉપાધિમાંથી દૂર રહેવું કે જેથી આરોગ્યની વૃદ્ધિ થાય—અમારા સુરતમાં શેરડી શ્રાવણ માસથી આવવા માંડે છે અને લોકો ખુશીથી તેને ખાય છે, પણ જે લોકો કમમાં કમ માણેકઠારી પહેલાં એ શેરડી ખાય છે તેને જરૂર તાવ આવે છે એવો અમારો ખાસ અનુભવ છે. માટે માણેકઠારી પુનેમ પછી નહિ છુટકેજ ખાવી, પણ ખરેખાત શેરડી ખાવાનો વખત દેવદિવાળી એટલે કાર્તક સુદ ૧૧ પછી છે, પછી શેરડી ખાવાથી કોઇપણ જાતનો રોગ થતો નથી પણ ઉલટો ફાયદો થાય છે. માણેકઠારીનું એટલે શરદપૂર્ણિમાનું પર્વ ગયા પછી દિવાળી એટલે આસો વદ અમાસનું પર્વ આવે છે. એ પર્વ હિંદુ માત્ર ઘણી ખુશીથી અને આનંદથી ઉજવે છે. હિન્દુઓ વિક્રમ સંવતથી અને જૈનો મહાવીર સંવતથી દિવાળીની ઉત્પત્તિ માને છે, પરન્તુ દિવાળીની ઉત્પત્તિ એ કરતાં

પણ ઘણા પ્રાચીન કાળથી હોય એમ અમને સમજાય છે, કારણ કે જૈન અને બૌદ્ધ સંપ્રદાયની સ્થાપના થતાં પહેલાં આ દેશમાં કૃષ્ણ યજુર્વેદ પ્રમાણે શાકતમાર્ગ જુદી જુદી શાખાઓમાં ચાલતો હતો. અને તે માર્ગની કાળરાત્રી તે આ દિવાળીના કાળીચૌદશના દિવસે ઉજવાય છે. એટલે દિવાળી જૈનધર્મના સ્થાપન પહેલાં પણ હતી એ વાત નિર્વિવાદ સિદ્ધ થાય છે, તેથી દિવાળીના પર્વમાં સર્વને એક સરખો આનંદ ભોગવવાનો હોવાથી તરેહવાર જાતના ખાન અને પાનની તૈયારી દિવાળી આગમચથી કરી મૂકવામાં આવે છે, અને તે પછી દિવાળીના દિવસમાં ખવાય છે, તેનું એક વૈદકીય કારણ એવું છે કે જેમ જેમ હેમંતઋતુ ભોગવાતી જાય તેમ તેમ જઠરાગ્નિ તીક્ષ્ણાગ્નિનું રૂપ પકડતો જાય છે અને વાયુનો સંચય હોવાથી વાયુ લંઘનને સહન કરી શકતો નથી, જેથી પર્વના દિવસે મિષ્ટાન્ન બનાવવાનું હોવાથી જમવાનો નિયમિત કાળ છેટે જાય છે એટલે જમતાં પહેલાં કાંઇક ઉપાહાર તરીકે સારૂં ખાવાનું જોઇએ તેથી આપણા લોકો ચાપડા, ખડખડીઆં, ઘુઘરા, ઘારી સંજોરી વગેરે પદાર્થો બનાવી મૂકે છે અને તેનો ઉપાહાર કર્યાં પછી શાંતિથી જ્યારે રસોઇ થાય ત્યારે મિષ્ટાન્ન ભોજન કરે છે જેથી હેમંતઋતુનો વાયુ કોપ પામી રસ ધાતુને સુકવવાનું કામ કરી શકે નહિ. પણ એ ખોરાકમાં અતિશયોકિત થએલી જણાય છે. કારણ કે વૈદકશાસ્ત્રના નિયમ પ્રમાણે તેલમાં તળેલો ખોરાક વિદાહી કહેવાય છે અને ઘીમાં તળેલો ખોરાક ગુર્વાન્ન ગણાય છે. એટલે વિદાહી અને ગુરૂ એ એક જાતના ખોરાક જો વાસી થઇ ગયા હોય તો અત્યંત અવગુણકર્ત્તા થઇ પડે છે તે ઉપર ધ્યાન નહિ આપતાં દિવાળીના ૮

દિવસ પહેલાંથી બનાવેલા ખોરાક ક્રમે દરરોજ ખવાવા માંડે છે. અને તે દિવાળી પછી અક્ષયનોમ એટલે કાર્તક સુદ ૯ નો અન્નકૂટનો ઉત્સવ થાય છે ત્યાં સુધી પહોંચાડી અન્નકૂટમાં તેને છેલ્લા ખોરાક તરીકે ખાઇને પોતે કૃતાર્થ થાય છે!!! પણ જાણવું જોઇએ કે તેલમાં તળેલો પદાર્થ જેમ જેમ વાસી થતો જાય છે, તેમ તેમ તેનો રસ બદલાતો જઇ ખોરાપણું આવતું જાય છે, અને ઘી ખાંડ મળેલો પદાર્થ જેમ જેમ સમય જાય છે તેમ તેમ તેનો રસ ચલિત થઇ ખટાશ પકડતો જાય છે, એટલે એટલું તો નક્કી છે કે કોઇ પણ જાતનો ખોરાક હોય તેનો રસ ચલિત થવા માંડ્યો કે તેમાં રોગને ઉત્પન્ન કરનારાં તત્ત્વો ઉમેરાતાં જાય છે. માટે એવા ખોરાકો દિવાળીમાંજ તૈયાર કરવાનો પૂર્વે સંપ્રદાર હતો, કારણ કે તેલમાં તળવાના પદાર્થો આગળથી બનાવવામાં આવે છે, પણ માવાનાં ઘુઘરા, ઘારી કે ખાંડના સાંજાના ઘુઘરા સંજોરી દિવાળીની બારસને દિવસે ઘણું કરી બનાવવામાં આવે છે, તે ઉપરથી જણાય છે કે પૂર્વે આ પ્રમાણે વાસી ખાવાનો રીવાજ હતો નહિ. માટે અમે ભલામણ કરીએ છીએ કે તેલવાળા પદાર્થો એક દિવસ કરતાં વધારે વાસી અને ઘીવાળા પદાર્થો ચાર દિવસ કરતાં વધારે વાસી ખાવા નહિ. એટલું ખરૂં છે કે અમારી સુચના પ્રમાણે કરવામાં આવે તો બનાવનાર સ્ત્રી વર્ગને દીવાળીના ઉત્સવના આનંદનો લાભ લેવાને બદલે આખો દિવસ એજ કામમા ગુંચવાઇ રહેવું પડે તેથી પોતાની સગવડને ખાતર આગળથી દરેક કામ આટોપી લેવામાં આવે છે, પરન્તુ આ બાબતનો એકજ ખુલાસો કરવાનો છે કે તેલવાળી ઘણા પ્રકારની ઘણી વાનીઓ કરવામાં આવે છે તેમ નહિ કરતાં દરરોજ રાતના

એકેક વાની સવારને માટે થોડી થોડી કરવામાં આવે તો કાંઇ વિશેષ અડચણ આવે તેવું જણાતું નથી; અને દિવાળીના ૬ દિવસમાં દર રોજ તાજે તાજું અને જુદી જુદી જાતનું ખાવાનું મળે. એમ છતાં જો નહિ બની શકે તેવું હોય તો ભલે ચાલતી રૂઢિ પ્રમાણે ચાલવા દો, પણ અમે ખાસ આગ્રહથી કહીએ છીએ કે દિવાળીની બીજ પછી દિવાળી પહેલાનો તેલમાં તળેલો ખોરાક ખાવો પડે નહિ એટલા પ્રમાણમાંજ બનાવવો કે જેથી તેલવાળો ખોરો ખોરાક ખાઇને વસંતઋતુમાં જયારે કફ કોપે છે ત્યારે ખાંસીનાભોગ થઇ પડાય નહિ!!! આ ઠેકાણે એટલી વાત યાદ રાખવાની છે કે કુદરતે મનુષ્યોને માટે અન્ન અને કઠોળ ( દ્વિ દળ ) ખાવાને નિર્માણ કરેલું છે. તેમાં અન્નથી વીર્ય ઉત્પન્ન થાય છે અને કઠોળ અન્નના મધુરરસમાં બીજા પાંચ રસનો વધારો કરવાથી અન્નને પચાવવામાં સહાયભૂત થાય છે. એટલું કહ્યા પછી ચેતવણી આપવાની કે જે લોકો દિવાળીમાં તેલના તળેલા કઠોળના પદાર્થો ખાઇને એક ટંક નિભાવી લે છે તેના શરીરમાં વીર્યનું પોષણ શી રીતે થતું હશે? તે સમજી શકાતું નથી! મતલબકે તેથી રોગની ઉત્પત્તિ સિવાય બીજું ફળ થતું નથી.

ઉપર પ્રમાણે સંક્રાન્તિથી માંડીને દિવાળી સુધીની છએ ઋતુમાં જુદી જુદી જાતના વાતાવરણને અનુકૂળ, જુદી જુદી જાતની પ્રકૃતિને અનુકૂળ પર્વો નિર્માણ કરીને આનંદથી તેમાં ભાગ લેવા માટે પ્રજાને દોરવીને ઋતુની આગળ આવતી ઋતુમાં કોપનારા દોષોનું શમન થાય અને તે દોષનું મનુષ્ય શરીર ઉપર આક્રમણ થાય નહિ એવો પ્રબંધ કરનારા અમારા ઋષિ મુનિઓનો ઉપકાર માન્યા વિના અમને ચાલતું નથી. એ પ્રમાણે ઋતુના સમયોગનું નિરિક્ષણ કર્યા પછી

હવે ઋતુના હીન–મિથ્યા અને અતિયોગ સમયે કેવી રીતે વર્તન રાખવું કે જેથી મનુષ્યો આરોગ્ય રહી સંસારિક, વ્યવહારીક અને પરમાર્થિક સુખનો લાભ મેળવી આનંદથી પોતાનો કાળ ગુજારે તેવા હેતુથી અમે વ્રતરાજ નામના ગ્રંથનું અવલોકન કર્યું તો તેમાં **સૌભાગ્ય સુંદરી વ્રત** જોવામા આવ્યું. જો કે વ્રતરાજમાં અનેક પ્રકારનો વ્રતો કહેવામાં આવ્યાં છે અને તે પ્રમાણે ફળ નિર્દેષ થતો હોય તેનો અનુભવ વ્રત કરનારને થયો હોય તે ખરો, પણ સૌભાગ્ય સુંદરી વ્રત તેના નામ પ્રમાણે કામ કરતું જણાવાથી અને તેમાં લખેલી ચર્યા મનુષ્યને આરોગ્ય આપનારી જણાવાથી અમે લખીએ છીએ. સૌભાગ્ય સુંદરી વ્રતમાં દેવીનું સ્થાપન કરવામાં આવે છે અને ખાસ કરીને એ વ્રત સ્ત્રીઓને માટે નિર્માણ થયલું છે. સ્ત્રીઓ સૌભાગ્યવતી રહેવાનું વધારે પસંદ કરે છે, પણ આ કાળમાં સ્ત્રીઓના કરતાં પુરૂષોના વિશેષ હક કેટલેક અંશે મનાતા હોવાથી એ બોજો સ્ત્રીઓને માથે આવી પડેલો જણાય છે. પરન્તુ સ્ત્રીના સૌભાગ્યથી પુરૂષને અને પુરૂષના સૌભાગ્યથી સ્ત્રીને એક સરખો લાભ હોય છે. કારણ કે સ્ત્રી અથવા પુરૂષ વિધવા અથવા વિધુર થાય અને જો ફરી લગનનો કાળ વ્યતિત થઇ ગયો હોય, અને ઘરમાં સંતતિ બાળ વયમાં હોય તો તેના સંસારમાં પછી તે સ્ત્રી હો કે પુરૂષ હો, પણ કેવું વિષ રેડાય છે તે કોઇને અજાણ્યું નથી. એટલા માટે શાસ્ત્રકારોએ દાંપત્ય ધર્મનું નિરૂપણ કરી, ૧૦૦ વર્ષ પર્યન્ત પુરૂષ તથા સ્ત્રીને આરોગ્યતા પૂર્ણ જીંદગી ગુજારી, વર્ણાશ્રમના ધર્મ પાળી સુખી થવા માટેના પ્રબંધો રચેલા છે, અને તે પ્રબંધોને ધર્મશાસ્ત્રમાં એવી રીતે ગોઠવેલા જોવામાં આવે છે કે દંપતિમાં પરસ્પર સ્નેહ વધે, આરોગ્યતા વધે, આયુષ્ય વધે,

અને સંસાર સુખરૂપ નીવડે. તેમાં પ્રથમ શરીરની આરોગ્યતા ઉપર વધારે ધ્યાન આપવામાં આવ્યું છે; એટલે આ સૌભાગ્ય સુંદરીવ્રત તેનો એક નમુનો છે. એ વ્રત દર માસની કૃષ્ણતૃતીયા એટલે અંધારી ત્રીજને દિવસે કરવાનું છે અને ૧૨ માસ સુધી દર માસે અંધારી ત્રીજને દિવસે વ્રત કરી ૧૨ માસ પછી તેનું ઉદ્યાપન કરવાનું છે, પરન્તુ અમારો વિચાર એવો છે કે સ્ત્રી અને પુરૂષે જન્મ પર્યન્ત દરમાસે એ વ્રત કરવું કે જેથી ઋતુના ગુણ–ધર્મ પ્રમાણે શરીરમાં જે વિક્રિયા થતી હોય તે દૂર થાય અને શરીર સદા આરોગ્ય રહે! હવે આ વ્રતના સંબંધમાં દેવીની પૂજા કરતાં દેવીની અમુક પુષ્પવડે પૂજા કરવી, અમુક ફળનો અર્ઘ આપવો, અમુક વસ્તુનું નૈવેદ કરવું પછી અમુક વસ્તુ પોતે ખાવી એવું લખ્યું છે તેનો ભાવાર્થ એવો સમજવાનો કે પૂજાની સામગ્રી વગેરે વ્રત કરનારે દેવીના પ્રસાદ તરીકે ખાવાની, પીવાની, તથા વાપરવાની છે. એટલે આપણા શરીરમાં વધતા–ઘટતા દોષોનું શમન થાય છે. અમે જે લખીએ છીએ તે વ્રતરાજના સૌભાગ્ય સુંદરીવ્રતનો ઉતારો આપીએ છીએ, તેથી ઉપરના લખેલા ખુલાસા પ્રમાણે વર્તવું અથવા પોતાની જેવી માન્યતા હોય તે પ્રમાણે વર્તવું એ વ્રત કરનારની મરજી ઉપર રાખવામાં આવે છે. પરન્તુ અમારો વિચાર એવો છે કે વ્રતમાં લખેલા ફળ તરફ ધ્યાન આપવા કરતાં તેના ગુણ તરફ વિશેષ ધ્યાન આપવુ. એ ખાસ જરૂરનું અને લાભકર્તા છે.

સૌભાગ્યસુંદરી વ્રત માગશર માસથી અથવા માઘ (માહા) માસની અંધારી ત્રીજને દિવસેથી આરંભ કરવાનું કહ્યું છે. તેમાં તે દિવસે ઉપવાસ કરવો, અઘેડાનું દાતણ કરી દાંત શુદ્ધ કરવા. પછી

ઉમયાની દ્રોણપુષ્પવડે પૂજા કરવી. દાડેમનો અર્ઘ આપવો. લાડુનું નૈવેદ કરવું અને પછી કપુર ખાવું. પોષ વદ ૩ ને દિવસે વ્રત કરવું તેમાં ચેલ્લીકા ( ગુજરાતી નામ જડયું નથી )નું દાતણ કરવું, મરૂકવડે પૂજન કરવું, આમળાનો અર્ઘ આપવો, વડાં, ઘી અને શાકેરનું નૈવેદ કરવું, રાત્રીએ કંકોલ ખાવાં અને કંકોલનું જળ પીવું. માઘ માસમાં વદ ૩ ને દિવસે બોરડીનું દાતણ કરવું, આંબાનાં પુષ્પવડે પૂજા કરવી, નાળિએરનો અર્ઘ આપવો, જલેબીનું નૈવેદ કરવું અને કસ્તુરીનું પાણી પીવું. ફાગણ વદ ૩ ને દિવસે એ વ્રત કરવું તેમાં બીલીનું દાતણ કરી, સ્નાન કરી, કાંચનારના પુષ્પવડે પૂજા કરવી, ઘી શાકર સહિત સાથવાનું નૈવેદ કરવું, અગર ચંદનનો ધૂપ કરવો, બીજોરાનું અર્ઘ આપવું અને ચંદનનાં જળનું પાન કરવું. ચૈત્ર વદ ૩ ને દિવસે જાંબુનું દાતણ કરવું, દમનક (ડમરો) થી પૂજા કરવી, બીલીના ફળનો અર્ઘ આપવો, ઘી અને શાકર સાથે માંડા (પાતળી રોટલી અથવા પોળી)નું નૈવેદ કરવું અને મણીનું પાણી પીવું. વૈશાખ વદ ૩ ને દિવસે માલતીનું દાતણ કરવું, ધોળાં તથા લાલ કમળવડે પૂજા કરવી, ઘી શાકર ને દહીં સહિત ભાતનું નૈવેદ કરવું, આંબાની કેરીનો અર્ઘ આપવો અને સુવર્ણવાળું જળ પીવું. જેઠ વદ ૩ ને દિવસે જાુઇના કાષ્ટનું દાતણ કરવું, મલ્લિકાનાં પુષ્પથી પૂજા કરવી, કેળાંનો અર્ઘ આપવો, ઘીની પુરીનું નૈવેદ કરવું અને મોતીવાળું પાણી પીવું. આષાઢ વદ ૩ ને દિવસે અશોકનું દાતણ કરવું, અને કુમળાં બીલીપત્રવડે પૂજા કરવી, જાંબુના ફળનો અર્ઘ આપવો, શાકર અને ઘી સહિત દૂધપાકનું નૈવેદ કરવું, રાત્રીએ પરવાળાવાળું જળ પીવું. શ્રાવણ વદ ૩ ને દિવસે બીલી અથવા બોરડીનું દાતણ કરવું,

જુઇના પુષ્પથી પૂજા કરવી, શ્વેત પકવાનનું નૈવેદ કરવું, કેળાંનું અર્ઘ આપવું, અને રૂપાવાળું જળ પીવું. ભાદરવા વદ ૩ ને દિવસે બીજોરાંનું દાંતણુ કરવું, કમળવડે પૂજા કરવી, કાકડીનો અર્ઘ આપવો, અશોકમંજરીનું નૈવેદ કરવું, અને માણેકવાળું જળ પીવું તથા કપુર, અગર અને કસ્તુરીથી મોઢું સુગંધિત કરવું. આશો વદ ૩ ને દિવસે પ્લક્ષવૃક્ષ (પીપર)નું દાતણુ કરવું, કમળવડે પૂજા કરવી, નારંગી અગર કેળાંનો અર્ઘ આપવો, ઘીમાં તળેલા શાકરના ચીરોટાનું નૈવેદ (ગુલાબજાંબ) કરવું, ઉંબરાવૃક્ષવાળું જળ પીવું. કાર્તક વદ ૩ને દિવસે ઉંબરા (ગુલર) નું દાતણુ કરી, કેવડાથી પૂજા કરવી, ચોખાના માલપુવાથી નૈવેદ કરવું, અખોડનો અર્ઘ આપવો અને લવીંગ ખાવાં. એ પ્રમાણે સૌભાગ્યસુંદરીવ્રતની વિધિ જોતાં આપણુને સમજાય છે કે આયુર્વેદે જે ઋતુમાં જે વનસ્પતિ નવપલ્લવ થાયછે અથવા ફળવાળી થાય છે, તે ઋતુમાં તે વનસ્પતિ ઔષધરૂપ ગણાય છે. એમ કહ્યું છે; તેમાં અમારૂં માનવું એવું છે કે બબ્બે માસની એકેક ઋતુમાં બે વખત ઉપવાસ કરવામાં આવે તે દિવસે અર્ઘપ્રદાન કરેલા ફળનો પોતે આહાર કરી તેમાં કહેલાં જળનું પાન કરે અને તેના પુષ્પોની સુગંધી લે અને પછી જે વસ્તુનું નૈવેદ કરેલું છે તેનો બીજે દિવસે પોતે આહાર કરે તો શરીરમાં રૂપ, ગુણ, કાંતિ અને આરોગ્યતા આવે અને એ પ્રમાણે વ્રતરાજમાં ૧૨ માસનું એકજ વ્રત કહેલું છે તેમ નહિ કરતાં, જિંદગી સુધી આ પ્રમાણે વ્રત ચાલુ રાખે તો તેથી સ્ત્રી અને પુરૂષ બંનેનાં સૌભાગ્ય અને આયુષ્યની વૃદ્ધિ થાય એ નિઃસંશય છે.

એટલું જણાવ્યા પછી હવે આપણે હીન—મિથ્યા અને અતિયોગવાળી ઋતુઓમાં કેવી રીતે વર્ત્તવું ? તેનો વિચાર કરીએ. ઘણા

કાળથી ઉપર લખેલાં પર્વોની પરંપરા ચાલતી આવેલી, જેથી આપણે તે પર્વ આવે કે તે પર્વના નિયમ પ્રમાણે ચાલુ આહાર-વિહાર કરીએ છીએ, પરંતુ જ્યારે જ્યારે ઋતુમાં વિષમ-યોગ જણાય ત્યારે ત્યારે આપણે કોઇ જાતનો ફેરફાર કરતા નથી, જેથી શરીરમાં રહેલા ત્રણે ધાતુઓ દોષનું રૂપ પકડે અને દોષો મળનું રૂપ પકડે, એટલે શરીરની અવ્યવસ્થા થઇ રોગ ઉત્પન્ન થાય છે. કહેવાની મતલબ એવી છે કે પરંપરાથી ચાલતા આવેલા પર્વના દિવસોના આહાર-વિહાર ઋતુમાનને સમજીને કરવાના તો દૂર રહ્યા, પણ તે ચાલુ રીતમાં ઓર વધારો કરતા જઇએ છીએ અને તેથીજ જીંદગી ટુંકી થતી જાય છે. એટલા માટે ઋતુના ફેરફાર વખતે કેવી રીતે વર્ત્તવું ? તેનો વિચાર કરવાની ખાસ જરૂર છે.

આપણે જરાક પાછળ અવલોકન કરીશું કે જે ઋતુ લંબાઇને બીજી ઋતુમાં પોતાના ગુણ-દોષ સાથે પ્રવેશ કરે તે લંબાનારી ઋતુનો અતિ-યોગ થયો છે એમ જાણવું. જે ઋતુમાં પાછળની ઋતુ લંબાયલી હોય છે તે ઋતુનો હીન-યોગ થયો છે એમ જાણવું અને જે ઋતુ, આગળ આવવાવાળી છે તેના ગુણ-ધર્મ ચાલુ ઋતુમાં દેખાય તો તે આવનારી ઋતુનો મિથ્યા-યોગ થયો છે એમ જાણવું. એટલું જાણ્યા પછી આપણે જાણવું જોઇએ કે જો વર્ષાઋતુનો અતિ-યોગ થાય તો તે વર્ષાઋતુમાં થએલા અત્યંત વાયુના કોપને દબાવવા માટે આપણે શ્રાવણ માસમાં જે ખોરાક ખાઇએ છીએ તેમાં ફેરફાર કરી, તીખા અને ખાટા તથા કડવા રસ પ્રાધાન્ય ખોરાક ખાવાનો શરૂ કરવો, એટલે વાયુ આપણા શરીરને નુકસાન કરશે નહિ. જો શરદઋતુનો અતિ-યોગ ચાલતો હોય, એટલે

શરદનો તાપ આશો સુદ પુનેમ પછી પણ આશો વદ અમાસ અથવા કાર્તિક સુદ પુનેમ લગી ચાલતો રહે, અને તેમાં ઇશાન ખુણાનો પવન નહિ આવવાથી ભુખરની ઠંડી લાગે નહિ તો તેવા વખતમાં પિત્તની શાંતિ કરવા માટે મધુર (ગળ્યા), તીખા અને ખાટા રસવાળા પદાર્થોનું સેવન કરવું. તે પ્રમાણે હેમંત અને શિશિરનો અતિ-યોગ થયો હોય તો વસંતઋતુના અંત સુધી ઠંડીનું જોર જણાય છે તેવા વખતમાં જે ખોરાકમાં જલદ મસાલાદાર ગરમ મસાલા આવતા હોય તેવા ખોરાકનું સેવન કરવાથી શિશિરઋતુમાં થતા કફના સંચયનો નાશ થવાથી વસંતઋતુમાં હદ કરતાં વધતો કફ કોપે નહિ. જો વસંતઋતુનો અતિયોગ થાય ને ગ્રીષ્મઋતુમાં ચૈત્ર સુદ પુનેમ પછી પણ રાત્રે ઠંડી જણાય, જેથી ગ્રીષ્મને અંતે કોલેરાનો રોગ પ્રકટ થશે એટલા માટે જે પદાર્થોમાં તેલ મરચાં, ખારાશ તથા તુરાશ આવતી હોય એવાં ફળો તથા અન્નો, અને તેમાં ખાસ કરીને કાચું તલનું તેલ ખાવાની ટેવ રાખવી, એટલે કોલેરાની અસર થશે નહિ. એ પ્રમાણે ગ્રીષ્મઋતુનો અતિ-યોગ થયો હોય એટલે આષાડ સુદ પુનેમ સુધી તાપ સખત પડે અને વૃષ્ટિ થાય નહિ તો તે ઋતુમાં આંબાની કેરી, જાંબુ, વગેરે તુરા, ખાટા અને મધુર રસનું વધારે સેવન કરવું, કે જેથી વર્ષાઋતુના હીનયોગને લીધે શરીરમાં જોઇએ તેટલો પિત્તનો સંચય થઇ શકે. એજ પ્રમાણે જ્યારે વર્ષાઋતુનો હીનયોગ થયો હોય ત્યારે વ્રત ઉપવાસ ઓછા કરવા અને કરવા તો તેના ફળાહારમાં ખટમધુર ફળોનો ઉપયોગ વધારે કરવો, પણ ભારે ખોરાકનો બીલકુલ ત્યાગ કરવો. જ્યારે શરદઋતુનો હીન-યોગ થયો હોય અને વર્ષાઋતુનો અતિયોગ થયો હોય તો તે ઋતુમાં તીખા

અને કડવા રસવાળો ખોરાક વધારે ખાવો અને ખાસ કરીને દુધપાક પુરી ખાવાં. જો હેમંતઋતુનો હીન-યોગ અને શરદઋતુનો અતિયોગ થયો હોય તો શરદઋતુના અતિ-યોગમાં બતાવ્યા પ્રમાણેનું ખાનપાન રાખવું. એ પ્રમાણે પાછલી ઋતુનો અતિ-યોગ થવાથી ચાલુ ઋતુનો હીન-યોગ થયો હોય તો ઉપર બતાવેલી અતિ-યોગવાળી ઋતુમાં જે આહાર-વિહાર કરવાનું કહ્યું છે તે પ્રમાણેની તમામ ઋતુના હીન-યોગમાં વર્તન રાખવું. પણ જો વર્ષાઋતુમાં શરદઋતુનો મિથ્યા-યોગ થયો હોય અને તેથી શરદનો હીન-યોગ થયો હોય તો તેવી ઋતુમાં શ્રાવણ સુદ પુનેમ પછી મિષ્ટાન્ન પદાર્થનો સમૂળ ત્યાગ કરવો અને કેવળ હલકો ખોરાક ખાવો. જો હેમંતઋતુમાં શિશિરનો અથવા શિશિરમાં વસંતનો મિથ્યા-યોગ થયો હોય તો તેવી મોસમમાં જલદ મસાલાદાર ખોરાક વિશેષ ખાવો, પણ કેળાં જેવાં મધુર ફળો, તેમ નવા ધાન્યના ખીચડા ખીચડી ખાવાં નહિ. જો વસંતઋતુમાં ગ્રીષ્મ-ઋતુનો મિથ્યા યોગ થયો હોય એટલે ફાગણ સુદ પુનેમ પહેલાં સખત તાપ પડવા માંડે અને ટંડી બીલકુલ જતી રહે તો ખાટા, મધુર અને કડવા રસવાળા પદાર્થો ખોરાકમાં વાપરવા. અને જો ગ્રીષ્મઋતુમાં પ્રાવૃષ અથવા વર્ષાઋતુનો મિથ્યાયોગ થયો હોવાથી ગ્રીષ્મનો હીનયોગ થયો હોય તો તે મોસમમાં તુરા, કડવા, ગળ્યા અને ખારારસવાળા પદાર્થોનું ભક્ષણ વધારે કરવું, જેથી મિથ્યાયોગના ઉપદ્રવ-રૂપ વિકૃતજ્વરથી આપણો બચાવ થાય, એ પ્રમાણે છએ ઋતુના અતિયોગથી થએલા હીનયોગ અને મિથ્યાયોગથી થએલા હીનયોગનું વર્ણન કરવામાં આવ્યું. હવેથી હીન-મિથ્યા કે અતિ-યોગથી વાતા-વરણમાં શું ફેરફાર થાય છે? અને તેની પરીક્ષા કેવી રીતે કરી શકાય છે? તેનું વર્ણન કરીએ છીએ.

આ વિષયનું પ્રતિપાદન કરતાં પહેલાં આપણે યાદ રાખવું જોઈએ કે મધુર, ખાટો, ખારો, તીખો, કડવો અને કષાય (તુરો) એ છ રસમાં, પ્રથમ પ્રથમના રસ પાછળનાથી અધિક બળવાન છે, તેમાં મધુર, ખાટો, ખારો એ ત્રણ રસ વાતનાશક છે. કષાય, કડવો અને મધુર એ ત્રણ રસ પિત્તની શાંતિ કરે છે; કડવો, તીખો, કષાય એ ૩ રસ કફનાશક છે. તેમ તીખો, કડવો અને કષાય એ ૩ રસ વાયુકર્ત્તા છે. તીખો, ખારો અને ખાટો એ ૩ રસ પિત્તકર્ત્તા છે, અને મધુર, ખાટો અને ખારો એ ૩ રસ કફ કરનારા છે. પણ જે રસ વાયુની શાંતિ કરનારો હોય તેમાં જો રૂક્ષતા, શીતળતા અને હલકાપણું હોય તો તે વાયુને હરી શકતો નથી. જે રસ પિત્તને હરવાવાળો હોય તેમાં જો તિક્ષ્ણતા, ઉષ્ણતા અને હલકાપણું હોય તો તે પિત્તને મટાડી શકતો નથી. જે રસ કફને હરવાવાળો છે તેમાં જો સ્નિગ્ધતા, ભારીપણું અને શીતળતા હોય તો તે કફને શમાવી શકતો નથી. એ પ્રમાણે ઉષ્ણ–વીર્ય વસ્તુઓથી વાયુ તથા કફ નિવૃત્ત થાય છે અને પિત્ત વધે છે. શીત–વીર્યથી પિત્તની શાંતિ થાય છે તેમ વાયુ તથા કફ વધે છે. ઉષ્ણ–વીર્યથી ભ્રમ, તૃષા, ગ્લાની, સ્વેદ, દાહ થાય છે અને વાયુ તથા કફ શાંત થાય છે. શીત–વીર્યથી આનંદ, જીવન, મળાદિનો સ્થંભ અને રક્તપિત્તની સ્વચ્છતા થાય છે. હવે મધુર અને ખારા રસની અધિકતાથી મધુર પાક થાય છે. ખાટા રસનો ઘણું કરીને ખાટો પાક થાય છે. તીખા, કડવા અને કષાય રસનો ઘણું કરીને તીખો પાક થાય છે. એટલે મધુરપાક કફને ઉત્પન્ન કરે છે, તેમ વાયુ તથા પિત્તનુ હરણ કરે છે. ખાટો પાક પિત્તને ઉત્પન્ન કરે છે અને વાયુ તથા કફનું હરણ કરે છે. તીખો

પાક વાયુને ઉત્પન્ન કરે છે અને પિત્ત અને કફનો નાશ કરે છે. એ પ્રમાણે જોવાથી આપણને આકાશમાં કયું તત્વ વધેલું છે?" અને તે તત્વ શી રીતે વધવા પામ્યું? તેનો ખુલાસો કરવાનું ઠીક પડશે. એટલે પૃથ્વી અને જળતત્વ મળવાથી મધુરરસ ઉત્પન્ન થાય છે. પૃથ્વી અને અગ્નિતત્વ મળવાથી ખાટો રસ ઉત્પન્ન થાય છે. જળ અને અગ્નિતત્વ મળવાથી ખારો રસ ઉત્પન્ન થાય છે. આકાશ અને વાયુતત્વ મળવાથી તીખો રસ ઉત્પન્ન થાય છે. વાયુ અને અગ્નિતત્વ મળવાથી કડવો રસ ઉત્પન્ન થાય છે, તથા પૃથ્વી અને વાયુતત્વ મળવાથી કષાયરસ ઉત્પન્ન થાય છે. એ ઉપરથી આપણે એમ સમજવું જોઇએ કે મધુરરસમાં પૃથ્વી અને જળતત્વ છે. ખાટા રસમાં પૃથ્વી અને અગ્નિતત્વ છે. ખારા રસમાં જળ અને અગ્નિતત્વ છે. તીખા રસમાં આકાશ અને વાયુતત્વ છે. કડવા રસમાં વાયુ અને અગ્નિતત્વ છે. અને કષાય રસમાં પૃથ્વી અને વાયુતત્વ છે. એટલે જ્યારે જ્યારે પૃથ્વી ઉપર ઉગતી, વધતી, ખીલતી અને ફળફૂલ આપતી વનસ્પતિઓમાં જેવા જેવા સ્વાદવાળી વનસ્પતિનો વધારો જણાય તેવા તેવા સ્વાદવાળું વાતાવરણ થએલું છે. એટલે વાતાવરણમાં તે સ્વાદને ઉત્પન્ન કરનારાં તત્વનો વધારો થએલો છે, એમ સમજવું. આપણા દેશમાં (ગુજરાતમાં) પ્રાવૃષ અને વર્ષામાં પશ્ચિમનો પવન આવે છે. શરદમાં દક્ષિણ અને પૂર્વનો પવન આવે છે. હેમંતમાં કાંઇક પૂર્વ અને વધારે ઇશાનનો પવન આવે છે. શિશિર ઋતુમાં ઉત્તરનો પવન આવે છે. વસંતમાં ઉત્તર અને વાયવ્ય કોણનો પવન આવે છે. અને ગ્રીષ્મમાં નૈઋત્ય કોણનો પવન આવે છે. તે ઉપરથી તે તે ઋતુના ગુણધર્મ જાણવાનું સાધન ઉપસ્થિત થાય છે.

જો ગ્રીષ્મઋતુમાં નૈઋત્યકોણનો પવન બદલાઈને પશ્ચિમનો પવન શરૂ થાય, એટલે વર્ષાઋતુના યોગ પ્રમાણે ગ્રીષ્મની અંતે થતો મધુર રસ અટકી જાય અને તેને ઠેકાણે વર્ષાનો મોળો રસ ઉત્પન્ન થાય, એટલે પિત્તના અગ્નિતત્વ સાથે વર્ષાનો જળતત્ત્વ મળવાથી હવામાં ખારો રસ ઉત્પન્ન થાય છે; અને જ્યારે વાતાવરણમાં મધુરરસ અને કષાયરસ ઉત્પન્ન થવાની જરૂર છે, ત્યારે ખારો રસ ઉત્પન્ન થવાથી એઉ રસને બિગાડે છે; જેથી પિત્તની શાંતિ થવાને બદલે તે પિત્તનો કપ બની જાય છે. જો એવી ઋતુ ચાલતી હોય તો પ્રજામાં વર્ષાઋતુમાં સુકી ખાંસીનો ઉપદ્રવ વધી પડશે, જેથી કફ—વાતજ્વરનો ઉપદ્રવ થશે. તે વાત એકલા પવન ઉપરથી નહિ સમજવામાં આવે તો વર્ષાઋતુમાં ઉગતી મધુરરસ પ્રાધાન્ય વનસ્પતિઓ જે જે જીલ્લામાં અને જે જે ગામમાં અથવા જે જે પ્રાન્તમાં ઉગતી હોય તે ઉપર ધ્યાન આપવું. જો વર્ષાઋતુમાં ઉગતી વનસ્પતિ પૈકી કાકડી, ચીભડી, તુરીયાં વગેરે મોળારસ પ્રાધાન્ય વેલાઓ તેમ ઘાસની જાતો અને વૃક્ષો ઉગી નીકળતાં જણાય અને તેઓ ઉપર ધોળા રંગનાં ફુલ આવેલાં હોય તો નક્કી જાણવું કે હવામાં ખારો રસ એટલે જળતત્વ અને અગ્નિતત્વ મળેલું છે. જો શરદઋતુમાં આવતો દક્ષિણ અને પૂર્વનો પવન વર્ષાઋતુમાં શ્રાવણ સુદ પુનેમ પહેલાં દેખાય અને આકાશનું વાદળ ફાટીને મેઘની ગર્જના થાય તો હવામાં ખાટો અને તીખો તથા કડવો રસ ઉત્પન્ન થયો છે એમ જાણવું, અને તેથી સમજી શકાય છે કે અગ્નિ, પૃથ્વી, આકાશ, વાયુ એટલાં તત્વો વાતાવરણમાં ભેગાં થયાં છે તેથી પીળાં ફુલવાળાં, ભુરાં ફુલવાળાં, જાંબલી ફુલવાળાં, છોડ અને વેલાઓ નજરે પડે છે, કે જેનો સ્વાદ ખારો,

તીખો અને કડવો હોય છે. એ ઉપરથી આપણે અનુમાન કરી શકીએ છીએ કે આવી રીતના વાતાવરણને લીધે પ્રજામાં વાત-પિત્તજ્વરનો ઉપદ્રવ થશે. જો શરદઋતુમાં દક્ષિણ અને પૂર્વનો પવન નહિ આવતાં ઇશાનના ભુખ્ખર પવનની શરૂઆત થઇ જાય તો શરદઋતુનો તીખો અને ખાટો રસ નહિ મળવાથી કડવારસની ઉત્પત્તિ વધી જાય, જેથી કડવા રસપ્રાધાન્ય વનસ્પતિઓ નવી ઉગે અને ઉગેલી વનસ્પતિ ઉપર રાતા સોનેરી રંગનાં અને રાતા રંગનાં પુષ્પો આવેલાં દેખાય, ત્યારે આપણે જાણવું જોઇએ કે આકાશમાં પૃથ્વીતત્વ, વાયુતત્વ અને અગ્નિતત્વનો વધારો થયો છે, અને તેટલા માટે પ્રજામાં પિત્ત-કફ અથવા ત્રિદોષ-જ્વરનો ઉપદ્રવ ચાલશે. જો હેમંત અને શિશિરમાં ઇશાન તથા ઉત્તરનો પવન આવે છે તેના બદલામાં વસંતનો વાયવ્યકોણનો પવન ચાલુ થાય તો આકાશમાં પૃથ્વી, વાયુ, અગ્નિતત્વનો વધારો થાય, જેથી કળ કઠોળ (દ્વિદળ) વનસ્પતિઓ ઓછી પાકે અને મધુરરસ બહુ ઓછો થઇ જાય, જેથી શેરડીમાં અને શેરડીથી બનતા ગોળમાં ખારાશ ઉત્પન્ન થાય અથવા કાંઇક અંશે ખટાશ ઉત્પન્ન થાય, જેથી તે ઉનાળાના તાપમાં દ્રવપણું પામી ઉભરાઇ જાય અને વસંતઋતુમાં પાકતી વનસ્પતિઓ પોશ અથવા માહ્ય માસમાં દેખાય, એટલે જે વખતે વનસ્પતિમાં વાયુને લુખાપણું ફેલાવાનો સમય તમામ જાતનાં કઠોળો અને મંજરીવાળાં વૃક્ષોને પોશવાનો હોય છે તે વખતમાં મંજરીનો ક્ષય થઇ તેને ફૂળો લાગી જાય છે. એટલે તે મોસમમાં કફપ્રાધાન્ય વાતજ્વરમાં પ્રજાને સપડાવું પડે છે જો વસંતઋતુમાં ઉત્તર વાયવ્યના પવનને બદલે ગ્રીષ્મના નૈઋત્યકોણનો પવન વધારે આવવાથી કષાય અને કડવા રસનો પાક જણાય, એટલે

આપણે જાણવું જોઇએ કે વાતાવરણમાં પૃથ્વી, અગ્નિ અને વાયુ-તત્વનું મિશ્રણ થયલું છે, જેથી વસંતને અંતે પાકનારી કડવી, મધુર અને કષાયરસના મિશ્રણુવાળી જેવી કે લીંબડા, આમળાં, આંબા, ગુલર જેવી વનસ્પતિઓ ફળદ્રુપ થાય, એટલે વાતાવરણમાં પિત્ત અને કફનો વધારો થઇ તે જાતના તાવ વગેરે રોગોનો ઉપદ્રવ જણાશે. તેવી રીતે ગ્રીષ્મઋતુમાં જો પ્રાવૃષનાં ફળો જેવાં કે જાંબુ, મરીકંથારાં, ટીંબરૂ વગેરે કષાયરસનાં ફળો પાકતાં જણાય તો વાતાવરણમાં કષાય રસનો ઉપદ્રવ થએલો છે, જેથી પૃથ્વીતત્વ અને વાયુતત્વનું જોર વધેલું છે, તેથી અગ્નિ મંદ, અન્નનો અભાવ, ખાધેલું પચે નહિ અને તેથી દગ્ધાજીર્ણ થઈ કૉલેરા, આધ્માનવાયુ, અલસક અને વિલંબીકા નામના અજીર્ણના રોગમાં પ્રજા સપડાશે.

આપણે જાણવું જોઇએ કે દરેક જીલ્લાની, દરેક પ્રાન્તની અથવા દરેક રેખાંશની કે અક્ષાંશની ઋતુમાં ફેરફાર જણાય છે. દાખલા તરીકે મુંબઇ અને મુંબઇની પાસેના પ્રદેશમાં અત્યંત મેઘવૃષ્ટિ થવાથી દમ્મણ ગંગાના પ્રદેશ સુધી ક્રમે ક્રમે ઉતરતી પણ વધારે વૃષ્ટિવાળી ઋતુ હોય છે, જેથી ત્યાં વિશેષે કરીને પૃથ્વી અને જળતત્વવાળી મધુર વનસ્પતિ એટલે ડાંગર, શેરડી, વગેરે ફળફુલનો વિશેષ પાક થતો જણાય છે. તે પછી દમ્મણ ગંગાથી વડોદરાની વિશ્વામિત્રી નદીના પ્રદેશ સુધીમાં તે કરતાં ઓછો વરસાદ વરસવાથી તીખા, કડવા, ખાટા, મધુર અને કષાય રસોવાળી વનસ્પતિ અને ધાન્યો જેવાંકે જુવાર, ઘઉં, અને કાંઇક ગળપણવાળી શેરડી પાકે છે, અને બાકીના રસો ગૌણપણે ઉત્પન્ન થાય છે. તે પછી વિશ્વામિત્રીથી પાલણપુર સુધીનો પ્રદેશ જોતાં તે પ્રદેશમાં તે કરતાં પણ ઓછી વૃષ્ટિ

થાય છે તેથી ઊનાળામાં ગરમી વિશેષ પડે છે અને શિઆળામાં લુખી ટાઢ વિશેષ પડે છે, તેથી તે દેશમાં કષાયરસ પ્રાધાન્ય રાઇ, સરસવ, જીરૂ, બાજરી, તુવેર, મગ, ચણા વગેરે ધાન્યો વિશેષ પાકે છે. અર્થાત્ જ્યાં જ્યાં વૃષ્ટિ વધારે થતી હોય ત્યાં ત્યાં મધુરરસ વધારે પાકે છે, અને જ્યાં જ્યાં વૃષ્ટિ ઓછી થતી હોય ત્યાં ત્યાં અનુક્રમે ખાટો, ખારો, તીખો, કડવો અને કષાય રસમાં વધારો થઈ પાંચ-રસવાળી ચારરસવાળી કે ત્રણરસવાળી જુદી જુદી જાતની વનસ્પતિઓ ઉત્પન્ન થાય છે; અને તેમાં એટલું તો યાદ રાખવુંજ કે હવાના ગુણ–દોષ તપાસતાં વનસ્પતિના ફુલના રંગો, ફળના સ્વાદો અને તેની નવપલ્લવતા, પાંતરાનું ખરી જવું, છોડનું ઉગવું, વેલાનું વધવું અને તેતે વખતના જીવજંતુઓનું ઉત્પન્ન થવું તે જંતુઓના રંગ અને સ્વભાવ ફુલોના રંગ અને સ્વભાવ તથા ફળોના રંગ, રૂપ, સ્વાદ અને સ્વભાવ ઉપરથી જેની બાહુલ્યતા જણાય તે જાતનો વિશેષ ધર્મવાળો વાતા-વરણનો સ્વભાવ થયો છે એમ કલ્પના કરવી. અને જ્યારે પાછળની કે આગળની ઋતુના ગુણ–ધર્મવાળી વનસ્પતિ ઉત્પન્ન થતી જણાય ત્યારે ચાલુ ઋતુનો ગુણ–ધર્મ પ્રાધાન્યપણું ભોગવી તેમાં આગલી કે પાછલી ઋતુનું મિશ્રણ થયું છે તે ઉપરથી અવલોકન કરનાર તથા વિચાર કરનારને સંપૂર્ણ સમજાશે કે હવામાં કઇ જાતનાં તત્વો વધ્યાં છે.

જેમ વાયુ, પિત્ત અને કફ, પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ અને આકાશ, રજો, તમો અને સત્વ ગુણવાળું જગત્ છે છતાં વાયુ, પિત્ત અને કફ એ ત્રણજ પ્રકૃતિના પરસ્પર સંમેલનથી પ્રાણિમાત્ર જુદી જુદી પ્રકૃતિના, જુદી જુદી આકૃતિના, જુદા જુદા આકારના અને જુદા જુદા સ્વભાવના બનેલા જણાય છે, તેમ આકાશમાં રહેલાં

પાંચ તત્વો, ત્રણ ગુણો, પાંચ તન્માત્રાઓના મિશ્રણથી આખા જગતનું વાતાવરણ બનેલું છે, તે વાતાવરણનું સૂર્ય અને ચંદ્રવડે મંથન થાય છે, જેથી તેના સારરૂપ રસો માખણની પેઠે ફળરૂપે પ્રકટ થતા જણાય છે, અને તે જગતમાં વસતા તમામ પ્રાણિમાત્રને આધારભુત અને આરોગ્યને આપવાવાળા છે, એટલે ઉપર જેમ કહેવામાં આવ્યું છે કે અમુક રસ વાયુને મટાડનારો છે, તેમ પિત્ત અને કફને વધારનારો છે; અમુક રસ પિત્તની શાંતિ કરનારો છે તો વાયુ અને કફને વધારનારો છે. અમુક રસ કફની શાંતિ કરનારો છે તો વાયુ અને પિત્તને વધારનારો છે. એટલા માટે પ્રકૃતિનું જ્ઞાન મેળવેલા વૈદ્યોની ખાસ ફરજ છે કે અમુક પ્રદેશમાં વસનારા લોકોની અમુક જાતની પ્રકૃતિ હોવાથી તેને અમુક રસ અનુકુળ કે પ્રતિકુળ પડશે, તેનો વિચાર કરી, સૃષ્ટિનું અવલોકન કરી, (જેમ જેમ ઉંડા ઉતરાશે તેમ તેમ જગતની રચનામાં અદ્ભુત ચમત્કાર દેખાશે) અને પ્રજા કે જે હાલમાં અંધારામાં અથડાય છે અને તેથી જેમ ડુબતો માણસ ફીણને વળગી બચવાનાં ફાંફાં મારે છે, તેમ આયુર્વેદરૂપ નૌકાને છોડી અથવા તે હાથમાં નહિ આવવાથી કે નહિ દેખાવાથી કૃત્રિમ અને તરેહવાર ફળશ્રુતિને વળગે છે તેમાંથી તેનો ઉદ્ધાર કરી જગતને ખરા માર્ગપર મુકી શકાશે, કે જેથી મનુષ્ય જન્મની સાફલ્યતા માટે ધર્મ, અર્થ, કામ અને મોક્ષ જેવા ચાર પદાર્થ મેળવવાનું સાધન જે આ શરીર તે શરીરના, પ્રકૃતિના, વાતાવરણના, વાતાવરણમાં થતા ફેરફારના, મનુષ્યોના આહાર—વિહારના કર્મવિપાકને જાણી જોઇ, અને તેનું રક્ષણ કરી શકાશે. इत्यलम्



# आयुर्वेद निबंधमाळा—भाग २ जो.

# નિબંધ ૪થો.

## ત્રિદોષ સિદ્ધાંત.

વેદધર્મ અને વૈદધર્મશાસ્ત્રો આપણને જે પ્રમાણે સૃષ્ટિક્રમના નિયમો સમજાવે છે, તે પ્રમાણે આખી દુનિયાનાં કોઇપણ ધર્મશાસ્ત્રો કે વૈદકશાસ્ત્રો સમજાવી શકતાં નથી. જેમ ઇતર ધર્મશાસ્ત્રો જગતની ઉત્પત્તિમાં જુદા જુદા મત ધરાવે છે, જેવાકે પરમેશ્વરે ખાકમાંથી પુતળું બનાવી તેમાં રૂહ (જીવ) ફુંક્યો એટલે સૃષ્ટિની પ્રથમ ઉત્પત્તિ થઇ. તેમ આપણાં ધર્મશાસ્ત્રો માનતાં નથી, પરંતુ તેઓ પ્રત્યક્ષ અનુમાન, ઉપમાન અને આપ્ત પ્રમાણથી જે બાબતો સિદ્ધ થઇ શકે તેનેજ સત્ય કહે છે અને સત્ય માને છે. સૃષ્ટિની ઉત્પત્તિમાં આપણને સમજાવે છે કે, આકાશમાંથી વાયુ ઉત્પન્ન થયો; વાયુમાંથી અગ્નિ ઉત્પન્ન થયો, અગ્નિમાંથી પાણી ઉત્પન્ન થયું અને પાણીમાંથી પૃથ્વી ઉત્પન્ન થઇ. તેવી રીતે યોનીરૂપ આકાશમાંથી વાયુ ઉત્પન્ન થઇને ઘર્ષણના યોગથી અગ્નિ ઉત્પન્ન થયો તે ઘર્ષણ અગ્નિમાંથી વીર્યરૂપ પાણી પ્રકટ થયું અને તે પાણીમાંથી શરીરરૂપ પૃથ્વી ઉત્પન્ન થઇ. સૃષ્ટિરૂપ જગતમાં વાયુ, અગ્નિ અને પાણી, એ ત્રણ ભૂતો જેમ કાર્ય કરે છે, તેમ શરીરરૂપ સૃષ્ટિમાં વાયુ, પિત્ત, (અગ્નિ) અને કફ (પાણી) એ ત્રણ ભૂતો કાર્ય કરે છે. વાયુ પિત્ત અને કફ જ્યારે શરીરને પુષ્ટિ કરે છે ત્યારે તેનું નામ ધાતુ કહેવામાં આવે છે, અને જ્યારે એ ત્રણે

મહાભૂતો વિક્રિયાને પામી શરીરનાં બીજાં તત્ત્વોને વિક્રિયા પમાડી દુષિત કરે છે, ત્યારે એ ત્રણ દોષ કહેવાય છે. જ્યારે સૃષ્ટિમાં રહેલો વાયુ વિકારને પામે છે, ત્યારે સૃષ્ટિમાં રહેલાં અગ્નિ અને પાણી વિકારને પામી વિવિધ પ્રકારની ઉપાધિઓ, એટલે ઋતુઓમાં હીનયોગ, અતિયોગ અને મિથ્યાયોગ ઉત્પન્ન કરે છે. તે હીન–મિથ્યા અને અતિયોગથી વાતાવરણમાં અવ્યવસ્થા થઈ, જે જે તત્ત્વોને જે જે દ્રવ્યો જોઈએ, તે તે દ્રવ્યો નહિ મળવાથી, તે તે તત્ત્વોમાં અવ્યવસ્થા થાય છે, તેવીજ રીતે શરીરમાં વાયુ કુપિત થાય, તો પિત્ત, કફ અને બીજાં તત્ત્વોમાં અવ્યવસ્થા થવાથી શરીર રોગી બને છે. જેમ

पित्तः पंगुः कफः पंगुः पंगवो मल धातवः
वायुना यत्र नियंते तत्र गच्छंति मेघवत्.

આ શ્લોકથી ઉપર લખેલો ભાવાર્થ સહેજમાં સમજાશે, કારણ કે પૃથ્વીમાં કે શરીરમાંથી વાયુ, અગ્નિ કે પાણી, કોઈપણ વખતે ઓછું થતું નથી તેમ વધતું પણ નથી, પરંતુ જેમ સૂર્યના તાપથી વાયુ પાતળો થઈ ઉંચે ચઢી જાય, એટલે જે વાયુની જગ્યા ખાલી પડે ત્યાં આગળ, બીજો વાયુ જોરથી ધસારો કરી આવી પહોંચે, એ ધસારાનો ધસારો આપણને લાગવાથી આપણે કહીએ છીએ કે પવન બહુ આવ્યો. તેવી રીતે શરીરમાં પિત્તરૂપ અગ્નિનો વધારો થવાથી ત્યાં રહેલો વાયુ, ઉર્દ્ધગતિને પામી, પોતાનું સ્થાન છોડી દે છે એટલે બીજા સ્થાનનો વાયુ તે જગ્યા પૂરવા માટે જોરથી આવે છે, જેથી આપણે કહીએ છીએ કે, વાયુ થયો. પૃથ્વી ઉપરનો વાયુ જે દિશામાંથી આવે છે, તે દિશાના આકાશમાં રહેલાં બીજાં તત્ત્વોને આપણી તરફ ખેંચી લાવે છે, તેવી રીતે શરીરમાંનો વાયુ પણ, જે સ્થાનમાંથી

આવે છે તે સ્થાનમાં રહેલા ધાતુઓ, દોષો અને મળોને ખેંચી લાવે છે, જેથી સ્થાનભ્રષ્ટ થયલા અને જુદે સ્થાનથી આવેલા દોષો નવા સ્થાનમાં આવવાથી તે સ્થાનના સ્વભાવથી વિરૂદ્ધ ગુણવાળા હોવાને લીધે, તે સ્થાનની વ્યવસ્થાને અવ્યવસ્થિત કરી જે જાતની જુદી જુદી ઉપાધિ કરે છે, તેને આપણે જુદા જુદા રોગના નામથી ઓળખીએ છીએ. જેમ સૃષ્ટિમાં ગમે તે જાતની ઉપાધિ થાય તોપણ આપણે તેને વાયુ અગ્નિ અને પાણીના હીન–મિથ્યા કે અતિયોગથીજ માનીએ છીએ, તેમ શરીરમાં જુદા જુદા પ્રકારના ગમે તે નામથી ઓળખાતા રોગો પ્રકટ દેખાતા હોય, તોપણ આપણે તેને વાયુ, પિત્ત અને કફના હીન–મિથ્યા અને અતિયોગથી થએલા માનીએ છીએ; એટલે આપણામાં એક ચાલુ કહેવત છે કે;—"પિંડે સો બ્રહ્માન્ડે" મતલબ કે વૈરાટરૂપ ઇશ્વરના શરીરમાં અનંત બ્રહ્માંડ સાથે આપણી પૃથ્વી સમાઇ રહેલી છે, તે વૈરાટ સ્વરૂપમાં રહેલા વાયુ, અગ્નિ અને પાણીના હીન–મિથ્યા અને અતિયોગથી જેવી રીતે ઉપાધિઓ જણાય છે, તેવી રીતે પૃથ્વીના વિકારથી ઉત્પન્ન થયલા પંચભૂતાત્મક શરીરમાં વાયુ, પિત્ત અને કફના હીન–મિથ્યા અને અતિ યોગથી નાના પ્રકારના વિકારો ઉત્પન્ન થાય છે. જેમ ઇશ્વરના વૈરાટ સ્વરૂપમાં હીન–મિથ્યા અને અતિયોગ વાયુના વિકારી થવાથી થાય છે, તેમ મનુષ્ય શરીરમાં પણ વાયુ, પિત્ત અને કફના હીન–મિથ્યા અને અતિયોગ, વાયુના વિકારીપણાથી થાય છે. એટલા માટે અમારા આયુર્વેદાચાર્યોએ રજ, તમ, અને સત્વગુણી ત્રિગુણાત્મક સૃષ્ટિની રચના પ્રમાણે મનુષ્ય શરીરમાં રજ, તમ અને સત્વગુણરૂપ વાયુ, પિત્ત અને કફના ભેદથી ત્રિદોષ સિદ્ધાંતનું સ્થાપન કર્યું

છે એ ત્રિદોષ સિદ્ધાંતની વ્યાખ્યા બરાબર સમજાવવા માટે આયુર્વેદાચાર્યોએ ચરક, સુશ્રુત, આદિ સંહિતાઓ બનાવી છે. જો વૈદ્યવિદ્યામાં કુશળતા મેળવવાવાળો વૈદ્ય, આ ત્રિદોષ સિદ્ધાંતને બરાબર જાણી, તેના કાર્યક્રમને સમજી વિચાર કરીને, તેમાં થયલા હીન-મિથ્યા અને અતિયોગને દૂર કરવા માટે પ્રયત્નવાન થઇ ત્રણે દોષોને સમાન ભાવે વર્તતા બનાવે તો, શરીરને કોઇપણ જાતની વિક્રિયા વિનાનું એટલે નિરામય રાખી શકે, એ ઉદ્દેશથી ઉપરનો શ્લોક લખીને આપણને સમજાવે છે કે, માણસના શરીરમાં પિત્ત, કફ, મળ તથા રસ, રક્ત, માંસ, મેદ, અસ્થિ, મજ્જા અને શુક્ર એ સાત ધાતુઓ પાંગળા છે, એટલે પોતાની મેળે ગતિ કરી શકતા નથી, પણ જેમ પાણીથી ભરેલા વાદળાને, વાયુ પોતાની ગતિ પ્રમાણે ખેંચી જાય છે, તેમ શરીરમાં રહેલો વાયુ, પિત્ત-કફ, મળ તથા સાતે ધાતુઓને પોતાની મરજીમાં આવે ત્યાં ખેંચી જાય છે. એ ઉપરથી સાબીત થાય છે કે, વાયુ પોતે સમભાવથી વર્તતો હોય તો, શરીરમાં કોઇ પણ પ્રકારની ઉપાધિરૂપ વ્યાધિ ઉત્પન્ન થતી નથી. જો કે શરીરમાં રહેલો વાયુ એકજ જાતનો છે પરંતુ સ્થાન ભેદે કરીને તેને પાંચ પ્રકારનો ગણવામાં આવ્યો છે. તે પાંચ પ્રકારનો વાયુ, શરીરના પાંચ સ્થાનમાં રહીને, જુદાં જુદાં પાંચ પ્રકારનાં કામો કરે છે, તે બાબત વિસ્તારથી નીચે લખવામાં આવે છે.

વાયુનું મૂળસ્થાન મળાશય છે, અને તે રજોગુણી છે. પિત્તનું મૂળસ્થાન અગ્ન્યાશય છે, અને તે સત્ત્વગુણી છે. તેવી રીતે કફનું મૂળસ્થાન આમાશયમાં છે, અને તે તમોગુણી છે. મળાશયમાં રહેલો વાયુ મહા બળવાન અને દરેક વસ્તુના ભાગ પાડનારો, સ્વભાવે

રૂક્ષ અને ચળ છે, તે પિત્ત, કફ, મળ અને ધાતુઓના વિભાગ પાડીને જ્યાં જોઇએ ત્યાં પહોંચાડવા માટે, પોતાનાં બીજાં ચાર સ્થાનક રાખીને રહ્યો છે; અને એ ચાર સ્થાનકમાં રહેલા અને મળાશયમાં ઉત્પન્ન થયલા વાયુના સ્થાન પરત્વે જુદાં જુદાં નામો આપવામાં આવ્યાં છે. જેમકે મળાશયમાં રહેલા વાયુને અપાનવાયુ કહે છે, કોઠામાં અગ્નિસ્થાન પાસે જે વાયુ રહે છે તેને સમાન-વાયુ કહે છે. હૃદયમાં રહેવાવાળા વાયુને પ્રાણ (પાન) વાયુ કહે છે. કંઠ અને તેની ઉપરના ભાગમાં રહેવાવાળા વાયુને ઉદાનવાયુ કહે છે, અને સંપૂર્ણ દેહમાં વ્યાપી રહેલા વાયુને વ્યાનવાયુ કહે છે. એ પ્રમાણે પિત્ત જાતે ઉષ્ણ, દ્રવરૂપ, પીળું, લીલાશ પડતું અને સત્વગુણી છે. તેનો સ્વાદ તીખો તથા કડવો છે. અને તે બગડી જાય છે ત્યારે ખાટો થાય છે, એ પિત્તનું સ્થાન અગ્ન્યાશય છે. એ અગ્ન્યાશયમાં રહેલા પિત્તને પાચકપિત્ત કહે છે. અને ચામડીમાં રહેલા પિત્તને ભ્રાજકપિત્ત કહે છે. યકૃત અને પ્લીહામાં રહેલા પિત્તને રંજકપિત્ત કહે છે. આંખમાં રહેલા પિત્તને આલોચક પિત્ત કહે છે. અને હૃદયમાં રહેલા પિત્તને સાધકપિત્ત કહે છે. તેવી રીતે કફ સ્નિગ્ધ, ગુરૂ, શ્વેત, પિચ્છિલ, શીતળ તથા તમોગુણી છે. સ્વાદમાં મીઠો છે. અને જ્યારે બગડે છે ત્યારે ખારો થાય છે. એ કફનું મૂળસ્થાન આમાશય છે. તે આમાશયમાં રહેલાં કફને ક્લેદન કફ કહે છે. માથામાં રહેવાવાળા કફને સ્નેહન કફ કહે છે. કંઠમાં રહેવાવાળા કફને રસન કફ કહે છે. હૃદયમાં રહેવાવાળા કફને અવલંબન કફ કહે છે અને સાંધાઓમાં રહેવાવાળા કફને સંશ્લેષણ કફ કહે છે. એ રીતે વાયુ, પિત્ત અને કફ મળીને આખા શરીર તંત્રને ચલાવે છે, અને

જ્યારે એ ત્રણેનો અતિયોગ, હીનયોગ કે મિથ્યાયોગ થાય છે, ત્યારે શરીરમાં અવ્યવસ્થા થઈ, રોગરૂપે પ્રકટ થાય છે.

જો કે મનુષ્યના જીવન માટે ખાન અને પાનની યોજના કુદરતે કરેલી છે, અને તે ખાનપાનમાં મનુષ્ય બલ્કે પ્રાણિમાત્ર રચીપચી રહેલાં છે. પ્રાણિમાત્રમાં ઈર્ષા, દ્વેષ, વૈર, લોભ, લાલચ, વગેરે જે માનસિક વ્યવહારો જોવામાં આવે છે અને જેને વશ થઈને, મનુષ્યો આખા જગતને ઉથલપાથલ કરી મૂકે છે, તે માત્ર ખાનપાનનાં લોભથીજ થાય છે પરંતુ તે જો અધ્યાત્મ જ્ઞાનના યોગે એટલું સમજી જાય, કે દુનિયામાં જન્મ પામીને, યોગ્ય ખાનપાન કરીને, કરેલાં કર્મનો ક્ષય કરવા માટે ઇશ્વરની આજ્ઞા પાળવા સારૂ, મારો આ જન્મ થયો છે, એમ જો ખરી રીતે માને, તો દુનિયામાંથી ભય, શોક, અને ક્રોધનો સમૂળ નાશ થાય, અને આખું જગત શાંતિમય અને આનંદનું ધામ દેખાય. પરંતુ કર્મની પ્રેરણાથી રજ, તમ, સત્ત્વગુણના હીન-મિથ્યા અને અતિયોગથી વાસનાલિંગની વૃત્તિઓ, પૂર્વજન્મના કર્મથી બંધાયલા આત્માને ઘસડી જઇ, તેને સાક્ષીભૂત રાખી, બીજાં પ્રાણીના સ્વાર્થ, હક્ક, દુ:ખ અને જરૂરીયાતનો વિચાર નહિ કરવા દેતાં, તેની પાસે સ્વાર્થી, એકલપેટા, અને બીજા પ્રાણીઓને દુ:ખ ઉપજાવનારાં કૃત્યો કરાવે છે, જેથી દુનિયાને દુ:ખરૂપ જોઇ, પોતે આનંદ માનનારો પ્રાણિ, પોતામાં રજ-તમ અને સત્ત્વગુણનો હીન-મિથ્યા અને અતિયોગ કરીને જે વિચારોનું સેવન કરે છે, તે વિચારોદ્વારા, તેવા ગુણવાળા ખાન અને પાનથી પોષાય છે, જેને લીધે શરીરમાં રહેલા વાયુ, પિત્ત અને કફ અસાત્મ્યભાવને પામી, શરીરમાં અવ્યવસ્થા કરી, તેના દુષ્કર્મ વિચારના ફળરૂપ રોગોની ઉત્પત્તિ કરી, તેનેજ પોતાના કૃતકર્મનું ફળ ભોગવાવે છે.

રજો-તમો અને સત્ત્વગુણાત્મક વસ્તુઓ જે ખાનપાનમાં આવે છે, અને તેથી ઉત્પન્ન થયલા ષટ્રસનો સ્વાદ લેવાનો આનંદ જુદી જુદી પ્રકૃતિનાં, જુદાં જુદાં મનુષ્યને, જુદા જુદા સ્વાદ પ્રિય હોય છે, અને જે જે સ્વાદ ઉપર જે જે મનુષ્યને જેવી જેવી રૂચિ કે અરૂચિ હોય, તેવા તેવા સત-રજ અને તમોગુણી પ્રકૃતિનો આ મનુષ્ય છે એમ કહેવાય છે; તેવા ખાન અને પાનના કરવાવાળા તથા સ્વાદમાં પ્રિય-અપ્રિય વિચાર ધરાવનારાના ખાનપાન ઉપરથી, તે વાયુ, પિત્ત કે કફ પ્રકૃતિનો છે એમ જાણી શકાય છે. મનુષ્યના જીવનને માટે ખાન અને પાન ગમે તે સ્વાદવાળું હોય, તો પણ તે પંચભૂતાત્મક અને ષડ્રસાત્મક હોય છે. અને તેથીજ જેમ જગતમાં વાયુ પ્રાધાન્યપણું ભોગવી, પંચભૂતાત્મક અને ષડ્રસાત્મક સૃષ્ટિને ઉત્પન્ન કરી, વૃદ્ધિ કરી, નાશ કરે છે, તેમ શરીરમાં રહેલો વાયુ, પંચભૂતાત્મક શરીરને ષડ્રસાત્મક ખાનપાનથી પાળી, પોષી, વૃદ્ધિ કરી તેનો નાશ કરે છે; તેથી વાયુને મહા બળવાન ગણવામાં આવ્યો છે; અને તે બળને લીધે શરીરમાં રહેલા પિત્ત, કફ, મળ અને ધાતુઓને સમાનભાવે રહી ચલાવે છે, તે જો અસમાનભાવને પામે તો, જ્યાં જ્યાં જેટલા જેટલા પ્રમાણમાં પિત્ત અને કફ જોઇએ, ત્યાં ત્યાં તેટલા તેટલા પ્રમાણમાં નહિ પહોંચાડવાથી તેનો હીનયોગ થાય છે, અને જોઇએ તે કરતાં વધારે પહોંચાડવાથી તેનો અતિયોગ થાય છે; તેમજ જે સ્થાનમાં જે જોઇએ, તેનાથી બીજું એટલે કે પિત્તના સ્થાનમાં કફને અને કફના સ્થાનમાં પિત્તને પહોંચાડવાથી, તેનો મિથ્યાયોગ થાય છે. એ હીનયોગ, અતિયોગ અને મિથ્યાયોગને લીધે. શરીરમાં રહેલા ઉત્પન્ન થતા અને વધતા તથા પોષાતા, મળ તથા

ધાતુઓમાં હીનયોગ, મિથ્યાયોગ અને અતિયોગ થાય છે, તેથી શરીરનું પોષણકાર્ય અટકી પડી, મોટી અવ્યવસ્થા ઉત્પન્ન થઇ, ત્રિદોષના કોપથી, શરીર અને પ્રાણુનો વિયોગ થાય છે; એટલે આત્માને બીજું શરીર બદલવાનો વખત આવી લાગવાથી, આ દેહ છોડી બીજો દેહ ધારણ કરવાની ફરજ પડે છે, તેને આપણે "મરણુ પામ્યો–પંચત્વ પામ્યો–દેવલોક થયો" વગેરે નામો આપી, સંતોષ માનીએ છીએ. હવે એ મહા બળવાન વાયુ પિત્તમાં, કફમાં, મળમાં, કે ધાતુઓમાં હીન–મિથ્યા કે અતિયોગ કરે છે તેનું મુખ્ય કારણ શું છે? અને તે ઉપદ્રવ શરીરના કયા કયા ભાગમાં, કયા કયા રોગને નામે, ઓળખાય છે? તેનું વર્ણન કરવાને સુગમતા થઇ પડશે. ધારો કે વાતપ્રકૃતિનો મનુષ્ય હોય, તેને પિત્ત પ્રકૃતિ કે કફ પ્રકૃતિવાળું ખાનપાન આપવામાં આવે, પિત્ત પ્રકૃતિવાળો માણુસ હોય, તેને વાત પ્રકૃતિ કે કફ પ્રકૃતિવાળું ખાનપાન આપવામાં આવે, અને કફ પ્રકૃતિવાળો માણુસ હોય, તેને વાત કે પિત્ત પ્રકૃતિવાળું ખાનપાન આપવામાં આવે, તો તેથી મનુષ્યના મળાશયમાં રહેલા અપાનવાયુમાં અવ્યવસ્થા થાય, તેથી તે વાયુ સમાનવાયુ, પ્રાણુવાયુ, ઉદાનવાયુ અને વ્યાનવાયુના સ્થાનોમાં હીનયોગને ઉત્પન્ન કરે છે. જેથી તે તે સ્થાનોમાં રહેલા અને તેને અવલંબનરૂપ થએલા મળ અને ધાતુઓને જોઇતાં પિત્ત અને કફ નહિ પહોંચવાથી, તે તે મળ અને ધાતુઓ હીનયોગને પામી શરીરને હીન બનાવી દે છે. એટલા માટે વાયુને સમાન ભાવે વર્તાવવા સારૂ મનુષ્યે પ્રકૃતિ વિરુદ્ધ ખાનપાનનો ત્યાગ કરવો, અને પવનની ગતિને વહેવાવાળી ધમનીઓને તાજી રાખવા માટે, મનુષ્યમાત્રે પ્રાણાયામ (દીર્ઘશ્વાસ પ્રશ્વાસ)ની ક્રિયા

કરતા રહેવું જોઇએ. આ સ્થળે વાયુનું વર્ણન ચાલતું હોવાથી પ્રાણાયામનું વર્ણન જો કે અસંગત દેખાશે પરંતુ શ્રી શારંગધરાચાર્યે વાયુની શુદ્ધિ રાખવા માટે, અથવા વાયુ શુદ્ધ કેવી રીતે રહી શકે છે? અને શુદ્ધ થયલો વાયુ, શરીરને પોષણ આપી દીર્ઘ જીવી કેવી રીતે બનાવે છે, તેનું વર્ણન કરેલું છે, જે અમે પ્રાણાયામનો વિષય, આ સ્થળે નહિ લખતાં માત્ર શારંગધરાચાર્યનું વચન લખીને, તે ઉપર, વાયુની શુદ્ધતા એટલે સમાનતા કેવી રીતે રહી શકે છે, તેનું દિગ્દર્શન કરાવીશું; જે ઉપરથી માલમ પડશે કે, વાયુ એટલે હવા, જેને આપણે ચોખ્ખી હવા માનીએ છીએ તે હવા, ચોખ્ખી હોવા છતાં, તે ઉપયોગી નથી, પરંતુ શુદ્ધ હવા ઉપયોગી છે. માટે મનુષ્યમાત્રે શુદ્ધ હવા લેવાનો અભ્યાસ રાખવાથી, શરીર આરોગ્ય રહી શકે છે, અને વાયુ સમભાવે વર્તી, શરીરને જોઇતાં તત્ત્વો બરાબર પૂરાં પાડે છે, જેથી મનુષ્ય, આરોગ્ય રહી જગતનાં વિવિધ પ્રકારનાં ઉપયોગી કાર્યો કરી, તે જગત્કર્તા પરમકૃપાળુ પરમાત્માની સમીપ જઇ, જન્મ મરણના ફેરા માંથી છૂટે છે, જેને આપણે "મોક્ષ" માનીએ છીએ. તેટલા માટે શારંગધરાચાર્ય કહે છે કે,

**नाभिस्थः प्राणपवनः स्पृष्ट्वा हृत्कमलांतरम् ।**
**कंठाद्बहिर्विनिर्याति पातुं विष्णु पदामृतम् ॥**
**पीत्वाचांवर पीयूषं पुनरायाति वेगतः ।**
**प्रीणयन्देह मखिलं जीवं च जठरानलम् ॥**

નાભિસ્થઃ પ્રાણપવનઃ એટલે નાભિમાં રહેલો પ્રાણવાયુ. સ્પૃષ્ટ્વા હૃત્કમળાંતરમ્ એટલે હૃદયકમળને સ્પર્ષ કરીને, કંઠાદ્બહિર્વિનિર્યાતિ

એટલે કંઠથી બહાર આવીને, પાતું વિષ્ણુપદામૃતમ્ એટલે વિષ્ણુના પાદામૃતને નમસ્કાર કરીને, પીત્વાઆંબર પિયૂષ એટલે વિષ્ણુના પદના આગળ રહેલું અમૃતનું પાન કરીને. પુનરાયાતિ વેગતઃ એટલે ફરીને વેગથી પાછો આવે છે. પ્રીણયન્દેહ મખિલં એટલે દેહને પોષણ આપે છે. જીવંચ જઠરાનલમ્ એટલે તેજ પ્રમાણે જીવને તથા જઠરાગ્નિને પોષણ આપે છે. એ પ્રમાણે ઉપદેશ કરતાં શ્રીમદ્ શારંગધરાચાર્યે એમ સમજાવે છે કે, જો વિષ્ણુનું ચર્ણામૃત દરવખતે પીવામાં આવે તો મનુષ્ય શરીરનું પોષણ થાય છે, અને શરીર આરોગ્ય રહે છે. વિષ્ણુનું ચર્ણામૃત પીવાને માટે, આપણે જે સાધન જોઇએ તે કુદરતે આપેલું છે, પરંતુ તે સાધનનો ઉપયોગ નહિ કરવાથી અને વિષ્ણુના ચરણનાં દર્શન પ્રત્યક્ષમાં નહિ થવાથી, અથવા કહો કે, એ અલંકારને નહિ સમજવાથી—મનુષ્યમાત્રની પ્રાણાયામ કરવાની વૃત્તિનો લોપ થઇ જવાથી, આજકાલ મનુષ્યો રોગી, દુઃખી અને અલ્પાયુષી જણાય છે. વર્તમાનકાળમાં ઘણા ચિકિત્સકો માંદા પડેલા માણસને હવાફેર કરવા માટે અથવા હવા ખાવા માટે પૃથ્વીની પાસેના વાતાવરણની હવા, જાડી નહિ સહન થવાથી નબળાં પડેલા ફેફસાંવાળાઓને, પહાડ અને ડુંગર ઉપરની પાતળી હવામાં મોકલવાની ભલામણ કરે છે, પરંતુ શારંગધરાચાર્યના લખેલા અલંકારને સમજીને વિષ્ણુનું ચર્ણામૃત "પીતાં" જેને આવડે, તે માણસ દર્દી થતોજ નથી અને કદાચ દર્દી થાય તો તેને હવાફેરની જરૂર પડતી નથી. એટલી વાત ખરી છે કે વાયુ પૃથ્વીની ઉપર મળ—મૂત્રથી તથા પ્રાણીઓના મરણના પ્રમાણમાં તેના અસ્થિમાંસાદિ સડવાથી, અને વનસ્પતિઓનાં પાંદડાં આદિ વર્ષાઋતુમાં પડીને સડવાથી, પૃથ્વી ઉપરની હવા, તેના સડેલા પર-

માણુના યોગથી, વિકારવાળી થવાથી, તે તે પરમાણુઓને સાથે લઇને, પોતાના સ્વભાવ પ્રમાણે તીરછી ગતિએ વહે છે; અને જેમ એક લિંબુમાં ખાટો રસ ભરેલો છે, પરંતુ તે રસ લીંબુની અંદર રહેલા કેશરના પડેપડમાં જુદો રહી શકયો છે, તેમ હવામાં જુદી જુદી જાતનાં ગુણ–કર્મ અને સ્વભાવવાળાં પરમાણુઓ જુદા જુદા ભાગમાં, સ્વજાતિય સ્વજાતિય મળીને વહન કરે છે, અને તે વહન કરતાં જે પ્રાણીમાં આકાશ તત્ત્વનો ભાગ વધતો હોય અને જળતત્ત્વ ઓછું હોય તેમાં પ્રવેશ કરીને પોતાનું ખરૂં સ્વરૂપ બતાવે છે. દાખલા તરીકે જ્યારે દક્ષિણાયન ચાલતું હોય અને તેમાં ઉત્તરાયનનો, પાસે જોગ આવતો હોય, ત્યારે સૂર્યનાં સીધાં કિરણો દક્ષિણ દિશામાં પડવાથી ત્યાંની હવા પાતળી થઇ આકાશમાં ચાલી જવાથી, ઉત્તર દિશામાંથી હિમાળુ પવન પોતાની સાથે બરફને લઇને દોડતો આવે છે, એ પવનમાં પવનનું રૂક્ષપણું અને પાણીમાં રહેલો કફ, જેની શીતળતા બે સાથે રહીને, જેમાં આકાશતત્ત્વ વધતું છે એવા, કપાસના અને તંબાકુના છોડ ઉપર, તેની અસર નીપજાવી થોડાજ વખતમાં તેને સુકવી નાંખે છે, પણ બીજાં વૃક્ષો કે જેમાં આકાશતત્વ ઓછું છે તેને, તે પવન અસર કરી શકતો નથી. એ ઉપરથી એટલું સાબીત થાય છે કે હવા છુટી પડીને વહેતી નથી, પરંતુ લીંબુમાં રહેલા રસની પેઠે, જુદા જુદા પ્રવાહમાં વહે છે, અને જ્યાં તેને પ્રવેશ કરવાનું સ્થાન જડી આવે છે, ત્યાં તે પ્રવેશ કરી, પોતાની સાથે જે જાતના પરમાણુ લેતી આવેલી હોય તેના ગુણ–ધર્મ પ્રમાણે અસર ઉપજાવે છે. એટલા માટે મનુષ્યમાત્રે વિષ્ણુના પાદામૃતનું પાન કરવાની હંમેશ ટેવ રાખવાની જરૂર છે. જેમ મનુષ્યના શરીરમાં,

નાભિમાં, પ્રાણવાયુ રહે છે એમ કહેવામાં આવ્યું, પરંતુ વાયુના પ્રકરણમાં પાનવાયુનું સ્થાન હૃદયમાં કહ્યું છે, તેજ પ્રમાણે પૃથ્વી પર જે વાયુ આપણને સ્પર્શ કરે છે તે પ્રાણવાયુ નથી; જેમ સૃષ્ટિમાં રહેલો પ્રાણવાયુ જે અંગ્રેજીમાં "ઇથર"ના નામથી ઓળખાય છે, જેનો સ્વભાવ હંમેશાં અચળ છે, તેમ નાભિમાં રહેલો પ્રાણવાયુ પણ અચળ છે. એટલા માટે **'अपाने जुह्वति प्राणं प्राणे पानं तथा परे'** એટલે અપાનવાયુને પાનવાયુ સાથે મેળવવો, અને પ્રાણવાયુને અપાનવાયુ સાથે મેળવવો એવી જે ક્રિયા, તે નાભિમાં રહેલા પાનવાયુને ખેંચીને હૃદય સુધી લાવે છે, અને હૃદયને સ્પર્શ કરીને નાસિકાદ્વારા બહાર નીકળીને, વિષ્ણુ પાદામૃતને પહોંચવા માટે કુદરતી-સ્વાભાવિક ક્રિયા થયાં કરે છે, એ ક્રિયા જેટલા પ્રમાણમાં થોડી થોડી બંધ થતી જાય તેટલા પ્રમાણમાં શરીરને અમૃતનું પોષણ નહિ મળવાથી શરીર ઘસાતું જાય, તે ઘસાતું અટકાવવા માટે મનુષ્યે પોતાના પ્રાણવાયુને વિષ્ણુપદ સુધી પહોંચાડવાની ક્રિયા શિખવાની જરૂર છે. કારણ કે સૃષ્ટિમાં રહેલો વાયુ ચળ છે, અને તે વાયુની નીચે રહેલો પ્રાણવાયુ અચળ છે, તે પ્રાણવાયુની નીચે પ્રવેશી રહેલો અથવા વ્યાપી રહેલો અખંડ, પૂર્ણ, અચળ, અભેદ્ય, અછેદ્ય, એવો વિષ્ણુ પ્રવેશી રહેલો છે. અને એ પ્રવેશવાના ગુણને લીધેજ, તે પરમેશ્વરનું નામ વિષ્ણુ આપવામાં આવ્યું છે. તે વિષ્ણુના પાદ સુધી એટલે તેના એક અંગ સુધી, આપણો પ્રાણ નિત્ય દરેક શ્વાસોચ્છ્વાસે પહોંચતો રહે છે અને તેથીજ આપણે જીવીએ છીએ. જો આપણો એકજ વખતનો શ્વાસ, પૃથ્વીપર રહેલા પ્રાણવાયુને ભેદીને, વિષ્ણુના પાદનું અમૃત પીવા

વિના પાછો શરીરમાં જાય તો માણસનું હૃદય ચાલતું બંધ પડી માણસ તુરત મરણ પામે, જેને અંગ્રેજીમાં "હાર્ટફેઇલ" અને યુનાનીમાં "મુર્ગે નાગહાની" કહે છે. એટલા માટે આપણે બહારની હવામાં, આપણા શ્વાસને મેળવી, તેના ઉપર શરીરના ભીતરના દોષો અને મળોના વિષથી જે પડ ચઢેલું હોય તેને અમૃતના રૂપમાં ફેરવી નાંખવું જોઇએ. જે લોકો પરમાણુ ઉપર રંગ ચઢાવવાની વિદ્યાને જાણે છે, તે લોકો શ્વાસના ઉપર ચઢેલા વિષને અમૃતના રૂપમાં ફેરવવાની ક્રિયાને સમજી શકશે. જેમકે કમરખનું ફળ ખાટા રસથી ભરેલું છે, એટલે કમરખમાં રહેલા જળતત્ત્વના પરમાણુ ઉપર ખાટા રસનું પડ ચઢેલું છે, તે કમરખને ચીરીને એક આંગળી કળીચુનો ચોપડયો હોય, તો તેની ખટાશ બીલકુલ ઉડી જાય છે. તેવી રીતે કાળીજીરીમાં કડવો રસ અત્યંત ભરેલો છે, તે કાળીજીરીનો ઉકાળો કરી તે ઉકાળો ઉકળતો હોય તે વખતે, તેમાં થોડું અક્કલકરાનું ચૂર્ણ નાંખ્યું હોય તો કાળીજીરીના કડવા પરમાણુ બીલકુલ કડવાશ વિનાના થઇ જાય છે, એ પ્રમાણે આપણો શ્વાસ વિષ્ણુપદને પહોંચે, એટલે તેના અમૃતને લીધે, શ્વાસમાં રહેલા વિષરૂપ પરમાણુ અમૃતરૂપને પામે છે, એ વાત ધ્યાનમાં આવશે. જો કે કુદરતી રીતે આપણો શ્વાસ નાભિમાંથી નીકળી વિષ્ણુપદ સુધી પહોંચ્યા કરે એવી ગોઠવણ કુદરત તરફથી થએલી છે, પરંતુ મનુષ્યો શારીરિક અને માનસિક વિક્રિયાને લીધે, તેના ક્રમમાં અવ્યવસ્થા કરે છે. જેમ કબીર ભગતે કહ્યું છે કે,

ખેદત બારા, ચલત અઠારા, સુતે વીસંવીસા,
મૈથુન કરતાં તેંસઠ તૂટે, કહેતે દાસ કબીરા.

એટલે સ્વરશાસ્ત્રના કાયદા પ્રમાણે એક અહોરાત્રમાં, મનુષ્યના એકવીસ હજાર છસો શ્વાસ ચાલવા જોઇએ; તેમાંથી જેટલા ઓછા કરાવી શકાય, એટલું આયુષ્ય વધે છે, અને જેટલા વધારે ચલાવવામાં આવે, તેટલું આયુષ્ય ઘટે છે. એટલા માટે મનુષ્યે જેમ બને તેમ પોતાના શ્વાસ જલદી અને ટૂંકા નહિ ચાલે, પણ ધીમા અને લાંબા ચાલે, એવી ટેવ પાડવી જોઇએ. તે ટેવ પાડવા માટે, મનુષ્યે સંધ્યા-પ્રાણાયામ કરવાની જરૂર છે, પરંતુ તમામ મનુષ્યો સંધ્યા કરતા નથી અને જેઓ સંધ્યા કરે છે તેઓને પ્રાણાયામ કરતાં આવડતું નથી એટલા માટે દીર્ઘ શ્વાસપ્રશ્વાસની ક્રિયા નીચે પ્રમાણે કરવાથી, આપણો હેતુ પાર પડી શકે છે. દરેક મનુષ્યે સવારમાં પથારીમાંથી ઉઠીને મળ-મૂત્રનો ત્યાગ કરી સ્નાન કરી, જમીન ઉપર સાદડી કે શેત્રંજી પાથરી માથા નીચે ઓસીકું મુકયા વિના ચત્તા સુઇને, હાથ પગ ઢીલા રાખીને, કેડનું બંધન ઢીલું કરીને, મુખ બંધ કરીને, નાકેથી શ્વાસ એવી રીતે લેવો કે, પેટની ડુંટી (નાભિ) સાથે પેટ ફુલતું જાય. એ પ્રમાણે પેટ ભરાયા પછી, મોં બંધ રાખી નાકવાટે એવી રીતે શ્વાસ મુકવો કે, ધીમે ધીમે પેટ બેસતું જાય. નાકવાટે પવન લેતાં અને મૂકતાં, એક સરખો સમય રહેવો જોઇએ. પરંતુ તે સમય, ઘડીઆલથી માપી શકાતો નથી, એટલા માટે ઇશ્વરપ્રાર્થના-માંથી કોઇ કવિતા અક્ષર મેળવાળીનું એકચરણ લઇ, તેનો મનમાં એકવાર પાઠ થઇ રહે ત્યાંસુધી શ્વાસ લેવો અને એકવાર પાઠ થઇ રહે ત્યાંસુધી શ્વાસ મૂકવો. પછી જેમ જેમ અભ્યાસ વધતો જાય તેમ તેમ તે કવિતાનું બીજું ચરણ ઉમેરતાં જવું, એટલે ચોવીશ અક્ષર બોલાય તેટલા સમય સુધી "શ્વાસ લેવાની" અને એટલાજ

સમય સુધી "શ્વાસ મૂકવાની" ટેવ પાડવી. એ પ્રમાણે ઓછામાં ઓછા સાતવાર અને વધુમાં વધુ એકવીશ વાર, શ્વાસ લેવાનો નિયમિત અભ્યાસ રાખવો, અને એટલી વાત જરૂર ધ્યાનમાં રાખવી કે, શ્વાસ લેતાં નાભિ સુધી પહોંચે છે, કે કેમ ? અને શ્વાસ મૂકતાં નાભી ખાલી થઇ જાય છે કે કેમ ? એ પ્રમાણે ક્રિયા કર્યા પછી, રાત અને દિવસ, એવી સંભાળ રાખવી કે, શ્વાસ ટૂંકો થઇ જાય નહિ. જે મનુષ્યો આ પ્રમાણે ક્રિયા કરે છે અને તેમાં કોઇ પણ જાતની ખામી રહી જતી નથી તેની પરીક્ષા પોતેજ કરવાની છે કે, જો એ ક્રિયા બરાબર થતી હશે, તો તે ક્રિયા કરનારને, મળ સાફ ઉતરશે, પેશાબ પર ઠંડક વળશે, ભૂખ બરાબર લાગશે, ખાધેલો આહાર બરાબર પાચન થશે, આંખે તેજ વધશે, માથામાં આવતા ચક્કર અને મગજની ગરમી શાંત થશે, શરીરમાં શક્તિ વધવા માંડશે; પણ આ ક્રિયા બરાબર નહિ થશે અને શ્વાસ લેવા કરતાં, મુકવામાં સમય ઓછો લાગશે, તો ઉપર બતાવેલા ગુણો કરતાં ઉલટી અસર જણાશે. કદાચ કોઇ વખતે જરૂરી કામને લીધે શ્રમથી શ્વાસ જોરમાં ચાલે તો તે વખતે અકળાઇને મોઢેથી શ્વાસ મૂકવો નહિ, પરંતુ મોઢું બંધ રાખી નાકેથી શ્વાસ મૂકવાથી થોડાજ વખતમાં, શ્વાસ નિયમિત થઇ, શ્રમ ઉતરી જશે. જેમ જેમ નાભિથી શ્વાસ ઉપાડી હવામાં ફેંકીશું, અને તે હવામાં શુદ્ધ થયલો શ્વાસ નાક દ્વારાએ નાભિ સુધી પહોંચાડીશું, તેમ તેમ વિષ્ણુ પાદામૃતનો લાભ વધતો મળતો જશે. પણ જેમ જેમ પેટને હલાવ્યા વિના, છાતી ઉપરથી શ્વાસને બારણે ફેંકીશું અને બહારનો પવન છાતી સુધીજ આવવા દઇશું, તેમ તેમ શરીરમાં નબળાઇ વધારી આયુષ્યને ટૂંકું કરતા જઇશું. આટલા

ઉપરથી આપણને સમજાશે કે, પ્રકૃતિ બગડયા પછી પહાડોની શીતળ હવામાં હવા ફેરે જવા કરતાં, શહેરોની ગીચ વસ્તીમાં રહીને પણ શુદ્ધ હવા મેળવી શકાય છે. કુદરતે હૃદય, કંઠ, અને તેની ઉપર રહેલાં બ્રહ્મરંધ્રરૂપી ગરણી આપણને આપી છે અને તે એવી યુક્તિ-વાળી છે કે, શરીરમાંના મળથી દુષિત થયલા પવનને બહાર નીકળતાં અટકાવતી નથી, પરંતુ બહારના પવનમાં રહેલા દોષોને ગાળી ગાળીને શુદ્ધ કરીને લે છે. એટલે ખરાબ હવા આવે તો નાક તરત જાણી જાય છે. એટલા માટે આ ક્રિયા મનુષ્ય માત્રે ખાસ કરવાની જરૂર છે, અને જેઓ એ ક્રિયા કરનારા છે તેઓને બગડેલી હવા કંઇ પણ અસર કરી શકતી નથી. એટલા માટે શારંગધરાચાર્યે ઉપરોક્ત બે શ્લોક લખી, મનુષ્યના જીવનને આધિ-વ્યાધિ અને ઉપાધિ રહિત રાખવાની ક્રિયા સમજાવી છે. એ પ્રમાણે ક્રિયા કરનારને ચોવીશ અક્ષર એટલે ચોવીશ માત્રા સુધી શ્વાસ લેવા તથા મૂકવાનું માપ કહેવામાં આવ્યું છે, તે માપમાં જો પોતાના ગુરૂદ્વારેથી મળેલો આઠ, બાર કે ચોવીશ અક્ષરનો મંત્ર હોય તો તેનું ધ્યાન કરવું; અથવા ગાયંત્રી મંત્રનું ધ્યાન કરવું. કારણ કે એ મંત્ર પણ ચોવીશ અક્ષરનો છે. જો તે પ્રમાણેનો કોઇ મંત્ર કે ગાયત્રી નહિ આવડતી હોય તો, **"અહો દેવ હું તો સદા દાસ તારો, પ્રભુ તું મને પ્રાણથી પૂર્ણ પ્યારો."** અથવા **"પ્રભુતા પ્રભુ તારી મોટી મહાન, કૃપાસિંધુ દેજો મને જ્ઞાન દાન."** આ પ્રમાણે એક ચરણના બાર અક્ષર અથવા બે ચરણ મળી ચોવીશ અક્ષરનું ધ્યાન, એક શ્વાસમાં ધરવું. એ પ્રમાણે ધ્યાનની સાથે નાભિમાં રહેલા પ્રાણવાયુને બળવાન કરવાથી બાકીના ચારે વાયુ યથાસ્થિત બળવાન

શાય છે, તેથી તેઓ નિયમિત રીતે કફને, પિત્તને, મળને તથા સાતે ધાતુઓને તેના હીનયોગ, અતિયોગ કે મિથ્યાયોગ કર્યા સિવાય નિયમિત સમરૂપમાં ચલાવે છે જેથી મનુષ્ય આરોગ્યવાન તથા આયુષ્યમાન થઇ શકે છે. હવે શરીરના પાંચ ભાગમાં રહેલા પાંચ નામ ધરાવતા વાયુઓનો પરસ્પર સંબંધ અને દરેક સ્થાનમાં, સ્થાનાપતિ વાયુ હોવા છતાં, તેની સાથે બીજા ચારે વાયુ રહીને શું શું કામ, કેવી કેવી રીતે બજાવી, દોષો, મળો અને ધાતુઓને સુધારી, શરીરની વ્યવસ્થા રાખે છે, તેનું વર્ણન કરવામાં આવે છે;–

શરીરમાં રહેલા પાંચ વાયુ, પાંચ પિત્ત અને પાંચ કફ, જે જુદે જુદે નામે ઓળખાય છે, અને જુદે જુદે સ્થાને રહે છે. તે સ્થાનોમાં રહેતા સ્થાનપતિ વાયુની, તે સ્થાન ઓફીસ છે, - એમ આપણે કલ્પના કરવી પડશે. જેમ એક ઓફીસનો મામલતદાર જો કે પોતાની ઓફીસમાં સ્વતંત્ર છે, અને તે પોતાના તાબાના નોકરો પાસે જુદાં જુદાં કામો કરાવે છે, પરંતુ તે મામલતદાર જ્યારે કલેકટરની ઓફીસમાં જાય છે ત્યારે ત્યાં કલેકટરના તાબામાં રહી, તેની ઓફીસનું કામ કરે છે, અને કલેકટર તે ઓફીસનો માલીક ગણાય છે; તેવી રીતે કલેકટર, રેવન્યુ કમીશ્નરનો, અને રેવન્યુ કમીશ્નર સેક્રેટરીયટનો, અને સેક્રેટરીયટનો માલીક ગવર્નરની ઓફીસમાં, તેનો તાબેદાર ગણાય છે; તેમ શરીરમાં રહેલા અપાન–વાયુના સ્થાનમાં, સમાન, પાન, ઉદાન અને વ્યાન–વાયુઓ રહેલા છે, છતાં તે સ્થાન અપાન વાયુનીજ સત્તામાં છે; તેવી રીતે સમાન વાયુની સાથે, અપાન, પ્રાણ, ઉદાન અને વ્યાન–વાયુઓ રહીને કામ બજાવે છે, છતાં તે સ્થાન સમાન–વાયુનુંજ કહેવાય છે. તે પ્રમાણે બીજા

સ્થાનોમાં રહેતા વાયુઓ, પોતાના સ્થાનમાં સત્તા ભોગવે છે, અને બાકીના વાયુઓ તેના કલાર્ક પ્રમાણે પોતાનું કામ કરે જાય છે. એવી રીતે પાંચ પ્રકારના પિત્ત અને પાંચ પ્રકારના કફ પણ, પોતપોતાના સ્થાનમાં રહે છે, તેની સાથે પણ, બીજાં ચાર પ્રકારનાં પિત્ત અને ચાર પ્રકારના કફ, સાથે મળીને પોતપોતાનું કામ કરે છે. જ્યાં સુધી અમલદાર તરીકે પોતના સ્થાનમાં રહેલો વાયુ, આળસુ, ઉતાવળીઓ કે બીજે સ્થાને જઈ બેસી રહેનારો (હીનયોગ, મિથ્યાયોગ અને અતિયોગવાળો) બને નહિ ત્યાં સુધી, તેના સ્થાનમાં રહેલા ચારે વાયુઓ નિયમિત્ત કામ કરે જાય છે, પણ જેમ અમલદારની બેદરકારીને લીધે ઑફીસના કારકુનો અવ્યવસ્થિત થઈ જાય છે તેમ, સ્થાનાપતિ વાયુ અવ્યવસ્થિત થવાથી, તેના તાબાના વાયુઓ અનિયંત્રિત બની જઈ, કામ કરતા નથી; એટલા માટે દરેક સ્થાનમાં રહેતા અને દરેક સ્થાનના માલીક ગણાતા પાંચે વાયુઓ, નિયમિતપણે કામ કરે, તોજ મનુષ્યનું શરીર આરોગ્ય રહી શકે છે. આ ઠેકાણે જણાવવાની જરૂર છે કે, શરીરમાં રહેલા પાંચે પ્રકારના વાયુની પાંચે ઑફીસોમાંથી, દરેક માલ બીજાઓને પહોંચાડે છે, અને પિત્ત તથા કફ એ બેને, પાંચ પાંચ ઑફીસોમાં વાયુએ મોકલેલો માલ લેઇને તે માલમાં ફેરફાર કરી, તેને મલરૂપે, ધાતુરૂપે, બનાવી શરીરના જે દેશમાં જેની જરૂર હોય તે દેશમાં મોકલવા માટે, પોતાની ઑફીસમાં રહેલા વાયુને સોંપી દેછે, એટલે તે વાયુ તે માલને કહેલે ઠેકાણે પહોંચાડી દે છે, એ ઉપરથી એટલું સાબીત થાય છે કે, દરેક વાયુની, પિત્તની અથવા કફની, ઑફીસમાં એક મૅનેજર તરીકે અને ચૌદ તેના તાબાના નોકર તરીકે જુદાં જુદાં કામ કરે છે.

મનુષ્ય શરીરમાં અપાનવાયુ. મળને બહાર કાઢી નાંખવાનું કામ કરે છે. સમાનવાયુ ખાન અને પાનથી ઉત્પન્ન થતા પદાર્થોના ભાગ પાડે છે. પ્રાણવાયુ શરીરમાં રહેલા તત્ત્વોને પોષણના પદાર્થો પહોંચાડે છે. ઉદાનવાયુ હૃદયમાંથી મેધા અને બુદ્ધિ તથા વીર્યને લઇ ફેફસાંની પાછળથી બંકનાળને રસ્તે, મગજમાં રહેલી જ્ઞાનેન્દ્રિયોને પહોંચાડે છે. અને મગજમાં રહેલી જ્ઞાનેન્દ્રિયો પોતાના ખપ જેટલો માલ રાખીને બાકીનો માલ વ્યાનવાયુને સોંપે છે. તેથી તે વ્યાનવાયુ આખા શરીરમાં રહેલા પિત્ત અને કફના જ્ઞાનતંતુને પહોંચાડે છે. જો વાયુની પાંચ ઑફીસ પૈકી કોઇ પણ ઑફીસમાંનો અમલદાર ( વાયુ ) બેદરકાર થાય, તો નીચલી ઑફીસનો માલ ખપે નહિ, અને ઉપલી ઑફીસમાં માલ પહોંચે નહિ. એટલા માટે આપણે એ પંદરે ઑફીસ અને દશ ઇંદ્રિયો, જે પંદરે ઓફીસને અવલંબીને રહેલી છે, એટલે દશ ઇંદ્રિયરૂપ દશ પ્રદેશને, પંદર ઑફીસમાંથી માલ (પોષણ) પૂરો પાડવામાં આવે છે. જે જે પ્રદેશમાં માલ ઓછો પહોંચે (હીનયોગ) અથવા જે જે પ્રદેશમાં માલ વધારે પહોંચે (અતિયોગ) તથા જે જે પ્રદેશમાં જે જે જાતનો માલ જોઇતો હોય, તેને બદલે કોઈ બીજોજ પહોંચે (મિથ્યાયોગ) તો, તે તે પ્રદેશમાં અવ્યવસ્થા થાય, તેને આપણે રોગના નામથી ઓળખીએ છીએ. તે રોગનું ભાન કરાવનાર અને પ્રકૃતિએ કરેલા બળવાની ખબર આપનાર મન નામની અગિયારમી ઇંદ્રિ છે, તે દરેક ઑફીસમાં દલાલીનું કામ કરી, ક્યા ક્યા માલની ખોટ છે, ક્યાં ક્યો માલ ખપ્યો નથી અને ક્યાં ક્યો માલ બદલાયો છે તેની તપાસ રાખીને, અંતઃકરણની ઑફી-

સમાં રીપોર્ટ કરે છે, એટલે તે રીપોર્ટથી, અંતઃકરણની સાથે રહેલા જીવાત્મામાં તેનું ભાન થાય છે, અને જીવાત્માના ઇચ્છા, દ્વેષ, પ્રયત્ન, સુખ, દુઃખ, જ્ઞાન એ સ્વભાવિક ગુણો હોવાથી અંતઃકરણના કાર્યને વશ થઈ, મનના આવેલા રીપોર્ટ ઉપર, ઇચ્છા તથા દ્વેષનો હુકમ મોકલતાં પહેલાં, પ્રયત્નવાન થાય છે, જો તે પ્રયત્નમાં નિષ્ફળતા થાય તો તેને દુઃખ થાય છે અને સફળતા થાય તો તેને સુખ થાય છે; અને એ સુખ તથા દુઃખ, પોતાના જ્ઞાન સ્વભાવને લીધે જાણી શકે છે. આટલા ઉપરથી આપણે એટલે સુધી સમજી શક્યા કે, સમાનવાયુ દરેક વસ્તુના સરખા ભાગ પાડી જ્યાં મોકલવા હોય ત્યાં મોકલી શકે છે, અને તે ભાગ પાડતાં અથવા તેને ગાળતાં જે કચરો પડે, તેને અપાનવાયુ બહાર ફેંકી દે છે.

મનુષ્ય પ્રાણીઓ પાંચ તત્ત્વથી બનેલા ત્રણ ગુણવાળા અને છ રસમાં વહેંચાયલા અગ્નિ અને સોમ, એવા બે વીર્યવાળા પદાર્થોને ખાન અને પાનમાં વાપરે છે. તે ખાનપાનના પદાર્થોમાંથી શરીરના પોષણને માટે સાતે ધાતુ બની શકે એવા ઉપયોગી ભાગને, સમાન-વાયુ પ્રાનવાયુ તરફ મોકલી આપે છે, અને તેમાંથી રહેલો મળ, તે અપાનવાયુને સોંપી દે છે, એટલે અપાનવાયુ, તે મળના કચરાને શરીરની બહાર કાઢી નાંખે છે. હવે આપણે એ વિષયપર આવી ચુક્યા કે, જો અપાનવાયુ, કચરાને બરાબર વખતસર બહાર ફેંકી નહિ દે, અને પોતાના કાર્યમાં સુસ્તિ કરે, તો મળાશયમાં મળનો સંચય થાય, એટલે સમાનવાયુમાંથી અર્થાત પક્વાશયમાંથી આવતો મળ (કચરો) લઇ શકે નહિ, તેથી સમાનવાયુમાં કચરાની સીલક વધતી જાય, અને તે કચરો મળાશયમાં નહિ પહોંચતાં આમાશયમાં

રહે ત્યાં સુધી, તે "આમ"ને નામે ઓળખાય હવે એ આમથી ઓળખાતો મળ, જ્યારે મળાશયમાં જાય છે, ત્યારે તે પાકો મળ, જેને આપણે મળ–મૂત્રના નામથી ઓળખીએ છીએ, તે બને છે. અને આમાશયમાં રહેલો મળ, આમના નામથી ઓળખાઇ, આમાશયમાં રહેલા વાયુ, પિત્ત અને કફને દૂષિત કરે છે, જેથી આમાશયમાં રહેલા દોષ, પક્વાશયમાં આવી, સમાનવાયુની વ્યવસ્થામાં ખલેલ ઉભું કરે છે; એટલે પક્વાશયનો સમાનવાયુ, પાનવાયુએ મોકલેલા ખાનપાનને ગ્રહણ કરવા રાજી નહિ હોવાથી, તે ઉદાનવાયુ ઉપર સંદેશો મોકલે છે કે, જ્યાં સુધી મને જરૂર નહિ જણાય ત્યાં સુધી તમારે માલ મોકલવો નહિ. એટલે ઉદાનવાયુ પોતાની ઑફીસમાં રહેલા "રસન" નામના કફને હુકમ કરે છે. એટલે રસન કફ, ખાન અને પાનના પદાર્થોને લેવાનું કામ બંધ કરે છે, જેને આપણે "ભાવતું નથી" અથવા "રૂચી નથી" એવા નામથી ઓળખીએ છીએ. આ તરફથી રસનકફ ઉદાનવાયુના હુકમથી માલ લેવાનો બંધ કરે, છતાં અપાનવાયુ આળસ કરીને પોતાનું કામ બરાબર બજાવે નહિ, તો પક્વાશયમાં રહેલો સમાનવાયુ પાચકપિત્તને આમાશયમાં રહેલા આમરૂપી મળને પચાવવાનો હુકમ કરે છે, જેથી આમને પચતાં જે સમાનવાયુને અને પાચકપિત્તને વધારાનું જોર કાઢવું પડે, તેથી માણસનું શરીર ગરમ થાય, જેને આપણે તાવના નામથી ઓળખીએ છીએ. અને એટલા માટે આયુર્વેદાચાર્યોએ તાવની ચિકિત્સામાં લંઘન, પાચન અને શોધનના પ્રયોગ કરવાનું કહેલું છે, આમાશયમાં રહેલો આમ રસને અનુગામિ થઇને પક્વાશયમાં આવે છે, એટલે શરીર તપે છે, એવો નિદાનશાસ્ત્રનો

સિદ્ધાંત આ વ્યવસ્થાથી સાબીત થાય છે, પરંતુ આમાશયમાં રહેલા મળને પચાવતા હોઇએ તે વખતે પિત્તાશયમાં પિત્ત વધેલું હોય અથવા કફાશયમાં કફ વધેલો હોય, તો તે સ્થાનોના તાબાના સ્થાનોમાં, તેની અવ્યવસ્થા જણાય છે એટલે આમાશયમાં રહેલા આમને પચાવતાં સમાનવાયુને ભાગ પાડતાં, બીજા વાયુને તે તે ભાગ પહોંચાડતાં જે અગવડ ઉભી થાય છે તેથી તાવનાં દરેક સ્વરૂપ જુદાં પડે છે, અને જુદાં પડેલાં સ્વરૂપમાં જુદા જુદા ઉપદ્રવો થાય છે, તેથી જો કે તાવ (જ્વર) એકજ પ્રકારનો છે પરંતુ તેના આઠ ભાગ પાડવામાં આવ્યા છે, છતાં ઉપદ્રવ ભેદે કરીને તે આઠ ભાગના ઘણા ભાગો એટલે ઘણા નામના તાવોની કલ્પના કરવામાં આવી છે, તે એટલી સગવડ માટે કે, તે તાવનું નામ દેતાંજ, ચિકિત્સક સમજી શકે કે, ઉપર કહેલી પંદર ઑફીસમાં રહેલા મુખ્ય અમલદાર પૈકી કયો આળસુ, ઉતાવળીયો કે બેદરકાર બનેલો છે? તે જાણ્યા પછી તે અમલદાર (વાયુ, પિત્ત અને કફ) પૈકી, જે અમલદારના દોષથી અવ્યવસ્થા થઇ હોય તેને સુધારવાની વ્યવસ્થા કરવી એ તેનું કામ બાકી રહે છે. હવે નિદાનશાસ્ત્રે કહેલા જ્વરો, કયી કયી ઑફીસમાં ગડબડ થવાથી કયા કયા નામે ઓળખાય છે, અને તેના ઉપદ્રવો કયા કયા કારણથી થાય છે, તેનો વિચાર કરવાનો રહ્યો.

૧. મળાશયમાં રહેલો અપાનવાયુ, પક્વાશયમાં રહેલા સમાનવાયુએ મોકલાવેલો કચરો (મળ) બહાર કાઢી શકતો નથી, એટલે તે કચરો આમનું રૂપ ધારણ કરી, મળાશયમાં પડી રહે છે, જેથી સમાનવાયુની ઑફીસમાં કામ વધવાથી, ચામડીમાં રહેલા ભ્રાજક પિત્તને બીજું પિત્ત પહોંચાડી શકાતું નથી, એટલે આખા શરીરમાં રહેલો

સંસ્લેશણ કફ વધી પડે છે, તેથી આખે શરીરે ટાઢવાય છે, અને પિત્તના સ્થાનમાં કફ, અને કફના સ્થાનમાં પિત્ત જવા આવવાથી ઘડીમાં શરીર ઉનું દેખાય છે અને ઘડીમાં ટાઢું દેખાય છે. અપાન-વાયુની બેદરકારીથી, સમાનવાયુ કંઠ સ્થાનમાં રસન કફ પહોંચાડી શકતો નથી, જેથી ઉદાનવાયુ ઉપરનું દબાણ ઓછું થવાથી વાયુના સ્વભાવ પ્રમાણે ગળું, મુખ અને હોઠ સુકાઇ જાય છે, તેમ મસ્તકમાં સ્નેહન કફ નહિ પહોંચવાથી આલોચકપિત્તની વૃદ્ધિ થઇને, ઉદાનવાયુ ઉંઘને આવવા દેતો નથી. સમાનવાયુની અવ્યવસ્થા થવાથી હૃદયમાં રહેલું સાધકપિત્ત પ્રાણવાયુ ઉપાડી શકતો નથી, તેથી પાનવાયુ અને ઉદાનવાયુને ઘર્ષણ લાગવાથી, છીંક આવતી નથી. તેવી રીતે પ્રાણવાયુ મંદ પડવાથી હૃદયમાં રહેલો અવલંબન કફ, રૂધીરને બળ આપતો નથી, જેથી સાધકપિત્ત ચામડીમાં ભ્રાજ-કપિત્તને જવા દેતું નથી, તેથી વ્યાન–વાયુ; વધી જવાથી શરીરના દરેક સાંધા દુખે છે, એટલે શરીર ભારે લાગે છે. માથામાં રહેલો ઉદાનવાયુ, હૃદયમાં રહેલો પ્રાણવાયુ અને ગાત્રોમાં રહેલો વ્યાનવાયુ વધી જવાથી માથું, હૃદય અને ગાત્રોમાં પીડા થાય છે. મળાશયમાં રહેલો અપાનવાયુ પોતાનું કામ નહિ કરવાથી ઝાડો સાફ આવતો નથી, અને સમાનવાયુમાંનો જુદો પડેલો ભાગ નહિ ખેંચાવાથી પેટમાં દુખે છે, પેટ ચઢે છે અને પાનવાયુ તથા ઉદાનવાયુને ધક્કો લાગવાથી બગાસાં ઘણાં આવે છે. આ ઉપરથી શારીરશાસ્ત્રના જાણનારા ચિકિત્સકોએ, આટલી જાતના ઉપદ્રવ સાથે, જે તાવ આવેલો હોય છે તેને "વાતજ્વર" નામ આપ્યું છે. એવા ઉપદ્રવવાળો વાતજ્વર જણાય, તો પક્વાશયમાં રહેલા સમાનવાયુની ઑફીસમાં રહેલા કાચા

આમરૂપ મળને પચાવવા માટે, તે દર્દીને પ્રથમ સાત દિવસ સુધી લંઘન કરાવવું. સાત દિવસનું લંઘન કહ્યું છે પરંતુ સાત દિવસ પહેલાં કંઠમાં રહેલો રસનકફ સુધરે તો જાણવું કે, સમાનવાયુના ઉપર આવી પડેલો બોજો ઓછો થયો છે, એટલે તે દર્દીને રૂચીકર હલકો ખોરાક આપવો, પરંતુ ત્રણ દિવસમાં રસનકફ સુધરે નહિ, તો સુંઠ, દેવદાર, ધાણા, ભોંયરીંગણી અને ગળો એકેક તોલો લઇ, જરા ખાંડી, એક શેર પાણીમાં વાસણ ઉપર ઢાંકણું ઢાંકયા વિના ઉકાળી, ચાર તોલા પાણી રહે ત્યારે કપડેથી ગાળી, પાવું. એવી રીતે સાંજ સવાર મળી, આ ઉકાળો સાત ટંક પાવો, એટલે સાતમે દિવસે સમાન-વાયુમાં રહેલો આમ, પચીને તેમાં રહેલો મળ, અપાનવાયુની પાસે જઇ, તેની સાથે આવેલું પાચકપિત્ત, અપાનવાયુને જાગૃત કરીને, મળને બહાર કાઢી નાંખવાની ફરજ પાડશે. એ પ્રમાણે ફરજિયાત કામ સોંપવા છતાં, અપાનવાયુ એ હુકમનું અપમાન કરે, તો શુદ્ધ પારો ૧ ભાગ, શુદ્ધ ગંધક એક ભાગ, ફુલાવેલો ટંકણ એક ભાગ, શુદ્ધ કરેલો નેપાળો બે ભાગ, સિંધવ એક ભાગ, મરી એક ભાગ, આમલીની છાલનો ક્ષાર એક ભાગ, શાકર એક ભાગ એ સર્વેને ઝીણાં વાટી, લીંબુના રસમાં એક દિવસ ખલ કરી, બે ચણોઠીભાર પાણી સાથે આપવાથી, અપાનવાયુને તમામ કચરો બહાર કાઢવાની ફરજ પાડશે. એનું નામ "સૂર્યશેખર રસ" છે. અપાનવાયુ સુધર્યા છતાં, સમાનવાયુમાં અવ્યવસ્થા જણાય, એટલે ભૂખ લાગે નહિ, મોઢું સુકાય, અને તાવ આવ્યા કરે તો, સાત દિવસ પછી હીંગળોક, પીપર, અને શુદ્ધ વછનાગ સરખે ભાગે લઇ, ત્રણ દિવસ સુધી કોરાં વાટી, પાણી મેળવી, અર્ધી રત્તીની ગોળી વાળી રાખવી. એ ગોળીનું નામ

"હીંગળેશ્વર રસ" છે. એ ગોળી એક અથવા બે, દિવસમાં ત્રણવાર પાણી સાથે આપવાથી પાચકપિત્તનો વધારો કરે છે, જેથી સમાનવાયુ પોતાના કામમાં વધારે બળવાન થઇ, ખાન અને પાનને પચાવી શકે છે, જેથી વાયુ, પિત્ત ને કફની પંદરે ઓફીસ વ્યવસ્થિત કામ કરવા લાગી જાય છે. પરંતુ સમાનવાયુ સુધરી ગયો હોય અથવા વાતજ્વર સિવાયનો બીજો જ્વર આવતો હોય, તેમાં જો કોઇ ચિકિત્સક આ હીંગળેશ્વર રસ આપે, તો પક્વાશયમાંનું પાચકપિત્ત વધી પડવાથી, તે અગ્નિને દબાવવા માટે, ચામડીમાંથી વ્યાનવાયુ દોડતો આવે છે, એટલે ચામડીમાં રહેલા સંશ્લેષણ કફને વહેવામાં અટકાવ થાય છે, તેથી ભ્રાજકપિત્ત આખા શરીરમાં જેમ કીડી ચટકા મારતી હોય તેમ ચટકા મારે છે, એટલા માટે એ રસ સમાનવાયુ સુધરતા સુધી અને વાતજ્વરમાંજ આપવો. વાતજ્વરના જુદાજુદા ઉપદ્રવો પંદર ઓફીસ પૈકી જુદી જુદી ઓફીસોમાં અવ્યવસ્થા થવાથી થાય છે, પરંતુ પાચકપિત્ત, સમાનવાયુ, અને અપાનવાયુની ઓફીસમાં વ્યવસ્થાપૂર્વક કામ ચલ્યું, કે બીજી તમામ ઓફીસો, રીતસર કામ કરવા મંડી પડે છે.

૨. જ્યારે મનુષ્યો સત્વગુણી ખાનપાનનું વિશેષ સેવન કરે છે ત્યારે મળાશયમાં રહેલો અપાનવાયુ બગડી આમાશયમાં રહેલા ક્લેદનકફને સુકવી નાંખે છે, જેથી પક્વાશયમાં રહેલું પાચકપિત્ત વધી પડે છે, ને તે વધેલું પિત્ત હૃદયમાં જઇ સાધકપિત્તમાં વધારો કરી, પાનવાયુને દબાવી, આલોચક પિત્તમાં તેને ઉદાનવાયુ ખેંચી લે છે. ઉદાનવાયુ પિત્ત વધવાથી સ્નેહન કફને સુકવે છે, જેથી તે પિત્તને ચામડીમાં રહેલો વ્યાનવાયુ ખેંચી જઇ, ભ્રાજકપિત્તમાં વધારો કરે છે, એટલે

મનુષ્યની ચામડી અત્યંત ઉષ્ણ થાય છે. બીજી તરફ આમાશયમાં રહેલા ક્લેદનકફ, સુકાય છે, જેને લીધે આમાશયમાં રહેલું પિત્ત, દ્રવ રૂપ હોવાથી રોકાઇ નહિ રહેતાં, પાતળા ઝાડા થાય છે; ઉદાનવાયુએ સાધકપિત્તને માથામાં ખેંચેલું હોવાથી, નિદ્રાનો નાશ થાય છે. પાચકપિત્ત વધવાથી અને અવલંબન કફ સુકાવાથી વધેલું પાચકપિત્ત, હૃદયમાં આવી સાધકપિત્ત સાથે મળે છે, તેથી હૃદયમાં તેનો સમાસ નહિ થવાથી, તે ઉલટીનાં રૂપમાં બહાર નીકળી જાયછે. સમાનવાયુ સરખા ભાગ નહિ પાડી શકવાથી, કંઠમાં રહેલા રસનકફને, ઘટતો રસ મળતો નથી, એટલે ઉદાનવાયુએ ખેંચેલા પાચક અને ભાજકપિત્તથી ગળું, મુખ અને હોઠ પાકી જાય છે. સમાનવાયુ આખા શરીરમાં રહેલા સંશ્લેષણ કફને જ્યારે ભ્રાજકપિત્તના સ્થાનમાં મોકલી આપે છે, ત્યારે શરીરમાંથી અત્યંત પસીનો છૂટે છે. પક્વાશયમાં રહેલું પાચકપિત્ત, સમાનવાયુમાં ઉત્પન્ન થએલા રસને યકૃતમાં રહેલા રંજકપિત્તને પહોંચાડે છે, પણ રંજકપિત્તની ઉપર પ્રાણવાયુનું દબાણ ઓછું હોવાથી તેને બરાબર રંગ આપી શકાતો નથી, જેથી તે હૃદયમાં રહેલા સાધકપિત્તમાં શુદ્ધ લોહી બનવાને માટે જાય છે ત્યાં અવલંબન કફનો વધારો થયલો હોવાથી તે લોહી પીળું બની શરીરમાં ફરવા નીકળે છે, જેથી શરીરની કેશવાહિનીઓમાં પીળા રંગના પરમાણુ વધવાથી તે મનુષ્યનો ઝાડો, પેશાબ, આંખ, જીભ અને ચામડી પીળા રંગની દેખાવા માંડે છે. સાધકપિત્ત દગ્ધ થઇને રસન કફમાં મળે છે, જેથી જીભમાં કડવો સ્વાદ ઉત્પન્ન થાય છે, અને તે દગ્ધ થયલું પિત્ત ઉદાનવાયુ ખેંચીને મસ્તક ઉપર લઇ જાય છે, તેથી દર્દી પ્રલાપ (લવારો) કરે છે. એ પ્રમાણે ઉપદ્રવ સહિત જ્યારે લક્ષણો દેખાય, ત્યારે તેને

પિત્તજ્વર નામ આપવામાં આવે છે. એવા પિત્તજ્વરવાળા દર્દીને દશ દિવસ લંઘન કરાવવું એવો શાસ્ત્રનો મત છે, પરંતુ અપાનવાયુ સુધરી ક્લેદનકફને સ્થિર કરે, એટલે ઝાડા બંધ થાય અને પાનવાયુ સુધરી સાધકપિત્તને કબજામાં રાખી અવલંબન કફને સ્થિર કરે જેથી દગ્ધ થયલું પિત્ત ઉદાનવાયુને ખેંચવાનું મળે નહિ એટલે તે કંઠમાં રસનકફને સ્થિર કરે, જેથી જીભનો કડવાટ મટી જાય અને લવારો બંધ થઇ જાય, એટલે દર્દીને અન્ન ઉપર રૂચિ થાય, તે વખતે તેને હલકો રજોગુણી ખોરાક આપવો, એટલે રજોગુણ એ વાયુનો સ્વભાવ છે, જેથી પિત્તની અગ્નિથી વાયુ ક્ષીણ થએલો હોય, તે બળવાન થઇ પોતાના પાંચે સ્થાનમાં થએલી અવ્યવસ્થા સુધારે છે, અને વાયુનાં પાંચે સ્થાન સુધાર્યાં, એટલે કફનાં પાંચે સ્થાનમાં કફ સ્થિર થઇ, પિત્તને કબજામાં રાખે છે. એટલા માટે દશ દિવસનું લંઘન કહેલું છે, પરંતુ દર્દીને બરાબર ભૂખ લાગે એટલે તેને ખોરાક આપવાની જરૂર છે.

જો દશ દિવસની મર્યાદાવાળા શાસ્ત્ર વચનને વળગી રહી કોઇ ચિકિત્સક પોતાના મમતથી, ભૂખ લાગવા છતાં ખોરાક નહિ આપે, તો અતિ લંઘન થવાથી, દર્દીનું વિર્ય બળી જશે અને દર્દીને પ્રલાપ અને મૂર્છા તથા અશક્તિ વધી જશે. એટલા માટે ભૂખ લાગે ત્યારે ખોરાક આપવો. જો દર્દીને પાણીની તરસ લાગે, તો પાણીને ઉકાળીને ત્રિપાદશેષ પાણી બનાવી, ઠંડુ કરી, તે પાણી પાવું. અન્ન નહિ ખવાય અથવા અન્ન નહિ અપાય, એવી અવસ્થામાં પણ, પાણી અટકાવવું નહિ. કેટલાક લોકોનો એવો વિચાર છે કે, અન્ન વિના પાણી આપવાથી આંતરડાં ફૂલી જાય છે, પરંતુ પાણીથી આંતરડાં ફૂલતાં નથી, પણ પાણીમાં રહેલ અગ્નિ અને વાયુ, એ બે મળીને

દોષને સુધારી, શરીરને નિરામય બતાવે છે. એટલે પિત્તના તાવમાં પાચક ઔષધિરૂપ, ઉપર કહ્યા પ્રમાણે ઉકાળેલું ત્રિપાદશેષ પાણી આપવાને જરા પણ આચકો ખાવો નહિ. પિત્તજ્વરમાં કોઇ પણ જાતનાં તીક્ષ્ણ વસાણાં અથવા શાસ્ત્રોમાં કહેલા રસો પૈકી કોઇ પણ રસ આપવો નહિ, પરંતુ તાવની મુદત પહેલાં તે દર્દીને લીમડાની સુકી વગર પાંતરાવાળી સળી નંગ સાત, ધાણા તોલો અર્ધો અને કાળાં મરી નંગ ચાર, એ સર્વેને પાણી મુકી ભાંગની પેઠે પુષ્કળ વાટી, કપડે ગાળી, તેમાં ઠીકરી છંમકારી, દિવસમાં ત્રણ વખત પાવું. એ પાવાથી ઉલટી અને ઝાડા બંધ થઇ જાય છે, અને પેટમાં ભૂખ લાગી અન્ન ઉપર રૂચિ થાય છે. બીજા ઉપાય તરીકે પ્રથમ ભાગમાં લખવામાં આવેલી "રાસ્ના" નામની દવા અથવા "નળબંધ" નામની દવા, બબ્બે વાલ લઈ, તેમાં અર્ધો વાલ ફુલાવેલી ફટકડી મેળવી, દિવસમાં ત્રણ વખત પાણી સાથે આપવાથી, પિત્તજ્વરની શાંતિ થાય છે. અથવા પિત્તજ્વરવાળાને વરીઆળી, ધાણા, વાયવડંગ, નીલોફર, જેઠીમધ, પદ્મક, વાળો, પિત્તપાપડો ધાસ, કાકડાસીંગ અને કમળકાકડી સમભાગે લઈ, તેનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી, તે ચૂર્ણમાંથી ૦। તોલો ચૂર્ણ લઇ, તેને ગરમ પાણીમાં ઉકાળી, અથવા ઠંડા પાણીમાં વાટી કલ્ક કરી; અથવા તે ચૂર્ણ ઉપર ખખળતું પાણી નાંખી, તેનો ફાન્ટ બનાવી, અથવા તે ચૂર્ણને બાર કલાક પાણીમાં ભીંજાવી રાખી, તેનું હીમ બનાવી-અથવા એકલા પાણી સાથે ફાકી મરાવી ઉપયોગમાં લેવામાં આવે, તો ઘણા ઉપદ્રવવાળો પિત્તજ્વર શાંત થઇ જાય છે. પિત્તજ્વરવાળાને શરીરે ચંદનનો લેપ કરવો. મોરની પીંછીના, નેતરના, વાળાના અને તાડના પંખાવતી પવન નાંખવો, પણ વાંસના પંખાથી

પવન નાંખવો નહિ. વાંસના પંખાથી પવન નાંખવામાં આવે તો, શરીરમાં રકતપિત્ત વધી જાય છે. કોઈ જાતનો પંખો નહિ મળે તો, સફેદ કપડાથી પવન નાંખવો પણ દર્દીને ઉઘાડો સુવા દેવો નહિ, અને બહારની હવા તથા અજવાળું આવતાં અટકાવ કરવો નહિ.

૩. જ્યારે મનુષ્યો તમોગુણ પ્રાધાન્ય ખાનપાનનું અતિસે સેવન કરે છે, ત્યારે આમાશયમાં રહેલો કલેદન કફ વૃદ્ધિ પામી, પકવાશયમાં રહેલા પાચકપિત્તને મંદ કરી નાંખે છે, એટલે સમાનવાયુ બ્રાજક, રંજક, સાધક, અને આલોચક પિત્તને, જોઈતું પિત્ત પહોંચાડી શકતો નથી, જેથી તે તે પિત્તના સ્થાનોમાં પિત્ત ઘટી જવાથી, કફને પચાવવાની ક્રિયા, લગભગ બંધ પડી જાય છે, એટલુંજ નહિ પણ સમાન વાયુ પકવાશયમાંથી વધેલા કફને, કફના સ્થાનો ઉપર મોકલતો જાય છે, એટલે શરીરમાં રહેલી પંદરે ઑરીસમાં પિત્તનું જોર ઘટવાથી આખા શરીરની ચામડી ઉપર પાણીએ ભીંજાવેલાં કપડાં વીંટાળ્યાં હોય એવી શરદી જણાય છે, અને બ્રાજકપિત્તનો જેટલો ભાગ અવશેષ રહેલો હોય, તે કફથી છૂટો પડી શરીરને થોડું થોડું ગરમ કરે છે. હૃદયમાં રહેલું સાધકપિત્ત ઘટી જવાથી, અવલંબન કફનો વધારો થાય છે, જેથી શરીર ભારે થવાથી, શરીરમાં આળસ ઉત્પન્ન થાય છે. સાધકપિત્ત મંદ થવાથી, આલોચકપિત્તને ઉદાનવાયુ ખેંચી શકતો નથી અને ઉદાનવાયુ રસનકફને વધારે ખેંચે છે તેથી દર્દીનું મુખ ચીકણું અને મધુર ( મીઠું ) થઇ જાય છે. આમાશયમાં રહેલો કલેદનકફ વધી જવાથી મળાશયમાં કફનો ભાર વધે છે, જેથી ઝાડો અને પેશાબ ધોળાં થાય છે, અને સંશ્લેષણ કફ વધવાથી ચામડી અને આંખો ધોળી દેખાય છે, સંશ્લેષણ કફની સાથેનું બ્રાજકપિત્ત કમી

થવાથી અને વ્યાનવાયુનો વધારો થવાથી શરીર જડ બની જાય છે તથા ટાઢ વાય છે અને રૂંવાંટાં ઉભાં થાય છે. હૃદયમાં રહેલા અવલંબન કફના વધવાથી સાધકપિત્ત ઘટી જાય એટલે દર્દીને ઉલટી થવા માટે ઉબકા આવ્યાં કરે પણ ઉલટી થાય નહિ, અને રસનકફમાં વધારો થવાથી, તેની સાથે ઉદાનવાયુ મળવાથી ઉંઘ ઘણી આવે છે, સશ્લેષ્મ જણાય છે, અરૂચિ થાય છે, અને ખાંસી વધી પડે છે, પણ જો અવલંબન કફની સાથે પાનવાયુ વધી પડયો હોય, તો તે દર્દીને શ્વાસ થાય છે, ઉપર પ્રમાણેના ઉપદ્રવો દેખાય એટલે નિદાનશાસ્ત્ર તેને "કફજ્વર" એવું નામ આપે છે.

આવા ઉપદ્રવસહિત કફજ્વર થયો હોય તે રોગીને, બાર દિવસ સુધી લંઘન કરાવવું. દરમિઆનમાં જો જીભ સુધરે અને ખાવાની રૂચી થાય, તો કફને ઉત્પન્ન કરનારા તમોગુણી ખાન પાન સિવાય, પિત્તને વધારનારા ખાનપાનનો ઉપયોગ કરવો. આ જ્વરમાં જો કે પાણીની તરસ લાગતીજ નથી, તોપણ જરૂર જણાય તો તેને અર્ધાવશેષ અથવા અષ્ટાવશેષ પાણી પાવું. રોગીને ગરમ કપડાં ઓઢાડવાં અને બહારના પવનથી બચાવવો, અને સુંઠ, મરી, પીપર, તજ, અકકલકરો, કાયફળ, ગળો, ભોંયરીંગણી તોલો તોલો લઇ, તેનો ક્વાથ કરી દિવસમાં ત્રણ વખત ચાર ચાર તોલા ક્વાથમાં એક તોલો મધ મેળવીને પાવો. એ પ્રમાણે નવ ટંક એક ઉકાળો પાયા પછી "**શીતભંજીરસ**" ની બબ્બે ગોળી દિવસમાં ત્રણચાર પાણી સાથે આપવી. શીતભંજી રસની બનાવટ;—શુદ્ધ પારો, શુદ્ધ ગંધક, તાંબાની ભસ્મ, શુદ્ધ વછનાગ, સુંઠ, મરી, પીપર, ફુલાવેલો ટંકણખાર એ સર્વે સમભાગે લઇ,પારા ગંધકની કાજળી કરી, બાકીનાં વસાણાં તેમાં મેળવી

ખરલમાં બારીક વાટયા પછી ચિત્રાના રસના ત્રણ પુટ આપવા. પછી આદુના રસના સાત પુટ આપવા. પછી પાનના રસના ત્રણ પુટ આપી, મરી જેવડી ગોળી વાળવી. આ શીતભંજીરસ કફનું શોષણ કરી, શરીરને ગરમ બનાવે છે. આ ગોળીમાં એક એવો ચમત્કાર છે કે, જ્યારે કોઇ ચિકિત્સકની દવાથી કોઇ પણ જાતનો તાવ એકદમ છટકી જઇ શરીરે શીત વ્યાપી જાય છે ત્યારે બે ગોળી સુંઠના પાણીમાં ઘસી, રોગીને પાવાથી પા કલાકમાં શરીરનું શીત ઉડી જઇ, પાણીના નીકળતા મોતીયા બંધ થઇ, શરીર સતપું બને છે, પણ જો પા કલાકમાં આવેલું શીત મટી જઇ ગરમાવો નહિ આવે તો તે દર્દીને જીવવાની આશા નથી. એથી ઉલટું જો "સતત્ જવર" આવ્યો હોય અને ઉતરતોજ નહિ હોય તેને બબ્બે ગોળી દિવસમાં ત્રણવાર પાણી સાથે ઘસીને પાવાથી, તાવ ઉતરી શરીર ઠંડું પડે છે. જો પેટમાં દુખતું હોય, પેટ ચડતું હોય, હાંફ ચાલતી હોય, છાતીમાં કફ બોલતો હોય તો બબ્બે ગોળી પાણી સાથે ઘસીને આપવાથી તે દરદને મટાડે છે.

**સુતરાજ રસઃ**—શુદ્ધ પારો. શુદ્ધ ગંધક. શુદ્ધ વછનાગ અને ફુલાવેલો ટંકણખાર સરખે ભાગે લઇ તેના સમગ્ર વજન પ્રમાણે ધંતુરાનાં બીજ (છાશમાં બાફીને સુકવેલાં) લઇ તેને બારીક વાટી, એક દિવસ ખલ કરી, પછી એ વસાણાનું વજન જેટલું થયું હોય તેથી ચોથે ભાગે ધંતુરાનાં બીજ તથા વછનાગ લઇ, તેનો ઉકાળો કરી, એ ઉકાળાનાં ત્રણ પટ આપવા. તે પછી સુંઠ, મરી ને પીપર એ વસાણાંથી ચોથે ભાગે લઇ તેનો ઉકાળો કરી, તે ઉકાળાના પાંચ પટ આપવા. ત્યાર પછી તેની અડદ જેવડી ગોળી વાળવી.

એટલે મૃતપ્રાણદાયી સુતરાજ રસ તૈયાર થયો. એ રસ કફજ્વરમાં તેમાં ખાસ કરીને સળેખમનું જોર વધારે હોય અને રોગીને શરદી બહુ લાગતી હોય તે વખતમાં બબ્બે ગોળી પાણી સાથે આપવાથી ઘણો ફાયદો કરે છે.

**સ્વચ્છંદ ભૈરવ રસઃ**—શુદ્ધ પારો પાંચ ભાગ. શુદ્ધ ગંધક પાંચ ભાગ. શુદ્ધ વછનાગ પાંચ ભાગ, જાયફળ બે ભાગ, પીપર દશ ભાગ, એ સર્વેને ઝીણાં વાટી આદાના રસમાં ઘુંટી મરી જેવડી ગોળીઓ કરવી. એ ગોળીમાંથી એકેક અથવા બબ્બે ગોળી આપવાથી ત્રિદોષમાં, કફજ્વરમાં, અને જેમાં છાતી કફથી ભરાઇ ગઇ હોય તે તાવમાં મોટાં તથા નાનાં માણસને ઘણો ફાયદો કરે છે.

**કલ્પતરૂ રસ**—શુદ્ધ પારો એક ભાગ, શુદ્ધ ગંધક એક ભાગ, શુદ્ધ વછનાગ એક ભાગ, શુદ્ધ મનસીલ એક ભાગ, સુવર્ણમાક્ષિક ભસ્મ એક ભાગ, ફુલાવેલો ટંકણ એક ભાગ, સુંઠ, પીપર બે ભાગ, મરી દશ ભાગ લઇ પારા ગંધકની કાજળી કરી, તેમાં બીજાં વસાણાં નાંખી, બારીક ખલ કરવો. એટલે કલ્પતરૂરસ તૈયાર થાય છે. આ રસમાંથી એક વાલ અથવા અર્ધો વાલ કફજ્વરમાં આપવાથી, ખાંસી, શ્વાસ, હાંફણ સહિત તાવને મટાડે છે. જો કોઇ માણસના દાંત બંધ થઇ ગયા હોય, મૂર્છા આવી હોય તો આ રસમાંથી એક ચપટી લઇ, નાકમાં ફુંકવાથી દાંત ઉઘડી જાય છે ને શુદ્ધિ આવે છે. કફ જ્વરમાં હૃદયમાં શૂળ મારતું હોય તો હરણનાં આખાં શીંગડાં લઇ તેના બબ્બે આંગળના કટકા કરી સંપુટમાં મુકી, કપડમટ્ટી કરી, ગજપુટ અગ્નિ આપી સ્વાંગ શીતળ થાય એટલે કાઢી લઇ, તેની કાળી ભસ્મ થશે તે વાટી, શીશીમાં ભરી મુકવી. તેમાંથી એક વાલ હિવ-

સમાં ત્રણ વખત મધ સાથે ચટાડવાથી શૂળને મટાડી દે છે, અને જો કફજ્વર સિવાય તાવ વિના હૃદયમાં ભયંકર શૂળ મારતી હોય તો એ "મૃગ શૃંગ પુટપાક" ની માત્રા એક વાલ, ઘી સાથે ચટાડવાથી હૃદયની શૂળને તરત મટાડે છે. તેજ પ્રમાણે સાબરનાં શીંગડાં લાવી, તેના બબ્બે આંગળના કટકા કરી, માટીના વાસણમાં મુકી, તેનું મુખ બંધ કર્યા વિના ગજપુટ અગ્નિ આપવાથી તેની સફેદ ભસ્મ થશે, તે ભસ્મને ઝીણી વાટી, આંકડાના દૂધમાં પલાળી તેની ટીકડીઓ બનાવી, તડકે સુકવી, ફરીથી વાસણમાં ભરી ગજપુટ અગ્નિ આપી, સ્વાંગ શીતળ થાએ એટલે બીલકુલ ઠંડું પડયા પછી-વાટી, શીશીમાં ભરી મુકવી. એનાંથી જે રોગીના પાસાંમાં શૂળ મારતી હોય અથવા જે રોગી લવારો કરતો હોય, જેનો કફ સુકાઇ ગયો હોય, તેવા રોગીને આદુનો રસ અને મધ મેળવી, તેને જરા ગરમ કરી, આ "સાબરભસ્મ" ની અર્ધા વાલની માત્રા દિવસમાં ત્રણ વાર આપવાથી, ઘણો ફાયદો કરે છે. તેવીજ રીતે "માણેક રસ" જે આગળ પ્રથમ ભાગમાં કહેવામાં આવ્યો છે તે પણ આદુ, ફુદનો અને મધના એકત્ર અનુપાન સાથે આપવાથી તેટલોજ ફાયદો કરે છે.

૪. જે મનુષ્ય તમોગુણ પ્રાધાન્ય સત્વગુણી ખાનપાનનું અતિ સેવન કરે છે તેના અપાનવાયુમાં વિકાર થવાથી, પકવાશયમાં રહેલો સમાનવાયુ જે રસને યકૃતપ્લીહામાં રંજક પિત્તને પહોંચાડવા, પાનવાયુને આપે છે, તે પાનવાયુ સમાનવાયુએ મોકલેલા તેટલા પિત્તનું ગ્રહણ નહિ કરી શકવાથી, વધેલું પિત્ત તીલ (કલોમ) માં જઇને, જળને વહેવાવાળી નસોને ફુલાવે છે, જેથી તે રોગીને અત્યંત તૃષા ઉત્પન્ન

થાય છે. ક્લોમના મૂળમાં પિત્ત આવવાથી હૃદયમાં રહેલા સાધકપિત્તને ઉદાનવાયુ જોરથી ખેંચી લે છે, જેથી માથામાં રહેલો રસનકફ પાતળો થઇ જવાથી, તે રોગીને મૂર્છા થાય છે. તે મૂર્છા થાય એટલું પિત્ત ઉદાનવાયુ નહિ ખેંચે અને થોડું ખેંચે, જેથી આલોચકપિત્તમાં વધારો થવાથી તે રોગીને ભ્રમ થાય છે. સમાનવાયુએ મોકલેલા રંજકપિત્તમાંથી વધેલા પિત્તને, ક્લોમમાં રહેવું પડવાથી, પાનવાયુ પાતળો પડી જાય છે, જેથી વ્યાનવાયુને પાછા આવવું પડે છે, એટલે ચામડીમાં રહેલું ભ્રાજકપિત્ત વધે છે અને સંશ્લેષણ કફ ઘટે છે, તેથી રોગીને આખે શરીરે દાહ થાય છે. તેવી રીતે સાધકપિત્તને ઉદાનવાયુ ખેંચી જઇ, માથામાં રહેલા રસનકફને પીગળાવી નાંખે છે, તેથી રોગીને ઉંઘ આવતી નથી. માથામાં રહેલા ઉદાનવાયુને હૃદયમાં રહેલો પાનવાયુ ભ્રાજકપિત્ત તથા રસનકફ પૂરાં પાડી શકતો નથી, જેથી ઉદાનવાયુ મગજમાં રહેલા કફને સુકાવી નાંખી, રોગીના માથામાં શૂળ ઉત્પન્ન કરે છે. ઉદાનવાયુ સાધકપિત્તને તથા રસનકફને લેવામાં બેદરકાર થાય છે, જેથી રોગીના ગળા તથા મોંઢામાં શોષ પડે છે. ઉપર બતાવ્યું છે તેમ જે રોગીને ભ્રમ થાય છે, તે ભ્રમણાને લીધે, તે રોગી લવારો કરે છે. સમાનવાયુએ મોકલેલા જોઇએ તે કરતાં વધારે સાધકપિત્તને હૃદયમાં સ્થાન નહિ મળવાથી તે પિત્ત બહાર નીકળવા માટે પ્રયત્ન કરે છે, પરંતુ રસનકફના ઘેરાવાને લીધે બહાર નીકળી શકતું નથી એટલે તે રોગીને ઉબકા આવે છે, સાધકપિત્તમાં વધારો થવાથી વ્યાનવાયુ હૃદયમાં પિત્તની શાંતિ માટે આવે છે, જેથી ચામડીમાં સંશ્લેષણ કફનો વધારો થવાથી રોગીનાં રૂંવાંટાં ટાઢવાયને ઉભાં થાય

છે. અપાનવાયુ મળને બહાર નહિ કાઢતો હોવાથી પક્વાશયમાં કાચો આમ એકઠો થવાથ અન્નપર અભાવો થાય છે. સંશ્લેષણ કફની સાથેનું ભ્રાજકપિત્ત ઘટી જવાથી વ્યાનવાયુ કફને સુકવી નાંખે છે તેથી સાંધાઓમાં કળતર થાય છે. આવી રીતના ઉપદ્રવવાળો તાવ જે રોગીને આવ્યો હોય તેનું નામ 'વાતપિત્તજ્વર'' પાડવામાં આવ્યું છે.

૫. જે માણસ તમોગુણ પ્રાધાન્ય રજોગુણી ખાનપાનનો વધારે ઉપયોગ કરે છે તેનો આમાશયમાં રહેલો કલેદન કફ અને મળાશયમાં રહેલો અપાનવાયુ બગડે છે, જેથી સમાનવાયુ તેના બરાબર ભાગ પાડી શકતો નથી, એટલે પક્વાશયમાં રહેલા પાચકપિત્તની સાથે ભ્રાજકપિત્તને મોકલવાનો મસાલો મોકલી શકાતો નથી; એટલે ત્વચામાં રહેલા વ્યાનવાયું અને સંશ્લેષણ કફ વધી પડવાથી રોગીના શરીર ઉપર ભીના કપડાં વીંટાળ્યાં હોય એવું લાગે છે. વ્યાનવાયુ ભ્રાજકપિત્તના અભાવે, સંશ્લેષણ કફને સુકવી નાંખે છે, તેથી તે રોગીને સંધીવાની પેઠે, સાંધામાં તીવ્ર વેદના થાય છે. સમાનવાયુ, સ્નેહગકફને હૃદયમાં રહેલા અવલંબન કફ તરફ મોકલે છે, જેને ઉદાનવાયુ જોરથી ખેંચી લઇ જાય છે, એટલે આલોચકપિત્ત, ઠંડું પડી જવાથી રોગીને ઉંઘ ઘણી આવે છે અને તેની સાથે માથાપર ઘણો ભાર મુકયો હોય એવી પીડા થાય છે. સમાનવાયુએ મોકલેલા સ્નેહગ કફનો ઉદાનવાયુએ ખેંચેલા કફ કરતાં વધારાનો ભાગ હૃદયમાં રહી જવાથી તે રોગીને ઉધરસ થાય છે. ત્વચામાં રહેલા ભ્રાજકપિત્તને વ્યાનવાયુ શોષણ નહિ કરવાથી શરીર ગરમ થાય છે અને તે પિત્તને ચામડીમાં રહેલો

અપાનવાયુ બહાર ખેંચી લઇ, શરીરને ઠંડું પાડે છે. ત્યારે રોગીને પસીનો થાય છે, કફ અને વાયુની બે ઑફીસમાં ગરબડ થવાથી પિત્તનું જોર કમી થવાને લીધે, તાવનું જોર મધ્યમ દેખાય છે. એવી રીતનાં લક્ષણ જે રોગીમાં દેખાય છે તેને નિદાનશાસ્ત્રના જાણનારા ચિકિત્સકો "શ્લેષ્મ વાત જ્વર" કહે છે.

૬. આમાશયમાં રહેલો કલેદનકફ અને પકવાશયમાં રહેલા પાચકપિત્તને, સમાનવાયુ વ્યવસ્થિત નહિ રાખી શકવાથી, હૃદયમાં રહેલું સાધકપિત્ત વધી જાય છે, જેથી રોગીનું મોઢું કડવું થઇ જાય છે. અને રસન કફમાં વધારો થવાથી મોં ચીકણું લાગે છે. સાધકપિત્ત દગ્ધ થવાથી ઉદાનવાયુને આલોચકપિત્ત મળતું નથી, જેથી માથામાં રહેલો સ્નેહગ કફ આંખો ઉપર આવીને દબાણ કરે છે, તેથી આંખનાં પોપચાં ઉઘડી શકતાં નથી. એટલે દર્દી ઘેનમાં પડી રહે છે, અને તેને શુદ્ધિ રહેતી નથી. સાધકપિત્ત દગ્ધ થવાથી અવલંબન કફનો વધારો થાય છે, તેથી ઉધરસ થાય છે; અને કોઠામાં કલેદન કફ વધવાથી અન્નપર અરૂચિ થાય છે. ચામડીનાં રહેલું ભ્રાજકપિત્ત અને ચામડીમાં રહેલા વ્યાનવાયુને, સાધકપિત્ત દગ્ધ થવાથી વારેવારે હૃદયમાં જવું પડે છે, તેથી રોગીને ઘડીમાં ટાઢવાય છે ને ઘડીમાં તાપ લાગે છે. એવા ઉપદ્રવ સહિત જે રોગીને તાવ આવે છે, તેને નિદાન શાસ્ત્ર જાણનારા ચિકિત્સકો "શ્લેષ્મ-પિત્ત-જ્વર" એવું નામ આપે છે. ઉપરોક્ત વાતપિત્તજ્વર, શ્લેષ્મ વાતજ્વર અને શ્લેષ્મપિત્તજ્વર હોય તો તેમાં લંઘન અને પાચન તથા શોધન, એ બે દોષના મિશ્રણ પ્રમાણે કરવાં, અને એવા બે બે દોષવાળા તાવના ઉપાય અમે એકઠા લખીએ છીએ, છતાં તે ઉપાય લખાઇ રહ્યા પછી તેની યોજના અમારા અનુભવ પ્રમાણે લખીશું.

**ક્ષુધા સાગર રસઃ**—સુંઠ, મરી, પીપર, હરડાં, બેડાં આમળાં, જવખાર, સિંધવખાર, સાજીખાર, ખડીયોખાર, બંગડીખાર, ટંકણખાર ફુલાવેલો, વરાગડુ મીઠું, સંચળખાર, પારો, ગંધક, વછનાગ, એ સરખે ભાગે લઇ પ્રથમ પારા ગંધકની કાજળી કરી બાકીનાં વસાણાં તેમાં મેળવી આદુના રસના સાત પટ આપવા. એ ગોળી કોઇ પણ જાતના તાવના મધ્ય ભાગમાં, પાચન તરીકે આપી શકાય છે, અને ઘણું સારૂં કામ કરે છે. એ ક્ષુધા સાગર રસમાં અમે એવો સુધારો કરી ગોળી બનાવીએ છીએ કે, તૈયાર થયલા ક્ષુધા સાગર રસની ગોળી વાળતાં પહેલાં, તેનાથી ચોથે ભાગે ફુલાવેલી હીંગ મેળવી, તેને ચણાનાક્ષારનો એક પટ આપી, મરી જેવડી ગોળી વાળીએ છીએ; તે ગોળી એક અથવા બે, દિવસમાં ત્રણવાર પાણી સાથે આપવાથી, અજીર્ણ, પેટશૂળ, પાતળા ઝાડા, બંધકોષ, પેટનું ચઢવું વગેરે અપાન અને સમાનવાયુના બગાડ ઉપર આબાદ કામ કરે છે.

**શ્વાસકુઠાર રસઃ**—શુદ્ધ પારો, શુદ્ધ ગંધક, શુદ્ધ મનસીલ, ફુલાવેલો ટંકણખાર, કાળાં મરી, પીપર, એ સર્વેને વાટી આદુના રસનો એક પટ આપી તે સુકાતાં સુધી વાટી શીશીમાં ભરી મુકવો. તાવમાં, કફનો ઉપદ્રવ હોય અથવા હાંફ ચાલતી હોય તો, ગાળે વચગાળે એકેક પડીકું મધ સાથે આપવાથી ઘણી સારી અસર કરે છે, એ રસમાં અમે એવો સુધારો કર્યો છે કે, મનસીલ તથા કાળાં મરી ઉપરનાં બધાં વસાણાં તોલો તોલો હોય તો, એ બે ચાર ચાર તોલા નાંખીએ છીએ તેથી ખાંસી, શ્વાસ, અમુઝણને બહુ ફાયદો થાય છે. જો કોઇ સ્ત્રીને આંકડી એટલે તાણ આવતી હોય, જો કોઇના દાંત બંધાઇ ગયા હોય, જો કોઇને ભારે સળેખમ થયું હોય અથવા કોઈ ઠંડો પડી

ગયો હોય, તો એક રતી શ્વાસકુઠાર તેના નાકમાં ફુંકવાથી તરત ચમત્કાર બતાવી રોગીને શુદ્ધિમાં લાવે છે.

**ત્રિપુર ભૈરવ રસ**—વછનાગ ભાગ એક, શુંઠ બે ભાગ, પીપર, ત્રણ ભાગ, કાળાં મરી ચાર ભાગ, પારાગંધકથી મારેલું તાંબું પાંચ ભાગ, હીંગળોક છ ભાગ, એ સર્વેને ઝીણાં વાટી, માત્ર પાણી-માં ખલ કરી, તેની અર્ધી રતીની ગોળી વાળવી. એ ગોળી એકથી ત્રણ, વાત-કફજ્વરમાં આપવાથી તાવને મટાડે છે.

**રામ-બાણુ રસ**—શુદ્ધ પારો, શુદ્ધ ગંધક, શુદ્ધ વછનાગ, હરડાં, બેડાં, આમળાં, સુંઠ, મરી, પીપર, અક્કલકરો, એ સર્વે સમ-ભાગે લઇ, અને એ સર્વેના સમગ્ર વજન બરાબર શુદ્ધ કરેલો નેપાળો મેળવી, બારીક વાટી લીંબુના રસમાં અડદના દાણા જેવડી ગોળી વાળી, રોગીના અગ્નિબળનો વિચાર કરી, એકથી ત્રણ ગોળી સુધી આપવાથી જુલાબ થાય છે, પણ વૈદ્યે ખૂબ યાદ રાખવું કે વાતવાતમાં ઝટ જુલાબ આપવો નહિ. ખરૂં કારણ જાણ્યા સિવાય—અથવા તાવમાં શોધનની જરૂર પડયા સિવાય જુલાબ કોઇને આપવો નહિ. જે વૈદ્યને જુલાબ આપવાની ટેવ પડેલી છે, અને વાતવાતમાં જુલાબ આપી માણસોનાં શરીર બગાડે છે, તેને અમારી આ વાત ધ્યાનમાં આવશે નહિ; તેવા વૈદ્યોને અમે વાગ્ભટનું સૂત્રસ્થાન વાંચવાની ભલામણ કરીએ છીએ, એટલે સમજાશે કે, જુલાબ લેવાને કયો રોગી અધિકારી છે ? અને જુલાબ આપવાનો કેવા વૈદ્યને અધિકાર છે ? માટે વગર સમજે જુલાબ આપવો નહિ, જો ખાસ અગત્ય જણાય તો ચાલતી દવામાં મિશ્રણ કરીને, મળ સાફ થાય એટલો શોધન જુલાબ અમે તો આપીએ છીએ, જો સ્વતંત્ર જુલાબ આપવામાં

આવે અને રોગીની પિત્ત પ્રકૃતિ હોય, તો કાચા મળ તૂટી પડી, જુલાબ આપેલા માણુસના શરીરમાં કાઇ નવોજ રોગ પેદા થશે અને તેનું પાપ જુલાબ આપનાર વૈદ્યને લાગશે.

**મહાજ્વરાંકુશ રસઃ**—શુદ્ધ પારો એક ભાગ, શુદ્ધ ગંધક બે ભાગ, ધંતુરાનાં બીજ ત્રણુ ભાગ, વછનાગ એક ભાગ, સુંઠ ચાર ભાગ, મરી ચાર ભાગ, પીપર ચાર ભાગ, એને બારીક વાટી આદુના રસમાં અડદ જેવડી ગોળી વાળવી. એ ગોળી એકથી ત્રણુ સુધી દિવસમાં ત્રણુ વખત આપવાથી, એક દોષથી ઉત્પન્ન થએલા અથવા બે દોષથી ઉત્પન્ન થએલા તાવને મટાડે છે.

**પંચવક્ત્ર રસઃ**-શુદ્ધ પારો, શુદ્ધ ગંધક, ફુલાવેલો ટંકણુખાર, મરી અને વછનાગ સમભાગે લઇ, બારીક વાટી ધંતુરાના રસની એક ભાવના આપી, પછી આદુના રસની એક ભાવના આપી, મગ જેવડી ગોળી વાળી રોગીના દોષનું બળ જોઇને એકથી ત્રણુ ગોળી આપવાથી આવતો તાવ અટકી જાય છે. પણુ એ ગોળી આપવામાં ભૂલ થાય તો રોગીને નિશો ચઢે છે અથવા ફેર આવે છે, અથવા લવારો કરે છે. તેવા વખતમાં તેને દહીંને ભાત ખવડાવવો અથવા લીંબુનો રસ પાવો, એટલે આ ગોળીના ઉપદ્રવની શાંતિ થશે.

**વિશ્વતાપહરણુ રસ**—શુદ્ધ પારો, શુદ્ધ ગંધક, અને શુદ્ધ વછનાગ, ટંકણુ, મારેલું તાંબુ, સુંઠ, મરી, પીપર, અકકલગરો એ સર્વ બારીક વાટી કારેલીના પાંતરાના રસમાં અડદ જેવડી ગોળી વાળવી. એ ગોળી એક અથવા બે, શાકર વાલ બે અને જીરૂ વાલ બે વાટી પાણી કરી તેની સાથે આપવાથી હઠીલામાં હઠીલો તાવ જાય છે.

**સ્વચ્છંદ ભૈરવ રસ**—શુદ્ધ પારો પાંચ ભાગ, શુદ્ધ ગંધક પાંચ ભાગ, શુદ્ધ વછનાગ પાંચભાગ, જાયફળ, બે ભાગ, પીપર દશ ભાગ, પ્રથમ પારા ગંધકની કાજળી કરી બાકીનાં વસાણાં મેળવી, બારીક વાટી, આદાના રસમાં મરી જેવડી ગોળી કરવી ને દિવસમાં ત્રણ વાર એક અથવા બબ્બે ગોળી પાણીમાં આપવાથી ત્રિદોષમાં, વાયુમાં, અજીર્ણમાં, મોટા માણસને તથા નાનાં બાળકને ઘણો ફાયદો કરે છે.

ઉપર લખેલા રસો તાવના કામમાં અમારે ત્યાં ઘણી ફતેહમંદીથી કામ કરે છે અને કોઈ પણ જાતનું અનુપાન એની સાથે આપવું પડતું નથી. કદાચ આપવું પડે તો, આગળ લખેલા "**નળબંધ**" અથવા "**રાસ્ના**" નું પડીકું સાથે બાંધી આપીએ એટલે રોગીને અનુપાન લેવા માટે બજારમાં જવું પડતું નથી. આ તાવોમાં ખાસ કરીને હલકો ખોરાક આપવો, કોઇપણ જાતનો વિદાહી એટલે તેલમાં તળેલો અને ભારે એટલે ઘીમાં તળેલો ખોરાક આપવો નહિ. તેમ જ્યાં સુધી તાવ ગયા પછી શક્તિ આવે નહિ ત્યાં સુધી, કશરત કરવી નહિ, મૈથુન સેવવું નહિ. સ્નાન કરવું નહિ, અને થાક લાગે એટલું ફરવું નહિ, નહિ પચે એટલું જમવું નહિ, પકવાન્ન ખાવાની જેમ મના કરવામાં આવી છે; તેમ પૌંઆ, મમરા જેવા રૂક્ષાન્ન પણ ખાવા નહિ, એ પ્રમાણે પથ્યપાળી જે તાવને તેની મુદત એટલે વાયુમાં સાત દિવસ, પિત્તમાં દશ દિવસ, અને કફજ્વરમાં બાર દિવસ સુધી ધીરજ રાખી શરીરમાં પાચન તથા શોધન થવા દઇ, મટાડવામાં આવે છે તે તાવ ફરીથી આવી શકતા નથી; પરંતુ તાવની જાત પારખ્યા સિવાય, તાવને જોઇને ગભરાઇને, જે વૈદ્ય રોગીની ઉતા-

વળને ધ્યાનમાં લઇ, તાવ કાઢવાને માટે અથવા તાવ અટકાવવાને માટે તેનો આમ પચતાં પહેલાં, તાવ કાઢવા પ્રયત્ન કરે છે, અથવા તાવને કાઢે છે, તે જો કે શરીર ઠંડું કરે છે પણ બીજા રોગનાં બીજ વાવે છે.

૭ જે માણસ ઘણા ખાટા, ઘણા ચીકણા, ઘણા તીખા, ઘણા કડવા, ઘણા મધુર, અને ઘણા કષાયરસનું સેવન કરે; જે માણસ ઘણો દારૂ, ઘણો તાપ, ઘણો કામ, ઘણા ક્રોધનું સેવન કરે; જે માણસ ઘણા લુખા, ઘણા ભારે, ઘણા માંસ અહાર અને શીત પદાર્થનું સેવન કરે; જે માણસ ઘણો શોક, ઘણી કસરત, ઘણી ચિંતા અને ઘણો સ્ત્રી પ્રસંગ રાખે તો તેવા માણસને વાયુ, પિત્ત અને કફ કોપીને ચૈત્ર વૈશાખ, શ્રાવણ ભાદરવો, આશો અને કાર્તક માસમાં ઘણું કરીને સન્નિપાતનો રોગ ઉત્પન્ન થાય છે. નિદાન શાસ્ત્રકારે સન્નિપાત અને મોતમાં કાંઇ ફેર ગણ્યો નથી, એટલે જેને સન્નિપાત થયો તેનો કાળ આવી ચુક્યો છે. અને તેમાંથી જીવે તો તેનું મોટું ભાગ્ય માનેલું છે. પરંતુ ઘણો લાંબો વિચાર કરતાં અને નિદાનશાસ્ત્રનું અવલોકન કરતાં, સમજાય છે કે વાયુ, પિત્ત અને કફ એ ત્રણને ત્રણ દોષ કહેલા છે, તેમ એ ત્રણને ત્રણ ધાતુઓ પણ કહેલા છે, હવે જ્યારે એ ત્રણ દોષરૂપે કોપે છે તો, તે સન્નિપાતનો રોગી સારો થાય છે, પણ જો ત્રણ ધાતુરૂપે કોપે, તો તે રોગી મરી જાય છે. એટલા માટે ત્રિદોષ-જ્વર (સન્નિપાત) ધાતુપાક છે કે મળપાક (દોષ) છે, તે નક્કી કરવું એ ચિકિત્સકનું કામ છે. આ ઠેકાણે ત્રિદોષ સિદ્ધાંત પ્રમાણે, ત્રિદોષજ્વરમાં આગળ કહેલી પંદર ઑફીસોમાં કયાં કયાં હીનયોગ, અતિયોગ, કે મિથ્યાયોગ થાય છે, અને તેથી મનુષ્ય શરીરમાં કેવા કેવા ઉપદ્રવો જણાય છે, તેનો વિચાર કરવાની આવશ્યકતા છે.

મળાશયમાં રહેલો અપાન વાયુ, પક્વાશયમાં રહેલા સમાનવાયુએ પાડેલા ભાગ પછીનો મળ બહાર ખેંચવામાં આળસુ થાય છે, તેથી પક્વાશયમાં રહેલું પાચકપિત્ત, ખોરાકને પચાવવામાં આળસુ થાય છે. અને આમાશયમાં રહેલો ક્લેદન કફ બીજી કફની ઑફીસોમાં કફ મોકલવાનું કામ કરતાં આળસુ થાય છે એટલે એ ત્રણે દોષની ઑફીસમાં, આળસને લીધે હીનયોગ થવાથી, ત્રણે ઑફીસને લગતી બીજી બારે ઑફીસમાં રહેલા અધિકારીઓ, માલ મંગાવવાને તથા પોતાનો માલ બીજે ઠેકાણે મોકલવાને ઉતાવળીયા થાય છે, જેથી તે તે ઑફીસોમાં અતિયોગ થાય છે. અને પંદરે ઑફીસમાં કામ કરતો મનરૂપી દલાલ પુરી દેખરેખ રાખવામાં આળસુ નીવડવાથી, એક ઠેકાણે પહોંચાડવાનો માલ બીજે ઠેકાણે પહોંચી જાય છે. તેથી તે ઠેકાણે દોષોનો મિથ્યાયોગ થાય છે. એટલે દશે ઇંદ્રિયરૂપી દેશોમાં ખળભળાટ ઉત્પન્ન થાય છે, તેને આપણે ત્રિદોષ અથવા સન્નિપાત કહીએ છીએ. તે એવી રીતે કે પક્વાશયમાં રહેલો સમાનવાયુ, પાચક પિત્તને યકૃતમાં રંજકપિત્તની પાસે ઓછો મોકલે. તે રંજકપિત્તમાંથી પ્રાનવાયુ હૃદયમાં તેને જોરથી ખેંચી લે, જેથી સાધકપિત્તમાં વધારો થઇ, અવલંબન કફ પાતળો પડી જાય એટલે ફેફસાંમાં સોજો ઉત્પન્ન થાય, જેને આપણે શૂળ (હુક) કહીએ છીએ. અને તે વધેલા સાધકપિત્તને વ્યાનવાયુ ચામડીમાં ખેંચી જવાથી ભ્રાજકપિત્તમાં વધારો થાય એટલે શરીર તપે છે, તેને આપણે તાવ કહીએ છીએ. તેવી રીતે હૃદયનાં રહેલો અવલંબન કફ પાતળો થવાથી, પ્રાનવાયુ તેને સુકવી નાંખે છે. તેથી ફેફસાં અને હૃદયની ક્રિયામાં (સાંધામાં) સંશ્લેષણ કફ ઓછો

મળવાથી, ખાંસી ઉત્પન્ન થાય છે એટલે એ રોગીને ત્રિદોષ થયો છે, એમ કહેવામાં આવે છે. જ્યાં સુધી એ ત્રિદોષના ઉપદ્રવો નહિ દેખાતાં માત્ર હુક, ઠાંસો અને તાવ, સાથે હોય ત્યાં સુધી તે ત્રિદોષ કહેવાય છે. અર્થાત્ વાયુ, પિત્ત અને કફની પ્રાધાન્ય ઑફીસમાં ગડબડ થાય તેને ત્રિદોષ કહેવાય, પણ વાયુ, પિત્ત અને કફની પંદરે ઑફીસ અને તે સાથે મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકારની ઑફીસ કે જે, ત્રિદોષની પંદર ઑફીસ અને ઇંદ્રિયોના દશ પ્રદેશ ઉપર સત્તા ચલાવે છે, તેની સત્તાનો જ્યારે અનાદર થાય, ત્યારે સન્નિપાત થયો છે, એમ કહી શકાય અને તે સન્નિપાતમાં વાયુ, પિત્ત અને કફના ધાતુઓ અંતઃકરણની સત્તામાંથી સ્વતંત્ર થાય તેને ધાતુપાક એટલે મૃત્યુકારક અને એ ત્રણે ધાતુઓ દોષના રૂપમાં કોપે એટલે અંતઃકરણની સત્તાનો છેક અનાદર ન કરે પરંતુ દશે ઇંદ્રિય રૂપી દશે પ્રદેશમાં માત્ર હલકાવેગવાળો બળવો જગાડે તેને "દોષ પાક સન્નિપાત" કહે છે, જેને ચિકિત્સકો બચાવી શકે છે. તે સન્નિપાતનાં સામાન્ય લક્ષણ કહીએ છીએ.

જ્યારે ભ્રાજકપિત્ત વધેલું છે ત્યારે અવલંબન કફની ખોટ પુરવા માટે પાનવાયુ, ચામડીમાં રહેલા વ્યાનવાયુને સંશ્લેષણ કફ મોકલવાનો હુકમ કરે છે, એટલે સંશ્લેષણ કફ અવલંબન કફ તરફ જાય છે, કે ભ્રાજકપિત્તનું જોર વધે છે, અને ભ્રાજકપિત્ત સંશ્લેષણ કફને પાછો બોલાવે છે. તેથી ટાઢ વાય છે. એટલે તે રોગીને ક્ષણમાં દાહ થાય છે અને ક્ષણમાં શીત લાગે છે. સંશ્લેષણ કફનો હીનયોગ થવાથી સાંધાઓમાં, હાડકાંઓમાં અને માથાની ખોપરીમાં પીડા થાય છે. હૃદયમાં રહેલા સાધકપિત્તનો ભાગ, ઉદાનવાયુ ખેંચીને

આલોચકપિત્તને નહિ પહોંચાડતાં મગજપર લઇ જાય છે અને આલો-ચકપિત્તના સ્થાનપર સ્નેહગકફ વધી પડવાથી, આંખમાંથી પાણીનો શ્રાવ થાય છે. અને આંખનું તેજ ઘટી જાય છે. સાધકપિત્તની પાસે રહેલો અવલંબન કફ પાતળો પડી જવાથી અને ઉદાનવાયુ તે કફને આલોચકપિત્તની ઑફીસમાં મોકલી આપવાથી, કંઠમાં રહેલા રસન કફને બીજો કફ મળતો નથી, એટલે રસન કફના હીનયોગથી ગળું, તાળવું અને જીભ સુકાઈ જાય છે. એટલુંજ નહિ પણ રસન કફના હીનયોગે અને ઉદાનવાયુના અતિયોગે જીભ સુકાઇને લુખી પડે છે તથા તેના ઉપર આંગળી ફેરવવાથી તે ખરબચડી અને કાંટા જેવી ખુંચે છે, જેથી કોઇ પણ રસનો સ્વાદ જાણી શકતી નથી. આલોચકપિત્તને સ્થાને સ્નેહગ કફ જવાથી રોગીને તંદ્રા (ઘેન) અને મોહ (બેભાનપણું) ઉત્પન્ન થાય છે. અને આલોચકપિત્ત પોતાની ઑફીસ છોડીને મગજમાં જવાથી મનનો કાબુ મગજ ઉપરથી ઘટી જાય છે તથા તે રોગી લવારો કરે છે. ઉદાનવાયુની ઑફીસમાં હીનયોગ થવાથી અને બ્રાજકપિત્તની ઑફીસમાં સ્નેહગકફનો મિથ્યા-યોગ થવાથી, કર્ણેન્દ્રિયના પ્રદેશમાં બળવો જાગે છે, જેથી તે રોગી કાને સાંભળતો નથી. અને કદાચ સાંભળે છે તો તે જુદુંજ સાંભળે છે. એટલે ઉદાનવાયુની ઑફીસમાં હીનયોગ, આલોચકપિત્તની ઑફીસમાં મિથ્યાયોગ અને સ્નેહગ કફની ઑફીસમાં અતિયોગ થવાથી, તે રોગીની તમામ જ્ઞાનેન્દ્રિયોના પ્રદેશમાં બળવો જાગી, અંતઃકરણની સત્તાનો અનાદર થાય છે. એટલે તે રોગી આપણું બોલેલું સાંભળતો નથી, અને નહિ બોલાયલા વાક્યનો જવાબ આપે છે. આપણી આપેલી વસ્તુનો સ્વીકાર કરતો નથી, પણ નહિ આપેલી વસ્તુનો સ્વીકાર કરે

છે. એટલે ઉદાનવાયુ, આલોચકપિત્ત અને રસગકફની ત્રણે ઑફીસો જે આખા શરીરને ચલાવવાનું કામ કરે છે, આથી મનરૂપી દલાલને બરતરફ થવું પડેછે, જેથી મને સંગ્રહી રાખેલા ગુપ્તમાં ગુપ્ત વિચારો પ્રકટ થઇ જાય છે, એટલે મન સ્વપ્ન સૃષ્ટિમાં રહીને, તન્માત્રાઓ સાથે વહીવટ ચલાવે છે. જેથી રોગી બીજી દુનિયા સાથે વર્તતો હોય એમ જણાય છે, અને મનનો અંકુશ ઘટી જવાથી, બીજી તમામ ઑફીસો અવ્યવસ્થિત થાય છે, એટલે સાધકપિત્તની ઑફીસમાં ગડબડ થવાથી ખાંસી અને શ્વાસ જણાય છે. રસન કફ સાથે રંજકપિત્ત મળવાથી અને થોડો અવલંબન કફ મળવાથી, ધોળા કફ જેવા અને રાતા લોહી જેવા બળખા પડે છે. ઉદાનવાયુનો હીનયોગ રસગ કફનો અતિયોગ થવાથી માથું ભારે થાય છે તેથી તેને સાધકપિત્ત ઉચકી શકતું નથી, તેથી તે આમતેમ ઢળી પડે છે. સાધકપિત્ત વધવાથી અને હૃદયમાં રહેલો અવલંબન કફ ઘટવાથી હૃદયમાં વ્યથા થાય છે. અપાન વાયુ, સમાન વાયુએ મોકલેલા મળને બહાર નહિ કાઢવાથી અને અપાનવાયુમાં પાચકપિત્તનો હીનયોગ થવાથી પસીનો ઝાડો અને પેશાબ ઘણે કાળે અને ઘણા થોડા પ્રમાણમાં દેખાય છે. વાયુની પાંચે ઑફીસનો હીનયોગ થવાથી અને કફની ઑફીસમાં મિથ્યાયોગ થવાથી તે રોગીનું શરીર સુકાઈ જતું નથી પણ તાજું દેખાય છે. અવલંબન કફ થોડો ઉંચે ચઢે છે, અને રસનકફ થોડો નીચે ઉતરી, પાનવાયુને કંઠદ્વારમાંથી બહાર નીકળી વિષ્ણુપદામૃતનું પાન કરતાં અડચણ કરે છે. અને પ્રાણવાયુ બહાર નીકળવાને જોર કરે છે, જેથી ગળા અને છાતીમાં ગડગડાટ શબ્દ થાય છે. ચામડીમાં ભ્રાજકપિત્તનો અતિયોગ થવાથી અને

સંશ્લેષણ કફનો હીનયોગ થવાથી, રંજકપિત્તે રંગેલા કેશવાહિનીમાં ફરતા લોહીનો ચામડીમાં દેખાવ થવાથી, ચામડીની સપાટીની બરોબરના રાતા મંડલ (ડાઘા) દેખાય છે ઉદાનવાયુની અવ્યવસ્થાને લીધે રોગી મુંગો થાય છે. સમાનવાયુની અવ્યવસ્થાને લીધે પેટ મોટું થાય છે. અને સાધકપિત્તના અતિયોગથી દોષોને, ધાતુઓને, અને મળોને વહેવાવાળી નસોના સ્રોતો ( મોઢાં ) પાકી જાય છે. એટલી બધી અવ્યવસ્થા થવાથી એટલે ત્રિદોષની પંદરે ઑફીસમાં હીનયોગ, અતિયોગ અને મિથ્યાયોગ થવાથી દશે ઇંદ્રિયો મનના તાબામાંથી નીકળી જઇ જે બળવો કરે છે, અને તેથી પંદરે ઑફીસમાં જે મળ દોષનારૂપે એકઠો થાય છે, તેને પાકતાં ઘણો કાળ વહી જાય છે, અને જ્યારે પાનવાયુ, અપાનવાયુ અને સમાનવાયુ, તેમજ પાચકપિત્ત, રંજકપિત્ત, અને સાધકપિત્ત, તથા ક્લેદન કફ, અવલંબન કફ, અને રસન કફની ઑફીસના મળો ( દોષો ) પાકી, શુદ્ધ સ્વરૂપમાં આવે છે, ત્યારે પ્રકૃતિ સ્વસ્થ થતી નજરે પડે છે. એ પ્રમાણેની ઉપદ્રવવાળી અવ્યવસ્થા જણાય તે રોગીને સન્નિપાત થયો છે, એવું નામ આપવામાં આવે છે.

ઉપર પ્રમાણે ત્રિદોષની ત્રણે મુખ્ય ઑફીસોમાં અવ્યવસ્થા થવાથી ત્રિદોષની પંદરે ઑફીસમાં અવ્યવસ્થા થાય છે, તેને સન્નિપાત કહેવામાં આવે છે, પરંતુ દરેક રોગીના ગુણ, કર્મ, સ્વભાવ જુદા હોવાથી તેના પ્રકૃતિભેદથી સન્નિપાતના સ્વરૂપમાં જે ભેદ જણાય છે તેના તેર ભેદ જુદા જુદા નિદાનશાસ્ત્રે વર્ણવ્યા છે.

૧. સમાનવાયુની ઑફીસમાં અસમાનતા થવાથી વાયુ દરેક ઑફીસમાં વધી પડે છે, જેથી અવલંબન કફને પ્રાણવાયુ સુકવવાથી

શ્વાસ અને ઉધરસ થાય છે. મગજમાં રહેલા સ્નેહગ કફને ઉદાનવાયુએ સુકવવાથી ભ્રમ, મૂર્છા, બકવાદ, અને મોહ થાય છે. પાનવાયુ અને ઉદાનવાયુની સમાનતામાં ભેદ પડવાથી, પડખામાં વેદના થાય છે, અને બગાસાં આવે છે, તેવી રીતે ઉદાનવાયુ રસનકફને સુકવવાથી મોઢું લુખું પડે છે, અને જીભમાં તુરાશ આવે છે. આવા લક્ષણવાળા રોગીને '**વાતોલ્વણ સન્નિપાત**" કહે છે, અને એ દારૂણ સન્નિપાતનું બીજું નામ "**વીસફોરક**" આપવામાં આવ્યું છે.

૨. પાચકપિત્તની ઑશીસમાં પિત્તનો અતિયોગ થઇ તે પિત્ત અપાનવાયુના સ્થાનમાં આવવાથી, રોગીને ઝાડા થાય છે, અને તે પિત્ત ઉદાનવાયુ સાથે મળવાથી કફને સુકવી ભ્રમ, મૂર્છાને ઉત્પન્ન કરે છે. પાચકપિત્ત ઉદાનવાયુ સાથે મળવાથી જ્યારે રસનકફ સુકાઇ જાય છે ત્યારે મોઢું પાકે છે અને શરીરમાં રાતાં ચામઠાં થાય છે, તથા ભ્રાજકપિત્ત વધવાથી આખે શરીરે દાહ થાય છે. એવા લક્ષણવાળા સન્નિપાતને "**પિત્તોલ્વણ**" કહે છે, અને એનું બીજું નામ નિદાન-શાસ્ત્રે "**આશુકારી**" આપ્યું છે.

૩. હૃદયમાં રહેલા અવલંબન કફનો અતિયોગ થવાથી માથામાં રહેલા સ્નેહગકફ અને ગળામાં રહેલા રસનકફમાં અતિયોગ થાય છે, તેથી રોગીને બોલવામાં ગદગદપણું થાય છે, નિદ્રા ઘણી આવે છે, તેમ તેથી આલોચકપિત્ત ઘટી જવાથી આંખો અક્કડ થઇ જાય છે, અને રસનકફના વધવાથી, મોઢું મીઠું થાય છે. એવા લક્ષણવાળા સન્નિપાતને "**કફોલ્વણ સન્નિપાત**" કહે છે, અને તેનું બીજું નામ "**કમ્પન**" આપ્યું છે.

૪. જો સમાનવાયુ અને પાચકપિત્તની ઑફીસમાં અતિયોગ થયો હોય તો પાચકપિત્ત ભ્રાજકપિત્તમાં મળવાથી તાવ રહે છે. પાચકપિત્ત ઉદાનવાયુ સાથે મળવાથી મદ થાય છે. સમાનવાયુ રસન કફને સુકવવાથી તૃષા સાથે મોઢું સુકાય છે. સમાનવાયુના અતિયોગથી પેટ ચઢે છે, અરૂચિ થાય છે, અને ઉદાનવાયુ રસગ કફને આંખોપર મોકલવાથી આંખ ઉઘડતી નથી. પાનવાયુ અવલંબન કફને સુકવે છે જેથી ઉધરસ અને શ્વાસ થાય છે. તેવી રીતે વાયુ કફને સુકવે છે અને પિત્ત વાયુને પાતળો બનાવે છે, એટલે બેઉના મિથ્યાયોગથી શ્રમ થાય છે, અર્થાત રોગી શકિતહીન થઇ જાય છે. એવા લક્ષણવાળા રોગીને "વાત પિ-તોલ્વણ સન્નિપાત થયોછે." અને તેનું બીજું નામ પંડિતોએ "બભ્રુ" રાખેલું છે.

૫. સમાનવાયુ અને અવલંબન કફની ઑફીસમાં અતિ યોગ થવાથી, અવલંબન કફનો વધારો એટલે સંશ્લેષણ કફમાં અતિયોગ થવાથી, તેને શીતજ્વર આવે છે. સમાનવાયુમાં અતિયોગ થવાથી ભૂખ નાશ પામે છે અને પેટમાં શૂળ ઉત્પન્ન થાય છે પાનવાયુ અવલંબન કફને સુકવે છે તેથી પડખાંઓ સજ્જડ થઇ ગયાં હોય એવી પીડા થાય છે. ઉદાનવાયુ સ્નેહન કફને સુકવે છે તેથી મૂર્છા થાય છે; અને ઉદાનવાયુ રસન કફને સુકવે છે તેથી તરસ લાગે છે. આલોચકપિત્તના ઘટવાથી ઘેન આવે છે અને અવલંબન કફના સુકાવાથી શ્વાસ ચાલે છે. આ સન્નિપાતને "વાતશ્લેષ્મોલ્વણ" કહીને તેનું બીજું નામ "શિઘ્રકારી" કહ્યું છે. આ સન્નિપાતનો રોગી એક દિવસ પણ જીવતો નથી.

૬. જે માણસને પાચકપિત્ત અને અવલંબન કફનો અતિયોગ થાય છે, જેથી પિત્તના અતિયોગને લીધે શરીરની અંદર દાહ થાય છે, અને કફના અતિયોગને લીધે શરીર બહારથી ઠંડું રહે છે. અવલંબન કફના અતિયોગથી પડખાંમાં વ્યથા થાય છે. છાતી અને ગળું તથા માથું ઝલાઇ જાય છે. રસન કફ સુકાઇ જવાથી ઘણી મહેનતે કફ પિત્ત જેવું થુંકે છે. ભ્રાજકપિત્તમાં અતિયોગ થવાથી શરીરે રાતાં ચાઠાં દેખાય છે. અપાનવાયુમાં પિત્ત વધવાથી પાતળા ઝાડા થાય છે. રસન કફ અને અવલંબન કફ, પાનવાયુના માર્ગને રોકે છે તેથી હેડકી અને શ્વાશ થાય છે. આવાં લક્ષણવાળા રોગીને "પિત્તશ્લેષ્મોલ્વણ" સન્નિપાતકહે છે, અને તેનું બીજું નામ પંડિતોએ "ભલ્લુ" પાડયું છે.

૭. સમાનવાયુ, પાચકપિત્ત અને અવલંબન કફની ઑફીસમાં મિથ્યાયોગ થયો હોય, તો આખા શરીરમાંની બાકીની બાર ઑફીસો અને તેની સાથે સંબંધ ધરાવનારા દશ ઇંદ્રિયના પ્રદેશોમાં ત્રિદોષના મિથ્યાયોગથી, સઘળે હીનયોગ, મિથ્યાયોગ કે અતિયોગ થાય છે, તેને જોઇને ઘણા લોકો " રાક્ષસોની ઝડપ લાગી છે, દેવીની ઝડપ લાગી છે, યક્ષણી વળગી છે, બ્રહ્મરાક્ષસની છાંયા પડી છે, અથવા ભૂત વળગ્યું છે" વગેરે દેવતાઇ ચમત્કારની વાતો કરે છે. પણ ખરું કારણ એ છે કે ત્રિદોષની પંદરે ઑફીસમાં હીનયોગ, અતિયોગ અને મિથ્યાયોગ થવાથી, અંતઃકરણની ઑફીસમાં કામ બંધ થઇ જાય છે, અને મનરૂપી દલાલને ઘડી ઘડીમાં જુદી જુદી ઑફીસોમાં દોડાદોડ કરવી પડતી હોવાથી, એટલો અવકાશ નથી મળતો કે, જે અંતઃકરણ સાથે વિચાર ચલાવી શકે. તેથી દશે ઇંદ્રિરૂપ પ્રદેશમાં

કાંઇપણ વ્યવસ્થા રહી શકતી નથી, તેથી ઇંદ્રિયો પોતાના ધર્મને છોડી દે છે. જો ઇંદ્રિયોમાં હીનયોગ થયો હોય તો તે ઇંદ્રિયો શીથિલ થઇ જાય છે. જો અતિયોગ થયો હોય, તો તે ઇંદ્રિયો ઉસ્કેરાઇ જાય છે, પણ મિથ્યાયોગ થયો હોય તો, તે ઇંદ્રિયો પોતાને નહિ કરવાનું કામ કરવાને પ્રયત્નવાન થાય છે. એટલા માટે આ લક્ષણ-વાળા સન્નિપાતને "ત્રિદોષ સન્નિપાત" કહીને પંડિતોએ તેનું "કૂટપાલક" એવું નામ આપ્યું છે.

ઉપર પ્રમાણે પ્રથક પ્રથક દ્વંદ્વજ અને સંઘાતક ( ત્રિદોષ ) નાં લક્ષણો કહેવામાં આવ્યાં, પરંતુ ત્રિદોષમાં હીનયોગ, સમયોગ અને અતિયોગ એટલે પ્રવૃદ્ધ વાત–મધ્ય પિત્ત–હીન કફ, એ રીતે જુદા જુદા ઉલ્વણોથી જે*સન્નિપાતો થાય છે, તેના લક્ષણ કહીએ છીએ; આ સ્થળે કોઇ શંકા કરે કે વાયુ વૃદ્ધિ પામેલો, જ્વરને ઉત્પન્ન કરશે, પણ પિત્ત, મધ્ય એટલે સમાન ભાવે રહેલું તાવને શી રીતે ઉત્પન્ન કરશે ? કારણ કે જે ધાતુ મળને, દોષોને, સમ સ્થિતિમાં રાખે છે, અથવા જે ધાતુ સમસ્થિતિમાં હોય છે, તે બળ તથા પુષ્ટિને આપે છે. એવી શંકા કરનારને જણાવવાનું કે, સન્નિપાતમાં પિત્ત મધ્ય સ્થિતિમાં રહેતાં છતાં પણ, અસલ સ્થિતિમાં રહેતું નથી, પણ વાયુ તથા કફના બગડવાથી કાંઇક ઓછું બગડે છે, એમ સમજવાનું છે. એટલા માટે જ્યાં જ્યાં સમ-દોષ કહેવામાં આવે, ત્યાં ત્યાં થોડું થોડું બગડેલું છે એમ સમજવું.

૮. **પ્રવૃદ્ધવાત, મધ્યપિત્ત, હીનકફ** એટલે અપાનવાયુનો અતિ-યોગ અને અવલંબન કફનો હીનયોગ થવાથી આગળ કહેવા પ્રમાણે વ્યથા કમ્પ, નિદ્રાનો નાશ અને કબજિઆત સંબંધી રોગો થાય છે.

કફનો હીનયોગ થવાથી ભારેપણું, અગ્નિની મંદતા, ઉધરસ અને નાકમાંથી તથા મોંમાથી પાણીનું ઝરવું વગેરે કફ સંબંધી પીડા થાય છે. જો કે પિત્ત મધ્યમ પ્રકારે બગડેલું છે તોપણ દાહ, તૃષા, ઉનાપણું અને પસીનો આદિ ઉપદ્રવો થાય છે. પરંતુ ખાસ ઉપદ્રવ એ જણાય છે કે આલોચક પિત્તમાં ઉદાનવાયુ વધવાથી લવારો, મોહ, કમ્પ, મૂર્છા અને ભ્રમ થાય છે. તેવી રીતે કફની હીનતા થવાથી વિશેષે કરીને પક્ષઘાત થાય છે એવા ભયંકર સન્નિપાતનું 'સમ્મોહક' એવું નામ પંડીતોએ આપ્યું છે.

૯. **મધ્યવાત, પ્રવૃદ્ધપિત્ત, હીનકફ** એ સન્નિપાતમાં તે તે દોષોના બળો પ્રમાણે કમ્પ, દાહ અને ભારેપણું આદિ થાય છે, પરંતુ પિત્તના અતિયોગને લીધે મોહ, લવારો, મૂર્છા, ભ્રમ, સંજ્ઞાનો નાશ, ઇંદ્રિયોના છિદ્રમાંથી લોહીનું નીકળવું અને નેત્રનું રાતા થવું તથા વાયુ મધ્યમ સ્થિતિમાં રહેવા છતાં માથાનું ઝલાઇ જવું, શરીરનું અક્કડ થવું, એ લક્ષણો વિશેષમાં થાય છે. આવાં લક્ષણવાળો રોગી ત્રણ દિવસમાં મરી જાય છે, અને એનું બીજું નામ પંડિતોએ "પાકળ" આપ્યું છે.

૧૦. **હીનવાત, પ્રવૃદ્ધપિત્ત, મધ્યકફ** એટલે જેના શરીરમાં સમાનવાયુનો હીનયોગ થાય છે, પાચક પિત્તનો અતિયોગ થાય છે. અને ક્લેદન કફનો સમયોગ થાય છે, જેથી વાયુના સ્થાનોમાં શીથિલતા થવાથી પાચકપિત્તનો અતિયોગ, દાહ કરે છે. જમણા પડખાની બરોળ, આંતરડાં, ફેફસાં, પાકી જઇને મોંમાંથી તથા ગુદામાંથી પરૂ તથા લોહી નીકળે છે, એ ઉપરાંત પાછળ કહેલા દોષો પ્રમાણે કમ્પ દાહ, ભારેપણું, એ લક્ષણો એવાંને એવાં થાય છે. આ સન્નિપાતમાં

વિશેષે કરીને મરણ થાય છે. આવાં લક્ષણવાળા સન્નિપાતનું પંડિતો એ "યામ્ય" એવું બીજું નામ આપ્યું છે.

૧૧. પ્રવૃદ્ધવાત, હીનપિત્ત, મધ્યકફ એટલે વાયુનો અતિયોગ, અને પિત્તનો હીનયોગ થઈને કફ જેમાં મધ્યમપણે રહ્યો હોય તો, સમાનવાયુના અતિયોગને લીધે પાચકપિત્ત સુકાઈ જાય છે, અને ક્લેદન કફ ઠરી જવાથી પિત્તની તથા કફની દશે ઑાશીસમાં શીતળતા અને ભારેપણું વધી પડે છે, અને તેમાં પણ લવારો, શ્રમ, મોહ, કમ્પ, મૂર્છા, ભ્રમ, અરૂચિ, અંગોનું જકડાઈ જવું અને છેલ્લે મરણ વિશેષે કરીને થાય છે. એવાં લક્ષણવાળા સન્નિપાતનું પંડિતોએ "ક્રકચ" એવું નામ આપ્યું છે.

૧૨. મધ્યવાત, હીનપિત્ત, પ્રવૃદ્ધકફ એટલે સમાનવાયુ મધ્યમ સ્થિતિમાં રહી પાચકપિત્તને સુકાવી નાંખી તેનો હીનયોગ કરે છે, જેથી કફનો અતિયોગ થાય છે. જે કે કમ્પ, દાહ, ભારેપણું વગેરે સઘળા એના એ ઉપદ્રવો થાય છે. ભ્રાજકપિત્તનો હીનયોગ થવાથી સંશ્લેષણકફનો અતિયોગ થાય છે, જેથી પાચકપિત્ત એવા દાહને ઉત્પન્ન કરે છે, કે મોંઢેથી કહી શકાતું નથી. ભ્રાજકપિત્ત આલોચક પિત્ત સાથે મળવાથી અલ્તાથી રંગાયું હોય એવું મુખમંડળ થાય છે. સાધકપિત્તે ખેંચેલો કફ હૃદયમાંથી બહાર નીકળતો નથી અને પ્રાન-વાયુ બગડેલો હોવાથી, સમાનવાયુનું બળ ઘટેલું હોવાથી જાણે છાતીમાં બાણ વાગ્યું હોય અથવા છાતીને કોઈ ખોદી નાંખતું હોય એવી પીડા થાય છે. રસગ કફના અતિયોગથી આંખો ઉપર ભાર વધતો જાય છે. સાધકકફ વધી પડી શ્વાસ નળીને રોકવાથી હીચકી

અને શ્વાસ દિવસે દિવસે વધતો જાય છે. રસનકફ સાથે ઉદાન વાયુ મળવાથી જીભ કાળી તથા ખરસટ થઈ જાય છે. ગળું જાણે ધાન્ય ની અણીઓથી વીંટલાયલું હોય એવું થાય છે. આમાશયમાં કલેદન કફનો વધારો થવાથી મળાશય એવું બની જાય છે કે, ઝાડો નીકળવાની ખબર પડતી નથી જો કે કફનું અત્યંત પરીપૂર્ણપણું થાય છે તોપણ વાયુને લીધે મોઢું, હોઠ અને તાળવું સુકાય છે. કંઠમાં રહેલો રસનકફનો અતિયોગ થવાથી અને સાધકપિત્તનો હીનયોગ થવાથી, રોગીને વિપરીત વસ્તુઓની ઇચ્છા થાય છે. આવા મહા દારૂણ સન્નિપાતનું બીજું નામ "કર્કોટક" આપવામાં આવ્યું છે.

૧૩. હીનવાત, મધ્યપિત્ત, પ્રવૃદ્ધકફ એટલે સમાનવાયુનો હીનયોગ થાય, પાચકપિત્ત મધ્ય સ્થિતિમાં રહે અને કલેદનકફનો અતિયોગ થાય તો તે દોષોના બળ પ્રમાણે કમ્પ, દાહ, ભારેપણું, વગેરે વગેરે લક્ષણ થાય છે, પરંતુ વિશેષે કરીને વાયુના હીનયોગથી થોડી થોડી શૂળ થાય છે. અપાનવાયુના હીનયોગથી કેડમાં વ્યથા થાય છે, મૂત્રાશયમાં અંડકોષમાં પીડા થાય છે. સમાનવાયુના હીનયોગથી કફનો અતિયોગ થાય છે, તેથી અત્યંત ગ્લાનિ થાય છે. ઉદાનવાયુનો હીનયોગ થવાથી માથામાં અને વાણીમાં પીડા થાય છે, તેમ સમાન વાયુનો હીનયોગ થઇ, પિત્તને દુષિત કરતો નથી તથાપિ અવલંબન કફનો અતિયોગ થવાથી શ્વાસ, હેડકી, જડતા અને બેભાનપણું થાય છે. જો કે આ સન્નિપાત યોગ્ય ઉપાયથી મટે એવો છે પરંતુ એ સન્નિપાત મટયા પછી, ભ્રાજકપિત્ત ઉદાનવાયુ સાથે મળીને, કાનના મૂળમાં મહાદારૂણ વેદનાવાળી ફોલ્લી કરે છે. આ ફોલ્લીના ઉપદ્રવથી રોગી માંડ માંડ જીવી શકે છે. આ મહા ભયંકર સન્નિપાતને પંડિતોએ "વૈદારીક" એવું બીજું

નામ આપ્યું છે. એ સન્નિપાતમાં જો ત્રણ રાત્રી યોગ્ય ચિકિત્સા વિના વીતી જાય તો તો પછીથી એની ચિકિત્સાની જે કલ્પના કરવી તે વ્યર્થ છે. એવી રીતે જુદા જુદા કારણોથી તથા જુદા હીન, મિથ્યા અને અતિયોગથી સન્નિપાતના તેર ભેદ પાડવામાં અને તેના મુખ્ય ઉપદ્રવના ગુણ-ધર્મ ઉપરથી તેના તેર નામ આપવામાં આવ્યાં છે. તેવીજ રીતે બીજા આચાર્યોએ જે સન્નિપાતમાં જે ઉપદ્રવ બળવાનપણે જણાતો હોય તે સન્નિપાતોનાં તે ઉપદ્રવના નામથી નામ આપ્યાં છે. જેમકે સાંધા દુખે તો "સંધીક." છાતીમાં દુખે તો "રૂગદાહ." ભાન જતું રહે તો "અંતક." બહુજ લવારો કરે તો "ચિત્તભ્રમ". શરીર અતિ ઠંડું થઈ જાય તો "શીતાંગ." આંખમાં બહુજ ઘેન આવે તો "તંદ્રિક." મુખમાંથી લોહી થુંકે તો "રકતસ્ટીવી" કાનના મૂળમાં સોજો આવે તો "કર્ણક." ગળામાં સોજો આવે તો "કંઠકુબ્જ." જીભ કાળી પડી સુકાઇ જાય તો "જીહ્વક" બહેરો, મુંગો, આંધળો બની જાય તો "અભિન્યાસ" માત્ર આંખો બગડી જાય તો "ભુગ્નનેત્ર" એ પ્રમાણે જે જે દોષનો જે જે ઉપદ્રવ વધારે દેખાય તે તે ઉપરથી તેનાં નામ પાડેલાં છે. સન્નિપાતના જેટલા ભેદ પાડી શકીએ તેટલા ઓછા છે, પરંતુ તે બધામાં ત્રિદોષનો હીન યોગ અતિયોગ અને મિથ્યાયોગ થવાથી એકેક દોષની પાંચ પાંચ ઑરીસોમાં રહેલા બીજા ચૌદ ચૌદ હીન-મિથ્યા-અતિયોગ પામેલા દોષો હોવાથી, અંતઃકરણની સાથેનો સંબંધ છોડી દે છે, અને તે પંદરે ઑરીસના ઉપર મનની સત્તા ચાલી નહિ શકવાથી દશે ઇંદ્રિયોના પ્રદેશમાં બલવો થાય છે, તેને સન્નિપાત એવું નામ આપવામાં આવ્યું છે, બાકી જે જે કામમાં માણસ પ્રવૃત્ત થાય છે અને બીજા

આસપાસના વિચારોનું ભાન ભૂલી જાય છે, તેને પણ સન્નિપાત કહેવાય છે. જેમ માતાને પુત્ર રમાડતાં, પુરૂષને સ્ત્રી સેવન કરતાં, બે પાડોશીને પરસ્પરમાં લડતાં, દારૂપીને રસ્તામાં પડતાં, આવેશમાં આવી કુવામાં કે અગ્નિમાં ઝંપાપાત કરતાં, અર્થાત્ એકંદરે ભય, લજ્જા, આમન્યા અને સારાસારનું ભાન ભૂલી જાય તે બધા વિકારો મનના દાબ વિના અને અંતઃકરણની સત્તા વિના ઉત્પન્ન થાય છે, તેથી એ સઘળા દોષો સન્નિપાતમાં ગણાય છે, પરંતુ એ દોષો બીજા એવાજ દોષોથી દબાઇ જતા હોવાથી તેનાથી કોઇ ભય પામતું નથી. જો માણસ બુદ્ધિ પૂર્વક વિચાર કરે, તો આખી દુનિયાને એક જાતનો સન્નિપાત થએલો છે એમ જણાય. આપણે જેટલી જાતના વિચારો કરીએ છીએ તેટલી જાતના વિચારો જો અંતઃકરણમાંથી ગાળીને બોલતા નહિ હોઈએ, પણ જેટલા વિચાર મનમાં થાય છે તેટલા બધા તેમને તેમ મોંઢે બોલીએ, તો આપણે ગાંડપણ અથવા સન્નિપાતના રોગી ગણાઇએ.માત્ર આપણા દશેંપ્રદેશમાં મનની સત્તા રહેલી છે તેથી આપણે મનનાવિચાર પ્રમાણે બોલતાં, ભય અને લજ્જા આવે છે; અને સન્નિપાતના રોગીને ભય તથા લજ્જાનો નાશ થયલો હોવાથી, તે સ્વપ્ન સૃષ્ટિમાં રહી મનના કાબુને માનતો નથી, જેથી, આપણે "તેને સન્નિપાત થયો છે," એમ કહીએ છીએ, બાકી આપણા સૂક્ષ્મ શરીરમાં અને રોગીના સ્થૂળ શરીરમાં એક સરખો સન્નિપાત ચાલુજ રહે છે. એટલા માટે આપણે શૂક્ષ્મ શરીરના શન્નિપાતને પડતો મૂકી, સ્થૂળ શરીરના સન્નિપાતવાળા રોગીની સારવાર કેમ કરવી? તે વિષે વિવેચન કરીએ છીએ. સન્નિપાતનો રોગી જ્યાં સુધી ત્રિદોષની અવસ્થામાં એટલે ફૂક, ઠેસો અને તાવ આવે તથા થોડા થોડા લવારો કરે ત્યાંસુધી

તેને જીવવાની આશા રાખી ચિકિત્સા કરવી. પણ તાવની શરૂઆતમાંજ સન્નિપાતના સર્વ ઉપદ્રવો એક પછી એક થવા માંડે, અને તે દોષને સમાવવા માટે, પચાવવા માટે અથવા શોધન કરવા માટેની ક્રિયા કરવામાં આવે, છતાં ઉપદ્રવો ઘટે નહિ, તો તે રોગી બચવો કઠણ છે એમ માની, યત્ન પૂર્વક ચિકિત્સા કરવી. ઘણીવાર એવું જોવામાં આવ્યું છે કે, અસાધ્ય દેખાતા સન્નિપાત સારા થાય છે અને સાધ્ય દેખાતા થોડા ઉપદ્રવવાળા રોગીનું મરણ થાય છે. એટલા માટે વૈદ્યે દૈવ ઉપર વિશ્વાસ રાખી ચિકિત્સા કરવામાં પ્રયત્નવાન થવું.

સન્નિપાતના રોગીને ત્રણે દોષમાં વૈદ્યે પ્રથમ કફનો નિગ્રહ થાય એવી ચિકિત્સા કરવી. અને બે દોષવાળો સન્નિપાત હોય તો તેમાં જે દોષનું પ્રબળ જોર હોય તેનો નિગ્રહ કરવો; અને જે સન્નિપાતમાં દોષના અંશાંશ નક્કી નહિ થાય તેવા સન્નિપાતમાં સાધારણ ચિકિત્સા કરવી. સન્નિપાતની ચિકિત્સામાં લંઘન, રેતીનો શેક, નસ્ય, થુંકાવવું અને અંજન, એ પાંચ પ્રયોગ પોતાના અનુભવ પ્રમાણે યોજવા. અમારા અનુભવ પ્રમાણે સામાન્યતાવમાં કે સન્નિપાતના તાવમાં, લંઘન એ મુખ્ય પ્રયોગ છે. લંઘન કરાવવાથી, વધેલા દોષો પાચન થાય છે અને પાચકપિત્ત પ્રબળ થાય છે, જેથી બીજા દોષો સુધરી રોગી બચી જાય છે. પરંતુ વર્તમાનકાળમાં આયુર્વેદના અભ્યાસીઓનું પણ ત્રિદોષ સિદ્ધાંત ઉપરથી, અને મળો તથા દોષોએ આમનું રૂપ પકડેલું છે તેને નિરામ કરવાને માટેનું લક્ષ ઓછું હોવાથી, અને ખોરાક વિના રોગીનું બળ ઘટી જશે એવી માન્યતા વધતી જવાથી, ઘણા રોગીઓ સંપૂર્ણ સારવાર છતાં મરણને શરણ થાય છે. એટલા માટે જ્યાંસુધી રોગી પોતાના ભાનમાં આવે નહિ અથવા ભાનમાં

આવ્યા પછી, જીભમાં સ્વાદ ઉત્પન્ન થાય નહિ, અથવા રોગી પોતે "મને બહુ ભુખ લાગી છે" એવું કહે નહિ, ત્યાંસુધી તેને ખોરાક આપવો નહિ. અને ખોરાક આપવાનો સમય આવે, તો પણ તેને પેયા (ચોખાનું ઓસામણ સિંધવ અને મરી નાંખેલું) આપવી. પેયા પચ્યા પછી યવાગુ (મગ એક રૂપિયા ભાર લઇ એક શેર પાણીમાં ઉકાળી, ચાર તોલા પાણી બાકી રહે ત્યારે તેમા સુંઠ અને સિંધવનું ચૂર્ણ નાંખી, થોડો સ્વાદ આવે એટલું આમળાનું ચૂર્ણ મેળવી) પાવી. યવાગુ પચી ગયા પછી તેને વીલેપી (એક રૂપિયાભાર ચોખાની કણકી એક શેર પાણીમાં ઉકાળી, સુંઠ, સિંધવ, જીરાનું ચૂર્ણ નાંખી ચાર તોલા રહે અથવા ચટાય એવું થાય તે) આપવી. વીલેપી પચ્યા પછી તેને મોળો ભાત અને મોળી છાશની કઢી, સાથે જરૂર જણાય તો બાફેલા મગ, સુંઠ સિંધવ નાંખી આપવા. પણ સન્નિપાતના રોગીને દૂધ, ઘી. અને તેલ તો કદાપી આપવાં નહિ. દૂધ, તેલ અને ઘી, સન્નિપાતની મર્યાદા જે છેલ્લામાં છેલ્લી ચોવીશ દિવસની છે ત્યાં સુધી બંધ રાખવાં. પણ જો તે મુદ્દત દરમિઆનમાં ઘી, દૂધ અને તેલ આપવામાં આવે તો ફરીથી ગએલો તાવ, વિષમજ્વરનું રૂપ ધારણ કરીને આવશે અને તે પછી રોગી ભલે ઘણા વર્ષ જીવશે પણ તે આવેલો વિષમજ્વર તો શાંત થશેજ નહિ. સન્નિપાતના રોગીને દોષના બળ પ્રમાણે ઉકાળેલું પાણી પાવું. તેમાં પિત્તના દોષમાં ત્રણ ભાગ રહેલું, કફના દોષમાં બે ભાગ રહેલું અને વાયુના કોપમાં આઠમો ભાગ રહેલું પાણી, ઠંડું કરીને પાવું. આયુર્વેદ ભલામણ કરે છે કે, સન્નિપાતને લીધે તરસ લાગેલી હોય, અને પડખામાં પીડા થતી હોય તથા તાળવું સુકાતું હોયએવા રોગીને જે વૈદ્ય નહિ ઉકાળેલું

ટાઢું પાણી પાય, તેને માણસના વેષવાળો મૃત્યુ સમજવો. વાયુના તથા કફના આધિક્યવાળા રોગીને રૂક્ષ પદાર્થોથી બનાવેલો શેક કરવો. કેવળ વાયુથીજ થએલા સન્નિપાત સિવાય બાકીના સન્નિપાત જ્વરમાં સ્નિગ્ધ (ચીકણા) પદાર્થોથી બનાવેલો શેક નિષિદ્ધજ છે, માટે રૂક્ષસ્વેદ રેતીને ઠીબડામાં ગરમ કરી લુગડામાં તેની પોટલી બાંધી, તેના ઉપર કાંજી અથવા ખાટી છાશ છાંટી શેક કરવો. તે શેકથી વાયુ તથા કફના રોગોને, માથાના શૂળને, શરીરની ત્રોડને આરામ થાય છે. એ રૂક્ષસ્વેદ, સ્રોતોને કુણાં પાડી જઠરાગ્નિને તેના આશયમાં પહોંચાડી, વાયુ તથા કફના સ્તબ્ધપણાને હરી લઇ, જ્વરને મટાડે છે. સન્નિપાતના રોગીને તન્દ્રા (ઘેન) મોહ (બેભાનપણું) પ્રલાપ (લવારો) હોય તો તેને નસ્ય એટલે નાકમાં ઔષધ ફુંકવાની જરૂર છે. ચિકિત્સાના ગ્રંથોમાં સન્નિપાતમાં નસ્ય આપવાના ઘણા પ્રયોગો લખેલા છે, પરંતુ અમારા અનુભવ પ્રમાણે કાયફળનું છોડું લાવીને, ખુબ ઝીણું વાટીને રાખી મુકી, તેમાંથી એક મગ જેટલો ભૂકો, નાકમાં ફુંકવાથી ઘણો ફાયદો થાય છે. એ ભૂકાથી સાધારણ માણસને પ્રતિશ્યાય (સળેખમ) થયો હોય, નાકમાંથી પાણી ટપકતું હોય, વારે વારે નાક ખંખેરવું પડતું હોય, નાક બંધ થઇ જતું હોય તેમાં પણ એકજ વાર નાકમાં તપખીરની માફક સુંઘાડવાથી, તરત ફાયદો થાય છે. સન્નિપાતના રોગીને નિષ્ઠીવન (થુંકાવવું) કરવું હોય, એટલે જીભ તાળવું, ગળું, સુકાતું હોય, જીભમાં સ્વાદ નહિ માલમ પડતો હોય, જીભના ઉપર કાતરા પડી ગયા હોય, તેવારે કાળી દ્રાક્ષ વાટીને જીભે ઘસવી. આદુના રસથી કાળી દ્રાક્ષ વાટી તેમાં સુંઠ, મરી, પીપર, ઉમેરી મોઢામાં ઘસવાથી કફ બહાર ખેંચાઇ આવે છે, જેથી જીભ કોમળ થાય છે.

એવા એવા ઘણા ઉપચારો લખેલા છે, પરંતુ અમારા અનુભવ પ્રમાણે પાછળ લખેલો "શ્વાસકુઠાર રસ" એક વાલ લઇ, મધમાં મેળવી, જીભ પર ચોપડવો. એથી થશે એમ, કે જો રોગી બેભાન અવસ્થામાં હશે અને જીભપર ચોપડેલું ઓસડ પેટમાં જશે, તો ત્યાં કફને જીતશે અને થુંકી નાંખશે તોપણ જીભ કોમળ થશે. જ્યારે સન્નિપાતના રોગીની સંજ્ઞાનો નાશ થાય છે, એટલે તેને બીલકુલ ભાન રહેતું નથી તેવી અવસ્થામાં, તેની આંખમાં અંજન કરવાથી ઘણો ફાયદો થાય છે. અંજનને માટે આયુર્વેદે ઘણા ઉપચારો બતાવ્યા છે, પરંતુ અમારા અનુભવ પ્રમાણે "વૈદામૃત" નામનાં નાના પુસ્તકમાં કહેલું "રસ કેશ્વરગુટિકા"નું અંજન ઘણી ત્વરાથી સંજ્ઞા (ભાન) લાવે છે. તે ગુટીકા નીચે પ્રમાણે બનાવવી;—

ખાપરીયું, સિંધવ, શેકેલો મોરથુથુ. ટંકણ, સુંઠ. મરી, પીપર, એ સમભાગે લઇ વાટી વસ્ત્રગાળ કરી લોખંડની પેણીમાં નાખી તે ડુબે એટલો લીંબુનો રસ નાંખી, લોખંડના દસ્તાથી સાત દિવસ ઘુંટી પછી તેની સોગટીના આકારની લંબગોળ ગોળી બનાવવી. તે ગોળી છાંયામાં સુકાયા પછી રાખી મુકવી. એ ગોળી મધમાં ઘસીને આંજ વાથી સન્નિપાતમાં ઘણું સરસ કામ કરે છે, એટલુંજ નહિ પણ આંખના ઘણા રોગો તેમાં ખાસ કરીને ફુલાં, માસનું વધવું, ખીલ, આંખની ધુંધ ઉપર ઘણી ફાયદાકારક છે.

જો આ ગુટિકા તૈયાર નહિ હોય તો, ધોળાં મરીનો એકદાણો લઇ, પત્થર ઉપર પાણીથી ઘસી, સન્નિપાતના રોગીને આંખમાં આંજવાથી પણ તેટલોજ ફાયદો થાય છે. એટલે ભાન આવે છે.

**સોમલ ભસ્મ**:—ખરસાણી તુવેરની સુકી ડીરી બાળીને તેની પાંચ રતલ રાખ કરવી. તે રાખને વસ્ત્રગાળ કરવી. પછી એક માટીની હીબમાં અર્ધી રાખ દાબીને ભરવી અને તેના ઉપર સોમલ તોલા ચારનો ગાંગડો મુકવો. પછી બાકીની રાખ તેના ઉપર દાબવી ત્યાર પછી તેને ચુલા ઉપર ચઢાવીને મંદાગ્નિ આપવો. બે પહોર થવાથી સોમલની ભસ્મ થઇ જાય છે. આ દવા બનાવતાં બહુ ધ્યાન રાખવાની જરૂર છે, કારણ કે સોમલને તાપ લાગે છે એટલે ફુલે છે અને તેના ફુલવાથી રાખોડી દાબેલી હોય તો પણ તેમાં ફાટ પડે છે, અને એ ફાટમાંથી ધુમાડો થઇ સોમલ ઉડી જાય છે. તેથી ફાટ પડે કે તુરત દાબી દઇ વાસણને ચુલાપરથી નીચે ઉતારવું. તે ઉતારતાં ઘણી સાવચેતી રાખવાની છે, કેમકે એનો ધુમાડો આંખે લાગશે તો આંધળા થશો અને ફરીથી સારા થવાની આશા નથી. અને જો એ ધુમાડો શરીરને લાગશે તો આખે શરીરે વિસ્ફોટક જેવા ફોલ્લા થશે એ ફોલ્લા ઘી લગાડવાથી મટી જશે. માટે સાવચેતીથી નીચે ઉતારી ઠંડું થયા પછી રાખને ધીરેથી કાઢી, ખીલેલા સોમલને લઇ, વાટી શીશીમાં ભરી મુકવો. જ્યારે કોઇ રોગીને ત્રિદોષમાં પાંસાંમાં શૂળ મારતી હોય, અથવા સન્નિપાત થયો હોય, અથવા મૂર્છા થતી હોય અથવા તાણુ આવતીહોય તો એક મોટા માણસને એક ચોખા જેટલો સુંઠના ઘસારામાં અથવા આદાના રસમાં, એક અથવા બેવાર આપવો. એની અસર તુરત જણાય છે, પણ ભૂલેચુકે વધારે વજનમાં આપવો નહિ. વધારે વજનમાં આપવાથી ગળું બેસાડી દે છે. જીવ ભમાવે છે, અકળામણ થાય છે, આંખે ગરમી માલમ પડે છે, શરીર ઠંડું પડી જાય છે, નાડી બારીક થઈ જાય છે, માટે સમાલીને આપવો. એવી એવી

વિક્રિયા જણાય તો તેને ખાવાનો કાથો પાણીમાં મેળવીને પાવો. એટલે તરત ઝેર ઉતરી જશે. એ સોમલની માત્રા આપ્યા પછી રોગીને બીલકુલ ખટાશ આપવી નહિ. જો રોગી ખટાશ ખાશે તો તરત ફુલી જશે. અને તે ઉપદ્રવ મટાડતાં વૈદ્યને ઘણી મહેનત પડશે. વિશેષમાં જણાવવાનું કે કોઇ પણ સ્ત્રીને, કોઇ પણ બનાવટથી બનેલી સોમલની માત્રા કોઇપણ રોગમાં આપવી નહિ. જો આપવામાં આવે તો તેનો રોગ જશે, પણ યકૃત (કલેજું) સુઝી જશે, તેથી તેને જીર્ણજ્વર પેદા થશે અને તે જીર્ણજ્વર જીવતાં લગી જશે નહિ. તે સ્ત્રી દુઃખી થશે અને તેનું પાપ વૈદ્યને લાગશે, માટે કોઇપણ સ્ત્રીને સોમલવાળી દવા, કોઇપણ અવસ્થામાં આપવી નહિ, એવો અમારો અનુભવ છે.

**સોમલનાં ફુલ પાડવાની રીતઃ**—જેટલા વરસની મળે તેટલા વર્ષની જુનામાં જુની ઈંટ લાવવી. તેનો વચમાં ખાડો કરવો. પછી તાંબાની વાડકી બનાવી તેની બરોબર ઈંટમાં એવો ગોળ કાપો પાડવો કે જેથી વાડકીની ધાર તે ઇંટમાં દબાય. પછી પેલા ખાડામાં સોમલનો કટકો મુકવો અને ઈંટના કાપામાં વાડકી બેસતી કરવી. તેની આસપાસ સંધીએ કાળી માટી, મીઠું, નવસાર અને લોખંડનો વહેર મેળવી લેપ કરી સુકવવો. સુકાયા પછી તે ઈંટ ચુલાપર મુકવી અને તેની નીચે બોરડીના લાકડાનો અગ્નિ કરવો એટલે ઈંટમાંથી સોમલ ઉડીને તાંબાની વાડકીને ચોંટી, ચળકતા સફેદ ફુલ પડશે. જ્યાં સુધી એ ક્રિયા ચાલતી હોય ત્યાં સુધી અગ્નિ મંદ આપવો. અને વાડકી ઉપર ઠંડા પાણીના પોતાં મૂકયાં કરવાં. એટલે ઘણાં સરસ ફૂલ તૈયાર થાય છે, એ ફૂલની એક ચોખાપુર માત્રા સન્નિ-

પાતના રોગીને દિવસના બે વાર સુંઠના ઘસારા સાથે આપવી. અને ખટાશ ખાવા દેવી નહિ. પણ ભાનમાં આવે અને ભૂખ લાગે, ખાવાનું માંગે તો ધીવાળો ખોરાક આપવો. આ માત્રા વાયુ અને કફના વિકારમાં ઘણુંજ કામ કરે છે, પરંતુ જેમાં પિત્ત પ્રકોપ વધારે દેખાતો હોય તેમાં આપવાથી ભારે નુકસાન કરે છે.

બાજીભાઇ માત્રા:—સોમલ, મનશીલ, હડતાળ, કોરો કળીચુનો, ગંધક, અને ફટકડી સરખે વજને લઇ તેને કુંવારના રસમાં ખરલ કરી, એક પીડો બનાવી સંપુટમાં મુકી, સંપુટને કપડમટ્ટી કરી ગજપુટ અગ્નિ આપવો. એટલે એની ભસ્મ થશે. એ ભસ્મમાંથી એક ચોખાપુર સુંઠના ઘસારા સાથે તાવ, મૂર્છા અથવા સન્નિપાતના રોગીને દિવસમાં બે અથવા ત્રણવાર આપવાથી ઘણો ફાયદો કરે છે. જો કોઇ સન્નિપાત સિવાયના રોગીને પડખામાં શૂળ મારતી હોય, અથવા અમુઝણ (શ્વાસ) જોરથી વધી પડી હોય તે વખતે આદુ એક તોલો તથા ફુદનો એક તોલો વાટીને રસ કાઢવો. તે રસમાં મધ ૦। તોલો ઉમેરી ત્રણેને ગરમ કરી, તેમાં એક ચોખાપુર બાજીભાઇ માત્રા નાંખી, પાવાથી એક કલાકમાં હાંફણુ નરમ પડી જાય છે. પણ એથી શ્વાશનો રોગ સમૂળ નાશ થતો નથી. માત્ર રોગીને આશાએશ આપવા અને વૈદ્યને યશ આપવાનો આ પ્રયોગ સારો છે.

કાળારિ રસ:—શુદ્ધ પારો બાર ભાગ, શુદ્ધ ગંધક વીશભાગ શુદ્ધ વછનાગ બાર ભાગ, કાળાં મરી વીશ ભાગ, પીપર ચાળીશ ભાગ, લવીંગ સોળ ભાગ, ધંતુરાનાં બીજ તેર ભાગ, ફુલાવેલો ટંકણુ વીશ ભાગ, જાયફળ વીશ ભાગ, અને અકલકરો વીશ ભાગ એ સર્વ વસાણાં વાટી, પારા ગંધકની કાજળી કરી, તેમાં બાકીનાં વાટેલાં વસાણાં

મેળવી આદાના રસનાં ત્રણ પટ આપવા. તે પછી લીંબુના રસના ત્રણ પટ આપવા તે પછી કેળના રસનો એક પટ આપી તેની મરી જેવડી ગોળીઓ વાળવી. એ ગોળી સન્નિપાતના કોઇ પણ પ્રકારના દર્દીને એકેક અથવા બબ્બે પાણી સાથે દિવસમાં ત્રણવાર આપવાથી ઘણું સરસ કામ કરે છે. એ સિવાય જો કફનું જોર વધારે હોય તો સુતરાજ રસ તથા માણેક રસ આપવો પણ જો વાયુનું જોર વધારે હોય તો શીતભંજીરસ આપવો. અને લવારો, મૂર્છા, તંદ્રા, મોહ વગેરે ઉપદ્રવ હોય તો ઉપર બતાવેલી સોમલની કોઇ પણ બનાવટ આપવી. સન્નિપાતના રોગીને બુદ્ધિપૂર્વક વૈદ્યે ગભરાયા વિના, શાંતિથી ઉપચાર કરવા અને જે ઓસડની યોજના વિચારપૂર્વક કરેલી હોય તેમાં દરરોજ ફેરફાર કરવો નહિ, કારણ કે સન્નિપાતના દોષો પોતાની અવધીએ પાકે છે. જેથી ઓસડનો તાત્કાળ ફાયદો જણાતો નથી. એટલા માટે પ્રથમથીજ યોજના એવી કરવી કે દવા બદલવી પડે નહિં.

સન્નિપાતના રોગીને સારો કરવા માટે ભાવપ્રકાશ, નિઘંટરત્નાકર, રસરત્નસમ્મુચય, રસરત્નાકર, અને ભૈષજ્ય રત્નાવળીમાં ઘણી જાતના ઉપાયો લખેલા છે. તેમાંના જે જે વૈદ્યરાજોએ અનુભવેલા અને અજમાવેલા હોય તે તે કવાથો, ગુટિકાઓ, રસો, માત્રાઓ આપવાની જરૂર જણાય તેમ પોતાના અનુભવ પ્રમાણે આપવી. અથવા અનુભવ ન હોય તેણે જુદા જુદા પ્રયોગો અજમાવી અનુભવ મેળવવો. આ ત્રિદોષ સિદ્ધાંતમાં અમારો અનુભવ અમે લખી જણાવ્યો છે. તેમ બીજા વૈદ્યરાજો પણ પોતાના અનુભવેલા ઉપાય વિધિપૂર્વક ખુલ્લા મનથી વૈદ્યોને માટે પ્રસિદ્ધિમાં મૂકશે તો વૈદ્યોની અને આયુર્વેદની કિર્તિમાં વધારો થશે, અને જગતપર મોટો ઉપકાર થશે.

**આગંતુક જ્વર:**—શસ્ત્ર, મુક્કી, કે લાકડી વગેરેના મારથી, કામ, શોક, ભય, ક્રોધ અને ભુતના આવેશથી, કોઇ શત્રુએ કરેલા અભિચારથી, અથવા બ્રાહ્મણ, ગુરૂ, વૃદ્ધ, કે સિદ્ધ આદિના શાપથી આગંતુકજ્વર ઉત્પન્ન થાય છે- એ જ્વરને તે તે દોષના લક્ષણથી જાણી લેવો. આગંતુકજ્વર એટલે જેમાં રોગીએ મિથ્યા આહાર અને મિથ્યા વિહારનું સેવન કરેલું ન હોય પરંતુ બહારના ઉપદ્રવથી જે તાવ આવે છે તેને આગંતુકજ્વર એવું નામ આપવામાં આવ્યું છે. આપણે આગળ જણાવી ગયા તેમ શરીરમાં રહેલા ત્રિદોષની પંદર ઑફીસો જેમાં દરેક ઑફીસમાં ચૌદ કારકુનો અને એક ઑફીસર ગણેલા છે, અને અંતઃકરણની ઑફીસ એ પંદરે ઑફીસ ઉપર અને દશ ઈંદ્રિરૂપ પ્રદેશ ઉપર અમલ ચલાવે છે. જેમ ત્રિદોષની મુખ્ય ત્રણ ઑફીસોમાં અવ્યવસ્થા થાય તો તેની અસર અંતઃકરણને પહોંચે છે. તેવી રીતે દશ ઇંદ્રના દશ પ્રદેશમાં ગડબડ થવાથી તેની અસર સીધી અંતઃકરણને પહોંચે છે, અને અંતઃકરણનો વ્યવહાર પંદર ઑફીસો પૈકી જે ઑફીસ સાથે છુટો થઇ જાય, તે ઑફીસમાં અવ્યવસ્થા થવાથી જે રોગ ઉત્પન્ન થાય તેને આગંતુક રોગ કહેવામાં આવે છે. દાખલા તરીકે એક ગૃહસ્થના પુત્રના પરદેશથી મરણના સમાચાર પત્રદ્વારાએ આવે, તે પત્રમાં લખેલા જડ અક્ષરને આંખનો પ્રદેશ જોઇને અંતઃકરણને પહોંચાડે, જેથી અંતઃકરણ આંખની ઉપર વિશ્વાસ રાખી શોકગ્રસ્ત થાય; એટલે આંખમાં રહેલું સાધકપિત્ત આલોચકપિત્તથી છુટું પડી હૃદયમાં ઉતરી પડે, એટલે મગજમાં રહેલો ઉદાનવાયુ આંખમાં રહેલા સમાનવાયુને ખેંચી લે, જેથી આંખમાંથી પાણી ટપકવા માંડે, અને હૃદયમાં રહેલો પ્રાણવાયુ સમાનવાયુ તરફ ખેંચાઇ

જવાથી ઓ ઓ ઓ એવો શબ્દ ઝટ નીકળે, અને સમાનવાયુ સાથે રહેલું પાચકપિત્ત અપાનવાયુ ખેંચી જાય, તો તે માણસને ઝાડો છુટી જાય. આટલી અવ્યવસ્થા આંખ ઇંદ્રિએ "તમારો પુત્ર મરણ પામ્યો છે" એટલા અક્ષર જોઇને મનને પહોચાડવાથી થાય છે. પણ જો બે કલાક પછી એવો ટેલીગ્રાફ આવે કે, "જે પુત્રને મરણ પામેલો ધારતા હતા તે પુત્ર પોતાના મિત્રો સાથે ફલાણી ગાડીમાં સહીસલામત આવે છે. તેને માટે રસોઇ તૈયાર રાખજો" એટલી ખબર આંખ અંતઃકરણને પહોંચાડે કે, તુરત દરેક ઑફીસોમાં દરેક અમલદાર પોતાનું કામ રીતસર કરવા મંડી પડે છે, અને તેને આપણે આગંતુક આનંદ માનીએ છીએ. તેવી રીતે કોઈ માણસને માર પડવાથી, પડી જવાથી, ઘસડાવાથી, અથવા અકસ્માત વાગવાથી, વ્યાનવાયુની ઑફીસમાં અવ્યવસ્થા થાય છે, જેથી સમાનવાયુએ પાચકપિત્ત અને અવલંબન કફને જે માલ મોકલાવ્યો હોય, તેને વ્યાનવાયુ ગ્રહણ કરી શકતો નથી, તેથી વધારાનું પિત્ત અને વધારાનો કફ, પોતપોતાના સ્થાનમાં એકઠો થવાથી તેને પચાવવા માટે, આશયોને અથવા કળાઓને જે શ્રમ પડે છે તેને લીધે શરીર તપે છે, એટલે આપણે એમ માનીએ છીએ કે "આ માણસને અભિઘાત એટલે વાગવાથી તાવ આવ્યો છે." કોઇ માણસને વિષ પ્રયોગ થવાથી એટલે ઝેર ખાવાથી અથવા ઝેરનો સ્પર્શ થવાથી પણ વ્યાનવાયુ બગડીને ભ્રાજકપિત્તમાં વધારો થવાથી, તે માણસનું મુખ કાળું થઇ જાય છે, ચામડીમાં દાહ થાય છે અને પાચકપિત્ત અપાનવાયુ તરફ દોડી જવાથી પાતળા ઝાડા થાય છે. સમાનવાયુ પોતાનો ભાગ નહિ પાડી શકવાથી અન્નનો અભાવ થાય છે, તેની અસર સાધકપિત્તમાં

થવાથી રસન કફ સુકાઇ જાય છે. એટલે તેને તરસ લાગે છે. અને ચામડીમાં રહેલો ક્લેદન કફ સુકાવાથી પિત્ત વધે છે, તેથી શરીરમાં સોય ઘોંચાવા જેવી પીડા થાય છે અને માથામાં રસગકફના સુકાવાથી અને આલોચકપિત્તના વધવાથી તે રોગીને મૂર્છા થાય છે. તેમ નાશા ઇંદ્રિથી કોઇ વિષવાળા ઓસડનો વાસ લેવામાં આવે અથવા વાતાવરણમાંથી વિષપ્રવાહ નાશા ઇંદ્રિ દ્વારાએ પ્રવેશ કરે, જેથી આલોચકપિત્તમાં વધારો થાય છે. અને ઉદાનવાયુ પિત્ત વધવાથી માથામાંથી પાતળો થઇ નીકળી જાય છે. જેથી રસગ કફ ઉનો થાય છે. એટલે રોગીને માથામાંથી તાવની શરૂઆત દેખાય છે. મૂર્છા થાય છે અને કપાળ દુઃખે છે. વળી સમાનવાયુ સાધકપિત્તને જોરથી ઉંચે ચઢાવે છે, અને પ્રાણવાયુ ઉદાનવાયુની જગ્યા પુરવા ઉપર ચઢે છે. જેથી તે રોગીને છાતીમાં ગભરામણ થાય છે, ઉલટી થાય છે, અને છીંકો આવે છે. તેને અભિશંગ આગંતુકજ્વર કહેવામાં આવે છે. આંખ દ્વારાએ કોઇ રૂપાળી સ્ત્રી જોવામાં આવે, અથવા કોઈ સ્ત્રીના ઉપર કોઇ માણસને મોહ થયો હોય તે સ્ત્રી તેને નહિ મળવાથી તે પુરૂષના હૃદયમાં રહેલો પાનવાયુ તે સ્ત્રીના આલોચકપિત્તમાં પ્રવેશ કરવાને પ્રયત્નવાન થાય, જેથી તે પુરૂષના હૃદયમાં લોહી જોરથી ચાલી મગજ તરફ દોડવા માંડે, એટલે અંતઃકરણની ઑફીસમાં રહેલું મન, પોતાની ફરજ ચુકીને દશ ઇંદ્રિયના દશ પ્રદેશ અને ત્રિદોષની પંદર ઑફીસને સુની મુકીને તે સ્ત્રીના મનમાં જવાને ચાલ્યું જાય, જેથી ચિત્તમાં ભ્રાન્તિ ઉત્પન્ન થાય, આંખમાં રહેલું ભ્રાજકપિત્ત રસગકફ અને સમાનવાયુ ઢીલા પડી જવાથી ઘેન આવે, ધમનીઓમાં રહેલો પવન આખા શરીરનાં જે પવનને ધમે છે તેમાં ખોટ પડવાથી

શરીરમાં આળસ આવે છે, અને સમાનવાયુ રસનકફને સુકવી નાંખવાથી જીભ લુખી પડી જાય છે, જેથી અંતઃકરણમાં પીડા થાય છે. એવી રીતના ઉપદ્રવ સહીત જે તાવ આવે છે તેને "કામથી ઉત્પન્ન થયેલો આગંતુકજ્વર" કહે છે. કોઇ માણસને પોતાની આંખે ભયંકર વસ્તુ જોવાથી, અથવા કાને ભયંકર શબ્દ સાંભળવાથી તેનો સીધો ધક્કો અંતઃકરણને લાગવાથી અથવા શોક થાય એવી વાત કાને સાંભળવાથી અથવા નજરે જોવાથી, સાધકપિત્ત ઘટી જઇ સમાનવાયુમાં ક્લેદન કફ ખેંચાઈ આવી, સાધકપિત્તને ઉદાનવાયુ ખેંચી લઇ જઈ જે તાવ ઉત્પન્ન કરે છે, જેથી ચિત્તમાં શીથિલતા ઉત્પન્ન થવાથી રોગી ભાન ભૂલી જઇ યદ્વાતદ્વા બકે છે, અને જે માણસને પોતાની ધારેલી ઇચ્છા નહિ પુરી થવાથી અથવા સામા માણસે પોતાનું ધાર્યું, કહ્યું નહિ કરવાથી, તે વાત મનાવવાને માટે અથવા કહ્યું કરાવવા માટે અંતઃકરણને જે જોશ આવે છે, તેથી સાધકપિત્ત આલોચકપિત્તમાં મળવા માટે ઝપાટાબંધ માથા ઉપર દોડે છે, જેથી તે રોગીનું આખું અંગ ધ્રુજે છે અને તાવ આવે છે. તેને પણ અભિશંગ નામનો આગંતુક જ્વર કહેવામાં આવે છે. કોઇ માણસના ઉપર કોઇ માણસ પોતાના મનના સંકલ્પથી તેનું અનિષ્ટ ચિંતવે અને જો ચિંતવનારના મનનો વેગ અતિ બળવાન હોય, તો આકાશમાં રહેલા પ્રાણવાયુ (ઇથર) ને ભેદીને તે સંકલ્પ મધ્યમાં વાણીમાંથી નીકળી, બીજા માણસની મધ્યમાં વાણીમા પ્રવેશ કરે છે. જેથી મધ્યમાવાણી જેનું હૃદયમાં સ્થાન છે તે, હૃદયમાંના સાધકપિત્તને ઉશ્કેરી ઉદાનવાયુ સાથે મેળવી હૃદયમાં રહેલા અવલંબન કફને ક્ષીણ કરે છે, જેથી રોગીને તરસ ઘણી લાગે છે, અને બેભાન

થાય છે. એવા લક્ષણવાળા રોગીને "અભિચાર" નામનો "આગંતુક-જ્વર" આવ્યો છે. એમ જાણવું. જે રોગીની તન્માત્રાઓ વિકારને પામી અવ્યવસ્થિત થાય, જેથી અંતઃકરણની ઑફીસમાં અવ્યવસ્થા થવાથી તાવ આવે તો તે તાવમાં રોગી હસે છે, રડે છે, ગાય છે. ધુણે છે, અને ધ્રુજે છે. એવા લક્ષણવાળો રોગી કે જેની પાંચે તન્માત્રાઓ વિકાર પામી શરીરમાં રહેલા પાંચે ભૂતોને કોપાવે છે, જેથી એવાં તાવનું નામ પંડિતોએ ભૂતાભિશંગ પાડ્યું છે. હવે ઉપર કહેલા ચારે પ્રકારના આગંતુકજ્વરના કારણો બહારથી આવે છે છતાં, તે કારણો ઉત્પન્ન થયા પછી શરીરના ત્રણે દોષોને પોતપોતાના ગુણ પ્રમાણે કોપાવે છે, એટલે ચિકિત્સકને તો દોષનો કોપ નજરે પડે છે, પરંતુ એના લક્ષણ ઉપર ધ્યાન આપી તેનું બારીક નિરિક્ષણ કરી; તેની ચિકિત્સા કરવાની છે. માનસીક વિકારથી ઉત્પન્ન થયલા જ્વરમાં માનસીક ઉપચાર કરવા જોઇએ, પરંતુ અભિઘાત નામના આગંતુક-જ્વરમાં જે જે પ્રકારના અભિઘાતથી જે જે પ્રકારની પીડા ઉત્પન્ન થયલી હોય, તે તે પ્રકારની પીડાને દૂર કરવા માટેની યોજના કરવાનું કામ ચિકિત્સકને માથે રહેલું છે. તેની ચિકિત્સા નીચે પ્રમાણે કરવી જોઇએ. જો પડી જવાથી, પગ અથવા હાથ મોચકાયો હોય, તો તેને તેલ અને હળધર ચોળીને મસળવો અને તે ઉપર આમલીનાં પાતરાં જરા મીઠું નાંખી પાણીમાં બાફી પાટા બાંધવાથી કળતર અને દુખાવો મટી જાય છે. આ પાટા દિવસમાં બે વાર બદલવા. જો હાડકું ભાંગ્યું હોય તો તેને રીતસર ચઢાવવું અથવા સાંધવું, અને તેના ઉપર વાવ્યાનો ખરડ ચોપડવો. એળીયો, બોળ, ગુગળ, શેરી લોબાન, ગુજ્જર, રેવંચીનો સીરો, મેદા લાકડી, આંબાહલદર, સાજી,

લોધર અને માયુસરસ સમભાગે લઇ, માયુસરસને દુર રાખી, બાકીનાં વસાણું વાટી વસ્ત્રગાળ કરી તેમાંથી જોઇએ તેટલો ભુકો લઈ પાણીમાં ખદખદાવી, પાણી ગરમ થાય તે વખતે માયુસરસ નાંખી ફરી ઉકાળતાં માયુસરસ ઓગળી જાય એટલે નીચે ઉતારી ખમાય તેટલું ગરમ, ભાંગેલા, અફળાયલા, સુજેલા ભાગપર ચોપડી તેનાપર રૂ વળગાડી જરૂર જણાય તો પાટો બાંધવો. એથી ઘણો ફાયદો થાય છે. જો કોઇને મુંઢ માર પડયો હોય, અને લોહી ઠરી ગયું હોય તો ઘઉંના લોટને તેલનું મોણ દઇ, તે લોટને આઠમે ભાગે સાજી તથા આંબા હળધનું ચૂર્ણ નાખી પાણીમાં મેળવી, કઢી જેવું પાતળું કરી ખદખદાવી, ચોપડવા જેટલું ઘાડું થાય એટલે ખમાય તેટલું ગરમ ચોપડવાથી લોહી છુટું પડી ફરતું થાય છે. જો કોઇને ઉંચેથી પડવાથી આખું શરીર પચડાઇ ગયું હોય તો તેને નાળીએરીના લીલા તરોપા લાવી તેને એમને એમ છુંદી, છાલને નીચોવી તેનું પાણી પાવાથી, પછડાયલા માણસને ઘણો ફાયદો થાય છે. અથવા બે રૂપીયાભાર ઘી લઈ, તેમાં બે ભીલામાના આઠ કટકા કરી નાંખી બળી જતાં સુધી તળવા. અને પછી તે કટકાને કાઢી નાંખી તે ઘીમાં ઘઉંનો લોટ સાંતળી, ગોળનું પાણી રેડી શીરો બનાવી ત્રણ અથવા સાત દિવસ ખવડાવવામાં આવે તો તે પછાડ ખાધેલા રોગીને તદન આરામ થાય છે. ઉપર વાગ્યા ઉપર લગાડવાનો જે ખરડ લખવામાં આવ્યો છે તેમાં લખેલાં તમામ વસાણું વાટી વસ્ત્રગાળ કરી જુદાં રાખવાં અને માયુસરસને દારૂમાં મૂકી ધીમે તાપે પીગળાવવો. જેથી તે પીગળીને લોચા જેવો થશે. પછી તેમાં પેલાં વસાણાંનો ભુકો મેળવીને ઘટતો દારૂ ઉમેરીને ભરી રાખવો. જ્યારે જરૂર પડે

ત્યારે તેમાંથી જોઇએ તેટલો ખરડ લઈ (જો તે સુકાઇ ગયો હોય તો તેમાં બીજો દારૂ ઉમેરી તડકે મૂકી નરમ કરવો.) એ ખરડ લગાડી રૂ ચોંટાડી એમને એમ રહેવા દેવાથી અથવા પાટો બાંધવાથી વાગેલા ભાંગેલા, સુજેલા, મોચકાયલા, અને અચકાયલા ઉપર ઘણીજ સારી અસર કરે છે. જો દેશી દારૂ નહિ મળી આવે તો બ્રાન્ડી અથવા સ્પીરીટમાં તૈયાર કરવો. અને કશુંજ ન મળે તો ઉપર બતાવેલી રીત પ્રમાણે પાણીમાં અથવા બળદના મૂત્રમાં તૈયાર કરવાથી પણ સારો ફાયદો કરે છે.

ઉપર લખેલો આગંતુકજ્વર હોય અથવા આગળ લખેલા આઠ પ્રકારના જ્વર પૈકી કોઇ પણ જાતનો તાવ આવ્યો હોય, તે તાવ મટયા પછી જ્યાં સુધી શક્તિ નહિ આવે ત્યાં સુધી તાવના રોગીએ મૈથુન, કસરત, સ્નાન અને પગે ચાલીને ફરવું નહિ. જો સ્નાન કરે તો તાવ ફરીથી આવે છે. જો ચાલવામાં વધારે આવે તો પ્રમેહ થાય છે; જો કસરત કરવામાં આવે તો હાંફવાળો તાવ ફરીથી આવે છે. અથવા શ્વાસરોગ થાય છે. અને જો મૈથુન કરવામાં આવે તો સ્તંભ અથવા મૂર્છા થાય છે. અને વખતે મરણ પણ થાય છે. એટલા માટે તાવના રોગીએ જ્યાં સુધી બરાબર શક્તિ આવે નહિ ત્યાં સુધી અહાર અને વિહારથી પથ્યમાં રહેવું. કારણ કે મનુષ્ય માત્રમાં જે જે રોગો જોવામાં આવે છે અને તે રોગો જુદા જુદા નામથી ઓળખાય છે, તે તમામ રોગોનું આદિ કારણ તાવ છે, તે તાવનું સ્વરૂપ નહિ સમજવાથી અથવા તાવની જાત જાણ્યા સિવાય વિરૂદ્ધ ચિકિત્સા થવાથી, અથવા તાવ ગયા પછી અને શક્તિ આવતાં પહેલાં મિથ્યા અહાર વિહારનું સેવન

કરવાથી, શરીરમાં રહેલા ત્રણે દોષોની પંદરે ઑશીસમાં રહેલા દોષો પૈકી એક બે અથવા ત્રણ દોષો કોપી, જુદે જુદે સ્થળે જુદી જુદી જાતની પીડા ઉત્પન્ન કરી આખા શરીરને ઘેરી લે છે, જેને નિદાન શાસ્ત્ર જાણનારા વૈદ્યો જુદા જુદા રોગોને નામે ઓળખે છે; પણ જો ચિકિત્સક તાવની જાતને પારખી, તેના બળાબળનું તોલ કરી, યથાર્થ ચિકિત્સા કરે અને ચિકિત્સાના ચાર પાયા તથા એકેક પાયાની ચાર ચાર કળા, એટલે સોળે કળા સંપૂર્ણ ચિકિત્સા થાય, તો તાવમાંથી બીજા રોગો ઉત્પન્ન થઇ શકતા નથી, પરંતુ વર્તમાન કાળમાં રોગી અને વૈદ્ય, ઔષધ અને પરિચારક એવા ચારે પાયાનું ઠેકાણું નથી, તો તેની સોળે કળા સંપૂર્ણ ચિકિત્સા તો ક્યાંથીજ થાય ! હાલ તો

### દોહરો

ગુરૂ લોભી ચેલા લાલચુ, દોનો ખેલે દાવ;
દોનો બૂડે બાપડે, ચઢ પથ્થરકે નાવ.

એવી દશા રોગીઓ અને ચિકિત્સકો વચ્ચે ચાલી રહી છે.

**दोषोऽल्पोऽहितसंभूतो ज्वरोत्सृष्टस्यवापुनः**
**धातुमन्यतमंप्राप्यकरोति विषमज्वरंम ॥**

તાવનો દોષ અલ્પ રહી ગયો હોય અને રોગી અહિતનું સેવન કરે તો તે તાવ બીજા ધાતુમાં પ્રવેશ કરીને ફરીથી તાવના રૂપમ દેખાય છે, તે તાવને પંડિતોએ વિષમજ્વર એવું નામ આપ્યું છે. એ વિષમજ્વરને સંતત, સતત અન્યેદુષ્ક, ત્રતિયક અને ચતુર્થક

એ પ્રકારે પાંચ પ્રકારના વિષમજ્વર કહેલા છે. જો ત્રિદોષ જન્ય તાવ આવેલો હોય અને તેનો અલ્પદોષ રહ્યો હોય, તેમાં કુપથ્યનું સેવન કરે, તો તેના રસધાતુમાંથી તાવ વધીને રક્તધાતુમાં પ્રવેશ કરે છે, જેમાં એવી ક્રિયા થાય છે કે ત્રિદોષના તાવને લીધે સમાનવાયુ, ક્લેદનકફ અને પાચકપિત્ત નિર્બળ થયલા હોય, જેથી શરીરમાં રસધાતુનો ક્ષય થએલો હોય, એટલે ચામડીમાં રહેલા ભ્રાજકપિત્તને કાબુમાં રાખવાને વ્યાનવાયુ તથા સંશ્લેષણકફ અશક્ત થવાથી, ભ્રાજકપિત્ત લોહીમાં મળી જાય છે, અને લોહીમાં મળ્યા પછી, લોહીમાં રહેલું રંજકપિત્ત અને હૃદયમાં રહેલું સાધકપિત્ત ભ્રાજકપિત્તમાં મળવાથી અહોરાત્ર તાવ ચઢેલો રહે એટલે ચોવીશ કલાક સુધી અથવા બાર કલાક સુધી એકસરખો તાવ રહે છે, તેને સંતતજ્વર સતતજ્વર કહેવામાં આવે છે. પણ એવા સતતજ્વરમાં પાચકપિત્ત બળવાન થાય પરંતુ સમાનવાયુ ઘટી જાય અને ક્લેદનકફ સુકાઇ જાય જેથી રોગીને ભૂખ લાગે પણ ખાધેલું પચે નહિ; તેથી સમાનવાયુ નિર્બળ થવાને લીધે તેના ભાગ પાડી શકે નહિ; એટલે ખાધેલા પદાર્થનો રસ નહિ બનતાં આમ બની જાય છે, અને તે આમને પચાવવા માટે જે મહેનત પડે છે, તેથી માંસમાં રહેલો સમાનવાયુ તથા ક્લેદન કફ સુકાઇ જવાથી, સાધકપિત્ત વધી જઇ ભ્રાજકપિત્ત સાથે મળી, સંતત સતત, અન્યેદુષ્ક નામનો તાવ ઉત્પન્ન કરે છે; જે તાવ સાત દિવસ, દશ દિવસ અથવા બાર દિવસ સુધી રાત્રી અને દિવસ એક સરખો રહે છે. અને તેથી પણ ત્રણે દોષ નહિ પચે તો અઢાર, એકવીશ અથવા સત્તાવીશ દિવસ સુધી તાવ ઉતરતો નથી. એવા તાવમાં જ્યાંસુધી આમ પચે નહિ ત્યાંસુધી ચિકિત્સકે રોગીને લંઘન,

પાચન અને શોધન દ્રવ્યનો ઉપયોગ કરી, રોગીની સારવાર કરવી જોઇએ, પણ જો રોગીની અથવા રોગીના પરિચારકની ઉતાવળને લીધે, અથવા પોતાની હોશિયારી બતાવવાની ઉલટને લીધે, એ તાવને કાઢવા માટે કોઇ ઔષધી આપે તો, તાવ કાઢવાની વાત તો દૂર રહી, પણ હાથ પગ ઠંડા થઇ, તાવ મગજ ઉપર જઇ, રોગીને સન્નિપાત ઉત્પન્ન કરે છે, અથવા તેનું મરણ નીપજાવે છે. એટલા માટે ચિકિત્સકે સંતત, સતત અન્યેદ્યુષ્ક તાવની જાત પારખીને ઉપચાર કરવા. જો રોગી અથવા પરીચારક ઉતાવળ કરે તો તે રોગીને છોડી દેવો પણ તાવને કાઢવાનું ઓસડ તો આપવુંજ નહિ. માત્ર તેને પાચન ઔષધ અથવા શોધન ઔષધ આપવું. ઘણા ચિકિત્સકોનું એમ માનવું છે કે, આવા સખત તાવમાં પણ જો તેને કંઇ પણ જાતનો ખોરાક નહિ આપીશું, તો રોગીની શક્તિ ક્ષીણ થઇ જશે, એટલા માટે દૂધ અને બરફ, સાબુ ચોખાની કાંજી કે અખોડબદામની કાંજી આપવાની ભલામણ કરે છે, પરંતુ એ કાંજી વગેરે કોઇ પણ જાતનો ખોરાક, રોગીનો કોઠો નિરામ થયા સિવાય આપવામાં આવે તો તેથી ઉપર કહેલી મુદતે તાવ નહિ ઉતરતાં, જેમ જેમ ખોરાક અપાતો જાય. તેમ તેમ "આમ" બનતો જાય અને તાવ પોતાની મુદત લંબાવતો જાય. જેથી તાવમાં શ્વાસ, મૂર્છા, અરુચિ, તરસ, ઉલટી, અતિસાર અથવા બંધકોષ, મૂત્રઘાત, હેડકી, ઉધરસ અને બળત્રા એ ઉપદ્રવો રોગના બળ પ્રમાણે અને વાયુ, પિત્ત, કફના હીન–મિથ્યા અતિયોગ પ્રમાણે એક પછી એક દેખાતા જાય છે. અને રોગી તથા રોગીના પરીચારકો ગભરાય છે; એટલે વૈદ્ય મુંઝાય છે, માટે રોગીનો કોઠો નિરામ થયા સિવાય કોઇ પણ તાવમાં ખોરાક

આપવો નહિ. સતત્ સંતત અને અન્યેદ્યુષ્ક તાવની અવધિ આવ્યા પછી 'મહાજ્વરાંકુશ', સુતરાજ, શીતભંજીરસ, પંચવક્રરસ કે શ્રી મૃત્યુંજયરસ આપવાથી તાવ જતો રહે છે અને રોગી તંદુરસ્ત બને છે.

**શ્રી મૃત્યુંજય રસ**—વછનાગ, મરી, પીપર, ગંધક, ટંકણ-ખાર સર્વે સમભાગે લઇ તેથી બમણા વજને હીંગળોક લેવો. તે હીંગળોકને પ્રથમ લીંબુના રસની ભાવના આપીને શુદ્ધ કરવો અને પારાને વિધિપૂર્વક શુદ્ધ કરી ગંધક જેટલો લેવો. વછનાગ ગૌમૂત્રમાં શોધેલો લેવો. અને તેને બારીક વાટી લીંબુના રસનો તથા આદુના રસનો એકેક પટ આપી, મગ જેવડી ગોળીઓ વાળી, વાયુના તાવમાં દહીંમાંના પાણી સાથે ઘોર સન્નિપાતમાં આદુના રસ સાથે, અજીર્ણ જ્વરમાં લીંબુના રસ સાથે, વિષમ જ્વરમાં જીરૂ અને ગોળની સાથે મોટા માણસને દર ટંકે ચાર ગોળી સુધી આપવી અને ચાર ગોળી કરતાં વધારે કોઇપણ અવસ્થામાં આપવી નહિ. ઉપર પ્રમાણે ભૈષજ્ય રત્નાવળીનું કહેવું છે. પરંતુ લીમડાની સળી, ધાણા, કાળાં મરી, લવીંગ અને કમળના ફુલ (નીલોફર) ને વાટી કપડે ગાળી લઇ તેમાં ઠીકરી છમકારી, તે પાણી સાથે આ શ્રી મૃત્યુંજય રસની ગોળી આપવાથી અજબ જાતનો ચમત્કારિક ફાયદો થાય છે. એ પ્રમાણે વિષમજ્વરના સંતત સતત અને અન્યેદ્યુષ્ક જ્વરની ચિકિત્સા કરવી.

જે તાવ ત્રીજે દિવસે આવે છે તેને 'તૃતીયક' (એકાંતરીયો) અને ચોથે દિવસે આવે છે તેને 'ચતુર્થિક' (ચોથાયો) કહે છે. પણ એમાં એવી શંકા કરવામાં આવે કે, 'આમ' જ્યારે રસને અનુગામી થઇ, કોઠામાં આવી, સમાનવાયુને દબાવી, પાચકપિત્તને ઉશ્કેરે છે,

ત્યારે શરીર તપે છે; તો કોઠામાં આમ રહેલો હોવા છતાં એક દિવસને આંતરે અથવા બે દિવસને આંતરે તાવ આવે છે. તેનું કારણ શું? એનું સમાધાન એવું છે કે, નિવૃત્તિ પામેલો વિષમજ્વર પાછો નિયમિત્ત દિવસે આવે છે, તેમાં તે દોષનો સ્વભાવજ કારણરૂપ છે એમ પંડિતોએ કહ્યું છે. દોષોના સ્વભાવનુંજ કારણપણું હોવાને લીધે ઉપર કહેલા સ્થાનકોના વિભાગોની અપેક્ષા રાખ્યા વગર પણ એકાંતરિયા, ચોથીયા અને વિપર્યય આદિ બીજા વિષમજ્વરો પોતપોતાના સમયમાં પ્રકટ થાય છે. જેમ બીજ પૃથ્વીમાં રહે છે, અને તે બીજ સમય પ્રાપ્ત થતાં ઉગે છે, તેમ દોષ ધાતુઓમાં રહે છે અને પોતાનો સમય પ્રાપ્ત થતાં પ્રકોપ પામે છે. સુશ્રુતે પણ કહ્યું છે કે એ વિષમજ્વર કદી પણ દેહને મુકતો નથી. કારણ કે વિષમજ્વરવાળો માણુસ ગ્લાનીથી ભારેપણાથી અને દુર્બળપણાથી મુક્ત થતો નથી. દોષનો વેગ ટળી જાય ત્યારે જ્વર જતો રહયો જણાય છે, પણ જતો નહિ રહેતાં બીજા ધાતુઓમાં છુપાઇ જાય છે, કે જેથી સૂક્ષ્મપણાને લીધે પ્રત્યક્ષ માલમ પડતો નથી. એટલા માટે જ્વર, કાળ પામીને નિયમિત્ત સમયે પોતાના સ્વભાવથી પાછો દેખાય છે. એકાંતરીયા તાવમાં કફ અને પિત્તનો અતિયોગ થયો હોય તો ત્રિકમાં પીડા થાય છે. વાયુ અને કફનો અતિયોગ થયો હોય તો બરડામાં પીડા થઇ તાવ આવે છે અને જો વાયુ તથા પિત્તનો અતિયોગ થયો હોય તો પ્રથમ મસ્તકમાં પીડા થાય છે. એવો એકાંતરીયો તાવ ત્રણ જાતનો થાય છે. જે ત્રણે સ્થાનોમાં તે દુઃખ કરે છે તે ખરૂં જોતાં વાયુનાં સ્થાન છે. ત્યાં ગએલો વાયુ, કફના સ્થાનમાં, અને કફ વાયુના સ્થાનમાં

સ્થાનભ્રષ્ટ થવાથી એટલે તેનો મિથ્યાયોગ થવાથી દુર્બળ બને છે, તેથી તેઓ ત્રીજે દિવસે તાવ લાવે છે. અને જો તેઓ પોતાના સ્થાનમાં રહે તો તેના અતિયોગથી સંતતઆદીજ્વર ઉત્પન્ન થાય છે. આ પ્રમાણે માથું એ કફનું સ્થાન, બરડો એ પિત્તનું સ્થાન અને પેટ એ વાયુનું સ્થાન તેમાં રહેલા વિકારો પારકી જગ્યાપર જવાથી તેનો મિથ્યાયોગ થઇ, તૃતીયકજ્વર તથા ચાતુર્થિકજ્વર ઉત્પન્ન કરે છે. હવે એક બીજાના સ્થાનપર વિકારો શામાટે જાય છે? એવો પ્રશ્ન કરવો નહિ, કારણકે સ્થાનનો નિયમ પ્રકૃતિસ્થ વિકારોને માટે છે, પણ એ વિકાર જે બીજા વિકારો પેદા કરે છે તે વિકારો તો આખા શરીરમાં ફરતા ફરે છે. ચાતુર્થિક જ્વરમાં કફનો વિકાર વધારે હોય તો, તે જાંગમાંથી પેદા થઇ આખા શરીરમાં જણાઇ ભેરો છે, અને જો વાયુનો વિકાર વધતો હોય તો, પહેલાં માથું દુખાતી પછી આખા શરીરમાં તાવ ભરાય છે. આ પાંચ પ્રકારના તાવો અથવા ચાર પ્રકારના તાવો ઘણું કરીને સન્નિપાત જ્વરમાંથી થાય છે, એવો ચરકનો મત છે. હારિતાચાર્ય કહે છે કે, ચાતુર્થિક તાવમાં પિત્તનો અતિયોગ મુખ્ય હોય છે, છતાં આ વિષમજ્વરની ઉત્પત્તિ, વૃદ્ધ સુશ્રુતમાં જે લખી છે તે મુજબ કફના પાંચ સ્થાન છે, જેમાં વિકારોનો સંચય થવાથી તાવ આવે છે. આંતરડાં હૃદય, ગળું, કંઠ, માથું અને સાંધા એ પાંચ સ્થાન ગણી, જો વિકાર આંતરડામાં જાય છે તો, સંતત એક દિવસમાં બે વેળા આવે છે. હૃદયનો વિકાર જો આંતરડામાં આવે છે તો, તેથી અન્યેદુષ્કજ્વર એકવેળા આવે છે. કંઠનો વિકાર એક દિવસે હૃદયમાં આવે છે અને બીજે દિવસે આંતરડામાં પ્રવેશ કરે છે, જેથી એકાંતરીયો તાવ આવે છે. અને

આ પ્રમાણે માથાનો વિકાર કંઠ, હૃદય, અને આંતરડામાં ત્રણ દિવસની દરમિઆન ક્રમથી આવી, ચોથીયા તાવને ઉત્પન્ન કરે છે, અને જે દિવસે તે પાછો ફરી પોતાના સ્થાનમાં જાય છે તે દિવસે પ્રલેપકજ્વર આવે છે. આ જ્વર પણ વિષમજ્વરની જાતનો છે, કારણકે તેની ઉત્પત્તિ પણ કફના સ્થાનમાંથી છે, અને તે વાતને સુશ્રુત પણ કબૂલ રાખે છે. ચોથીઆ તાવથી ઉલટો જે બીજો વિષમજ્વર છે, તે પહેલો અને છેલ્લો, વચ્ચે બે દિવસ પડતા નાંખી, બે દિવસ આવે છે. તેમ એકાંતરીયા તાવમાં પણ વચ્ચે એક દિવસ તાવ આવી, પહેલે અને છેલ્લે દિવસે ઉતરી જાય; તે ત્રતીયકજ્વરનો ઉલટો, એક વખત ઉતરી જઇ, આખી રાત જે તાવ ચઢ્યો રહે છે તેને અન્યે દુષ્કનો ઉલટો તાવ સમજવો. જે તાવનો રોગી શરીરે સેવાઇ જાય છે, આખું અંગ કળે છે, કફનું બળ વધી પડે છે, શરીર સુકાઇને જડ થઇ જાય છે, તે તાવ વાયુના અતિયોગથી અને કફના હીનયોગથી થાય છે. માટે તેને 'વાતબલાષક' નામ આપવામાં આવ્યું છે. જ્યારે કફ અને પિત્તનો અતિયોગ થાય છે અને વાયુ હીનયોગને પામે છે એવા રોગીને જે તાવ આવે છે તેનું આખું શરીર ચીકણું દેખાય છે, ટાઢ ચઢે છે, પણ તાવ થોડો આવે છે, તે પૂરો ઉતરતો નથી. પણ પાછો જોરમાં આવે છે, આવા તાવને 'પ્રલેપક' કહે છે. એ તાવમાં ત્રણે દોષ કોપે છે, એવો પણ કેટલાકનો મત છે.

જો એકાંતરીયો, ચોથીઓ અથવા નિયમિત વખતે આવતો વેળાજ્વર હોય તો તેને પશ્ચિમના વિદ્વાનો 'કવીનાઇન' નામની દવા સાથે, એક અથવા બે ટીપાં સલ્ફ્યુરીક ઍસિડ મેળવી, તાવ આવતા

પહેલાં એક અથવા બે વખત પાઇને તે તાવને તે દિવસે આવતાંજ અટકાવી દે છે. તે પ્રમાણે વૈદ્યો પીળાં ફૂલની દારૂડીના બીજ બેઆની ભાર લઇ, તેને ચાર તોલા પાણીમાં ઝીણું વાટી, તેમાં ખાટાં અડધાં લીંબુને રસ નાખી તાવ આવતાં પહેલાં, એકજ વાર પાય તો તાવને આવતો અટકાવી દે છે. પણ જો કોઇ સ્થળે લીંબુ નહિ મળે તો વૈદ્યોએ તે બીયાંને પાણીમાં વાટીને તેમાં એક વાલ ફુલાવેલી ફટકડી મેળવીને પાવાથી પણ તાવ અટકી જાય છે. એકાંતરીયા તથા ચોથીયા તાવમાં વિશ્વતાપહરણ, શ્રી મૃત્યુંજયરસ, અને સુતરાજ રસ પણ સારૂં કામ કરે છે. એકાતરીયા તાવને માટે કાંટાસરીયાનું મૂળ, તેલનો ધૂપ દઇ હાથે બાંધવાથી તાવ અટકી જાય છે. ખીજડાના ઝાડનું તાવની પાળીને દિવસે સવારમાં ઉઠી, અણબોલ્યા દાતણ કરે તો, તે દિવસથીજ તાવ આવતો નથી. ફૂલાવેલી ફટકડી એક વાલ લઇ, પતાસામાં ભરી, તાવ આવતાં પહેલાં ખાઇ જવાથી, એકાંતરીયો કે વેળાજ્વર આવતો અટકી જાય છે. તેવી રીતે અર્ધા રૂપિયાભાર ગોળમાં બેવાલ ફટકડી મેળવી તાવ આવતાં પહેલાં ખવડાવવાથી તાવ અટકી જાય છે, એક પાવલીભાર ગોળમાં કરોળીયાનું ધોળું પડ મેળવીને ખવડાવી દેવાથી એકાંતરીયો, ચોથીયો તાવ અટકી જાય છે. અરીઠાની મીંજને ભાંગી તેનો મગજ ગોળમાં મેળવી આપવાથી પણ તાવ અટકી જાય છે. એકાંતરીયા તથા ચોથીયા તાવો, ઓસડ કરતાં, આવા આવા ચુટકાથી જલદી જાય છે, પરંતુ એટલી વાત યાદ રાખવાની છે કે, ચોથીયો તાવ ગયા પછી ૭ માસની અંદર દાળમાં, શાકમાં, પકવાન્નમાં કે અમથો જરા પણ ગોળ ખાવામાં આવશે તો તેને બીજે દિવસેજ તાવ આવવાનો

એ વાત નક્કી છે, માટે છ માસ સુધી જરા પણ ગોળ ખાવો નહિ. કોઇ વખતે આ વિષમજ્વરો હદ ઉપર ચઢી પોતાની નિયમિત હદ કુદાવી મહિનાના મહિના સુધી રોગીનો ખ્યાલ છોડતા નથી, તેવા તાવમાં રોગી અકળાય છે અને વૈદ્યો મુંઝાય છે, તેવા તાવને કાઢવા માટે કાચકાની મીજ તોલા ચાર અને સુકાં રાતાં મરચાં તોલો અર્ધો એ બેને ખૂબ બારીક વાટીને રાખી મુકવાં. તેમાંથી એક વાલનું એક પડીકું રાતના નવ વાગતે પાણી સાથે આપવું અથવા મધ સાથે અને એકવાલનું બીજું પડીકું રાત્રે ચાર વાગતાં પહેલાં આપવું. તે રોગીને દિવસમાં કોઇ પણ જાતની દવા કે આ પડીકાં આપવાં નહિ, એવીજ રીતે ત્રણ રાતમાં છ પડીકાં આપવાથી ગમે તેવો હઠીલો તાવ અટકી જાય છે, પણ એટલું યાદ રાખવાનું છે કે, જ્યારે આ કાચકાને મરચાંવાળી દવાના પડીકાં ચાલતાં હોય તેટલા દિવસ દૂધ, દહીં, છાશ, માખણ, ઘી, અને ગોળ રોગીને આપવાં નહિ. એ સિવાય ગમે તે ખાય તેની અડચણ નથી. એકાંતરીયા તથા ચોથીયા તાવમાં એક ઇંચિ લાંબો અને અર્ધો ઇંચ પહોળો, કોરા કાગળનો કટકો લઇ, તેના ઉપર કલમ અને કાળી દેશી શાહીથી "ફલાણાનો ફલાણો તાવ જજો" એટલા અક્ષર કોઇ નહિ વાંચી શકે તેવી ઢબમાં લખી, ત્રણ ચિઠ્ઠી કરી આપવી. ચિઠ્ઠી લખતી વખતે આપણો શ્વાસ બંધ રાખવો અને મનને કપાળમાં બે ભ્રમરની વચમાં રાખી ચિઠ્ઠી લખવી; તે ચિઠ્ઠીમાંથી એક ચિઠ્ઠીપર એક વાલ ઘી મુકી, રોગીને કપડું હોરાઢી, ધુમાડા વગરના દેવતા ઉપર તે ચિઠ્ઠી મૂકી, તેની ધુણી તાવ આવતા પહેલાં બે કલાક અગાઉ, રોગીને આપવી, જેથી તાવ આવશેજ નહિ. અને કદાચ આવે તો બીજી ચીઠ્ઠીની બીજી ધુણી

તાવની શરૂઆતમાં ઉપલી રીતે આપવી, એટલે તાવ ભરાશે નહિ. છતાં તાવ ભરાય તો છેલ્લી ત્રીજી ચીઠ્ઠી તાવ ઉતરવા માંડે ત્યારે, ઉપલી રીતે આપવી, જેથી બીજે દિવસે અથવા બીજી વાર તાવ આવશેજ નહિ. કદાચ કોઇને એકાંતરીયો કે ટાઢીયો તાવ આવતો હોય તો, જુના કામડાંની બે ઇંચ લાંબી અને પા થી અર્ધ ઇંચ પહોળી ચીપ, છોલીને બનાવવી. તે છોલેલી કામડી ઉપર ઉપર લખ્યા પ્રમાણે લખી, ઘી મૂકી, ઉપર પ્રમાણેની રીતે ધુણી આપવાથી તાવ અટકી જાય અથવા જતો રહે છે. પણ ધુણી આપતી વખતે ગળા સુધી કપડું હોરાડવું. મતલબ કે મોઢું ઉઘાડું રાખવું, ઢાંકવું નહિ. ઉપર લખેલા દારૂડીના બીજવાળો પ્રયોગ ચાલતો હોય તેમાં તે બીજનું વજન, લખ્યા કરતાં વધતું અપાય તો કવીનાઇનની પેઠે, તે કાને બેરાસ લાવતું નથી, પણ વખતે એકાદ ઉલટી કે ઝાડો કરાવી શરીરમાંથી મળનું શોધન કરે છે. જો કોઇના પેટમાં દુખતું હોય તો દારૂડીના બીજ બે આની ભાર તથા સિંધવ તેથી અડધો મેળવી, એને ભેગાં વાટી, પાણી સાથે દિવસમાં ત્રણ વાર ફ્કાવવાથી, પેટની શળ તથા દુખાવો બંધ થાય છે. જો કોઇને સોજો આવ્યો હોય તો દારૂડીના પાંતરાંનો રસ જરા હળધ તથા મીઠું નાંખી ચોપડવાથી સોજો ઉતરી જાય છે. તેવી રીતે એનાં મૂળીયાંમાં પણ એવોજ ગુણ રહેલો છે. દારૂડીના પાંતરાંનો રસ તોલા બે ઘી તોલો એક મેળવી લાંબા દિવસ સેવન કરવાથી વિસ્ફોટક મટી જાય છે.

**વિષમજ્વરનાં વિશેષ લક્ષણો**—જ્યારે અપાનવાયુ અને સમાનવાયુનો હીનયોગ થાય છે તેથી ક્લેદનકફ અને પાચકપિત્ત અવ્યવસ્થિત થાય છે, એટલે જે સ્થાનમાં પિત્તનો અતિયોગ થાય છે તે સ્થાન ગરમ

થાય છે, અને જ્યાં કફનો અતિયોગ થાય છે તે ભાગ ઠંડો પડી જાય છે. અર્થાત્ ઘણીવાર એવું બને છે કે, રોગીનું શરીર નૃરસિંહાકારનીપેઠે અથવા અર્ધનારીશ્વરનીપેઠે, અડધું ઠંડું અને અડધું ગરમ થાય છે. જ્યારે પેટમાં પિત્ત વિકારી થાય છે અને હાથ પગમાં કફ વિકારવાળો થઇ ઠરી જાય છે ત્યારે હાથ–પગ ઠંડા થઇ જાય છે અને શરીરનો બાકીનો ભાગ ગરમ થઈ જાય છે. તેવી રીતે પેટમાં ક્લેદનકફ વધે છે અને હાથપગમાં ભ્રાજકપિત્ત વધે છે ત્યારે શરીર ઠંડું અને હાથ–પગ તથા માથું ગરમ થાય છે. જ્યારે કફ અને વાયુ પિત્તધાતુની પાસે જાય છે ત્યારે પ્રથમ રોગીને ટાઢવાઇ તે ટાઢની શાંતિ થયા પછી એકલું પિત્ત આખે શરીરે બળત્રા કરે છે, પણ એ તાવમાં શરીર ગરમ થતું નથી. તેવી રીતે વાયુ અને પિત્ત કફના સ્થાનમાં જવાથી પ્રથમ રોગીના શરીરમાં તાવ સાથે બળેત્રા થાય છે, અને પછી છેવટે ટાઢ વાય છે. એ દાહપૂર્વક અને શીતપુર્વક ત્રિદોષના સંબંધથી થાય છે. તેમાંથી દાહપૂર્વક જ્વર અત્યંત દુ:ખદાયક અસાધ્ય છે, પણ શીતપૂર્વક જ્વર સાધ્ય છે. એ પ્રમાણે વિષમજ્વર નીદાન શાસ્ત્રકારે કહ્યા છે પરંતુ અમારા જોવામાં એક એવો વિષમજ્વર આવ્યો છે કે, રોગી ખોરાક ખાતો જાય, ઘરનું કામકાજ કરતો જાય, જરૂર પડે તો થોડું ઘણું ચાલતો જાય પરંતુ બે, ચાર, પાંચ, સાત કે દશ દિવસમાં ગમે તે દિવસે અથવા ગમે તે વખતે તેને ટાઢ ચઢે અને પુષ્કળ હોડવા છતાં શરીર ધ્રૂજે. એ પ્રમાણે ઓછામાં ઓછો એક કલાક અને વધુમાં વધુ ચાર કલાક ટાઢ વાયા પછી તેને પસીનો થાય અને ટાઢ સમાઇ જાય, પણ વિષમજ્વરમાં કહ્યા પ્રમાણે દાહ થાય નહી, તેમ

શરીર ઊનું પણ થાય નહિ. આવા તાવવાળાનો અમને આગળ કહેલા શીતભંજીરસની બે બે ગોળી દિવસમાં ત્રણવાર પાણી સાથે આપવાથી તાવ ગયો એમ જણાયું ત્યારે મહીનામાં એકવાર અથવા બે મહિને એકવાર તાવ આવવા માંડયો. ત્યારે તેને ટાઢ વાઇ હોય તે અરસામાં ચાર દિવસ સુધી શીતભંજીરસ આપીને પછી આગળ કહેલી મહાજ્વરાંકુશની ગોળી લાગટ ચાર મહીના સુધી, દિવસમાં ત્રણ વખત ત્રણ ત્રણ ગોળી આપવાથી તે તાવ ગયો. એ પ્રમાણે વિષમજ્વરમાં ચિકિત્સકે બુદ્ધિપૂર્વક કોઇ સારા રસની યોજના કરવી અને રોગીએ ધીરજ રાખી વૈદ્યની પાસે ઉતાવળ કરાવી દવા બદલાવવા આગ્રહ કરવો નહિ, પણ શાંતિથી એકજ દવાનો ઉપયોગ કરવો. તોજ વિષમજ્વર જશે. પણ વિષમજ્વર ચાલતો હોય તેવામાં ભારે ખોરાક ખાય અથવા ઘણો શ્રમ કરે, અથવા માનસિક વ્યાપારમાં કામ, ક્રોધ, લોભ, ઇર્ષાનું વધારે સેવન કરે તો તે વિષમજ્વર ફરીથી આવે છે તે જીવતાં સુધી જતો નથી એ વાત નિર્વિવાદ છે.

વર્ષાઋતુ, શરદઋતુ અને વસંતઋતુમાં વાયુ આદિના અતિયોગથી ક્રમાનુસાર જે તાવ આવે છે તે "પ્રાકૃતજ્વર" કહેવાય છે. તેમાં વર્ષાઋતુમાં આવનાર તાવ વાતજ્વર, શરદઋતુમાં પિત્તજ્વર અને વસંત ઋતુમાં કફજ્વર આવે છે. આ સિવાયના બીજા તાવો તે "વૈકૃતજ્વર" કહેવાય છે. જેમ વર્ષાઋતુમાં પિત્તજ્વર, શરદ ઋતુમાં કફજ્વર અને વસંત ઋતુમાં વાતજ્વર હોય તો તે વૈકૃતજ્વર અસાધ્ય એટલે નહિ મટે તેવા છે. આ ઉપરથી સમજી શકાશે કે, જે ઋતુમાં જે દોષનો સંચય, કોપ કે શાંતિ થવાં જોઇએ, તેમ જે ઋતુમાં વાતિક, પૈત્તિક કે કફકારી ખોરાક ખાવો જોઇએ તે

નહિ ખાતાં પરંપરાના ચાલતા રિવાજ પ્રમાણે ખોરાક ખાય તો, ઋતુના હીન–મિથ્યા અને અતિયોગથી વિકૃતજ્વર આવે છે, જેથી ઘણા મનુષ્યો પટકાઇ પડે છે. દાખલા તરીકે શરદ ઋતુમાં શ્રાદ્ધપક્ષ અને નવરાત્ર તથા દિવાળીના દિવસો આવે છે, એટલે શ્રાદ્ધપક્ષમાં પોતાના પૂર્વજોના નિમિત્તે મિષ્ટાન્ન ભોજનો લેવાનો ચાલ છે, પણ એ શરદઋતુમાં તુલા અને વૃશ્ચિક સંક્રાંતિમાં ઉત્તરા, હસ્ત અને ચિત્રા નક્ષત્રમાં સૂર્યનો તાપ વિશેષ પડતો હોય તો મનુષ્ય શરીરમાં અને વનસ્પતિઓમાં ખાટો, તીખો અને કડવો રસ ઉત્પન્ન થવાથી શ્રાદ્ધ નવરાત્ર અને દિવાળીના દિવસોમાં ખાધેલો મધુરરસ પચી જાય છે; પણ જો એ ઋતુમાં તાપ નહિ પડતા વરસાદ ચાલુ રહે તો વનસ્પતિમાં તથા મનુષ્ય શરીરમાં મધુરરસનો વધારો થઇ, વાતજ્વરનો ઉપદ્રવ થાય છે. અથવા વરસાદ નહિ આવે અને ટાઢ વધી પડે, જેથી તાપ ઓછો પડવાથી મનુષ્યને કફજ્વરનો ઉપદ્રવ થાય છે. એટલા માટે આપણી મોજશોખની જીભના સ્વાદની પડેલી ટેવને લીધે, પરંપરાથી જે રૂઢી ચાલતી આવેલી હોય તે પ્રમાણેનો ખોરાક નહિ ખાતાં, ઋતુના હીનયોગ, મિથ્યાયોગ કે અતિયોગનો વિચાર કરી તે ઋતુઓને અનુકુળ ખોરાક ખાવો, જેથી વૈકૃતજ્વરના ભયથી આપણો બચાવ થાય.

ઘણા પ્રબળ કારણોથી જે તાવ આવે છે, અને જેમાં ઘણા ઉપદ્રવો હોય છે, તેમજ જે તાવ આવતાંજ કર્ણ, ચક્ષુઆદિ એકાદિ ઇંદ્રિને નષ્ટ કરે છે. તે તાવ અસાધ્ય છે. જે તાવમાં શરીર સુકાઇ જાય છે, અથવા સોજા ચઢે છે તે તાવ અસાધ્ય છે. જે તાવમાં અંતઃકરણમાં પીડા થાય છે, તે તાવ જીવતાં સુધી ખ્યાલ છોડતો નથી

તેમજ જે તાવ બળવાન હોય અને તાવમાંજ માથાનાં વાળ ઉતરી પડે, તે તાવ અસાધ્ય છે. જે તાવ મૂળથીજ અનિયમિત્ત કિંવા વિષમ હોય, જે તાવ લાંબી મુદ્દતનો હોય તે, તથા સુકાયલા, તવાયલા માણુસનો જે ગંભીર જ્વર હોય તે, જે તાવથી રોગી બેભાન થઇ જાય, બીછાના પરથી ઉઠી ન શકે તે, તથા જે તાવમાં બહારથી ટાઢ ચઢે અને ભિતરમાં અગ્નિ ઉઠે તેવા તાવવાળાને જીવવું મુશ્કેલ છે. જે તાવમાં રોગીના રોમાંચ ઉભાં થાય, આંખો રાતી થાય, હૃદયમાં દુખાવો થાય અને ફક્ત મુખથી શ્વાશ લેવાતો હોય તે તાવ અસાધ્ય છે. જે તાવમાં રોગીને હેડકી શ્વાશ તથા તરસ થતાં હોય બેશુદ્ધ થતો હોય, આંખો આમ તેમ ફરતી હોય, શ્વાશથી પીડા પામતો હોય તો આ રોગી મરણુ પામે છે. જે તાવથી રોગીની ઇંદ્રિઓની શકિત નાશ પામી હોય, તેના શરીરપર છાંયા ફરી ગઇ હોય, શરીરનું માંસ સુકાઇ ગયું હોય, તથા ગંભીર અને તીક્ષ્ણુ તાવથી પીડાતો હોય એવા રોગીને આરામ કરવાની સુજ્ઞ વૈદ્યે આશા રાખવી નહિ. જે તાવમાં શરૂઆતથીજ તતડીને તાવ આવે છે. અને સુકી ઉધરસ થાય છે અને બળનો નાશ થાય છે તે, જે રોગીને બપોરે તાવ ચઢે છે, કફ ઉધરસ ઘણાં જણુાય છે અને બળ માંસ ક્ષીણુ થઇ જાય છે તે; જે રોગીને એકદમ તાવનો દાહ થાય છે, તરસ અને મૂર્છા આવે છે, બળ નષ્ટ થાય છે, અને સાંધાઓ ઢીલા પડી જાય છે તે; સવારના જે રોગીના મોઢા ઉપર પુષ્કળ પરસેવો વળે છે અને રાત દિવસ શરીરમાં તાવ ભરાયલો રહે છે તે; જે રોગીના કપાળપર શિતળ પરસેવો વળે છે, ઘણી ટાઢ ચઢે છે, શરીર ચીકણું ચીકટવાળું જણુાય છે અને ગળાપર થતો પરસેવો છાતીપર આવતો

નથી તે; તથા જે રોગીને ઘાઢો ચીકણો પરસેવો આખા શરીરમાં વળે છે અને શરીર ઠંડુગાર થાય છે, તેવા તાવવાળા રોગી મૃત્યુ પામવાની તૈયારીમાં છે એમ જાણી, સુજ્ઞ વૈદ્યે તેની ચિકિત્સા કરવી નહિ. એ પ્રમાણે તાવ, સન્નિપાત અને વિષમજ્વરની નિદાનપૂર્વક ચિકિત્સા સમાપ્ત થઇ છે. इत्यलम.

## બીજા વૈદ્યરાજો તરફથી આવેલા અનુભવી ઇલાજો.

### ૧. વૈદ્ય ધીરજરામ દલપતરામ. ગુજ્જર ફળીયા—સુરત.

જ્વરબિંદુઃ—અતીવિષની કળી તોલો ૧, સુરોખાર તોલો ૧, ફુલાવેલી ફટકડી તોલો ૧, સુન્નાગેરૂ તોલો ০। એ સર્વને ખાંડી વસ્ત્રગાળ કરી ખલમાં ત્રણ કલાક સારી રીતે ખલીને શીશીમાં ભરી મુકવી. એ ઓસડ બેથી ચાર રતી સુધી મધમાં ચટાડી ઉપરથી આદુ ફુદનાવાળી ચાહ પાવી, જેથી સઘળા તાવ ઉતરી જાય છે.

૨ ... દાન શુદર્શન ચુર્ણઃ—કડુ, કરીયાતુ, કાળીજીરી, ઇંદ્રજવ, સેકેલા કાચકાની મીજ, લોંખછાલ, ગલો, લીંબડાનાં સુકાં પાંતરાં, કોલમ, સુંઠ, મરી, પીપર, હરડાં, બેડાં, આમળાં, ફુલાવેલી ફટકડી, નાઇ. દીવેલમાં સેકેલા ઝેરકચુરા સમભાગે લઇ ખાંડી વસ્ત્રગાળ કરી તેમાં પારો તોલો ০॥ તથા ગંધક તોલા એકની કાજળી કરી તે કાજળીમાં ઘુંટી, તાવમાં ૧ થી ૨ વાલ સુધી દિવસમાં ૩ વખત પાણી સાથે ખવાડવું. આ ચૂર્ણથી જીર્ણજ્વર, વિષમજ્વર, અસ્થીગત જ્વર મટી જાય છે.

૩ તાવ ઉતારવા માટેઃ—સાજીખાર શેર ૨॥ લાવી ઝીણો ખાંડીને ૨૦ શેર પાણીમાં નાંખી હલાવીને ઠરવા દેવો. પછી બીજે

દિવસે ઉપરનું નીતરતું પાણી લઇને કઢાઇમાં ચુલે ચઢાવી તેનો ખાર કાઢવો. એવી રીતે તૈયાર કરેલો ક્ષાર વાલ બે તથા ફુલાવેલો નવસાર વાલ બે, પાણી રૂપિયા અઢીભારમાં નાંખી ઓગાળી તાવ આવેલા દરદીને પાવું એટલે તાવ ઉતરી જશે. જો એકવાર આપવાથી તાવ નહિ ઉતરે તો ૩ કલાક પછી ઉપર પ્રમાણે બીજી વાર આપવું. આ દવાથી તાવ ઉતરે એટલે હીંગળેશ્વર અથવા ત્રિભુવન કીર્તિરસમાંથી ગમે તે તાવને અટકાવવા માટે આપવો. ઘણીવાર ઉપરની દવાથીજ તાવ ઉતરી જાય છે, બીજીવાર દવા આપવાની જરૂર પડતી નથી. ઉપર પ્રમાણે સાજીખાર કાઢતાં જેને ખટપટ લાગે તેણે સોડા બાઇ કાર્બ વાપરવો.

૪ મલ્લરાજ ગુટિકા:–સોમલ તોલો ૦।।, મનસીલ તોલા ૦।।, કાથો તોલો ૦।।, પીપર તોલો ૦।। એ ચારેને લીંબુના ૦ શેર રસમાં ઘુંટીને ગોળી વાળવા જેવું થાય ત્યારે બાજરીના દાણા જેવડી ગોળી વાળવી. ચોથીઓ તાવ આવતો હોય તેની પાળીને દિવસે તાવ આવતા પહેલાં ત્રણ કલાક આગમજ જીરૂ અને સાકરના પાણી સાથે ગોળી એકથી બે ગળાવની ઉપર શાકરનો શીરો અથવા દૂધ ભાત ખવડાવવા. એકાંતરીયા તાવમાં પણ એ રીતે ખવડાવવી. એથી ચોથીયો એકાંતરીયો વગેરે તાવ જાય છે. આ ગોળી ત્રણ દિવસથી વધારે ખવડાવવી નહિ, સ્ત્રીઓને એક દિવસથી વધારે ખવડાવવી નહિ. રોગીને દુધ, ઘી, શાકર, ઘઉં અને ચોખા સિવાય કંઇ ખાવાનું આપવું નહિ.

**૫ ત્રિભુવન કીર્તિ રસ:**–હીંગળોક, વછનાગ, પીપર, પીપળી મૂળ, સુંઠ, મરી ને ટંકણખાર એ સર્વે સરખે ભાગે લઇ વાટી વસ્ત્ર

ગાળ કરી એક દિવસ કોરો ઘુંટી આદુના રસની, ધંતુરાના પાંતરાના રસની, અને તુળશીના રસની એકેક ભાવના આપી, વટાણા જેવડી ગોળી વાળી દિવસમાં ૩ વખત ૧થી ૩ સુધી યોગ્ય અનુપાન સાથે આપવાથી સર્વે જાતના તાવ જાય છે.

## યતિ શ્રી રવીહંસજી દીપહંસજી છાપરીયા શેરી–સુરત.

**૧ સર્વજ્વરનાશક પીળોજ્વરાંકુશઃ**–હડતાળ તોલો ૧ કળીચુનો તોલો ૧ એ બેનો આઠ દિવસ સુધી કુંવારના રસમાં ખલ કરવો. પછી તેનો ગોળો બનાવી સરાવસંપુટ કરી, કપડમટ્ટી કરી, ચાર શેર અડાયાનો અગ્નિ આપવો. ઠંડુ પડયા પછી વાટીને શીશીમાં ભરી લેવું. એમાંથી એક ચોખાપુર માત્રા મધમાં અથવા ચેવલી પાનમાં મુકી ચાવી ખાઈ ઉપરથી પાણી પીવું. રોગીએ કોઇ પણ જાતનું અથાણું અને તેલની સખત પરેજી પાળવી. આનું નામ અમે પીળોજ્વરાંકુશ પાડયું છે.

**૨ એકાંતરીયા તાવનું ઓસડઃ**–સુરોખાર તોલો ૧ ફુલાવેલી ફટકડી તોલો ૧, સુન્નાગેરૂ તોલો ૧. એ સર્વેને બારીક વાટી કાચની શીશીમાં ભરી રાખવું. એકાંતરાયા તાવવાળાને જે દિવસ તાવની વારી હોય તે દિવસથી શરૂ કરી ૩ વારી સુધી, તાવ આવે કે ન આવે તો પણ દરરોજ દિવસમાં બેવાર, હાથેલીમાં ખાંડ મુકી તેની ઉપર ૧ વાલ દવા મુકી તેના ઉપર બીજી ખાંડ મુકી, પાણી સાથે ફાકી મરાવવી. આ દવા ઉપર માત્ર દુધ ખાવા દેવું નહિ. તો એકાંતરીયો તાવ જશે.

**૩ ચોથીયા તાવની દવાઃ**–કરીયાતુ, કાળીજીરી, કડુ, વાયવડંગ, નાગકેશર, એ પાંચેને સમભાગે તોલો તોલો લઇ બારીક

ચૂર્ણ કરી તે ચૂર્ણમાં શુદ્ધ કરેલો સોમલ તોલો ૧ મેળવી દેવો. સોમલ શુદ્ધ કરવાની રીત એવી છે કે એક ઈંટ લઇ તેના ઉપર મધ્યમાં રૂપિયાના કદ જેટલો ગોળ અને અડધી ઇંટ જેટલો ઉંડો ખાડો કરી તેમાં સોમલ ગોઠવી, તે ઇંટને ચુલાપર ચડાવી તાપ આપવો. પછી ભુરા કોળાંને છીનીને તેનું પાણી એક શેર લઇ, ઇંટ ગરમ થાય કે તરત પેલા સોમલપર ટીપાં પાડીને ઠુવા દેવા, અને તમામ પાણી એ રીતે ખલાશ કરવું. એ રીતે શુદ્ધ કરેલો સોમલ ઉપલા ચૂર્ણમાં મેળવી તેને પાનના રસમાં ઘુંટીને રાઠ રાઇ જેવડી ગોળીઓ વાળવી પછી ચોથીયા તાવવાળાને બબ્બે ગોળી સવાર સાંજ પાણી સાથે પાંચ પાળી સુધી ગળાવવી, જેથી તાવ ફરીથી આવશે નહિ. આ ગોળી ઉપર તેલ, મરચું અને આમલીની દવા, ખાવાની બંધ થાય તે પછી બીજા આઠ દિવસ સુધી પરેજી પાળવી.

૪ જીર્ણજ્વર:—કાંટાસરીયાનાં લીલાં પાંતરાં નંગ ૭ લઇ અધકચરાં વાટી, ૦॥ શેર પાણીમાં ઉકાળી, ચોથા ભાગનું પાણી રહે ત્યારે કપડેથી ગાળી, તેમાં એક રૂપિયાભાર મધ નાંખી ૨૧ દિવસ સુધીતો જરૂર. દિવસમાં બે વાર પાવું. છતાં જરૂર જણાય તો મટતાં સુધી પાવું. એથી જીર્ણજ્વર એટલે ક્ષયનો તાવ જરૂર જાય છે. એ કાંટાસરીયાનાં ફુલ નંગ બે વાટી મધમાં ચટાડવાથી તાવ ગયા પછીની અશક્તિને મટાડે છે.

૫ જ્વરધ્વંશ:—અતિવિષની કળી તોલા ૨, કાકડાસીંગ તોલો ૧, પીપર તોલો ૧, હીંગળોક તોલો ૦॥, એ સર્વ વસ્તુને બારીક વાટી ગોળી વાળવા જેટલું મધ નાંખી વટાણા જેવડી ગોળી વાળી, ધાપણુના ભુકામાં રગદોળવી. પછી તેમાંથી એક ગોળી નાના

છોકરાને, અને મોટા માણુસને બબ્બે ગોળી દિવસમાં ૨ થી ૩ વાર પાણી સાથે આપવાથી જવરાતિસાર મટે છે. ખોરાકમાં ભારે ચીજ આપવી નહિ.

૬ **જવર વિનાશકઃ**—ગળોસત્વ તોલો ૧, પીપર તોલો ૧, દીવેલમાં તળેલાં ઝેરકચુરા તોલા ૨. એ ત્રણેને બારીક ખલ કરી મધ મેળવી વટાણા જેવડી ગોળી વાળી, બાપણુના ભુકામાં રગદોળી, રાખી મુકવી. એ ગોળી નાના છોકરાને અકેકી અને મોટાને બબ્બે, દિવસમાં ૨થી૩ વાર પાણી સાથે આપવાથી વિષમજ્વર, સતતજ્વર, તથા મગજે ચઢી ગયલો તાવ ઉતરે છે. અને આમને પચાવી ભૂખ લગાડે છે.

૭—**મદનમંજરી** ગુટિકા. આમળાં, સેકેલો ઝેરકચુરો, પીપર, ગળોસત્વ, અને લોહભસ્મ. એ તમામ વસ્તુ સમભાગે લઇ, બારીક વાટી, મધમાં વટાણા જેવડી ગોળી વાળી, બાપણુના ભુકામાં રગદોળી રાખી મુકવી. રોગીની ઉમ્મર જોઈ એકેક અથવા બબ્બે ગોળી દિવસમાં ૩ વાર પાણી સાથે ગળાવવી તો મંદવાડ ગયા પછીની અશક્તિને દૂર કરી, વીર્યને વધારે છે, લોહીને સુધારે છે, ખાધું પચાવે છે અને તાવને કાઢે છે.

૮—**જવરાદિ રસ**—ગંધક, ધંતુરાના બીજ, હડતાળ, વછનાગ, પારો, મરી અને મનસીલ, સમભાગે લઇ જુદી જુદી વાટયા પછી સર્વને એકઠી કરી કારેલીના રસમાં બે દિવસ ઘુંટી, ગોળી મોટા મગ જેવડી વાળવી. એ ગોળીમાંથી એક ગોળી આદાના રસ સાથે આપવાથી સઘળા પ્રકારના તાવ ઉતરી જાય છે. એ ગોળીથી

પેટનું ચડવું, શીતનું આવવું, જઠરાગ્નિની ન્યુનતા અને કફનો નાશ થાય છે.

૯—રાતો જ્વરાંકુશ. ટંકણ, મરી, પીપર, હીંગળોક અને વછનાગને સરખે ભાગે લઇ ઝીણું વાટી આદાના રસમાં મોટા મગ જેવડી ગોળી વાળી, છાંએ સુકાવી, એકથી બે ગોળી દિવસમાં ૩ વાર, આદુના રસમાં કે મધમાં આપવાથી તાવ જાય છે.

## ૩. વૈદ્ય બાળકૃષ્ણ રત્નેશ્વર. કંસારાશેરી—સુરત.

૧—ભૈરવરસ. હીંગળોક, વછનાગ. મરી, ટંકણખાર, પીપર, અકલગરો, જાવંત્રી, લવેંગ, વાંસકપુર, કસ્તુરી, કુલીજન (પાનની જડ), જાયફળ, કેશર; એ વસાણું સરખે ભાગે લઇ વાટી વસ્ત્રગાળ ચૂર્ણ કરી, આદુના રસની ૩ અને નાગરવેલના પાનના રસની ૩ ભાવના આપી તેની મગ જેવડી ગોળીઓ વાળવી. તાવના દરદીને પાણી સાથે ગોળી ૩, ખાંસીવાળાને પાનના રસમાં ગોળી ૨, વાયુવાળાને આદુના રસમાં ગોળી ઘસીને આપવી જેથી શરીરમાં તરત ગરમાવો લાવે છે. આ ગોળી અમારા દવાખાનામાં ૧૫ વર્ષથી વપરાય છે.

૨—જ્વરઘ્નચૂર્ણ. અતિવિષની કળી તોલા ૫. ફુલવેલી ફટકડી તો ૫. સુરોખાર તો ૫. હીંગળોક તો ૧. એ સર્વેને ઝીણા વાટી ચૂર્ણ કરી, તાવના રોગીને એકેક વાલનું પડીકું ગરમપાણી સાથે અથવા ચાહા સાથે આપવાથી પસીનો વળી તાવ ઉતરે છે.

૩—જ્વરઘ્નીવટી. પીપર તોલા ૨. જીરૂ તો ૨॥ કાચકાની મીજ તો ૪. અને બાવળના પાંતરાં તો ૧॥. એને બારીક વાટી ચૂર્ણ કરી પાણીમાં ઘુંટી વટાણા જેવડી ગોળીઓ કરી છાંએ સુકવી,

દિવસમાં ૩ વાર બબ્બે ગોળી ગરમ પાણી સાથે આપવાથી સર્વે પ્રકારના તાવો ઉતરે છે.

૪—**નવજ્વરેભ સિંહ.** પારો, ગંધક, લોહભસ્મ, તામ્રભસ્મ, નાગભસ્મ, મરી, પીપર; એ સર્વે સમભાગે લઇ શુદ્ધ વછનાગ ૦ાા ભાગ લઇ તેને આદુના રસમાં બે દિવસ ખલ કરી, પછી ૧ રત્તી વજનની ગોળીઓ કરવી. આ ગોળીમાંથી ૧ અથવા ૨ ગોળી ગરમ પાણી સાથે આપવાથી તાવને ઉતારે છે. છાશ સાથે આપવાથી સંગ્રહણી મટાડે છે. મધ સાથે આપવાથી પેટનો દુઃખાવો, મંદાગ્નિ અને અજીર્ણને મટાડે છે.

૫—**રાજવલ્લભરસ.** પારો, ગંધક, વછનાગ, એ ત્રણ એકેક તોલો. નવસાર ફુલવેલો ૨ તોલા. પ્રથમ પારા ગંધકની કાજળી કરી, પછી બે વસાણું મેળવી ખલ કરવો. આમાંથી ૧ પડીકું બે રત્તી પ્રમાણનું કરીયાતાના ઉકાળા સાથે અથવા આદુ, ફુદનો ને તુળશીના ઉકાળા સાથે આપવાથી પસીનો વળી તાવને ઉતારે છે.

૬—**રામબાણ ગુટીકા.** ઘીમાં તળીને શુદ્ધ કરેલો ઝેરકચુરો તોલા ૧૦. પીપર તો ૧. પીપળીમૂળ તો. ૧ સુંઠ તો ૫. વાયવડંગ તો ૨. અતિવિષની કળી તો ૧. મરી તો ૨. હરડેદળ તો ૧. દુધમાં શોધેલો વછનાગ તો ૧. લઇ સર્વેનું બારીક ચૂર્ણ કરી, ચેવલી પાનના રસમાં ૩ દિવસ ઘુંટી વટાણા જેવડી ગોળીઓ વાળવી. આ ગોળી આદુના રસ સાથે દિવસમાં ૩ વખત એકેકી આપવાથી તાવ, તાવની પાછળની અશક્તિ, પેટની ચુંક, અજીર્ણના ઝાડાને ચમત્કારિક રીતે મટાડે છે.

૭—જીર્ણજ્વર માટે. ગળોસત્વ પીપર અને શાકરનું સમભાગ ચૂર્ણ કરી તેમાંથી વાલ ૧ થી ૬ સુધી દિવસમાં બે વખત દુધ સાથે આપવાથી એક મહિનામાં ગમે તેવો જીર્ણજ્વર મટી, શક્તિ આવે છે.

૮—રાતી ખૂબકલા (રાતી ખસખસ) લાવી અડધી સેકી, અડધી કાચી રાખી, પછી બેઉને એકત્ર કરી તેમાંથી વધુમાં વધુ ૦॥ તોલા સુધી શાકર સાથે અથવા પાણી સાથે ફકાવવાથી જીર્ણ-જ્વર મટી જાય છે.

૯—સફેદ જીરૂ (ઘસચગુળ) ૮ ભાગ, ફુલવેલી ફટકડી ૧ ભાગ એનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી તેમાં સમાય તેટલો ગોળ મેળવી ચણીબોર જેવડી ગોળી વાળવી. દિવસમાં ૩ વખત અકેક ગોળી આપવાથી જીર્ણજ્વર, વિષમજ્વર, જે ખાંસી સાથે હોય તે મટી જાય છે.

૧૦—પ્રવાળપિષ્ટિ મધ અને પીપર સાથે અથવા શાકર અને દુધ સાથે દરરોજ એક વખત આપવાથી જીર્ણજ્વરને મટાડી શરી-રમાં શક્તિ લાવે છે.

## ૪. ઇશ્વરલાલ રતનલાલ ત્રિવેદી, નાગર ફળીયું—સુરત.

૧—સર્વજ્વર. મનસીલ, કળીચુનો અને આમલસારો ગંધક સમભાગે લઇ, ઝીણાંવાટી એક કુલડીમાં ભરી, તેનું મોં બંધ કરી ૨૫ છાણાંનો અગ્નિ આપવો. ઠંડુ પડયા પછી ખરલમાં ખલ કરી સારી કાચની શીશીમાં ભરી લેવું. જેને દરરોજ તાવ આવતો હોય તેને આખા દિવસમાં ૧ ચોખા પુરનું એકજ પડીકું મધમાં ચટાડવું. એકાંતરીઓ તાવ આવતો હોય તેને એકેક ચોખાપુરનાં ૩ પડીકાં

મધમાં આપવાં. ચોથીઓ તાવ આવતો હોય તેને એકેક ચોખાપુરનાં ૪ પડીકાં મધમાં આપવાથી તાવ જાય છે. શાકર સાથે પણ અપાય છે.

૨—કાચી ફટકડી ખાંડીને ૩ દિવસ લગી આંકડાના દુધમાં પલાળી રાખવી. પછી તેને ઘુંટીને તેની ટીકડી બનાવવી અને સરાવ સંપુટમાં મુકી છાણાના અગ્નિનો કુકુટ પુટ આપવો. પછી કોડીયામાંથી કાઢીને ⦁ાા વાલને વજને પાનના રસમાં દિવસમાં ૨ વાર આપવાથી તાવ જાય છે. તેમજ ઉધરસ પર પણ સારો ફાયદો થાય છે.

## ૫. વૈદ્ય છગનલાલ આત્મારામ. બાંચીશેરી—સુરત.

**૧ સુદર્શન ચુર્ણ.** ત્રીફલાં, દારૂહળધર, ભોંયરીંગણી, સડક્ચુરો, સુંઠ, મરી, પીપર, પીપરીમુળ, સુકા મરવા, ગળો, ધાણા, અરડુશો, કડુ, ત્રાયમાણ, પીતપાપડો, મોથ, વાળો, લીમછાળ, પોખરમુળ, જેઠીમધ, અજમો, અજમોદ, ભારંગ, ઇંદ્રજવ, સરગવાના બી, ઘોડાવજ, તજ, ફટકડી, સુખડ, અતિવિષ, બલબીજ, વાયવડીંગ, ચીત્રા, પટોલ, લવેંગ, ચવક, વાંશકપુર, તમાલપત્ર એટલી વસ્તુ એક એક તોલો લઇને કરીઆતુ તોલા ૮૦) લઇ બારીક ખાંડી વસ્ત્રગાળ કરી શરદીના તાવમાં એ ચૂર્ણ તોલો ૦ા આદુનો રસ તોલા બે ફુદનાનો રસ તોલો ૧ મધ તોલો ૧ સાથે દિવસમાં ત્રણવાર પાવું. પિત્તના તાવમાં ચુરણ તોલો ૦ા શાકર તોલો ૦ા મેળવી પાણી સાથે ફાકવું. બાદીના તાવમાં ચુરણ ૦)= ભાર ત્રણવાર ઠંડા પાણી સાથે ફાકવું.

**૨ લઘુસુદરશણ ચુર્ણ.** ગળો, સુંઠ, પીપર, તજ, લવેંગ, પીપરીમુળ. લીમછાલ, કડુ, સુખડ, હરડો, એ સર્વે સમભાગે લઇ તેનાથી અર્ધુ કરીઆતુ લઇ ખાંડી ચૂર્ણ કરવું. આ ચૂર્ણથી પણ સઘળી જાતના તાવ જાય છે.

## ૬. વૈદ્ય રૂઘનાથસીંગ ગયાદીન-સુરત.

૬. **પંચાનનજ્વરાંકુશ.**—પારો, ગંધક, વછનાગ, મરી, પીપર, સુંઠ, ગળો કરીઆતુ ધંતુરાના બી, મોથ, કડુ. નીપાસો, ઈંદ્રજવ, કાકડાસીંગ એ સર્વ સંભાગે લઇ પારા ગંધકની કાજળી કરી તેમાં બીજી વસ્તુઓ મેળવી એક દીવસ ખલી પછી આદુના રસની બે ભાવના આપવી તથા નગોડના રસની બે ભાવના આપી ગોળી મરી જેવડી સર્વ પ્રકારના તાવમાં ૧થી ૩સુધી દિવસમાં ત્રણવાર આપવાથી તાવ ઉતરી જાય છે. અને એજ ગોળી કલથીના ઊકાળા સાથે આપવાથી તાવ આવતો અટકે છે.

## ૭. વૈદ મનસુખલાલ લલ્લુભાઇ, નાગરફલીઆ-સુરત.

**કુબ્યાબ્દચુરણ.**—ઝેરકચુરાને ગાયના મુત્રમાં સાત દીવસ પલાળી આઠમે દીવસે છોડાં કાઢી બે ફાડ કરી તેની જીભી કહાડી બાદ ઘીમાં તળી બારીક ચૂર્ણ કરવું પછી ચાહ સાથે અથવા પાણીમાં એકથી પાંચ વરસના બાલકોને ૧ ચોખાપુર પાંચથી દશ વરસનાને એક વટાણાભાર દસ વરસ પછીનાને એક વાલ ભાર ચાહ સાથે દીવસમાં ત્રણવાર આપવાથી તાવ, માથાનો દુખાવો તથા કરમી વાયુ અજીર્ણ વીગેરેને મટાડે છે.

## ૮. વઇદ ભુરાભાઇ ઓધવજી ત્રીવેદી. મુ. ભાદરોડ.

**અનિયમીત તાવ.** કિનાઇન ૩૬. કાચકાની મીજ ૪૮, ગળોસત્વ ૭૨ ભાગ સર્વેને એકઠું કરી પાણીમાં ચણીબોર જેવડી ગોળી કરી સાંજ એક એક ગોળી ઠંડા પાણી સાથે આપવી.

**૨. લાંબા દિવસનો તાવ.** કરીઆતુ, વાયવડંગ, દેવદાર, પટોલ, કડુ, ત્રાયમાણ, પીત્તપાપડો, ગરમાલો, અતિવિષ, પિપરીમુળ, એ સર્વે સમ ભાગે લઇ તેનો કવાથ કરી સવાર સાંજ પાવો જો ભારનો તાવ હોય તો કડુ, ગરમાલો ત્રાયમાણુ નાખવાં, કફ વિશેષ હોય તો કાયફળ, અને ભારંગ ઉમેરવું. રેચક ઔષધ નાંખવું નહી, તાવ જશે.

**૩. તમામ તાવ ઉપર ચૂર્ણ.** કોલંભો, અતિવિષની કળી, કાચકાના બીજ (કાંકચીયા) લીંબોલી, કડુ, ઇંદ્રજવ, કાળીજીરી, તિખા (મરી) કરીઆતાની પાંદડી એ સર્વ સમ ભાગે લઇ વસ્ત્રગાલ ચુરણ કરી ઠંડા પાણી સાથે આપવાથી તાવ જાય છે.

૪. કોલંભો ૦।। ભાર કાચકા ૪ ભાર ઇંદ્રજવ ૨ ભાગ એ ત્રણેને વસ્ત્રગાલ કરી કિવનાઇનનાં પડીકાં ચાર મેળવી ચીણી બોર પ્રમાણે ગોળી વાળી મોટી ઉમરવાળાને બે, અને બાળકને એક ગોળી પાણીમાં મેળવી પાવાથી લાંબા દિવસના જીર્ણ જવર પણ આ ગોળીથી ગયા છે.

**૫. વિષમજવર.** અરડુસો ઉભી રીંગણી, ગળો મોથ, સુંઠ અને આંમળાં, એનો વિધિપૂર્વક કવાથ કરી મધ અને પીપરનું ચૂર્ણ નાંખી સાંજ સવાર પાવું.

**૬. શીતજવર.** ઉભી રીંગણી, ધાણા, સુંઠ ગળો, મોથ, પદમક, રતાંજળી, કરીઆતુ, કુકડવેલના પાન, અરડુસો પુસ્કર મુળઇંદ્રજવ, લીંમછાલ, ભારંગ મુળ, અને પિત્તપાપડો સરખે ભાગે લઈ વિધિપૂર્વક કવાથ કરી દીવસમાં બે વાર પાવો.

**વૈદ્ય અંબારામ શંકરજી. મુ. વાગડ વાયા, રાણપુર. કાઠીઆવાડ.**

૧ તાવનું ચુરણ. તિખાં, કાચકાની મીજ, ગળો, કડુ, કાળીજીરી કરીઆતુ, કીડામારી, લીંમડાનાં પાતરાં, કડવીનાઇના પાન, ખડશલીઓ (પીતપાપડો), ઇંદ્રજવ, અતિવિખ, સરખે ભાગે લઇ, વાટી ચુરણ કરવું. તેમાંથી બે આની ભાર ચુરણ ટાઢા પાણી સાથે ફાકવાથી તમામ જાતના તાવ ઉતરી જાય છે.

૨ એકાંતરીઆ તાવ માટે. ગાયનું દહીં રૂ૦ ૨॥ ભાર લઈ તેમાં ધંતુરાના પાતરાના રસના ત્રણજ ટીપાં નાખી તાવ આવતાં પહેલા પાવાથી તાવ અટકી જાય છે.

૩ કરોળીઆની જાળના તાંતણા લઇ તેની બત્તિ બનાવી તેલમાં ભીજવી દીવો સળગાવી કાજલ પાડવું, તે કાજળ આંખમાં આંજવાથી એકાંતરો તાવ અટકે છે.

૪ ચોથીઆતાવ માટે. નાગદુધેલીનો રસ તોલા ૪માં ૦। તોલો મરીનું ચુરણ મેળવી સવારમાં પીવું એમ ત્રણ દીવસ ખાવાથી ચોથીઓ તાવ જાય છે.

૫ જ્વરઘ્નભૈરવ રસ.-હીંગલોક, કોડીની ભસ્મ, ટંકણખાર, વછનાગ, ધતુરાના બી, મરી, અફીણ, ગાંજો એ સર્વે સમભાગે લઇ બારીક વાટી આદુનો તથા લીંબુના રસનો એક એક પટ આપી ખુબ વાટી એક એક રતીની ગોળી વાળવી. તેમાંથી એક એક ગોળી સાંજ સવાર ત્રીકટુના ચુર્ણ બે આની ભાર તથા મધ સાથે ચાટવાથી સાત દીવસમાં ટાઢીઓ તાવ જાય છે. ત્રિદોષ, દમ, ઉધરસ, શુળ, ચશકા, માથાનું દુખવું. બસ્તી શુળ, સાંધાનું કળતર, સળેખમ ઉધરસ વગેરે ઘણા રોગ મટે છે.

૬ **આણુંદભૈરવ રસ.** વછનાગ, ટંકણ, ત્રીકુટ, તામ્રભસ્મ, ધંતુરાનાં બી હીંગલોક, ગંધક, એ સર્વ સરખે ભાગે લઇ તેને વિજીઆ (ભાંગ) તથા આદુના રસની એક એક ભાવના આપી ચણાં જેવડી ગોળી કરી આપવાથી તાવ તથા સન્નિપાત સીતાંગને મટાડે છે.

૭ **જવરાંકુશ.**– પારો ગંધક, વછનાગ, એક એક ભાગ, ધંતુરાના બી ત્રણ ભાગ, દારૂડીના મુળ ૧૨ ભાગ, બધા શુદ્ધ લઇ સાથે મેળવી ત્રણ દીવસ ખરળ કરી માત્રા બેથી ચાર રતિ મોમાં મુકી ઉના પાણીથી ઉતારવું તેથી ત્રણે પ્રકારના તાવ ઉતરે છે.

૮ **જવરક્ષયકર ગુટીકા.**–કાથો, સોમલ, તીખાં (કાળા મરી) એની ગોળી બાજરીના દાણા જેવડી વાળી એક એક ગોળી આપવાથી તમામ જાતના તાવ, સમસ્તવાયુ, અર્ધાંગવાયુ વગેરે મટે છે. ગોળી ઘી સાકરમાં આપવી.

૯ **જવરાંકુશ.**–સોમલ તોલો ૦॥ કાથો તોલો ૧ એલચી તોલો એ સર્વને ઝીણું વાટી ગુલાબજળમાં ઘુટીને બાજરીના દાણા જેવડી ગોળી કરી એક એક ગોળી આપવાથી તાવ, સંધીવા, વચા રોગ, અજીર્ણ વગેરેને મટાડે છે.

**વૈદ્ય ત્રીકમલાલ કાળીદાસ મુ: ખાનપુર. પોસ્ટ રખીઆલ એ. પી. રેલ્વે.**

૧ **બધી જાતના તાવ જાય.**–શેકેલા કાચકા તથા કાળાં મરી સમ ભાગે ખાંડી તેની બબ્બે વાલની ગોળી પાણીમાં કરવી. દિવસમાં એકેકી બે વખત પાણી સાથે આપવી. ત્રિદોષ થયો હોય તો એ ગોળીનું ચૂર્ણ અને નવસાર બબ્બે વાલ મેળવી દિવસમાં બે વખત આપવાથી મટી જાય છે.

## વૈદ્ય ઉમીયાશંકર બાપુભાઇ મહેતા, વીરમગામ.

**જ્વરાંકુશ**–લવેંગ ૧ ભાગ, મરી ૧ ભાગ એલીઓ ૧ ભાગ, લીબોળી ૩ ભાગ; એને વાટી પાણી સાથે એકેક રતીની ગોળી કરવી અથવા લીમડાના પાંતરાના રસમાં ગોળી બનાવી બબ્બે ગોળી દિવસમાં ૩ વખત પાણી સાથે આપવી. આ ગોળીઓ ઇન્ફલુએન્ઝા અને પ્લેગમાં અમોએ ઘણા બહોળા પ્રમાણમાં વાપરી છે. ગમે તેવા સખત તાવમાં આપી શકાય છે. એનાથી પરસેવો વળે છે, દસ્ત સાફ ઉતરે છે અને શક્તિ સારી રહે છે.

## વૈદ ચુનીલાલ હરગોવન જોશી. હવાડીયા ચકલા સુરત.

**ચાતુર્થીક જ્વર ઉપર.** મનસીલ તોલો ૧ ચુનો તો. ૧ એ બંનેને ઝીણાં વાટી કુંવારના રસમાં ૨૪ કલાક ઘુંટવું, અને ચણોઠી જેવડી ગોળી વાળી, એકેક ગોળી સવાર સાંજ આપવી તે ઉપર ખોરાક ખવડાવવો. ખોરાક નહિ ખવડાવે તો ઉલટી કરાવે છે. ૩ દિવસમાં ચોથીઓ તાવ જાય છે.

## વૈદ્ય ઓધવજી માધવજી મુ. ગોંડળ.

**તાવના ઉપાય.** નેપાળો, ટંકણખાર, પારો, મોરથુથુ, ગંધક; એ સર્વેને સરખે ભાગે લઇ એકેક રતીની ગોળી વાળવી. એકેક ગોળી દિવસમાં ૩વાર આપવાથી તાવ જાય છે. ખોરાકમાં ચોખા અને મગ આપવા.

**૨ રત્નગીરી રસ.** મનસીલ, હિંગલોક, લવેંગ, જાયફળ, સમ ભાગે ચૂર્ણ કરી આદુના રસમાં બે વાર ઘુંટવું. એમાંથી ૧ રતી

ધાણાના પાણીમાં અથવા દુધમાં આપવાથી તાવ ઉતરે છે. ગુરૂ પ્રસાદી છે.

**૩. નારાયણ જ્વરાંકુશ;**–તરૂણજ્વર માટે સોમલ, વછનાગ, ગંધક, પારો, હડતાલ, ત્રિકટુ, પીળી કોડીની ભસ્મ, ભાંગ, ધંતુરાનાં બીજ, ટંકણ ખાર; સમ ભાગે લઇ આદાના રસમાં ખૂબ ઘુંટી બાજરીના દાણા જેવડી ગોળી વાળી એકેક અથવા બબ્બે ગોળી દિવસમાં બે વખત પાણી સાથે આપવાથી ગમે તેવો તાવ ઉતરી જાય છે.

**વૈદ્ય શ્રીધર ભાવરાવ દાણે. મુ. આકોટ (વરાડ)**

**ચિંતામણી ચતુર્મુખ રસ;**–રસસિંદુર ૨ ભાગ, લોહભસ્મ ૨ ભાગ, અભ્રખ ભસ્મ ૨ ભાગ, સુવાના વરખ ૦॥ ભાગ; એ પ્રમાણે સર્વને વાટી કુંવારના રસમાં ખલ કરવાનો કહેલો છે, પણ અમારા દવાખાનામાં વાટીને રાખી મુકવાનો ચાલ છે, કારણ કે એકલાં પડીકાં ઘણું સારૂં કામ કરે છે. એ રસ મોટાં માણસોને સવાર સાંજ બબ્બે રત્તી, રૂદ્રાક્ષ અને શંખના ઘસારામાં થોડું મધ મુકીને આપવું અને તેમાં તુળશીના પાનનો રસ ૦॥ તોલો મેળવીને આપ્યો હોય તો વધારે ફાયદો કરે છે. રૂદ્રાક્ષને શંખ નહિ મળે તો માત્ર મધથી ચાલે છે. આ ઓસડથી એકજ દિવસમાં મોટો તફાવત દેખાય છે એવો અમારો પુષ્કળ અનુભવ છે. આ ઔષધથી એક પણ ન્યુમોનીઆનો દરદી અસાધ્ય થતો નથી.

**વૈદ્ય ચુનીલાલ જેકીશનદાસ ચટપટ અંબાજીરોડ–સુરત.**

**ટાઢીયો તાવ, મોસમનો તાવઃ**–નવસાર તોલા ૧૦, કળી-

ચુનો તોલા ૧૦ એ બંનેને જુદા જુદા વાટી કપડછન કરી, એક ચીના પ્યાલામાં મેળવી તેમાં શેરડીનો સરકો ાા શેર રેડવો, એટલે ફીણ આવશે. તે ફીણ બેસી ગયા પછી તેમાં પાણી શેર ૪ રેડી, હલાવી નીતરવા દેવું. નીતર્યું પાણી તમામ નીતારી લઇ શીશીમાં ભરી રાખવું. તેમાંથી તાવવાળા દરદીને ત્રણ ત્રણ કલાકે તોલા ૧થી ૨ સુધી જરીઆળીના અર્ક સાથે અથવા પાણી સાથે આપવાથી તાવ ઉતરી જાય છે. કેટલાક દરદીઓને તો એકજ વાર આપવાથી ઉતરી જાય છે અને બીજી વખત પાવાથી તો તાવ રહેતોજ નથી. આ દવાથી દસ્તો ખૂબ આવે છે. પેશાબ ખુલાસે આવે છે ને લોહી સાફ થાય છે. ઇન્ફ્લુએન્ઝાને માટે આ દવા સોએસો ટકા અકસીર નીવડી છે.

વૈદ્ય વકીલ નંદરામ માગજી પંડ્યા. મુ. નાગેશ્રી

પોસ્ટ જાફ્રાબાદ.

જ્વરાંકુશ;–હરતાલ ૮ ભાગ, છીપનો ચુનો ૪ ભાગ, મોરથુથુ ૧ ભાગ; સર્વેને બારીક વાટી કુંવારના બમણા રસમાં ખલ કરી સરાવ સંપુટમાં ગજપુટ અગ્નિ આપી, બારીક પીસી શીશી ભરી લેવી. તેમાંથી ૧ ચણોઠીભાર, ખાંડ સાથે આપવો ને ઉપર દુધ ભાત ખવાડવાથી આઠે પ્રકારના તાવ જાય છે.

૬. સિદ્ધ જ્વરાંકુશ;–પારો, વછનાગ, ગંધક સોમલ, હડતાલ ટંકણ, કોડીની ભસ્મ, ધંતુરાનાં બીજ, સુંઠ, મરી, પીપર, ભાંગ, ઓળીઓ; એ સર્વ સમ ભાગે લઇ ૧ દિવસ આદુના રસમાં તથા ૧ દિવસ ઇંદ્રવરણાના રસમાં ખરલ કરી એકેક રતીની ગોળી વાળવી;

ગોળી ૧ સવારે તથા સાંજે દુધમાં અગર ઠંડા પાણીમાં અથવા શાકર અને જીરાના અનુપાનમાં આપવી. સન્નિપાત ઉપર અર્ધા તોલા આદાના રસમાં આપવી. સાદા તાવ વાળાને પથ્યમાં સાબુ ચોખાની કાંજી અથવા દુધભાત. સન્નિપાત વાળાને કેવળ બકરીનું દુધ.

૩. **એકાંતરીયો તાવઃ**—ફટકડી ફુલાવી વાટી શીશી ભરી મુકવી. પછી જે દિવસે વારો ન હોય તે દિવસે ૧ વાલ, ૩ વાલ પતાસાના ભુકામાં આપવી. ૦॥ કલાક પાણી પીવા ન દેવું. એ રીતે ૩ દિવસ આપવાથી એકાંતરીયો તાવ જરૂર અટકી જાય છે. આ ઉપાયથી સેંકડો માણસના તાવ ગયા છે.

૪. સિદ્ધ ગુટિકાઃ—નેપાળો, ટંકણ, પારો, મોરથુથુ, ગંધક, સમભાગે આદુના રસમાં વાંટી ૧ ચણોઠી પુરની ગોળી બનાવવી. સર્વ જાતના તાવમાં એકેક ગોળી દિવસમાં ૨ વખત પાણી સાથે આપવાથી સર્વ જાતના તાવ જાય છે. પથ્યમાં ભાત, શાકર અને મગનું ઓસામણ આપવું. આ અનુભવેલો સિદ્ધોપચાર છે.

૫. પારો, ગંધક, વછનાગ, ટંકણ, સુંઠ, મરી, પીપર; એ સર્વેને સમભાગે લઇ ભાંગરાના રસની ભાવના આપી મરી જેવડી ગોળી કરવી. એ ગોળી દિવસમાં ૩ વખત અકેકી સાકર સાથે આપવાથી સર્વ પ્રકારના તાવ જાય છે.

**વૈદ્ય ધીરજલાલ માણેકલાલ ઠા. બાજવાડા વડોદરા.**

૧. **મૃત્યુંજયઃ**—વછનાગ, મરી, પીપર, ટંકણ, ગંધક, એ સર્વ સમાન ભાગે અને શુદ્ધ હીંગળોક બે ભાગ લઇ આદુના રસમાં ખરલ કરી એક રતીની ગોળી વાળવી સર્વ જ્વર ઉપર આબાદ કામ કરે

છે. ટુંટીઆના તાવ ઉપર ઘણીજ અસરકારક નીવડી છે. અજીર્ણ જ્વર ઉપર આદીત્યરસ અને આ ગોળી એક લીંબુના રસ સાથે આપવી.

૨. માર્તંડોદય:-હીંગળોક તો. ૨ નીપાળો તો. ૧ાા ટંકણ તો. ૧ વછનાગ તો. ૦ાા આ સર્વેને આદુના રશમાં ખુબ ખરલ કરી વાલ વાલની ગોળી કરી તાવ, શ્વાસ, ઉદરરોગ, ગુલ્મ, પાંડુરોગ, અજીર્ણ વગેરે રોગમાં આપવી અને છાશ ભાત ખાવા આપવો. ગોળી ઘણી રેચક છે માટે વીચાર કરીને આપવાની છે.

૩. જીર્ણજ્વરાંતક:-સુર્યપુટી પ્રવાલ ભસ્મ ૪ ભાગ કોડી ભસ્મ, ૨ ભાગ. ગળોસત્વ ૪ ભાગ. પ્રવાલ ભસ્મ અગ્નિપુટી ૧ભાગ મેળવી ઘુંટીને એક એક વાલ દીવશમાં ત્રણવાર આપવાથી ગમે તેવો જીર્ણજ્વર હોય તે મટીને શક્તિ આપે છે. આ સાથે ફીવરપીલ્સ નીંબાદી ચૂર્ણ મૃત્યુંજય વગેરે આપવાથી ઘણો જલદી આરામ થાય છે. આ દવા પણ મારા પોતાના અનુભવની છે. જીર્ણજ્વરાંતક મધ પીપર સાથે આપવી.

૪. ફીવરપીલ્સ:-મરી, હીમજીહરડે, મીઢીઆવળ, ઠીવેલીનીમીંજ સોબેળીનીમીંજ એ બબે તોલા તથા એળીઓ તો. ૧ આ સર્વેને ખાંડી કુંવારના રશમાં ચણીબોર જેવડી ગોળી કરી એક ગોળી ગરમ પાણી સાથે ગળાવવાથી સર્વ જ્વરનો નાશ કરે છે. ઝાડો સાફ લાવે છે અને પીતને દુર કરે છે. ભાવપ્રકાશના જ્વરાધીકારમાં કહેલું નીંબાદી ચુરણ તેના લખ્યા પ્રમાણે બરાબર કામ કરે છે.

**વૈદ ધીરાબાવા ગુમાનબાવા ગામ સણીઆ તળાવ પો. સચીન.**

૧. ચોથીઓ તાવ. સરત કરીને મટાડવો હોય તો ખેતરમાં ભરવાડાનું ઝાડ. (છોડ) થાય છે તે છોડને કાળી ચઉદસને દીવસે

ગુગળનો ધુપ દેવો તથા ચોખાથી વધાવી એમ કહેવું કે હમારે જોઇશે ત્યારે લઇ જઇશું, અને જે કામે લઇશું તે કામ તમારે સિદ્ધ કરવું પછી જોઇએ ત્યારે લાવી શણની સાથે ભરવાડાનું મુળીઉં સાત ગાંઠ વાળી બાંધીને આપવું. તે હાથે બાંધવાથી ગુગળનો ધુપ દેવો મુળીઉં તાજુ લાવવું એટલે તાવ જશે. પણ નવ પાંળી સુધી ગોળ ખાવો નહીં. ગોળ ખાવાથી પાછો આવે છે. અનુભવ સિદ્ધ છે.

## માસ્તર નરભેરામ હરજીવન ઠા. નવાગામ તાલુકે માતર.

૧. જ્વર. સુકા આમળા, ચીત્રો, હીમજ, પીપર, સીંધવ, એનો કાઢો પીવાથી સર્વે જ્વર નાશ પામે છે. સુંઠ તથા કરીઆતાનો કાઢો ઠંડો પાડી પીવાથી તાવ જાય.

## ૨ વૈદ છગનલાલ રાયચંદ મુ. ગાંભટ.

સળીવાળો નવસાર પાણીમાં પીગાળી ગાળીને તેને લોઢાની કઢાઇમાં નાખી પકાવવો. પાણી બળતાં જાડું થવા આવે એટલે હેઠે ઉતારી સુકાવવા દેવો એટલે રાખોડી રંગનો બનશે. તે મોટી ઉમરનાને બબે વાલ બે વાર કે ત્રણ વાર કરીઆતાની ચાહ સાથે મેળવીને નીત્ય આપવો લાંબા દીવસ ચાલુ રાખવાથી જીર્ણ જ્વર, ગાંઠ, કમળો પાન્ડુ, સોજા હરશ અને બરલ તથા મંદાગ્નિને મટાડે છે. તેમજ તેથી બે વડે વજને લેવાથી એકાંતરો ચોથીઓ તાવ, આદાશીશી માથાનું દુખવું. સણકા, રાંઝણવા, ટચકીઉં અને કફ જ્વર તથા ઉધરસ મટાડે છે. મારા દવાખાનામાં દસ વરસથી વપરાય છે.

## કંપાઉન્ડર રામકૃષ્ણ રેવાશંકર મુ. જાદર.

૧ સમુદ્રફળના ઝાડની છાલનો ઉકાળો કરી અઢી રૂપીઆભાર

પાવાથી તાવ એકાંતરીયો ઉતરી જાય છે. ભોંઇ રીંગણીનું દાતણ કરવાથી અટકી જાય છે.

૨ રીંગણી ( વંતાક )નું દાતણ કરવાથી ત્રણ દીવસમાં તાવ જાય છે.

૩. કેરોળીઆનાં જાળાની દીવેટ કરી કાજળ પાડી આંખમાં આંજવાથી તાવ જાય છે.

૪. કડુ તોલા ૨ મરી તો. ૧ સંચળ તો. ૦।। ભાંગ તો. ૦। સર્વ વસ્તુનું ચુરણ કરી આદાના રસમાં અથવા સુંઠના ઉકાળામાં ઘુંટી સાઠ ગોળી વાળવી સવાર સાંજ એક એક ગોળી ખવાડવી. ત્રણ દિવસમાં તાવનો નાશ થાય છે. અનુભવ સિદ્ધ છે.

વૈદ્ય મણીશંકર ભાનુશંકર મુ. વલસાડ.

૧ કાચા ઝેરકચુરાનું ચુરણ તો. ૨ વછનાગ એ ચાનીભાર ધોળા મરી તોલો ૧ ઝેર કચુરાને ગાયના મુત્રમાં દીવસ પંદર પલાળી તેનાં છોડાં કાઢી ખાંડવાં તેનું ચુરણ કરી તેમાં વછનાગ વગેરેનું ચુરણ મેળવી પાનના રસમાં ખલી મગ જેવડી ગોળી વાળી એએ ગોળી દીવસમાં ત્રણ વાર પાનના રસ સાથે આપવાથી જીરણ જવર શુળ અગ્નિ મંદ કાચા ઝાડા, વાયુ વગેરેમા બહુ સારો ફાયદો કરે છે.

મગ જમનાદાસ મદનજી વૈષ્ણવ મુ. વેરાવળ.

૧' કરીઆતુ પાણીમાં પલાળીને પાવું.

વૈદ્ય બાળકૃષ્ણ હરિકૃષ્ણ શાસ્ત્રી વડોદરાવાળા મુ. ભુવાલડી તાબે અમદાવાદ.

કડુ તોલો ૦।। ખાંડી ઠંડા પાણી સાથે આપવાથી સર્વે પ્રકારના

તાવ, કબજીયાત મટી સારા થાય છે. ઇન્ફ્લુએન્ઝામાં આ દવા વાપરવાથી સેંકડે ૭૫ ટકા પરિણામ મળ્યું હતું.

વૈદ્ય પુરૂષોત્તમ ઇશ્વરભાઇ યાજ્ઞિક. મુ. કાલોલ.

**જવરાંકુશ.** વરખી હડતાલ ભાગ ૮. મોતીની છીપનો ચુનો ભાગ ૨. મોરથુથુ ભાગ ૧. કુંવાર પાઠાનો ગર્ભ સર્વ ચીજોના વજનથી બમણો લઇ પછી તેમાં તે સર્વને એક દિવસ સુધી ખલ કરી, ત્યાર પછી તેનો પાણી સાથે ગોળો કરી બે સરાવળાની અંદર તે ગોળાને મુકી તે બન્ને સરાવળાને એક બીજા સાથે ઘઉંના આટાની કણકથી મજબુત જોડી દઇ, કપડમટ્ટી કરી તે સુકાએથી ગજપુટ અગ્નિ આપવો. પછી ભઠ્ઠી શાંત થાય ત્યારે અંદર મુકેલું સરાવસંપુટ કાઢી લેવું. ત્યાર થયલી દવા કાઢી લઇ તેને ઘુંટી કાચની એક બાટલીમાં ભરી લેવી. તાવ ચઢતા પહેલાં આ દવા વાલ ૧ તથા ખાંડ વાલ ૧નું મિશ્રણ કરી પાણી સાથે ફકાડી દેવું અને તેના ઉપર તુરતજ દુધ ભાત ચોખા મોળા ખાવા. ગમે તે જાતનો તાવ એકજ દિવસમાં નાશ પામે છે. આ દવા ફક્ત એકજ વખત આપવાની જરૂર પડે છે.

૨. નાગલા દુધેલીનાં પાતરાંનો રસ તોલા ૪ કાઢી કપડેથી ગાળી તેની અંદર કાળા તીખાં (મરી)નું ચૂર્ણ તો. ૦। મેળવી પાવાથી ગમે તે જાતનો તાવ માત્ર ૧ અગર ૩ દિવસમાં નાશ પામે છે, ને ફરીથી ઉથલો મારી પાછો આવતો નથી. આ દવા મોટી મોટી નામાંકિત પેટંટ દવા કરતાં પણ સારૂં કામ બજાવે છે. ૫૦ કેસપર વાપરી છે પણ નાસીપાસ થઇ નથી.

**૩. તાવ ઉતારવાનું ચૂર્ણ.** સોના મકઇ તોલો ૧, પીપર તો. ૦॥ કરીયાતુ તો ૧, કડુ તો. ૧. એ દરેક ચીજ ઉપર માપ પ્રમાણે

લઇ વાટી વસ્ત્રગાળ કરી તેના સરખાં વજનનાં ૩ પડીકાં બનાવવાં સવાર સાંજ એક પડીકું ઠંડા પાણી સાથે પાવું. બાકીનું પડીકું બીજે દિવસે સવારે આપવું. એથી ગમે તેવો ચઢેલો તાવ, કાયમની ગરમી રાખી, ઉતરી જાય છે. હૃદય ઠંડું પડતું નથી. ઘણા કેસોમાં વાપરી ખાતરી કરી છે.

૪. અંકોલનાં મૂળની અંતર છાલની ભુકી વસ્ત્રગાળ બનાવી ગરમ ચહા અગર ગરમ પાણી સાથે આપવાથી તાવ ૦ાા કલાકમાંજ ઉતરી જાય છે. હૃદય નરમ પડતું નથી. પાંચથી દશ ગ્રેઇન સુધી આ દવા અપાય છે. ઉલટી થાય તો બીલકુલ બીહીવું નહિ. આ દવાની ભુકી ફકાડી, ઉપર ગરમ ચાહા પાઇ દરદીને તરત સુવાડી, ઉપર ગોદડાં ઓઢાડવાં પરસેવો પુષ્કળ થઈ તાવ ઉતરે કે ગોદડાં કાઢી લેવાં. એક કપડું અંગપર તો જરૂર રાખવું.

**શા. દુર્લભદાસ કરસનદાસ મહેતા મુંબઇ.** ૮૯ સી. પી. ટેન્ક રોડ નં. ૧૪.

૧. સેકેલા કાચકાનો ભુકો તોલો ૦। તથા મરી વાલ ૨ાા લઇ, તેમાં મેળવી ૩ પડીકાં બનાવવાં. તાવ આવવાનો વખત થાય ત્યાં સુધી કલાક કલાકને અંતરે એ પડીકાં આપવાં. આ દવાથી એકાંતરીયો તથા ચોથીયો તાવ આવશે નહિ. કદાચ એક વારીમાં ફાયદો ન દેખાય ને તાવ આવે તો બીજી વારીએ તો જરૂર આરામ થઈ જશે.

૨. **એકાંતરીયા, ચોથીયા, તથા ટાઢીયા તાવ જે ચોકક્સ** વખતે આવે છે તે આવતો હોય ત્યારે તેની એક કલાક આગમજ ભાંગ ૧ પૈસાની લઇ તેમાંથી બીયાં વગેરે કચરો કાઢી નાંખી તેમાં જરા પાણી નાંખી બારીક ઘુંટવી ને લુગદી બનાવવી. પછી ૦ાા તોલા

ગાળનું પાણી કરી તેમાં પેલી લુગદી નાંખી એક રસ કરીને દરદીને પાઇ દેવી. એથી દરદી વખતે ઘેનમાં પડશે પણ બીજી પાળીએ તાવ આવશે નહિ. એટલું ધ્યાનમાં રાખવું કે ચોક્સ વખતે ઠંડી સાથે તાવ આવતો હશે તો કલાક આગળ આ દવા અપાઇ હશે તેનેજ ફાયદો કરશે. ઉંઘમાંથી ઉઠે ને જો દરદી ખાવા માંગે તો તેને મગજ તર થાય અને પાચન થાય તેવો ખોરાક આપવો. આ ઉપાયથી સેંકડો દરદીઓ સારા થયા છે.

**કેશવરામ હરિશંકર ભટ્ટ**—સ્કૂલ માસ્તર. મુ. કાપોદ્રા
તા. અંકલેશ્વર જી. ભરૂચ.

**સર્વજ્વર.** ક્વીનાઇન તોલો ૧, ગુંદર ૩૦)= ભાર. કપુર ૩૦)= ભાર. અર્કમૂળની છાલ તો, ૦ા. એ સર્વેની પાણીમાં ગોળીઓ તુવેરના દાણા જેવડી વાળવી. સવાર બપોર ને સાંજ એકેક ગોળી પાણીમાં ગળાવવી.

**વૈદ્ય કૃષ્ણારામ ભવાનીશંકર મુ. ભાવનગર કણબીવાડ.**

૧. કડુ, જવખાર, અને અતિવિષની કળી એનું બારીક ચૂર્ણ કરી, આદુના રસમાં દિવસમાં ૩ વાર આપવાથી જે તાવમાં બાદી વધારે હોય અને તાવ સખ્ત જોરમાં ચઢેલો હોય તેમાં ઘણું સારૂં કામ કરે છે.

૨. હરડે, સિંધવ અને કડુ આ ત્રણનું ચૂર્ણ આદુના રસમાં આપવાથી ઉપર પ્રમાણે કામ કરે છે, પણ બાળકોના તાવમાં એ ઘણુંજ ઉપયોગી થઇ પડયું છે.

**વૈદ્યશાસ્ત્રી એસ. એલ. બમન. બાલાજી રોડ—સુરત.**

૧. કાળીદ્રાક્ષ, હરડાં, પિત્તપાપડો, નાગરમોથ, કડુ, ગરમાળાનો ગોળ એનો ક્વાથ કરી પાવાથી દસ્તનો ખુલાસો થઇ તાવ ઉતરી જાય છે.

૨ કાળીજીરી તોલા ૨. કડુ તો. ૨ સિંધવ તો. ૪ એનું ચૂર્ણ કરી બે આની ભાર દિવસમાં ૩ વાર પાણી સાથે આપવાથી પિત્ત-કફ-જવર ઉતરી જાય છે.

૩ ધંતુરાનાં પાંતરાં, કાળીજીરી, ફુલવેલી ફટકડી, કાળાંમરી અને શુદ્ધ કરેલી ભાંગ સરખે ભાગે લઇ બારીક વાટી, ચણા જેવડી ગોળી વાળવી. તાવ આવવાના ૪ કલાક પહેલાં એકેક ગોળી ગરમ પાણી સાથે આપવાથી દરેક પ્રકારના ટાઢીયા તાવને રોકે છે. ૩-૪ ગોળી લીધા પછી તાવ આવતોજ નથી. અનુભવસિદ્ધ છે.

૪ કડુ, કરીયાતુ, કાળીજીરી, કોલમ, અતિવિષની કળી, નાગરમોથ, ગળો દરેકને સરખે ભાગે લઇ ચૂર્ણ કરી તેમાંથી બે તોલા ચૂર્ણ લઇ ૧૦ તોલા પાણીમાં નાંખવું રાત્રે પલાળી સવારે ગાળીલઇ દિવસમાં ૩ વાર પાવું. તેથી જીર્ણ જવર જરૂર જાય છે. ઘણો અજમાવેલો છે.

૫ તોલા ૫ા પ્રવાળ વિષ્ટીને ગુલાબજળની ૭ ભાવના આપવી તેમાં સુદ્ધ મોતીની ભસ્મ તો ૦ા મેળવવી તેમાંથી બબ્બે રત્તી દિવસમાં બે વખત બનફસાના સરબતની સાથે આપવાથી ગમેતેવો જીર્ણ જવર દૂર થઇ, માણુસ તંદુરસ્ત અને સશક્ત બને છે. આ ઉપાય ખાસ અજમાવેલો છે.

સાધુ ગંગાદાસજી સેવાદાસજી સૈ. સુરત.

૬ કરીયાતુ તોલો ૧ કાળી દ્રાક્ષ તો ૧ સુકા ધાણા તો ૧ એ ત્રણેને કાચના પ્યાલામાં નાંખી ૦। શેર પાણીમાં સાંજે પલાળવું. સવારમાં તેમાંથી નવટાંક પાણી પાવું ને નવટાંક બીજું ઉમેરવું એ પ્રમાણે દિવસમાં ૩ વાર એવું એ ઓસડ ૭ દિવસ પાવાથી તાવ જાય છે

## વૈદ્ય આણંદજી શવજી મુ૦ ઉના—કાઠિયાવાડ

૧ કરેણનાં ફુલ, આંકડાનાં ફુલ, ધંતુરાનાં ફુલ, રીંગણીનાં ફુલ, હીંગળોક, ચીણીકબાલા, એલચી, વછનાગ, કપુર, કેશર, લવેંગ, અક્કલગરો, આંબુ, પીપર, મસ્તકી, જાયફળ, જાવંત્રી એ સર્વે સમાન ભાગે લઈ વાટી વસ્ત્રગાળ કરી નાગરવેલના પાનનો રસ અથવા મધ મેળવી ગોળી વાળવી એ ગોળીથી તાવ તથા અતિસાર મટે છે. જઠરાગ્નિ, કાંતિ બળ અને વીર્ય પણ વધે છે.

૨ ભોંય આમલીના પંચાંગને પાણી સાથે વાટી તેમાં કાળાં મરી દાણા ૭ મેળવી એક જીવ કરી ભાંગની પેઠે જરા પાણી નાંખી વસ્ત્રગાળ કરી સાંજ સવાર ૩ દિવસ પાવાથી ઉનો કે ટાઢીયો તાવ જરૂર ઉતરે છે ભોંયઆમલીમાં ૧ મોટી ભોંય આમલી, બીજી ખરસી ભોંય આમલી અને ત્રીજી ખરસી ભોંય આમલી થાય છે તેમાંથી આ દવામાં ત્રીજા નંબરની ભોંયઆમલી વાપરવી.

## ડૉક્ટર ચંદુલાલ મુકુન્દરાય મુ૦ પાટણ—ગુજરાત

જ્વરાંકુશ;—બે તોલા ફટકડીની વચમાં ૦॥ તોલો સોમલ મુકી તેનો સરાવ સંપુટ કરી, ગજપુટ અગ્નિ આપવો. સ્વાંગ શીતળ થએ વાટી શીશીમાં ભરી રાખવું. તેમાંથી ૧ ચોખાપુર, દૂધ શાકર

સાથે આપવાથી સર્વે તાવ જાય છે. આ દવા બાળકને આપવી નહિ પરેજીમાં તેલ, ખાંડ, ખટાસ આપવાં નહિ. આ જવરાંકુશ અમે ખાસ વાપરીએ છીએ.

## બ્રહ્મચારી આત્મારામ ત્રિવેદી.

અજમોદ, વાયવડંગ, સુંઠ, પીપર, પીપરીમૂળ, હરડે, મરી, વરખારો, દેવદાર, આસન, તજ, તમાલપત્ર, લવંગ સિંધવ, અકકલકરો, ચીનીકબાલા, ખોરાસાની અજમો, એ સર્વે ખાંડી કપડછાન કરી માળવી ગોળમાં બોર જેવડી ગોળી બનાવી, પ્રભાતે એક ગોળી ખાવાથી ભૂખ લાગે છે, પેટનો વાયુ મટી તાવ જાય છે.

## વૈદ્ય નરસંઇભાઇ માધવભાઇ રાંદેરવાલા મુ૦ કઠોર કણબીવાડ

૧ શંખ ભસ્મને આંકડાના દુધમાં પલાળી ૩ ગજપુટ આપવા પછી તેમાંથી ૧ વાલ, મધ સાથે આપવાથી તાવ જાય છે.

૨ શંખ ભસ્મ ૧ ભાગ, હડતાલ ૧ ભાગ, મોરથુથુ ૯ મો ભાગ, સર્વેને કુંવારનાં રસમાં ખલકરી ગજપુટ અગ્નિ આપી, દરદીનું બળ તપાસી, શાકરના પાણીમાં આપવાથી તાવ જાય છે. દુધને ભાત ખવાડવો.

૩ ઝેરકચુરાને ખાંડી ચુર્ણ કરી, પછી નાઇ, કડુ, એ બેઉનો રસ એકેક શેર લઇ તેમાં ફુલવેલી ફટકડી અને પકાવેલો સુરોખાર મેળવી ખુબ ખલ કરવો ત્યાર પછી કલાઇના વાસણમાં ઠરવા દેવું એટલે તડકે સુકવું. ગોળી બનવા જેવું થાય ત્યારે ગોળી બનાવવી. દરાખના પાણીમાં અથવા સાકરના પાણીમાં આપવાથી તાવ જાય છે.

૪. કાથો, કપુર, સુરોખાર; સમ ભાગે લઇ મધમાં બબ્બે રત્તી

ની ગોળી વાળવી. દિવસમાં ૩ વાર આપવાથી તાવ જાય છે.

૫. શોધેલી હડતાલ અને ચુનો મેળવીને એકેક રતીની ગોળી બનાવવી. એકજ ગોળી સવારમાં આપવી. રોગીને દુધ ભાત કે સાકરનો શીરો એ સિવાય કાંઈ ખાવા પીવા આપવું નહિ. એકજ ગોળીથી ચોથીઓ, એકાંતરીયો અને ટાઢીઓ તાવ જાય છે. ઉલટી થાય તો ગભરાવું નહિ.

## વૈદ્ય મણીલાલ ગણપતિશંકર ભટ્ટ. મુ. કેલાપીઠ સુરત.

૧ કડુ, ઈન્દ્રજવ, કરીયાતાની પાંદડી, મોથ અતિવિષની કળી, લીમ છાલ, એ સવ સમભાગે લઇ વાટી ચુર્ણ કરી એકથી ત્રણ વાલનાં પડીકાં દીવસમાં ત્રણ વાર ઠંડા પાણી સાથે આપવાથી ત્રણે દોષના તાવ ઉપર આબાદ અસર કરે છે.

૨ એકાંતરીયો તાવ. કરોડીઆનું પડ કે જે ભીંત વગેરે ઠેકાણે સફેદ રંગનું બનેલું ચોટેલું હોય છે તે ૧ પડની ગોળમાં ગોળી કરી દીવસમાં ત્રણવાર ખવાડવાથી એકજ પાળીએ તાવ જાય છે તે ફરીથી આવતો નથી.

## વૈદ્ય નારૂશંકર હરગોવન અધ્યારૂ મુ. બારડોલી.

૧. ફટકડી ફુલવેલી તથા ધાપાણુ ફુલવેલી સરખે વજને લઇ ધંતુરાના રસમાં ચણા જેવડી ગોળી વાળવી બબે ગોળી પાણી સાથે ગળાવવી તેથી પિત્તજ્વરને મટાડે છે. પથ્ય તાવનો.

**૨. મહામૃત્યુંજયરસ.** સુવર્ણ માક્ષીક ભસ્મ, હડતાલ, નીપાળો વછનાગ, મનસીલ તામ્રભસ્મ, ગંધક, પારો, પારા ગંધકની કાજલી કરી બીજા વસાણા મેળવી મુસળીનાં રસમાં ઘુંટી સરાવ સંપુટમાં

મુકી હલકો (કુકુટપુટ) અગ્નિ આપવો બાદ ઝીણું ઘુંટી દીવસમાં ત્રણ વાર મગ જેટલું પિત્તજવરમાં આપવું. વાતકફ જવરને ફતેહમંદીથી મટાડે છે. વૈદ સાર સંગ્રહનો પાઠ છે. અમારો ખાસ અજમાવેલો છે.

૩. ધંતુરાનાં સાડાત્રણ પાંતરાં ચોળી મશળી ચીથરામાં બાંધી હાથે બાંધવાથી એકાંતરીનો તાવ જાય છે તાવ આવતાં પહેલાં બાંધવું.

૪. ધંતુરાનાં રશનાં ત્રણ ટીપાં દહીંમાં મેળવી એકાંતરો તાવ આવતા પહેલાં વારીને દીવસે આપવાથી તાવ આવતો અટકે છે. તેલ ખાવા દેવું નહીં. વધુ રશ આપવો નહીં.

૫. પ્લેગની ગાંઠ—આસાત્રડનાં પાત્રાં ગરમ કરી ગાંઠ ઉપર મુકવાથી વેદના શાંત થાય છે. એથી ગાંઠ વેરાય છે અથવા પાકે છે. પપઈના ફળની છોીણ કરી ગાંઠ ઉપર ગરમ કરી બાંધી શેક કરવાથી પ્લેગની ગાંઠ વેરાય છે. ગાંઠ ઝીણી હોય અને અગન બળતી હોય તો વછન (હરણ ખુરી)ના પાનની લુગદી બનાવી ગાંઠ ઉપર મુકવાથી અગની શાંત થાય છે.

**વૈદ્ય ચંચલલાલ જાદવજી મુ. મુંદ્રા (કચ્છ).**

૧. પ્લેગનો ઉપાય:—સંજીવની ગુટીકા યોગ ચીંતામણી પ્રમાણે બનાવી પ્લેગવાળાને આદુના ગરમ કરેલા રશમાં ૧ એક ગોળી કલાકે કલાકે આપવાથી તાવ ઉતરી જાય છે. પ્લેગની ગાંઠ ઉપર ગંદો બેરંજો કપડ છાણ કરેલો તોલા ૫, તેમાં તોલો ૦॥ મોરથુથુ અને બેઆની ભાર સોમલ મેળવી મલમ બનાવી તેની પટી ગાંઠ

ઉપર લગાવી ઉપર એરંડાનું પાન ગરમ કરી બાંધવું અને ગરમ ઈંટથી સેકવું તો ગાંઠ બેશી જાય છે.

### વઘ નામ ઠેકાણા વગ ના.

૧. કાચકા (કાકચ) ભાગ ૪, અતિવિષ ભાગ ૨, સીંધવ ભાગ ૩. મરી ભાગ ૧નું ચુર્ણ કરી દીવશમાં ત્રણવાર બબે વાલ પાણી સાથે આપવાથી તાવ મટે છે.

૨. કાલીજીરી ૧, ડીકામાલી ૧, સીંધવ ૧ નીશોતર ૧, પીતપાપડો ઘાસ (ખાટલીઓ) ૫ મરી ૧ ભાગ લઇ તેનું ચુરણ કરી ચાર ચાર વાલ ગરમ પાણી સાથે દીવસમાં ત્રણ વાર આપવાથી તાવ મટે છે.

૩. ત્રિફલસરી તો. ૫ ઈંદ્રજવ તો. ૩ કોલંબો તો. ૧ કરીઆતુ તો. ૧ જેઠી [illegible] તો. ૨॥ ચોપચીની તો. ૨ સોનામકી તો. ૧ હીમજ તો. ૪ [illegible]આલી તો. ૨॥ ગુલાબના ફુલ તો. ૧ ગુલેબનફશા તો. ૨ ઉનાબ દાણા નંગ ૧૫ એ સર્વેને ખોખરૂ કરી દશ રતલ પાણીમાં ઉકાળી સવાશેર પાણી રહે ત્યારે ગાળી તેમાંથી દીવસમાં ત્રણવાર બબે તોલા આપવાથી જીર્ણ જ્વર, રક્તપીત, ચામડીના દરદો ઉધરસ, દમ, ને મટાડે છે.

### વૈદ્ય પ્રાણશંકર મુ. સમની વાયા ભરૂચ.

૧. ફુલાવેલી ફટકડી વાલ બેથી ચાર સુધી દહીંમાં ચટાડવાથી તાવ જાય છે.

૨. ઇશબગુલ (ઓથમીજીરૂ)નું ચુરણ સરકામાં મેળવી લેપ કરી માથે ચોપડવાથી કપાળે લેપ કરવાથી તાવનું માથુ ઉતરી જાય છે.

દારૂ હળધર, ૧ભાગ, અતિવિષ ૧/૨ કાળીજીરી ૧ભાગ એનું

ચુરણ કરી એક વાલ પાણી સાથે આપવાથી તાવને ઉતારે છે. પસીનો લાવે છે. શક્તિ જતી નથી.

**વૈદ્ય પ્રાણલાલ દોલતરામ મુ. કપડવણજ (ગુજરાત)**

૧ જવર માટે, રસરાજ સુંદરનો જવર માર્તંડ કેશરી રસનો ઉપયોગ કરૂં છું. જેથી સર્વ પ્રકારના તાવ જાય છે એકથી બે વાલ ગરમ પાણી સાથે સવારે અને સાંજે સુદર્શન ચુરણના ફાંન્ટ સાથે અપાય છે.

**વૈદ્ય મંગળભાઇ ભુધરભાઇ મુ. બાવળા તાલુકે ધોલકા.**

૧ [illegible]—હીંગળોક, વછનાગ, ખડીઓ ખાર, ફુલવેલ, લવીંગ, જાયફળ, પીપર, અકલગરો, અફીણ સર્વેનું ચુરણ કરી આદુના રસની ભાવના દઇને મરી જેવડી ગોળી વાળીને સવાર સાંજ અનુપાન સાથે આપવી. આ ગોળી ઘણા રોગોને ફાયદો કરે છે. આ રસ અમારો અજમાવેલો ઘણો ઉત્તમ છે.

**વૈદ્ય મણીશંકર જાદવજી જોશી મુ. ક્રાનપર પોસ્ટ વળા કાઠીઆવાડ.**

૧ જીરણજવર, મંડુર તથા લીંડીપીપરનું ચુરણ મધમાં ચાટવું.

૨ લીંડીપીપરનું ચુરણ જુના ગોળમાં દેવું.

**વૈદ્ય ડાહ્યાભાઇ બાજીભાઇ મુ. સાયણ બી. બી. રેલવે.**

૧ સુરોખાર ભાગ ૧ બરાશ ભાગ ૧ સુખડ ભાગ ૧નું ચુરણ કરી એક ચણોઠી ભાર પાણી સાથે આપવાથી પાંચે પ્રકારના તાવ જાય છે.

૨ કાચું ધાપણું ભાગ ૧ ફુલાવેલો ટંકણ ભાગ ૧ એનું ચુરણ કરી તાવ નહિ ઉતરતો હોય ઝાડા તથા ઉલટી થતાં હોય, જીવને ઘણી ગભરામણ થતી હોય તો બેથી ત્રણ વાલ બકરીનાં દુધમાં અથવા ગાયના દુધમાં દીવસમાં ત્રણ વાર આપવાથી સર્વ ઉપદ્રવ વાળો તાવ મટે છે.

## વૈદ્ય લલ્લુભાઇ નાથાભાઇ મુ. બોરૂ તા. વીજાપુર.

૧ કફજ્વર ઉપર—ફુલાવેલી ફટકડી અને લીંડીપીપરનું ચૂર્ણ બે આની ભાર મધ રૂ ૧) ભારમાં બેવાર ચાટવું. જેથી કફજ્વર મટે છે. ઘઉંનો ખોરાક બંધ કરવો.

૨ નાગલા દુધેલી સુકવીને ચુરણ કરવું. તેથી બમાણું જેઠીમધનું ચુરણ લઇ મેળવી જે વજન થાય તેટલું સાકરનું ચુરણ મેળવી. આ ચુરણ ટંકે રૂ ૦। ભાર ટાઢા પાણીમાં આપવાથી જીરણજ્વર, દમ, મરડો, વગેરે મટી જાય છે.

૩ અતિવિષનું ચુરણ બેઆની ભાર તથા સુરોખાર બેઆની ભારનું ચુરણ મધ રૂ ૧) ભારમાં ચાટવાથી તાવ તુરત ઉતરી જાય છે.

૪ હરડે, અતિવિષ, વજ ઉપર પ્રમાણે ચુરણ કરી રૂ ૦॥ ભાર ઉના પાણીથી દીવસમા ત્રણ વાર આપવું. ખોરાક નહિ આપવો. નહિ ચાલે તો મગનો બાફેલો ખોરાક આપવો. તાવ ઉતરી જશે.

૫ કાંકચ (કાચકા) શેકેલાની મીંજ તેની બરાબર કાળાં મરી મેળવી ચૂર્ણ કરવું. તે રૂ ૦। ભાર ટાઢા પાણીમાં દીવસમાં ત્રણ વાર પાવાથી તાવ જાય છે. આ ઉપાયો હમારા ખાસ અજમાવેલા છે.

## કુમાર શ્રી દેવીસીંહજી ભુપતસીંહજી વૈદ્ય કટોસણ.

૧. જ્વરઘ્નભૈરવરસ કોડી ભસ્મ, ગાંજો, મરી, સુહાગો, અફીણ કનક બીજ. હીંગલોક, ઉપરની બધી ચીજો સરખા વજને લઇ બારીક કરી આદાના રસનો એક પુટ આપવો એક પુટ લીંબુના રસનો આપી રતી પ્રમાણે ગોળી વાળી દીવસમાં ત્રણ વાર મધ સાથે આપવા એ ત્રિદોશ, કફ, દમ ઉધરશ શળ પાંશાની શળ ચસકા તાઢીઓતાવ ઉનો તાવ વગેરે વાયુ કફના રોગ મટાડે છે અનુભવ સિદ્ધ છે.

## ડાકટર મગનલાલ વિજભુખણદાસ સોનીફળીઆ સુરત.

૧ તાવ—ફટકી શેર ૦। વરખી હડતાલ તો. ૧ એને તાવી ઉપર ફુલાવવા મુકી ઉપર હડતાલનો ભુકો મુકવો. ફટકી બરાબર ફુલી જાય એટલે ભેગું વાટી ખલ કરવો. તાવના પ્રમાણમાં મોટા માણસને બેથી આઠ ગ્રેન આપવું. આ દવા નાના બાળકને પણ આપી શકાય છે. મેં વાપરેલી છે પણ બાળકના પ્રમાણમાં આપવું. અનુપાન ફુદનાના રસમાં આપવું. બાળકને શાકરના પાણીમાં આપવું એ દવાની ગોળી મગ જેવડી ધંતુરાના રસમાં વાળી આપવાથી તાવમાં લવારો કરતો હોય તે મટે છે. એજ દવા ચોખાના ધોવણમાં અને સાકર સાથે આપવાથી ઉનવા તથા પ્રેમેહમાં સારી અસર કરે છે.

## વૈદ્ય પ્રાણલાલ દોલતરામ મુ. કપડવણજ.

૧ જ્વર માટે (અષ્ટધા) રસરાજ સુંદરનો જ્વર માર્તંડકેસરી રસનો ઉપયોગ કરું છું. તેથી નવીનજ્વર, આમજ્વર, જીર્ણજ્વર, તથા

યકૃત તથા બરોળમાં પણ સારો ફાયદો થાય છે. પ્રમાણમાં મોટા માણસને વાલ એકથી બે સવારમાં ગરમ પાણી અથવા તુલશી ફુદનાની ચાહ સાથે આપું છું. અને સાંજના ફકત લઘુસુદરશણનો ફાન્ટ આપું છું ( ચૂર્ણ પ્રમાણ તો. ૦ાા) ગરમ પાણી સાથે જીરણજ્વર માટે માહા સુદરસન સવાર સાંજે ખાધા પછી માલતી વસંતની સાથે આપું છું.

૨ ત્રીદોષજ્વરઃ—માટે સારંધરનો અભયાદી કવાથ વાપરૂં છું. કવાથનું વજન સુકુ મોટા માણસને ઔંસ ૧ એક શેર પાણીમાં કવાથ કરી ફકત નવટાંક પાણી રહે ત્યારે ગાળીને તેમાં મધ રૂ ૧) ભાર મેળવી તથા પીપર વાલ બે નાંખી આપું છું વાતકફોલ્વણ સંન્નિપાતના ચીન્હોમાં ગ્રથ્યાદી કવાથ અગર અર્કાદી કવાથ યોગ-રત્નાકરનો ઉપયોગ કરૂં છું. તથા તેની સાથે ભૈષજ્ય રત્નાવળીમાં બતાવેલો સન્નિપાત ભૈરવરસ વાપરૂં છું તેથી સારો ફાયદો જણાય છે. કોઇ વખત એકલા દ્વાત્રિંસદાંગ કવાથનો ઉપયોગ કરૂં છું. ભાવપ્રકાશ. આવી વખતે સવાર સાંજ ફેફસાં ઉપર અલસીનો અગર પોસ્તનો સેક કરાવું છું વખતે ડુંગળી લશણ અને રાઇને સાધારણ ખાંડી સરકામાં મેળવી તેની પોટીશ કરી ગરમ ગરમ વારાફરતી સેક કરાવું છું કે જેથી કફ પાતળો પડી જઇ ઝટ છુટી જાય. કોઇ વખત મૃત્યુંજયરસ તથા કાલકુટરસનો ઉપયોગ કરાવવો પડે છે. રોગી બહુજ બેભાન હોય તો તે વખતે ફુદીનો અને આદુના રસમાં હીર-ણ્યગર્ભ પોટલીનો પણ ઉપયોગ યોજું છું.

## હવે સન્નીપાતના ઉપાય લખીએ છીએ.

### ડાહ્યાભાઈ બાજીભાઇ મુ. સાયણ બી. બી. રેલ્વે.

૧ ત્રિદોષનો તાવ ઓછો થઇ જાય અને સન્નિપાત ઉપડે, રોગી ઉઠી ઉઠીને નહાસે અને લવારો કરે ત્યારે હિંગળેશ્વર રસની બબ્બે ગોળી, દિવસમાં ૩ વાર સુંઠના ઘસારા સાથે પાવાથી રોગીને ભાન આવે છે. જો સતત્ તાવ નહિ ઉતરતો હોય તો ભાવપ્રકાશમાં કહેલા દુર્જલજેતા રસની ગોળી બે દિવસમાં ત્રણ વખત લીંબુનો રસને સાકર મેળવી પાવાથી તાવ ઉતરી જાય છે. ત્રિદોષમાં શૂળ મારતી હોય તો ઘીમાં શોધેલો ઝેરકચુરો વાલ ૧, હિંગાષ્ટક વા. ૩ શંખભસ્મ વા. ૧ ઉના પાણી સાથે આપવાથી શૂળ બેસી જાય છે. ત્રિદોષમાં મળબંધ હોય તથા પેટમાં દુઃખતું હોય તો યોગચિંતામણીમાં લખેલી અશ્વ-ચોળી ગોળી નંગ ૧. ગુગળ અને સુંઠના ઘસારા સાથે આપવાથી એક બે ઝાડા થઇ શૂળ બેસી જાય છે. જો ત્રિદોષમાં જમણા પાંસળામાં શૂળ મારતી હોય તો સદેસરાનું મૂળ ઘસીને ચોપડવું અને જો ડાબે પાસે શૂળ મારતી હોય તો સાબરસીંગુ અને સેકટાનું મૂળ ઘસીને ચોપડવાથી મટી જાય છે. જો ત્રિદોષમાં અતિસાર હોય તો શુદ્ધ ઝેરકચુરો ભાગ ૧, લવેંગ ભાગ ૦।, વાટીને આદુના રસમાં ગોળી વટાણા જેવડી વાળવી. ગોળી એકેક મધમાં ચાટવાથી અતીસાર મટે છે. જો ત્રિદોષમાં શ્વાસ વધારે હોય તો યોગચિંતામણીમાં કહેલી અજમોદાદિ વટી આપવાથી ફાયદો થાય છે. જો ત્રિદોષમાં હેડકી જણાય તો હીંગ અને ઘીનો ધુમાડો લેવાથી મટે છે.

### વૈદ્ય મણીશંકર નરભેરામ મુ. ઘળા. પોસ્ટ કામરેજ.

૧. અનુછડી એટલે સીતાફળીના પાંતરાનો રસ પાણી મુકીને

વાટી ૬થી૮ તોલા કાઢી તેમાં ૧ તોલો મધ નાંખી એક ટંકે પાવાથી તુરત એક કલાકમાં સન્નિપાત જરૂર બેસે છે. આ ઉપાયથી મારે હાથે સેંકડો દરદી સારા થયા છે એનાથી દસ્ત સાફ આવે છે એ રસમાં જન્તુઘ્ન ગુણ છે અને જરા નિશાકર હોવાથી મગજ શાંત રાખે છે.

## વૈદ્ય નારૂશંકર હરગોવન મુ. બારડોલી ટાપ્ટી રેલ્વે.

૧. ત્રિદોષમાં કોઇપણ દવાના અનુપાન સાથે ભોંયરીંગણીનો અર્ક કાઢી તોલા ૦ાાથી૨ સુધી આપવાથી ત્રિદોષમાંથી બગડેલા ઘણા દરદી સારા થયા છે. અને ખુબી એ છે કે કોઇપણ દરદીને કફ મોં વાટે નહિ જતાં ઝાડે જાય છે. દરરોજ એક અગર બે ઝાડા થાય છે ને ઘણીજ ફતેહમંદીથી રોગી સારા થાય છે. આ અર્ક ઘણા દિવસ રાખવાથી પણ બગડતો નથી.

૨. ત્રિદોષમાં કોઇ વખતે તાવ તદન ખસી જાય છે અને શરીર ઠંડુગાર થઇ જાય છે તે વખતે મોર પીંછીના ચાંદલાની રાખ ૦ાથી ૦ાા વાલ સુધી મધમાં ચટાડવાથી તરત ગરમી આવે છે.

## વૈદ્ય મંગળભાઇ ભુધરભાઇ મુ. બાવળા તા. ધોળકા.

૧. કાયફળ, પીપળીમૂળ, ઇંદ્રજવ, ભોંયરીંગણી, સુંઠ, કરીયાતુ કાળાંમરી, લીંડીપીપર, ખડસલીયો (પિત્ત પાપડો) પુસ્કર મૂળ, રાસ્ના, બેઠી ભોંય રીંગણી, બોડી અજમોદ, કાકડાસીંગ, વજ, કાળીપહાડ, એ સઘળી જણસો સમભાગે લઇ ખાંડી શેર ૧ પાણી મુકી નવટાંક પાણી રહે ત્યારે રૂ. ૦ાા ભાર મધ નાંખી પાવાથી ત્રિદોષનો તાવ તથા સર્વેજાતના

તાવ મટે છે. આ ક્વાથ તમામ જાતના કષ્ટ સાધ્ય સન્નિપાતો ઉપર અમારો અજમાવેલો છે.

**વૈદ્ય શ્યામચંદ ગોવરધનરામ મુ૦ ખાખરેચી. હળવદ થઇને.**

૧–કડુ, કરીઆતુ, કોલમ, એ ત્રણ સરખે વજને લઇ જંગલી તુલસીના રશમાં ગોળી કરી જરૂરીઆત પ્રમાણે આપવાથી તમામ જાતના તાવ મટે છે.

૨–કોલમનું સત્વ અને તેનાથી ત્રીજા અગર ચોથા ભાગે એળીઓ લઇ તે એળીઆમાં વજનસર પાણી નાખી ઓગળી જાય એટલે તે પાણી ગાળી લેવું. અને તેમાં કોલમના સત્વને પણ પાણી કરી એકત્ર કરવું, અને લોઢાની કઢાઇમાં ચુલે ચઢાવી ઘાટું થાય ત્યાં સુધી રાખવું. પછી ઉતારી ચણોઠી પ્રમાણે ગોળી વાળવી મોટી ઉમરનાને એકથી બે અને નાની ઉમરનાને અડધીથી એક તાવ હોય તો આપવી. તેથી દસ્ત આવે છે અને તાવ જાય છે.

૩–ગોદંતી હરતાલ (ધાપાણ)ને લાવી તેને કુંવારપાઠાના લુગદા વચ્ચે રાખી કપડ મીટી કરી ખાડામાં થોડા છાણામાં વચ્ચે રાખી સળગાવી દેવું તો હરતાલનો કકડો ખીલી ધોળો થયેલો નીકળી આવશે. તેના પડેપડ ઉખડી છુટા પડે તો બરાબર ભસ્મ થયેલી જાણવી. પછી તેને કપડછાણ કરી બાટલી ભરી રાખવી. તેમાંથી રતીથી વાલ સુધી દરદીની યોગ્યતા મુજબ તુલસીના પાનમાં આપવાથી ગમે તેવા મેલેરીઆ તાવને એકદમ અટકાવે છે. તાવમાં આપવાથી તાવને પસીનો લાવી ઉતારે છે. મધ સાથે દેવાથી ખાંસી યુકત જ્વરમાં ફાયદો કરે છે.

## વૈદ્યનું નામ જડયું નથી. મુ૦ અમદાવાદ.

૧–તાવ માટે–કરણના ફુલ, આંકડાનાં ફુલ, ધંતુરાના ફુલ, રીંગણીના ફુલ, હીંગળોક, ચીનીકબાલા, એલચી, [illegible], કપુર, કેસર, લવિંગ, અકલગરો, અફીણ, પીપર, રૂમીમસ્તકી, જાયફળ, જાવંત્રી એ સર્વ સમભાગે લઇ વાટી ચુર્ણ કરી મધ મેળવી અથવા પાનનો રસ નાંખી ગોળીઓ વાળી આપવાથી દરેક પ્રકારના તાવ તથા અતિસાર મટે છે. તથા સુંદરતા, જઠરાગ્નિ, બુદ્ધિ, બળ, અને વીર્યને વધારે છે. એ ગોળી સ્ત્રયમ મુરાદશાહે રચેલી છે.

## વનૌષધ શાસ્ત્રી મહારાજ શ્રી મહાવીરદાસજી જાનકીદાસજી, ધોલકા.

૧–લઘુ સુદર્શન ચુર્ણ–ગળો, પીપર, પીપરીમુળ, કડુ, હરડે, સુંઠ, લવિંગ લીમડાની અંતર છાલ, તજ અને સુખડ સમભાગે લઇ તેના અડધા વજને કરીઆતાની પાંદડી લેવી, પછી બારીક ચુર્ણ બનાવી માત્રા ૦। તોલો લઇ બે વખત પાણી સાથે આપવું.

૨. તાવ માટે. લવિંગ, ચિત્રકમુળની છાલ, મરી, ફુલાવેલી ફટકડી, એ સર્વ સમભાગે લઇ બારીક ચુર્ણ કરી તોલો ૦। થી ૦।। મધ અથવા પાણી સાથે આપવું. તાવ આવવા અગાઉ બે કલાકે આ દવા આપવાથી એકાંતરીયો, ચોથીઓ વગેરે સર્વ પ્રકારના વિષમજ્વર મટે છે, એકથી બે ત્રણ દિવસ સુધી લેવું.

૩. એક કરોળિયાનું પડ લઈ પા તોલા ગોળ સાથે મેળવી ગોળી વાળી એકાંતરીઆ, ચોથીઆ, તાવના દરદીને ખવરાવવાથી ગમે તેવો હઠીલો તાવ પણ ચમત્કારીક રીતે મટે છે.

૪. હાડીઆકરસણનાં પાન તોલો એક અને કાળા મરી વાલ ૪, ચાર તોલા પાણી સાથે ઘુંટીને પીવાથી તેમજ તેનો રસ નાકમાં સુંઘવાથી તથા આંખમાં આંજવાથી આંતરીયો કે ચોથીઓ તાવ અજાયબ રીતે મટે છે. વીછીના કરડવાનું વિષ પણ આ રીતે તત્કાળ ઉતરે છે.

૫. સન્નિપાતના પ્રકરણમાં કહેલ મહામૃત્યુંજયરસથી જીર્ણજવર તત્કાળ નાશ પામે છે. તે સિવાય એ પ્રકારના તાવમાં ગળો, નિંબ-છાલ, અરડુસાની છાલ, એ દરેક એકેક તોલો લઇ કચરી પાસેર પાણીમાં રાત્રે પલાળી સવારમાં ચોળી ગાળીને દિવસમાં ત્રણ વખત થોડું થોડું પાવું ખોરાક હલકો ખાવો.

૬. સદારોગ્ય વટી તાવ માટે. ગળોસત્વ, અરડુસાની છાલ, નિંબછાલ, ચીત્રકમુળની છાલ, સુડીથી ઝીણું કરી ઘીમાં જરા શેકેલું ઝેર કોચલું હરડેની છાલ, વાવડીંગ, અજમો, મરી, આંકડાના મુળની છાલ, લીંડીપીપર, ફુલાવેલી ફટકડી, ફુલાવેલો ટંકણ, સિંધવ, એ સર્વ સમ ભાગે લઇ પાણીમાં ઘુંટી ચણીબોર જેવડી ગોળીઓ વાળવી એ ગોળી એકથી ત્રણ શક્તિ અને વય પ્રમાણે લેવાથી સર્વ પ્રકારનાં તાવ અજીર્ણ, ઝાડો, મરડો, વગેરે દરદો મટે છે આ ગોળી હંમેશાં એક બે ખાવાથી કોઇ રોગજ ન થાય, અને થયેલા મટી જાય છે.

૭, તાવ માટે. કરંજની મીજને પાણી સાથે વાટી નાસ લેવાથી અનેક પ્રકારના તાવ દુર થાય છે. તેમજ આ પ્રયોગથી આદાશીશી મટે છે. અને વીંછીનું ઝેર પણ ઉતરી જાય છે.

૮. લવિંગ, અગર, જટામાસી, ચણીકબાલા, જાવંત્રી, જાયફળ સુંઠ, લીંડીપીપર, મરી, કપુર, એ સર્વ સમ ભાગે લેવું અને તેની

બરોબર વજને સાકર લઇ ખાંડી વસ્ત્રગાળ ચુર્ણ બનાવી ૦ાથી ૦ા તોલો તાવ આવતા પહેલાં એક બે કલાકે મધ અથવા પાણી સાથે એકથી ત્રણવાર પીવું આ દવાથી દરેક જાતના તાઢીઆ તાવ મટે છે. જઠરાગ્નિ વધે છે. પાચન કર્તા હોઇ પુષ્ટી આપે છે. વિશેષમાં ઉપલા ચુર્ણ સાથે બે તોલા શુદ્ધ ભાંગ મેળવવાથી અતિગુણ કર્તા થઇ પડે છે.

૯–કરંજવાની બીજ, અરડુસાની અંતર છાલ, લીંડીપીપર, ત્રીફ, બાવળની પાલી, એ સર્વ સમભાગે લઇ પાણી સાથે વાટી ચણીબોર જેવડી ગોળીઓ વાળવી. દિવસમાં ત્રણવાર એક એક અથવા બે બે ગોળી ખાવાથી અનેક પ્રકારના તાવ નાશ પામે છે.

૧૦–કપુર ભાગ ૧, મરચાં ભાગ ૨, કડવીનાઇ ભાગ ૩, નવસાર ભાગ ૪, ફુલાવેલી ફટકી ભાગ ૫, એ સર્વ ખાંડી ગુંદરના પાણીમાં ઘુંટી એક રત્તિ પ્રમાણે ગોળીઓ વાળવી દરેક પ્રકારના ટાઢીઆ આંતરીઆ, અને ચોથીઆ તાવોને માટે તાવ આવતા બે કલાક આગમચ બેથી ચાર કે છ ગોળી ગળી જવી એ પ્રમાણે બે દિવસ કરવાથી તાવ અવસ્ય મટે છે. તેમજ કંપ વાયુ પણ મટે છે.

**ડૉકટર દામોદર ગોપાળ રણદીવે, સગરામપુરા–સુરત.**

**તરીયા તાવની** દવા–ભાંગની ગોળમાં ગોળીવાળી તાવ આવતા પહેલા એક કલાક અગાઉ આપવાથી તાવ આવતો નથી. અનુભવસિદ્ધ છે.

## વૈદ્ય ધીરજરામ દલપતરામ ગુજ્જરફળીયા—સુરત.

**પલાન્ડુ ગુટિકાઃ**—હીંગળોક તોલા ૪નો ગાંગડો લઇ લોઢાની તાવીમાં મુકવો. અને લવેંગ તોલા ૮ લઈ ખાંડીને હીંગળોકની આસપાસ તેની પાળ બાંધવી. પછી તેને ચુલે ચઢાવી ધીમી આંચ આપવી અને તેના ઉપર કાંદા (ડુંગળી) અડધો મણનો રસ કાઢી હીંગળોક ઉપર ઝીણી ધાર પડે તેમ કરવું. એવી રીતે બધો રસ પાઇ દેવો. પછી તેની વચમાંથી હીંગળોકનો ગાંગડો કાઢી લઇ ધોઇ નાંખી ખરલમાં એક દિવસ ખલવો પછી તેમાં વછનાગ તો. ૧ પીપર તો ૧. ધોળાં મરી તો ૧. લવેંગ તો ૧. તજ તો ૧ સુંઠ તો ૧. એ છ વસ્તુને ખાંડીને વસ્ત્રગાળ કરી ઘુંટેલા હીંગળોકમાં મેળવી, એક દિવસ કોરૂં ઘુંટવુ, પછી તેમાં આદુનો રસ શેર ા નાંખી ઘુંટવું; તે ઘુંટતાં ઘુંટતાં સુકાઈ જાય ત્યારે ફરીથી આદુનો રસ નાંખી ઘુંટવું. એ રીતે આદુના બે, પાનના રસના બે, અરણીના રસનો એક, ધંતુરાના રસનો ૧, એવી રીતે છ પટ દઇને ગોળી મરી પ્રમાણેની કરવી. એ ગોળીમાંથી ગોળી ૧ આદુના રસના અનુપાન સાથે દિવસમાં ૩ વખત આપવાથી ઘોર સન્નિપાત મટે છે. બુદ્ધિપૂર્વક અનુપાનમાં ફેરફાર કરવો એ વૈદ્યનું કામ છે.

ઉપર જે તાવીમાં લવીંગના ભુકા સાથે ડુંગળીનો રસ બળી લોચા જેવું થયું હોય તેનાથી બમણો ગુગળ તથા બબ્બે તોલા સુંઠ મરીને પીપર મેળવી ઘુંટીને વટાણાપુરની ગોળી બનાવવી. એ ગોળી દિવસમાં ૩ વાર અકકેક ગોળી આપવાથી સંધીવા જેવા તમામ વાયુ મટે છે.

**યતિ શ્રી રવીહંસજી દીપહંસજી છાપરીયાશેરી–સુરત.**

૧ રોટલો:—પારો, વચ્છનાગ, કાળાં મરી, નવસારને મોરથુથુ સમભાગે લઇ બારીક વાટી, ધંતુરા તથા લસણના રસમાં રોટલો કરી, સન્નિપાતના રોગીની હજામત કરાવી તેને માથે એક પહોર સુધી બાંધવો. શીતાંગ સન્નિપાતવાળા દરદીને જો શરીરમાં ગરમાવો આવે તો તે દરદી સારો થશે, અને ગરમાવો નહિ આવે તો તેની આશા રાખવી નહિ.

૨–રોટલો. લસણ, રાઇ અને સરગવાનું મૂળ એ ત્રણને ખાંડી ગોમૂત્રમાં વાટી રોટલો કરી માથે મુકવો. જો ચૈતન્ય આવે તથા શરીર ગરમ થાય તો રોગ બચશે.

**વૈદ્ય કેશવલાલ બાપુજી, મુ૦ બરવાળા–કાઠીયાવાડ.**

૧ ગોંડલ રસ શાળામાંથી બ્રહ્માસ્ત્ર રસ મંગાવી ઘણી વખત વાપર્યો છે. અને તેથી સેંકડે ૭૫ ટકા શન્નીપાતના વ્યાધીવાળા ઉગર્યા છે.

**વૈદ્ય છગનલાલ રાયચંદ મુ૦ ગાંબટ.**

હરડેદળ તો. ૨ સોનામકી તો. ૨ રેવંચીનો સીરો તો. ૦॥ મરી તો. ૦॥ સુઠ તો. ૧ સીંધવ તો. ૧ સંચળ તો. ૦॥ એનુ ચુર્ણ તે મળાશકાર્ય ચુર્ણ કહેવાય છે તે ગરમ પાણી સાથે પાવું.

**વૈદ્ય છગનલાલ લલ્લુભાઇ દેશી નામાવાળા. વડોદરા.**

૧–કાયફળ, કાકડાસીંગ, કાળીજીરી, અજમોદ, શુંઠ, મરી, પીપર, અને દીવેલાના મુળ સંભાગે લઇ ગઠોડાના ઘસારા સાથે દેવાથી મુઝારો મટે છે. તાવ ઉતરી ભાન આવે છે.

## વૈદ્ય ભુરાભાઇ ઓધવજી ત્રીવેદી, મુ૦ ભાદરોડ.

૧-વછનાગ, સુંઠ, મરી, સમભાગે લઇ આદાના રશમાં ધંતુરાના રશમાં અને તુલસીના રસમાં એક એક પુટ દઇ ચણોડી જેવડી ગોળી બનાવી આપવાથી સન્નિપાત ઉપર સારી અસર કરે છે.

## વૈદ્ય છગનલાલ આત્મારામ, ગાંચીશેરી-નવાપુરા, સુરત.

૧-અગ્નિકુમાર-પારો, ગંધક, પીપર, કાળામરી, ટંકણ, સર્વ સમભાગે લઇ પારા ગંધકની કાજળી કરી પછી બીજું ચુરણ મેળવી સાત દીવસ સુધી ખલ કરી માત્રા તઇયાર કરવી પછી એકથી ત્રણ ઘઉંભાર આદુના રસમાં તથા મધ પીપરમાં આપવામાં આવે તો ભયંકર સન્નિપાત મટે છે.

૨-ત્રિપુરભૈરવ રસ-સુઠ તો. ૮ મરી તો. ૮ ટંકણ તો. ૯ વછનાગ તો. ૨ એને ખાંડી વસ્રગાળ કરી આદુના રસના પાંચ પુટ આપવા તથા લીંબુના રસના ત્રણ પુટ આપવા તથા પાનના રસના ૩ પુટ આપવા અને પછી ગોળી એક એક રત્તીની વાળવી પછી આદુના રસમાં ગોળી ૧ થી ૩ સુધી દીવસમાં ત્રણ વખત આપવી અથવા પાનના રસમાં આપવી. આ ગોળીથી ભયંકર સન્નિપાત સારા થાય છે.

૩-કાલારી રસ-પારો ૧૨, ગંધક ૨૦, મરી ૨૦, પીપર ૪૦, લવેંગ ૧૬, ધંતુરાના બીજ ૧૩, ટંકણ ૨૦, જાયફળ ૨૦, અકળગરો ૨૦, ભાગે લઇ પારા ગંધકની કાજલી કરી સર્વ મેળવી ૩ લીંબુના ૩ પુટ દઇને રત્તી રત્તીની ગોળી વાળવી.

આદુ અથવા પાનના રસમાં એકથી ત્રણ સુધી દિવસમાં ત્રણવાર આપવાથી સન્નિપાત દુર થાય છે.

**વૈદ્ય અંબારામ સંકરજી પંડયા મુ. વાગડ વાયા રાણપુર**

**૧ અશ્વિનીકુમાર રસ;**-વછનાગ, સુંઠ, હરડેદળ, બેડાંદળ, આમળાં પીપરી મુળ પીપર, અરીણુ, નીપાલો, હરતાલ, ટંકણ, લવીંગ, પારો, ગંધક સરખે ભાગે લઇ પારા ગંધકની કાજલી કરી પછી બીજી વસ્તુઓ મેળવી ગાયનાં દુધમાં ઘુંટવું સુકાયા પછી ગૌ મુત્રમાં ઘુંટવું પછી ભાંગરાના રસમાં ઘુંટવું. પછી તેની ચણા જેવડી ગોલી વાળી અનુપાન પરત્વે તમામ રોગમાં આપી શકાય છે.

૨. **અગ્નિકુમાર રસ**—પારો ૧ ગંધક ૧ ટંકણ ૧ કોડીની ભસ્મ ૩ સંખ ભસ્મ ૩ વછનાગ ૧ મરી ૮ ભાગે લઇ સર્વને લીંબુના રસમાં બાર કલાક ઘુંટવું, અને વાલ વાલની ગોળી વાળવી સવાર સાંજ આપવાથી અજીરણ મટે છે. જઠરાગ્નિ પ્રદિપ્ત થાય છે.

૩. **ભસ્મેશ્વર રસ**—અડાયાની રાખ તો. ૪ મરી તો. ૦॥। વછનાગ તો. ૦। એકત્ર ચુરણ કરી બે વાલ માત્રા આદુના રસમાં આપવાથી ત્રીદોષ જ્વર મટે છે.

૪. **હંશપોટલી રસ**—કોડીની ભસ્મ, સુંઠ, પીપર, મરી, ટંકણ, વછનાગ, ગંધક, પારો, સરખે ભાગે લઇ, સાથે વાટી લીંબુના રસમાં ઘુંટી બે બે વાલની ગોળી કરી એક ગોળી મરી (તિખા)ના ચુરણમાં મેળવી ખાવાથી સંગ્રહણી અતિસાર મટે છે. માત્રા ઘીમાં ચટાડી ઉપરથી છાસ ભાતનું પથ્ય આપવું.

૫. **લક્ષ્મીનારાયણ રસ**–પારો ગંધક, ટંકણ, વછનાગ, હીંગળોક હીમજ, અતિવિષ, ઈન્દ્રજવ, કડાછાલ, અબરખ ભસ્મ, સીંધવ સમ ભાગે લઇ બારીક વાટી તેને દાંતી મુળના કાઢાનો અને ત્રિફલાનાં કાઢાનો પટ આપી બે બે વાલની ગોળી બાંધી આદુના રસમાં આપવી એ ગોલી તાવ સન્નિપાત વિષમજ્વર, અતિસાર, સંગ્રહણી, આમ, પ્રમેહ શુલ અને સુવા રોગમાં આપી શકાય છે, અને ઘણોજ ફાયદો કરે છે.

ઉન્મત્ત રસ–પારો ગંધક ચાર ચાર તોલા લઇ ખલ કરી ધંતુરાના રસની ભાવના દેવી પછી ત્રીકટુ ચૂર્ણ તોલા આઠ મેલવી કપડે ચાળી રાખવું સન્નિપાતના રોગીને નાકે સુંઘાડવાથી ભાન આવે છે. સન્નિપાત મટે છે.

૭. ત્રિદોષજ્વર ( સન્નિપાત )માં પ્રથમ લંઘન આપવું ઝાડો કબજે રખાવવો જો ઝાડા વધારે થતા હોય તો જાયફળ, જાવંતરી અતિવિષ, મરી, ગંઠોડા, ભસ્મી અફીણ અથવા લીલાગર (ભાંગ) સરખાં લઇ તેમાં અફીણ જુજ નાંખવું. પછી વાટી પાણી રેડી નરમ કરવું. પછી એક સરાવલું (રામપાત્ર)ને લાલ ચોળ તપાવી તેમાં પેલું પાણી નાંખી ઢાંકી દેવું એટલે ખદખદીને જાડી ખીર થશે. તેમાંથી સવાર સાંજ એક આંગળી ઉપર ચઢે એટલું ચટાડવાથી ઝાડા બંધાશે. આમ પકવ થશે, સન્નિપાતના દરદીને દશ દીવસ પછી કવાથ આપવો. તે કવાથ:–રીંગણી, ગળો, શુઠ એરંડમુળનો કાઢો પાવો.

૮. **ગ્રંથીકાદીકાઢો.** પીપરીમુળ, ઇંદ્રજવ, દેવદાર, ચવક, ગુગળ, વાયવડંગ, ભારંગ, ભાંગરો, સુઠ, પીપર, મરી, ચીત્રો, કાયફળ, પુષ્કરમુળ રાસ્ના, હરડે, બેઠીભોયરીંગણી, ઉભી ભોંયરીંગણી, અજમોદ, નગોડ,

કરીયાતુ, વજ, પાઢમુળ, સર્વ સમતોલ ખાંડી ભુકો કરવો તેમાંથી ચાર તોલા ભુકાને ૬૪ તોલા પાણીમાં ઉકાળી આઠ તોલા બાકી રહે ત્યારે ગાળીને પાવો સાંજે લેજ કુચા ઉકાલી પાવા ત્રણ દીવસ પાવાથી ત્રિદોષજ્વર સન્નિપાતજ્વર મટી જાય છે. જરૂર જણાય તો છેલ્લે મગના યુસમાં હલકો જુલાબ આપવો.

૮ કોઇપણ માણસને સનેપાત વધી જાય ને બેભાન સ્થિતિ હોય તો સોનાના વરખ પાના ૧૦ હરણનું કાચું સીંગડુ રૂ ૦ાા ભાર એરંડાનું મુળ રૂ ૨) ભાર સુંઠ તો. ૧ બધાને સાથે મેળવી પાણી શેર ત્રણમાં ઉકાળવું. પછી પંદર તોલા બાકી રહે ત્યારે ઉતારી ચાળણીથી ગાળવું. (કપડેથી ગાળવું નહિ) તેમાથી દોઢ દોઢ કલાકને આંતરે પાંચ પાંચ તોલા પાવું જેથી બકવાટ કરતો બેભાનીમાં ગોથાં ખાતો સન્નિપાતનો દરદી સારો થશે એ સાચો અનુભવી ઉપાય છે. **વળી અંજન** સમુદ્રફળ ઘસી જરા આંખમાં આંજવું જેથી બળતરા થઇ ઝેરી પાણી નીકળી રોગી તરત ભાનમાં આવશે. શીત વળતી હોય તો કળથા ને સેકી લોટ કરી તેનું મરદન કરવાથી પસીનો બંધ થઇ શરીરમાં ગરમાવો આવે છે.

## માસ્તર લલ્લુભાઇ નાથાભાઇ મુ. બોરૂ તા. વિજાપુર.

૧ ફુલાવેલી ફટકી, લીંડીપીપર, અતિવિષ, ત્રણ સરખે ભાગે લઇ બારીક વાટી બેઆની ભાર, મધ એક રૂા. ભાર સાથે બેવાર ચાટવું. ભારે ખોરાક નહિ આપવો. દુધ ઘી બીલકુલ આપવું નહિ. મગનું ઓશામણ તથા બાફેલા મગ, બાજરીની રાબ ખવાડવી.

૨ અરડુસીનો પુટપાકથી રસ કાઢવો તે રસ રૂ ૧) ભાર મધ રૂા. ૦ાા ભાર લીંડીપીપર એક રતી મેળવી આદાનો રસ એક આની

ભાર નાંખી ચાર પાંચ દીવસ આપવાથી સન્નિપાતનો કફ શાંત થાય છે.

## નરભેરામ હરજીવન માસ્તર નવાગામ તાલુકે માતર.

૧ સવારમાં અશ્વચોલી ને માક્ષીક ભસ્મ સુંઠને મધ સાથે ચટાડવું સાંજે સ્વાસકુઠાર પાનમાં આપવો. ધીમે ધીમે ચાવીને રસ ગળી જવો.

## વૈદ્ય લલ્લુભાઇ દુર્લભરામ નાગર ફળીઆ સુરત.

૧ મલ્લાદિ ગુટિકાઃ—કાચો સોમલ બે વાલ લઇને અવરકંઠીના રસમાં ત્રણ દિવસ ખલ કરવો તેની મગ જેવડી ગોળી વાળી આદાના રસમાં એક ગોળી સવારે તથા સાંજે લેવાથી સન્નિપાત તથા ઉદર વિકાર મટે છે. ઘીવાળો ખોરાક આપવો. તાવમાં પાવલી ભાર ઘી, સાથે લેવાથી આરામ થશે. શાકરનાં સીરા સાથે લેવાથી જીર્ણજવર જશે. અને પુસ્ટી કરશે. ખટાસ ખાવા દેવી નહી.

## વૈદ્ય દયાશંકર મોરારજી ધંધુકાવાળા.

પારે, ગંધક, વછનાગ, એ ત્રણ ૨૫, ભાગ, જાયફળ, પીપર, બન્ને ૧૦ ભાગ મેળવી આદુના રશમાં વાટી રત્તી પ્રમાણે ગોળીઓ વાળી એક એક ગોળી આપવાથી સન્નિપાત મટે છે.

## વૈદ્ય બાલાશંકર પ્રભાશંકર મુ૦ નાંદોદ—રાજપીપળા.

સંચોરો (પાપડીઓ ખારો) શેર ૦ાા લઇ ખાંડી લોખંડની તવી ઉપર મુકી પાણી શેર ૦। નાખી ચુલે ચઢાવી પાણીને બાળવું એટલે ચુના જેવું થશે. પછી તેમાં સુનાગેરૂ મેળવી ઝીણું વાટી

તેમાંથી એક એક વાલ દીવસમાં ત્રણવાર રોગીને આપે તો તાવ ખાંસી અને શુળવાળો ત્રિદોષ મટે છે.

### વૈદ્ય ગીરીજાશંકર આશારામ ત્રીવેદી મુ૦ ઝરીયા.

વૈદામૃતનો કલીંગાદી ક્વાથ, તથા દશમુલી ક્વાથ ઘણોજ ફાયદો કરે છે. લંઘન કરાવવું.

### વનોષધ શાસ્ત્રી મહારાજશ્રી મહાવીરદાસજી જાનકીદાસજી મુ. ધોળકા.

મહામૃત્યુંજ્યરસ સન્નિપાત માટે. શુદ્ધ પારો, ગંધક, વછનાગ, ટંકણ ફુલાવેલો ત્રિકટુ ચિત્રો, અરડુસાની છાલ, અંધેડાના મૂળ, તથા આંકડાના મૂળની છાલ, દરેક એક એક તોલો અને તે સાથે અંકોલનાં બીની બીજ તોલા ૨, અને વજ તોલો ૦ા, લઇ પ્રથમ પારા ગંધકની કાજળી કરી વછનાગ વિગેરે સર્વ ચીજો નાંખી ગળોના રસની એક ભાવના આપી, મગના દાણા જેવડી ગોળીઓ વાળવી દરેક પ્રકારના ચડેલા તાવને ઉતારવાની આ ઔષધ પરમ શક્તિ ધરાવે છે. પુખ્ત ઉમરના માણસોને માત્ર ગોળી ચાર સર્વ સધારણ તાવમાં અનુપાન તરીકે મધ સાથે લેવી સન્નિપાતજ્વરમાં આ ગોળી એક અધોળ આદુના રસ સાથે આપવી, નાના બાળકને પાણી અડધી અથવા તો તેથી વધારે એક ગોળી વય બળ અને શક્તિનો વિચાર કરીને આપવી, આ દવાથી મરણ તુલ્ય થયેલા દરદીઓ પણ ગુરૂ કૃપાથી બચી ગયેલા છે. આ દવા યોગ્ય માત્રામાં યોગ્ય અનુપાન સાથે આપવાથી કોલેરાં, બરોળ, અજીર્ણ, પ્રમેહ વિગેરે ભયંકર રોગોનો નાશ કરે છે.

# બ્યુબોનીક-પ્લેગ.

# ગાંઠીયા તાવની મરકી.

# પ્લેગ.

સંવત ૧૯૫૩ના ઉન્હાળા અને ચોમાસાની સંધીમાં મુંબઇ શહેરમાં પ્રથમ બ્યુબોનીક પ્લેગની મરકી શરૂ થઇ. તે મરકીએ એટલું બધું જોર પકડ્યું કે આખું મુંબઇ તથા ત્યાંના ચિકિત્સકો અને અમલદારો ગભરાઇ ઉઠયા, કારણ કે આ બ્યુબોનીક પ્લેગની મરકી એકવાર ઇંગ્લંડમાં ચાલેલી અને ત્યાં ભારે કેર વર્તાવેલો, તે ઇતિહાસ સર્વના જાણવામાં હોવાથી તેના તે રીતના ઉપાયોની યોજના કરવામાં આવી, તે એટલે સુધી કે સરકારે એપેડેમીક એકટ એટલે ચેપીરોગનો કાયદો સુધારી ને નાના મોટા અમલદારોને એ રોગની સામા લડવાને માટેનો સંપૂર્ણ અધિકાર આપ્યો. તે રોગ તે પછી વધતાં વધતાં સુરતમાં આવ્યો અને ત્યાંથી આખા દેશમા ફરી વળ્યો એ વાત સર્વને જાણીતી હોવાથી તેનાં દુઃખનું અને તેના પ્રતિબંધનુ વર્ણન કરવું નિરર્થક જાણી, અમારે ત્યાં સંવત ૧૯૫૪-૫૬-૫૮-૬૦-અને છેલ્લે ૭૩ના સાલમાં મરકીએ જે કેર વર્તાવેલો, અને તેમાં અમને જે અનુભવ થયલો તેનું વર્ણન કરવાનું અમે દુરસ્ત ધારીએ છીએ.

પ્લેગ કેમ થાય છે? પ્લેગ કયારે થાય છે? પ્લેગ કેવી રીતે થાય છે? અને પ્લેગનાં લક્ષણો શું શું છે? તે જણાવવાની જરૂર નથી, પણ અમારા અનુભવમાં પ્લેગની આડ જાતો જોવામાં આવી

છે. ૧. ગાંઠ ઘણી ઝીણી. ૨. ગાંઠ ઘણી મોટી. ૩. ગાંઠમાં મારતી શળ. ૪. ગાંઠમાં બળતી અગન. ૫. મોટી ગાંઠ અને વેદના વિનાની ૬. નાની ગાંઠ અને વેદના વિનાની. ૭. ગાંઠ વિનાનોં દુખાવો. ૮. એક કરતાં વધારે ગાંઠો. એ આઠ જાતોમાં વાયુ પ્રાધાન્ય ગાંઠો પાકે નહિ કે, વેરાય નહિ; પિત્ત પ્રાધાન્ય ગાંઠો ઉપાય કરો યા ન કરો તોપણ જલદી પાકવાવાળી; અને કફ પ્રાધાન્ય ગાંઠો ઘણે લાંબે કાળે પાકવા વાળી અને ઘણી મુદતે રૂઝાવાવાળી જોવામાં આવી છે. આયુર્વેદના નિદાનશાસ્ત્રમાં રોહીણી, વિસર્પ, તથા ઉપસર્ગ નામની એ ગાંઠો છે એવું ઘણા વિદ્વાન વૈદ્યોનું માનવું છે, પણ તેમા સન્નિપાતના સંપૂર્ણ લક્ષણ નહિ હોવાથી કેટલાક વૈદ્યોએ એનું ગ્રંથીક–સન્નિપાત એવું કૃત્રિમ નામ આપ્યું છે. પરન્તુ અમારા વિચાર પ્રમાણે "ભુગ્નનેત્ર" સન્નિપાતનાં લક્ષણ મળતાં આવે છે, અને એ ભુગ્નનેત્ર સન્નિપાતની મર્યાદા આઠ દિવસની હોવાથી, આઠ દિવસની અંદર મરણનું પ્રમાણ અત્યંત થાય છે. આઠ દિવસ વીતી ગયા પછી કાંઇક બચવાની આશા થાય છે.

જો કે આપણા શાસ્ત્રમાં એને ભુગ્ન નેત્ર સન્નિપાત આઠ દિવસની અવધીવાળો અસાધ્ય લખેલો છે. તોપણ જેમાં સર્વસંપૂર્ણ લક્ષણ જણાતાં નથી, અને સન્નિપાતની સંપૂર્ણ ચિકિત્સા કરવામાં આવે તો ઘણા રોગી બચે છે, પણ સંપૂર્ણ લક્ષણવાળો રોગી બચતો નથી- ભુગ્નનેત્ર સન્નિપાતમાં તાવનું બળ અત્યંત હોય છે, એક ગાંઠ હોય છે, સ્મૃતિનો વિભ્રંશ થાય છે, શ્વાસ થાય છે, આંખે જોઈ શકાતું નથી અથવા આંખ લાલ થાય છે, રોગીને મોહ થાય છે, લવારો કરે છે, ભ્રમ: થાય છે, કમ્પે છે, અને ગાંઠની આસપાસ

સોજો આવે છે; એટલા સંપૂર્ણ લક્ષણ હોય તો રોગી બચતો નથી, પણ ઓછાં લક્ષણવાળો હોય તે રોગી બચી શકે છે.

કેટલાક ચિકિત્સકોનો એવો અભિપ્રાય છે કે જેમ બને તેમ પ્લેગમાં ગાઠનો ઉપાય કરવો એટલે ગાંઠ પાકી જાય, ગાંઠ બળી જાય અથવા ગાંઠ ચીરાઇ જાય એવા ઉપાય કરવા. પણ એ ઉપાયથી જેવી જોઇએ તેવી કીર્તિ મેળવી શકાઇ નથી. પ્લેગના રોગમાં એટલું તો જોવામાં આવ્યું છે કે જે રોગીને પ્રથમ દુખાવો થઇ ગાંઠ નીકળી અને તે પછી તાવ આવ્યો તેઓ તો મૃત્યુજ પામ્યા. જે રોગીને પહેલો તાવ આવ્યો અને પછી ગાંઠ દેખાઇ તેઓ ઘણે ભાગે બચવા પામ્યા, અને જેઓને બે કે ત્રણ દિવસ તાવ આવ્યા પછી ગાંઠ દેખાઇ તેઓ સંપૂર્ણ રીતે બચવા પામ્યા છે. પ્લેગના રોગના ઉપાય તરીકે તપાસ કરતાં ડૅાકટર બરજોરજીએ વૈદકજ્ઞાનનું જે પુસ્તક લખેલું છે તેમાં આ તાવને પાલીગામનો તાવ એવું નામ આપી તેનું વર્ણન કરેલું છે, પણ તેમાં કાંઇ તેના ઉપાયો આપેલા નથી, પરન્તુ એકવાર જહાંગીર બાદશાહના વખતમાં એ રોગે સંપૂર્ણ જોર પકડેલું તે વખતના વિદ્વાન હકીમોએ પોતાની કીતાબમાં એનું "તાઉન" નામ આપી વર્ણન કરેલું છે. તેમા તેઓ લખે છે કે રોગીને ખુલ્લી હવામાં રાખવો, પણ શરીરપર ગરમ કપડાં ઓઢાડવાં. તાવને માટે સોદા (પિત્ત)ની શાંતિ થાય એવા ઉપાયો કરવા, અને ગાંઠ ઉપર ગુલે અરમાની, શીલાધાણાનો રસ મેળવીને ચોપડવાથી પ્લેગના દરદી ઘણા સારા થાય છે. એ પ્રમાણે હકીકત હોવાથી અમે પ્લેગના દરદીની નીચે પ્રમાણે સારવાર કરતા હતા; જેથી સેંકડો દરદી સારા થઇ શક્યા છે.

અમારું માનવું એવું છે કે આ રોગમાં ગાંઠ કાંઇ રોગ નથી, પરન્તુ ગાંઠ એ રોગનું એક અંગ છે, તેથી ગાંઠ તરફ ધ્યાન નહિ આપતાં રોગનાં બીજાં અંગ તરફ ધ્યાન આપવાની અમને ફરજ પડતી હતી, કારણ કે આ રોગમાં જે રોગીને થોડો પણ શ્વાસ જણાતો હોય, તેમ પુરૂષને નાકેથી અથવા મોંઢેથી થોડું પણ લોહી પડ્યું હોય અને સ્ત્રીઓ તાવમાં રજસ્વળા થઈ હોય અને તેઓની ગાંઠ પાકી હોય, ફુટી હોય અથવા ચીરી હોય કે ડાંભી હોય તો પણ તે રોગી તો મરતા જોવામાં આવ્યા છે. એકંદરે જોતાં સન્નિપાત-વાળા, ભ્રમવાળા, મૂર્છાવાળા, અને લવારો કરવાવાળા દરદીઓમાંથી સેંકડે પચાસ દરદી બચાવી શકાયા છે, પણ જેને શ્વાસ થયો હોય, લોહી પડયું હોય અને જેની ગાંઠની આસપાસ થોડો પણ સોજો આવ્યો હોય તેવા રોગી પૈકી એક પણ રોગી બચી શકયો નથી.

પ્લેગના રોગમાં પ્રથમ દિવસથીજ અમે લંઘન કરાવતા હતા. એ લંઘનથી જો રોગી શુદ્ધિમાં આવે અથવા જ્યારે તેને ખરેખરી ભૂખ લાગે ત્યારેજ તેને ઘી, દુધ, તેલ અને મીઠાશનો ત્યાગ કરાવી માત્ર પાણીમાં મીઠું નાંખેલી ચોખાની, ઘઉંની કે બાજરીની કાંજી કે રોટલી આપતા હતા. અને રોગીને "સૂતરાજ સૂતપ્રાણદાયી રસ, શ્રી મૃત્યુંજયરસ, મહાજ્વરાંકુશરસ, શ્વાસકુઠારરસ, હીંગળેશ્વરરસ, સ્વ-ચ્છંદ ભૈરવરસ, ત્રિપુરભૈરવરસ,"ની માત્રા રોગનું બળ તપાસીને અને વાયુપિત્ત અને કફમાં જેનું પ્રાધાન્યપણું હોય તેને દબાવવાને અનુકુળ રસોની યોજના કરતા હતા. ગાંઠના ઉપર ગુલે અરમાની લીલા ધાણાના રસમાં અથવા ગુલાબજળમાં, અને જો તે નહિ મળે તો એકલા પાણીમાં મેળવી ગાંઠ ઉપર એવી રીતે ચોપડાવતા હતા

કે તેને પાતળું કઢી જેવું બનાવી આખું આખું ચોપડાય એવું લીલા સુકી ચોપડાવતા. જેથી ગાંઠ ભીતર હોય તે બહાર તરી આવતી, કાચી હોય તો એનાથીજ પાકીને ફૂટી જતી અને ફૂટેલી હોય તો રૂઝાઇ જતી. એ સિવાય જેમ જેમ દરદીને આરોગ્યતા દેખાતી જતી તેમ તેમ ફેફસાંમાં શક્તિ વધે, કફ લીલો રહે. અને પિત્તની શાંતિ થાય, પેટમાં ભૂખ લાગે ખાધું પચે અને ઝાડો સાફ આવે એવા ઉપચારો કરતા હતા. કેટલીકવાર એવું જોવામાં આવ્યું છે કે દરદી અડધો સારો થવા આવ્યો હોય અને તે પેટ સાફ લાવવાની ફરીયાદ કરે, તેમાં જો જુલાબ આપવામાં આવ્યો તો દરદીના કાચા મળ તૂટી પડી તે દરદી તરત મરણ પામે છે, એટલા માટે સન્નિપાતના રોગ માટે એક એવી કહેવત છે કે “ વૈદ્ય રાખે મળ અને રાજા રાખે દળ ” તેજ ફતેહમંદ થાય છે. એ સિદ્ધાંત-પર રહીને પ્લેગના દરદીને જુલાબ આપતા નહિ હતા.

ઉપર પ્રમાણે પ્લેગના દરદીની તેના કારણને અનુસરીને એટલે સન્નિપાતના રોગમાં જેમ આમનું પાચન કરીને રોગનું શમન કર-વામાં આવે છે, અને સન્નિપાતના રોગીને જે પ્રમાણે પથ્યાપથ્ય પળાવવો પડે છે તે પ્રમાણે પળાવવાથી ઘણા રોગીનો બચાવ થયો છે; પરન્તુ સેંકડો જાતની વ્યવસ્થા, સેંકડો જાતની દવાઓ તથા સેંકડો જાતના ઉપયો કરવા છતાં આજે લગભગ બાવીશ વર્ષ થયાં તો પણ એ રોગ હિંદુસ્તાન છોડીને જતો નથી તેનું કારણ આજ સુધી કોઇ પણ રસાયન શાસ્ત્રીએ શોધી કાઢ્યું નથી. અને જ્યાં સુધી એનું ખરૂં કારણ જાણી રાજા તથા પ્રજા એ રોગ ઉત્પન્ન થવાના કારણને દૂર કરવામાં કોશીષ નહિ કરે ત્યાં સુધી આ રોગ

કે જે જુદે જુદે રૂપે દેખા દઈ સંખ્યાબંધ લોકોનો સંહાર કરે છે તે અટકશે નહિ. એ વાત ચેપી રોગના અથવા જુદી જુદી જાતની મરકીના કારણમાં લોકોનો આહાર વિહાર, ઋતુઓના હીન–મિથ્યા અને અતિયોગ, તથા ઇશ્વરી સૃષ્ટિમાં ઉત્પન્ન થયલા પ્રાણીમાત્રને પોતાનો અધિકાર નહિ ભોગવવા દેતાં જેઓ આપણો એજ હક્ક છે. એમ માનનારાઓ કુદરતના કાયદાનો ભંગ કરે છે જેનો સંપૂર્ણ ખુલાસો આગળ કૉલેરા વિષેના નિબંધમાં જણાવેલો છે તે વાંચવાથી ધ્યાનમાં આવશે કે આવા ભયંકર અનિવાર્ય ચેપી રોગો કેવી રીતે ઉત્પન્ન થાય છે? અને તેનું મૂળ કારણ શું છે? એટલા માટે અત્રે ફરી તેનું પિષ્ટપેષણ નહિ કરતાં, એ કોલેરાની ઉત્પત્તિના વિષયને ધ્યાન પૂર્વક મનન કરવાની અમે ભલામણ કરીએ છીએ. इत्यलम्.

---

## ઇન્ફ્લુએન્ઝા.

હાલના જમાનામાં નવી નવી જાતના રોગો પ્રગટ થાય છે અને તે રોગો ફરી ફરીને હુમલા કરશે એવા ભયથી કેટલાક વિદ્વાન ડૉક્ટરો અકળાય છે, અને તેના અકળાટથી જે ઉદ્ગારો તેઓ બહાર કાઢે છે તેથી પ્રજા ગભરાય છે. પરંતુ કુદરતના નિયમ પ્રમાણે વાતાવરણમાં જ્યારે ઋતુઓમાં હીનયોગ મિથ્યાયોગ કે અતિયોગ થાય છે ત્યારે હવામાં તે તે જાતના જંતુઓ ઉત્પન્ન થઇ પ્રજાને રોગી બનાવી દે છે. તે પ્રમાણે સંવત ૧૯૭૪ના ભાદરવા માસમાં જ્યારે શરદઋતુનો આવિર્ભાવ થયો ત્યારે શરદઋતુના તાપથી વર્ષા-

ઋતુમાં સંચય થયલું પિત્ત પીગળીને પિત્તજ્વરને ઉત્પન્ન કરે છે એવો નિયમ હોવા છતાં, શરદઋતુમાં વસંતઋતુનો મિથ્યાયોગ થવાથી પિત્તના બદલામાં કફનો પ્રકોપ થયો, એટલે વસંતઋતુમાં કફ કોપવો જોઈએ તે કફ શરદઋતુમાં કોપ્યો; જેથી વનસ્પતિમાં તીખો, કડવો અને ખાટો રસ ઉત્પન્ન નહિ થતાં કષાય—મધુર રસ ઉત્પન્ન થયો. જેને પરિણામે શ્લેષ્મપિત્તજ્વરની ઉત્પત્તિ થઈ અને તેમાં જેઓના શરીરમાં આમનો વિશેષ સંચય થયલો હતો તેઓને કંઠકુબ્જ નામનો સન્નિપાત જેને અંગ્રેજીમાં ઇન્ફ્લુએન્ઝા કહેવામાં આવે છે તે થયો, નિદાનશાસ્ત્રના સિદ્ધાંત પ્રમાણે શરદઋતુમાં વસંતઋતુનો મિથ્યાયોગ થવાથી જે તાવ ઉત્પન્ન થાય તેને વિકૃતજ્વર કહેવામાં આવે છે અને વિકૃતજ્વર હંમેશાં કષ્ટસાધ્ય અથવા અસાધ્ય ગણાય છે તે પ્રમાણે જે જે ઉપચારકોએ પરંપરાની રીત પ્રમાણે તાવની ચાલતી ચીકિત્સા કરી તે તે ઉપચારકોને હાથે સેંકડો મરણ નીપજ્યાં, પરંતુ જે ઉપચારકોએ ઋતુના મિથ્યાગનો વિચાર કરી કફની શાંતિ થાય એવી રીતની સારવાર જે દરદીની કરી તે દરદીઓને ફતેહમંદીથી સારા કરી શક્યા.

ઇન્ફ્લુએન્ઝામાં બે જાતના લક્ષણવાળા જ્વર જોવામાં આવ્યા છે. જેઓને શ્લેષ્મ પિત્તજ્વર એટલે

**छिप्तलिप्तास्यता तन्द्रा मोहः कासोऽरुचि स्तृषा।**
**मुहुर्दाहो मुहुः शीतं श्लेष्म पित्त ज्वरा कृतिः॥**

અર્થાત્—જેનું મોઢું ચીકણું તથા કડવું થાય, જેને તન્દ્રા તથા મોહ થાય, જેમાં ખાંસી, અરુચી અને તૃષા હોય અને જે રોગીને

ઘડીમાં ટાઢવાય અને ઘડીમાં તાપ લાગે તેને શ્લેષ્મપિત્તજ્વર જાણવો. ચાલુ ઇન્ફલુએન્ઝામાં ઉપર બતાવેલા લક્ષણવાળા કેટલાક દરદીઓ જોવામાં આવ્યા હતા અને તે દરદીઓ કફપિત્તજ્વરની સામાન્ય ચિકિત્સા કરવાથી સારા થયા હતા. પરંતુ જે દરદીઓને એથી વધીને કંઠકુબ્જ સન્નિપાત એટલે

शिरोर्त्ति कंठ ग्रह दाह मोह।
कम्प ज्वरा रक्त समिरणार्त्ति।
हनुव्यथा ताप विलाप मूर्छा।
स्यात्कंठ कुब्ज खलु कष्ट साध्य॥

અર્થાત્–માથામાં અત્યંતપીડા, ગળાનું પકડાઇ જવું, દાહ બળવો, મોહ થવો, કમ્પારી આવવી, તાવ, રક્તપિત્ત થવું એટલે નાકથી, મુખથી, ગુદાથી અથવા યોનીથી લોહી વહેવું, દાઢીનું જકડાઈ જવું, પરિતાપ થવો, લવારો કરવો, બેભાન થવું એ લક્ષણવાળા ને કષ્ટસાધ્ય એવો કંઠકુબ્જ સન્નિપાત કહેવો; અને (એનુંજ ખરૂં નામ ઇન્ફ્લુએન્ઝા છે.)

જ્યારે ઉપર પ્રમાણેના લક્ષણવાળો શ્લેષ્મપિત્તજ્વર અને કંઠકુબ્જ સન્નિપાત અથવા બેઉ મળીને વિકતજ્વર અથવા ઇન્ફલુએન્ઝા જોરથી ચાલવા માંડયો તે અરસામાં આખું જગત્ અને જગતને આરોગ્ય રાખવાનો ઠેકો ધરાવનારા ચિકિત્સકો બેબાકળા બની ગયા હતા, કારણ કે એક તરફ ઋતુનો મિથ્યાયોગ થવાથી આખા દેશની હવામાં પિત્તને સ્થાને કફનો કોપ થયલો હોવાથી દરેક મનુષ્ય એ રોગમાં સપડાવાનો સંભવ હતો અને ઘણે ઠેકાણે એવું જોવામાં આવ્યું છે

કે એક ઘરમાં ૧૦ માણુસનું કુટુંબ હોય તે દશેદશ માણુસને સાથેજ આ રોગ થયલો કે જેના ઘરમાં પાણી પાનાર પણ કોઇ મળે નહિ. શહેરોના કરતાં ગામડાના લોકોની એવી મુશ્કેલી હતી કે ઘેરે ઘેર પુરૂષ અને સ્ત્રી, વૃદ્ધ અને બાળક, શેઠ અને નોકર સઘળાનેજ આ રોગ લાગુ પડેલો, જેથી ખાવાનું કે દવાદારૂનું ઠેકાણું તો દૂર રહ્યું પણ ગામને પાદરેથી એક ઘડો પાણીનો ભરી લાવનાર પણ મળવો મુસ્કેલ થઇ પડયો હતો. તેમાં માત્ર જેઓને શ્લેષ્મપિત્તજ્વર આવેલા હતા તેઓ કુદરતી રીતે ખાધા પીધા વિના લંઘનના બળથી તાવ ઉતર્યો ત્યારે મહામુશીબતે કુવેથી પાણી ભરી લાવી પોતાના કુટુંબને પાવાને શક્તિમાન થયા. એવી મુશીબતવાળો તાવ જો કે શાસ્ત્રમાં લખેલો છે પરંતુ છેલ્લા પચાશ વર્ષના અરસામાં હિંદુસ્થાનમાં આવો તાવ આવ્યો હોય એવું કોઇના જાણુવામાં નથી.

આ પ્રમાણે હવામાં ફેરફાર થયો અને શરદઋતુમાં વસંતઋતુનો મિથ્યા—યોગ થયો એટલે શરદઋતુમાં પાકતાં આદુ, મરચાં, લીંબુ અને કાચકાનો પાક ઓછો થઇ ગયો; તેને ઠેકાણે આંબાના ઝાડને મોર અને કેરીઓ લાગવા માંડી તે જોતાંજ અમને સમજાયું કે ઋતુનો ભયંકર મિથ્યા—યોગ થયો છે તેથી ભયંકર વિકૃત્-જ્વર ઉત્પન્ન થશે, એટલા માટે અમારા જાણીતાઓમાં અમે ઉપદેશ કરવા માંડયો હતો કે આ શ્રાદ્ધપક્ષમાં શ્રાદ્ધની ક્રિયા કરવી પણ શ્રાદ્ધનું જમણુ કોઇએ જમવું નહિ, અને જો બની શકે તો બે મહિના સુધી રાત્રે અલ્પ આહાર કરવો. એવી સુચના આપતા હતા અને ભાદરવા માસની શરૂઆતથીજ તાવે ભયંકર રૂપમાં દેખાવ દીધો.

જે દરદીને તાવ આવ્યો કે તુરત જેઓ અમારી પાસે આવ્યા તેઓને પ્રથમ લંઘન કરાવ્યું એટલે જો તેને રૂચી હોય તો આદુ, કાળાંમરી, કુદનો અને તુલશીનાં પાંતરાંનો ઉકાળો કરી તેમાં દુધ નાખી, ચાહાના રૂપમાં દિવસમાં બે ચાર વાર આપવાનું કહીને એ સિવાયનો બીજો તમામ ખોરાક બંધ કરવામાં આવતો હતો. અને તેની સાથે દિવસમાં ત્રણ વખત "શીતભંજી રસ"ની બબ્બે ગોળી બે દિવસ લગીઆપવામાં આવતી હતી. એ શીતભંજી રસની ગોળી આપવાથી રોગીને ઘડીમાં ટાઢ અને ઘડીમાં તાપ લાગતો હતો તે બંધ થઇ તાવ કબજામાં આવતો હતો. તે પછી જેને શીતભંજી રસ વધારે દિવસ આપવામાં આવતો હતો તેનું શરીર ઠંડુગાર થઇ જતું હતું, એટલે તાવ બીલકુલ ઉતરી જતો હતો. એવી રીતે જેના તાવ ઉતરી ગયા તેને ખાંસીના રોગે એવા અકળાવ્યા કે છ છ માસ લગી તેની ખાંસી મટીજ નહિ. એવું જોવામાં આવ્યું કે તાવ કબજામાં આવ્યો કે રોગીની પ્રકૃતિ જોઇ "મહાજ્વરાંકુશ, હિંગળેશ્વર, ત્રિપુરભૈરવ, પંચવક્ર," કલ્પતરૂ એવા એવા રસોની યોજના કરવાથી દરદીને રોગ મુકત કરી શકાતા હતા, પણ જ્યાં સુધી તેને ખરેખરી ભૂખ લાગે નહિ એટલે મોંઢું સ્વાદવાળું થાય નહિ ત્યાં સુધી તેને અન્ન આપવામાં આવતું નહોતું, પણ જ્યારે ખરી ભૂખ લાગી મોંમાં સ્વાદ આવતો તે પછી આદુ કુદનો નાંખેલી છાશની કઢી અને ભાત આપવામાં આવતો હતો. એવી રીતે ચિકિત્સાનો ક્રમ ગોઠવવાથી અમારા હાથ નીચે સોએ સો દરદી સારા થયા છે, એટલે એ બાબતમાં વધારે લખવાની કાંઇ જરૂર નથી, પરંતુ એટલી સુચના કર્યાં વિના ચાલતું નથી કે તાવમાં, તાવ ઉતારવાની દવા

આપવી, તાવ અટકાવવાની દવા આપવી, દરદીને માથે બરફ મુકવું, દુધની કાંજી પાવી, લીંબું ફ્રુટ ખવડાવવું, એ પરંપરાની ચાલતી પ્રક્રિયાથી રોગીને ભયંકર નુકસાન થતું જોવામાં આવ્યુ છે. માત્ર જે વૈદ્ય, ડોકટર કે હકીમે રોગીને ઠંડા ઉપચાર નહિ કરતાં શરીરમાં ગરમી રહે અને કફ કબજામાં રહે એવી ચિકિત્સા કરી તેઓજ આ ભયંકર આફતમાંથી દરદીને બચાવી શક્યા છે, માટે અતઃપર પણ દુર્દૈવના યોગે ફરીથી શરદઋતુમાં, શીશીર કે વસંતઋતુનો મિથ્યાયોગ થાય તો ભૂલેચુકે પણ ઠંડા ઉપાયની યોજના કરવી નહિ. इत्यलम्.

---

## બીજા વૈદ્યરાજો તરફથી આવેલા અનુભવિ ઇલાજો.

---

### વૈદ્ય રવિકાન્ત અને શાન્તિકાન્ત ઉદાણી. મુ. બાલંભા.
( કાઠીઆવાડ. )

વિષતિંદુકાદિ લેપ. (અમારી બનાવટ) શુદ્ધ ઝેરકચુરા, ખાટ-અટુંબાની ગાંઠ, આસોંદ મુળ, સુંઠ, મીઠું, ઘોડાવજ, સાટોડીના મુળ, એ સર્વ સમ ભાગે લઇ વાટી પાણીમાં સોગઠી એકેક તોલાની વાળવી. એ સોગઠી પાણીમાં ઘસી ગરમ કરી ભીનું સુંકું (દર બે કલાકે) લગાવવું. સુકાયા પછી ઉપર કપડું મુકી પાકેલ ઇંટનો સેક કરવો. આ લેપથી પ્લેગની ગાંઠ બેસી જાય છે. અને પાકવાપર આવેલી પાકી જાય છે. પ્લેગવાળા દરદીને આ પ્રયોગ દરમ્યાન દુધ બાજરીની કાંજી તથા રીંગણા આપવા. આ સિવાય બદ બાંબલાઇ વિગેરે પર સારૂં કામ કરે છે. અનુભવ સિદ્ધ છે.

**વૈદ્ય કૃષ્ણારામ ભવાનીશંકર મુ. ભાવનગર કણબીવાડ.**

આંકડાના પાન, અજમો, સિંધવ; એ ત્રણે સરખે ભાગે લઈ ધાડવામાં ભરી અગ્નિ ઉપર મુકી તેની રાખ બનાવી બબ્બે વાલનું પડીકું દિવસમાં ત્રણ વાર પાણી સાથે આપવું. આ ઉપાય ઇન્ફલુએન્ઝાના તાવમાં સેંકડો દરદી ઉપર અમે અજમાવેલો છે. એ દવા મધ સાથે અથવા પાણી સાથે આપવાથી કફને છુટો પાડે છે, એટલે તાવ ખસી જાય છે

**વૈદ્ય અક્ષર પુરૂષોત્તમ ઔષધાલય મુ. સારસા વાયા આણંદ.**

ઇન્ફલુએન્ઝામાં જ્યારે ન્યુમોનીયા થાય છે એટલે જોરથી હાંફ ઉપડી આવે છે અને તાવ ઉતરી જાય છે, જેથી દરદી મરણ પામે છે તેવા વખતમાં ચીત્રાના મુળની છાલનું ચુર્ણ ૧થી૩ રતિ અને તેને ત્રીજે ભાગે પીપરનું ચુર્ણ મેલવી મધ સાથે જ્યારે દરદનું રૂપ ભયંકર જણાય ત્યારે દિવસમાં ૩-૪ વખત આપવાથી હાંફને બેસાડી દરદીને બચાવી શકાય છે. આ રોગમાં એવો અનુભવ થયો છે કે તાવ નીકળી જાય અને હાંફ વધી પડે તો દરદી બચતા નથી. તેવા ઘણા દરદીને આ ઉપાયથી બચાવ્યા છે.

**વૈદ્ય લક્ષ્મણ માર્તન્ડ આયુર્વેદ પ્રવર સાસવડકર**

**મુ. પુના સીટી.**

ઇન્ફલુએન્ઝા:–જેઠીમધ, ત્રાયમાણ, રીંગણીમુળ, ગળો, સાલવણ. કાળીદ્રાક્ષ અને બોડાવજ દરેક ઔષધ દોઢ દોઢ તોલો લઇ બે ભાગ કરવા. તેમાંથી એક ભાગ ને એક શેર પાણીમાં ઉકાળી નવટાંક પાણી બાકી રહે તેમાં દોઢ તોલો જુનો ગોળ મેળવી, તે નવટાંક ઉકાળાના ત્રણ ભાગ કરી, એકેક ભાગ દર ત્રણ કલાકે આપવો. એ પ્રમાણે ચોવીસ કલાકમાં ત્રણ પડીકા ઉકાળવા. છાતી ઉપર અળશીનો

શેક કરાવવો. એ પ્રમાણે ચિકીત્સા કરવાથી રોગી ખાતરીથી સારો થાય છે. ગયા ઇન્ફલુએન્ઝામાં અનેક દરદીઓ ઉપર અજમાવી અમારી ખાત્રી કરેલી છે.

**વૈદ્ય મણીલાલ ગણપતીશંકર ભટ્ટ મુ. કેળાપીઠ, સુરત.**

**દ્વાત્રિંશાંગ કાઢો:**—ભારંગ, લીમછાલ, નાગરમોથ, નાનીહરડે, ગળો, કરીઆતુ, અતિવીષ, ત્રાયમાણ, કડુ, વજ, સુંઠ, મરી, પીપર, ટેંડુ, કડાછાલ, રાસ્ના, ધમાસો, પટોળ, પહાડમુળ, કચુરો, દેવદાર, દારૂહળદર, ઇંદ્રવરણાની જડ, નીસોતર, બ્રાહ્મી, પુષ્કરમુળ, ઉભી રીંગણીમુળ, બેઠી રીંગણીમુળ, હરડા, બેડા, આમળા, એ સર્વ સરખે વજને લઇ ખાંડી તેમાંથી વયના પ્રમાણમાં એક તોલાથી બે તોલા સુધી લઇ પોણોશેર પાણીમાં ઉકાળી નવટાંક પાણી બાકી રહે ત્યારે ગાળીને તેમાં પા તોલો મધ નાંખીને પવો. એ પ્રમાણે દિવસમાં બેવાર પાવાથી સર્વ પ્રકારના ઉપદ્રવવાળા તાવને મટાડે છે. આ ક્વાથનો ઉપયોગ ઇન્ફલુએન્ઝાના તાવમાં અમે ઘણી ફતેહમંદ રીતે કર્યો હતો, એ ક્વાથથી કફ પાકી જાય છે, શ્વાશ બેસી જાય છે. અને તાવ ઉતરી જાય છે.

વૈદ્ય પ્રાણશંકર. મુ. સમની વાયા—ભરૂચ.

ઇન્ફલુએન્ઝા—મરચું ૧૦, વછનાગ ૧, ફુલાવેલી ફટકડી ૧, અજમાનાં ફુલ ાા, ભાગ મેળવી ચુર્ણ કરવું. બબ્બે વાલ દિવસમાં ત્રણ વખત ગરમ પાણી સાથે આપવાથી શીતજ્વર, લાંબી મુદતના જ્વરમાં ત્રણ દિવસમાંજ ફાયદો કરે છે, અન્ન વર્જ કરવું, સાબુ ચોખાની રાબ પીવી, ઇન્ફલુએન્ઝામાં બહુ સારો ફાયદો કર્યો છે. તરશ લાગે તો પાણી પાવું પણ બરફ આપવું નહિં.

# आयुर्वेद निबंधमाळा—भाग बीजो.

## નિબંધ ૫મો.

## અતિસાર, સંગ્રહણી તથા અર્શરોગ.

આ સૃષ્ટિમાં વસતા મનુષ્યમાત્રના શરીર તરફ જોતાં એવો એકપણ માણસ દેખાશે નહિ, કે જેને કોઇપણ પ્રકારનો રોગ હોય નહિ. જો કે આયુર્વેદ અને ચિકિત્સાશાસ્ત્રના ભારતવર્ષ અને ઇતર દેશોના ચિકિત્સકો મનુષ્ય શરીરને આરોગ્ય રાખવા માટે, જુદી જુદી જાતના જુદા જુદા તર્કો તથા વિચારો કરીને નિયમો બાંધે છે, પરંતુ અમે નથી ધારતા કે તે નિયમ બાંધનારા ચિકિત્સકો પણ રોગથી મુક્ત હોય! જાતે ચિકિત્સક પોતાના ખાનપાનમાં અને આહાર વિહારમાં ઘણોજ ચોક્કસ હોય તથાપિ તેના શરીરમાં કોઇપણ જાતનો વ્યાધિ તો હોય છેજ! આયુર્વેદ અને આર્યધર્મશાસ્ત્રોના સિદ્ધાંત તપાસતાં અમને જણાય છે કે, જો તેના ઉત્પાદક મહર્ષિઓએ બાંધેલા સિદ્ધાંત પ્રમાણે, વર્તન રાખવામાં આવે તો, અલબત્તે શરીર નિરોગી રહી શકે; એટલા માટે રોગ ઉત્પન્ન થવાના કારણો પૈકી ખાનપાનના પદાર્થો અને તેનો હીનયોગ અતિયોગ કે મિથ્યાયોગ, તથા વાતાવરણમાં ફેરફાર કરનારી છ ઋતુઓના હીનયોગ, અતિયોગ

કે મિથ્યાયોગ જેટલા કારણભૂત હોય તે કરતાં મનુષ્યમાં રહેલા માનસિક વિચારો, રોગને ઉત્પન્ન કરવામાં વિશેષ કારણભુત જણાય છે. માણસો પોતાના મનમાં ભયના, શોકના, ચિંતાના અને લોભના વિચારો કરે છે. અને લોભના વિચારમાં ધારેલી વસ્તુની યથાર્થ પ્રાપ્તિ નહિ થવાથી, તેને પરિણામે ઇર્ષા, દ્વેષ અને ક્રોધ ઉત્પન્ન થાય છે, જેથી અંતર શરીરમાં એટલે શરીરમાં રહેલી પાંચ તન્માત્રાઓમાં હીનયોગ, મિથ્યાયોગ કે અતિયોગ થવાથી પંચ તન્માત્રાઓના સ્થૂળરૂપ જે પંચમહાભૂતો, અને પંચમહાભૂતો, ચાર અંતઃકરણો અને ત્રણ ગુણોથી ઉત્પન્ન થયલી દશ ઈંદ્રિઓમાં હીન-મિથ્યા અને અતિયોગ થવાથી, યોગ્ય આહાર વિહારના કરવાવાળાઓને પણ ત્રણ ધાતુઓમાં વિકારની અશુદ્ધિ થવાથી જે હીન-મિથ્યા અને અતિયોગ થાય છે તેથી પણ રોગ ઉત્પન્ન થાય છે. એટલા માટે આયુર્વેદ અને આર્યધર્મશાસ્ત્રોએ શારીરીક અને માનસીક ઉપાધીને સંયમમાં રાખવાના જે નિયમો સ્વિકારેલા છે, તે નિયમ પ્રમાણે ચાલ્યા સિવાય કોઇપણ માણસ નિરોગી થઇ શકે કે રહી શકે નહિ. એટલા માટે અમે હિંમતથી કહી શકીએ છીએ કે જે માણસે સ્થૂળશરીર અને સૂક્ષ્મશરીરવડે, કારણ શરીરને નિર્લેપ બનાવી, મહાકારણનો આનંદ અનુભવવો હોય તો, કોઇપણ દેશના કોઇપણ જાતના અને કોઇપણ સ્થિતિના મનુષ્યે, આયુર્વેદ અને આર્યધર્મશાસ્ત્રનો આશ્રય લેવો. જ્યાંસુધી ઇશ્વરદત્ત અને કુદરતી સંપૂર્ણ સિદ્ધાંતોનો પરિપકવ વિચાર કરીને યમનિયમોનો અભ્યાસ નહિ કરે ત્યાં સુધી, આહાર-વિહારના નિયમો અને ઋતુઓના ફેરફારથી થતા વાતાવરણની શુદ્ધાશુદ્ધિના વિચારોથી, આરોગ્યતા મેળવી શકાશે નહિ.

મનુષ્યના પિંડમાં અને બ્રહ્માંડમાં એક ઇચ્છાશક્તિજ કામ કરતી જણાય છે, તે ઇચ્છાશક્તિનો અભ્યાસ કરી જે મનુષ્યો તેનો સદુપયોગ કરે છે, તે નિરામય રહી શકે છે. આ જગતમાં કોઇપણ પ્રાણી, ઇચ્છા વિનાનું જણાતું નથી. અને જે ઇચ્છા વિનાનું હોય, તે પ્રાણીમાં ગણાતું નથી. આપણા લોકોએ વર્તમાનકાળમાં ઇચ્છાને કામરૂપ આપ્યું છે, એટલે પ્રાણીમાત્રમાં જો કે ઇચ્છાશક્તિ રાજ્ય ભોગવે છે, પરંતુ જે ઇચ્છાશક્તિથી બીજા પ્રાણીને કોઇપણ જાતનું નુકસાન, ભય, કે ક્લેશ ઉત્પન્ન થાય નહિ તે ઇચ્છાશક્તિથી માણુસ નિરોગી રહી શકે છે, પણ જે ઇચ્છિાશક્તિથી પોતા સિવાય બીજાં પ્રાણીઓને ભય, શોક, ક્લેશ અથવા નુકસાન થવાનો સંભવ હોય, તે ઇચ્છાશક્તિથી બીજાને જે જે જાતનું નુકસાન કરવા ધાર્યું હોય અથવા નુકસાન થાય એવું હોય, તે ઇચ્છાશક્તિના પ્રભાવથી મનુષ્ય શરીરમાં તેના ફળ રૂપે રોગની ઉત્પત્તિ થાય છે. ધારો કે આપણા મનમાં કામવાંસના એટલે વિષયની ઇચ્છાશકિત ઉત્પન્ન થાય, તેથી મગજમાં રહેલા વીર્યના સ્થાનમાં ક્ષોભ ઉત્પન્ન થાય; એટલે જેમ પવનથી દીવો ઝડપાય જેથી દીવાનો પ્રકાશ કમી થાય તેમ કામના વિકારથી વિર્યમાં ક્ષોભ થવાથી આપણા ઓજસનું તેજ ઘટી જાય, એટલે ગ્લાનિથી મુંઝવણ થાય. રખેને મારા તે વિચારને કોઈ જાણુશે એવા ભયથી આંખો બહેબાકળી થાય; તે વિચારને તાબે, સામું માણુસ નહિ થવાથી, શરીરમાં રહેલા ભૂતોમાં કોપ ઉત્પન્ન થવાથી શરીર ધ્રૂજે, અંગમાં આળસ આવે, બગાસાં આવે. તે ઇચ્છાનો પ્રતિબંધ થવાથી ક્રોધ ઉત્પન્ન થાય, જેથી આંખે અંધારાં, મગજની વ્યગ્રતા, ચિત્તની અસ્થિરતા, મનની ભ્રાન્તિ, મુખથી લવારો અને બુદ્ધિમાં મોહ ઉત્પન્ન

થાય, જેથી કોઠામાં રહેલો સમાનવાયુ બીજા ચાર વાયુને ચાર જાતના કફ પહોંચાડી શકે નહિ, તેથી મુખમાં અરૂચિ, છાતીમાં ગભરાટ, પેટમાં અગ્નિની મંદતા અને ઝાડાનું સુકાઇ જવું, એટલા વિકારો થાય, અર્થાત્ એક કામના વિકારથી આખા શરીરમાં ચાલતી ત્રિદોષની વ્યવસ્થામાં અવ્યવસ્થા થવાથી શરીર રોગી બની જાય છે, તે પ્રમાણે ધનની, પુત્રની તથા કીર્તિની મિથ્યા ઇચ્છાથી શરીરના જુદા જુદા ભાગોમાં જે જુદી જુદી અવ્યવસ્થા થાય છે તેથી શરીરના જુદા જુદા ભાગોમાં પ્રાધાન્યપણું ભોગવતા અને આખા શરીરમા પીડા ઉત્પન્ન કર્તા, જગતમાં દેખાતા તમામ રોગો ઉત્પન્ન થાય છે. આ ઉપરથી સમજવામાં આવશે કે, ખાન અને પાનના હીન—મિથ્યા અને અતિયોગ કરતાં અંતઃકરણના હીન—મિથ્યા અને અતિયોગથી જે રોગો ઉત્પન્ન થાય છે, તે કષ્ટ સાધ્ય અથવા અસાધ્ય નીવડે છે. મિથ્યા આહાર—વિહારના હીન—મિથ્યા અને અતિયોગથી જે રોગો ઉત્પન્ન થાય છે તે રોગોને ચિકિત્સકો મટાડી શકે છે. પરંતુ વાંસનાલીંગના હીન—મિથ્યાને અતિયોગથી જે રોગો ઉત્પન્ન થાય છે તેને કોઇપણ ચિકિત્સક મટાડી શકતા નથી, પરંતુ ભૌતિકશાસ્ત્ર અને માનસિકશાસ્ત્ર જાણનારા ચિકિત્સકો, ઘણીવાર કોઇ કોઇ જાતની ચિકિત્સાની પદ્ધતિ ગોઠવે છે, તેથી મનુષ્યના વિચારોનું પરિવર્તન થવાથી તે રોગો થોડે કે ઘણે અંશે શાંત થતા દેખાય છે, પણ તદ્દન મટી જતા તો નથીજ. તેથી હવે આપણે જે આગળ વિચાર કરવાનો રહ્યો છે તે માનસીક શરીરના વિચાર દ્વારાએ અને સ્થૂળ શરીરના ખાન—પાન દ્વારાએ કયા કયા રોગો, કયા કયા લક્ષણવાળા

ક્યા ક્યા સ્થાનમાં, ક્યા ક્યા ઉપદ્રવો પેદા કરી શરીરને રોગગ્રસ્ત બનાવીને પીડા કરે છે તેનું વર્ણન કરવામાં આવશે.

## ૧. અતિસાર.

હદ કરતાં વધારે ખાવાથી અથવા ઘણા ભારે પદાર્થનું સેવન કરવાથી, ઘણા ચીકણા પદાર્થ ખાવાથી, ઘણા તીખા, અતિ ગરમ, અતિ ઠંડા પદાર્થો ખાવાથી, અજીર્ણમાં જમવાથી અથવા વખત બેવખત થોડું ઘણું ખાવાથી, અથવા સ્થાવર વિષના ભક્ષણથી અથવા દારૂ પીવાથી, અથવા પેટમાં થતા કૃમિથી, અથવા શોકથી અથવા ભયથી, પક્વાશયમાં રહેલા સમાનવાયુ તથા પાચકપિત્ત અને ક્લેદન કફ બગડે છે. તેથી અપાનવાયુમાં પાચકપિત્તનો અતિયોગ થાય છે; ક્લેદન કફ પાતળો બની જાય છે, જેથી ખાધેલા ખોરાકનો રસ થઇ ઉપરાચાપરી પાતળા ઝાડા થાય છે. તેને અતિસાર કહે છે. તે અતિસારના છ ભેદ પાડવામાં આવ્યા છે. વાતાતિસાર, પિત્તાતિસાર, કફાતિસાર, ત્રિદોષાતિસાર. શોકાતિસાર અને ભયાતિસાર. એ પ્રમાણે જુદા જુદા દોષોના હીન–મિથ્યા અને અતિયોગથી તથા માનસિક વિચારોથી ત્રિદોષનો હીન–મિથ્યા અને અતિયોગ થવાથી, સમાનવાયુ પાણી અને મળના જુદા ભાગ નહિ પાડી શકવાથી અને અપાનવાયુમાં આવેલો મળ પિત્તના અતિયોગથી અપાનવાયુ સુકાવી નહિ શકવાથી તેમજ પાચકપિત્તનો અતિયોગ થવાથી અને પાનવાયુનો હીનયોગ થવાથી હૃદયમાં રહેલો અવલંબન કફ, પક્વાશયમાં સમાનવાયુએ તૈયાર કરેલા રસને યકૃત તથા પ્લીહામાં નહિ ખેંચવાથી તે રસ અપાનવાયુ દ્વારાએ પાણીના રૂપમાં બહાર નીકળી જાય છે તેથી તેને છ પ્રકારના અતિસાર થાય છે.

૧. વાતાતિસારઃ–કોઠામાં રહેલા સમાનવાયુનો હીનયોગ થવાથી અને યકૃતમાં રહેલા રંજકપિત્તે કોઠામાં પાચકરસ વધારે નાંખવાથી અને એ વધારો સમાનવાયુ નહિ શોષવાથી પાચકપિત્ત અને રંજકપિત્ત મળેલો લાલ રંગનો ફીણવાળો તથા અપાનવાયુએ કંઇક સુકવેલો એટલે થોડો થોડો ગાંઠાવાળો વારંવાર ઝાડો થાય છે, અને અપાનવાયુ ક્લેદનકફથી છુટો પડી જવાથી અવાજ સાથે ઝાડા થાય છે, તથા પેટમાં શૂળ આવે છે તેને વાતાતિસાર નામ આપવામાં આવ્યું છે.

૨ પિત્તાતિસારઃ–જ્યારે કોઠામાં પાચકપિત્તનો અતિયોગ થાય છે. અને અપાનવાયુનો હીનયોગ થાય છે, જેથી ક્લેદન કફ પાતળો થઇ જાય છે જેથી પિત્તના જેવો પીળા તથા લીલા રંગનો અથવા લગાર રાતો ઝાડો થાય છે. રસનકફને ઉદાનવાયુ સુકવી નાંખે છે તેથી સાધકપિત્તનો અતિયોગ થવાથી તરસ લાગે છે. અને ચકરી આવે છે, તેવી રીતે વ્યાનવાયુનો હીનયોગ થવાથી ભ્રાજકપિત્તનો અતિયોગ થાય છે. તેથી શ્લેષણકફ પાતળો પડી જવાથી આખા શરીરમાં બળત્રા થાય છે, અને અપાનવાયુના સ્થાનમાં ભ્રાજકપિત્તનો વધારો થવાથી ગુદાની ચામડી પાકી જાય છે અથવા ચામડીની ઉપર દાહવાળી ફોલ્લીઓ થાય છે. આવા ઉપદ્રવવાળા રોગીને પિત્તાતિસાર થયો છે એમ જાણવું.

૩. કફાતિ સાર–કોઠામાં રહેલા પાચકપિત્તના અતિયોગથી અને સમાનવાયુના હીનયોગથી ક્લેદન કફને અપાનવાયુ પોતા તરફ ખેંચી જાય છે, તેથી ગુદાદ્વારમાં પાચકપિત્તનો હીનયોગ થવાથી કફનો અતિયોગ થાય છે, જેથી સફેદ, ઘટ અને કફ મિશ્રીત ટાઢો

તથા આંતરડાંની દુર્ગંધવાળો ઝાડો થાય છે તેને કફાતિસાર કહેવામાં આવે છે.

૪. સન્નિપાતાતિસાર—જે રોગીને પાચકપિત્તનો અને સમાન વાયુનો તથા ક્લેદન કફનો હીન-મિથ્યા કે અતિ યોગ થવાથી જે પાતળા અને ત્રણે દોષોના રંગવાળા તથા લક્ષણવાળા ઝાડા થાય છે તેને સન્નિપાતાતિસાર કહે છે.

૫. શોકાતિસાર--જે રોગી ધન, પતિ, મિત્ર પુત્રાદિકનો નાશ થવાથી અત્યંત કલ્પાંત કરે છે અને તે કલ્પાંતને લીધે શરીરમાંની પિત્તની પાંચે ઑશીસોમાં હીનયોગ થાય છે અને કફની પાંચે ઑશીસમાં પિત્તનો મિથ્યાયોગ થાય છે વાયુની પાંચે ઑફીસમાં વાયુનો અતિયોગ થાય છે, જેથી વાયુ પાચકપિત્તને સુકવી નાંખે છે એટલે પેટમાંનો અગ્નિ મંદ થઇ જાય છે. પ્રાણવાયુ સાધકપિત્તને સુકવી નાંખવાથી અવલંબન કફનો અતિયોગ થાય છે, તેથી રોગીના હૃદયનું બળ ઘટી જઇ ગ્લાનિ અને છાતીની હિંમત ઘટી જાય છે. વ્યાનવાયુ ભ્રાજકપિત્તને સુકવી નાંખવાથી શરીરની કાંતિ અને ઓજસનો નાશ થાય છે, તથા અતિ કલ્પાંત અને રડવાથી આંખમાં રહેલું આલોચકપિત્ત ઘટી જાય છે તેથી આંખે અંધારાં, ચક્રી તથા મોહ થાય છે, અને પાચકપિત્ત અપાન વાયુમાં મળી જવાથી ક્લેદન કફ પાતળો થઇ જાય છે, તેથી સુકાયલા, ગાંઠાવાળા, કાળા રંગના ને પાતળા ઝાડા થાય છે તેને શોકાતિસાર કહે છે.

૬. ભયાતિસાર--ચોરી, વ્યભિચાર, ખુન અથવા રાજ્યવિરૂદ્ધ કોઇ પણ પ્રકારનો ગુન્હો કરવામાં આવે અને તે ગુન્હાની તપાસ ચાલતી હોય, જેથી પકડાવાના અથવા સજા પામવાના તથા આબરૂ

જવાના ભયથી હ્રદયમાં રહેલું સાધકપિત્ત પાચકપિત્તમાં તરત મળી જઈ, પાચકપિત્તનો અતિયોગ કરે છે, અને હ્રદયમાં રહેલો પાનવાયુ અવલંબન કફમાં ઝટ મળી જવાથી પાનવાયુ તેને સુકવી નાંખે છે તેથી છાતીમાં ધબકારા વધી પડે છે, મોઢે શોષ પડે છે, હ્રદય સંકોચાય છે. અન્નાશયમાં વાયુનો અતિયોગ થવાથી અગ્નિ મંદ થઈ જાય છે અને પાચકપિત્ત અપાન વાયુમાં ઝટ ઉતરી જવાથી તે રોગીને ઉપરાચાપરી પાતળા ઝાડા થાય છે તેથી થોડા વખતમાં તે રોગીના સાતે ધાતુમાં રહેલા પાંચ પ્રકારના કફો સુકાઈ જવાથી અને પિત્ત છુટું પડી જવાથી વારંવાર પાતળા ઝાડા થાય છે, તે એટલે સુધી કે વખતે રોગીને ભાન પણ રહેતું નથી કે ઝાડો થયો! એવા ઉપદ્રવવાળા રોગીને ભયાતિસાર થયો છે એમ જાણવું.

અતિસારના રોગમાં ત્રિદોષનો, શોકનો, અને ભયનો અતિસાર થયો હોય તો, તે અસાધ્ય ગણાય છે, કારણ કે જ્યાં સુધી તેના રોગનું કારણ સમજાય નહિ અને સમજાયા પછી પણ તે કારણ દૂર થાય નહિ ત્યાં સુધી એકલા ઔષધથી શોકાતિસાર અને ભયાતિસાર મટતા નથી. તેવી રીતે સન્નિપાતાતિસારમાં ત્રણે દોષ કોપેલા હોવાથી વાયુને સમાવીએ તો, પિત્તનો અને કફનો અતિયોગ થાય. પિત્તને સમાવીએ તો કફનો વાયુના સ્થાનમાં મિથ્યાયોગ થાય, અને કફને સમાવવા જઈએ તો, પિત્તનો અતિયોગ થાય એટલે વાયુનો હીનયોગ થઈ જાય, જેથી એ ત્રિદોષનું સમન થતું નથી અને રોગી જીવતો નથી. એટલા માટે વાતાતિસાર, પિત્તાતિસાર અને કફાતિસારના ઉપાય કરવા, પણ તે સાથે વૈદે એવી સાવચેતી રાખવી કે આ રોગ ભયંકર છે એમ કહીને રોગીના મનમાં ભય કે શોક

ઉત્પન્ન થાય નહિ. એટલું જરૂર ધ્યાનમાં રાખી ચિકિત્સા કરવી, જેથી તે રોગી જરૂર સારો થશે. માધવનિદાન શાસ્ત્રમાં અતિસારના છ ભાગ પાડેલા છે, પણ તેમાં ભયાતિસારને ઠેકાણે આમાતિસાર તથા સાતમો રક્તાતિસાર લખેલો છે; અને અમે આમાતિસાર તથા રક્તાતિસાર લખ્યા નથી તેનું એવું કારણ છે કે, એકંદરે જોતાં પ્રથમના ચાર પ્રકારના અતિસાર, એ આમાતિસારજ છે, અને રક્તાતિસાર પિત્તાતીસારમાં સમાઇ જાય છે, જેથી તેના જુદાં સ્વરૂપ લખવાં અમે દુરસ્ત ધાર્યું નથી, પરંતુ જે વૈદ્યરાજોને ભયાતિસાર કાઢી નાંખી આમાતિસારને છઠ્ઠો તથા રક્તાતિસારને સાતમો ગણવો હોય તેમાં અમને કાંઇ હરકત નથી. અતિસાર તથા સંગ્રહણીના સ્વરૂપમાં વધારે ફેર જણાતો નથી. એટલા માટે સંગ્રહણીનું વર્ણન આ સાથે કરીને પછી તેની ચિકિત્સા ઉપર આવીશું, કારણ કે જેમ અતિસાર અને સંગ્રહણીના લક્ષણમાં બહુ ફેર જણાતો નથી તેમ તેની ચિકિત્સા તથા પથ્યા પથ્યમાં પણ બહુ ફેર જણાતો નથી, એટલા માટે આ બે રોગને સાથે લખવા એ દુરસ્ત ધાર્યું છે.

## ૨. સંગ્રહણી.

મિથ્યા અહાર અને મિથ્યા વિહારથી કોઠામાં રહેલા પાચકપિત્તનો હીનયોગ થવાથી ક્લેદન કફ વધી જાય છે, જેથી ખાધેલું અન્ન પચ્યાવિના કાચું ને કાચું પિત્ત સાથે મળીને મળદ્વારથી બહાર નીકળી જાય છે, અને અગ્નિને રહેવાની છઠ્ઠી કળા જેનું નામ ગ્રહણી છે, તે ગ્રહણી અન્નનો, રસનો અને વાયુનો સંગ્રહ કરતી નથી તેથી આ રોગને સંગ્રહણી એવું નામ આપ્યું છે. તે સંગ્રહણી-વાતસંગ્રહણી પિત્તસંગ્રહણી, કફસંગ્રહણી, ત્રિદોષસંગ્રહણી અને આમસંગ્રહણી એ

રીતે એના પાચ ભાગ પાડવામાં આવ્યા છે, પરંતુ અતિસારમાં માત્ર પાતળા ઝાડા થાય છે અને સંગ્રહણીમાં વખતે ઝાડા બંધાયલા અથવા કાચા આમ જેવા, અથવા દદરા થાય છે તેથી સંગ્રહણી ને અતિસારથી જુદી ગણી છે.

૧. **વાત સંગ્રહણી:**—તીખાં ભોજન, કડવાં ભોજન, તુરા ભોજન, રૂક્ષ, અતિ શીતળ અને અતિ ભોજનથી, અતિ પંથ કરવાથી, વિષ્ટાના વેગને રોકવાથી, અત્યંત મૈથુન કરવાથી, કોઠામાં રહેલો સમાન વાયુ હીનયોગને, અને મળાશયમાં રહેલો અપાન વાયુ મિથ્યા યોગને, પામી કલેદનકફ વૃદ્ધિ પામી પાચકપિત્તમાં જઈ પિત્તનો મિથ્યાયોગ કરે છે, જેથી ખાન અને પાનના પદાર્થોને પચાવી શકતો નથી તેથી પકવાશયમાં રહેલો ખાન અને પાનનો કાચો રસ અપાનવાયુમાં મળીને વારેવારે બહાર નીકળે છે તેથી રોગીને અન્ન પચતુંનથી. પાચક પિત્ત સાધક પિત્તમાં અવલંબન કફને નહિ મોકલવાથી ઉદાનવાયુ ગળામાં રહેલા રસનકફને સુકવી નાખે છે, તેથી કંઠ તથા મોઢું સુકાય છે. તરસ લાગે છે; તેમ ઉદાનવાયુ સ્નેહન કફને સુકવે છે તેથી આલોચકપિત્તનો અતિયોગ થાય છે, જેથી રોગીને ચક્કર આવે છે, ઉદાનવાયુનો અતિયોગ થવાથી કાનમાં અવાજ થાય છે અને પડખામાં પિડા થાય છે, તેમ સંશ્લેષણકફને વ્યાનવાયુ સુકવવાથી સાથળોના સાંધામાં અને જત્રુ ( હાંસડી ) ના સાંધામાં પીડા થાય છે, અવલંબન કફના હિનયોગથી પ્રાનવાયુ હૃદયમાં પીડા કરે છે અને એકંદરે સમાનવાયુ, અપાનવાયુ તથા પ્રાનવાયુની ઑફીસમાં અવ્યવસ્થા થવાથી શરીર દુબળું થાય છે અને પિત્તના હીનયોગથી બળ ઓછું થાય છે જેથી શરીરમા વીરસ-

પણું એટલે તેજ ઘટી જાય છે. પિત્તના હીનયોગથી પિત્તને ઉત્પન્ન કરનારા તથા પિત્તને કોપાવનારા સઘળા રસો ખાવાની ઇચ્છા થાય છે, મનમાં ગ્લાનિ થાય છે. સમાનવાયુના અતિયોગથી અન્ન પાચન થતું હોય તોપણ તે પચેલો ખોરાક રંજકપિત્તના હીનયોગને લીધે, યકૃત લઈ શકતું નથી તેથી પેટમાં આફરો થાય છે, અને તે આફરાને લીધે અપાનવાયુ એકઠો થઇ, આંતરડાંમાં ગોળાના આકારની એક ગાંઠ ઉત્પન્ન કરી આંતરડાંમાં ચારે બાજુએ ફેરવે છે, જેથી વખતે ઘણા વૈદ્યોને ગુલ્મની શંકા થાય છે, તેથી રોગીને ઘણીવારે થોડો થોડો વારંવાર પાતળો, સુકાયલો, કાચો અને શબ્દ સાથે ફીણવાળો ઝાડો થાય છે, તેને વાત સંગ્રહણી કહે છે.

૨. **પિત્ત સંગ્રહણી**:–ઘણાં તીખાં, કડવાં, બળત્રા કરનારાં, ખાટાં, તથા ખારાં ભોજનથી પિત્તનો અતિયોગ થાય છે તેથી, સમાનવાયુ પાતળો થવાથી રંજકપિત્તને અન્નનો રસ પહોચાડી શકતો નથી તેથી રંજકપિત્તને રહેવાનું સ્થાન જે યકૃત છે તેના એક ભાગમાંથી પાચક રસ એટલે ખાટો પદાર્થ પકવાશયમાં નાંખાવાનો ક્રમ ચાલુ રહેવાથી, તે ખાટા રસમાં રહેલું પિત્ત પાચકપિત્ત ને ઠારી નાંખે છે, જેથી સાધક પિત્તમાં રંજક પિત્ત લોહીને મોકલી શકતો નથી તેથી પિત્ત મળેલા રૂધિરનો રંગ પીળો થવાથી, તે રોગી પીળો દેખાય છે; અને તેવીજ રીતે દુષિત થયલું પિત્ત અપાન વાયુ સાથે મળવાથી લીલા તથા પીળા, અને દ્રવરૂપ પાતળા ઝાડા થાય છે. એવા ખાટા રસ મિશ્રીત રસને સમાનવાયુ રંજકપિત્તમાં મોકલી આપે, અને ત્યાંથી પ્રાણવાયુ તેને તેવાજ રૂપમાં હૃદયમાં રહેલા સાધકપિત્તમાં મોકલવાથી સાધકપિત્તનો અતિયોગ અને

:અવલંબન કફનો પાનવાયુ સાથે મિથ્યાયોગ થવાથી તે રોગીને ખાટા ઓડકાર, હૃદય તથા ગળામાં દાહ, અરૂચિ અને તરસની પિડા થાય છે. એવા ઉપદ્રવવાળા રોગીને પિત્ત સંગ્રહણી થઇ છે એવું કહેવામાં આવે છે. અહીં કોઇ શંકા કરે કે, પિત્ત કે જે અગ્નિના ગુણવાળું છેતે અગ્નિને શી રીતે શાંત કરેછે? તેના જવાબમાં જણાવવાનું કે, જેમ ઉષ્ણ પાણી અગ્નિના ગુણવાળું હોવા છતાં અગ્નિને શાંત કરે છે, તેમ યકૃતમાંથી આવતું ખાટું પિત્ત સમાનવાયુથી મિશ્રિત થઇ, પાચકપિત્તમાં રહેલા અગ્નિને શાંત કરી મંદાગ્નિ બનાવે છે.

૩ કફ સંગ્રહણી:–ઘણા ભારે, સ્નિગ્ધ, શીતળ આદિ ભોજન કરવાથી, અત્યંત મૈથુન કરવાથી, અને જમીને તરત સુઇ રહેવાથી કોઠામાં રહેલા ક્લેદન કફનો અતિયોગ થવાથી પાચકપિત્તનો હીનયોગ થાય છે, જેથી ખાધેલું અન્ન ભાગ્યેજ પચે છે, અને તે કફના અતિયોગવાળો મધુરરસ રંજકપિત્તને મળવાથી રૂધીરમાં ધોળા પરમાણુઓ વધી જવાથી હૃદયમાં અવલંબન કફનો અતિયોગ થાય છે, એટલે સાધકપિત્ત રક્તને બરાબર શુદ્ધ કરી શકતું નથી, તેથી રોગીનો રંગ ધોળો પડી જાય છે; કોઠામાં ક્લેદન કફનો અતિયોગ થવાથી અને તે કફ મિશ્રિત રસને યોગે રસનકફમાં અતિયોગ થવાથી અરૂચિ થાય છે, મોઢું કફથી ચોપડાયલું રહે છે, મોઢામાં મીઠાશ રહે છે, ઉધરસ ઘણી આવે છે, થુંક ઘણું પડે છે, જેને લીધે ઉદાનવાયુમાં ભ્રાજકપિત્તનો મિથ્યાયોગ થવાથી સળેખમ થાય છે. સાધકપિત્તનો હીનયોગ અને અવલંબન કફના અતિયોગથી છાતી સ્તબ્ધ થાય છે. ઓડકાર મીઠા આવે છે, ગ્લાનિ થાય છે, અને સ્ત્રીના પ્રસંગમાં સાધકપિત્તના હીનયોગને લીધે કામદેવ ઉત્પન્ન થતો નથી.

અપાનવાયુમાં ક્લેદન કફનો અતિયોગ થવાથી, કફથી સંયુક્ત ત્રુટેલો કાચો અને વજનદાર મળ નીકળ્યા કરે છે. પાંચે પ્રકારના કફના અતિયોગથી અને પાંચે પ્રકારના પિત્તના હીનયોગથી શરીર પુષ્ટ જણાય છે, પણ નિર્બળ થતું જાય છે. અને આળસ આવ્યા કરે છે, તેને કફ સંગ્રહણી કહે છે.

૪. **ત્રિદોષ સંગ્રહણી**—વાતસંગ્રહણી, પિત્તસંગ્રહણી, અને કફ-સંગ્રહણીમાં મળાશય, પિત્તાશય અને કફાશયમાં તે તે સ્થાનાધિપતિ વાયુ અને પિત્તનો હીનયોગ થવાથી, અને કફનો અતિયોગ થવાથી ત્રણે લક્ષણવાળા ઉપદ્રવોને ત્રણે સ્થાનો પૈકીના હીન–મિથ્યા અને અતિયોગથી ત્રણે પ્રકારના લક્ષણવાળા અને રંગવાળા તથા એ ત્રણે પ્રકારના ઉપદ્રવવાળા જે ઝાડા થાય છે તેને ત્રિદોષ સંગ્રહણી કહે છે; અને એ સંગ્રહણીમાં વિશેષ ઉપદ્રવ હોવાથી જે સંગ્રહણીમાં ગડગડાટ થાય છે તેને ઘટીયંત્ર સંગ્રહણી કહે છે; જેમાં કાચો આમ તુટી પડે છે તેને આમ સંગ્રહણી કહે છે. એટલા માટે તેનું જુદું વર્ણન કરવાનું યોગ્ય ધાર્યું નથી. પરંતુ જેને જાણવાની ઇચ્છા હોય તેણે માધવનિદાન અને ભાવપ્રકાશમાં જોઇ લેવું.

અમારા અનુભવ પ્રમાણે ઉપર લખેલા અતિસાર અને સંગ્રહણીના રોગો પુરૂષોમાં કવચિત કવચિત જોવામાં આવ્યા છે, પરંતુ ગર્ભિણી સ્રીને ગર્ભાવસ્થામાં પાતળા ઝાડા એટલે અતિસાર થાય છે, અને તે પ્રસુત થયા પછી તે ઝાડનો રોગ સંગ્રહણીમાં ફેરવાઇ જાય છે; અને વર્તમાન કાળમાં કાચા બાંધાવાળી ટુંકી ઉમ્મરમાં ગર્ભ ધરનારી, પતિની અતિ વિષયવાસના તૃપ્ત કરનારી, અથવા પોતે અત્યંત મૈથુનનું સેવન કરનારી, અને ગર્ભાવસ્થાના તથા પ્રસુતાના નિયમનો

ભંગ કરી યથેચ્છ ખાનપાન કરનારી સ્ત્રીઓમાં, એ સંગ્રહણીનો રોગ વિશેષપણે જોવામાં આવે છે. અને ઘણી સ્ત્રીઓ પહેલી સુવાવડમાંજ બગડે છે, પણ તે જેમ તેમ કરતાં સારી થાય તો બીજી કે ત્રીજી સુવાવડે તો જરૂર મૃત્યુને શરણ થાય છે, એટલા માટે ગર્ભિણીને ગર્ભિણીના રોગોથી બચાવી, હલકો અને પૌષ્ટિક ખોરાક આપી, પ્રસુતિ સમયમાં પથ્યાપથ્યનો વિચાર કરી અજીર્ણ ન થાય એવું ખાનપાન આપી, તેની સારવાર કરવામાં આવે, તોજ તે અતિસાર, સંગ્રહણી, જીર્ણજ્વર અને ક્ષયની બીમારીથી બચી શકે, એટલા માટે આટલી સુચના કર્યા પછી, અતિસાર તથા સંગ્રહણીની ચિકિત્સા તથા ઉપાયો, નીચે પ્રમાણે લખીએ છીએ.

જો ગર્ભિણી સ્ત્રીને પાતળા ઝાડા થતા હોય, અથવા પ્રસુત થયા પછી તેને સંગ્રહણી થઇ હોય, અને તે અતિસાર કે સંગ્રહણી જુદી પારખવી હોય તો, તે સ્ત્રીની જીભ તપાસવી. જો જીભ ઉપર જીભના અંકુરો કાયમ જણાય, જીભ રાતી, પીળી છારીવાળી દેખાય તો, તેને અતિસાર થયો છે એમ જાણવું. પણ જીભની ઉપરના અંકુરો બધા સમાઇ જાય અને જીભ લીસી, કોમળ લાદેલી જેવી, સપાટ દેખાય અને તે ઉપર ચાંદી પડી ગઇ હોય, અથવા મોં આવેલું રહેતું હોય તો. તેને સંગ્રહણી થઇ છે એમ જાણવું. કારણકે આમાશયમાં આમ કાચો ઉત્પન્ન થવાથી જીભના રેષા બગડતા નથી પણ પીળી છારી આવે છે; પરંતુ પકવાશય અને આમાશયમાં પાચકરસ દગ્ધ થવાથી, આમાશય અને પકવાશયમાં રસને ચૂસવાવાળી ધમનિઓના સ્રોતો પાકી જવાથી તથા મુખ્ય આંતરડાંમાં ચાંદીઓ પડવાથી જીભ ઉપર તે ચાંદી દેખાય છે. એટલા માટે જ્યાં

સુધી આમાશયમાં તથા પકવાશયમાં સુધારો થાય નહી ત્યાં સુધી તેને અન્ન આપવામાં આવે તો તે અન્ન પાચન નહિ થતાં, કાચું ને કાચું નીકળી જાય છે, અને વાસી રહે તો તે પેટમાં સડી, આંતરડાંને સડાવી નાંખે છે, એટલા માટે અતિસાર અને સંગ્રહણીના રોગીને પિત્તના દાહથી પડેલી ચાંદીઓ રૂઝવવાને માટે તથા આંતરડાંમાં પાચક રસ ઉત્પન્ન કરવાને માટે તે રોગીને જેમ બને તેમ છાશ ઉપર રાખવો. પરંતુ વર્તમાન કાળમાં છાશના ગુણ—દોષ જાણ્યા વિના અને અતિસાર તથા સંગ્રહણીમાં કયો દોષ વધારે બગડેલો છે તેનું નિદાન કર્યા વિના, જે વૈદ્યો " કેવળ છાશ પીઓ " અથવા " છાશ ઉપરજ રહો " એવો બોધ કરે છે તેઓ એક જાતની ભૂલ કરે છે. એટલા માટે અમે પ્રથમ છાશનું વિવેચન કરીએ છીએ.

સુશ્રુતે ઘોળ, મથીત. ઉદસ્વિત અને તક્ર એ રીતે છાશના ચાર ભેદ કહેલા છે. પાણી નહિ નાખતાં ઉપરના ચીકાશવાળા ભાગ સહીત વલોવેલું દહીં ઘોળ કહેવાય છે. ઉપરનો ચીકાશવાળો ભાગ કાઢી નાંખી પાણી નાંખ્યા વગરજ વલોવેલું દહીં મથીત કહેવાય છે. અરધું પાણી નાંખીને વલોવેલું દહીં ઉદસ્વિત કહેવાય છે. અને ચારધણું પાણી નાંખી વલોવેલું દહીં તક્ર ( છાસ ) કહેવાય છે. ઘોળ વાયુ તથા પિત્તને હરનાર છે. મથિત કફ તથા પિત્તને હરનાર છે. ઉદસ્વિત કફ કરનાર છે, બળ આપનાર છે અને શ્રમને મટાડવામા ઉત્તમ માનેલું છે. તક્ર નામની છાશ દસ્તને રોકનાર છે તુરાશ, ખટાશ, તથા મીઠાશવાળી છે, તેથી અગ્નિને દીપ્ત કરનાર છે, હલકી છે, ઉષ્ણવીર્ય છે, બળ આપનાર છે, મૈથુન શક્તિને વધારનાર

છે, તૃપ્તિ આપનાર છે, અને વાયુનો નાશ કરનાર છે, તક્ર નામની છાશ ગ્રહણી આદિ રોગોવાળાને પથ્ય છે. ખાટી હોવાથી વાયુને હરનાર છે. તાજી હોવાથી દાહને શાંત કરનાર છે, પાકમાં મધુર છે, પણ અત્યંત પાન કરવાથી પિત્તને કોપાવનાર છે. તુરી હોવાથી અને ઉષ્ણુ વીર્ય હોવાથી સાંધાઓને શિથિલ કરનાર હોવાથી તથા રૂક્ષ હોવાથી કફને પણ મટાડનાર છે. એકંદરે છાશ પુષ્ટિ તથા બળ આપનાર છે, એટલા માટે જુદા જુદા દોષોના ઉપદ્રવમાં જુદા જુદાં અનુપાન સાથે છાશ આપવાથી ઘણો ફાયદો થાય છે. વાતાતિસાર તથા વાત સંગ્રહણીમાં ખાટી સિંધવ નાંખેલી છાશ ઉત્તમ છે. પિતાતિસાર તથા પિત્ત સંગ્રહણીમાં ખટમધુરી તથા શાકરવાળી છાશ ઉત્તમ છે. અને કફાતિસાર તથા કફસંગ્રહણીમાં સુંઠ, મરી, પીપર અને સિંધવનું ચૂર્ણ નાંખેલી છાશ ઉત્તમ છે. હીંગ તથા જીરાનો વઘાર કરી જેમાં સિંધવનો ભુકો ભભરાવ્યો હોય એવી ઘોળ નામની છાશ, ગ્રહણીને, હરસને, અતિસારને હણે છે, તથા વાયુને હરવામાં ઉત્તમ છે. રૂચિ ઉપજાવનાર છે, પુષ્ટિ આપનાર છે, બળને માટે સારી છે, અને મૂત્રાસયના શૂળને મટાડનાર છે. કાચી છાશ કોઠાના કફને તોડે છે, અને કંઠમાં કફ કરે છે. સળેખમ, શ્વાસને ઉધરસ આદિ રોગોમાં પાકી છાશનો ઉપયોગ કરવો સારો છે. સંગ્રહણી તથા અતિસારના રોગી સિવાય ઉનાળામાં કોઈને છાશ આપવી નહિ, તેમજ ક્ષતવાળાને, દુર્બળને, મૂર્છાવાળાને, ભ્રમવાળાને દાહવાળાને અને રક્તપિત્તના રોગવાળાને પણ છાશ આપવી નહિ. તક્ર નામની છાશનું સેવન કરનાર માણસ કદી પણ વ્યથા પામતો નથી અને તે છાશથી બળી ગયેલા રોગો કદી પણ પાછા

ઉત્પન્ન થતા નથી. જેમ અમૃત દેવતાઓને સુખ આપનાર છે તેમ છાશ પૃથ્વીમાં મનુષ્યોને સુખ આપનાર છે. ઘણી વાર એવું જોવામાં આવ્યું છે કે રોગીને છાશ આપ્યા પછી તેને હાડકામાં દુખાવો, છાતીમાં ગભરઇ (દાહ) અને ગળામાં કફ ઉત્પન્ન થાય છે, તેવા વખતમાં સુંઠ, જીરૂ, સેકેલી હીંગ, રાઇ અને સિંધવનું ચૂર્ણ બનાવી, છાશમાં સ્વાદ ઉત્પન્ન થાય તેટલું મેળવી રોગીને પાવાથી છાશ ઉપદ્રવ કરતી નથી. અતિસાર તથા સંગ્રહણીના રોગીને જ્યારથી છાશ આપવાની શરૂ કરવી ત્યારથી ક્રમે ક્રમે છાશ વધારતા જવી અને અન્નને ઘટાડતા જવું. તે એવી રીતે કે રોગી માત્ર છાશ ઉપરજ રહી શકે, જેથી આંતરડામાં રહેલો કાચો આમ, પાકા મળના રૂપમાં બંધાઇને બહાર આવશે અને છાશને લીધે વિદગ્ધ થએલા પિત્તની શાંતિ થઇ, આંતરડામાં પડેલી ચાંદી, ક્ષત અથવા સોજો હશે તે મટી જશે. એટલે રોગીની જીભ સારા માણસ જેવી અંકુરવાળી અને સ્વાદના રસને સહન કરનારી થશે. તે ઉપરથી જાણવું કે રોગી રોગ મુક્ત થયો છે. તે પછી ધીમે ધીમે અન્નમાં માત્ર ચોખાનો ખોરાક, તે ચોખાને પેઆના રૂપમાં, યવાંગુના રૂપમાં, વીલેપીના રૂપમાં, મંડના રૂપમાં અને છેલ્લે ભકત (ભાત)ના રૂપમાં છાશ સાથે આપતા જવું. અને બરાબર અગ્નિ પ્રદિપ્ત થાય, જેથી રોગી સશકત થવા માંડે ત્યાર પછી બીજાં ધાન્યો ક્રમે ક્રમે થોડાં થોડાં આપવાં. પણ અતિસાર તથા સંગ્રહણીના રોગીને તુવરની નરમ દાળ તથા દૂધ, કોઇપણ સંજોગમાં આપવાં નહિ. જ્યારે તુવરની દાળ અને દૂધનું પાચન થાય ત્યારે જાણવું કે રોગીના આંતરડામાં રહેલા દોષો શાંત થયા છે. તે પછી તે રોગીને ગમે તે જાતનો ખો-

રાક આપવાને હરકત નથી. છતાં જેટલા વખત સુધી વિદાહી એટલે તેલમાં તળેલાં અન્નો અને ગુરૂવાન એટલે ઘીમાં તળેલાં તથા મીઠાશ મળેલાં પદાર્થો ખાવામાં નહિ લેવાય ત્યાં સુધી અતિ ઉત્તમ છે, પછી જીભના સ્વાદથી નહિ રહેવાય તો ક્રમે ક્રમે થોડા થોડા આપવા. કેટલીકવાર રોગીનું પેટ ચઢે છે, આફરો થાય છે, પેટમાં દુખે છે, પેશાબ અટકી જાય છે, તેવા ઉપદ્રવમાં તે રોગીને ગરમ ઔષધ આપવાને મન લલચાય છે, તેમ રોગી પણ તેવા ગરમ ઉપચાર કરવાને તૈયાર થાય છે અથવા પોતે ખાનગી કરે છે, પણ તેથી ફાયદો થતો નથી. તેવા વખતમાં તો, માત્ર થોડીક છાશ પીવાથી ફાયદો થાય છે, એ વાત અનુભવ સિદ્ધ છે.

**સર્જરસઃ**—રાળને ખાંડી સસ્ત્રગાળ કરી, શીશીમાં ભરી મુકવી એનું નામ સર્જરસ પાડયું છે.

**રૂપરસઃ**—ધાપણને ઉપર નીચે કોયલા સળગાવી ખૂબ તપાવવી એટલે ફુલી જશે. તેને વાટી શીશીમાં ભરી મૂકવી એનું નામ અમે રૂપરસ પાડયું છે-

**દાડીમાષ્ટક;**—સુંઠ તોલા ચાર. હીંગડો તોલા ચાર (ફુલવેલો) જાયફળ તોલા ચાર અને સંચળખાર તોલા ચાર. એ સર્વેને વાટીને ચૂર્ણ કરવું. પછી દાડેમ બનતાં સુધી ખાટી જાતનું અને ખાટું નહિ મળે તો મીઠી જાતનું લાવી, તેની ડીચા આગળથી એક ઇંચની ડાગળી કહાડી બીયાંને દબાવી ખાડો પાડવો. તે ખાડામાં સમાય એટલું ઉપર લખેલું ચૂર્ણ દબાવીને ભરવું. પછી તે ઉપર પેલી ડાગળી બેસાડી તેનાપર કપડું લપેટવું. કપડું લપેટયા પછી તેનાપર પીળું

મટોડું ચોપડવું. તે પીળા મટોડાપર બીજું કપડું લપેટવું. તે કપડાપર પાછું મટોડું લગાડી ગોળો બનાવવો. *તે ગોળાપર રાખોડી દાબવી. પછી તે ગોળાને થોડાક છાણાની આંચમાં બફાય એટલો પકવવો. પણ એટલી વાત યાદ રાખવી કે તાપ જો વધુ લાગશે તો દાડેમ બળી જશે અને તાપ ઓછો લાગશે તો દાડેમ કાચું નીકળશે. માટે દાડેમ બફાઇ રહે એટલોજ તાપ લગાડવો, દાડેમ બફાઇ રહ્યું એની નિશાની એવી છે કે ગોળા ઉપર કામડીની સળી ખોસતાં તે ખરો થઇ ગયેલો લાગે એટલે દાડેમ બફાયું છે એમ જાણવું. પછી તે ગોળાને કાઢી લઇ કપડું તથા માટી દૂર કરી, તે દાડમને બફાયલાં છોડાં, અંદરના બીજ અને ભરેલા મસાલા સાથે ગરમ ગરમ હોય તે વખતથીજ ખુબ બારીક વાટવું. એવું બારીક વાટવું કે બફાયલાં છોડાં અને દાડમના ઠળીયા ઝીણા વટાઇ જાય તે પછી તેની વટાણા વટાણા જેવડી ગોળી વાળી તડકે સુકવી શીશીમાં ભરી મુકવી. એનું નામ અમે દાડીમાષ્ટક પાડયું છે.

**મદન કામેશ્વરઃ**-ત્રિકટુ તોલા છ, એલચી તોલા બે, નાગકેશર તોલો એક તમાલપત્ર તોલો એક, જાયફળ તોલા ચાર, વાંસકપુર તોલા ચાર, કેશર તોલા બે, અક્કલકરો તોલા ચાર, બમ્મન સફેદ તોલા ચાર, કસ્તુરી વાલ ચાર, સુનાના વરખ વાલ ચાર, રૂપાના વરખ તોલા બે, એ સર્વેને ખાંડીને વસ્ત્રગાળ ચૂર્ણ બનાવવું. પછી ખારેક શેર એકને ચાર કલાક પાણીમાં પલાળી, એક બાજુથી ઉભી ચીરી ઠળીયો કાઢી નાંખવો. તે ઠળીયાની જગ્યાએ તેમાં માય તેટલો ડાબીને ગુગળ ભરવો, પછી તે ખારેકને દોરા વતી બાંધવી. એવી રીતે બધી ખારેકમાં ગુગળ ભરી દોરાથી બાંધી, એકેક ખારેક ઉપર જુદું

જુદું ઘઉંની કણેકનું પડ ચઢાવી, તેને દેવતા ઉપર સેકવી, કણેકનું પડ સેકાઇને કાળું થઇ જાય એટલે જાણવું કે તે માંહેની ખારેક બફાઇ ગઇ છે. પછી તે તમામ ખારેકને કણેકથી જુદી પાડી, દોરા છોડી નાંખી, ગરમ ગરમ હોયને છુંદવી, તેને છુંદતા જવું અને ઉપલો તૈયાર કરેલો મસાલો મહીં મેળવતા જવું. એ રીતે તમામ મસાલો સમાઇ જાય ત્યાં સુધી ખાયણી દસ્તા વડે છુંદયાજ કરવું કારણ કે એ ગુગળવાળી બાફેલી ખારેક ખરલમાં વટાતી નથી, તેથી છુંદી છુંદીને ગોળી વળે તેવી એકરસ બનાવવી. એકત્ર પીંડો થયા પછી તેની મદના દાણા જેવડી ગોળી વાળી, છાંએ સુકવી, જ્યારે બરાબર સુકાઇ જાય ત્યારે ઉપરથી પાણીનો હાથ દઇ, રૂપાના વરખમાં રગદોળવી, એટલે રૂપાના વરખવાળી ચળકતી ગોળી થશે. એક શેર ખારેકની ગોળી હશે તો તેના ઉપર એક તોલો વરખ ચડશે. પણ એટલું યાદ રાખવાનું કે, ઉપર લખેલા બે તોલા વરખમાં કસર કરવી નહિ, પણ ગોળીપર ચઢાવવાના એક તોલો વરખ જુદા લાવવા આ ગોળીનું નામ અમે મદનકામેશ્વર રાખ્યું છે.

**મંગુસ્તાનનું ફળઃ**—આ ફળ સુકાં બીલાં જેવાં પરદેશથી આવી ગાંધીને ત્યાં વેચાય છે. તે ફળને લાવી છાલ, બીયાં ગર્ભ સાથે ખાંડી વસ્ત્રગાળ કરી શીશીમાં ભરી રાખવું તેનું નામ મંગુસ્તાન છે.

**જીરકાદિમોદકઃ**—જીરૂં તોલા બત્રીશ, સેકેલી ભાંગ તોલા સોળ. લોહભસ્મ તોલા સોળ. બંગ ભસ્મ, અભ્રક ભસ્મ, વરીઆળી, તાલીસપત્ર, જાવંત્રી, જાયફળ, ધાણા, હરડાં, બેડાં, આમળાં, તજ, નાગકેશર, એલચી, તમાલપત્ર, લવેંગ, શીલાજીત, સુખડ, રતાંજળી, જટામાસી, રાતીદ્રાક્ષ, શડકચુરો, ફુલાવેલો ટંકણખાર, શેરી લોબાન,

જેઠીમધ, વાંસકપુર, ચીનીકબાલા, વાળો, સુંઠ, મરી, પીપર, ધાવડીનાં ફૂલ, બીલીનો ગર્ભ, સાદડાની છાલ, સુવા, દેવદાર, બરાસકપુર, માલકાંકણી, જીરૂ, મોચરસ, કકું, કમળકાકડી, એ સર્વને સરખે ભાગે એકેક તોલો લઇ ચૂર્ણ કરી, ઉપરના જીરૂ તથા ભાંગના ચૂર્ણમાં મેળવી, સર્વથી ચોથે ભાગે શાકર મેળવી, જોઇએ તેટલું મધ નાંખીને એકેક તોલાની ગોળી બનાવી એક ગોળી સવારના પહોરમાં રોજ ખાય અને ઉપરથી ટાઢું પાણી પીએ, તો સર્વ પ્રકારની સંગ્રહણી, આમ અને પિત્તદોષ, મંદાગ્નિ, રક્તાતિસાર, અતિસાર, વિષમજ્વર, શબ્દ સહિત ઘોર ગંભીર અમ્લપિત્તજ દોષ, સર્વ પ્રકારના ઉદર રોગ અને અતિસાર, સંગ્રહણી, વાતપિત્ત કફ દ્વંદજ અને સન્નિપાત સંગ્રહણી, કોઠાના વિકાર, શૂળ, અરૂચિ, એ સર્વને મટાડે છે. એ પ્રમાણે ભૈષજ્ય રત્નાવલીમાં લખેલો પાઠ છે. પરંતુ નબળા શરીરવાળા અને આપણા ગુજરાતના મનુષ્યોથી એક તોલો પાક, હજમ થતો નથી, તેથી અમે એક તોલાના ચાર ભાગ કરી રોગીને આપીએ છીએ. એ પાકથી સંગ્રહણી, અતિસાર, મટીને શરીરમાં લોહી વધે છે, શક્તિ આવે છે, પરંતુ પાણી સાથે નહિ આપતાં અમે એની ઉપર છાશ પાઇએ છીએ, તેથી ઘણો સરસ ફાયદો થાય છે. સંગ્રહણી કે અતિસારનો કાયમનો રોગ લાગુ પડયો ન હોય એટલે રોગીનું મોઢું નહિ આવ્યું હોય તો, ગુલાબી, સર્જરસ, અને માલતિનાં પડીકાં બે વાલ વજનનાં દિવસમાં ત્રણવાર, પાણી સાથે આપવાથી ઝાડા બંધાઇ જાય છે. અથવા દિવસમાં ત્રણવાર દાડીમાષ્ટકની બબ્બે ગોળી પાણી સાથે આપવાથી ઝાડા બંધ થાય છે. અથવા એકલા મંગુસ્તાનનું ચૂર્ણ પાણી સાથે આપ-

વાથી પણ ઝાડો બંધાય છે. પરંતુ અતિસાર કે સંગ્રહણી સંપૂર્ણ લક્ષણ સાથે થએલી હોય અને જેમાં મોઢું આવી ગયું હોય તેવી અવસ્થામાં છાશનો પ્રયોગ શરૂ કરી તે રોગીને માલતિચૂર્ણ, સર્જરસ અને રૂપરસના બબ્બે વાલનાં પડીકાં પાણી સાથે દિવસમાં ત્રણવાર આપવાં. અને એ પડીકાં ખાધા પછી અર્ધા કલાકને અંતરે બેબે ગોળી દાડીમાષ્ટકની આપવી. પણ જો રોગીના પેટમાં દુખતું હોય, પેટ ચઢતું હોય, પેટમાં ગડગડાટ થતો હોય તો, માલતી, રૂપરસ અને સર્જરસના પડીકાં સાથે બબ્બે ગોળી મદનકામેશ્વરની આપવાથી ઘણો ફાયદો થઇ રોગીની શક્તિ વધે છે. જો ભયંકર સંગ્રહણી અથવા અતિસાર જણાય અને રોગી ઘણો અશક્ત થયો હોય તો દિવસમાં એકવાર માત્ર સવારે જીરકાદિ મોદક છાશ સાથે આપવો અને તે પછી ત્રણ વખત માલતિ, સર્જરસ અને રૂપરસનાં પડીકાં આપવાં. કેટલીકવાર માલતિ, સર્જરસ રૂપરસ, મંગુસ્તાન અને ગુલાબી એ પાંચ વસ્તુનાં પડીકાં પણ આપવાં પડે છે, તેમ કેટલીકવાર મદન કામેશ્વર અને દાડિમાષ્ટક, જીરકાદિમોદક સાથે આપવાં પડે છે. કેટલીકવાર એકલા આનંદભૈરવની બબ્બે ગોળી, દિવસમાં ત્રણવાર, પાણી સાથે આપવાથી આરામ થાય છે. પરંતુ જો પાતળા ઝાડા સાથે આમ, જળસ કે લોહી પડતું હોય અથવા એકલો આમાતિસાર (પ્રવાહિકા) થયો હોય અથવા તે સાથે મરડો પેટમાં અમળાટ થતો હોય તેવા વખતમાં માયુફળ અર્ધું ઘસવું. સુખડ બેઆનીભાર ઘસવી. જાયફળ બેઆનીભાર ઘસવું. તેમાં શાકર ચારઆનીભાર નાંખીને પાણીમાં મેળવી, ચાર તોલાને આસરે પાણી બનાવવું. તે પાણી સાથે દાડીમાષ્ટકની

બબ્બે ગોળી અથવા આગળ કહેલી મરડાની ગોળીમાંથી બબ્બે ગોળી અથવા મદનકામેશ્વરની બબ્બે ગોળી દિવસમાં ત્રણવાર આપવાથી માત્ર ત્રણ દિવસમાંજ આમ, લોહી, જળસ અને મરડો, પેડુની શૂળ અને ગુદાની ફાટ નરમ પડી જાય છે. ઉપર પ્રમાણે રોગીની પ્રકૃતિને જોઇને ઉપર લખેલાં ઓસડો પૈકી જેમ ધ્યાનમાં આવે તેમ યોજના કરવાથી સંગ્રહણી તથા અતિસારના રોગીઓ સારા થાય છે; પરંતુ અમારો અનુભવ એવો છે કે, સંગ્રહણી તથા અતિસારના રોગીને ગ્રહણીકપાટરસ, અગસ્થિ સૂતરાજરસ, વગેરે શાસ્ત્રમાં લખેલા ઘણા રસો પૈકી, જે રસોમા અફીણ, ધંતુરાનાં બીજ, ભાંગ જેવા નિશા-વાળા અને ઝાડાને તુરત બંધ કરનારા વસાણાં આવ્યાં હોય તેવા રસો, આપવા નહિ. જો તેવા રસો આપવામાં આવશે તો તે રોગીને બે દિવસ, ચાર દિવસ કે આઠ દિવસ ઝાડો બંધ રહી, પછી એકદમ છૂટી જશે. ઝાડો બંધાવાથી રોગનું પાણી પચશે નહિ તો તે રોગીને સોજા આવશે. અફીણ વગેરેની ગરમી ગુદા ઉપર આવી જવાથી ગુદામાં દાહ બળશે અને સોજો આવશે. એટલા માટે કોઈ પણ જાતના નિશાવાળા પદાર્થો સંગ્રહણી અતિસારના ઝાડા બંધ કરવા માટે અમે વાપરતા નથી. સંગ્રહણી અને અતિસારમાં મળને તથા અન્નને પચાવનારી પાચક દવાઓ અમારા લખ્યા સિવાયની હોય તોપણ આપવાને હરકત નથી, પણ ઝાડાને રોકવાની દવા કોઇ પણ સંજોગમાં આપવી નહિ. ઉપર છાશ પાવાના પ્રકરણમાં જે વિધિથી છાશ પાઇ અન્ન મુકાવી દઇ, ફરી અન્ન ઉપર ચડાવવો એ શાસ્ત્રની પરિપાટી છે, પરંતુ આ ફેન્સી જમાનામાં જ્યાં લોકોની ધ્યાનમાં એવીજ વાત આવેલી છે કે, "કાલે ઉઠીને મરી જવું છે માટે જે

ખાધું પીધું તે ખઇ!" ત્યાં આગળ શાસ્ત્રની વાતને મનાવવાનો આગ્રહ કરવો એ વૈદ્યે પોતાનો વિશ્વાસ ગુમાવવા જેવું છે. એટલા માટે સંગ્રહણીના રોગીને બાજરી, અથવા જુવારનો રોટલો, ચોખાની કણકી અથવા ભાત, થોડું તેલ અને ગરમમસાલાવાળું શાક, ખાવાને આપી રોગીને સમજાવી, છાશ વધારે પીવાની ભલામણ કરી, ચિકિત્સાનો આરંભ કરવાથી ઘણા રોગીઓ સારા થાય છે. પરંતુ ઘઉંની રોટલી અથવા ઘઉંના બનેલા પદાર્થો, ચણાનો લોટ, ઘઉંનો લોટ અને બીજા કઠોળોના લોટ અથવા બધા એકઠા મળેલા કે જુદા જુદા પદાર્થોની બનાવટના જુદા જુદા પદાર્થો, કે જેમાં કેટલાક તેલમાં તળાઇને, કેટલાક તેલ સાથે બફાઇને, કેટલાક ઉપરથી તેલ લઇને, કેટલાક તેલમાં બોળીને ખાવાના બને છે તે તો કદી આપવા નહિ. તેમ બાફેલું કઠોળ, તુવેરની દાળ, દૂધ, અને ઘીમાં બનેલા મિષ્ટાનો કદી આપવા નહિ. લીલીદ્રાક્ષ, દાડમ, ફાલસાં, મોસંબી લીંબુ, ખાટાં લીંબુ, ચીકોતરા લીંબુ (પપનસ) કાચી કેરીના મરવા, કરમદાં, એ ફળો આપી શકાય છે. પરંતુ સફરજન, પાકી કેરી, અંજીર લીલાં કે સુકાં, ચીકુ જેવાં ફળો આપવાથી ગંભીર નુકસાન થતું, અમારા જોવામાં આવ્યું છે માટે એ વસ્તુની રજા આપવી નહિ.

**અસાધ્ય લક્ષણ:**–જે રોગીને ઝાડો પાકેલા જાંબુના રંગ જેવો અથવા કાળો, રાતો, પાતળો. ઘી, તેલ, ચરબી, મજ્જા, દૂધ, દહીં અથવા માંસના ધોયલા પાણીના રંગ જેવો હોય છે; અથવા જે ઝાડો કાળો, આસ્માની, સિંદૂરા રંગનો, તરેહવાર રંગનો; ચળકતો, મોરની પીઠપર જેવા ચાંદલા હોય છે તેવા તેના ઉપર ધાતુ સ્નેહના ચાંઠાવાળો, વળી ઘટ, મુડદાની કે મજ્જાની દુર્ગંધી જેવો ઘણો મળ

પડે. એ ઉપરાંત રોગીને તરસ ઘણી લાગે, બળત્રા થાય, અન્નપર અભાવો થાય, શ્વાસ ચાલે, હેડકી આવે, પાંસળામાં શૂળ ફૂટે, ઈંદ્રિઓ શુદ્ધ થાય અને રોગીના મળદ્વારપર ચાંદી પડે તથા લવારો કરે તે રોગીને જીવવાની આશા રાખવી નહિ. આ પ્રકારના તમામ લક્ષણો એકી વખતે જોવામાં આવતાં નથી પણ એક અથવા બે લક્ષણ જોવામાં આવે તોપણ, તેને અસાધ્ય ગણવો. તેમાં પણ જો રોગીની ગુદા ઝાડો થયા પછી સંકોચાય નહિ તો તો જરૂર મરણ પાસે આવ્યું છે એમ જાણવું. જો રોગીને ઝાડા થવા છતાં તેનું પેટ ચઢતું હોય, શરીરે સોજા આવ્યા હોય, જઠરાગ્નિ નાશ પામ્યો હોય, શરીર ઠંડું પડી ગયું હોય, એવા રોગીના જીવતરની આશા વૈદ્યે છોડી દેવી. જો રોગીને સોજો ચઢયો હોય, ચુક આવતી હોય, તાવ આવતો હોય, તરસ લાગતી હોય, ઉધરસ તથા શ્વાસ ચઢતો હોય, અન્નપર અભાવો થયો હોય, ઉલટી, મૂર્છા, અને હેડકી આવતી હોય; આવા ઉપદ્રવ સહિત જે રોગી હોય તેનું ઓસડ વૈદ્યે કરવું નહિ. જો સંગ્રહણી દિવસે વીકાર યુકત અને રાત્રે શાંત હોય, અથવા જે બરાબર ઓળખી શકાતી નથી અને જેને ઔષધોપચાર ગુણકારક થતા નથી તેવી સંગ્રહણી મટતી નથી પણ ઘણા કાળ સુધી રહે છે. સંગ્રહણી તથા અતિસારમાં સોજા આવ્યા હોય, પણ જો તે સોજો ઉપસ્થ ઈંદ્રિપર આવ્યો હોય તો તે રોગી અસાધ્ય છે એમ માનવું પણ વધુમાં વધુ સોજા આવ્યા હોય, શરીર પીળું પડી ગયું હોય, ભૂખ છવાઈ ગઇ હોય, ખાંસી ચાલતી હોય અને રોગી ગભરાતો હોય, શક્તિ હીન થઇ ગઇ હોય તોપણ જો ઉપસ્થ ઈંદ્રિપર સોજો નહિ આવ્યો હોય તો તે રોગીને ઘીવાળો ખોરાક બંધ કરી પંચામૃત

પર્પટી દિવસમાં ત્રણ વખત મધ સાથે ચટાડવાથી ત્રણ ચાર મહિને સોજા ઉતરી જઇ રોગી સારો થાય છે. પણ આખે શરીરે માલમ બે માલમ સોજો હોય અને પેશાબ ઉપર ચળકતો સોજો આવ્યો હોય તે સોજો રોગી સુએ ત્યારે સમાઇ જાય અથવા ઓછો થઇ જાય, અને બેસે એટલે તરત ઉતરી આવે, એવા સોજા-વાળો રોગી કદી પણ જીવતો નથી. જો રોગીનો ઝાડો પાણીમાં નાંખતાં ડુબી જાય તો તે રોગી બચતો નથી કેટલાક રોગીની પ્રકૃતિમાં એવો દોષ આવે છે કે જે વસ્તુ નહિ ખાવાની હોય તેની તે ઇચ્છા કરે છે, અને જે ખાવા જેવી, પથ્ય વસ્તુની વૈદ્ય રજા આપે તેનો અભાવ થાય છે તો તે રોગી જીવતો નથી. જે રોગીની જીભ સ્વાદ વિનાની થઇ જાય અથવા જીભ ઉપર કાળા ડાઘ દેખાય તો તે રોગી જીવતો નથી. એટલા માટે સંગ્રહણી અને અતિસારના રોગીને માટે વિચારપૂર્વક વિચાર કરીને ઉપચાર કરવાનો શરૂ કરવો. કોઇ કોઇ રોગીને કોઇપણ જાતનો ઉપદ્રવ હોય નહિ પણ માત્ર અગ્નિમંદ થઈ ગયો હોય, તે સાથે બે પગની પીંડીઓ, બે સાંથળો, બે ઢગરાં, અને બે ભુજદંડ એ આઠે સ્થાન ઉપરનો માંસ ગળીને સુકાઇ ગયો હોય અને હાથના પહોંચા આગળની બે સીધી હાડકીઓ છુટી પડેલી દેખાય તો તે રોગી કોટિ ઉપાયે પણ જીવતો નથી, એવો અમારો ખાસ અનુભવ છે.

### ૩. હરસરોગ

વાયુનો, પિત્તનો, કફનો, ત્રિદોષનો, લોહીનો, અને વારસામાં મળેલો એટલે જન્મનો, એ પ્રમાણે હરસ રોગના છ પ્રકાર કહેલા છે, અને સાધારણ લોકો જેને અર્શ—મસા તથા બવાસીરના

નામથી ઓળખે છે. તેને હરસ રોગ કહે છે. એ રોગમાં છ જાત કલ્પેલી છે, પરંતુ તે ખુની અને બાદી એવા બે ભાગમાં વહેંચાયલી છે, અને તે અકેક જાત ગુદાના પહેલા, બીજા અને ત્રીજા આંટામાં (વળીમાં) થાય છે; તેથી ખુની અને બાદી એવી બે જાતોના ત્રણ ત્રણ સ્થાન ગણુતાં છ પ્રકાર થાય છે. ખુની હરસમાંથી લોહી પડે છે અને બાદીમાંથી લોહી પડતું નથી પણ તેમાં ચળ ચાલે છે. તે ખુની અને બાદી બે પૈકી કોઇપણ જાતના હરસ, ગુદાની પહેલી વળીમાં થયા હોય તો તે બહાર દેખાયા કરે છે. અને બીજી વળીમાં હોય તો ઝાડો થતી વખતે તે બહાર નીકળે છે, અને પાછા ઉપર ચઢી જાય છે, પણ ત્રીજી વળીવાળા મસાઓ કોઇપણ વખતે બહાર નીકળતા નથી પરંતુ અંદર રહીનેજ પીડા કરે છે. તે ઉપરથી એટલું કહી શકાય છે કે પહેલી વળીવાળા હરસ સાધ્ય છે, બીજીવાળા કષ્ટ સાધ્ય છે, અને ત્રીજી વળીમાં થયલા અસાધ્ય છે. એ પ્રમાણેનું વિવેચન અમારા અનુભવ પ્રમાણેનું કર્યા પછી, શાસ્ત્ર રીતીએ હરસના રોગનું પ્રથક્કરણ કરવાની જરૂર જણાતી નથી, કારણકે માધવનિદાને જુદી જુદી જાતના ખોરાકથી અને જુદી જુદી જાતના કારણોથી છ પ્રકારના હરસનું વર્ણન કરેલું છે; જેણે જાણવાની ઇચ્છા હોય તેણે માધવનિદાન, ભાવપ્રકાશ. વાગ્ભટ્ટ અને ચરકસંહિતાનું નિદાનસ્થાન જોઇ લેવું. આ રોગના ઔષધ માટે શાસ્ત્રોમાં "બહુસાલગુડ", સુરણ-વટક, અમૃતભલ્લાતકાવલેહ, લોહભલ્લાતકાવલેહ, બ્રહતક્વ્યાદરસ વગેરે ઘણા ઉપાયો લખેલા છે, પરંતુ તે બાબતમાં અમારો અનુભવ નહિ હોવાથી તેના ઉતારા કરી વિસ્તાર કરવામાં આવ્યો નથી. પણ એ રોગને માટે જે અનુભવ અમને થયો છે તે, વૈદ્યોની જાણ માટે

નીચે આપીએ છીએ. જો ગુદાની ત્રીજી વળીમાં બાદી મસા થયા હોય ને ઝાડો ઉતરતો ન હોય, એટલે તેમાં વિશેશ ફાટ ચાલતી હોય તો, કાળીદ્રાક્ષ, સોનામકઇ, રેવંચીની ખટાઇ, હરડાં, બેડાં, આમળાં, ઇંદ્રજવ અને વાયવડંગ તોલો તોલો લઈ, તેને અધકચરાં ખાંડી, રાત્રે પાશેર પાણીમાં પલાળી મુકવાં. સવારે તે ભુકાને ચોળીને તેમાં બે રૂપિયાભાર ગોળ મેળવીને, કપડે ગાળી તે પાણી પીવાથી ત્રણ દિવસમાં ફાટ મટી જશે. વળી જ્યારે બે ચાર મહિને ફાટ ઉભળી આવે ત્યારે એ પ્રમાણેનું હીમ બનાવી દિવસમાં એકવાર સવારે ત્રણ દિવસ સુધી પીવું. જો મસામાંથી લોહી પડતું હોય પણ મસા બહાર દેખાતા ન હોય તો ઇંદ્રિજવ, વાયવડંગ, લીંબોડી, કાચકાનીમીજ અને દીકામાલી સરખે ભાગે લઇ, તેની ફાકી રૂપિયા અર્ધા ભારની ઠંડા પાણી સાથે દિવસમાં બે વાર મારવાથી, લોહી પડતું અટકી જાય છે. જો ઝાડે જતાં મસા બહાર નીકળતા હોય અને હાથ પાણી લીધા પછી પાછા ઉપર ચઢી જતા હોય, તેમ મસા બહારજ રહેતા હોય અને તે ખુની કે બાદી ગમે તે જાતના હોય તો, હડતાલ તોલા બે ને પ્રથમ ખુબ બારીક વાટી તેમાં ચોખ્ખો કાથો તોલા ચાર ઉમેરી વાટવું. પછી છ તોલા ઘીને સોપાણીએ ધોઇને તેમાં તેનો ખલ કરવો, એટલે વધારાનું પાણી છુટું પડી જશે. અને મલમ તૈયાર થશે. તે મલમને રાખી મુકવો. જ્યારે જરૂર જણાય ત્યારે બહારના મસા ઉપર તે મલમ ચોપડવો અને અંદરના મસા હોય તો મસા બહાર આવે ત્યારે એ મલમ ચોપડી, મસા ચઢાવી દેવા. એ મલમથી મસા કરમાઇ જાય છે તે પાછા ભરાતા નથી. જો ખુની કે બાદી મસા થયા હોય, લોહી પડતું હોય અથવા ન

પડતું હોય તો વવળતું સુરણ લાવી તેને છોલીને છીનીને તડકે સુકવવું. પછી તેને ખાંડીને વસ્ત્રગાળ ચૂર્ણ કરી સુકવું. એટલું યાદ રાખવું કે આ ચૂર્ણ જીભને કે ગળાને લાગે તો જીભ અને ગળામાં અસહ્ય વેદના થાય છે, તે જ્યાં સુધી લીંબુની, દહીંની કે હીમજી હરડેની ખટાશ જીભને નહિ લગાડીએ ત્યાંસુધી મટતી નથી. એવું જોખમ ભરેલું આ સુરણ છે એટલા માટે અંગ્રેજી દવા વેચનારાઓને ત્યાં "એમટી કેપ્સુલ" નામની જીલેટાઇનની બનેલી ખાલી, લંબગોળ ગોળીઓ મળે છે તેમાં આ ભુકો ભરી તેનું ઢાંકણું બંધ કરી પાણી સાથે ગળવાથી ગળામાં કે જીભમાં ચૂર્ણ લાગતું નથી, પણ પેટમાં જઇને તે ગોળી ફાટી જાય છે અને હરસ ઉપર તાત્કાળિક અસર કરે છે. એ એ [illegible]પ્સુલ નંબર એટ, નંબર એક સુન, બે સુન અને ત્રણ સુન સુધીની આવે છે. તેમાં નંબર બે સુનની કેપ્સુલ ઘણી સગવડવાળી છે તેમાંની બબ્બે ગોળી દિવસમાં ત્રણ વાર ગળવાથી ઘણો ફાયદો થાય છે. જો હરસે લોહી પડતું હોય તો એ ગોળી ગળ્યા પછી, ઉપરથી થોડીક છાશ પાવી. શરૂઆતમાં હરસને ઉપાડવાના કારણરૂપ સુકાં મરચાં, વેગણ, કાચો ગોળ, કેરાંનું અથાણું અને બાજરીનો રોટલો એટલું બંધ કરાવવું ને પછી લોહી તથા ફાટ નરમ પડી જાય એટલે આ કેપ્સુલની ગોળી ચાલુ રાખી, એકેક વસ્તુ ખવડાવતા જવી, અને તે વસ્તુ ખવડાવવાથી જ્યારે હરસ ઉભળે નહિ ત્યારે બીજી વસ્તુ ખવડાવવી. એવી રીતે જે રોગીને જે જે વસ્તુ ખાવાથી હરસ જોર કરતા હોય તે તે વસ્તુ, એક પછી એક ખવાડતા જવી અને આ ગોળી ચાલુ રાખવી એવી રીતે કરવાથી હરસ નરમ પડી જાય છે તે ફરી ઉપડતા નથી. જો મસા

ઉપર દવા ચોપડી શકાય એવી અવસ્થા હોય તો ઉપર કહેલો હડતાલનો મલમ ચોપડતા જવો. એ મલમથી વધારે ફાયદો થશે, પણ અગન બળશે નહિ. બીજું હરસના રોગી માટે આસો માસમાં આવતા નવરાત્રિનું વ્રત કરવાનો અમે ખાસ આગ્રહ કરીએ છીએ; પણ તે માતાની પ્રસન્નતાને માટે નહિ. પરંતુ હરસના રોગને નાબુદ કરવાને માટે છે. જો કોઇની ઇચ્છા હોય તો નવરાત્રીના નવ દિવસ સુધી નવ અપવાસ કરીને. નવે દિવસ વવળતું સુરણ બાફીને અથવા મીઠાં સુરણના કટકા કરીને પાણી નાંખ્યા વિના મીઠું, હળદર અને ધાણા જીરૂ નાંખી તેલમાં પકાવીને ઘણું, ખરૂં નહિ થઇ જાય અથવા કાચું નહિ રહી જાય એવું બનાવીને પેટ પુરતું ખાવું. એ સિવાય નવ દિવસમાં પાણી સિવાય બીજું કોઇપણ જાતનું ખાન-પાન લેવું નહિ. આ પ્રયોગથી હરસ નાબુદ થઇ જાય છે, કારણકે હરસના ઉપાયમાં દરેક ગ્રંથકારે સુરણને પ્રાધાન્ય માનેલું છે, અને જે ઋતુમાં જે વનસ્પતિ નવપલ્લવ થાય છે એટલે રસભરેલી થાય છે, તે વનસ્પતિ તે ઋતુમાં ઔષધ ગણાય છે. તે નિયમ પ્રમાણે સુરણ શરદ ઋતુમાં એટલે આશો માસમાં રસ ભરેલું નવું તાજું મળી શકે છે, તેથી આ પ્રયોગ જેણે જેણે અજમાવ્યો છે તે સર્વેને ફાયદો થયો છે. પણ સુરણની સાથે બીજી જાતની ફરાળો કરનારને કાંઇ પણ ફાયદો થતો નથી.

આ હરસનો રોગ ઉત્પન્ન થાય છે ત્યારથીજ તે કષ્ટસાધ્ય થાય છે, અને જ્યારે હરસના રોગીની અગ્નિમંદ પડી જાય છે અને શરીરપર સોજા આવે છે, આંખ, નખ, અને જીભ પીળાં, ધોળાં કે કાળાં પડી જાય છે ત્યારે, એ રોગીની આશા છોડી દેવી

પડે છે. હરસના રોગને માટે અમારો અનુભવ જેટલો હતો તે પ્રમાણે અમે લખ્યું છે, પરંતુ બીજા વિદ્વાન તથા અનુભવી વૈદ્યો ઘણી જાતના પ્રયોગો કરીને રોગીને સારા કરે છે, તેઓ મસાને ખેરવી નાંખે છે અને રોગીની પીડાને શાંત કરે છે, તે તે વિદ્વાન ચિકિત્સકો વૈદ્યોની કીર્તિમાં વધારો કરવા માટે અને જગતના કલ્યાણ માટે પોતાનો અનુભવ કોઇપણ જાતના ગુરૂમત રાખ્યા સિવાય, ખુલ્લા દીલથી જાહેરમાં મુકશે તો, આવા કષ્ટ સાધ્ય બલ્કે અસાધ્ય મનાતા રોગથી પીડાતા લાખો રોગીનો આશિર્વાદ મેળવશે, તથા આયુર્વેદની કીર્તિને દીગંતમાં ફેલાવશે, એવી આશા રાખી અમે વિરામ પામીએ છીએ. इत्यलम्.

## બીજા વૈદ્યરાજો તરફથી આવેલા અનુભવી ઇલાજો.

### અતિસારનાં ઉપાયો.

### વૈદ્ય ધીરજરામ દલપતરામ. ગુજજર ફળીયા–સુરત.

કેશરાદિ ગુટિકાઃ– જાયફળ, જાવંત્રી, લવેંગ, મોચરસ, કેરીની ગોટલી, લોધર, બીલીનો ગર, ધાવડીના ફુલ, દાડેમનાં છોડાં, સુંઠ. એ દશ વસ્તુ એકેક તોલો લેવી. કેશર તો. ૦ાા. અફીણ તો. ૩ ભાંગ સેકેલી તો. ૨. એ બધી વસ્તુને ખાંડી એક દિવસ કોરી ઘુંટી પછી ભાંગના ઉકાળામાં બે દિવસ ઘુંટી, મરી પ્રમાણેની ગોળી વાળવી. એ ગોળી દિવસમાં ૩ વખત એક એક, પાણી સાથે આપવાથી અતિસાર, સંગ્રહણી વગેરે ઝાડાના રોગ મટે છે.

## વૈદ્ય બાળકૃષ્ણ રત્નેશ્વર, કંસારા શેરી સુરત.

૧. કુંકુમવટીઃ—કેશર તોલો ૧, અફીણ તો. ૧, પીળું મીણ તો. ૧. પ્રથમ કેશરને ઝીણું વાટવું. પછી અફીણ સાથે મેળવી ફરી વાટવું. પછી મીણને ગરમ કરી, પીગળાવી તેમાં કેશર અને અફીણનું ચૂર્ણ મેળવી, એક રસ કરી એકેક ચોખાપુરની ગોળીઓ કરવી. એમાંથી દિવસમાં ૩ વખત એકેક ગોળી ચોખાના ધોવણ સાથે આપવાથી ઝાડા બંધાય છે.

૨. સેકેલી ભાંગનું ચૂર્ણ મધ સાથે આપવાથી ઝાડા બંધાય છે.

૩. ધાવડીના ફુલને સાફ કરી વાટી વસ્ત્રગાળ ચૂર્ણ કરી પાવલી ભારને આસરે દહીં અથવા છાસ સાથે પાવાથી અતિસાર મટે છે.

૪. સુતરાજ ચુર્ણઃ—પારો ૩. ગંધક ૬, ફુલાવેલો ટંકણ ૬, સુંઠ ૬, મરી ૬, પીપર ૬, પાંચક્ષાર ૧૫. અજમો ૬, અજમોદ ૬, જીરૂ ૬, હીંગ ૬, ભાંગ ૩ ભાગ લઇ, પ્રથમ પારા ગંધકની કાજળી કરી, અજમો, અજમોદ, જીરૂ, હીંગ અને ભાંગ એ સેકેલાં લઇ, બાકીનાં વસાણાં મેળવી બે દિવસ ખલ કરવો. આ ચૂર્ણમાંથી રત્તી ૧થી૬ સુધી, દહીં સાથે આપવાથી અતિસાર, મરડો ને સંગ્રહણીને મટાડે છે. રાત્રે મધ સાથે આપવાથી રોગીને ઉંઘ આવે છે.

## ડાક્ટર ચંદુલાલ મુંકુંદરાય, પાટણ ગુજરાત.

૧ હીંગળોક, અફીણ, હીરાબોલ સર્વ સમભાગે લઇ બારીક વાટી મધની સાથે એક રતીની ગોળી વાળી આપવાથી રકતાતિસાર તરત મટે છે. બચ્ચાને આપવી નહીં.

૨ જાયફળ, સુંઠ, અફીણ, ખારેકની અંદરનો ઠળીઓ કહાડી તેમાં ભરીને ખાંડી કુટી કપડછાણ કરી સર્વેની બરાબર અડાયાની રાખ લઇ વાટીને મેળવી રાખવું. એમાંથી એક વાલથી ત્રણ વાલ સુધી ઉમરના પ્રમાણમાં આપવી. બાળકને વિચાર કરી આપવી જેથી આમાતિસાર, રક્તાતિસાર અને સંગ્રહણી અટકે છે. જુની તથા નવી સંગ્રહણી ઉપર અજમાવેલું છે. ચોખાના ધોવણમાં આપવું.

૩ અંબર વાલ એક, કસ્તુરી વાલ એક, જાયફળ, જાવંતરી, અકકલકરો, લવેંગ, તજ, પીપર, સુંઠ, વંસલોચન, અફીણ, એ સર્વે અડધા અડધા તોલા ભાર લઇ વાટી પાણી સાથે ચીની બોર જેવડી ગોળી કરી સવાર સાંજ એક એક ગોળી ચોખાના ધોવણમાં આપવાથી સર્વે પ્રકારના અતિસાર મટે છે.

### વૈદ્યનું નામ લખ્યું નથી.

સુંઠ, મરી, વરીયાળી, હીમજ, ભાંગ, જાયફળ સમભાગે લઇ તેમાં જાયફળ સિવાયની દરેક વસ્તુને ઘીમાં સેકી ચુરણ કરવું. તે ચુરણમાં શાકર મેળવી યોગ્ય અનુપાને આપવાથી અતિસાર મટી જાય છે.

### વૈદ્ય મણીલાલ ગણપતીશંકર ભટ્ટ કેળાંપીઠ સુરત.

૧ લઘુ ગંગાધર ચુરણ—ઇદ્રજવ, નાગરમોથ, બીલી, લોધર, મોચરસ, ધાવડીના ફુલ, સર્વે સમભાગે લઇ ચુરણ કરી ૦।। તોલાથી એક તોલા સુધી ટાંડા પાણી સાથે આપવાથી અતિસાર મટે છે.

### વૈદ્ય અને વનસ્પતિ શોધક નુરમહમદ હમીર ધોરાજીવાળા મુ. રાજકોટ.

૧ ભાંગના પાંતરાની નસો કાઢી ૭ વખત ખુબ ધોઇ ચુરણ

કરી તેની બરોબર મધ મેળવી ગોળી વાળી અરીઠા જેવડી દિવસમાં ત્રણ વાર આપવી અને ચીત્રકનું ચુરણ છાશ સાથે આપવું. જેથી અતિસાર સંગ્રહણી મટે છે.

૨ પપઇઆની ચીરપર ટંકણ વાલ ૪ ભભરાવી ખાઇ જવું.

૩ ગાડરીયા ઝીપટાના મુળ વાટી ત્રણવાર પાવા.

### વૈદ્ય પુરૂસોતમ બેચરભાઇ મુ. કાલોલ પંચમહાલ.

૧ જાવંતરી, ખારેક, અને ખસખસ એ ત્રણે સમભાગે લઇ બારીક વાટી દિવસમાં ત્રણ વાર પાવલી ભાર આપવાથી ઝાડો બંધાય છે. ઝાડાનું લોહી પણ બંધ થાય છે.

### વૈદ્ય બાલકૃષ્ણ હરીકૃષ્ણ શાસ્ત્રી વડોદરાવાળા મુ૦ ભુવાલડી. અમદાવાદ.

૧ ઇંદ્રજવ, મોથ, ધાવડીના ફુલ, લોધર, મોચરસ, સમભાગે લઇ બારીક ચુરણ કરી એક તોલો લઇ ચાર તોલા છાશ સાથે પીવાથી અતિસારને થોડા દીવસમાં મટાડે છે.

### વૈદ્ય મણીશંકર જાદવજી જોશી મુ. કાનપર-વળા.

૧ અફીણ તથા કેશર સમભાગે વાટી મધમાં ગોળી કરી ચોખા પ્રમાણે એક ગોળી આપવાથી અતિસાર મટે છે.

૨ ચોખા જેટલું અફીણ બે એલચી દાણા ભેગું મેળવી ત્રણ ચાર તુલસી પત્રમાં વીટી જરા સેકી ચાવી જવાથી અતિસાર તથા મરડો મટે છે.

૩. કાલા તલ તથા સાકર ખાવાથી અતિસાર મટે છે.

**વૈદ્ય નંદરામ પ્રાગજી પંડયા વકીલ મુ. નાગેશ્રી, જાફ્રાબાદ.**

૧. **દાડીમાંદી ગુટીકાઃ**—કડાછાલ તો. ॥ ખુરાસાની અજમો તો. ॥ કેસર તો. ॥ ઉપલેટ તો. ॥ ગાંજો તો. ॥ ગુગળ તો. ॥ બીલીનો ગરભ તો. ॥ ધાવડીના ફુલ તો. ॥ લોધર તો. ॥ આંબાની ગોટલી તો. ॥ અફીણ તો. ॥ એનુ બારીક ચુરણ કરી કાચા બે દાડેમ લઇ તેને જરા કાપી બીઆં કાઢીને તે બીવાં પેલા ચુરણમાં નાખી બારીક પીસી લુગદો બનાવી બેઉ દાડેમમાં ભરી ડાગળી મારી કપડમીટી કરી છાણાની અગનીમાં પકાવી દાડેમ સાથે ખરલ કરી વટાણા જેવડી ગોલી કરવી. એકથી બે ગોળી દીવસમાં લેવાથી અતિસાર રક્તાતિસાર પ્રવાહીકા ગમે તેટલો જોરદાર હોય તોપણ એકજ દીવસમાં અટકે છે.

**વૈદ્ય દુર્ગાપ્રસાદ ગંગાધર. મુ. પોરબંદર.**

કેટલાકને જમ્યા પછી દસ્ત માટે જવું પડે છે તથા પાચન મંદ હોય છે, તેઓ જો સેકેલા ઇંદ્રજવ અવારનવાર ખાય અથવા તેની ફાકી દિવસમાં ૨–૩ વખત મારે તો ફાયદો થાય છે. લાંબા વખતનું દરદ પણ એકાદ માસ ધીરજ રાખી સેવન કરવાથી મટી જાય છે. દહીંમાં ઇંદ્રજવ પીવાથી રક્તાતિસાર મટે છે.

**માસ્તર નરભેરામ હરજીવન મુ. નવાગામ તા. માતર.**

૧. ઉમરડાનું મૂળ ઘસી પીવાથી રક્તાતિસાર મટે છે.

૨. ઉમરડાનું દૂધ પતાસામાં આપવાથી આમ તથા મરડો મટેછે.

**વૈદ્ય અંબારામ શંકરજી પંડયા મુ. વાગડ પો.રાણપુર કાઠિયાવાડ.**

૧. **અતિસાર ભૈરવીઃ**—હીંગલોક, જાવંત્રી, લવેંગ, સુંઠ, ચીની કબાલા, સુખડ, કેશર, લીંડીપીપર, અકલકરો, અફીણ; સર્વને બારીક

વાટી પાણીમાં વાલ વાલની ગોળી કરવી. રાત્રે ૧ ગોળી ચોખાના ધોવણ સાથે આપવી, જેથી વાયુના પિત્તના, કફના અતિસાર મટેછે.

૨. **અતિસાર ઉપર ગોળી–લવેંગ સેકેલાં.** અતિવિષની કળી, જાયફળ. જાવંત્રી, ભાંગ, હિંગળોક, એલચી, લીંડીપીપર, પીપળીમૂળ, કેશર, ચંદ્રાસ, બરાસકપુર, મોચરસ, અફીણ. તમામ સરખાં લઇ વાટી, અફીણનો કસુંબો કરી, તેમાં મેળવી ચણોઠી જેવડી ગોળી કરી આપવાથી તમામ જાતના ઝાડા બંધાય છે

૩ ખોરાસાની અજમો ૧ ભાગ, ધતુરાના બીજ રૂા. ૦। ભાગ, સોધેલા ઝેર કોચલાં ૦। ભાગ, અફીણ ૦। ભાગ, જાયફળ ૦। ભાગ, ભાંગ રૂા. ૦। ભાગ, કેશર રૂા. ૦) ભાગ, સેકેલી મેથી ૦। ભાગ, ખસખસ ૦। ભાગ બીલીનો ગર ૦। ભાગ, રાળ ૦। ભાગ, જાંબુડાના ઠળીયા ૦। બાગ, સર્વ વાટી અફીણના કસુંબામાં ચણા જેવડી ગોળી કરી આપવાથી તમામ જાતના ઝાડા મટી જાય છે.

૪. કડા છાલ તોલા ૧૬ લાવી તેને ચોખાના ધોવણમાં ખુબ વાટી તેનો ગોળો કરી તેને ફરતાં જાંબુડાના પાન લપેટી, સુતરથી ખૂબ બાંધી, ફરતો ઘઉંનો લોટ ચોપડી તેના ઉપર માટી ચોપડી, પછી તે ગોળાને થોડા છાણાના અગ્નિમાં બાફવો. ખૂબ બફાઇ રહે એટલે કાઢી લોટ, માટી, પાંદડાં વગેરે કાઢી નાખી, અંદરના ભુકાને નીચોવી લેવો. તે રસમાંથી ૨ ૦થી૦॥ ભાર રસ લઇ તેમાં થોડું મધ મેળવી પાવાથી બે ત્રણ દિવસમાં તમામ જાતના અતિસાર મટી જાય છે.

૫. **અતિસાર હરી વટીઃ**–રાળ, મોચરસ, અફીણ, કડાછાલ અતિવિષની કળી, સુંઠ; સમ ભાગે લઇ ખાંડી મધમાં ચણીબોર

જેવડી ગોળીઓ કરવી. આખા દિવસમાં ૧થી૨ ગોળી ખાવાથી ઝાડા મટે છે.

### વૈદ્ય દત્તાત્રય ભગવાનજી.

**મરડાની ગોળી:**—લોબાન કાડીયો તોલો ૧ તથા અફીણુ તો. ૧ બંનેને સાથે વાટી લોખંડની કડછીમાં નાંખી બંનેને દેવતાપર ધીમા તાપપર મુકવાથી એકરસ થાય એટલે તરત બીજા વાસણમાં કાઢી લઈ, ગરમ ગરમ હોય ત્યાં લગીમાં ગોળી ચણાપુર વજનની વાળી લેવી. અથવા વાટીને ભુકો કરી ચણાપુર વાપરવો. આ ગોળી દિવસમાં ૩ વાર સેકેલા ધાણાના પાણી સાથે આપવી. એજ પ્રમાણે વાયવડંગના, ખસખસના પાણીમાં અથવા પાનના રસમાં આપવી.

### ડાહ્યાભાઈ બાજીભાઈ વૈદ્ય મુ સાયણ જીલ્લે સુરત.

શુદ્ધ ઝેરકચુરો વાલ ૧, કપીલો વાલ ૧, કાયફળના છોડાં સાથે ઘસી થોડું મધ નાંખી પાવાથી પાણી જેવા ઝાડા હોય તે બંધાય છે. ગાંજાને બાળી રાખોડી કરી, છાશ સાંથે આપવાથી ઝાડા બંધાય છે. આણુંદભૈરવ રસની ગોળીથી ઝાડા બંધાય છે. આમ સાથે લોહી પડતું હોય તો શંખભસ્મ વાલ ૧, ઘી તથા જાયફળના ભુકા સાથે આપવાથી ઝાડા બંધ થાય છે. પેટમાં બહુ મરડો થતો હોય ને ઝાડામાં લોહી પડતું હોય તો જાયફળ, જાવંત્રી, કેશર અને અફીણુ સરખે ભાગે લઇ ઉમરડા (ગુલ્લર)ના દુધમાં વાટી ચણોઠી જેવડી ગોળી બનાવી આખા દિવસમાં એકેક ગોળી ૩ વાર પાણી સાથે આપવાથી તે મટે છે. કાળા ધંતુરાના બીજની સજીવન રાખ કરી એટલે કોયલા બનાવી વાલ ૧, મધ સાથે ચટાડવાથી સોજાવાળો અતિસાર મટે છે. અતિવિષની કળી, ઈંદ્રજવ, પહાડમૂળ, વાયવડંગ,

સરખાં લઇ ચૂર્ણ કરી તેમાંથી વાલ બે અને આણંદભૈરવની ગોળી નંગ બે મેળવી, મધ સાથે ચટાડવાથી ઉલટીવાળો અતિસાર મટે છે.

**પ્રાણલાલ દોલતરામ વૈદ્ય મુ. કપડવણજ.**

અપકવ અતિસાર:—ઉપર ફકત છાશ ભાતનો ખોરાક અથવા એકલી છાશ સાથે હીંગાષ્ટક ચૂર્ણ અગર લવણ ભાસ્કર (સારંગધર) હું વાપરૂં છું.

પકવ અતિસાર માટે અગસ્તી સુતરાજ (યોગરત્નાકરનો પાઠ) હું વાપરૂં છું. તે સાથે કોઇ કોઇવાર શારંગધરનું કપીત્થાષ્ટક વાપરૂં છું. કોઇ વખત ગંગાધર ચૂર્ણથી પણ સારૂં પરિણામ આવે છે.

**વૈદ્ય ભુરાભાઇ ઓધવજી ત્રિવેદી. મુ૦ ભાલરોડ.**

મોચરસ, લવેંગ, અફીણ, હીંગળોક; એ સર્વને સમભાગે વાટી પાનના રસમાં ચણોટી જેવડી ગોળીવાળી સાંજ સવાર એકેકી ગોળી આપવાથી લોહીખંડ વાડો બંધ થાય છે.

સજીવનગુટિકા તથા આણંદભૈરવ પાણી સાથે આપવાથી ઝાડો તથા ઉલટી બંધ થાય છે. જાતિફળાદિ ચુર્ણ ચોખાના ધોવણમાં અથવા માખણમાં આપવાથી આમાતિસાર બંધ થાય છે.

**ડાકટર એસ. એલ. બર્મન બાલાજીનો ચકલો—સુરત.**

આદાનો કટકો તોલા બેનો લઇ ઉપરથી છોલી એ કટકાની વચમાં અફીણ વાલ ૨ ઘાલવું, પછી તે કટકાને પુટપાકની રીતે પકાવીને બહાર કાઢી સુકવીને બારીક ચૂર્ણ કરવું. તેમાંથી એકેક વાલને આસરે, દિવસમાં ૨ વાર આપવાથી લોહી, આમ અને સખત ચુંકવાળો ઝાડો માત્ર ૩ દિવસમાં મટે છે. ઉપરની દવા

આપતા પહેલાં દરદીને એરંડીયા તેલનો જુલાબ આપવો. અને સારૂં થયા પછી પણ એક જુલાબ આપવો.

**વૈદ્ય અક્ષર પુરૂષોત્તમ ઔષધાલય મુ૦ સારસા વાયા આણંદ.**

મરડાસીંગ, હીમજ, વરીઆળી, સુંઠ; એ ચાર ચીજો સરખે ભાગે લઇ જરા સેકી તેનું ચૂર્ણ કરવું. ગમે તેવો મરડો થયો હોય અને દિવસમાં ૫૦-૬૦ ઝાડા લોહીં સાથે થતા હોય તો બાળકને ૪ થી ૫ ને મોટાંને ૫ થી ૧૦ વાલ સુધી ઉના પાણીમાં એરંડીયા તેલનાં ટીપાં નાંખી પાવું. ત્યાર પછી ઉપર લખેલું ચૂર્ણ આપવું.

**વલ્લભદાસ નરોતમદાસ શાહ. સરકારકુન કસ્ટમ હાઉસ–ભરૂચ.**

૧. પીતપાપડો, લીંબડાની છાલ, ઉંદરકાની, સરગવાની છાળ, મોથ, વાયવડંગ, વાળો, દેવદાર; એ સર્વે અર્ધા અર્ધા રૂપિયાભાર લઇ, ૧॥ શેર પાણીમાં ઉકાળી નવટાંક પાણી રહે ત્યારે પાવાથી ૩ દિવસમાં રક્તાતિસાર મટે છે.

૧. દાડેમસાર રૂપિયા ૨) ભાર, સાકર રૂ. ૨) ભાર, સુંઠ, પીપર મરી, પીપળીમૂળ, ધાણા, જીરૂ રૂ. ૦॥ અર્ધાભાર, વાંસકપુર રૂ. ૦)– ભાર, તજ વાલ ૨. તમાલપત્ર વાલ ૨; નાગકેશર વાલ ૨, એલચી વાલ ૨; સર્વને ઝીણું વાટી ચૂર્ણ કરી, દિવસમાં બે વખત ૦। પા તોલો, પાણી સાથે ફાકવાથી ૭ દિવસમાં રક્તાતિસાર મટે છે.

૩. માટીનું વાસણ એક ધોઇ સાફ કરી ચુલા ઉપર ચઢાવવું. તે વાસણ લાલ થાય ત્યારે ઘી રૂ ૨) ભાર નાંખી, તેમાં રૂ ૦॥ ભાર મેથી નાંખી, વઘાર આવે કે છાશ શેર ૫) લઇ વઘારવી, અને તેમાં જુના ચોખા રૂ ૧૦) ભાર (ચાર વર્ષના જુના લઇને) નાંખવા,

પછી જીરૂ, હળદર, અને સંચળ ૦। (પા) રૂપિયાભાર લઇ, તેમાં નાંખવું. પછી એની ખીર થાય ત્યારે રોગીને પાવી. આખા દિવસમાં એ ખીર શિવાય બીજું કાંઇ ખાવું નહિ. એ પ્રમાણે ૭ દિવસ ખાય તો સંગ્રહણી, અતિસાર, લોહી પડતું હોય તો તે મટી જાય છે, પણ આ ખીર સિવાય બીજું કશું ખાવું નહિ.

વૈદ્ય રવિકાન્ત અને શાંતિકાન્ત ઉદાણી. મુ. બાલંભા
(કાઠીઆવાડ)

૧. **અદ્ભુત ગંગાધર ચૂર્ણ**:-બીલાં, મોચરસ, કાળી પહાડ, ધાવડીનાં ફુલ, ધાણા, વાળો, સુંઠ, મોથ, અતિવિષ, અરીણુ, લોધર દાડમનાં છોડાં, ઇંદ્રજવ, પારો, ગંધક; સમ ભાગે લઇ વાટી ચોખાના ધોવણ સાથે ૧ રત્તી આપવાથી ઝાડાબંધ કરે છે. આ ચૂર્ણ બાળકના ઝાડા પર વિશેષ અસર કરે છે.

૨. **બાળકુટનીવલેહ**;-કડાછાલ ૮ તોલા, આઠ ગણા પાણીમાં ઉકાળી, ચોથો ભાગ શેષ રહે ત્યારે ગાળી તેમાં અતિવિષ, કાળી પહાડ, જીરૂ, બીલાં, આંબાની ગોટલી, સુવા, ધાણા, મોથ, જાયફળ; એકેક તોલો મેળવી ધીમી આંચે પકાવી જ્યારે ગોળી વાળવા જેવું થાય ત્યારે એકેક વાલની ગોળી વાળી દિવસમાં ૨થી૩ વખત, ચોખાના ધોવણ સાથે આપવાથી અતિસાર, આમ-શળ, રક્તસ્રાવ મટે છે. બચ્ચાંને આ ગોળી વધારે માફક આવે છે. વિશેષ ઝાડા થતા હોય તો કર્પુરાસવ ટીપાં ૫ અગર કેશરાદિ ૦॥ રત્તી આપવો. બાળકને પેટમાં થતી વધરાવળથી ઝાડો થઇ પેટમાં દુખાવો અને રોયા કરતું હોય, દસ્ત સાદો અગર લોહી મીશ્રીત થતો હોય, તે ઉપર કેશરાદિ ચૂર્ણ સારો ફાયદો કરે છે.

**કેશરાદિ ચુર્ણ.** (અમારી બનાવટ) કેશર, જાવંત્રી, જાયફળ, એલચી, અફીણ, સુવા, ગુંદર, બીલાં. એ સમાન ભાગે વાટી ચૂર્ણ કરવું આ ચૂર્ણ વધુમાં વધુ ૧ વાલ સુધી આપીએ છીએ.

## વૈદ શ્યામલાલ ગોવર્ધનરામ મુ. ખાખરેચી હળવદ.

સુંઠ, ભાંગ, બીલીનો ગર, બાવળનો ગુંદર, જાયફળ, મરી, એ સર્વે એકેક તોલો અને અફીણ માસા ૬ વાટી ચૂર્ણ કરી પાણી નાંખી ચણા જેવડી ગોળી વાળવી સફેદ આમવાળા ઝાડામાં છાશ અથવા પાણી સાથે આપવી. લાલ આમવાળા ઝાડામાં ચોખાના ધોવણમાં અથવા દાડમમાં આપવી. માત્રા મોટી ઉમરનાને ટંકે એકથી બે ગોળી નાના બાળકને વય અને દરદના પ્રમાણમાં આપવી.

## વનૌષધ શાસ્ત્રી મહારાજશ્રી મહાવીરદાસજી જાનકીદાસજી. મુ. ધોળકા.

અતિસાર માટે:—બોડી અજમોદ, જાવંત્રી, બીલાનો ગર, માયા, એ સર્વે સમભાગે લઇ ખાંડી ચૂર્ણ કરી દર ત્રણ કલાકે પા. પા તોલો થંડા પાણી સાથે ઝાડો બંધ થાય ત્યાં સુધી આપવું. આ ઉપાયથી સર્વ પ્રકારના ઝાડાના દરદ મટે છે. સંગ્રહણી પર આ દવા લાગુ પડશે પણ જરૂર જણાય તો આ દવામાં સમભાગે ભાંગ ઉમેરવાથી વિશેષ ગુણ થશે.

૨ અજમો, સુંઠ, ચિત્રકમુળ, ભિલામા, બોડી અજમોદ, લીંડીપીપર, જીરૂ, શાહજીરૂ, જાવંત્રી, લોધર, આંબાની ગોટલી, કડાછાલ, સેકેલી હીંગ, નાગરમોથ, બીલાં, મોચરસ, ઇંદ્રજવ, એ સર્વ સમભાગે

લઈ ચુર્ણ કરવું. અને સંચળ, સિંધવ, નવસાર એ દરેક દોઢ દોઢ ભાગ તે સાથે મેળવવું. (કાષ્ટાદી એક તોલો હોય તો આ ક્ષાર દોઢ તોલો લેવાં) એ રીતે તૈયાર કરેલું ચુર્ણ દિવસમાં બેથી ત્રણ વખત ફાકવું. તોલા ૦ાથી ૦ાા દર ટંકે આપવાથી મરડો, સંગ્રહણી મટે છે.

ડૉકટર દામોદર ગોપાળ રનુદીવે સગરામપરા સુરત.

અતિસાર માટેઃ–ઝાડો બંધ કરવા માટે જાયફળ, જાવંત્રી વરીઆળી, ખસખસ, વાટી વસ્ત્રગાળ કરી અડધો તોલો ચુર્ણ લેવાથી ઝાડો બંધ થાય છે તથા આમ બંધ થાય છે.

## સંગ્રહણીનાં ઉપાય.

વૈદ્ય ધીરજરામ દલપતરામ ગુજ્જરફળીયા સુરત,

૧ મરડાની ગોળીઃ–આંબાની ગોટલી, બીલીનો ગર, જાંબુના ઠળીયા, મોચરસ, વાળો, લોધર, હીમજીહરડે એ સર્વ સમભાગે લઇ વાટી વસ્ત્રગાળ કરી, પાણી સાથે ચણાપુરની ગોળી કરવી. ૧થી ૨ ગોળી પાણી સાથે ખાવાથી મરડો મટી જાય છે-

યતિશ્રી રવીહંસજી દીપહંસજી છાપરીયા શેરી સુરત.

૧ ગ્રહણી કપાટ રસઃ–જાયફળ, જાવંત્રી, મોચરસ, હીંગળોક, શાકેર, રાળ, મજીઠ, લાખ, સુકા મરવાં, કેરીની ગોટલી, બીલીનો ગર્ભ, પડવાસ, લોધર, ભાંગ, ગાંજો, મોથ, ઇંદ્રજવ એ દરેક ચીજ ત્રણ ત્રણ તોલા વંશલોચન તોલા ૪, તજ તોલા ૬, પીપર તોલા ૮, સુખડનો વહેર તોલા ૧૦, જીરૂ તોલા ૧૨, નાગકેશર તોલા ૧૪, વાળો તોલા ૧૬, કમળકાકડી તોલા ૧૮, કપુર તોલા ૨૦ લેવું. ઉપલી તમામ વસ્તુ જુદી જુદી ખાંડી કપડછન કરવી. બાવળની

છાલ અને પોશદોડા અડધો અડધો શેર લઇ તેને જુદા શેર ૬ પાણીમાં તેમાંનું શેર એક પાણી બાકી રહે ત્યાં સુધી ધીમી ધીમી આંચે ઉકાળી, તે કાઢા વડે ઉપલી દવા ખલમાં ઘુંટવી. કપુર અને હીંગળોક જુદા જુદા બારીક વાટી બાકીની દવાઓમાં મેળવવાં. કપુરની એકેક ટીકડી લઇ ખલમાં યુક્તિથી ભાંગી, તેની અંદર દવા જે ખાંડેલી હોય તે મેળવતા જવી નહિ તો ગાંગડી બાઝી જશે. બે એક દિવસ દવાનો ખલ ઉપલા કાઢામાં કરવો. સુકાએથી વટાણા જેવડી ગોળી વાળવી ને શીળે સુકવવી.

ઝાડા, ઉલટી, (કૉલેરા) સાદા ઝાડા, સંગ્રહણી, અતિસાર અને મરડો બંધ થાય છે. ૧થી ૨ ગોળી દરેક ઝાડા ઉલટી પાછળ, શાકર–ધાણાના પાણીમાં અથવા ઠંડા પાણીમાં ગળાવવી.

૨ **ઝાડાબંધની ગોળીઃ**—જાયફળ તોલો ૧, હીંગડો તો ૧, સંચળ તો. ૧ તમામ ચીજ (દાડેમ સિવાયની) બારીક વાટી ભુકો કરવો. પછી મોટું દાડેમ નંગ એક લાવીને તેની ગાબડી કાઢી તેમાં પેલો ભુકો ભરવો. પછી તે ગાબડી બંધ કરીને તેનાપર કપડમટ્ટી કરી, તે બફાય તેટલાજ થોડા છાણામાં બાફીને ગરમ ગરમ તે દાડેમ સાથેજ વાટી વટાણા જેવડી ગોળી કરવી. બળાબળ વિચારીને દરદીને ૨ થી ૫ ગોળી (તે ઝાડે ફરી આવ્યા બાદ) દર ઝાડે આપ્યા કરવી. પાણી, સુખડનું પાણી તથા શાકર–ધાણાનું પાણી ને શાકર સાથે અપાય–ઉલટી થતી હોય તો નાળીએરના કાચલાના ઘસારા સાથે વચના પ્રમાણમાં આપવી.

વૈદ્ય બાળકૃષ્ણ રત્નેશ્વર કંસારાશેરી—સુરત.

૧. દાડીમાદિ ગુટિકા;—જાવંત્રી તોલો ૧. જાયફળ તો. ૧ લવંગ તો. ૧. અજમોદ તો. ૧. હીંગ તો. ૧. લસણુ તો. ૧ અફીણુ બેઆનીભાર. એ સર્વને ખાંડી લીલાં દાડેમ લાવી તેમાં આ મસાલો ભરી, કપડમટી કરી યુક્તિથી બાફવાં. પછી કપડમટ્ટી દૂર કરી, દાડેમ સાથે ખૂબ ઝીણું વાટી, ચણીબોર જેવડી ગોળી દિવસમાં ૩ વાર ચોખાના ધોવણુ અથવા મધ સાથે આપવાથી સંગ્રહણીમાં પેટના દુખાવા સાથે આમ—વાયુ થયો હોય તેને મટાડે છે.

૨. એક કળીનું લશણુ લઇ તેને ચીરીને તેમાં અફીણુ ભરીને પછી પુટ પાકની રીતે પકાવીને વાટીને મગ જેવડી ગોળીઓ કરવી. જુના મરડાવાલાને પ્રથમ સુંઠનો ક્વાથ કરી દીવેલ મેળવી પાવાથી કોઠો સાફ થાએ એટલે બબે ગોળી પાણી સાથે આપવાથી તુરત મરડો બંધ કરી આમ વાયુને મટાડે છે પથ્યમાં દહીં ભાત ખાવો.

૩. હીમજી હરડેને દીવેલમાં તળીને ચુરણુ કરવું પછી તેમાંથી બબેઆની ભાર દીવસમાં ત્રણુ વાર શાકર સાથે આપવાથી લોહી જળશ બંધ થાય છે.

૪. ઇસબગોલ (ઉંઘતુંજીરૂ) રાતે પાણીમાં પલાળી સવારે તેનો લુવાબ કહાડી શાકર નાખી પાવાથી લોહી ખંડ વાડો મટી જાય છે.

૫. મોચરશ પા તોલો વાટી દહીં સાથે ખાવાથી લોહીવાળો ઝાડો મટે છે.

૬. બીલીનોગર, મોચરશ, વાળો, આબાની સેકેલી ગોટલી, ધાવડીના ફુલ, કડાછાલ, અતિવિષ, એ સર્વે સરખે ભાગે લઇ ખાંડી

વસ્ત્રગાળ કરી બેઆની ભાર ચુરણ ચોખાનાં ધોવણ સાથે, મધ સાથે, અથવા દહીના પાણી સાથે ખવાડવાથી લોહી ખંડવાડો મરડો આમ મટે છે.

૭. લોહી ચુરણ—પારો, ગંધક, સુંઠ, મરી, પીપર, અજમો, જીરૂ, શાહજીરૂ, સંચલ, સીધવ, શેકેલીહીંગ, વડાગરૂમીઠું, એ સર્વેનું ચુરણ કરી પારા ગંધાની કજલી કરી તેમાં મેળવી સર્વેની બરાબર શેકેલી ભાંગ મેલવી વસ્ત્રગાળ કર તેમાંથી એક એક વાલ છાશની સાથે અથવા પાણી સાથે આપવાથી શુળ યુકત સંગ્રહણી, પેટનું ચઢવું, પાતલા ઝાડા મટાડે છે. સંગ્રહણી કે અતિસારના દરદીને છાસનું સેવન કરાવવાથી જલદી ફાયદો થાય છે.

૮. જ્વાલામુખી નામની વનસ્પતિ થાય છે. તેનાં પાત્રા નંગ સાત તથા કાળામરી (તિખાં) નંગ સાત વાટીને છાશ સાથે પાવી એ પ્રમાણે સાત દીવશ સાત સાત પાંત્રા આપવા એનાથી પેટમાં પુસ્કલ અગ્નિ વધે છે જેમ ભુખ લાગે તેમ છાશ પીવાની ભલામણ કરવી. પછી બીજા સપ્તાહમાં ૧૪ ૧૪ પાત્રા અને ચૌદ ચૌદ મરીના દાણા સાથે વાટીને આપવા, એ પ્રમાણે ત્રીજા સપ્તાહમાં ૨૧, પાત્રા અને ૨૧ દાણા કાળા મરીનાં આપવા અને ખુબ છાશ પાવી એકવિસ દીવસમાં રોગી લગભગ અડધો મણ છાશ પીતો થાય છે, જેમ છાશ વધતી જાય તેમ અન્ન કમી કરતાં જવું. પછી એજ પ્રમાણે ઉતરતાં જવું અને થોડું થોડું અન્ન આપતા જવું. એ પ્રમાણે બેતાલીસ દીવસના પ્રયોગથી સંગ્રહણી રોગ તદન સારો થાય છે.

૯. કનક સુંદર રસ. હીંગલોક, મરી, ગંધક, પીપર, ટંકણ ખાર, વછનાગ, ધંતુરાના બી. એ સરખે ભાગે ચુરણ કરી લઇ

ભાંગનાં કવાથમાં એક દીવસ ઘુંટી ચણા જેટલી ગોળી વાળી દીવસમાં ત્રણ વાર એક એક ગોળી પાણી સાથે આપી છાસ ભાત ખાવા આપવાથી તાવવાળી સંગ્રહણી એને અતિસાર મટી જાય છે.

૧૦. સંખ ભસ્મ, તથા સિંધવ ખાર સરખે ભાગે લઇ મધ સાથે પા તોલો ચાટવાથી સંગ્રહણી ઉપર સારી અસર કરે છે અને છાસ સાથે આપવાથી ગુલ્મ તથા શૂળ ઉપર સારી અસર કરે છે.

## સાધુ ગંગાદાસજી સેવાદાસજી. સૈયદપુરા સુરત.

**મરડાની ગોળી.** હીંગ તોલો ૧. કાથો તો ૧. અફીણ તો ૧ તુળશીના પાંતરાં લીલાં તો ૧. એ ચારેને ઘુંટી મગ જેવડી ગોળી વાળી. મરડાવાળાને પ્રથમ દુધ ગરમ કરીને તેમાં દીવેલ નાંખીને જુલાબ આપવો. પછી બીજે દિવસે બબ્બે ગોળી દિવસમાં બે વાર પાણી સાથે આપી, છાશ ભાત ખવડાવવા. ૩ દિવસમાં મરડો બંધ થશે.

## વૈદ્ય મણીલાલ ગણુપતિશંકર ભટ. કેળાપીઠ સુરત.

જાયફળ, ટંકણ, ગંધક, જીરૂ, અફીણ એ સરખે વજને લઇ, વાટી બારીક ચૂર્ણ કરી, એક સારા મોટા દાડેમનાં બીજ ચુરણનાં વજને મેળવી, ખલ કરવો. જ્યારે ઘુંટાઇને લોચો થાય ત્યારે તે બીજા દાડેમમાં ભરી તેના ઉપર ઘઉંની કણેકનો લેપ કરી, બશેર છાણામાં પુટપાક કરવો. ભઠ્ઠી ઠંડી પડયા પછી તેમાંનો માવો કાઢી મગના દાણા જેવડી ગોળીઓ બનાવી તેમાંની ગોળી ગંગાધર ચૂર્ણ સાથે દરરોજ ૩ વખત ત્રણ ત્રણ ગોળી આપવી. સંગ્રહણીના ઝાડા મટી જશે.

## વૈદનું નામ લખ્યું નથી

૧. હીમજ, અમથુ જીરૂ ( ઇસબગુલ ) વરીઆળી, એ ત્રણે સમાન ભાગે લઇ માટીની ઠીબમાં સેકી ચૂરણ કરવું તેમાંથી ૪થી૮ વાલ દરેક વખતે પાણી સાથે આપવાથી ઝાડો તથા મરડો મટે છે.

૨. સુંઠનું બારીક ચૂર્ણ તોલો ૧, ઘી તો ૨. ઘીને ખૂબ ગરમ કરી તેમાં ધુમાડા નીકળા માડે ત્યારે તેમાં સુંઠનું ચૂર્ણ નાંખી હલાવી જરા રાતો રંગ પકડે ત્યારે ઉતરી તે વાસણ જેમનું તેમ રહેવા દેવું ઠંડું થાય કે ઉપરથી ઘી નીતારી રોગીને પાવું. જેથી ઝાડા કે મરડામાં પવન બંધ થવાથી પેટમાં ન સહન થઇ શકે તેવી આંટી આવે છે. તે તુરતજ મટી જાય છે.

### વૈદ્ય પુરૂશોત્તમ બેચરભાઇ યાજ્ઞિક મુ. કાલોલ જી. પંચમહાલ

અફીણ ૧ પાવલીભાર, ઉંચી જાતનો લોબાન કોડીયો ૨ ાાા ભાર અને શાકર તો. ાાા એને વાટી બારીક કરી થોડું પાણી કરી ખુબ ઘુંટી, તેની મગના દાણા પ્રમાણે ગોળીઓ બનાવી છાંયામાં સુકવવી. આ ગોળીથી ગમે તેવો સખત મરડો તથા તેની ચુંક, અમળાટ વગેરે ફકત એકજ દિવસમાં મટે છે. દિવસમાં ૩ વાર એકેક ગોળી પાણી સાથે આપવી. બચ્ચાંને ાા ગોળી આપવી. ઘણા રોગી સારા થયા છે.

### વૈદ્ય ચુનીલાલ જેકીશનદાસ ચટપટ અંબાજીરોડ સુરત.

હીંગ માસો ૧, રૂમીમસ્તકી માસો ૧, ગુગળ માસો ૧, અફીણ રત્તી ૪, ખારેક નંગ ૨. પ્રથમ ખારેકને દુધમાં ભીંજાવી ફુલી જાય ત્યારે તેમાંથી ઠળીયો કાઢી નાંખી, ઉપલી તમામ દવાને બા-

ટીક વાટી ખારેકમાં ભરવી. બાદ ખારેક ઉપર જરા સુતર લપેટી તેના ઉપર ઘઉંના લોટનું પડ ચઢાવી ગોળો વાળવો. તે ગોળાને ભરસાળમાં બાફી લોટનું પડ કાઢી નાંખી, ખારેક અને દવાને ભેગાં વાટી ચણા જેવડી ગોળી કરવી. તેમાંથી મરડાવાળાને ૧ થી ૨ ગોળી સવારે દહીંના મઠા સાથે ને સાંજે વરીઆળીના અર્ક સાથે આપવી. અને સંગ્રહણીવાળાને સવારે મઠા સાથે ગોળી આપ્યા બાદ એક કલાક પછી ૧ થી ૨ તોલા માખણ ખવાડવું ને સાંજે તો વરીઆળીના અર્ક સાથેજ આપવી. આ ગોળીથી મરડો તથા સંગ્રહણી વગેરે ઝાડાના રોગો જેને કોઇ દવાથી ફાયદો નથી થતો તેને ઇશ્વર કૃપાથી ફાયદો થાય છે.

**પ્રભાશંકર ભ. ભટ્ટ. મુ. ભાવનગર કણબીવાડ.**

ગળોસત્વ વાલ ૧, ગુંદર વાલ ૨, મોરથુથુ રત્તી ૧, એકત્ર કરી ૬ ગોળી બનાવી ત્રણ ત્રણ કલાકે અકકેક ગોળી આપવાથી લાંબા વખતનો મરડો અને રક્તાતિસાર, આમાતિસાર સારા થયાનું અનુભવેલ છે.

**વૈદ્ય છગનલાલ લલ્લુભાઈ ઠસીનામાવાળા મુ. ડભોઈ [વડોદરા]**

ડુંટીએ થોરનું દુધ ભરવાથી મરડો અને સંગ્રહણી અટકે છે. ફોલ્લા ઉઠે તો ઘી ચોપડવું.

**વૈદ્ય છગનલાલ આત્મારામ બાંચીશેરી—સુરત.**

ચુર્ણ:—સુવા તોલો ૧, મેથી તો. ૧, પીપર તો. ૧, પીપળીમૂળ તો. ૧. અકલગરો તો. ૧. અજમો તો. ૧. અજમોદ તો. ૧. સુંઠ

તો. ૧. કોલમ તો. ૧. મરી તો. ૧. સડકચુરો તો. ૧. સેકેલી હીંગ તો. ૦ાા. ફુલાવેલો હીંગડો તો. ૦ાા લવેંગ તો. ૦ાા તજ તો. ૦ાા વાયવડંગ તો. ૦ાા સર્વને ખાંડી વસ્ત્રગાળ ચૂર્ણ કરી, આમાંથી દિવસમાં ૩ વખત પાવલી પાવલીભાર, પાણી સાથે ફકાડવું. સંગ્રહણી, સુવારોગ મટે છે.

**વૈદ્ય આણંદજી એન્ડ પીતાંમ્બર રાજગોર મુ. ઉના કાઠીયાવાડ**

સંગ્રહણી માટે પંચામૃત પર્પટી સવાર સાંજ એકેક વાલ અને લાહી ચૂર્ણ બબ્બે આનીભાર, ગાયના દહીંમાં અથવા જાડી છાશમાં આપીને સારું થતાં સુધી દર્દીને ભોજનમાં છાશ ઉપર રાખીએ છીએ.

**વૈદ્ય નંદરામ પ્રાગજી વકીલ મુ. નાગેશ્રી પોરટ જાફરાબાદ.**

**અમૃતપ્રાસનઃ**—સુંઠ, પીપર, હળદ, આંબાહળદર, મોથ ચીતરો સમભાગે અને તેનાથી ૪ ગણાં ત્રિફળાં લઇ વાટીને ચટણી બનાવવી. તેમાં શુદ્ધ ભીલાંમા નંગ ૧૦૦) કાળી અતિવિષ, ત્રિફળાં, વાવડીંગ, સિંધવ, ચીતરો સુંઠ, પીપર, તજ, તમાલપત્ર, એલચી એટલાનું ચૂર્ણ કરી, સર્વને એકત્ર કરી તેમાં ઘી તથા ગોળ માફકસર નાંખી એકેક તોલાના લાડુ કરવા. રોગીની શકિત પ્રમાણે આપવાથી અર્સ, ગૃહણી ભગંદર, અરૂચિ, વાયુ, ગુલ્મ, પ્રમેહ, શળ, કૃમિને ટાળે છે. અને પાન્ડુ માટે તો ખાસ રસાયનરૂપ છે. કોઢમાં પણ ઠીક ફાયદો કરેછે.

૨. સુંઠ, અતીવિષ, મોથ, કાળી પહાડ, બીલીનો ગર્ભ, રસવંતી, કડાછાલ, ઇંદ્રજવ, કડુ, ધાવડીના ફુલ; સમભાગે લઇ ચુરણ કરી પિત્તથી થયલી ગ્રહણી, રકતાર્શ, પ્રવાહિકા, અતિસાર, દરેક જગ્યાપરથી પડતું લોહી ઇત્યાદિ ઉપર મધ અને ચોખાના પાણી

સાથે આપવું. એનાથી તત્કાળ ફાયદો થાય છે. પણ ગૃહણીવાળાને અન્નતો આપવુંજ નહિ.

**વૈદ્ય બાલાશંકર પ્રભાશંકર મુ. નાંદોદ. (રાજપીપળા સ્ટેષ્ટ).**

૧. અફીણ તો, ૦।। ભાંગ તો. ૧ પોસદોડા તો. ૫ મેથી તો. ૫ સુવા તો. ૫ રાઇ તો. ૫. એ પાંચ રકમને ઘીમાં સેકી ફાકી કરી ૦।। રૂપિયાભાર પાણી સાથે ફાકે તો ઝાડા મરડો, મટે છે. ગમે તેવો સુવાવડી સ્ત્રીનો ઝાડાનો રોગ પણ જરૂર મટે છે.

૨. સુંઠ તોલો ૦।। શાકર તો. ૦।। જાયફળ રૂ૦)ꠑ ભાર સુંઠને પાણીમાં ઘસવી. શાકરને ઝીણી વાટવી. જાયફળ તેમાં વાટવું અને તેને વાડકીમાં ગરમ કરવું. ઠંડું પડેથી પાવું. તેથી ઝાડો બંધ થાય ને પેટમાંથી દુખાવો મટી જાય. મરડો મટે.

**વૈદ નંદરામ પ્રાગજી વકીલ મુ. નાગેશ્રી. પોસ્ટ જાફરાબાદ**

**ગ્રહણી ગંજન ગુટિકા.** શુદ્ધ રસ કપુર, લવીંગ, તામ્ર ભસ્મ, લોહ ભસ્મ, અભ્રખ ભસ્મ, ગંધક, સાકર, કેશર, સુખડ; સમ ભાગે ચુર્ણ કરી ધંતુરાના રસમાં વાટી, મગ જેવડી ગોળી કરવી. એ ગોળી ૪ તથા દાડીમાદિ ગુટિકા ૧, બંને વાટી આદાના રસમાં મધ મેળવી સાંજ સવાર આપવી. અને કેવળ છાશજ પાયાં કરવી. દાડેમ વગેરે ફળો ખાવાની છુટ છે. એનાથી ભયંકર સંગ્રહણી મટે છે.

**વૈદ કચરાલાલ જેઠાલાલ ગાંધી. મુ. પાટણ ( ગુજરાત )**

શરૂઆતમાં થનાર મરડાને હીમજ ઝીણી ખાંડી કપડછણ કરી તેમાંથી રૂ ૦। ભાર, મધ સાથે ચટાડવી. એ પ્રમાણે ૩ દિવસ કરવાથી મરડો મટી જશે. પહેલે દિવસે ઝાડો વધારે થાય તો

ગભરાવું નહિ. દરદીને દહીં, છાસ, અને ચોખા ખાવા આપવા. અથવા બાજરીનો રોટલો ખાવા આપવો.

**વૈદ્ય કેશવરામ હરિશંકર ભટ્ટ. મુ. કાપોદરા તા. અંકલેશ્વર (ભરૂચ)**

પાકાં કોઠાનો ભુકો ૮, શાકર ૬, અજમોદ ૩, પીપર ૩, બીલીનો ગર્ભ ૩, ધાવડીનાં ફુલ ૩, દાડમનાં છોડાં ૩, ડાંસરા ૩, સંચળ ૧, નાગકેશર ૧, ધાણા ૧, તજ ૧, તમાલ પત્ર ૧, મરી ૧, અજમો ૧, ગંઠોડા ૧, નેતરની ગાંઠો ૧ને એલચી ૧ ભાગ લઇ સર્વને બારીક વાટી ૧ પૈસા ભાર ચૂર્ણ, ગાયની છાશમાં ભેળીને સવાર સાંજ પાવાથી સંગ્રહણી અને ઝાડાના રોગ મટી જાય છે, એવો અમારો ખાસ અનુભવ છે.

**વૈદ્ય રવિકાન્ત અને શાંન્તિકાન્ત ઉદાણી મુ૦ બાલંભા ( કાઠીઆવાડ )**

૧. કર્પુરા સવ. (ભૈષજ્ય રત્નાવળી) ઉત્તમ દારૂ ૮૦૦) તોલા, બરાશ ૬૪ તોલા, નાની એલચી, મોથ, સુંઠ, અજમો, બીલાં, એ આઠ આઠ તોલા, પ્રથમ રીઢા માટીના વાસણમાં દારૂ નાખી, તેમાં બરાશ વાટી મેળવવો, ત્યાર બાદ એલચી વગેરેને બારીક વાટી તેમાં મેળવી માટીથી મોઢું ખુબ બંધ કરી એક માસ રાખી મુકવું ત્યાર બાદ ગાળી શીશીમાં ભરી રાખવું માત્રા તોલો અડધાથી દોઢ પાણી સાથે લેવાથી કોલેરા, અતિસાર, અગ્નિમંદ મટે છે.

૨. કર્પુરાસવ (અમારી બનાવટ) રેકટી ફાઇડ સ્પીરીટ શેર ૧ બરાસ તોલા ૮, એલચી, સુંઠ, અજમો, મોથ, બીલાં, એક

એક તોલો પ્રથમ એક સ્ટોપર બાટલીમાં સ્પીરીટ નાંખી બરાસના કટકા કરી હલાવવાથી ઓગળી જશે ત્યાર બાદ તેમાં એલચીવાળું ચુરણ નાંખી બાટલી બંધ કરી દીવસ શાત સુધી રાખવું (દરરોજ હલાવવું) ત્યાર બાદ ગાળી શીશીમાં ભરવું. માત્રા ટીપાં ૧૫ દીવસમાં બેથાત્રણ વખત પાણી સાથે વાપરવાથી અતિસાર ઉલટી અજીર્ણમાં ટીપાં ૧૫ દર ત્રણ કલાકે પાણી સાથે ઉલટી હોય તો એલચી મોટી બેઆની ભાર બારીક વાટી પાણી રૂ ૧) ભારમાં બે કલાક પલાળી તે પાણી સાથે આપવો લોહીનો ઝાડો પરૂ હોય તો ટીપાં ૧૫ દીવસમાં ત્રણ વખત કુટજા-દીકષાય સાથે આપવો. સાદો ઝાડો, પેટમાં ખળભળાટ, પેઢુમાં દુખાવો હોય તો ટીપાં ૧૫ કેશરાદી ગોળી સાથે આપવો કોલેરામાં ટીપાં ૧૫ બબે કલાકે રોગની સ્થિતિ પ્રમાણે આપવો. કરપુરાસવની હમારી બનાવટ ઉપરના રોગમાં ઘણો સારો ફાયદો કરે છે. હમે છુટથી ઉપયોગ કરીએ છીએ. ઉલટી, અતિસાર, કોલેરા, દરિયાઇ મુસાફરીથી થતા રોગ સીતાંગ વગેરે રોગમાં આબાદ કામ કરે છે.

**૩ કેશરાદિ ગોળી**—(હમારી બનાવટ) કેશર, જાયફળ, એલચી, સુંઠ, લવીંગ, અફીણ, હીંગળોક સરખા ભાગે લઇ બારીક વાટી અફીણ છોડવા પોસડોડા તોલા સાડાત્રણનો અષ્ટાવસેશ ક્વાથ કરી તેની સાથે વાટી રતી એકની ગોળી વાળવી ગોળી ૧ દીવસમાં બેથી ત્રણ વખત ચોખાના ધોવણમાં આપવાથી અતિસાર મરડો, પેટનો દુખાવો પેટમા ડાબી બાજુએ ખાધા પછી તથા ઝાડા થતા પહેલા થતો ખળભળાટ તથા પ્રવાહીકા મટે છે.

૪ કુટજાદીકશાય ( પ્રવાહી સત્વ હમારી બનાવટ ) આંબા ગોટી, ઇંદ્રજવ, કડાછાલ, દાડેમની છાલ, ધાવણી, બીલાં, ભાંગ, માયાં, મોચરશ, રાળ, લોધર, વાળો, ખસખસ, સર્વે એક એક તોલો લઇ બારીક ખાંડી પાણી શેર ૩ા નાંખી રાતે પલાળી સવારે ઉકાળવું ચોથા ભાગનું બાકી રહે ત્યારે ગાળી લેવું. તેને બીજા વાસણમાં નાંખી ઉકાળવું. બળતાં ચોથો ભાગ શેષ રહે ત્યારે ઉતારી તેમાં તેટલુંજ મધ મેળવી શીશીમાં રાખવું. માત્રા તોલા ૦। થી ૧ દીવસમાં બેથી ત્રણ વખત પાણી અગર ચોખાના ધોવણ સાથે આપવાથી અતિસાર, લોહી, જલસ, આમ, પ્રવાહીકા વગેરે પર ઘણું સારૂં કામ કરે છે. અફીણની બનાવટ અનુકુળ નહીં હોય ત્યાં એકલો આ કશાય આપી શકાય છે. બાળકને થતી ગ્રહણી ઉપર ઘણું સારૂં કામ કરે છે. જ્વરાંતીસાર ઉપર અપાય છે.

૫ મરીચ ચુર્ણ—(હમારી બનાવટ) મરચાં રાતાં બી કાઢીને શેર, પા તાવડીમાં બાળવાં, સાવ બળી નહિ જાય તે ધ્યાનમાં રાખવું. બારીક વાટી વાલ ૪ દીવસમાં બેથી ત્રણ વખત દહીં તોલા ૧૦ સાથે આપવાથી ત્રણ દીવસમાં લોહીનો ઝાડો તથા પરૂ મટે છે. ખોરાકમાં વધારેલા ચોખાને દહીં ખાવું. આમ સિવાય લોહી તથા પરૂ પડે છે તેપર ઘણું સારૂ કામ કરે છે. તાવ હોય તો આ ચુર્ણ આપવું નહીં એનાથી નહીં મટે તો સાથે કેસરાદીવટી તથા અજાજ્યાદી ચુરણ આપી શકાય છે.

૬ અજાજ્યાદી ચુરણ—( રત્નાવળી ) ૭૩ રૂ ૦ાા અર્કમુળની છાલ તો ૧, જવખાર તો ૦। અફીણ તો ૦। મોથ તો ૦ાા બારીક

વાટી ચુરણ કરવું રતી બે બે ત્રણ વખત ચોખાના ધોવણ સાથે આપવાથી ગ્રહણી અતિસાર રક્તાતિસાર તથા મરડો મટે છે.

**વૈદ્ય ડાહ્યાભાઈ બાજીભાઈ મુ. શાયણ બી. બી. રેલવે.**

સંખ ભસ્મવાલ ૧ સીંધવ વાલ ૧ સાંજ સવાર મધમાં ચાટવાથી સંગ્રહણી મટે છે. પથ્યમાં મોળી છાસ આપવી. રાલને વાટી ગોળમાં ચણીબોર જેવડી ગોળી વાળી સવાર સાંજ એક એક ગોળી પાણી સાથે ખાવાથી સંગ્રહણી મટે છે.

**વૈદ્ય મનસુખલાલ લલ્લુભાઈ જાની નાગરફલીયા–સુરત.**

૧. અષ્ટકાદિ ગુટીકાઃ—અફીણ, જાયફળ, ખારેક, ખારેકનો ઠલીઓ કાઢી તેમાં વટાણા જેટલું અફીણ તથા બે વાલ જાયફળ ભરી ઘઉના લોટનો આજુબાજુ લેપ કરી ભરશાડમાં પકાવી, લેપ ઉખેડી ખરલમાં ખલી વટાણા જેવડી ગોળાઓ વાળી, એકથી પાંચ વરસનાને ૦। ગોળી, પાંચથી દશ વરસનાને ૦॥ પછી મોટી ઉમરના માટે એક ગોળી, ચાહ, પાણી, દહીં, મલાઇ પૈકી કોઇપણ અનુપાન સાથે લેવાથી મરડો, અતિસાર, સંગ્રહણીને મટાડે છે, પરેજીની જરૂર નથી. રોગની પરેજી કરાવવી.

**વૈદ્ય રૂઘનાથસીંગ ગયાદીન સુરત.**

૧. સંગ્રહણી કપાટવટીઃ—ખેરશાલ, જાવંતરી, ખોરાસાની અજમો ખડી, બીલીનો ગર, મોચરશ, અફીણ, મરડાશીંગ, કાયફળ, હીંગલોક, પોસ્તડોડા, ભાંગ, જાયફળ એ સમભાગે લઇ વાટી વસ્ત્રગાળ કરી ખાટા દાડેમનાં રસમાં એક દીવશ ખલીને ચણા જેવડી

ગોળીઓ વાળવી. અતિસાર તથા સંગ્રહણીવાલાને છાશ સાથે દીવસમાં ત્રણ વખત ગોળી એકથી બે દર વખતે આપવી.

૨. જાતિ ફલાદિ ગુટિકા:—જાયફળ, અફીણ ખારેકનો ભુકો એને પાણી સાથે એક દીવસ ખલ કરી રતીપુરની ગોળી વાળી અતિસારવાલાને ગોળી દીવશમાં ચ્યારવાર છાશ કે દહીના મઠા સાથે એક એક આપવાથી ફાયદો કરે છે.

## વૈદ્ય હેવજી આંસુ મુ. કોડાય.

૧ જાંબુ અવલેહ:—જાંબુનાં પાકા ફળ લઇ સાફ કરી તેનો રસ કહાડી વસ્ત્રથી ગાળી રસથી ચોગણી શાકર નાખી પાક કરવો. તેની માત્રા તોલો ૧, મલાઇ માખણ, દુધ, ઘીઈ, માંથી કોઇપણ અનુપાન સાથે આપવાથી સંગ્રહણી, ગળાનો સોજો, ઇદ્રલુપ્ત, પ્રદર, રક્તસ્વેત પ્રમેહ, કડકી જીર્ણજ્વર શાકરીઓ પ્રમેહ મુદતીઓ તાવ અશક્તિ વગેરે એનાથી મટી જાય છે. શક્તિ આવે છે. આ અવલેહ પથ્ય ખોરાક સાથે ઘણા લાંબા દીવસ સેવન કરવાથી ઉપર લખેલા રોગો મટે છે.

## વૈદ્ય મગનલાલ વિજભુખણદાશ ડાકટર સોનીફળીયા—સુરત.

૧ મરડો. ત્રણ કળા મોટા લશણના, એલચી તો. ૧ જાયફળ નંગ ૧ અફીણ બે આનીભાર હીંગ છ આનીભાર ધાડવાનું ચોખ્ખું ઘી અધોળ લઇ પ્રથમ ઘી ગરમ કરી લશણની કળી છોલીને નાખવી ત્રણ મીનીટ રહી એલચી નાખવી ૪ મીનીટ રહીને જાયફળ તથા અફીણ નાખવું પાંચ મીનીટ રહીને હીંગ નાખવી પછી બે મીનીટ રાખી ઉતારી લેવું. પછી નીતરતુ ઘીઙ કહાડી લઈ મથાલો વાટવો અને પાછું તેજ ઘીઙ મેળવી

ને ઘુંટવું. એમાંથી મોટા માણસને ચણા પુર આપવાથી મરડો મટે છે. તેજ પ્રમાણે બળ જોઇ નાના બાળકને પણ આપી શકાય છે.

**વૈદ્ય (નહિ વંચાય એવી અંગ્રેજી ટુંકી સહી કરનાર—**

**ઠેકાણા વગરના.)**

સંચળ તોલો ૧. અફીણ તો. ૧. ઉંચી હીંગ તો. ૧. લશણ છોલેલું તો. ૧. સુંઠનો વસ્ત્રગાળ ભુકો તો ૪. બધાં ઔષધોને સાથે વાટી કાગદી લીંબુના રસમાં ખૂબ ઘુંટી એકેક વાલની ગોળી કરી, એકેક ગોળી સવાર સાંજ ગાયના દહી અથવા છાસ, અથવા પાણી સાથે આપવાથી જુના કે નવા ઝાડા, દોષ જન્ય અતિસાર, અજીર્ણ અતિસાર, આમાતિસાર, રક્તાતિસાર, મરડો. વાયુ કે કૃમિના ઝાડા અને અસાધ્ય ઠરેલી સંગ્રહણી ઉપર કદી નિષ્ફળ ન નીવડે એવો અને પંચામૃત પર્પટી તથા ગ્રહણી કપાટરસ જે રોગી ઉપર નિષ્ફળ નિવડેલા તેવા ઘણા રોગી આ ગોળીથી સારા થયા છે. પરેજીમાં ધઉંનો ખોરાક, વાસી અન્ન, ખીચડી અને મૈથુનનો ત્યાગ કરવો

**વૈદ્ય રાઘવજી માધવજી મુ. ગોંડલ**

૧. હરડે, સુંઠ, મોથ, ગોળ; એની ગોળી આપવાથી મરડો આમવાયુ મટી દસ્ત સાફ આવે છે.

૨. ચીત્રક, નાગકેશર, કાળાંગરી, પીપળીમૂળ, દેવદર, અતિવિષ, હીમજ, તજ, સુવા, ધાણા, સિંધવ; એને વાટી વસ્ત્રગાળ કરી ૫ તોલો. સાંજ સવાર છાસ સાથે ફાકવાથી ઝાડામાં પડતા આમને અટકાવી આમ સંગ્રહણી મટાડે છે.

વૈદ ઉમીયાશંકર બાપુભાઈ મહેતા વીરમગામ (ગુજરાત)

અતિવિષનું ચૂર્ણ વાલ ૧. શંખ ભસ્મ વાલ ૦ા દહીમાં શાકર મેળવી, ઉપરની પડીકી દિવસમાં ૩ વાર આપવાથી ઝાડાના સખ્ત વેગમાં એકદમ ફાયદો આપે છે. દિવસમાં પચ્ચીસ અગર તેથી વધુ થતા ઝાડાના વેગને એકદમ અટકાવવામાં સારૂં કામ કરે છે, તેમજ મરડાને પણ મટાડે છે.

માસ્તર નરભેરામ હરજીવન મુ. નવાગામ તા. માતર.

શુદ્ધ ઝેરકોચલાનું ચૂર્ણ ૨ રતીભાર, લોહભસ્મ વાલ ૧. નાગરમોથ વાલ ૪. મેળવી પાણી સાથે સવાર સાંજ ફકાડવાથી સંગ્રહણી મટે છે.

વૈદ્ય અંબારામ શંકરજી પંડયા. મુ. વાગડ, વાયા રાણપુર સ્ટેશન

૧. શુદ્ધ પારદ, ગંધક, વછનાગ, સુંઠ, મરી, પીપર, ફુલાવેલો ટંકણ, લોહભસ્મ, ખોડીઅજમોદ, અફીણ એ એકેક તોલો અબરખ ભસ્મ તોલા ૧૦. તમામને મેળવી ચિત્રકના કાઢામાં ૩ કલાક ઘુંટી, મરી જેવડી ગોળી કરી, દિવસમાં ૪ થી ૬ ગોળી આપવાથી સંગ્રહણી તથા અજીર્ણ અવશ્ય મટે છે.

૨. પારો, ગંધક, કોડીભસ્મ, સુંઠ મરી, પીપર, ફુલવેલો ટંકણખાર એ સર્વ સમભાગે લઇ લીંબુના રસમાં ચીનીબોર જેવડી ગોળી વાળી મરી તથા મધ સાથે ચાટવાથી સંગ્રહણી મટે છે.

૩. લાહી ચુર્ણઃ—તજ, એલચી, તમાલપત્ર, સુંઠ, મરી, પીપર, હરડાં બેડાં, આમલાં, પારો (હીંગલોકમાંથી કાઢેલો) ગંધક, અજમોદ, વરીઆળી, વાવડીંગ, ધાણા, હળદર, બીલી, ચીત્રાછાલ, જીરૂ, લવેંગ,

ગજપીપર, મરેઠી, પંચલવણુ, (સિંધવ, સંચળ, બીડલવણુ, બંગડીખાર ઔદ્રું) કાચકાના ગોળા, હીંગ, મોચરસ, સાજીખાર, જવખાર; એ સર્વથી ચોથે ભાગે ભાંગ લેવી. તે સર્વે ખાંડી ચૂર્ણ કરવું. તેમાંથી બેઆનાની ભારથી પાવલી ભાર સુધી, છાશ સાથે આપવાથી સંગ્રહણી મટે છે.

**વૈદ્ય પ્રાણુલાલ દોલતરામ મુ૦ કપડવણુજ**

પંચામૃત પર્પટીરસ ( ભૈષજ્ય રત્નાવળી ) તથા તે સાથે કોઇ પણ દીપન પાચન ચુર્ણનો ઉપયોગ કરવો. ખોરાકમાં ફક્ત છાશ આપવી. પિત્ત પ્રાધાન્ય પ્રકૃતિવાળાને રસપર્પટી (ભાવપ્રકાશ) અગર સુવર્ણ પર્પટીરસનો ઉપયોગ કરવો. ખોરાકમાં દુધ ભાત આપવા.

**વૈદ્ય શ્યામચંદ ગોવર્ધનરામ મુ૦ ખાખરેચી હળવદ થઇ,**

સુંઠને ઘીમાં સેકી રાતી થયે કાઢી લઇ તેના વજન જેટલી સાકર મેળવી ચૂર્ણ કરવું તે ચૂર્ણ ઉમરના પ્રમાણમાં આપવાથી મરડો અને આમથી થયેલી વિક્રીયાઓનો ચમત્કારીક રીતે નાશ થાય છે.

**વનોષધશાસ્ત્રી—મહારાજશ્રી મહાવિરદાસજી જાનકીદાસજી મુ૦ ધોળકા.**

**રેચ બંધ કરવાનો ઉપાયઃ**—કડાયો ગુંદર તોલો ૦। વાટી પાશેર દહીંમાં થોડા કલાક પલાળી તેમાં ત્રણ તોલા સાકર મેળવી ખાવાથી ગમે તેવો ભયંકર રેચ હશે તોપણુ બંધ થશે. આ ઉપરાંત અતિશય રેચ લાગ્યાને પરીણામે થયેલી આંતરડાની હરકતો પણુ મટશે આ ઉપાય નેપાળાના સખત જુલાબથી થયેલી હરકતોને મટાડવા અતિ ઉપયોગી છે. કડાયા ગુંદરને બદલે ઓથમીજીરાનો પ્રયોગ કરવાથી પણ ફાયદો થાય છે.

# અર્સના ઉપાય.

**વૈદ્ય ધીરજરામ હરપતરામ ગુજ્જર ફળીયા–સુરત.**

૧. ગરમાળાનાં પાંતરાં નંગ ૫) તથા કાળા મરીના દાણા નંગ ૭) એ બેને પાણીમાં ઝીણું વાટી શાકર નાંખી દિવસમાં બે વાર પાવાથી થોડા દિવસમાં સઘળી જાતના હરસ મટે છે.

૨. લેપ. લીબોળી તો. ૧. રસવંતી તો ૧. સોનાગેરૂ તો ૧. કપુર તો. ૧. એને ઝીણું વાટી પાણી સાથે મેળવી, હરસ ઉપર ચોપડવો. અથવા આ ચારે વસ્તુને દીવેલમાં વાટી મલમ જેવી બનાવી ચોપડવી, જેથી હરસ બેસી જાય છે.

૩. લેપ. વરકી હડતાલ તોલો ૧. સફેદ કાથો તો ૧. ઝીણું વાટી સોપાણીએ ધોયલા ઘીમાં મેળવી ચોપડવો. તેમજ હડતાલને દીવેલમાં મેળવી ચોપડવાથી પણ હરસ મટે છે.

**વૈદ્ય બાળકૃષ્ણ રત્નેશ્વર કંસારા શેરી સુરત.**

૧. મરી, પીપર, ઉપલેટ, કુલીંજન, સીંધવ, જીરૂ, સુંઠ, ગોડાવજ, હીંગ, વાયવડંગ, હીમજીહરડે, ચીત્રા, અજમો એ સર્વે બારીક વાટી ગોળમાં ગોળી બોર પ્રમાણે વાળી ગરમ પાણી સાથે દીવસમાં ત્રણ વખત એક એક ગોળી આપવાથી વાયુનાં હરસ નરમ પડી જાય છે,

૨ ગળોસત્વ તોલા ૫, રાતુ નાગકેશર તોલા ૫, ટાટનાં કોથળાની રાખ તોલા ૫, એનું વસ્ત્રગાળ ચુરણ કરી બબે આની ભાર દીવસમાં બે વાર માખણ તથા સાકર સાથે આપવાથી ત્રણ

દીવસમાં લોહી પડતું બંધ થાય છે. જરૂર જણાય તો વધારે દીવસ આપવું.

૩. ઈંદ્રજવનો ક્વાથ કરી મધ નાંખી દીવસમાં બેવાર આપવો. અને ઉપર મગની દાલને ભાત ખવાડવો જેથી પિત્તના અરસ નરમ પડી જાય છે.

૪. કાલીજીરી તોલા ૫) લઇ અડધી સેકવી અડધી કાચી રાખીને તેનું ચુરણ કરી તેના ત્રણ ભાગ કરી ત્રણ દીવસ સુધી ચોખાના ધોવણ સાથે આપવાથી પિત્તના અર્સની શાંતિ થાય છે.

૫. ઈંદ્રજવ, અતિવિષ. અને રસવંતી સરખે ભાગે લઇ ચુરણ કરી મધમાં કાલવી ચોખાનાં ધોવણ સાથે ત્રણ દીવસ તોલો તોલો આપવાથી અજાયબ ચમત્કાર બતાવે છે,

૬. મલમ. અફીણ વાલ ૨, કપુર તોલો ૦॥ માખણ તોલા ૪ મેળવી ચોપડવાથી હરસના મસા ચીમલાઇ જાય છે. એટલે ગુદાનું દરદ નરમ પડી જાય છે.

૭ લીબડાની સુકી લીંબોલી તોલે ૧ લઇ ચાર તોલા તેલમાં તળીને બાળી સુકવી તેમાં બે રત્તી મોરથુથુ મેળવી પછી તેમાંજ વાટી હરશ ઉપર ચોપડવાથી હરસ નરમ પડે છે.

૮ જાયફળ તોલો ૦૧ અફીણ વાલ ૨. કપુર બેઆનીભાર એને તલના તેલમાં ઘુંટી મલમ જેવું કરી મશા ઉપર ચોપડવાથી મશા ખરી પડે છે.

૯ કડવી તુમડીના બીજને ખાટી છાશમાં વાટી મશા ઉપર જાડો લેપ લગાડવાથી મશા ફુટી જઇ દરદ નરમ પડી જાય છે.

૧૦ કડવા તુરીયાંનાં બી નંગ ૩ પાણીમાં ઘસી ચોપડવાથી મશા નરમ પડી જાય છે.

૧૧ પીપર, મરી, સુંઠ, ચીત્રો અને સુરણ પાંચ પાંચ તોલા તથા ગોળ વીશ તોલા મેળવી દરરોજ એક એક તોલો ખાય તો એક માસમાં હરસ મટે છે.

**વૈદ્ય અંબારામ શંકરજી પંડયા મુ. વાગડ વાયા રાણપુર સ્ટેશન**

૧. કુકડવેલના ફળને ખાંડી, પાણીમાં મેળવી, ઝાડે જતી વખતે તે પાણી લઇને ગુદા ધોવી તો હરસ મટી જાય છે.

૨. સોમલને પાણી સાથે ઘસવો ને તે ઘસારા ઉપર રેવંચીનું લાકડું ઘસવું. તેનાં ટપકાં હરસ ઉપર કરવાં. હરસ સિવાય બીજે સ્થાને લાગે નહિ તેની સંભાળ રાખવી. દિવસમાં બે વખત ટપકાં કરવાથી હરસ કુલશે ને ૩ કે ચાર દિવસમાં પાણી ઝરવા માંડશે અને હરસ ઘરવા માંડશે. એટલે પછી પીંપર, પીપળો, વડ, ઉંબરો ને પારસ પીપળો એ પાંચ વૃક્ષની છાલ સમભાગે શેર બે લાવી, ૧૦ શેર પાણીમાં ઉકાળી, તે પાણીએ સહેવાતું સહેવાતું ધોવું. ધોયા પછી ડુંગળી શેર ૦ા લાવી સુધારી ઘી શેર ૦ામાં નાંખી. તેમાં મીઠાં વગરની હળધર રૂ ૨) ભાર નાંખી, ગરમ કરી. એક દાતણે લુગડાંનો નાનો કટકા બાંધી તેના ઉપર સહેવાતો સહેવાતો સેક કરવો. એટલે ઘીમાં બોળતા જવું અને સેકતા જવું. તેથી કળતર બંધ થઇ હરસ નીકળી પડશે ને ખાડા પણ પુરાઇ જશે. પછી દુધની તર દુધ સાથેજ તે ખાડા ઉપર ઠંડક માટે મુકવી. જરૂર પડે તો એરંડીઉં પણ સુકાય છે. અને તેથી હરસ મટી જાય છે.

૨. ચમાર દુધેલીના પાન પાણીમાં બાફી. વાટીને ગાયની છાશમાં પાંચ રૂપિયાભાર પાવાં. ઉપર ચોખાની રાબ ગાયની છાશમાં પાવી. ૭ દિવસ પાવાથી લોહી પડતું બંધ થાય છે.

૩. ભોંયપાંતરી (ગભઝીભી) નો રસ હંમેશાં દુધમાં પીવાથી હરસનું લોહી બંધ પડે છે.

## વૈદ્ય ગીરજાશંકર આશારામ ત્રિવેદી મુ. ઝરીઆ પોસ્ટ ઝરીઆ.

પતાસાં રૂ ૫ ) ભાર, લીંબોડીના ઠળીયા રૂ ૫ ) ભાર; એ બંને ચીજોને બારીક વાટી એક તાંબાનાં લોટાને તળીએ ઝીણું છિદ્ર કરી, તે લોટામાં ઉપરોક્ત કલ્ક નાંખી, લોટાનું મોં ખૂબ બંધ કરવું. ત્યાર બાદ જમીનમાં એક પ્યાલું રહે તેટલો ખાડો કરી, પ્યાલું તેમાં મુકી, તે પર લોટો બરાબર ગોઠવાઇ રહે તેમ મુકી આસરે ૧૫૦ છાણા મુકી ભઠ્ઠી સળગાવવી. એમ કરવાથી નીચેના પ્યાલામાં અર્ક પડશે તે અર્કનાં ૩ ટીપાં સાકર ઘીના સીરા સાથે સવારમાં ખાવાથી હરસની વ્યાધિ મટી જાય છે. આ પ્રયોગથી સેંકડે ૫૦ ટકા તો અવસ્ય ફાયદો થાય છે ને ઘણા દરદીઓને આરામ પણ થાય છે.

## વૈદ્ય મનસુખલાલ લલ્લુભાઈ જાની. નાગર ફૂળીઆ–સુરત.

૧. સુંઠ, મરી, પીપર, સુરણ, પીલવણ; એ સર્વેને સમભાગે વાટી ગોળ સાથે વાલ વાલની ગોળી કરી, ગુદામાં મુકી, લંગોટ પહેરી રાખવાથી હરસ મટી જાય છે.

૨. સફેદ મુસળીનું ચૂર્ણ ગૌમૂત્રમાં પી એ તો આરામ થાય છે.

૩. ઇંદ્રિજવ ખાટી છાશમાં પીએતો આરામ થાય છે.

**વૈદ્ય કૃષ્ણરાય ભવાનીશંકર ભાવનગર કણબીવાડ.**

હળદરને આંકડાના દુધમાં ઘુંટી, બકરીની લીંડી જેવી લંબગોળ ગોળીઓ વાળી રાખવી. મસાની આસપાસની જગ્યોએ ઘી લગાડી, મસા ઉપર આ ગોળી પાણીમાં ઘસી ચોપડવી. એ પ્રમાણે છ દિવસ લગાડવાથી મસા સુકાઇને ખરી પડે છે.

**વૈદ્ય બાલાશંકર પ્રભાશંકર નાંદોદ ( રાજપીપળા સ્ટેટ )**

સુકી હળદરનો કાંકરો પાણીમાં ઘસવો. તેમાં ઉપલેટ ઘસવી. પછી તેમાં સોમલ રત્તી ૧ ઘસી હરસ ઉપર દિવસમાં બે વાર ચોપડવું પાંચ દિવસ ચોપડયા પછી છઠ્ઠે દિવસે તથા ૭મે દિવસે કમોદના ચોખા અને તે ન મળે તો સુખવેલના ચોખાનો ભાત તથા દહીં લુગદો કરી, ગુદા પર બાંધવાથી હરસ ખરી પડશે તે પછી બોરડીનાં મૂળ તથા ચણી બોરનાં મૂળ ઉકાળીને કથરોટમાં નાંખી અંદર બેસવાથી તે રૂઝાઇ જશે. પવનમાં ફરવું નહિ. વાલ, કેળું કોળું ખાવું નહિ.

**વૈદ્ય દયાશંકર મોરારજી ધંધુકાવાળા. મુ. કળીઆળા.**

સંખીઓ માંસા ૬. ગંધક તો ૧. હડતાલ તો ૧. હરડે તો. ૧. એ સર્વને વાટી એક કોડીયામાં ભરી, ઉપર બીજું કોડીયું ઢાંકી, કપડ મટ્ટી કરી સુકવી, અગ્નિપર સૂક્ષ્મ આંચ દેવી. જરા ઉનું થાય કે તરત ઉતારી ખરલમા નાંખી ઘી નાંખી ૧ કલાક ઘુંટવું. તેમાંથી બાજરીના દાણા જેટલી દવા લઈ લીંબુના રસમાં ઘસી મસા પર લગાડવાથી છ પ્રકારના હરસ જડમુળથી નીકળી જાય છે. અજમાવેલ છે.

**વૈદ્ય ચુનીલાલ હરગોવન જોશી. અમરીખઅબરામાવાળા સુરત.**

અફીણ તોલો ०॥, રસવંતી તો. ૧, લીબોડીનો મગજ તો. ૪. તથા મેંદીના પાંતરાંનો રસ શેર ०। એ સર્વેને પેણીમાં નાંખી ફેવતા ઉપર મુકી, ધીમી આંચથી ઘન અવલેહ જેવું કરવું. ઠંડું પડયા પછી મસા ઉપર ચોળવાથી સારો ફાયદો થાય છે.

**વૈદ્ય દુર્ગાપ્રસાદ ગંગાધર પોરબંદર.**

રસવંતી વાલ જેટલી લઈ પાણીમાં મેળવી, કપડે ગાળી, તે પાણીમાં મધ અથવા શાકર નાંખી સવાર સાંજ પીવાથી થોડા દિવસમાં જાદુઈ અસર થાય છે. આ દવા ઠંડી હોવાથી બનતાં સુધી રાત્રે નહિ પાવી. હરસમાંથી થોડા દિવસ લોહી પડી જવા દઈ પછી આ ઇલાજ કરવો.

**વલ્લભદાસ નરોત્તમદાસ શાહ સરકારકુન કસ્ટમહાઉસ ભરૂચ.**

૧. કાચકાના પાંતરાંનો રસ કાઢી ૧૪ દિવસ પીવાથી હરસ મટે છે.

૨. હીંગ તોલો ૧, નાગકેશર તો. ૧, કેશર વાલ ૪ એનું ઝીણું ચુરણ કરી બેઆની ભાર વજને ઠંડા પાણી સાથે ફાકે તો ૩ દિવસમાં હરસ મટે છે.

**વૈદ્ય ડાહ્યાભાઇ બાજીભાઇ મુ. સાયણ જીલ્લે સુરત.**

યોગ ચિંતામણી માંહેની અજમોદાદિવટિકા નંગ બે બે, સાંજ સવાર છાશ સાથે ખાવાથી હરસ મટે છે.

## વૈદ્ય એસ. એલ. બર્મન સુરત બાલાજીરોડ.

માયુફળનું બારીક ચૂર્ણ તોલો ૦ાા, અફીણ તો. ૦ાા, માખણ તો. ૨ મેળવી મસાના દરદીએ એ મલમ ગુદામાં ચોપડવો. એથી મસા બેસી જાય છે. તેની સાથે નીચે લખેલી ગોળી ખવાડવી.

સોનામકઈ તો. ૭, સુંઠ તો. ૨, પીપળીમૂળ તો. ૦ાા, સફેદ મરી તો. ૦ાા સંચળ તો. ૦ાા, એલચી દાણા તો. ૦ાા, કાળી દરાખ તો. ૨. પ્રથમ કાળી દ્રાક્ષના ઠળીયા કાઢી વાટી તેમાં ઉપર લખેલું ચુર્ણ બનાવી દ્રાક્ષમાં મેળવી સારી રીતે ઘુંટવું. બાદ લીંબુના રસનો એક પટ દઇને ચણા જેવડી ગોળી બનાવી ૨થી ૪ ગોળી જમ્યા પછી આપવાથી અનાજનું પાચન થાય છે. દસ્ત સાફ આવે છે અને હરસવાળાને ફાયદો થાય છે.

## ડૉ ચંદુલાલ મુકુન્દરાય વૈદ્ય પાટણ [ગુજરાત]

ગોળ, કાળા તલ, ભીલામા અને મોટી હરડે. એ સર્વે સમ ભાગે લઇ, પ્રથમ હરડેને ઘીમાં તળી સર્વેને એકઠું ખાંડી, ત્રણ માસાની એટલે ૦। તોલાની ગોળીઓ બનાવી સવાર સાંજ એકેક ગોળી, ઠંડા પાણી સાથે લેવાથી ૭ દિવસમાં હરશ જરૂર મટે છે.

## સાધુ ગંગાદાસજી સેવાદાસજી સૈયદપુરા સુરત.

૧. સોમલ તો. ૧, મોરથુથુ તો. ૧, સિંદુર તો. ૧ એને કપડછન કરી મુકવું. પછી નિર્મળીને ઘસીને તેમાં જરાક આ ભુકાને નાખીને મસા ઉપર ચોપડવું. પછી તેને પોણો કલાક ઉંધો સુવાડી મુકવો કે જેથી આ દવા બીજે ઠેકાણે લાગી શકે નહિ. આ દવાથી અગન

બળશે તેના ઉપર સફેત કાથો તોલો ૧. બરાસ કપુર તો૧. સોનાગેરૂ તો ૨. એ ત્રણે વાટી એકસો પાણીએ ધોયલા ઘીમાં મેળવીને ચોપડવાથી ઠંડક વળશે. એ પ્રમાણે દિવસમાં ૨વાર લગાડવાથી મસા બળીને ખરી જાય છે. જો મસાની આજુબાજુ ચાંદાં પડી જાય તો સીપીજન તોલો ૧, કલઇ સફેતો તો. ૧. શંખજીરૂ તો ૧. એ ત્રણેને બારીક વાટી ધોયલા ઘીમાં મલમ બનાવી ભરવાથી આરામ થાય છે.

૨. ૧૦૮ પાણીએ ધોયલું ચોખ્ખું ઘી, ખડીઓ ખાર અને નવસાર એ બેને મેળવી મસા ઉપર ચોપડવાથી એક માસમાં આરામ થશે.

**વૈદ્ય નારૂશંકર હરગોવન મુ. બારડોલી** જીલ્લે સુરત.

ભોયરીંગણીના મુલની છાલ શીળે સુકવી વસ્ત્રગાળ ચૂર્ણ કરી, દિવસમાં ૩ વખત એકેક વાલ પાણી સાથે ફકાવવો. જેથી હરસનું પડતું લોહી બંધ થાય છે.

૨. એળીયો, મરી, લીંબોડી; સમભાગે લઇ કુંવારના રસમાં ઘુંટી ચણી બોર જેવડી ગોળી વાળીને બબ્બે ગોળી દિવસમાં ૩વાર આપવાથી હરસે પડતું લોહી બંધ થઇ ઝાડો સાફ આવે છે. આજ ગોળી નાનાં બચ્ચાંને પ્રમાણ સર આપવાથી તાવ, તથા કૃમિને મટાડે છે. મોટા માણસને જીર્ણ જ્વરમાં ઘણો ફાયદો કરે છે.

૩. ગરમાળાના પાંતરાંનો રસ ટીપાં ૧૦, ગોળમાં મેળવી આપવાથી હરસને મટાડે છે.

ઇંદ્રજવ તથા નાગકેશર સરખે વજને લઇ વસ્ત્રગાળ કરી ૧ વાલ અથવા તેથી વધારે, રોગનું બળ જોઇ છાશ સાથે આપવાથી હરસ મટે છે.

**વનૌષધી શાસ્ત્રી મહારાજશ્રી મહાવીરદાસજી જાનકીદાસજી.**

મુ. ધોળકા.

૧. **મહાત્માપ્રસાદ.** ભોંયરીંગણીના તાજા ફળ આશરે ચાર અથવા પાંચ તોલા લઇ તેને શરાવ સંપુટમાં મુકી કપડમીટી કરી સુકવી દશ શેર છાણા (કુકુટપુટ) મુકી સળગાવી જ્યારે કોડીઆની અંદર ફળો બળી કોલસા થાય ત્યારે તે કોડીયાને કાઢી કોલસા કાઢી બારીક વાટી જ્યારે હરસ દુઝે ત્યારે તેને એક કપુરી પાનમાં રત્તિભાર બે ત્રણ વખત ખવાડવાથી ગમે તેવા લોહી દુઝતા હરસ મટશે ૧૪થી ૨૧ દિવસ સુધી લાગટ સેવન કરવાથી શરીરમાં શક્તિ આવશે, લોહી સુધરશે અને હરસને દબાવશે. તેમજ દરેક પ્રકારના રક્તશ્રાવને તે બંધ કરે છે. મ્હોં, નાક, ગુદા, શીશ્ન, અને ગર્ભાષયના રક્તશ્રાવને આ દવા અટકાવી દેછે.

૨ **હરસ ઉપર લગાડવાનો મલમ**–સોનાગેરૂ તોલો ૧, કાંટાળા માયાં તોલો ૦ાા, કપુર વાલ ૪, તથા અફીણ વાલ બે સર્વને ખુબ ઘુંટી દીવેલ સાથે મલમ કરી, હરસને દિવસમાં બે ત્રણ વાર ચોપડવો આથી બહારના સુંકા હરસ કુણાં પડી પીડા બંધ થશે અને દુઝતા હરસ પણ મટશે.

૩ **હરસ માટે ધુણી**–ઝેર કોચલા, કપુર, ખીજડાના પાન, હળધર, ભોંયરીંગણીના ફળ, સર્વ સમભાગે લઇ કચરી રામપાત્રમાં છાણાના, ધગધગતા દેવતા ઉપર આશરે તોલા એકને મુકી બાજઠ અથવા બે ઇંટ ઉપર કમર સુધી કપડું ઓઢી

બેસીને હરસ ઉપર ધુમાડો દેવો. દિવસમાં બે વખત દેવાથી ભયંકર પીડા શાંત પડી જશે.

૪ હરસ માટે—રસવંતી અને સુરોખાર, એકેક તોલો માયા અને નવસાર અર્ધો અર્ધો તોલો લઇ મુળાના પાનના રસમાં ઘુંટી ચણી બોર જેવડી ગોળીઓ વાળી હરસના દરદીને દરરોજ બે બે ગોળી આપવાથી લોહી પડતું બંધ પડશે.

૫ હરસ માટે—હરસીંગાની બીજ તોલો ૧, મરી તોલો ૦। પાણી સાથે ઘુંટી પાવલીભારની ગોળીઓ વાળી દરરોજ એક ગોળી ખાવાથી દરેક પ્રકારના હરસને મટાડે છે.

૬ કરંજવાની બીજ, સુંઠ, ચીત્રકમુળ, સિંધવ, ઇંદ્રજવ, મરી, સર્વ સમભાગે લઇ વસ્ત્રગાળ કરી, ૦।થી ૦॥ તોલો છાશ અગર દહીં સાથે લેવાથી હરસના મસા ખરી પડે છે. અને કોઇપણ દિવસ થતી નથી આ ઉપરાંત ચુંક, આફરો, અજીર્ણ અને ગોળો પણ મટે છે. પાચક છે. સંપૂર્ણ.



# आयुर्वेद निबंधमाळा–भाग बीजो.

## નિબંધ ૬ ઠો.

### અજીર્ણ.

જ્યારે કફને ઉત્પન્ન કરનારા તમોગુણી પદાર્થોનું સેવન કરવામાં આવે છે ત્યારે પાચકપિત્તનો હીનયોગ થઈ સમાનવાયુમાં ક્લેદનકફ તેનો મિથ્યાયોગ કરે છે, જેથી સમાનવાયુ પોતાનું કામ બજાવી નહિ શકવાથી પાંચ પ્રકારના અજીર્ણને ઉત્પન્ન કરે છે. તે અજીર્ણો આમાજીર્ણ, વિદગ્ધાજીર્ણ, વિષ્ટબ્ધાજીર્ણ, રસશેષાજીર્ણ, અને ભસ્માજીર્ણ એવી રીતે પાંચ નામથી ઓળખાય છે. પરંતુ ખરૂં કહીએ તો સમસ્ત રોગો ઘણું કરીને અજીર્ણથીજ ઉત્પન્ન થાય છે. જેમ જઠરાગ્નિમાં વાયુનો અતિયોગ થવાથી વિષ્ટબ્ધાજીર્ણ એંશી પ્રકારના વાયુના રોગો; પિત્તનો અતિયોગ થવાથી દગ્ધાજીર્ણ ચાળીશ પ્રકારના પિત્તના રોગો; અને કફનો અતિયોગ થવાથી આમાજીર્ણ વીશ પ્રકારના કફના રોગો, એટલે સર્વ મળી એકસો ચાળીશ જાતના રોગો ઉત્પન્ન થાય છે. અને પરસ્પર ભેગાં મળવાથી નહિ ગણાય એટલી સંખ્યાના રોગો જણાય છે. તેનું ઉત્પત્તિ સ્થાન એક અજીર્ણ છે, એમ કહીએ તો ચાલી શકે એમ છે.

૧. જ્યારે આમાશયમાં ક્લેદન કફનો અતિયોગ થાય છે, જેથી સમાનવાયુનો મિથ્યાયોગ થવાથી પાચકપિત્ત મંદ પડી જાય છે, તેથી ખાન અને પાનના પદાર્થોનો રસ બરાબર પરિપક્વ નહિ થતાં કાચોજ રહે છે; તેથી રોગીના શરીરમાં ભારેપણું, બેચેની, ગાલ અને આંખપર સોજો આવી, જેવા સ્વાદવાળું અન્ન ખાધું હોય તેવાજ સ્વાદવાળા ઓડકાર આવે છે, તેને આમાજીર્ણ કહે છે.

૨, જ્યારે સમાનવાયુનો હીનયોગ થાય છે અને પાચકપિત્તનો અતિયોગ થઈ સમાનવાયુ ક્લેદન કફમાં મળી તેનો મિથ્યાયોગ કરે છે જેથી પાચકપિત્તથી ખાધેલા સત્વગુણી ખાનપાનનો રસ દગ્ધ થઈ જાય છે, તેથી રોગીને ભ્રમણા, તરસ, મૂર્છા અને ખાટા ઓડકાર આવે છે, તેમજ પરસેવો અને બળાત્રા થાય છે, તેને વિદગ્ધા જીર્ણ એવું નામ આપવામાં આવ્યું છે.

૩. જે અજીર્ણમાં સમાનવાયુનો પાચકપિત્તના હીનયોગને લીધે અતિયોગ થાય છે, અને વાયુના અતિયોગથી ક્લેદન કફમાં મિથ્યાયોગ થાય છે, એટલે અપાનવાયુ મળને સુકવી નાંખે છે, જેથી પેટ ચઢે છે, પેટમાં દુખે છે, અધોવાયુ અને ઝાડાનું રોકાણ થાય છે, શરીર સ્તબ્ધ થાય છે અને તે રોગીને આમવાયુના કળતરની પેઠે માથામાં કોઇ નંરતર મારતું હોય એવું અસહ્ય દુઃખ થાય છે, તેને વિષ્ટબ્ધાજીર્ણ એવું નામ આપવામાં આવ્યું છે.

૩. સમાનવાયુનો મિથ્યાયોગ થવાથી એટલે ક્લેદન કફ સમાનવાયુમાં ભળવાથી પાચકપિત્તનો હીનયોગ થાય છે, જેથી સમાનવાયુ

પાચકપિત્તે કરેલા આહારના રસરૂપ ધાતુને પ્લીહા તથા યકૃતમાં પુરેપુરો પહોંચાડી શકતો નથી, તેથી અન્નનો રસ કોઠામાં શેષ રહી જવાથી રોગીને અન્નનો અભાવો થાય છે, હૃદય ભારે થાય છે, અને શરીર જડ થાય છે તેથી વિદ્વાનોએ એનું નામ રસશેષાજીર્ણ પાડ્યું છે.

૫. જ્યારે કોઠામાં રહેલા ક્લેદન કફનો હીનયોગ થાય છે, ત્યારે પાચકપિત્તનો અતિયોગ થઈ તે પિત્ત સમાનવાયુમાં મળી મિથ્યાયોગ ઉત્પન્ન કરે છે, જેથી વાયુમાં મળેલું પિત્ત પોતાની ઉષ્ણતા સાથે પાચકપિત્તમાં જઈ તેમાં અતિયોગ કરે છે. અને વાયુ સાથે મળેલું પિત્ત જઠરાગ્નિમાં આવેલા તમામ પદાર્થોને ભસ્મ કરી નાંખે છે, શરીરને સૂકું બનાવે છે, રોગી જેટલું અન્ન ખાય તેટલા અન્નને ઝડપથી પચાવી બાકીના સમયમાં રોગીના શરીરમાં રહેલા રસ, રક્ત, માંસ અને મેદને પણ પચાવી દઈ શરીરને દુર્બળ બનાવે છે, એટલુંજ નહિ પણ વખતે જો તેમાં મૂર્છા, અત્યંત તૃષા, ઉધરસ, તેજોદ્વેષ બળત્રા વગેરે ઉત્પન્ન થાય તો તે રોગીના પ્રાણ પણ હરે છે, એટલા માટે એ અજીર્ણનું ભસ્માજીર્ણ નામ પાડવામાં આવ્યું છે. ઉપર પ્રમાણે પાંચ પ્રકારના મુખ્ય અજીર્ણમાં જ્યારે પિત્તનો અતિયોગ થઈ, તે પિત્ત અપાનવાયુમાં જઈ, અપાનવાયુનો મિથ્યાયોગ કરે છે. અને સમાનવાયુમાં જઈ સમાનવાયુનો મિથ્યાયોગ કરે છે, જેથી ક્લેદન કફ અને અવલંબન કફનો હીનયોગ થવાથી તે રોગીને ઝાડા અને ઉલટી થઈ શરીરમાંના લોહીને પાણી બનાવી તમામ રસોને બહાર કાઢી નાંખે છે, જેને આપણે વિશુચિકાજીર્ણ નામ આપ્યું છે. અને

લૌકિકમાં તે કૉલેરા, વાસી, મરી, મરકી, કોગળીઉં, અધીક વગેરે નામથી ઓળખાય છે.

કફ તથા વાયુના અતિયોગથી પિત્તનો હીનયોગ થઇ કફના અતિયોગને લીધે ખાધેલા રસને રંજકપિત્ત, ઉપર ખેંચી શકતું નહિ હોવાથી તે રસ અધો તથા ઉર્ધ્વમાર્ગે નહિ જતાં એટલે તે રોગીને ઝાડો તથા ઉલટી નહિ થતાં આમાશયમાં અન્નનો રસ પડી રહે છે, જેને શાસ્રકારો **વિલંબિકા** એવું નામ આપે છે. આ રોગની પરીક્ષા કરવી ઘણી કઠણ છે, કારણ કે અલસક નામના અજીર્ણમાં પણ ઝાડો ઉલટી થતાં નથી તો તેમાં અને આમાં તફાવત શોધવો એ કઠીન છે; એટલા માટે જણાવવાનું કે અલસકમાં, પેટમાં શૂળ મારી તિવ્ર વેદના થાય છે. અને વિલંબિકામાં તે થતું નથી.

વાયુ તથા કફના અતિયોગથી પાચકપિત્ત હીનયોગને પામે છે, જેથી પાનવાયુ ખોરાકના રસને રંજકપિત્ત તરફ ખેંચી શકતો નથી, તેમ અપાનવાયુ પણ ક્લેદન કફના અતિયોગને લીધે મળાશયમાં રહેલા સાધકપિત્તમાં હીનયોગ થવાથી મળને બહાર કાઢવા માટે ખેંચી શકતો નથી તેથી અપાનવાયુ સમાનવાયુમાં મળી પેટમાં શૂળ ઉત્પન્ન કરે છે, જેથી રોગી બેશુદ્ધ થાય છે. તથા બરાડા પાડે છે. તે અપાનવાયુની પ્રવૃત્તિ અધો માર્ગે નહિ થવાથી તે હૃદય તથા કંઠસ્થાનમાં આવી ભરાય છે, જેથી પવનની છૂટ તથા ઝાડો કબજ થાય છે અને રોગીને પાણીનો શોષ પડે છે, એવાં લક્ષણવાળાં અજીર્ણનું અલસક એવું નામ રાખવામાં આવ્યું છે. આ અજીર્ણવાળો રોગી જીવતો નથી.

ઉપર કહેલા પાંચ પ્રકારના અજીર્ણો અને તેના ઉપદ્રવરૂપ બીજા ત્રણ પ્રકારના અજીર્ણોમાં લંઘન કરાવવું એ મુખ્ય ઔષધી છે, અને જેમ જેમ વાયુનો અતિયોગ થયલો જણાય તેમ તેમ વાયુને હીન કરનારા સત્વગુણી ઔષધોનો ઉપચાર કરતા જવું અને કફનો અતિયોગ થયો હોય તો કફને સુકવનારા રજોગુણી પદાર્થનું સેવન કરાવવું એટલે વાયુને દબાવવા માટે ત્રિકટુ જેવા સત્વગુણી અને કફને પચાવવા માટે પંચક્ષાર જેવા રજોગુણી તથા પિત્તને સમાવવા માટે ત્રિફળાં જેવા તમો ગુણી ઔષધોનો તે તે ઉપર ઉપચાર કરવો. જો સમાનવાયુ તથા અપાનવાયુનો અતિયોગ થયો હોય ને તેને દબાવનારા ઔષધો અવલંબન કફ તથા કલેદન કફના યોગથી અપાનવાયુ સુધી નહિ પહોંચી શકે, તેવા રોગીને **સ્નેહબસ્તી** કે **ઉત્તરબસ્તી** અથવા **નીરૂહબસ્તી**ના પ્રયોગ ( પીચકારી ) કરી અપાનવાયુમાં રહેલા મળને બહાર ખેંચી કાઢવા, જેથી સમાનવાયુમાં ગએલો અપાનવાયુ પોતાના સ્થાનમાં આવી, કલેદન કફને સુકાવે એટલે કલેદનકફનો હીનયોગ થવાથી પાચક પિત્ત સમયોગને અથવા અતિયોગને પામે, જેથી સમાનવાયુ પોતાના નિયમ પ્રમાણે અન્નના રસને જોયતાં સ્થાનમાં જોઇએ તેટલો ભાગ મોકલવાને શક્તિવાન થાય એટલે વાયુના પાંચે સ્થાનમાં થયલી અવ્યવસ્થા દૂર થઇ, રીતસરનું કામ ચાલવા માંડે, જેથી પાંચે પ્રકારના પિત્ત તથા પાંચે પ્રકારના કફના સ્થાનોમાં સમાનયોગ થાય, રોગી અજીર્ણથી મુક્ત થઇ, પોતાનું કામ કરવાને લાયક થાય. પણ કેટલીકવાર રજોગુણી, સત્વગુણી અને તમોગુણી ખાનપાનનો અતિયોગ થયા સિવાય, રજોગુણી, સત્વગુણી અને તમોગુણી વિચારોના અતિયોગથી કોઠામાં રહેલા વાયુ, પિત્ત અને કફનો કોપ થવાથી

ખાનપાનનો રસ બરાબર થતો નથી, તેથી આમાજીર્ણ વિષ્ટબ્ધાજીર્ણ અને વિદગ્ધાજીર્ણ ઉત્પન્ન થાય છે, એટલા માટે આયુર્વેદ આપણને સમજાવે છે કે **પ્રસન્ન ચિત્તથી બનાવેલી અને પ્રસન્ન ચિત્તથી પીરસેલી** ભોજન સામગ્રી **પ્રસન્ન મનથી આરોગવી** જેથી અન્નનો રસ બરાબર પરિપક્વ થઇ, સાતે ધાતુનું પોષણ કરી આરોગ્યતા આપે છે. કેટલીકવાર એવું બને છે કે ધન, સ્ત્રી, પુત્ર મિત્રના મરણ, દુઃખ અને આપત્તિના સમાચારથી કોઠામાં વાયુ વધી જાય છે. કેટલીકવાર એવું બને છે કે ભયના, ક્લેશના અને દુઃખના સમાચારથી રડવું આવી જઇ, કોઠામાં વાયુનો વધારો થઇ વિષ્ટબ્ધાજીર્ણ થાય છે. અને કેટલીકવાર એવું બને છે કે ક્રોધના, લોભના, ઇર્ષાના, દ્વેષના વિચારોથી અથવા જમતી વખતે એવા સંજોગો પ્રાપ્ત થવાથી વિદગ્ધાજીર્ણ ઉત્પન્ન થાય છે, તેથી અજીર્ણ થવાનું ખાસ કારણ શોધી કાઢી, તે તે દોષનું નિવારણ કરવાને પ્રયત્નવાન થવું. જો ત્રિગુણાત્મક વિચારોના અતિસેવનથી અથવા બળાત્કારે થયલા સેવનથી, કે સંજોગને લીધે ઉત્પન્ન થયલા યોગાયોગને લીધે અજીર્ણ અથવા મંદાગ્નિ થઇ હોય તો તેના ઉપર પંચભૂતાત્મક ઔષધીઓ કાંઇ પણ કામ કરી શકતી નથી. પરંતુ તે રોગીના વિચારમાં ફેરફાર કરી શકાય એવી રીતે શોકગ્રસ્ત રોગીને વૈરાગ્યનો, ભયગ્રસ્ત રોગીને નિર્ભયતાનો અને ક્રોધગ્રસ્ત રોગીને શાંતિનો ઉપદેશ કરી, વૈદ્યે તેવા નમુનાના દ્રષ્ટાંતો કહી, તેના મનનું સાંતવન કરી, રોગીની આસપાસના સંજોગોમાંથી ભય, શોક અને ક્રોધ ઉત્પન્ન થાય એવા સંજોગોને દૂર કરી, પછી તે રોગીની ચિકિત્સા કરવી.

**કપર્દભસ્મ.** કોડીઓ લાવી કોલસમાં થર ઉપર થર મુકી તેની ભસ્મ કરવી. પણ એટલું યાદ રાખવું કે કોલસાને પંખાવતી પવન નાંખ્યા કરશો તો તમામ કોડીની સફેદ ભસ્મ થશે. પંખાથી પવન નહિ નાંખશો તો તાપથી કોડી પાકીતો જશે પણ અર્ધોઅર્ધ કાળા રંગની નીકળશે. માટે પવન નાંખી સફેદ બનાવી, ઝીણી વાટી ભરી મુકવી. તેમાંથી એક વાલ ઘી સાથે આપવાથી ભુખ લાગે છે.

**ક્ષારામૃત.** ફટકડી, સુરોખાર, સાજીખાર, સિંધવખાર, ખડીયોખાર, એને ખાંડી, પાણીવાળાં નાળીએર લાવી તેને કાણું પાડી, નાળીએરમાંનું પાણી નાળીએરમાં રહેવા દઇ, ખારનો ભુકો નાળએરમાં માય એટલો ભરી, તેના પર કપડમિટ્ટી કરી, થોડાં અડાયામાં મુકી, સળગાવવું એટલે નાળિએરની કાચલી તથા કોપરૂં સર્વ બળી જશે. પછી તે બળેલા નાળિએર અને ખારને સાથે ખાંડી, વસ્ત્રગાળ કરી, શીશીમાં ભરી મુકવું એ ખાર ઝાડા થતા હોય તો બંધ કરે છે ને પેટ કબજ હોય તો ઝાડો લાવે છે.

**કેશરવટી.** સુંઠ, મરી, પીપર, હરડાં, બેડાં આમળાં, તજ તમાલપત્ર, જાયફળ, જાવંત્રી, એલચી, જેઠીમધ, વાયવડંગ, કમોણી અજમો, કાચકાની મીજ, હીંગોરાંની મીજ, ગરણીનાં બીજ, કેશર એ સર્વે સમ ભાગે લઇ તેના સમગ્ર વજને એળીયો લેવો. એ સર્વને વાટીને મરીકંથારનું મૂળ ઘસી, તેના પાણીથી ગોળી વટાણા જેવડી વાળવી. એ ગોળીથી ઝાડો સાફ આવે છે.

**અમૃત હરીતકી.** હરડે મોટી ઉંચી જાતની નંગ ૧૦૦) અને રેષા વિનાની લાવીને બે દિવસ ભેંશની છાશમાં પલાળવી. પછી તેજ છાશમાં

બાફવી. તેને એક બાજુથી ઉભી ચીરીને ઠળીયો કાઢી નાંખવો. પછી તેમાં સુંઠ, મરી, પીપર, ચવ્ય, ચીત્રો, તજ પાંચેક્ષાર, સાજીખાર, જવખાર, જીરૂં, શાહજીરૂ, અજમોદ, નીશોતર. બબ્બે તોલા લઇ એ સર્વેને બારીક વાટી લીંબુના રસનો પટ દઇ, તે મસાલો તૈયાર થાય તે હરડેમાં ઠળીયાની જગ્યાએ ભરી, ઉપર દોરો લપેટી, એક દિવસ તડકે સુકવી રાખી સુકવી. તેમાથી દરરોજ એક હરડે ચાવીને ખાય તો આમાજીર્ણ, વિદગ્ધાજીર્ણ, વિષ્ટબ્ધાજીર્ણથી ઉત્પન્ન થયલા ચીકણા અને જુના વ્યાધિઓ મટે છે. અજીર્ણ, શળ, ગોળો, સંગ્રહણી, બંધકોશ, આફરો મટે છે, વળી હરડેના ઠળીયા કાઢતાં ઠળીયા સાથે જે હરડેનો ગર વળગી રહે છે તેને ચપ્પુથી છોલી લઇ, મસાલો વધ્યો હોય તેમાં થોડું મીઠું મેળવી, ગોળી વાળીમૂકી હોય તો તે ગોળી નાનાં બાળકનાં અજીર્ણમાં ઘણી ઉપયોગી થઇ પડે છે. ઉપર લખવામાં આવ્યું છે કે હરડે વગર રેષાની લેવી. તેની પરીક્ષા એવી છે કે, જે હરડે લાંબી ડોકવાળી હોય તેમાં રેષા હોતા નથી. અને જે હરડે લાંબગોળ હોય છે તેમાં રેષા પુષ્કળ હોય છે. તે જ્યારે બફાય ત્યારે ચીરતાં હરડેનો બધો ગર રેષા સાથે વળગીને બહાર નીકળી જાય છે, તેથી તે હરડે મસાલો ભરવાને લાયકની રહેતી નથી. પણ લાંબી ડોકની હરડે બફાયા પછી ચીરીએ તો હાફુસની કેરીની પેઠે ગોટલી વગર રેષાની નીકળી જાય છે, માટે હરડે ખરીદતાં પહેલાં પરીક્ષા કરીને ખરીદવી.

**હુતાશન રસ.** સુંઠ, એક ભાગ. ટંકણ ખાર બે ભાગ, મરી દોઢ ભાગ, કોડીની ભસ્મ દોઢ ભાગ, વછનાગ પા (ા) ભાગ. એનું

ચૂર્ણ એક વાલ, ઘી સાથે ચટાડવાથી અજીર્ણને મટાડી ભૂખ લગાડે છે.

**લવિંગાદિ ગુગળ.** આંકડાના ફુલની અંદરની બીજ શેર એક, ગુગલ શેર ૨) લવિંગ શેર ૧) પ્રથમ લવિંગને ખાંડી વસ્ત્રગાળ કરી, તેમાં ગુગળ મેળવી, આંકડાનાં ફુલની બીજ મેળવી, ત્રણેને ભેગાં ખાંડી, એક પીંડો બનાવી, તેને એક રાત વાસી રહેવા દઇ, બીજે દિવસે તે પીંડાની આસપાસ આંકડાનાં પાંતરાં લપેટી, કપડેથી બાંધી, ઉપર મંટાડું ચોપડી, તે પીંડાને થોડા છાણામાં મૂકી, બાળી કાઢવો. બફાયા પછી તેને ખાંડી ચણા જેવડી ગોળીઓ વાળવી. તે ગોળીને તડકે સુકવી, રાખી મુકવી જે માણસને કાયમની મંદાગ્નિ હોય, ખાધું નહિ પચતું હોય, પેટ કઠણ રહેતું હોય, ઝાડો નહિ ઉતરતો હોય, શરીરમાં નબળાઇ દેખાતી હોય, પગમાં કળતર થતું હોય તેને બબ્બે ગોળી દિવસમાં ત્રણ વાર પાણી સાથે આપવાથી, તમામ રોગ જે ઉપર લખ્યા છે તે મટી જાય છે.

**સજીવન ગુટિકા.** વાયવડંગ, સુંઠ, પીપર, હીમજીહરડે, આમળા, બેડાં ઘોડાવજ, ગળો, વછનાગ, ભીલામાં. એ સર્વ સમ ભાગે લઇ ખાંડી ગાયના મુત્રમાં ગોળી વટાણા જેવડી વાળવી. પછી અજીર્ણ ઉપર આદુના રસમાં એક ગોળી; ગુલ્મ ઉપર બે ગોળી; સાપના ઝેર ઉપર તથા સન્નિપાત ઉપર ત્રણ ગોળી આપવી, એવું શારંગધરમાં લખ્યું છે. પણ એટલું બધું કામ એ ગોળી કરતી નથી, પરંતુ એ ગોળી જેને અજીર્ણ થયું હોય, ઉલટી કરવા માટે જીવ

ગભરાતો હોય, ખાલી ઉબકા આવતા હોય અથવા ઉલટી થતી હોય તો, એલચી નંગ બે છોડાં સાથે તથા ગોળી નંગ બે પાણી માં વાટી પાવાથી તરત અસર થાય છે. અમે એ ગોળીમાં સઘળાં વસાણાં જેટલાં ભીલામા નાંખી ગોળી બનાવીએ છીએ, પણ ખાંડયા પછી ભીલામાનું તેલ એટલું બધું વધી પડે છે કે તેની ગોળી વળતી નથી, તેથી એ વસાણાંને ભીલામાં સાથે ખંડાય એટલું ખાંડી તેને ગોમૂત્રમા પલાળી તડકે સુકવીએ એટલે તેલનો ભાગ ઉડી જાય છે અને પછી ખાંડવાથી વસ્ત્રગાળ ભૂકો થાય છે. અને તે ભુકામાં ગૌમૂત્ર નાંખી ખરલમાં ખલી ગોળીઓ બનાવી છીએ, જેથી તે ગોળી ઘણું સરસ કામ કરે છે. પરંતુ એટલી વાત ધ્યાનમાં રાખવાની છે કે જેને થોડી પણ ખાંસી આવતી હોય તેને એ ગોળી કદી આપવી નહિ, કારણ કે એથી ખાંસી વધી જાય છે. ભીલામાં વધારે નાંખ્યા હોય અથવા મૂળ પાઠ પ્રમાણે નાંખ્યાં હોય તો પણ ખાંસીનો વધારો કરે છે. પણ ચડેલા પિત્તને તથા વાયુને તરત બેસાડી દે છે.

કર્પુરાદિ ગુટિકાઃ—રાતાં મરચાં, ઉંચી જાતનાં શેર ૦। લઇ તેને બીયાં સાથે બારીક વાટવાં, તે એવાં કે જેમાં બીયાનું નામ દેખાય નહિ. હીંગ શેર ૦। ઉંચી જાતની મરચાં સાથે વાટવી. પછી તેમાં દેશી કપુર શેર ૦। મેળવીને એ ત્રણેનો ખલ કરવો. એટલે કપુરની ભીનાશથી હીંગ તથા મરચાં હવાઇ જઇ ગોળી વાળવા જેવું થશે. જો દેશી કપુર નહિ મળે તો પછી કપુરની ગોટી વાટી, સહેજ પાણીનો હાથ દઇ ત્રણેને ભેગાં વાટી, મરીના દાણા જેવડી ગોળીઓ વાળવી. જ્યારે વિશુચિકા અથવા કોલેરા થયો હોય ત્યારે બબ્બે

ગોળી, દરેક ઝાડે તથા દરેક ઉલટીએ, ઠંડા પાણી સાથે ગળાવવી, તો એ ગોળીથી ઝાડા ઉલટી બંધ થઇ પેશાબ છૂટે છે. કૉલેરાના રોગીને જ્યાં સુધી છુટો પેશાબ આવતો નથી ત્યાં સુધી તેનો ભય મટતો નથી. અને પેશાબ છુટયા પછી પણ અન્ન કે દુધનો ખોરાક આપવો નહિ, પરંતુ રોગીથી નહિ રહેવાય તો ચોખાને શેકી તેની છાશમાં કાંજી બનાવી ખોરાક તરીકે આપવી. વિશુચિકા જીર્ણ અથવા કૉલેરાની શરૂઆતમાં દરેક ઉલટી ઝાડાએ બબ્બે તોલા તલનું તેલ અથવા બબ્બે તોલા ચોખ્ખું ઘી પાયું હોય તો અથવા એક કાંદો (ડુંગળી) અને બે ભીલામાં, સાથે વાટીને રસ કાઢી પાવાથી પણ અજબ ફાયદો થાય છે.

ચિંચા ભલ્લાતક:–પાકેલી આમલી ચીચોડા તથા નસો કાઢી નાંખાને સેર ૦ તથા ભીલામા શેર ૦ એ બેને સાથે ખાંડી, તે એટલે સુધી ખાંડવાં કે ગોળી વાળવા જેવો મસાલો થાય. પછી તેની તુવર જેવડી ગોળીઓ વાળી મૂકવી. એ ગોળીમાંથી બબ્બે ગોળી દિવસમાં ત્રણવાર અથવા વૈદ્યની ધ્યાનમાં આવે એટલીવાર પાણી સાથે ગળાવવાથી અતિસાર, સંગ્રહણી, અજીર્ણ અને કૉલેરાને મટાડેછે.

કાળીજીરી:–એક મોટું કઢાયું લઇ તેમાં ગૌમૂત્ર એક મણ ભરી ચુલે ચડાવવું. થોડું ઊનું થાય એટલે કાળીજીરી શેર પાંચ તેમાં નાંખી ઉકળતાં ઉકળતાં તમામ ગૌમૂત્ર અને કાળીજીરી બળીને રાખ થાય તે રાખને તેજ વખતે શીશીમાં ભરી, મજબૂત બૂચ મારવો. જો શીશીમાં ભરતાં બે કલાક વાર લાગશે તો તે ક્ષાર પીગળીને પાણી થઇ જશે. એ ક્ષારમાંથી જેને વિષ્ટબ્ધા જીર્ણ થયું હોય અથવા

આમા જીર્ણુ થયું હોય, અથવા રસશેષાજીર્ણું થયું હોય તેને એક વાલથી બે વાલ સુધી દરરોજ દિવસમાં ત્રણવાર પાણી અગર મધમાં આપવો, જેથી અજીર્ણ મટી જાય છે.

શંખાવટી:–વરાગડું મીઠું દશ ભાગ. સંચળ દશ ભાગ. સિંધવ દશભાગ. શંખભસ્મ દશ ભાગ. સાજીખાર દશભાગ. બંગડીખાર દશ ભાગ. આમલીના છોડાંની રાખ દશભાગ. સુંઠ અઢીભાગ. મરી અઢી ભાગ. પીપર અઢી ભાગ. હીંગ અઢી ભાગ. પારો એક ભાગ. ગંધક બે ભાગ. વચ્છનાગ બે ભાગ. એ સર્વેને વાટી પારા ગંધકની કાજ-ળીમાં મેળવી, લીંબુના રસમાં ખલ કરી, તેજ દિવસે તેની ગોળી ચણા જેવડી વાળવી. લીંબુનો રસ નાંખી વાટતાં અને ગોળી વાળતાં એક રાત આડી જશે તો ગોળીનો ગુણ બદલાઇ જશે માટે તેજ દિવસે ગોળી વાળી, તડકે સુકવી, રાખી મુકવી. એ ગોળી એક અથવા બબ્બે, દિવસમાં ત્રણવાર પાણી સાથે આપવાથી અજીર્ણ, પેટની શૂળ, મળબંધ અને નળબંધ ઉપર ઘણી સારી અસર કરે છે, અને ભૂખ લગાડી ખાધું પચાવે છે.

આણંદભૈરવ.–હીંગલોક, વછનાગ, મરી, ટંકણ, પીપર. એ પાંચે વસાણા સરખે ભાગે લઇ આદાના રસમાં ખલ કરી મગ જેવી ગોળી વાળી, રોગીનું બળ જોઇ, એકો વખતે એકથી ત્રણ સુધી પાણી સાથે આપવાથી અજીર્ણ, અતિસાર, સંગ્રહણી, અને બગડી ગયલા તાવ ઉપર આબાદ ફાયદો કરે છે. જો કોઇ માણસને લાંબા દિવસનો તાવ આવી જવાથી અશક્તિ થઇ ગઇ હોય તેને બે ગોળી સવારે અને બે ગોળી સાંજે મધ તથા ઘીમાં મેળવીને ચટાડીએ તો ખરી ભૂખ લાગી શક્તિ આવે છે.

**વિશાળાક્ષાર**:-પાપડીયો ક્ષાર તોલા બે, વરાગડું મીઠું, ટંકણ ખાર, ખડીયોખાર, જવખાર, સાજીખાર, સિંધવખાર, સંચળ, બંગડી ખાર, સુરોખાર, નવસાર. એ વસાણાં બબ્બે તોલા લેવા, અને તેની બરોબર અજમો લઈ સર્વેને ખાંડી, કુંવારના રસમાં કરમોવીને મોટા ઇંદ્રવરણામાં ભરી તેના ઉપર કપડમટ્ટી કરી તે ઇંદ્રવરણાને છાણામાં સીંચી બાળવાં. પછી તે સર્વેને ખાંડીને તેમાંથી વાલ બે, ગરમ પાણી સાથે અથવા ઠંડા પાણી સાથે આપવાથી પેટનું અજીર્ણ, પેટની શૂળ, ઉબકા, ઝાડો ઉલટી બંધ થાય છે. એનું નામ અમે "વિશાળાક્ષાર" રાખ્યું છે.

હીંગ્વાદિ ગુટિકા,-હીંગ, પીપળીમૂળ, ધાણા, ચીત્રો, વજ, ચવ્વક, ભીલામા, પહાડમૂળ, પડકચુરો, આમલીનો ક્ષાર, ખડીયોખાર સિંધવ, બંગડીખાર, સાજીખાર, જવખાર, સુંઠ, મરી, પીપર, દાડેમની છાલ, હરડે, ઉપલેટ, જીરૂ, રાની તુળશી, એ સર્વેને સમભાગે લઇ લીંબુના રસમાં વાટી, ચણા જેવડી ગોળીઓ વાળવી. તેમાંથી એક અથવા બે. પાણી સાથે આપવાથી સાધારણ અજીર્ણ મટી જાય છે, અને ભૂખ લાગે છે.

ઉપર પ્રમાણે અજીર્ણના ઉપાય કરવાથી તમામ અજીર્ણો મટી જાય છે. માત્ર એક ભસ્મા જીર્ણનો ઉપાય હાથ લાગ્યો નથી. બે ત્રણ રોગી ભસ્મા જીર્ણના જોવામાં આવ્યા કે જેઓ આખા દિવસમાં પાંચથી સાત શેર અનાજ ખાઇ જાય, છતાં ભૂખની બૂમ પાડતા રહે. પેટ ચઢે નહિ અને ઝાડો થાય નહિ તેની ચિકિત્સા ઘણી કાળજી પૂર્વક કરી છતાં તે રોગીઓ આખરે મરણ પામ્યા, જેથી અત્રે તેના

ઉપાય લખ્યા નથી. આ નિબંધમાં લખેલા ઉપાય સિવાય બીજા ગ્રંથોમાં અજીર્ણના સેંકડો ઉપાયો લખેલા છે, તેમાંથી જે જે વૈદ્યરાજોએ અજમાવી અનુભવ મેળવેલો હોય તેમણે પોતાનો અનુભવ જાહેરમાં મેલવા તથા વધારે અનુભવ મેળવવા શાસ્ત્રમાં લખેલા ઉપાયો, અજમાવવાની વિનંતી કરી, અમે આ નિબંધ સમાપ્ત કરીએ છીએ. તથાસ્તુ.

## બીજા વૈદરાજો તરફથી આવેલા અનુભવી ઈલાજો.

### વૈદ્ય ધીરજરામ દલપતરામ ગુજ્જર ફળીયું સુરત.

**નાગેશ્વર ચુર્ણ**:—વછનાગ, તજ, પીપર, ધોળાં મરી, અકલગરો, સુંઠ, અજમો, જીરૂ, શાહજીરૂ, પીપળીમૂળ, સંચળ સિંધવ, વરાગડુ મીઠું, સેકેલી હીંગ. એ સર્વે એકેક તોલો લેવું. ટંકણ ખાર ફુલાવેલો, શંખની ભસ્મ, કોડીની ભસ્મ, એ ચાર ચાર તોલા લઈ, સર્વને ખાંડી વસ્ત્રગાળ ચુરણ કરવું. પછી હીંગબોક તોલા બેને ખરલમાં નાંખી સારી પેઠે ઘુંટી, તેમાં થોડું થોડું ચૂર્ણ મેળવતાં જવું. જ્યારે સઘળું ચૂર્ણ હીંગબોક સાથે મળી જાય ત્યારે લીંબુનો રસ તોલા ૨૫ માં સારી પેઠે ઘુંટી ચૂર્ણ તૈયાર કરવું આ ચૂર્ણ દિવસમાં બે કે ત્રણ વખત, બે થી ત્રણ રત્તી સુધી મધમાં કે પાણી સાથે આપવાથી અજીર્ણ તથા અગ્નિમંદને મટાડે છે. આ ચૂર્ણની યોજના બુદ્ધિ પૂર્વક કરવાથી પેટના તેમજ વાયુના તમામ રોગોને મટાડે છે.

૨. **રોચક ગુટિકા.** ઉપર બતાવેલું નાગેશ્વર ચૂર્ણ તોલા ૧૦ અને સારૂં ઠળીયા કાઢેલું ખજુર તો ૧૦ને સાથે મેળવી ખૂબ ઘુંટી ચણા જેવડી ગોળી વાળવી. આ ગોળીનું નામ અમારા દવાખાનામાં રોચક ગુટિકા રાખેલું છે. આ ગોળી ૨થી૩, પાણી સાથે આપવાથી અજીર્ણને મટાડે છે, ખોરાક પાચન કરે છે, ભૂખ લગાડે છે, દસ્ત સાફ લાવે છે. આ ગોળી બાળકને આપવી નહિ. જો આપવી હોય તો ૦ાા કે ૦ા આપવી.

૩. **દ્રાક્ષાદિ ચાટણ.** કાળી દ્રાક્ષ, જરદાલુ, મરી, સિંધવ, સેકેલી ભાંગ, જીરૂ, સુંઠ, સંચળ, લસણની કળી એ સર્વ એકેક તોલો ખજુર તો ૫. હીંગ તો ૧ ગુલાબનાં ફુલ તો ૧. પીપર તો ૧. પ્રથમ કાળી દ્રાક્ષ, આલુ તથા ખજુરના ઠળીયા કાઢી જુદાં વાટવાં લસણને જુદું વાટવું. બીજી બધી વસ્તુને ખાંડી વસ્ત્રગાળ કરી પછી ઉપરની ચારે વસ્તુ મેળવી લોચો કરવો પછી લીંબુનો રસ શેર ૦ાા, તેમાં ગોળ શેર ૦ાા મેળવી બધી વસ્તુનો પેલો લોચો, તેમાં મેળવવો. આ ચાટણમાંથી પાવલી ભાર ચાટણ લઇ દિવસમાં ૨—૩ વખત ચાટવાથી અરૂચી મટીને ભૂખ લાગશે તથા પેટ સાફ આવશે.

૪. **હિંગ્વાદિ ગુટિ.** સુંઠ, મરી, પીપર, જીરૂં, અજમો, શાહ જીરૂ, પીપળીમૂળ, સિંધવ, સંચળ હીંગ એ એકેક તોલો લેવાં. જાવંત્રી, લવેંગ, જાયફળ એ અરધો અડધો તોલો લેવાં. એ સર્વને વાટી વસ્ત્રગાળ કરી, બીયાં કાઢેલી ૮ તોલા કાળી દ્રાક્ષ સાથે વાટી એક રસ કરવું. પછી લીંબુના રસમાં ઘુંટીને ચણાં પ્રમાણેની ગોળીઓ

વાળવી, આ ગોળી હરરોજ ખાધા પહેલાં અને ખાધા પછી એકેક ખાવાથી અરૂચી મટી ભૂખ લગાડે છે.

૫. **હુતાસન રસ.** સુંઠ, મરી, પીપર, તજ, અક્કલગરો, લવેંગ, જાવંત્રી, વછનાંગ. એ સર્વે અડધો અડધો તોલો સેકેલાં ઝેર કચુરાં એક તોલો, હીંગબોક બે તોલા. એ સર્વેને વાટી વસ્ત્રગાળ કરી આદુના રસમાં એક દિવસ ખલી, વટાણા જેવડી ગોળી વાળીને મધ સાથે અથવા બીજા અનુપાન સાથે આપવાથી શૂળ, અજીરણ વગેરે ઘણા રોગો મટે છે.

૬. **નવીન શંખાવટી.** શંખ ભસ્મ તો. ૫. સંચળ તો. ૩ સિંધવ તો ૨. વરાગડું મીઠું તો ૧. બંગડી ખાર તો ૧. હીંગ સેકેલી તો ૨. અજમો, સુંઠ, મરી, પીપર, ટંકણખાર એ સર્વે બબ્બે તોલા લઈ, લીંબુનો રસ શેર ૧માં વાટી ચણા જેવડી ગોળી કરવી. આ ગોળી ૧થી૩ સુધી પાણી સાથે ખાવાથી પેટનો દુઃખાવો, શૂળ, અગ્નિમંદ અને અરૂચિને મટાડે છે.

## યતીશ્રી રવીહંસજી દીપહંસજી છાપરીયાશેરી–સુરત.

૧ સંચળાદિ ચુર્ણ–સંચળ, સાજી, હીંગ, મરી, પીપર, સુંઠ; એ વસ્તુને સરખે ભાગે લઇ વાટી વસ્ત્રગાળ કરી, મજબુત બુચની શીશીમાં ભરી મુકવું. એમાંથી બેઆનીથી આઠ આના ભાર સુધી ફાકવાથી પેટનો દુઃખ વે પેટનું ચડવું મટાડી ભૂખ લગાડે છે. આ ચુર્ણમાં સાજી ને ઠેકાણે સાકરખાર કાર્બ નાંખવાથી વધુ ફાયદો કરે છે.

## વૈદ્ય બાલકૃષ્ણ રતનેશ્વર કંસારા શેરી—સુરત.

૧ **લશુનાદી વટીઃ**–લશણ, જીરૂ, સીંધવ, ગંધક, સુંઠ, મરી,

પીપર, હીંગ સરખે વજને લઈ, વાટી વસ્ત્રગાળ કરી લીંબુના રસમાં ચણા જેવડી ગોળી કરી એક એક અથવા બબ્બે આપવાથી અજીર્ણને મટાડે છે.

૨ **દ્રાક્ષાદી ગુટીકા**:—સુંઠ ૨, મરી ૨, પીપર ૨, જીરૂ ૪. સંચલ, ૨. સીંધવ ૨. સેકેલી હીંગ, ૧. ભાગ લઇ એ સર્વેને ખાંડી લીંબુનો ખાર તોલા બે ભાર મેળવી સર્વેથી બમણી કાલી દરાખ લઇ તેના ઠલીઆ કઢાડી ખુબ ઝીણી વાટી તેમાં ચુરણ મેળવી ચણા જેવડી ગોલીઓ વાળવી આ ગોળીઓ ઘણીજ સ્વાદીષ્ટ બને છે એ ગોલીથી ખોરાક પાચન થાય છે. ભુખ લાગે છે.

૩ **ભીમસેની ગુટીકા**:—હરડેદલ, હીમજી હરડે, કડુ. ઈંદ્રવરણા ની જડ, કુવાડીઆના બીજ, ઝરકીના બીજ, રેવંચીનો શીરો, ત્રીકટુ, ત્રીફલા, એ સર્વ સમભાગે લઇ તેના બમણે વજને એલીઆનું ચુરણ મેળવી કુવારના રશમાં ત્રણ દીવશ ઘુંટી ચણા જેવડી ગોળી વાળી એક એક ગોલી આપવાથી મળબંધ, જુનુ અજીર્ણ, જુનો તાવ ઉદર રોગ, કમળો, કમિરોગ અને હર્સ રોગને મટાડે છે.

**વૈદ્ય ધીરજલાલ માણેકલાલ મુ. વડોદરા—બાજવાડા.**

૧ **આદિત્ય રસ**:—હીંગળોક, વછનાગ, ગંધક, ત્રિકટુ, ત્રિફળાં, જાયફળ, લવીંગ, બંગડીખાર, બીડલવણ, સિંધવ, મીઠું, સંચળ; એ સર્વ સરખે વજને લઇ લીંબુના રસના ૭ પટ આપીને ૦॥ રત્તીની ગોળી આપવાથી કોઈપણ પ્રકારના અજીર્ણ ઉપર આબાદ કામ કરે છે.

૨ **અગ્નિ કુમાર**:—ટંકણ, પારો, ગંધક, શંખભસ્મ એ સર્વ એકેક તોલો. વછનાગ ૩ તોલા, મરી ૮ તોલા. એ બધાંને વાટી

ભાંગરાના રસમાં ખલ કરી યોગ્ય અનુપાન સાથે ૧ રત્તી આપવાથી સર્વ પ્રકારના વાયુના રોગો, મંદાગ્નિ, કફરોગ, વાતાધિક્ય સન્નિપાત, બરોળ, ઉધરસ અને શૂળ એ સર્વનો નાશ કરે છે. આ દવા માત્રા ઉપર કદી આપવી નહિ. તેમજ પુરૂષોને હિંવસના આપવી નહિ. સગર્ભા સ્ત્રીને આપવીજ નહિ, કારણ કે બહુ ગરમ પડશે.

૩ **મળ શુદ્ધિ ચુર્ણ.** મીંઢીઆવળ, બાળહરડે, વરીઆળી, એ એકેક ભાગ. સંચળ ૦॥ ભાગ લઇ વાટી વસ્ત્રગાળ ચૂર્ણ કરી રાત્રે ૦। તોલો ફાકવાથી સવારે એક સાફ દસ્ત આવે છે ને મળને દૂર કરે છે.

**સામુદ્રાદિ ચુર્ણ**:-(મૂળ પાઠમાં ફેરફાર કર્યો છે.)

મીઠું, સંચળ, સિંધવ એકેક ભાગ. જવખાર, અજમો, બબ્બે ભાગ. અજમોદ, હરડે, હીંગ, સુંઠ અને વાયવડંગ એકેક ભાગ. પીપર બે ભાગ. એનું ચૂર્ણ બનાવી ભોજન સમયે પ્રથમ ચોખાના પાંચ ગ્રાસ સાથે ખાવાથી જ્વર, અજીર્ણવાત, ગુદવાત, ગુલ્મવાત, સર્વને મટાડે છે. **લવણભાસ્કર ચુર્ણ** પુસ્તકમાં લખ્યા પ્રમાણે બધા ગુણ ધરાવે છે એવો અમારો અજમાયશ છે. **રામબાણરસ** ભાવપ્રકાશમાં અજીર્ણના અધિકારમાં તથા જ્વરાધિકારમાં આપેલું નીંબાદિચૂર્ણ, લખ્યા પ્રમાણે બધા ગુણ ધરાવે છે. એ બે વસ્તુઓને અમારી પેટન્ટ દવા કહીએ તો ચાલે. આ બે ઉપાયથી ટુંટીયાં (ઇન્ફ્લુએન્ઝા) માં સોએ સો ટકા રોગી સારા થયા હતા. એ તાવમાં અને કફમાં ખાસ કરી ઘણીજ ઉત્તમ દવાઓ છે.

## વૈદ્ય નંદલાલ મોરારજી મુ૦ કંથારીયા.

નવસાર ૨ ભાગ, હીંગ ૨ ભાગ, સંચળ ૧ ભાગ, અને કળી ચુનો ૧ ભાગ. એ સર્વને મેળવી બે આની ભારની ફાકી આપવાથી અજીર્ણમાં મારતી શૂળને તરત મટાડે છે.

## વૈદ્ય રાઘવજી માધવજી ગોંડળ ( કાઠિઆવાડ. )

પારો, ગંધક, વછનાગ, હીંગળોક, એકેક તોલો. લવેંગ ૦।। તોલો. મરી ૪ તોલા. ધંતુરાના બીજ ૮ તોલા. નીસોતર ૧ તોલો. એ સર્વને દંતીમૂળની ભાવના આપી ચણોઠી પ્રમાણે ગોળી વાળી આપવાથી અજીર્ણ જ્વર, ઝાડાની કબજીઆત, સંગ્રહણી, ગુલ્મ, આમવાયુ, અમ્લપિત્ત વગેરે ઘણી જાતના અજીર્ણના અને વાયુના રોગો મટાડે છે.

## વૈદ્ય શ્યામચંદ ગોવરધનરામ મુ૦ ખાખરેચી હળવદ થઇ

સુંઠ, ગંધક અને સીંધાલુણ એ ત્રણે સરખે વજને લઇ બારીક વાટી લીંબુના રસમાં ખરલ કરી એક ટાંકની ગોળી વાળી ઉમર અને રોગના પ્રમાણમાં આપવાથી અજીર્ણને મટાડી ભૂખ લગાડી પેટના તમામ રોગમાં ફાયદો કરે છે.

૩. સંચળ, જીરૂ, સિંધવ, સફેદ મરી, લસણ, પીપરીમુળ, ઉંચી હીંગ, અને સુંઠ, એ સર્વ સમભાગે લઇ લીંબુના રસમાં ગોળી બોર જેવડી કરવી. ગોળી બે લેવાથી અન્ન પચાવી ભુખ લગાડે છે.

૪. ઇલમીટના ફુલ, હીંગ ઉંચી, ધોળા મરી, મરી જુદાં વાટવા, હીંગ સેકેલી જુદી વાટવી. અને ઇલમીટના ફુલ જુદાં વાટવાં

અને તેમાં મરીનો ભુકો થોડો થોડો નાંખી મેળવતા જવું, અને તેમાં હીંગ નાંખી અડધો કલાક વાટવું અને તેની ચણા પ્રમાણે ગોળી વાળી, ૧ થી ૨) ગોળી સાકરના અનુપાનમાં આપવાથી પેટનો દુખાવો, ઉલટી, ઝાડા, ગોળો, વાયુ, શુળ, પીનસ, માથાનો દુખાવો, આંખનું કળતર, નાકમાં લીંટનું જામી જવું, એ સર્વમાં ફાયદો કરે છે.

## વૈદ્ય ચુનીલાલ જયકીસનદાસ અંબાજી રોડ–સુરત.

**સ્વાદીષ્ટ ગોળી**—સુંઠ, નવસાર, ટંકણ ફુલાવેલો, એ એક એક તોલો અને શાહ જીરૂ, સફેદ જીરૂ, આમલી, અજમોદ, અનાર દાણા, એ પોણો પોણો તોલો, કાળા મરી, સફેદ મરી, પીપર, ફુલાવેલી હીંગ, એ દરેક પાપા તોલો. બાવળનો ગુંદર, તો. ૦।।। પંચલવણ દરેક પાપા તોલો લઇ તમામને ખાંડી કપડછાણ કરી લીંબુના રસમાં ચણા જેવડી ગોળી વાળી માત્રા ૧ થી ૪ ગોળી સુધી આપવાથી કલેજા તથા જઠરને તાકાત આપે છે, ભુખ લગાડે છે, પેટના દરદને તથા આફરાને દૂર કરે છે. સ્વાદીષ્ટ છે.

## વૈદ્ય મણીશંકર ભાનુશંકર મુ. વલસાડ.

૧. **શ્યામ રસ**—પારો, ગંધક, વછનાગ, પીપર એ દરેક એકેક તોલો અને કાળા મરી ૧૦ તોલા પ્રથમ પારા ગંધકની કજ્જલી કરી બીજી બધી વસ્તુનું વસ્ત્રગાળ ચુર્ણ કરી તેમાં મેળવી ખલમાં કજ્જલી જેવો કાળો રંગ થાય ત્યાં સુધી ઘુંટવું. એ રસ-માંથી અકેકવાલ સવારસાંજ મધમાં ચાટવાથી અગ્નિમંદ, જીર્ણજ્વર, છાતીનો દુખાવો, કાચા ઝાડા વગેરેમાં અનુપાન પરત્વે આપવાથી સારો ફાયદો થાય છે.

૨. **હિંગુલવટી**—હિંગલોક તો. ૫ અને ધંતુરાનો રસ રૂા. ૫) ભાર સાથે ખલ કરવો. તે સુકાવા પછી રૂ. ૫) ભાર શ્યામ તુલસીના રસમાં ખલી ચણીબોર જેવડી ગોળી બનાવી કાળા ધંતુ-રાના ડીંડવાને લઇ તેના ડોચા તરફ કાણું પાડી તેમાં ગોળીઓ ભરી કપડમાટી કરી બે ત્રણ છાણાના અગ્નિમાં પકાવી ડીંડવામાંથી ગોળી કાઢી લેવી (તાપ બહુ લાગશે તો કાળી પડી જશે અને તે ઉપયોગમાં ન લેવી) અને જે ગોળી લાલ થઇ જાય તે લઇ તેમાં અકલગરો, જાવંત્રી, લવિંગ એ વસ્તુનું બારીક ચુર્ણ કરી (હીંગલોક જેટલે વજને દરેક વસ્તુ લેવી) હીંગળોકમાં મેળવી પાનના રસથી ખલી ચણા જેવડી ગોળી કરી સવાર સાંજ એકેક અથવા બબ્બે ગોળી યોગ્ય અનુપાનથી આપવામાં આવે તો દરેક વ્યાધિમાં ફાયદો કરેછે.

**વૈદ્ય મણીલાલ ભીખાભાઇ મુ૦ સંખલપુર,**

**સ્ટેશન બહેચરાજી.**

**ક્ષુધાવર્ધક ચુર્ણ**--શેકેલી હીંગ, અજમો, જીરૂ, લીંડી પીપર, કાળા મરી, સુંઠ, સિંધવ, સંચળ, મીઠી આવળ, ફુલાવેલો ટંકણખાર એ સર્વ ચીજો સરખે વજને લઇ ખાંડી વસ્ત્રગાળ ચુર્ણ બનાવી સવાર સાંજ તેમજ જમ્યા પછી આ ચુર્ણ તોલા પાથી અડધાની ફાકી મારવાથી અરૂચી, મંદાગ્નિ વગેરે મટી ભુખ સારી લાગે છે. કદાચ ગોળી વાળવી હોય તો તેને ચણાના ખારમાં વાટી ગોળી વાળવી ભુખ લગાડવા માટે આ ચુર્ણ ઘણુંજ સારૂં છે, એમ હું મારા પોતાના અનુભવથી કહું છું.

## વૈદ્ય રાઘવજી માધવજી મુ૦ ગોંડલ (કાઠીયાવાડ.)

૧. સામુદ્રાદિક ચુર્ણ—સંચળ, વરાગડું મીઠું, સિંધવ, સાજી ખાર, જવખાર, નવસાર એને આંકડાના તથા થોરના દુધની અકેકી ભાવના આપી ગજપુટમાં પકાવવું પછી તેમાં ખારથી અડધો અજમો, ત્રિકટુ, ત્રિફળા, જીરૂ, હળધર, લેત્રાં, તથા ચિત્રક ખારની બરાબર લેઇ વાટી ચુર્ણ તૈયાર કરવું. ઉદરવિકાર અગ્નિર્ણજવર, ગુલ્મ, શોફ, મંદાગ્નિ ઉપર વાપરવું; વાયુ હોય તો ઉના પાણીમાં, પિત્ત હોય તો ઘીમાં, અને કફ હોય તો ગૌમૂત્રમાં આપવું. અનુભવસિદ્ધ છે.

૨—અજમો, હરડે, સંચળ, ઝેરકચુરો એનું ચુર્ણ ૦ાા ભાર પાણી સાથે આપવાથી પાતળાદસ્ત, ખાટા ઓડકાર, ઉલટીની ઇચ્છા, પેટમાં પીડા, આફરો તથા પેટમાં થતા ધુધવાટા મટે છે.

૩—એળીઓ, મીંઢી આવળ, હીમજ, ગરણીનાં બીજ, હરડે, નિસોતર, ઇંદ્રામણાના મુળ, શુદ્ધ નિપાળો, ટંકણ ફુલાવેલો દીવેલીની બીજ સર્વ સંભાગે લઇ કુંવારના રસમાં ચણા જેવડી ગોળી સવાર સાંજ બબે ગરમ પાણી સાથે આપવાથી મળજવરનો જલદીથી નાશ કરે છે. (દાહ, ભ્રમ, ઉલટી, મસ્તકપીડા, મુર્છા, હેડકી, પેટશૂલ, એટલા લક્ષણો મળજવરના જાણવા).

૪—લીંબડાના પાન, કરીઆતુ, કાચકો, પીતપાપડો, વાયવડંગ, કાળીજીરી, અજમોદ, એ સર્વ સમભાગે લઇ ચુર્ણ કરી ઉના પાણી સાથે આપવાથી કૃમિ, ઉલટી, ઝાડો મટી જાય છે.

**વૈદ્ય ત્રિકમલાલ કાળીદાસ શાહ મુ ખાનપુર પો રખીયાલ.**

સુંઠ, મરી, ટંકણખાર, પારો, ગંધક એ સમ ભાગે લેવાં. અને નિંબોળા બે ભાગ લેવો. એ સર્વને વાટી ચુર્ણ કરી તે ચુર્ણમાંથી ચાર રતિભાર લઇ ગરમ પાણી સાથે પીવાથી એક કલાકની અંદર ઝાડો તથા પિસાબ છુટે છે.

**વૈદ્ય રવિશંકર મોતીરામ મુ. પાટણ**

૧ **અજીર્ણાંકુશ ચુર્ણ** મોટી હરડેનું ચુર્ણ તોલા ૫. હિંગાષ્ટક ચુર્ણ તોલા ૫. સાજીના ફુલ (સોડા) તોલા ૫ એ ત્રણે સમભાગ લઇ વસ્ત્રગાળ ચુર્ણ કરી તેમાંના દિવસમાં ત્રણ વાર બેઆની ભાર ચુર્ણ છાશ સાથે લેવાથી અજીર્ણ, અમ્લપિત્ત, ઉલટી મટી જાય છે.

૨–હીંગ એક ભાગ, પીપર બે ભાગ, સુંઠ ત્રણ ભાગ, વજ ચાર ભાગ, અજમો પાંચ ભાગ, ચિત્રક છ ભાગ, હરડે સાત ભાગ લઇ તેમાં જવખાર, સાજીખાર, સિંધવ, વરાગડું, મિઠું સંચળખાર એ એકેક ભાગ નાંખી વાટી વસ્ત્રગાળ ચુર્ણ કરી તેમાંથી દર ટંકે પા પા તોલો ખાવાથી શૂળ અજીર્ણ અને બરોળ મટે છે.

૩ **ગંધકવટી**–શુદ્ધ ગંધક તોલા ૫, ચિત્રક તોલા ૨ાા, ત્રિકટુ ચુર્ણ તોલા ૭ાા, જવખાર તોલા ૨ાા, સિંધવ તોલો ૧ાા, સંચળ તોલો ૧ાા સાંભરલુણ તોલા ૧ાા એ સર્વનું ચુર્ણ કરી લીંબુના રસમાં સાત દીવસ ખલ કરી પા તોલો દર ટંકે પાણીમાં લેવાથી અજીર્ણ, શુળ, આમદોષ, ગોળો, આફરો અને બરોળાદિ રોગોનો જડમુળથી નાશ કરે છે.

૪ જીરકાદિ ચુર્ણ-જીર, સંચળ, ત્રિકટુ, સિંધવ, અજમોદ, સેકેલી હીંગ, હળડેહળ એ સર્વ એક તાલો અને નિસોતર આઠ તોલા લઇ તેનું વસ્ત્રગાળ ચુર્ણ બનાવી અર્ધો અર્ધો તાલો બે ટાઇમ આપવાથી અજીર્ણ તરતજ મટી જશે.

વૈદ્ય અંબારામ શંકરજી પંડયા મુ. વાગડ સ્ટે. રાણપુર

કાઠિઆવાડ.

૧ અશ્વચોળી (ઘોડાચોળી) શુદ્ધ પારો, ગંધક, વછનાગ, હરતાળ, ત્રિફળા, ત્રિકટુ, ફુલાવેલો ટંકણખાર, શુદ્ધ નિપાળો, એ સર્વ સમભાગ લઇ વાટી વસ્ત્રગાળ ચુર્ણ કરવું. પ્રથમ પારાગંધકની કજ્જલી કરી તેમાં બાકીની ચીજો મેળવી ભાંગરાના રસમાં એકવિશ દિવસ ઘુંટી મરી જેટલી ગોળીઓ વાળવી અનુપાન પરત્વે તમામ રોગ ઉપર આપવાથી સારો ફાયદો કરે છે

ઇચ્છાભેદી રસ-(રેચ) પારો, ગંધક, ફુલાવેલો ટંકણખાર, સુંઠ, મરી એ પાંચ વસ્તુ એકેક તોલો લેવી અને નિપાળાનાં બી ત્રણ તોલા લેવાં, પ્રથમ પારા ગંધકના કજ્જલી કરી તેમાં તમામ વસ્તુનું વસ્ત્રગાળ ચુર્ણ કરી મેળવવું પાણી નાંખી રતીપુરની ગોળીઓ વાળી તેમાંથી એક ગોળી થંડા પાણી સાથે આપવાથી રેચ લાગી ઉદરના રોગ મટે છે, ગરમ પાણી પીવાથી રેચ વળી જાય છે વાલણ-છાશ ભાત અથવા દુધભાત, ખાવા આપવાથી રેચ બહુ લાગેલો હોય તો નરમ પડી જશે વાયુવાળા (કોઠાવાળા) ને એક વાલ સુધી અપાય છે.

**૩ પ્રતાપાગ્નિ કુમાર રસ**–પારો, ગંધક, તામ્રભસ્મ, વછનાગ, સુંઠ, મરી, ત્રિક્ષાર, પંચલવણ, સર્વે સમભાગે લઇ ચુર્ણ બનાવી, પ્રથમ પારા ગંધકની કજ્જલી કરી તેમાં તામ્રભસ્મ ઘુંટી બાકીના વસાણા મેળવી આદુના રસની એક ભાવના આપી અગનશીશી (કાચકુપી) માં ભરી મંદાગ્નિથી વાલુકાયંત્રમાં એક દિવસ પકાવવું સ્વાંગશીત થયે કાઢી તેમાં દશમો ભાગ વછનાગ નાંખી ખલ કરી રાખી મુકવું તેમાંથી એક ચણોઠી ભારની માત્રા આદુના રસ સાથે આપવાથી સન્નિપાત મટે છે તેમજ તમામ જાતના વાયુના વિકાર મટે છે.

**૪ અગ્નિ રસ**–મરી તોલો ૧, મોથ તોલો ૧, વચકારણી તોલો ૧, ઘોડાવજ તોલો ૧, વછનાગ તોલા ૪ એ સર્વને ખાંડી વસ્ત્રગાળ કરી આદુના રસમાં એક ભાવના આપી મગ જેવડી ગોળીઓ કરવી તેમાંથી સવાર સાંજ એકેક ગોળી આપવાથી બધી જાતના અજીર્ણ, આફરો, અપચો, મંદાગ્નિ મટે છે.

**૫ અગ્નિતુંડ રસ**–પારો તોલા ૧, ગંધક તોલા ૨, ખોડી અજમોદ તોલા ૩, વાવડીંગ તોલા ૪, ખાખરનાં બી તોલા ૫, ઝેર કોચલાનું ચુર્ણ તોલા ૬, લઇ બધાને વસ્ત્રગાળ કરી મધમાં ચણી બોર જેવડી ગોળીઓ વાળી સવાર સાંજ એક અથવા બે ગોળી ખાઇ ઉપર મોથનો કવાથ અથવા ઉંદરકનીનો કવાથ પીવો જેથી કૃમિ માત્ર મરે છે, પેટનો આફરો તથા વાયુ મટે છે. પરેજીમાં ભારે પદાર્થ બંધ કરવો.

**૬ અમૃતવટી**–પારો, ગંધક, વછનાગ, અભ્રક ભસ્મ ઘોડાવજ, હરડે, બેડા, આમળા, સર્વે સમભાગે લઇ પ્રથમ પારાગંધકની કજલી

કરી બાકીના વસાણાઓનું વસ્ત્રગાળ ચુર્ણ કરી કજ્જલીમાં મેળવી ભાંગરાના રસની એક ભાવના આપી મગ જેવડી ગોળીઓ વાળી આપવાથી અજીર્ણ, કરમ, તથા વાયુ મટે છે. ખોરાક ઉપર રૂચી ઉત્પન્ન થાય છે. અગ્નિ પ્રદીપ્ત થાય છે.

૭. ક્રવ્યાદ રસ—આઠ તોલા શુદ્ધ ગંધક, ચાર તોલા શુદ્ધ પારો, બે તોલા કાંતલોહ ભસ્મ અને બે તોલા તામ્રભસ્મ એઓને ખુબ બારીક વાટી લોઢાના કઢાયામાં મુકી નીચે મંદાગ્નિથી પકવવું. એકરસ થાય એટલે એરંડાના પાન ઉપર તેની પર્પટી ઢાળવી. પછી તેનું ચુર્ણ કરી તે સર્વને લોખંડના વાસણમાં નાંખી તેમાં ૪૦૦ તોલા લીંબુનો રસ નાંખવો ને ચુલે ચઢાવી હલકી અગ્નિથી પકાવવું. પાકતાં પાકતાં રસ ઘાટો થઇ જાય ત્યારે તેને સુકવી ચુર્ણ કરવું. પછી પીપર, પીપળીમૂળ, ચવક, ચિત્રાને સુંઠ એના ઉકાળાની અને ખાટી લુણીના રસની ૨૫-૨૫ ભાવના દેવી. પછી ધીરે ધીરે સુકવવું, એટલે ક્રવ્યાદ નામનો રસ તૈયાર થયો. ભોજન કર્યા પછી ૧ થી ૪ વાલ પર્યન્ત ખાવો ને ઉપરથી સીંધાલુણ નાંખેલી ઘાટી છાશ પીવી. અત્યંત ભારે તથા ઝાઝો ખોરાક લીધો હોય તે સઘળું તરત પચી જાય છે તથા શૂળ, ગોળો, મળબંધ બરોળ અને ઉદર રોગને મટાડે છે.

૮. શંખવટી—આમલીની છાલનીરાખનો ક્ષાર તોલા ૪, પંચલવણ તો. ૪ તેને લીંબુના રસમાં ખલવું. પછી શંખના ટુકડા તો. ૪. અગ્નિમાં તપાવી તપાવી ઉપર કરેલા લીંબુના રસમાં નાંખવા તે એટલે સુધી કે હાથે મસળતાં ભુકો થઇ જાય. પછી હીંગ, મરી, સુંઠ, પીપર એ એકેક તોલો, વછનાગ, ગંધક, પારો એ ૦ા ૦ા

તોલો એ સર્વને વાટી બોરના ઠળીયા જેવડી ગોળીઓ કરવી. એ ગોળીથી અગ્નિ પ્રદિપ્ત થાય છે, શૂળ, સંગ્રહણી અને અજીર્ણ મટે છે.

૯ અજીર્ણ ઉપર ત્રિકટુ, ચિત્રક, સિંધવ, અજમો, જીરૂ, શાહજીરૂ, સંચળ, તમામ ચીજ સરખે ભાગે ને હીંગ ફુલાવેલી ૮મે ભાગે મેળવી, તે ઘી સાથે આપવાથી અજીર્ણ મટે છે.

૧૦ પારો ભાગ ૧, ગંધક ભાગ ૨, લોહ ભસ્મ ભાગ ૦ાા, પીપર ભાગ ૦ાા, પીપળીમુળના ગંઠોડા ભાગ ૧ા, ચિત્રક ભાગ ૧ા, સુંઠ ભાગ ૦ાા, લવીંગ ભાગ ૦ાા, સંચળ ભાગ ભાગ ૧, ટંકણ ૨ ભાગ, મરી ૨ ભાગ, એ સર્વે ચુર્ણ કરી તેને ચણાના ક્ષારમાં ૭ દિવસ ખલ કરી બબ્બે વાલની ગોળી કરી ઉના પાણી સાથે આપવાથી ગમે તેવું અજીર્ણ, અગ્નિમાંદ્ય અને કોલેરા મટે છે.

૧૧ સિંધવ ૧ ભાગ, પીપળીમૂળ ૨ ભાગ, પીપર ૩ ભાગ, ચવ્ય ૪ ભાગ, ચિત્રો ૫ ભાગ, સુંઠ ૬ ભાગ, હીમજ ૭ ભાગ, ઉપર પ્રમાણે ચૂર્ણ કરી શક્તિ પ્રમાણે આપવાથી અગ્નિ પ્રદિપ્ત થાય છે ને દસ્ત સાફ આવે છે.

૧૨ સુંઠ, મરી, પીપર, તજ, એલચી, સેકેલાં લવેંગ, ફુલવેલ હીંગ, સંચળ, મીઠું, સાજીખાર, જીરૂ, શાહજીરૂ, તમાલપત્ર, અજમો, હરડેદળ, તમામ સરખે ભાગે લઇ ચૂર્ણ કરી તેની બરોબર લસણ વાટી એકત્ર કરી, લીંબુના રસમાં ઘુંટી, ચણા પ્રમાણે ગોળી કરી આપવાથી ભૂખ લાગે છે ને અજીર્ણ મટે છે.

૧૩ મરી તોલો ૧. મોથ તોલો ૧, વજ તોલો ૧, ઉપલેટ તોલો ૧, વછનાગ તોલા ૪ બધાને સાથે ખાંડી કપડે ચાળી આદુના

રસમાં મગ જેવડી ગોળી વાળી એકેક ગોળી બે વાર આપવાથી બધી જાતના અજીર્ણ, આફરો, અપચો, મંદાગ્નિ મટે છે.

**૧૪ અમૃતપ્રભા**—અક્કલગરો, સિંધવ, ચિત્રક, આમળાં, મરી, લીંડીપીપર, અજમો, હરડે, એ દરેક એકેક તોલો ને સુંઠ ૨ તોલા લઇ ખંડી બીજોરા લીંબુના રસમાં ચણા જેવડી ગોળી કરવી. આખા દિવસમાં ૬ ગોળી પાણી સાથે આપવાથી મંદાગ્નિ, ખોરાકપરનો અભાવો, ઉધરસ, ગળાના દરદ, દમ, સલેખમ, શરદી, વાયુના તાવ વગેરે મટે છે.

**૧૫ અગ્નિતુન્ડીવટિ**—પારો, ગંધક, વછનાગ, બોડી અજમોદ મોટીહરડે, બેડાં છાલ, આમળાં, સાજીખાર, જવખાર, ચિત્રો, સિધા લુણ, સંચળ વાવડીંગ, સમુદ્ર લુણ, કુવાવેલ ટંકણ. એ પ્રત્યેક એકેક તોલો ઝેર કોચલાનું ચુર્ણ ૧૬ તોલા સાથે મેળવી લીંબુના રસમાં ૧ દિવસ ઘુંટી ચણોઠી જેવડી ગોળી વાળવી દિવસમાં ૪ થી ૬ ગોળી ખાવાથી જઠરાગ્નિ પ્રદિપ્ત થાય છે ને પેટનો વાયુ મટે છે.

**૧૬. અજીર્ણારિ રસ**—પારો તોલા ૪, ગંધક તો. ૪, હરડે દળ તો. ૮, સુંઠ તો. ૧૨, પીપર તો. ૧૨, મરી તો ૧૨, ભાંગ તો. ૧૬, લઇ સાથે મેળવી ખાંડી લીંબુના રસના ૭ પુટ દઇ (દરેક પુટે ઘુંટી ખરે તડકે સુકવવું) પછી લીંબુના રસમાં વાલ વાલની ગોળી કરી, સવાર સાંજ બબ્બે ગોળી નવ સેકા પાણીથી આપવાથી બમણો ખોરાક લેવાય છે.

**૧૭. ભસ્મક રોગ માટે**—અઘાડાના બીજની ખીર કરવી. એટલે અઘાડાના બીજનાં ફોતરાં ઉતારી તે કણને ભેંસના દુધમાં ખીર કરી

તેમાં શાકર નાંખી ખાવા આપવી. એમ ૭ દિવસ ખવડાવવાથી ગમે તેવો ભસ્મક રોગ મટી જાય છે. તેમજ હંમેશાં સવારમાં ઘી શાકર સાથે પાકાં કેળાં ખવરાવવાં. એથી ભસ્મક રોગ મટે છે.

## ઉમીયાશંકર બાપુભાઈ મહેતા મુ. વીરમગામ

**સ્વાદિષ્ટ વિરેચનઃ**–સોનામુખી તોલો ૧. વરીઆળી તો. ૧, તજ રૂા. ૦)– ભાર, શાકર તો. ૩, ગુલાબકળી તો. ૧; વાટી ચુર્ણ કરી ૦। થી ૦।। તોલો રાત્રે સુતી વખતે આપવાથી દસ્ત સાફ આવે છે.

## માસ્તર નરભેરામ હુકમચંદ મુ. નવાગામ તા. માતર.

**જઠરનો સોજો**:–કાલાંજી તોલા ૨, સુંઠ તો. ૧. બારીકવાટી તેમાંથી સવાર સાંજ તો. ૦। લેવાથી મટે છે.

**અજીર્ણ**–ગરમ પાણી શેર ૦।। લઈ તેમાં એક લીંબુનો રસ નીચોવી તેમાં ૧ અથવા ૨ તોલાં નાંખી પીવું તેથી ઝાડો સાફ ઉતરે છે.

**પ્લીહાઃ**–(બરોળ) સરપંખા ના મૂળ છાશ સાથે પીવાથી મટે છે. અથવા શંખભસ્મ વાલ ૨ રોજ લીંબુના રસ સાથે લેવાથી મટે છે.

## વૈદ્ય રવિકાન્ત અને શાન્તિલાલ ઈરાણી મુ. બાલંભા કાઠીયાવાડ

૧. એરંડાદી ચુર્ણ– એરંડબીજ ૭ તોલા, વાવડીંગ એક તોલો વાકુંભા એક તોલો, અજમો એક તોલો, ઇશેશગુંદર એક તોલો સુંઠ એક તોલો, પીપર એક તોલો, કાચકાની મીંજ એક તોલો માયા

૧ તોલો, ઇંદ્રજવ એક તોલો, હરડે એક તોલો, પીપરી મુળ એક તોલો, વાટી બારીક ચુર્ણ કરવું વાલ ૪થી ૬ દિવસમાં ત્રણ વખત પાણી સાથે આપવું. નળબંધ વાયુ બંધકોશ, વધરાવળને, મટાડી દસ્ત સાફ લાવે છે. (અમારી બનાવટ).

૨. **નવસારનાં ફુલ:**—(અમારી બનાવટ) નવસાર શેર ૦। તથા મીઠું શેર ૦। બંનેને ભેગાં વાટવાં ત્યારબાદ બે મોટાં કોડીયાં લઇ એક કોડીઆમાં ઉપરની દવા ભરી બીજું એક કોડીયું ઢાંકી સંપુટ કરી કોલસા શેર ૫) મુકી સળગાવી તેની ઉપર સંપુટ મૂકી કોલસા ઠરી જાય ત્યારે કોડીયાં કાઢી લઇ ઉપરના કોડીઆની અંદરથી પીળા રંગના ચોંટેલા ફુલ સંભાળથી કાઢી લેવાં. માત્ર મંદાગ્નિમાં રતિ ૪થી ૬ પાણી સાથે આપવાં. જ્વરમાં સ્વેદલ અસર કરવા માટે રત્તિ આઠથી દશ સુધી આપવાં જ્વર, વિષમજ્વર; યકૃત દોષમાં રત્તિ ચારથી છ દિવસમાં ત્રણથી ચાર વખત પાણી તોલા બે સાથે આપવાં આ બનાવટ યકૃત વ્યાધિ ઉપર સારૂં કામ કરે છે. યકૃત શોથ મટાડે છે, કફની ચીકાશ તોડે છે, સાધારણ વ્યાધિ અજીર્ણ તથા બંધકોશને મટાડે છે.

**સ્વર્જીકાદ્યક્ષાર**—સાજીખાર તોલા ૨૦ લઇ ખાંડી પાણીમાં પલાળી ઉપરનું નીતરેલ પાણી સંભાળથી લઇ તે પાણીને તાવડામાં નાંખી અગ્નિપર બાળવાથી સફેદ શુદ્ધ સાજીખાર થશે તે શુદ્ધ શાજીખાર તોલા પાંચ લેવો, તેને કુંવારના રસમાં દિવસ ત્રણ વાટી એક કુલડીમાં ભરી સંપુટ કરી ત્રિશ છાણાનો અગ્નિ આપવો. ઠંડુ થાય ત્યારે કાઢી આંકડાના રસમાં વાટી ઉપર પ્રમાણે અગ્નિ આપવો. ત્યાર બાદ એકત્ર કરી લસણના રસમાં વાટી ઉપર પ્રમાણે અગ્નિ

આપવો. માત્રા વાલ ૪ થી ૬ પાણી સાથે આપવાથી મંદાગ્નિ, સંગ્રહણી, ફેર, નળબંધ વાયુ, પેટની ગાંઠ, પેટની ચુંક, આફરો, જમ્યા બાદ પેટમાં થતો ચુંથાડો, અજીર્ણ, વાયુ, ઉલટી, ગુલ્મ, અમ્લપિત્ત એ રોગો ઉપર ઘણું સારૂં કામ કરે છે.

૪ અર્કલવણ-( અમારી બનાવટ ) મીઠું ચોખ્ખું શેર ૧) માટીના વાસણમાં નાંખી મીઠું ભીંજાય એટલું ગૌમુત્ર નાંખી તાપમાં સુકાવવું એ રીતે સૂર્યના તાપમાં એક દિવસ ગૌમુત્રની ભાવના આપવી ત્યાર બાદ બારીક વાટી આંકડાના પાકા પાન શેર ૧॥ લઈ એક માટીનું વાસણ લઇ તેનાં ઉપર નીચે આંકડાના પાન પાથરી વચમાં ઉપરનું મીઠું નાંખી સંપુટ કરી પચાશ છાણાનો અગ્નિ આપવો. સ્વાંગ શીત થયે કાઢી બારીક વાટી તેમાંથી વાલ ૪ થી ૬ દિવસમાં બે ત્રણ વખત પાણી સાથે આપવાથી યકૃત, પ્લીહા, આમવાત, અજીર્ણ, શુળ, વગેરે પેટના રોગને મટાડે છે.

## ડાકટર મગનલાલ વિજભુખણદાસ સોનીફળીઉં સુરત.

અગ્નિકુમાર અથવા જવરાંકુશ-પારો, ગંધક, શુદ્ધ વછનાગ, ટંકણ ફુલાવેલો, શુદ્ધ કનક બીજ, સુંઠ, મરી, લીંડીપીપર, પ્રથમ પારા ગંધકની કજલી કરી તેમાં બાકીના વસાણાનું વસ્ત્રગાળ ચુર્ણ મેળવવું. માત્રા ૨ થી ૪ ગ્રેઇન અનુપાન શીરાની અંદર ખાડો કરી દવા મૂકી ઉપર પાછો શીરો મૂકી ખાવાથી ગમે તેવો તાવ હોય તો પણ તે મટે છે, ખાસીમાં મધ સાથે, આદુ કુદીનાના રસ સાથે આપવાથી સન્નિપાત મટે છે. પીપરીમુળમાં આપવાથી તાવ મટે છે.

## વૈદ્ય રૂઘનાથસીંગ ગયાદીન સુરત.

**શંખાવટી**—પારો, ગંધક, આમલીની રાખ, પંચલવણ, શંખભસ્મ પીપર, સુંઠ, હીંગ, મરી, લવિંગ, વછનાગ, દરેક એકેક તોલો લઇ પ્રથમ પારાગંધકની કજ્જલી કરી તેમાં બાકીના વસાણા મેળવી ઘુંટી ચુકાના રસની એક ભાવના આપી, આદુના રસનો તથા ઝંઝેટાના રસનો, આમલીના ગરનો, તથા લીંબુના રસનો પટ એક એક આપી ચણાપુર ગોળી વાળવી એ ગોળી સઘળી જાતની શુળ, અને ઉદરના રોગમાં એકથી બે ત્રણ વખત પાણી સાથે આપવી તેમજ સઘળી જાતના અજીર્ણ અને મોરચીમાં પણ તાતકાળીક ફાયદો કરે છે આ પાઠ રસરાજ સુંદરનો છે.

## વૈદ્ય ડાહ્યાભાઇ બાજીભાઇ મુ. સાયણ બી. બી. રેલવે.

૧. અગ્નિમંદ માટે—સુંઠ, જવખાર, સમભાગ વાટી ચુર્ણ કરવું. સવાર સાંજ પાવલીભાર ગરમ પાણી સાથે અથવા ઘી સાથે આપવાથી જઠરાગ્નિ પ્રદીપ્ત થઇ સારી ભુખ લાગે છે. તાવમાં પણ ઘણો ફાયદો કરે છે.

૨. અંન પચ્યું ન હોય, પેટે આફરો ચઢયો હોય, પેટ તથા પેઢુમાં સુળા મારતા હેય તો કાચો ઘાપણ અને સોડાખાર ઘાપણ પાણીમાં ઘસી માહે સોડાખાર નાંખી પાવું. એટલે ઉપરની વેદના શાંત થાય છે. અને ભુખ સારી લાગે છે.

૩. ઝેરકચુરો ભાગ ૧ લવેંગ ભાગ ૦। એને વાટી આદુના રસમાં ચણોઠી જેવડી ગોળી વાળવી ગોળી નંગ ૧) પીપરીમુળના ગંઠોડા સાથે મધમાં ચાટવાથી ભુખ સારી લાગે છે. એ ગોળી

આમ, સંગ્રહણી, અતિસાર, શૂળ, તથા ઉલટીને પણ મટાડે છે. એ ગોળી ત્રિકટુ અને મધ સાથે ચાટવાથી ચક્કર (ફેર) આવતા હોય તેને તથા વાયુને મટાડે છે.

**વૈદ્ય નુરમહમદ હમીર ધોરાજીવાળા દવાખાનું રાજકોટપરામાં**

ચુનાનું પાણી પાંચ તોલા, સુવાનું પાણી બે તોલા, દુધ મેળવી પાવાથી ઉલટી બેસે છે

**વૈદ્યનું નામ લખ્યું નથી ને ટંલાજો આવ્યા છે.**

૧. ચિત્રક લીંડીપીપર, સિંધવ, હરડે, વાવડીંગ એનું વસ્ત્રગાળ ચુર્ણ કરી દર ટંકે પાણી સાથે ચાર વાલ ચુર્ણ આપવાથી મંદાગ્નિ મટે છે.

૨. સુંઠ તોલા ૨, મીઠીઆવળના પાન તોલો ૧, સંચળ તોલો ૧, તજ તોલા ૨, વરીઆળી તોલા ૨, એનું વસ્ત્રગાળ ચુર્ણ કરી લીંબુના રસની એક ભાવના આપી સુકવી ચુર્ણ કરી વાલ ૪ થી ૮ સુધી પાણી સાથે આપવાથી પાચન શક્તિ વધે છે.

**વૈદ્ય આણંદજી અને પીતાંબર સવજી મુ૦ ઉના.** (કાઠીઆવાડ)

૧. પ્લીહ માટે-હરડે તોલા બે, મંડુર ભસ્મ તોલો ૧, કરીનાઇન, તોલો ૦ાા મીશ્રણ કરી તેમાંથી સવાર સાંજ બબેઆની ભાર દુધમાં આપવાથી બરલ મટે છે.

**વૈદ્ય છગનલાલ આત્મારામ ઘાંચી શેરી—સુરત.**

૧. અજીર્ણ માટે-કાચ એળીઓ તોલા ૩, કપડવંજી સાબુ તોલા ૪, તજ તોલો ૧, રેવંચીનો શીરો તોલો ૧, સુંઠ તોલો ૧,

કાલામરી તોલો ૧. પીપર તોલો ૧, કોલમ તોલો ૧, ટંકણખાર તોલો ૧, હીંગોરાની મીંજ તોલો ૧, બોળ તોલો ૧, ગરણીનાં બી તોલો ૧, હીમજી હરડે તો. ૧, એલચી તોલો ૧, ઉપરની વસ્તુઓમાંથી સાબુ વગરની તમામ વસ્તુને ખાંડી વસ્ત્રગાળ ચુર્ણ કરી પછી સાબુ ખલમાં નાંખી વાટી તેમાં ચુર્ણ મેળવી ઘુંટવુ, પછી પાકા ચેવલી પાનનો રસ ગોળી વળાય તેટલો નાંખીં સારી પેઠે ઘુંટી ગોળી વટાણા પુરની વાળવી તેમાંથી મોટા માણુસને દિવસમાં ત્રણ વખત ગોળી ૧થી ૬ સુધી પાણી કે દુધ સાથે આપવી, નાના બાળકોને દિવસમાં બે વાર ગોળી ૦ાા અથવા ૧ પ્રકૃતિ જોઇને પાનના રશમાં, મોટી હરડેમાં, અથવા પાણીમાં આપવાથી અજીર્ણ મટાડી, ખોરાક પચાવી ઝાડો સાફ લાવે છે

૨. **અગ્ધિચોળી ગુટી**:—પારો તોલો ૦ા, ગંધક તોલો ૦ા, હીંગલોક તોલો ૦ા, હરતાલ તોલો ૦ા વછનાગ તોલો ૦ા રામરસ (મીઠું) તોલો ૦ા, નવસાર તોલો ૦ાા, સિંધવ તોલો ૦ાા, સંચળ તોલો ૦ાા, ધંતુરાના બી તોલો ૧, ખોરસાની અજમો તોલો ૧, કરમાણી અજમો તોલો ૧, અજમો તોલો ૧, અજમોદ તોલો ૧, ત્રિફળા તોલા ૩, ત્રિકટુ તોલા ૩, ગુલાબના ફુલ તોલા ૩, ટંકણખાર તોલો ૦ાા, તગરગંઠોડા તોલા ૨, ઇંદ્રવરણાના સુકાં ફળ તોલા ૨, ગરણીના બી તોલા ૩, એળીઓ તોલો ૦ા, રેવંચીની ખટાઇ તોલા ૨, નિપાળો તોલા આઠ, પ્રથમ પારા ગંધકની કજલી કરી તેમાં બાકીના વસાણાનું સત્રગાળ ચુર્ણ કરી મેળવી ખલી એક રસ કરી ભાંગરાના રસની એક ભાવના, પાંકાં ચેવલી પાનના રસની બે ભાવના આપી છેવટે કુંવારના રસની એક ભાવના આપી

ગોળી મરી પ્રમાણે તથા રાઇ પ્રમાણે એમ બે જાતની વાળવી, મોટા માણુસને મગપુરની ગોળી ૧ થી ૨ દીવસમાં બે વાર યોગ્ય અનુપાન સાથે આપવી, તથા નાના બાળકોને રાઇપુરની ગોળી આપવી, આ ગોળી સઘળા રોગમાં વૈદ્યરાજોએ પોતાની બુદ્ધિ પ્રમાણે વાપરવાથી યશ અપાવે છે. આ ગોળી હમને કોઇ મહાત્મા તરફથી મળેલી છે. જે જનકલ્યાણાર્થે અત્ર પ્રસિદ્ધમાં મૂકી છે.

### વદ્ય મણીશંકર જાદવજી જોશી મુ. કાનપુર પો. વળા.

રામબાણ ચુર્ણ–હરડેદળ તોલા ૨, દીવેલમાં તળેલી હીમજ તોલા ૨, અને અકલગરો, સિંધવ, ચીત્રો, આમળાં, મરી, સુંઠ, પીપર, અજમો, જીરૂ, ધાણા, વાવડીંગ, સંચળ દરેક તોલો એકેક અને લવિંગ તોલો ૦।।, એ સર્વનું વસ્ત્રગાળ ચુર્ણ કરી લીંબુના રસની એક ભાવના આપી તેમાંથી રૂા. ૦। ભાર ચુર્ણ સવાર સાંજ લેવાથી મંદાગ્નિ, અરૂચી, ઉધરસ, દમ, સળેખમ, વિગેરેને તત્કાળ મટાડે છે. ભુખ સખત લગાડે છે. અજીર્ણ તથા અપચાને માટે ઉત્તમ ઉપાય છે, દસ્ત સાફ લાવે છે. અકસીર છે.

### વૈદ્ય નંદરામ પ્રાગજી મુ. નાગેશ્રી. જાફરાબાદ.

શ્રી પંખમુખ (સરપંખો) તોલો ૧, નવસાર તોલો ૧, આંકડાના પાનનો રસ તોલા ૪, ભોંઉંદરીનો રસ તોલા ૫, વાટી ગોળીઓ ચણોઠી જેવડી કરી નવસારના એક વાલ ચુર્ણ સાથે ત્રણ વખત ગોળી લેવી તેથી ઝાડા, ઉલટી, વિશેષ થાય તો પ્રકૃતિને માફક આવે તેમ વધારે ઓછી ગોળી લેવી, બરોળ તથા

યકૃતના તમામ દોષ, ગુલ્મ, મળાવરોધ. પેટપીડ, આફરો, તાવ, ઉદરરોગને મટાડવામાં આ ગોળી સારી છે.

**રાજન જોગ જુલાબ**–(નાભી જુલાબ) ટંકણ, મોરથુથુ, થોરનું દુધ, નેપાળો, એરંડીની બીજ, એ સર્વ સમભાગે લઇ ડુંટી નાભી ઉપર લેપ કરવાથી રેચ લાગે છે. ગરમ પાણીએ ધોઇ નાંખતા રેચ બંધ થાય છે. (ડુંટીની આસપાસ લેપ કરવો) અમીર તથા રાજાઓને માટે આ ઉત્તમ જુલાબ છે.

**વૈદ્ય ભોળાનાથ નર્મદાશંકર સ્માર્ત. મુ૦ ભુતશેરી–સુરત.**

**અવલેહ સુલેમાની**–આલુ બુખારી શેર ૦)≈ જીરૂ શેર ૦)≈ આદુ તોલો ૧) ફુદીનો તોલા ૨) મરી તોલો ૧) પીપર તોલો ૧) સુંઠ તોલો ૧) કાળી દરાખ શેર ૦। જીરૂ તોલો ૧) પીપરીમુળ તોલો ૧) સિંધવ તોલો ૧) સંચળ તોલો ૧) બારીક ચુર્ણ કરી બુદ્ધિ પ્રમાણે સરકો નાંખી (સરકો નાંખવાથી અવલેહ બગડશે નહિં તેમજ ફુગ ચડશે નહીં.) માત્રા પા તોલો અજીર્ણ વિગેરે ઉપર આપવું.

**વૈદ્ય પુરશોતમ બહેચરભાઇ યાજ્ઞીક મુ. કાલોલ (પંચમહાલ)**

**અજીર્ણ માટે**–સુકા કેવડાના ફુલ (છાંયે સુકવવા) અને સાકર એ બે સમભાગે લઇ વસ્ત્રગાળ ચુર્ણ બનાવી પાવલી ભારથી અર્ધો ભાર ગરમ પાણી સાથે ખાવાથી અસલ ભુખ લાગે છે; અજીર્ણ મટાડી ખોરાક પાચન કરે છે. અનુભવેલો છે.

**વૈદ્ય બાળકૃષ્ણ હરિકૃષ્ણ શાસ્ત્રી મુ. ભુવાલડી. (અમદાવાદ)**

**૧. કફ પિત્તહર ચુર્ણ**–કડુ તોલા ૨, સુંઠ તોલો ૧, ઇંદ્રજવ

તોલો ૧, વાટી વસ્ત્રગાળ કરી પા તોલો ચુર્ણમાં લાલ શાકર મેળવી ઉના પાણી સાથે પીવાથી કફ પિત્તથી થતું દરદ શાંત થાય છે.

૨. ત્રિકટુ, નાગકેશર, હળદર, ઇંદ્રિજવ, સર્વે સમભાગે લઇ વસ્ત્રગાળ ચુર્ણ કરી પા તોલો ગરમ પાણી સાથે પીવાથી તાવ, નળબંધ વાયુ, સ્વાસ વિગેરે દરદોને મટાડે છે,

૩. આદિત્ય વટિકા–વજ, સુંઠ, ચીત્રો, જીરૂ, મરી, હીંગ, વછનાગ, તજ, એ સર્વે સમભાગે લઇ વસ્ત્રગાળ ચુર્ણ કરી ભાંગરાના રસની એક ભાવના આપી ચણાપુરની ગોળીઓ વાળી સવારમાં એક વખત થંડા પાણીમાં પીવાથી શુળ, વાયુ, મંદાગ્નિ મટે છે. પથ્ય તેલ, મરચું, ખટાશ, હીંગ ચણા, વાલ વિગેરે ન ખાવા.

૪. અગ્નિકુમાર રસ–પારો, ગંધક, ત્રિકટુ, નિપાળો, પ્રથમ પારા ગંધકની કજલી કરી તેમાં બાકીના વસાણાનું વસ્ત્રગાળ ચુર્ણ કરી મેળવી આદુના રસની એક ભાવના આપી ગોળી ચણા પ્રમાણે કરવી એ ગોળી મોટા માણસને બે આપવાથી કબજીઆત મટે છે, અગ્નિ પ્રદીપ્ત થાય છે.

૫. હીંગાષ્ટક ચુર્ણ—ત્રિકટુ, જીરૂ, શાહાજીરૂ, અજમો એ એકેક તોલો અને અજમોદ તોલો ૦॥ ફુલાવેલી હીંગ તોલો ૦॥ બીડખાર તોલો ૦॥ વાવડીંગ તોલો ૧, સિંધવ તોલો ૦॥ એ સર્વેનું વસ્ત્રગાળ ચુર્ણ કરી લીંબુના રસમાં એક ભાવના આપી ચણાપુરની ગોળી કરવી એ ગોળીથી અજીર્ણ, તથા તમામ જાતના વાયુનો નાશ થાય છે.

## ડાક્ટર ચંદુલાલ મુકુંદરાય પાટણ. (ગુજરાત)

કાળોરસ—પારો તોલો ૦ાા ગંધક તોલો ૦ાા કજળી કરી તેમાં ટંકણ ફુલવેલો તોલા ૨, નિપાળો તોલા ૩ાા એરંડીની બીજ તોલા ૪, સુંઠ તોલા ૨ાા, કાળા મરી તોલો ૧ાા નિસોતર તોલા ૨ાા હરડે છાલ તોલા ૬ વાટી વસ્ત્રગાળ કરી કજલીમાં મેળવી સાત દિવસ ઘુંટવું. એટલે કાળો રસ સિદ્ધ થાય છે. આ રસની માત્રા રત્તી બે ગરમ પાણી સાથે આપવાથી પેટનું શુળ, શ્વાસ, ઉધરસ, સસણી, વરાધ મટે છે. અફીણના ઝેરવાળાને ચાર રત્તી આપવી. હડકવા વાળાને પાંચ રત્તી આપવી. પંદર દિવસ સુધી અને પાંડુરોગ- વાળાને ચાર રત્તી, જવરવાળાને બે રત્તી, ઉષ્ણજવર, શીતજવર, ત્રતીયજવર, જીર્ણજવર, દુષ્ટ પીતવાળા, વિસ્ફોટકવાળા, સન્નિપાત- વાળા, મળનાવિકારવાળા, અરૂચીવાળા, વિદ્રાધિવાળા, બધકોશવાળા, શીળશવાળાને ગરમ પાણીમાં આપવાથી મટે છે. જુલાબ થાય છે. વલણ ખીચડી બનાવી ઠંડી કરી ઘી મેળવી ખાવી, અથવા સાકરનું પાણી પીવું. કદાચ જુલાબ ન થાય તો ગરમ ચાહ પીવી તથા પેટ સેકવું અથવા તડકે બેસવું.

## વૈદ્ય મણીલાલ ગણપતીશંકર ભટ્ટ. કેળાપીઠ-સુરત.

૧. જાવંત્રી ૧ાા તોલો, જાયફળ ૧ાા તોલો, સફેદ મરી ૪ તોલા, ગંધક ૦ાા તોલો, પારો તોલો ૦ાા વછનાગ તોલો ૦ા અને લવિંગ તોલો ૦ાા પ્રથમ પારા ગંધકની કજલી કરી તેમાં બાકીના વસાણા મેળવી આદુના રસની એક ભાવના આપી અડદના પ્રમાણની ગોળીઓ વાળી, એક સવારે તથા સાંજે આપવાથી વાયુ, શુળ,

જઠરાગ્નિની મંદતા વિગેરે રોગો મટે છે. જરૂર પડે તો એ ગોળી આપવી.

૨. **જઠરાગ્નિ માટે**—વાવડીંગ તોલો ૧, ભીલામો, ચિત્રક, હીમજ, સુંઠ એ સર્વ એકેક તોલો તથા ગોળ તોલા ૫, અને ઘી તોલા બે મેળવી સોપારી જેવડી ગોળીઓ કરી સવાર સાંજ ખાય તો મંદાગ્નિ મટી ભુખ લાગે છે, ખોરાક પાચન થાય છે.

### વૈદ્ય રાવ ગોવર્ધનરાવ મુ॰ પાટણ.

**નળબંધ વાયુ માટે**—વાંસની ગાંઠો ૦)- ઇંદ્રજવ તોલો ૧, સુવા તોલો ૧, વડના પાનનાં કુમળા ટિસા તોલો ૧, દરેક વસ્તુને બારીક ખાંડી પાણી શેર ૨)માં ઉકાળી પાશેર પાણી અવશેષ રાખી તેમાંથી શેર ૦)= કવાથ તથા મધ તોલા રાા મેળવી પીવું. એ પ્રમાણે બે વખત પીવાથી નળ સાફ થઇ નળબંધ વાયુ મટે છે.

### વૈદ્ય લક્ષ્મણ માર્ત્તંડ સાસવડકર (આયુર્વેદપ્રવર) મુ. પુના સીટી

**યકૃત તથા પ્લીહ માટે**—કુટકી ૨૦ તોલા, નવસાર ૧૦ તોલા સિંધવ ચાર તોલા, સંચળ ચાર તોલા, હીંગ બે તોલા એ સર્વ ઔષધીનું વસ્ત્રગાળ ચુર્ણ કરી તેને ગૌમુત્ર, ચિત્રકનો કવાથ, કુંવારનો રસ પ્રત્યેકની ત્રણ ત્રણ ભાવના આપી વટાણા પ્રમાણે ગોળીઓ વાળી દરેક ટંકે બે ગોળી: દિવસમાં ત્રણ વખત આપવી જેથી યકૃત અને પ્લીહના તમામ વ્યાધિઓ મટે છે. બબે ગોળી અને એક તોલો કુમાર્યાસવમાં થોડું પાણી રેડી તેની સાથે દિવસમાં ત્રણવાર પીવાથી યકૃત અને પ્લીહના તમામ વ્યાધિઓ મટે છે.

**વૈદ્ય અમદાવાદના નામ જડતું નથી. અમદાવાદ.**

૧. પાવલીભાર રાઇ પાણી સાથે ફાકી જવાથી પેટમાંની બદહજમી મટે છે, અને બહુ દસ્ત થતા હોય તો પણ બંધ થાય છે. જઠરાગ્નિ પ્રદીપ્ત થાય છે.

૨. **કબજીયત માટે**–ગુલાબની તાજી સુકી કળીઓ, વરીઆળી સાકર અને ઘીનો હાથ દઈ સહેજ સેકી નાંખેલી મીંઢીઆવળ એ ચારે વસ્તુઓને સમભાગે લઇ ખાંડી ચુર્ણ કરી, સુતા પહેલાં પાણી સાથે પાવલીભાર ફાકવાથી કબજીઅત મટે છે અને સાધારણ જુલાબ લાગે છે. મન પ્રસન્ન રહે છે.

૩. **ઉદર રોગ માટે**–લસણની સુકી કળીઓ, હીરાસીંગ, સિંધવ અને કરવાના ગોળા, એ સરખે ભાગે લઇ બારીક વાટી તેની ચણી બોર જેવડી ગોળીઓ કરી ઉમર અને દરદના પ્રમાણમાં આપવાથી પેટમાં આવતી ચુંક, આફરો, બદહજમી અને શુળ તાકીદે મટાડે છે.

**બરોળ માટે**—ફુલાવેલો ટંકણ, અજમો, કાળીજીરી, સુવા, નવસાર, સાજીખાર, ચિત્રક, લીંડીપીપર, એ સર્વે સમભાગે લઇ કુંવારપાઠાના રસમાં ઘુંટી ચણી બોર જેવડી ગોળી વાળી દર ટંકે ગોળી બે દિવસમાં બે વખત ખાવાથી બરોળ નાબુદ થાય છે, તેમ જઠરાગ્નિમાં ઉત્તમ ફાયદો થાય છે. પેટના તમામ વ્યાધિઓનો નાશ કરે છે.

**રકત રોધ ચુર્ણ**–કડાયો ગુંદર, સોનાગેરૂ, ધાવડી, બાવળનો ગુંદર, કથ્થોરો, રાળ, ફુલકાયો, કોચાના બીની મીજ, બીલીનો ગર, એલચી, કથ્થોરો, કપુરકાચલી, આમળાં, માયાં, વાવડીંગના ફુલ, બાવળના

કુલ, ઓથમીજીરૂ, જીરૂ, આંબાની ગોટલી, જાંબુના ઠળીઆ, સિંધવ, સેકેલી હીંગ, ખસખસ, જીરૂં, સુંઠ, ચિત્રકમુળ, એ સર્વ સમભાગે લઇ સાબરસીંગાની ભસ્મ બે ભાગ લેવી, અને સાફ કરેલી ભાંગ, ચાર ભાગ લેવી, સાકર આઠ ભાગ લેવી, વાટી વસ્ત્રગાળ કરી તોલો ૦। થી ૦।। અથવા શકિત પ્રમાણે મધ અથવા પાણી સાથે લેવાથી સર્વ પ્રકારના અતિસાર, મરડા, સંગ્રહણી આદી મટે છે. શરીર પુષ્ટ અને આરોગ્ય બને છે. પાચનક્રિયા નિયમિત બને છે.

ડાકટર દામોદર ગોપાલ રણદિવે સગરામપુરા સુરત.

પેઠનો સખ્ત દુખાવો–(એકજ દિવસમાં મટે) કપાસીઆ મુઠી ૧ સંચળ તોલો ૦।।, ભીલામુ નંગ એક, વાટી સોપારી જેવડી ગોળી વાળી દિવસમાં બે વખત પાણી સાથે ખવડાવવાથી તુરત આરામ થાય છે. અકસીર ઇલાજ છે.



# નિબંધ ૭મો.

## વિશુચિકા (કોલેરા).

આ પંચભૂતાત્મક ઇશ્વરી સૃષ્ટિમાં પ્રાણીમાત્રો સ્વેદજ, અંડજ, ઉદ્‌ભીજ અને જરાયુજ એવા ચાર ભાગમાં વહેંચાયલા છે. તે પૈકી સ્વેદજ જીવોની યોની અમૈથુનીક ગણાય છે એટલે એ જીવો આકાશમાં દ્રષ્ટિએ નહિ પડે એવા સૂક્ષ્મરૂપમાં અસંખ્યાત અને અનંત છે. તેઓની જુદી જુદી નહિ ગણી શકાય એટલી જાતો છે, તે જાતો પૈકી કોઇપણ જાત ઋતુના હીન-મિથ્યા કે અતિયોગથી વાતાવરણમાં જે જાતનો ફેરફાર થાય તે જાતનું રૂપ ધારણ કરી અસંખ્યાત પ્રમાણમાં ઉત્પન્ન થાય છે; અને જ્યારે ઋતુનો યોગ બદલાવાથી વાતાવરણ સુધરે છે ત્યારે તે જંતુઓનો નાશ થાય છે. ઇશ્વરી સૃષ્ટિમાં પ્રાણીમાત્રની જે યોજના કરવામાં આવેલી છે તે જીવતા પ્રાણીઓ એક બીજાને સહાયકારી થાય એવા હેતુથી આ દ્રષ્યમાન થતી સૃષ્ટિની વ્યવસ્થા કરવામાં આવી છે, અને એટલા માટે મહાત્મા તુળશી દાસજીએ એક દોહરો કહ્યો છે કે;—

જીવ જીવ કે આસરે, જીવ કરત હએ રાજ;
તુલશી હર કે આસરે, ક્યું બીગડેગો કાજ.

અર્થાત્-જો દરેક જીવ બીજાનો આશ્રય લઇને કુદરતના નિયમ પ્રમાણે એટલે પરમેશ્વરની ઇચ્છા પ્રમાણે વર્તે તો ઉપાધીરૂપ રોગમાં

તેને સપડાવાનો વખત આવે નહિ. પરંતુ કેટલાક સ્વાર્થી મનુષ્યોએ **"जीवो जीवस्य जीवनम्"** એટલે જીવ છે તેજ જીવનું જીવન છે. એટલે કોઇપણ પ્રાણીની હીંસા કર્યા સિવાય અને કોઇપણ પ્રાણીનું માસ પરોક્ષે યા અપરોક્ષે ખાધા સિવાય માણુસ જીવી શકતું નથી. એ હેતુને લઇને જીવ હિંસાનો પ્રથા ચાલુ કરનારાઓએ કુદરતના કાયદાઓનો ભંગ કરવાથી અને જગતની વ્યવસ્થામાં અવ્યવસ્થા ઉત્પન્ન કરવાથી કૉલેરા જેવા ભયંકર રોગને ઉત્પન્ન થવાનો અવકાશ આપ્યો છે.

હાલની જંતુવિદ્યાની શોધ પ્રમાણે કોલેરાના જંતુઓ ઉડતા છે, અને તે જ્યારે વધે છે ત્યારે એટલી બધી સંખ્યામાં વધે છે કે જેનો પાર કોઇ પણ પંડિતથી પામી શકાતો નથી. આપણે એ જંતુઓનો નાશ કરવાને માટે જુદી જુદી જાતના સેંકડો પ્રયોગો કરીએ છીએ. પરંતુ આપણા ઋષિ મુનીઓએ ધૃત અને સુગંધી દ્રવ્યના ધુમાડાથી એ જંતુને અમૃતરૂપમાં ફેરવવાનો જે પ્રયોગ શોધેલો છે તે પ્રયોગના જેવો બીજો પ્રયોગ આજ સુધીમાં કોઇ પણ રસાયણુ શાસ્ત્રીને હાથ લાગ્યો નથી. પરંતુ જે ઉપાય કરવામાં આવે છે તેથી કોલેરાના જંતુની વૃદ્ધિ થાય છે. કારણ કે શ્વેદજ જંતુઓનો એવો સ્વભાવ છે કે જો એક જંતુને મારી નાંખ્યો હોય તો તેના શરીરમાં જેટલા પરમાણું હોય તેટલા નવા જંતુઓ ઉત્પન્ન થાય છે. તેથી જેમ જેમ ઉપાય કરી જંતુને મારી નાંખવામાં આવે તેમ તેમ તેની વધુ રૂપમાં વૃદ્ધિ થતી જાય છે. અને જ્યારે ઋતુનો સમ-યોગ થાય ત્યારે વાતાવરણના ફેરફારથી એ જંતુઓ પોતાની મેળે અદ્રષ્ય થઇ જાય છે. દાખલા તરીકે ચોમા-

સાની ઋતુમાં લગભગ શ્રાવણ માસમાં કામળીયા (કામળા) નામના જંતુ એટલા બધા ઉત્પન્ન થાય છે કે જે ગામમાં તે પાક્યા હોય તે ગામના ઘરોના છાપરાં અને નેવાણી તે જંતુથી ભરાઇ ગયલી જોવામાં આવે છે. તેવી રીતે ભાદરવા માસમાં "ભાદરવા" નામના લાલ કીડા ઢગલાબંધ ઉત્પન્ન થાય છે અને જ્યારે ઋતુનો ફેરફાર થાય છે ત્યારે એક બે દિવસમાં તેઓ ક્યાં છુપાઇ જાય છે તેનો પત્તો પણ લાગતો નથી. આથી એટલું સાબીત થયું કે વાતાવરણના ફેરફારથી આકાશમાં સ્વેદજ જીવો ઉત્પન્ન થઇ જગતમાં ઉપાધીરૂપ રોગનો ફેલાવો કરે છે. અને જ્યારે વાતાવરણ સુધરે છે ત્યારે તે ઉપાધીની શાંતિ પોતાની મેળે થાય છે. એ પ્રમાણે સામાન્ય સ્વેદજ જીવોની ઉત્પત્તિથી થતા રોગોનો વિચાર અથવા સામાન્ય સ્વેદજ જીવોની ઉત્પત્તિનો વિચાર કરવામાં આવ્યો, જે કે ઋતુના હીન-મિથ્યા અને અતિ-યોગને આભારી છે.

જ્યારે મનુષ્યોમાં બુદ્ધિનો વિભ્રંમ થાય છે ત્યારે તેને કુદરતના કાયદાનો ભંગ કરવાનું મન થાય છે, અને તેણે કોઇપણ હેતુને લઇને થોડા વખતને માટે કુદરતનો જે ગુન્હો કર્યો હોય છે તે ગુન્હો જમાનાનું પરિવર્તન થતાં રૂઢીના રૂપમાં દાખલ થઇ જાય છે. એટલે તે ગુન્હાની સજા આખી સૃષ્ટિને ભોગવવી પડે છે. ઇશ્વરી સૃષ્ટિની ગોઠવણને તપાસતાં વિચારવાન પુરૂષોને એટલું તો સમજાય છે કે આ જગતમાં દૈવી અને આસુરી એવા બે જાતના પ્રાણીઓ જણાય છે. ટુંકી નજરે જોતાં આસુરી પ્રકૃતિના પ્રાણીઓ નિરર્થક ઉત્પન્ન થયલા છે એમ જણાય. પણ લાંબી દ્રષ્ટિથી વિચાર કરતાં દૈવી જીવોના રક્ષણ માટે અને ઉપયોગ માટે આસુરી પ્રકૃતિના જીવોને

કુદરતે ઉત્પન્ન કરેલા છે એવું સ્પષ્ટ સમજાય છે. પરંતુ તેનો ઉદ્દેશ નહિ સમજવાથી દૈવી જીવો આસુરી જીવોથી અકળાય છે, પણ આ જગતમાં જે છે અથવા જે થાય છે તે કુદરતે સારાને માટેજ કરેલું છે અથવા કરે છે, એ વાત ખરી હોવાથી જો દૈવી જીવો આસુરી જીવોને તે જીવો જે કામને માટે ઇશ્વરે ઉત્પન્ન કરેલા છે તેને તે કામ કરવા દે અને પોતે તે કામ કરતાં તેને અટકાવવાની કોશિષ નહિ કરે તો જરૂર આખું જગત્ ઉપાધીના રોગથી મુકત થાય. હવે આપણે આટલી પ્રસ્તાવના કર્યા પછી 'કોલેરાના જંતુઓ' શી રીતે ઉત્પન્ન થાય છે? તેનો વિચાર કરીએ.

પૃથ્વિ ઉપર તમામ પ્રાણીમાત્રો મળમૂત્ર કરે છે તેમ તમામ પ્રાણીઓના મરણ પછી બગડતાં, સડતાં, અને વિખરાઇ જતાં શરીરના પરમાણુંઓ પૃથ્વિ ઉપર અને આકાશમાં પસરેલાં રહે છે. જ્યારે પૃથ્વિ ઉપર ટાઢ પડે છે ત્યારે આકાશમાંના પરમાણુંઓ નીચે આવીને પોતપોતાના સ્વજાતીય જીવોમાં વળગીને તે જીવોને પુષ્ટ બનાવે છે, અને જ્યારે તાપની મોસમ આવે છે ત્યારે સૂર્યના તાપથી તે પરમાણુંઓ છુટા પડી આકાશ તરફ ઉંચા ઉડે છે, અને તેના શરીરના ભાગો કે જે અસૂચિ પદાર્થો ગણાય છે તે પૃથ્વિ ઉપર પડી રહે છે. તે સડેલા, પડેલા અને તેમાં ઉત્પન્ન થતા કીડાઓથી રક્ષણ કરવા માટે કુદરતે ઘણી જાતના સ્થળ ચર અને ખેચર જીવો ઉત્પન્ન કર્યા છે, કે જેઓ અસૂચિમાં ઉત્પન્ન થતા જંતુઓને ખાઇને પોતાનો નિર્વાહ ચલાવે છે, તે પ્રમાણે તાપની મોસમ પુરી થયા પછી જ્યારે વર્ષાકાળ આવે છે ત્યારે વરસાદની સાથે પૃથ્વિ ઉપરથી ચઢેલા અસૂચિ પદાર્થોના પરમાણુ આકા-

શમાંથી નીચે પડે છે, જેથી ચોમાસાની ઋતુમાં અસંખ્ય જાતના નવા જીવજંતુઓ આપણી નજરે પડે છે. પણ ચોમાસાનો પ્રવાહ ઘણુ જોરથી ચાલવાથી પૃથ્વિને જોઇએ તે કરતાં વધુ પાણી મળવાથી તે પાણી નદીઓમાં વહીને પૃથ્વી ઉપરની તમામ અસુચિને સાથે લઇને સમુદ્રમાં મળી જાય છે, જેથી પૃથ્વિ પવિત્ર થાય છે. અસુચિ સાથે ગયલા જીવોનો સ્વભાવ છે કે અસૂચિ અને પાણી તથા ઠંડી હવાનો યોગ મળતાં તેઓ વધવા માંડે છે. તેઓ જ્યારે વૃદ્ધિના કાળમાં હોય ત્યારે સમુદ્રમાં ગયા પછી જેટલા જંતુઓ તે અસૂચિમાંથી ઉત્પન્ન થાય છે તે સઘળા જંતુનો નાશ કરવા માટે કુદરતે સમુદ્રમાં એક નવી સૃષ્ટિ જળચર પ્રાણીઓની તૈયાર રાખેલી હોય છે કે જે સ્થળપર જીવોના રક્ષણ માટે અસુચિમાંથી જેટલા જીવો ઉત્પન્ન થાય તેટલા તમામ જીવોનું ભક્ષણ કરી જાય છે. હવે મનુષ્યોએ એ કુદરતી કાયદાનો ભંગ કરી સમુદ્રમાં ઉત્પન્ન થતા પ્રાણીઓને મારીને ખાઈ જવાની રૂઢી દાખલ કરી, તેને પરિણામે દરરોજ અસંખ્ય જળચર પ્રાણીઓનો નાશ થવા માંડયો. એટલે પૃથ્વિ ઉપરથી વરસાદના પાણી સાથે જેટલી અસુચિ જવી જોઇએ તેટલી બલકે તેથી પણ વધારે સમુદ્રમાં જાય છે, પણ તે અસુચિમાંથી ઉત્પન્ન થતા જીવોનો નાશ કરવા માટે જેટલા પ્રમાણમાં જળચર પ્રાણીનું લસ્કર જોઇએ તેમાં દીનપ્રતિદિન ઘટાડો થવાથી તેઓ વધતા જાય છે; એટલે વધેલા જંતુઓ પાણીમાંથી બહાર આવી તેમાંના ચાલતા જંતુઓ પ્લેગ, ઇન્ફ્લુએન્ઝા વગેરે રોગોને ઉત્પન્ન કરવાના અને ઉડતા જંતુઓ કોલેરા, વિશુચિકા, વગેરે રોગોને ઉત્પન્ન થવાના કારણભૂત થાય છે. ઘણા માંસાહારીઓ એવી શંકા કરે છે કે જળચર પ્રાણી-

ઓ તથા સ્થળચર અને ખેચર પ્રાણીઓને અમે ઉપયોગમાં નહિ લઇએ તો તેઓની વસ્તી એટલી બધી વધી જાય કે મનુષ્યોને રહેવાને માટે સૃષ્ટિમાં જગ્યાજ રહે નહિ!!! આવા પ્રશ્ન કરનારને અમે જવાબ દઇએ કે જ્યારે તમે કુદરતના બનાવેલા એક પણ પ્રાણીને ઉત્પન્ન કરવાની શક્તિ ધરાવતા નથી તો પછી તેનો નાશ કરવાનો અધિકાર તમને શું છે? કુદરતે જે વસ્તુ જે કારણ માટે બનાવી છે તે કારણ પ્રમાણે તેનો ઉપયોગ થવાદો, તોજ તમે વ્યાજબી ગણાશો. દુનિયામાં એક કહેવત છે કે આ સંસાર મચ્છગલાગલ ન્યાયથી ચાલે છે એટલે દૈવી જીવોના રક્ષણને માટે જેટલા જીવો જરૂરનાં હોય તેટલા બચાવીને બીજા વધારાના જીવોને ઓછા કરવા માટે આસુરી જીવોમાથી એવી ઉત્પત્તી કરેલી છે કે તે વધારાના આસુરી જીવોને ખાઇ જાય, જેમ નાનાં માછલાંને મોટાં માછલાં ગળી જાય, ઉંદરને બીલાડી મારી ખાય, સાપને નોળીયા ખાય, કીડી મંકોડીને સાપ ખાય, એ પ્રમાણે આસુરી જીવો આસુરી જીવોને ખાય તે કુદરતના કાયદા પ્રમાણે છે. પણ મનુષ્યો કે જેઓ પોતે ઇશ્વરનો એક અંશ છે એવો દાવો કરે છે તેઓને જીવોનું ભક્ષણ કરવાનો અધિકાર નથી. છતાં તેઓ જ્યારે તે પ્રમાણે આસુરી જીવોનો અધિકાર ભોગવવાનો પ્રયત્ન કરે છે ત્યારે તેઓ કુદરતના કાયદાનો ભંગ કરનાર ગુન્હેગાર ગણાય છે. કેટલાક લોકો એવું માને છે કે, પરમેશ્વર ક્યાં લાકડી લઇને મારવાનો છે? પરમેશ્વર તો માત્ર તેના ડરથી દુનિયા નીતિને માર્ગે ચાલે તેટલા માટે માનવાનો છે!!! માટે આપણને સારૂં લાગે તે કરવાને જરા પણ અડચણ નથી, એમ ધારીને આખી દુનિયા એકજ વિચારપર આવેલી

જણાય છે કે બીજાને ભલે દુ:ખ ઉત્પન્ન થાય, બીજાનો ભલે જીવ જાય, બીજાના જાનમાલનું ભલે નુકશાન થાય, પરંતુ આપણા મનને જે વર્તનથી આનંદ થાય તે પ્રમાણે કરવાનો આપણને સંપૂર્ણ હક છે. એવું માનનારા સામે એવી કહેવત છે કે "પરમેશ્વરની લાકડીને કયાં અવાજ છે ?" આ કહેવત ઘણી મજબુત અને માન્ય કરવા જેવી છે. કારણ કે પરમેશ્વરને સૃષ્ટિ ક્રમ વિરૂદ્ધ કાર્ય કરનારને જાતે સજા કરવા આવવું પડતું નથી, પણ તેનો એક એવો નિયમ છે કે, જે માણસને જે અધિકાર નથી છતાં તે અધિકાર ભોગવે તો તેને દુ:ખરૂપ સજા ભોગવવી પડે. દુ:ખરૂપ સજા ભોગવતાં પણ તે સમજે નહિ તો આખરે તેને મોતની સજા ભોગવવી પડે. આટલા ઉપરથી આપણને સમજાય છે કે, પૃથ્વિ ઉપર અને પાણીમાં જે અસુચિથી આસુરીવૃત્તિના એટલે ઝેરી જીવો ઉત્પન્ન થાય છે તેનો નાશ કરવા માટે તેવાજ પાણીમાં તરતા પૃથ્વિ ઉપર ફરતા અને આકાશમાં ઉડતા જીવોને તેણે ઉત્પન્ન કરી મુકયા છે, જેથી સાબીત થાય છે કે જે જગતની શોભારૂપ મનુષ્યને આનંદ આપવા અને મનુષ્યો ઉપર આવતી ઉપાધીરૂપ રોગોની પીડાને અટકાવવા માટે જે જંતુઓને ઉત્પન્ન કરેલા છે તે જંતુઓને મનુષ્યો મારી ખાય, જેથી જેટલા પ્રમાણમાં મનુષ્યો આરોગ્ય રહેવા જોઇએ તેટલા પ્રમાણમાં આરોગ્યતા નહિ મળતાં તેઓ રોગના ભોગ થઇ પડે છે, અને જ્યારે તે પાપમાં ઘણો વધારો થાય છે ત્યારે ઋતુમાં હીન–યોગ મિથ્યા–યોગ કે અતિયોગ થવાથી વાતાવરણમાં અસંખ્યાત ઝેરી જંતુઓ ઉત્પન્ન થઇ મનુષ્યોને અંતીમ એટલે મોતની સજા કરે છે.

એ પ્રમાણે વિચાર કરતાં સમુદ્રના પાણીમાં જે અસંખ્ય જાતના પ્રાણીઓ જોવામાં આવે છે તે નિરર્થક ઉત્પન્ન કરેલા નથી, પણ મનુષ્યોને બળ, બુદ્ધિ અને આરોગ્ય આપનારાં છે. આ વાત અમે પોતે કહીએ છીએ એવું કાંઈ નથી. પણ ખાસ વિદ્વાનોમાં ગણાતા અને તત્વજ્ઞાનને પ્રાધાન્યપણું માનનારા પશ્ચિમના વિદ્વાનો પણ આ વાતને સમજી માંસાહારથી અલગ રહેવાની ભલામણ કરે છે. કેટલાક વિદ્વાનો એવો ઉપદેશ કરે છે કે દીનપરદીન સમુદ્રના પાણીમાંથી ખાર એટલે "ક્લોરીન ગેસ" ઓછી થતી જાય છે. જેથી સમુદ્રમાંથી પાકતું મીઠું પ્રથમ જેટલું ખારૂં જણાતું નથી, અને તેનો પ્રત્યક્ષ પુરાવો એવો છે કે જે જગ્યાએથી માછલાનો નાશ કરવામાં આવે છે તે જગ્યા કરતાં બીજી જગ્યાનું મીઠું વધારે ખારૂં છે. એટલે દરિયાઇ પ્રાણીના રક્ષણથી દરિયામાં આવતી અસૂચિમાંથી ઉત્પન્ન થતા ખારા રસ સિવાયના બીજા પાંચ રસો એટલે, ગળ્યો, કડવો, ખાટો, તીખો અને કષાય રસ વધી જવાથી ખારનું પ્રમાણ ઓછું થાય છે, અને તેથી ઘણા વિદ્વાનોનું કહેવું એવું છે કે, દરિયાનું પાણી દીનપરદીન વધારે મીઠું થતું જાય છે. એટલે એક તરફ સેનેટરી સિસ્ટમ પ્રમાણે દરિયા કિનારાના શહેરોમાંથી તમામ જાતની અસૂચિ દરિયામાં સીધી પહોંચાડવામાં આવે છે અને એક તરફથી પૃથ્વિ ઉપરની અસૂચિ વરસાદના પાણીથી ધોવાઇને દરિયામાં દાખલ થાય છે. અને બીજી તરફથી દરિયામાં ઉત્પન્ન થયલા અસૂચિને ખાનારા જીવોનો હદપાર નાશ કરવામાં આવે છે. તેથી દરિયામાં અસૂચિ વધી જવાથી દરિયાનું પાણી ખારાશ વગરનું થાય છે. અને તે ઓછી ખારાશવાળું અસૂચિ ભરેલું મીઠું મનુષ્યોના ખાવામાં

આવે, એટલે રોગ ઉત્પન્ન થાય તેમાં કાંઇ આશ્ચર્ય નથી. તેમ ઋતુના યોગે ઉડતા જંતુઓ કે જેનું રહેઠાણ અને ઉત્પત્તિ સ્થાન પાણીવાળી જગ્યામાં છે તે અસુચિ પદાર્થો અને દરિયાનું પાણી ભેગું થવાથી મૂત્ર જેવા પદાર્થોમાંથી ઉડતા, અને મળ જેવા પદાર્થોમાંથી ચાલતા ઝેરી જંતુઓ સંખ્યાબંધ ઉત્પન્ન થાય છે, અને તેનો ફેલાવો એટલા જોરથી થાય છે કે, જંતુવિદ્યાના શોધકોએ સિદ્ધ કર્યું છે કે ઝેરી જંતુની પેદાશને જો સૂર્યના કિર્ણોથી કુદરત નાશ નહિ કરતી હોત તો એક દિવસમાં આટલાંટિક મહાસાગર ભરાઇ જાય તેટલા જંતુઓ ઉત્પન્ન થાય છે. અર્થાત્ કહેવાની મતલબ એવી છે કે સમુદ્રમાં પાકતા જીવો તે માણસના રક્ષણને માટે છે પણ કાંઇ તેઓને મારી ખાવાને માટે નથી. જેવી રીતે આકાશમાં ફરતા ગૃહો, સૂર્ય અને ચંદ્ર, રાશી ચક્રથી ફરતા અયન અને સંક્રાન્તિથી જે જે પ્રદેશમાં, જે જે અક્ષાઉંશ અને રેખાઉંશમાં જેવી જેવી જાતનું વાતાવરણ ઉત્પન્ન કરે છે, તેની તેવી જાતના પૃથ્વિ ઉપર મનુષ્યો અને પ્રાણીઓ ઉત્પન્ન થાય છે, તેવીજ રીતે દરિયામાં પણ જુદી જુદી પ્રકૃતિના જુદા જુદા આકારના અને જુદા જુદા ગુણ—ધર્મવાળા પ્રાણીઓ ઉત્પન્ન થાય છે. એટલે જે માણસો એવો વિચાર કરનારા છે કે દરિયામાંથી જળચર જીવોનો અમે જેટલો નાશ કરતા જઇએ તેટલા પ્રમાણમાં અગાધ સમુદ્રમાંથી બીજા જીવો ત્યાં આવીને પુરાય; એટલે દરિયાની વસ્તીમાં ઘટાડો થઇ શકતો નથી. પણ તેઓ ભૂલી જાય છે કે કુદરતના કાયદા પ્રમાણે જે અક્ષાઉંશ કે રેખાઉંશવાળા ભાગમાં જે જાતના દરિયાઇ પ્રાણી ઉત્પન્ન થાય છે, તેઓ બીજા ભાગમાં જઇ શકતાજ નથી, તેનું પ્રત્યક્ષ પ્રમાણ એવું છે કે જે

સ્થળેથી કોડી, શંખ, ખાંગડા, શંખલા, છીપ અને મોતી વગેરે નીકળે છે. તેવાં બીજે સ્થળેથી મળતા નથી. એટલે જે પ્રદેશમાં જે જીવો ઉત્પન્ન થાય છે તે જીવો દરિયાના બીજા પ્રદેશમાં જઈ શકતા નથી. એવું હોવાથી દરિયામાંથી જે સ્થળેથી દરિયાઈ પ્રાણીઓનો નાશ કરવામાં આવે તે સ્થળે બીજા સ્થળનાં પ્રાણીઓ આવી શકતાં નથી. એટલે તે દરિયાનું પાણી ક્ષારમાં ન્યુનતા ધરાવે એ સંભવિત છે.

ઉપરની હકીકત ઉપરથી સમજવામાં આવે છે કે, ઋતુનો સમયોગ હોય ત્યારે ઝેરી જંતુઓનો પાક જેટલો થાય તેટલો સૂર્યના તાપમાં લય પામી જાય, પણ જ્યારે ઋતુનો હીન–મિથ્યા કે અતિયોગ થાય ત્યારે જંતુનો નાશ નહિ થતાં ઉલટો વધારો થવાથી આખું જગત્ અથવા એક પ્રદેશના લોકો ઉપાધીરૂપ મરકીમાં સપડાય એ નિર્વિવાદ છે.

માણુસનાં શરીરમાં વાયુ, પિત્ત અને કફ જ્યારે શુદ્ધ હોય ત્યારે ધાતુ ગણાય છે. તે જ્યારે અશુદ્ધ હોય ત્યારે દોષ ગણાય છે. અને જ્યારે સંપૂર્ણ બગડેલાં હોય ત્યારે મળ ગણાય છે. જેવી રીતે અજીર્ણથી મળ બગડે છે અને જો તે મળમાં વાયુ પ્રાધાન્ય હોય તો વિષ્ટાબ્ધાજીર્ણ કહેવાય છે. જો પિત્ત પ્રાધાન્ય હોય તો વિદગ્ધાજીર્ણ કહેવાય છે. અને જો કફ પ્રાધાન્ય હોય તો તે આમાજીર્ણ કહેવાય છે. તેવી રીતે આકાશમાં જ્યારે તાપની મોસમ હોય છે ત્યારે પિત્ત પ્રાધાન્ય થાય છે, જ્યારે વર્ષાની મોસમ હોય છે ત્યારે વાયુ પ્રાધાન્ય થાય છે. અને જ્યારે ટાઢની મોસમ હોય છે ત્યારે કફ પ્રાધાન્ય થાય છે. એટલે જે જે મોસમમાં જે જે પ્રકૃતિને

અથવા જે જે દોષોને પુષ્ટિ મળે એવું વાતાવરણ થાય છે તે તે મોસમમાં તેવી તેવી પ્રકૃતિના સ્થળચર, જળચર, અને ખેચર પ્રાણીઓ ઉત્પન્ન થાય છે. એટલે ગ્રીષ્મઋતુ અને શરદઋતુમાં જ્યારે સખત તાપ પડે છે ત્યારે મનુષ્યોના શરીરમાં વિદગ્ધાજીર્ણ થએલું હોય છે. તેથી તે અજીર્ણમાં અગ્નિતત્વીય એટલે ઝેરી જીવો ઉત્પન્ન થયલા હોય છે. અને સમુદ્રમાં પણ અગ્નિ તત્વીય ઝેરી જીવો ઉત્પન્ન થાય છે, તે જીવો હવાની સાથે ઉડતા ઉડતા પૃથ્વિ તરફ આવે છે અને જે મનુષ્યના શરીરમાં દગ્ધાજીર્ણને લીધે વિષવાળા જંતુઓ ઉત્પન્ન થયલા હોય છે તે જંતુઓ હવામાંથી આવતા જંતુઓને આવકાર આપી પોતાના સ્વજાતીય બાંધ ગણી પોતાની પાસે આશ્રય આપે છે. જેથી મનુષ્યના શરીરમાં વિદગ્ધ થયલા પિત્તનો અતિયોગ થવાથી અને કફનો હીન-યોગ થવાથી વાયુનો મિથ્યા-યોગ થાય છે, એટલે દગ્ધ થયલું પિત્ત ઉલટી અને ઝાડાના રૂપમાં બહાર નીકળવા માંડે છે, અને તે બહાર નીકળવાની ઉતાવળમાં પોતાની સાથે રહેલા કફ અને વાયુની દરકાર કર્યા સિવાય જોશથી બહાર નીકળે છે. અને આસુરી જીવોના કાયદા પ્રમાણે એક ક્ષણમાં લક્ષાવધિ જીવો ઉત્પન્ન થતા હોવાથી શરીર તે જીવોથી વિષપૂર્ણ બની જાય છે, જેથી આયુર્વેદે એ રોગનું નામ વિશુચિકા પાડયું છે; એટલે અજીર્ણને ઉત્પન્ન કરવાવાળુ મનુષ્યોના શરીરમાં પિત્ત વધવાથી વિદગ્ધાજીર્ણ થઇને અગ્નિય જીવોની ઉત્પત્તિ થએલી હોય છે તેમાં સમુદ્રમાં ઉત્પન્ન થયલા વાતાવરણમાં અગ્નિતત્વ (પિત્ત)નો અતિ-યોગ થવાથી તે જંતુઓ મનુષ્ય શરીરમાં પ્રવેશ કરી પ્રાણનો નાશ કરે છે તેને જુદા જુદા દેશના લોકો જુદા જુદા એટલે વિશુચિકા, મોરચી, વાસી,

મરકી, મરી, કોલેરા, એવા એવા નામોથી ઓળખે છે, અને જ્યારે તે સંપૂર્ણ રૂપમાં પ્રકટ થાય છે, ત્યારે લોકો આકુળવ્યાકુળ થઇ નહાસ ભાગમાં પડે છે, અને તેનું રક્ષણ કરવા માટે જે ચિકિત્સા શાસ્ત્રીઓ કે જેઓ કારણનો ઉપાય નહિ કરતાં કાર્યનો ઉપાય કરવાવાળા છે તેઓ નવી નવી રીતોનો શોધ કર્યા જાય છે, પણ કોલેરાનો (મરકી) રોગ તો જ્યારે હવામાં ઋતુનો સમયોગ થાય છે ત્યારેજ શાંત થાય છે. માટે જો કોલેરા જેવા ચેપી રોગોનો સમૂલો નાશ કરવો હોય તો તેનું ઉત્પત્તિ સ્થાન કે જે જળચર, સ્થળચર અને ખેચર પ્રાણીઓ જેઓ મનુષ્યને નુકસાન કરનારા ઝેરી જંતુઓનો ભક્ષ કરી જાય છે, ને જેથી મનુષ્યોને આવા ભયંકર રોગના પંઝામાં સપડાવું પડતું નથી તેનો નાશ થતો અટકાવવામાં આવે તોજ આવા રોગોનો સમૂળ નાશ થાય. અમારા સાંભળવામાં એવું આવેલું છે કે હિંદુસ્તાન સિવાયના સુધરેલા દેશોમાં એવો કાયદો છે કે જ્યારે જ્યારે માછલીઓ ગર્ભધરતી હોય અથવા ઇંડા મૂકવાની મોસમ ચાલતી હોય ત્યારે ત્યારે તે મોસમમાં માછલી મારવાનો પ્રતિબંધ હોય છે. જો આ વાત ખરી હોય તો અમારી વાતને મોટો ટેકો મળે છે, પણ હિંદુસ્તાનને માટે કોઇપણ પ્રકારનો પ્રબંધ નહિ હોવાથી હિંદુસ્તાનમાં આવા ચેપી રોગો હદ બહારનું જોર અજમાવે છે. અને વરસોનાં વરસો વહી જાય તોપણ ઝેરી રોગો હિંદુસ્તાનનો પીછો છોડતા નથી. એટલા માટે અમે ફરીથી કહીએ છીએ કે જો કોલેરા અથવા મરકીને હિંદુસ્તાનમાંથી દૂર કરવી હોય તો:—

૧—જે પ્રાણીઓ જીવજંતુ વગેરે અસૂચિને ખાઇને ઉડતા અને પગે ચાલતા જંતુઓની ઉત્પત્તિનો નાશ કરે છે તેનો નાશ થતો સત્વર અટકાવવો.

૨—હવાની શુદ્ધિ કરવા માટે આપણા આચાર્યોએ ઘી અને સુગંધી દ્રવ્યોથી યજ્ઞ યાગાદિના જે પ્રબંધ કર્યા છે તેમાં વધારો કરવો અને હાલમાં યજ્ઞયાગાદિ પ્રસંગે હુતદ્રવ્યની આહૂતિ આપવા ઉપર ધ્યાન આપવામાં આવતું નથી, પરંતુ તેવા પદાર્થોને ઉજાણી તરીકે ખાવા પીવા તરફ વધારે ધ્યાન આપવામાં આવે છે તેમાં સુધારો કરી, તે દ્રવ્યોને ખાવામાં વાપરવા કરતાં હવનમાં વધારે હોમવાની લક્ષ પૂર્વક કાળજી રાખવી.

૩—જ્યારે જ્યારે ઋતુઓમાં ઋતુનો હીન-મિથ્યા કે અતિ-યોગ જણાય ત્યારે ત્યારે ઋતુના યોગ પ્રમાણે મનુષ્યોના ખોરાકમાં ફેરફાર કરવો અને દરેક મનુષ્યે એટલી વાત ધ્યાનમાં રાખવી કે જ્યારે **"યમની દાઢ ઉઘાડી થાય છે,"** એટલે ઉપદ્રવરૂપ (ઝેરી હવા) દેશમાં વાયુ ફુંકાતો હોય તેવા વખતમાં "अल्पाहारा सजीवन्ति" અલ્પ અહાર કરનારાજ જીવે છે, એટલે આ વાત પર ખાસ ધ્યાન આપવું કે બપોરના ભોજનમાં સાદો ખોરાક પેટ ભરીને ખાવો પણ સાંજના ભોજનમાં તો દરેક મનુષ્યે હંમેશના નિયમ કરતાં અરધો ખોરાક ખાવો, એટલે દરેક ઘરના વડીલે જેના ઘરમાં રાત્રી ભોજનમાં જેટલું અનાજ વપરાતું હોય તેથી અડધા અનાજની રસોઈ કરવાનો હુકમ કરી અને દરેક માણસને હિસ્સે પડતું ખાવાનું આપી અડધા ભૂખ્યા રાખવા. જે મનુષ્યો કોલેરા, પ્લેગ, ઇન્ફલુએન્ઝા વગેરે કોઇપણ જાતની ઝેરી હવાથી ઉત્પન્ન થયલા રોગો ચાલતા હોય તે વખતમાં બપોરે સાદો ખોરાક અને સાંજે અરધું ભોજન લેશે તેના ઘરમાં અથવા તે માણસના શરીરમાં કોઇપણ જાતના ઝેરી જંતુ પ્રવેશ કરી શકશે નહિ. રોગ થયા પછી તેના ઉપાયને માટે ધામધૂમ,

દોડાદોડ કરીને વખતનો, પૈસાનો અને પોતાના જાનનો ભોગ આપવા કરતાં અલ્પઆહાર, નિરામિષ ભોજન અને શરીરની સ્વચ્છતા રાખવાથી રોગના પંઝામાં નહિ સપડાવું એજ મનુષ્ય માત્રને લાભકારી છે, છતાં જો કોઇ માણસને કોલેરા થાય તો નીચે પ્રમાણેની, ચિકિત્સા કરવાથી તે સારો થાય છે.

૧—રાતા મરચાં બે ભાગને ખૂબ બારીક વાટવાં. બે ભાગ ઉંચી હીંગ વાટીને મરચાં સાથે મેળવીને તેમાં ચાર ભાગ દેશી કપુર મેળવી વાટવું. વાટતાં વાટતાં કપુરની હવાથી, હીંગ પીગળીને ગોળી વાળવા જેવો લોચો થશે તેની વટાણા વટાણા જેવડી ગોળીઓ વાળી રાખી મુકવી. જો કોલેરા થનારને કોલેરાની શરૂઆતથી દરેક ઉલટી અને ઝાડા થયા પછી બબ્બે ગોળી પાણી સાથે ગળાવવામાં આવે તો કોલેરાના ઘણા દરદીઓ બચી જાય છે. કોલેરાના દરદીને તરસ લાગે તો માંગે તેટલું પાણી પાવું અથવા લોબાનના ધુમાડાથી ધુમારેલું પાણી પાવું, પરંતુ એટલી વાત યાદ રાખવી કે કોલેરાના દરદીને જ્યાંસુધી ઉલટી અને ઝાડા સિવાય છુટો પેશાબ થાય નહિ ત્યાંસુધી અન્ન, કોઇપણ જાતની કાંજી, દૂધ કે લીલો મેવો ખાવાને આપવો નહિ માત્ર પાણી પાયાં કરવું. કોલેરાની શરૂઆતમાં દરદીને તલનું તેલ દરેક ઉલટીએ બબ્બે તોલા અથવા ચોખ્ખું ઘી ગરમ કરીને દરેક ઉલટીએ બબ્બે તોલા પાવાથી ઘણા, દરદીઓ સારા થાય છે. એકંદર રીતે કોલેરાના દરદીને કૃમિનો નાશ થાય, પિત્તની શાંતિ થાય, અગ્નિ પ્રદિપ્ત થાય, અને મળ બંધાય એવા ઉપાય કરવાની ખાસ જરૂર છે. ईत्यलम्.

# કૉલેરાના બીજા વૈદ્યરાજો તરફથી આવેલા અનુભવી ઈલાજો.



## યતિશ્રી રવિહંસજી દીપહંસજી, છાપરીયાશેરી—સુરત.

૧. કૉલેરામાં દર ઝાડા ઉલટીએ તલનું તેલ (કાચું જ) એક નવટાંક નવટાંકને આસરે પાયા કરવું. એક શેર તેલ દરદીના પેટમાં પડ્યું કે તરત ઝાડા ઉલટી બંધ થઈ જશે એમાં શંકા રાખવા જેવું નથી.

૨. કૉલેરા તેલ—લાલ મરચાં સુકાં શેર ૦। તલના તેલ શેર ૧ માં નાંખી કાળાં થતાં સુધી આખાંને આખાં તળવાં બાદ તે મરચાં કાઢી લઈ, પેલા તેલને કપડેથી ગાળી તેની શીશી ભરી લેવી. દર ઝાડા ઉલટીએ એક એક મોટો ચમચો તેલ પેલી શીશીમાંથી લઈને પાવું. આરામ થઈ જશે.

## વૈદ્ય ધીરજલાલ માણેકલાલ મુ૦ વડોદરા બાજવાડા.

૧. લવિંગાદિ ચુર્ણ—લવિંગ તો. ૧ એલચી તો. ૦।= ભાર જાયફળ તો. ૦।= ભાર, અફીણ તો. ૦)= ભાર મેળવી ચુર્ણ કરી દોઢ આની ભાર આપવાથી ગમે તેવા કૉલેરાને તથા શુળ, ચુંક, વિગેરેને મટાડે છે.

૨. કૉલેરાવટી—હીંગ ફુલાવેલી તો. ૩, અફીણ તો. ૧, જાવંત્રી તો. ૧, કાળા મરી તો. ૧, જાયફળ તો. ૧, અજમાના ફુલ તો. ૧, અફીણ તથા અજમાના ફુલ જુદાં રાખી, બાકીની

દવાને વસ્ત્રગાળ કરી લીંબુના રસમાં ઘુંટ્યા પછી તેમાં અફીણ તથા અજમાના ફુલ મેળવી ઘુંટી મગ જેવડી ગોળીઓ વાળી લીંબુના રસમાં બબ્બે કલાકે બબ્બે ગોળી આપ્યા જવી, એ ગોળી કોલેરા ઉપર ઘણીજ અકસીર ઉપાય છે.

## વૈદ્ય શ્યામચંદ ગોવર્ધનરામ મુ૦ ખાખરેચી વાયા–હળવદ.

મરી, હીંગ ઉંચી, લસણ, બરાસકપુર, અને અતિવીશ એ સર્વ સમભાગે લઈ વાટી તુલસી અથવા લીંબુના રસમાં ગોળી વાળવી. એ ગોળી ઉમરના પ્રમાણમાં બબ્બે ચાર ચાર આપવાથી કોલેરા તથા ઝાડાના રોગમાં તરત ફાયદો કરે છે. જરૂર પડે તો આ ગોળીમાં અફીણ પણ મેળવાય છે.

## વૈદ્ય જમીયતરામ કેશવરામ પાઠક બારડોલીવાળા.

નાગદેવી સ્ટ્રીટ—મુંબઈ.

**વિશુચીકાન્ત ગુટીકા**—લાલ મરચાંનો ભુકો તો. ૨ાા, હીંગ ઉંચી તો. ૨ાા, બરાસ તો. ૨, અફીણ એક માસો (તોલો ૦ા) એ સર્વને એકત્ર કરી કાંદાના રસમાં બે પહોર સુધી ઘુંટી ગોળીઓ અડદ જેવડી વાળી છાંયે સુકવી સ્ટોવપર બાટલીમાં ભરી રાખી કોલેરાના દરદીને પાંચ પાંચ મીનીટે એક એક ગોળી સુકો ફુદનો તો. ૫, એલચી તો. ૫, વાળો તો. ૫, એ ત્રણેને પાંચશેર પાણીમાં ઉકાળી, ચતુર્થાંશ પાણી બાકી રહે ત્યારે ગોળી સાથે એકેક તોલો આપવો. અને જો પાણીની બહુ તરસ લાગે તો આ ઉકાળો અધોળ અધોળ આપવો. એ ગોળીથી કોલેરાના દરદી સોએ સો ટકા સારા થાય છે.

### વૈદ્ય ભુરાભાઇ ઓધવજી ત્રિવેદી, મુ૦ ભાદરોડ.

૧—કાળીજીરી રૂા. ૦।। ભાર તથા તલનું તેલ રૂા. ૦।। ભાર એ બંનેને મિશ્ર કરી ચાટી જવાથી તત્કાળ કોલેરાનો નાશ થાય છે. જો પાણીનો શોષ બહુ પડતો હોય તો લવિંગ, નાગરમોથ, અને કાયફળનો ક્વાથ કરી પાવો.

૨—જ્યારે કોલેરા થતો હોય તે અરસામાં લીંબુનો રસ ચુસવાથી કોલેરા થતો નથી.

### વૈદ્ય રવિશંકર મોતીરામ મુ૦ પાટણ.

૧. અજીર્ણ કંટક રસ—ફુલાવેલો ટંકણખાર, પીપર, વચ્છનાગ, મરી, એ સર્વે સમ ભાગે લઈ વસ્ત્રગાળ કરી દશ દિવસ લીંબુના રસમાં ખરલ કરી ચણા જેવડી ગોળીઓ વાળી એકથી બે ગોળી આપવાથી અજીર્ણ, કોલેરા તથા ઉલટીને મટાડે છે. અકસીર છે.

૨. અગ્નિકુમાર રસ—ફુલાવેલો ટંકણખાર, પારો, ગંધક, એ દરેક પાંચ પાંચ તોલા તથા પીળી કોડીની ભસ્મ, સુંઠ, મરી, પીપર અઢી અઢી તોલા લઇ, પ્રથમ પારા ગંધકની કજ્જલી કરી બાકીના વસાણાનું વસ્ત્રગાળ ચુર્ણ કરી મેળવી લીંબુના રસમાં આઠ દિવસ ખલ કરી રત્તિપુરની ગોળીઓ વાળી આપવાથી સર્વ પ્રકારના અજીર્ણ તથા વિશુચીકાનું શમન કરે છે.

૩. જાયફળ, જાવંત્રી, મોચરસ, હીંગળોક, લવિંગ, તજ એ દરેક એકેક તોલો અને અફીણ, કેસર, કપુર અર્ધો અર્ધો તોલો લઇ અફીણ સિવાય તમામ વસ્તુનું ચુર્ણ કરી, અફીણને પાંચ તોલા આદુના રસમાં ઘુંટી એકત્ર કરી, નવટાંક ભાંગને બસેર પાણીમાં

ઉકાળી નવટાંક પાણી અવશેષ રાખી થંડુ થવા દઇ ચોળીને ગાળી લેવું. પછી એ પાણીમાં સર્વને મિશ્ર કરી, ઘુંટતાં ગોળી વળે એવું થાય ત્યારે મગ જેવડી ગોળીઓ વાળવી. એ ગોળી મોટા માણસને દર ટકે બબ્બે અને ન્હાનાને અડધાથી એક ગોળી આદુ કે ફુદીનાના એક તોલા રસ સાથે આપવાથી કોલેરા, અતિસાર, સંગ્રહણી જેવાં દરદો યોગ્ય પથ્ય સાથે આ ગોળીનું સેવન કરવાથી મટે છે. આ દવા અર્ધી અફીણવાળી તથા અર્ધી અફીણ સિવાયની બનાવવી. તથા વિચાર પૂર્વક તેનો ઉપયોગ કરવાથી સારૂં પરિણામ આવે છે. અનુભવ સિદ્ધ છે.

૧—વૈદ્ય અંબારામ શંકરજી પંડયા, મુ. વાગડ,
વાયા રાણપુર.

આમલી તો. ૯, બીલામા તો. ૮; એકત્ર વાટી ઘોળી ડુંગળીના રસમાં કાલવી, લુગડામાં ઘાલી નીચોવી રસ કાઢવો તે રસ પાવાથી કોલેરા મટી જાય છે.

૨. જાયફળ, સિંધવ, હીંગળોક; લીંબુમાં તૈયાર કરેલી શંખ ભસ્મ. સુંઠ, અફીણ, ધંતુરાના બીજ, પીપર, સમભાગે લઇ વાટી લીંબુના રસની અથવા ધંતુરાના કવાથની અથવા ભાંગના કવાથની ભાવના દઈ ચણોઠી જેવડી ગોળીઓ કરવી. તેમાંથી એક ગોળી એક પૈસાભાર છાશ, ૧ વાલ ફુલવેલી હીંગ, ૨ વાલ સંચળ મેળવીને પાવી જેથી તત્કાળ કોલેરા બંધ થઈ જાય છે, અને પેટ ચઢતું નથી. કોલેરાના દરદીને પાણીનો શોષ હોય તો લવિંગનો કવાથ કરી પાવાથી શોષ મટી જાય છે.

૩—થોકા તથા ગધેડાની લાદનો રસ કાઢી પાવાથી પણ કોલેરા મટી જાય છે.

૪—કોરી નાળીએર (કોપરૂં) વાલ, ૨, હરડેદળ વાલ ૩, કપુર વાલ ૧, એ ત્રણેને આદુના રસમાં પાવાથી કોલેરા મટે છે.

૫—વિશુચિકાઃ—સોમલ શેર ૦। લેવો. તેને ઉંચી બ્રાન્ડીમાં ઘુંટી સુકવવો. એ પ્રમાણે શેર ૧) બ્રાન્ડી પાવી. પછી તેની ટીકડીઓ બનાવી સુકવી એક હાંડલીમાં નાંખી બીજી હાંડલી તેનાપર ઢાંકી, સાંધા બંધ કરી, (ડમરૂ યંત્ર ચૂલે ચડાવવું અને ઉપરના ઠામને ભીનાં ગાભાનાં પોતા મુકવાં. નીચે અગ્નિ કરવો જેથી સોમલ ઉડી અધર ચઢી જાય ત્યારે થંડુ પાડી તેમાંથી જાળવીને સોમલ કહાડી લેવો. એમાંથી એક ચોખાભાર લઈ ડુંગળીના અથવા આદુના રસમાં આપવાથી કોલેરા મટી જાય છે.

૬—અફીણ, મરી, હીંગ; સમભાગે મેળવી રત્તી રત્તીની ગોળી કરી દર અર્ધા કલાકે એકેક ગોળી લીંબુના રસ સાથે આપવાથી

૭—અહીફેનાસવ-મહુડાનો દારૂ તોલા ૪૦૦) લઇ એક કાચની બરણીમાં ભરી તેમાં અફીણ તો. ૧૬ તથા મોથ જાયફળ, ઇંદ્રજવ, એલચી, પ્રત્યેક તોલા ચાર લઇ ખાંડી વસ્ત્રગાળ કરી બરણીમાં નાંખી તેનું મ્હોં બંધ કરી એક મહીનો રહેવા દેવું. પછી ગાળી લઈ બાટલા ભરવા. ભયંકર કોલેરા તથા ભયંકર ઝાડામાં ટીપે ૦। થી ૦॥ તોલો, પાણીમાં મેળવી આપવાથી મટી જાય છે.

## વૈદ્ય લક્ષ્મીશંકર જાદવજી મુ૦ ધંધુકા.

એક ચલમ થાય તેટલો ગાંજો ચલમમાં પીવાય તેવી રીતે ધોઇ તૈયાર કરવો. તેમાં કપુર રત્તી ૧॥ નાખવું ને દરદીને ધીમે ધીમે

પાવું. તેથી ઉલટી બંધ થશે અને ઝાડો થોડો રહેશે તો નીચેની ગોળીઓ કરીને આપવી;–ગાંજો તો. ૧, જાવંત્રી તો. ૦॥, કપુર તો. ૦॥, નાગકેસર તો. ૦॥, ગંધક તો. ૦॥, એ સર્વને ખરલમાં બારીક વાટી એક રતિ પ્રમાણની ગોળી વાળી બબ્બે કલાકે એકેકી ગોળી આપવાથી ઝાડા બંધ થાય છે.

**જોશી રામકૃષ્ણ રેવાશંકર કંમ્પાઉંડર. મુ–બાદર.**

**કોલેરા માટેઃ**—લાલ જાંમફળના પાનનો ક્વાથ કરી આપવાથી તુરતજ કોલેરા બંધ થાય છે.

**વૈદ્ય બાપાલાલ બહેચર વ્યાસ. મુ–ચહેલીઆ પો. મોટી પાનોલી.**

અન્વલાદનો રસ તોલા બે કાઢી તેમાં હીંગ સેકેલી એક માસો નાંખી પીવાથી ગમે તેવી પેટપીડ અથવા કોલેરાની પીડને તુરત મટાડે છે.

**ગંધકવટી**—શુદ્ધ ગંધક તો. ૧, ઉમદા હરડેની છાલ, તો. ૨, સિંધવ તો. ૩, સુંઠ તો. ૪, એ સર્વનું લીંબુના રસમાં ખુબ મર્દન કરી ચણીબોર જેવડી ગોળીઓ વાળી આપવાથી શુળ, પેટનો ગોળો, તથા કોલેરા પર એકેક ગોળી વરીઆળીના અર્કમાં તેમજ અમૃતબિંદુ સાથે આપવાથી મટે છે.

**વૈદ્ય ચંચળલાલ જાદવજી ઓઝાડેલીમાં મુ–મુંદ્રા (કચ્છ).**

મોચ રસ તો. ૧, અફીણ તો. ૦॥, અજમો તો. ૧, એ ત્રણેને બારીક વાટી માંહે મળે તેટલો વગર કાંકરીનો ચુનો મેળવી ખુબ વાટી વાલ વાલની ગોળીઓ વાળી દિવસમાં ત્રણ વખત એકેક ગોળી દહીં શેર ૦॥ સાથે આખી ગળાવવી. બચ્ચાંને દહીંમાં મિશ્ર કરી આપવી

અને પાણીને બદલે દહીંનોજ ઉપયોગ કરાવવો એથી સેંકડે પોણોસો ટકા દરદીઓ મારે હાથે સારા થયા છે. અનુભવ સિદ્ધ છે.

**વૈદ્ય બાળકૃષ્ણ હરીકૃષ્ણ શાસ્ત્રી મુ–લુવાલડી, (અમદાવાદ)**

સુંઠ, મરી, પીપર, રાળ, ઇંદ્રજવ, એ સર્વ સમભાગે લઇ વસ્ત્રગાળ ચુર્ણ કરી ૦ા થી ૦ાા તોલાભાર ડુંગળીના રસ સાથે આપવાથી વિશુચીકા મટે છે. ગોળી બબ્બે કલાકને અંતરે આપવી. ખાસ અજમાવેલી છે.

**બ્રહ્મચારી આત્મારામજી ત્રિવેદી (ફુરતારામ)**

કબુતરની હગાર તો. ૧, મરઘીની હગાર તો. ૧, એ બંને પાણીમાં વાટી પીવાથી કોલેરા તુરત મટી જાય છે.

**વૈદ્ય ભવાનીશંકર ગોવિંદજી મુ. સુરત,**

પીળી કોડીની ભસ્મ, કંપીલો, કપુર, અકલગરો, જાયફળ, જાવંત્રી, તજ, મયુરપિચ્છ ભસ્મ, વાવડીંગ, કેશર એ દરેક તોલો ૦ા, તથા મરી, હીંગળોક, વછનાગ દરેક અર્ધો તોલો લઇ સર્વને બારીક વાટી આદુના રસમાં ચણા પ્રમાણની ગોળીઓ વાળી આપવાથી કોલેરા મટે છે.

દરદીને વંઠ આવતા હોય તો કાંદાના રસમાં કપુર મેળવી શરીરે મર્દન કરાવવું. જેથી બધું મટી જાય છે.

**વૈદ્ય વાસુદેવ નાગરદાસ મુ. જસકા.**

આંકડાના મુળની છાલ તો. ૧, હીંગ તો. ૧, મરી તો. ૧, અફીણ તો. ૧, વાટી આદુના રસમાં મગ જેવડી ગોળીઓ વાળી ડુંગળીના રસમાં આપવાથી કોલેરા મટે છે.

## ડૉક્ટર મગનલાલ વીજભૂખણદાસ સોનીફળીઉં સુરત.

લસણુ, હીંગ, કપુર સમભાગે લઇ વાટી ગોળમાં ચણા જેવડી ગોળીઓ વાળી આપવાથી કોલેરા, તાણુ, તોડ, વંઠ, સરદી મટી પેસાબ તુરત લાવે છે. એટલે કોલેરાનું જોર નરમ પડે છે. નાડી ન માલમ પડતી હોય તો ઠેકાણે આવે છે. અનુભવસિદ્ધ છે.

## વઘ ગીરજાશંકર આશારામ ત્રિવેદી. ઝરીઆ.

અજમાના ફુલ તથા કપુર એકત્ર કરી શીશીમાં ભરવાથી પ્રવાહી થાય છે, આ પવાહીનાં પાંચ ટીપાં તથા ક્રમિકુઠાર રસ વાલ ૧, પાણી તોલા એકમાં દર અર્ધા કલાકે આપવાથી ઝાડો તથા ઉલટી તુરતજ બંધ થાય છે. બેથી ત્રણ વખતમાંજ ચમત્કારીક ફાયદો થાય છે.

## વૈદ્ય ઉમીયાશંકર મહાસુખરામ વાઘનાથકુંડ પાસે મુ, ઉમરેઠ.

શુદ્ધ ઝેર કોચલા ને ઘીમાં સેકી વસ્ત્રગાળ કરી પાનના રસમાં મગ જેવડી ગોળી વાળી એક એક ગોળી આપવાથી કોલેરા તથા અજીર્ણના ઝાડા મટે છે.

## વૈદ્ય મણીલાલ ગણપતીશંકર ભટ્ટ મુ૦-કેળાપીઠ, સુરત.

પારો તો. ૧, ગંધક તો. ૨, લોહભસ્મ તો. ૦॥, સંચળ તો. ૧, પીપર તો. ૧, પીપરીમુળ તો. ૦॥, ચિત્રકમુળ તો. ૦॥, સુંઠ તો. ૧, મરી તો. ૧, ટંકણખાર તો. ૨, મરી તો. ૨, લવિંગ તો. ૦॥, પ્રથમ પારાગંધકની કજ્જલી કરી બાકીના વસાણાનું વસ્ત્રગાળ ચુર્ણ કરી મેળવી લીંબુના રસની સાત ભાવના આપી વાલ પ્રમાણુની

ગોળીઓ વાળી એક અથવા બે ગોળી મોળી છાશ સાથે આપવાથી કોલેરા, અજીર્ણ, મંદાગ્નિ, આફ્રીને મટાડે છે. એ ગોળીઓ ૧થી ૪ સુધી આપવાથી ઉલટી તુરત બંધ થાય છે.

૨—લાલ મરચાં તો. ૦)≈ ભાર, સફેદ મરી તો. ૦)– ભાર, અફીણ તો. ૦॥, કપુર એક ઘઉં ભાર, બારીક વાટી તેમાં બે ચમચાં બ્રાન્ડી તથા પાણી તો. ૨॥ ભાર નાંખી તેના બે ભાગ કરી દર બે કલાકે એકેક ભાગ પાવાથી કોલેરા તુરત મટી જાય છે. બ્રાન્ડી (મધ) નહીં પીનારે ફક્ત કેસરનું પાણી નાંખીને પીવું.

## મહારાજ શ્રી મહાવીરદાસજી જાનકીદાસજી મુ–ધોળકા.

૧—ચિત્રકમુળ, ભિલામાં, સુંઠ, મરી, લીંડીપીપર. હરડાં, અજમો, ધાણા, તજ, જાવંત્રી, પીપરીમુળ, જવખાર, સાજીખાર, જીરૂ, શાહજીરૂ, નાગકેસર, લવિંગ, એલચી, ઇંદ્રજવ, સાજીખાર, ચાવડીંગ, ચવક, એ દરેક એકેક તોલો અને સંચળ બે તોલા, સિંધવ, નવસાર, બીડલુણ, દરેક એકેક તોલો, સેકેલી હીંગ દોઢ તોલો, લઇ વાટી વસ્ત્રગાળ ચુર્ણ કરી તો ૦થી ૦॥ છાશ તથા પાણી અથવા મધના અનુપાન સાથે સવારમાં એકવાર આપવાથી અજીર્ણ, કોલેરા વિગેરે અનેક દરદો મટે છે. કોલેરા માટે આ દવા લીંબુના એક તોલા રસ સાથે દર અર્ધા કલાકે આપવાથી મટે છે. આ ચુર્ણમાં પારો, ગંધક, વછનાગ, શુદ્ધ ઝેરકોચલાં (ઘીમાં તળેલાં,) એ દરેક એકેક તોલો મેળવી યોગ્ય પ્રમાણમાં આપવાથી ભયંકર એવા કોલેરા જેવા દરદોને તત્કાળ જાદુઈ રીતે દુર કરે છે.

૨—સિંધવ, આંકડાનાં મુળ, અઘેડાનું મુળ, ચીત્રકમુળ એ દરેક એકએક તોલો તથા ત્રિકટુ, અજમો, વાવડીંગ, વજ, જાવંત્રી, નાગરમોથ, વછનાગ, કપુર, એ દરેક અર્ધો અર્ધો તોલો ગંધક તો. ૨, લઇ વાટી વસ્ત્રગાળ કરી તેમાં ભાંગ તો. ૨।।, અફીણ તો. ०।, કારેલીના પાનનો રસ શેર ०। લઇ તેમાં મેળવી ખુબ ઘુંટી ચણીબોર જેવડી ગોળીઓ વાળી એકથી બે ગોળી દર અર્ધો કલાકે લીંબુના અથવા આદુના રસ સાથે દરદનું જોર તેના દરદીની વય તથા બળનો વિચાર કરી યોગ્ય માત્રામાં આપવાથી ભયંકર કોલેરા મટે છે.



# आयुर्वेद निबंधमाळा.--भाग २ जो.

## નિબંધ ૮ મો.

### કૃમિરોગ.

જે માણસ અજીર્ણ ઉપર ભોજન કરતો હોય, હંમેશાં મીઠાં તથા ખાટા પદાર્થ ખાતો હોય, કઢી જેવા પાતળા પદાર્થોનું સેવન કરતો હોય, ગોળ અને લોટના પદાર્થ જમતો હોય, કસરત નહિ કરતો હોય, દિવસે સુવાની ટેવવાળો હોય, અને દૂધ તથા માછલાંનો ખાનારો હોય તેને કૃમિરોગ થાય છે. તેમાં અડદ, લાડુ, ઘેબર, ક્ષાર, ગોળ, લીલાં શાક ભાજીનું વધારે સેવન કરનારને વિષ્ટામાં કૃમિ થાય છે. તે કૃમિના રોગીના કૃમિ મળદ્વારના માર્ગે બહાર સરી પડે છે. તેઓ મોટા થયા પછી આમાશય તરફ આવે છે ત્યારે રોગીના ઓડકારમાં અને શ્વાસમાં વિષ્ટાની ગંધ દેખાય છે. આ કૃમિઓ કદે જાડા, પુષ્ટ, ગોળ, બારીક, લઠ્ઠ, અને રંગે લીલા, પીળા, કાળા તથા ધોળા હોય છે, અને તેને કકેરૂક, મકેરૂક, સૌસરાદ, મલુન અને લેલીહ એવાં પાંચ પ્રકારનાં નામ આપવામાં આવ્યાં છે. જ્યારે મળાશયમાં અપાનવાયુનો હીનયોગ થવાથી તથા ક્લેદન કફનો અતિયોગ થવાથી, વિષ્ટા રોકાઇ જાય છે, જેથી જે કૃમિ ઉત્પન્ન થાય છે. તે કૃમિઓ પેટમાં આડાઅવળા ફરતા થવાથી પાતળા ઝાડા, ચુંક પેટનું ચઢવું, શરીરનું સુકાઇ જવું, શરીર લુખું તથા પીળું

પડવું, રૂંવાંટાં ઉભા થવા, અગ્નિ મંદ અને મળદ્વારમાં ચેળ એટલા ઉપદ્રવો ઉભા થાય છે. તેવી રીતે માંસ, અડદ, ગોળ, દૂધ, દહીં, કાંજી તથા અથાણાંનું અતિસેવન કરવાથી કફમાંથી કૃમિ થાય છે. એટલે આમાશયમાં રહેલા ક્લેદન કફનો અતિયોગ થવાથી અને પક્વાશયમાં રહેલા પાચકપિત્તનો હીનયોગ થવાથી અપાનવાયુ મળને ખેંચવા અશક્ત થવાથી તે મળમાં જે જંતુઓ પડે છે તે જંતુઓ પેટમાં ચારે બાજુએ ફરવા લાગે છે તે જંતુઓમના કેટલાક પહોળા કેટલાક ગાંઠોવાળા અને કેટલાક ધાન્યના સણગા જેવા, તો કેટલાક ઝીણા, લાંબા અને ટૂંકા હોય છે. રંગમાં તેઓ રાતા અને ધોળા હોય છે. તેને અંત્રાદ, ઉદરા વેષ્ટ, હૃદયાદ, મહારૂજ, ચુરૂ, દર્ભકુસુમ, અને સુગંધ એવા સાત નામ આયુર્વેદાચાર્યોએ આપેલા છે. આ કૃમિથી બેચહેની, મોઢામાં ફીક, અન્નપર અભાવ, ચકી કિંવા ફેર, ઓકારી, તરસ, પેટનું ચઢવું, શરીરની દુર્બળતા, સોજો, અને સળેખમ થાય છે. આ સાત જાત પૈકી હૃદયાદ અને મહારૂજ, છાતીએથી મુખવાટે બહાર પડે છે. તે પ્રમાણે દૂધ, માછલાં વગેરે અર્ધા રંધાયલા બીજા પદાર્થોના ખાવાથી તથા શાક ભાજી વધારે ખાવાથી, રક્તજનીત કૃમિ થાય છે. લોહીને ઉચકનારા એટલે લોહીમાં થનારા કૃમિ ઝીણા, વગર પગના, ગોળ અને રાતા રંગના હોય છે. કેટલાક કૃમિ એટલાતો સૂક્ષ્મ હોય છે કે તે દ્રષ્ટિએ જોઇ શકાતા નથી. તેની છ જાતો નીચે પ્રમાણે છે. કેશાદ, રોમવિદ્ધંશ, રોમદ્વિપ, ઉદુંબર, સૌરસ અને માતર એ છ જાતના કૃમિ પૈકી જે કૃમિ થયા હોય તે લોહીને બગાડી, ચામડીના રોગોને ઉત્પન્ન કરે છે અને જો હૃદયના લોહીમાં ઉત્પન્ન થયા હોય તો રક્તપિત્ત નામના મહા ભયંકર રોગને

ઉત્પન્ન કરે છે. એ સિવાય જૂ અને ચામજૂ નામના બે ક્રમિ, શરીરના મેલથી અને રસ ધાતુનો મળ જેને આપણે પસીનો કહીએ છીએ તેમાંથી ઉત્પન્ન થાય છે. તે પ્રમાણે લોહી, રસ અને માંસના બગડવાથી જે ક્રમિ થાય છે તેને આપણે વાળો અથવા નારૂના નામથી ઓળખીએ છીએ. એવી રીતે જુદા જુદા અપાન વાયુના, સમાનવાયુના અને પાનવાયુના સ્થાનમાં વાયુનો હીનયોગ અને કફનો અતિયોગ થવાથી એકવીશ પ્રકારના ક્રમિની ગણના આયુર્વેદાચાર્યોએ કરેલી છે, પણ એ સિવાય એક જાતનો ચપટો અને વધુમાં વધુ એક ફુટથી પાંચ ફુટ સુધી લાંબો એક ક્રમિ પેટમાં થાય છે. તેની એવી જાત છે કે એક તરફથી વધતો જાય છે અને બીજી તરફથી દુધીના બીજના આકારના, દુધીના બીજ જેવડા કટકાના રૂપમાં કુટીને બહાર નીકળતો જાય છે. અને તેને નીકળતાં પહેલાં રોગીને ખબર પડતી નથી. એ ક્રમિને યુનાનિ વૈદકમાં કદુ દાના એ નામથી ઓળખાવે છે. એ ક્રમિ જેને થયો હોય તેનું પેટ મોટું થઇ જાય છે, શરીરનો રંગ પીળો પડતો જાય છે, શક્તિ ઘટતી જાય છે, હાથ પગનું માંસ ગળાઈ જાય છે અને આખરે રોગી મરી જાય છે. આ બેકીના કોઈ પણ જાતના ક્રમિરોગમાં વૈદ્યે તેની ઉત્પત્તિ થવાનાં કારણોનો ત્યાગ કરાવી, પછી તેના ઉપચાર કરવા. જો કે શાસ્ત્રમાં ક્રમિના ઉપચાર ઘણી જાતના લખેલા છે પણ અમારા દવાખાનામાં એક વરસની નીચેના બાળકને ક્રમિકુઠારની ગોળીથી અને મોટી ઉમરના રોગીને ક્રમિશત્રુની ગોળીથી સારી રીતે આરામ થાય છે. જ્યારે ક્રમિનો રોગી ઉલટી, ઝાડાને લીધે અશક્ત થઈ તેને તંદ્રા થાય છે, એટલે લોકો કહે છે કે "એની આંખમાં ક્રમિ રમે છે" તેવી અવ-

રથામાં ઇંદ્રજવ, વાયવડંગ, કાકડાશીંગ, અને સરસવ સરખે ભાગે લઈ, તેનું ચૂર્ણ રોગીની ઉમ્મરના પ્રમાણમાં એકથી ચાર વાલ સુધી છાશમાં વાટીને આપવાથી તે રોગી સારા થાય છે. જ્યારે જુ અને ચામ જૂ, ધોળી જૂ કે લીખ, બહુજ પડતી હોય અને ઘણા ઉપાય કરીને રોગી થાકેલો હોય તેવી અવસ્થામાં કૃમિશત્રુની બબ્બે ગોળી, દિવસમાં ત્રણવાર, પાણી સાથે ત્રણ મહિના સુધી લાગટ ખવડાવવાથી જૂ અને ચામ જૂનો રોગ જાય છે. જો વાળો થયો હોય તો જુદાજુદા વૈદ્યો જુદીજુદી રીતે ઉપચાર કરે છે, તેમાં જે દેશમાં વાળાનું દરદ વિશેષ રૂપમાં થતું હોય ત્યાંના ચિકિત્સકો એ રોગના વધારે અનુભવી હોય છે, પરંતુ અમારા દવાખાનામાં જો વાળાને ખેંચતાં તૂટી ગયો ન હોય તો મોરની પીંછીની ભસ્મ મધમાં ચટાડવાથી અથવા દિવસમાં ત્રણવાર સેકેલી હીંગની ફાકી મરાવવાથી વાળાનો કૃમિ, આપોઆપ મરી જાય છે. પણ જો વાળો તૂટયો હોય તો તેમાં સોજો આવી જાય છે, તેવા વખતમાં તે સોજાને પકાવી વાળાને સારો કરવા માટે કાચકાની વગર સેકેલી મીંજને બારીક વાટી દીવેલમાં ઘૂંટી મલમ જેવું બનાવી સોજાપર ચોપડી પાટો બાંધવાથી, અથવા વિલાયતી ખરસાણી કે જેનાં પાંતરાં હડસાંકળનાં પાંતરાં જેવાં બરડ થાય છે અને જેના છોડ બે ફૂટ કરતાં ઉંચાં થતા નથી, અને જે બાગબગીચામાં વાડને ઠેકાણે ઉગાડવામાં આવે છે તેના પાંતરાં લાવી, છુંદી, ગરમ કરી પાટા બાંધવાથી સોજો પાકીને વાળો નીકળી જાય છે અને પછી પાકેલો સોજો તેનાથીજ રૂઝાઇ જાય છે. ઘણા ચિકિત્સકો વાળાને બહાર નીકળતાં બાંધી રાખે છે અને ધીમેધીમે નીકળતો જાય તેમ તેને લપેટતા જાય છે, જેથી

તેને તૂટવાનો સંભવ વધારે રહે છે, પણ અમારા જીલ્લામાં દક્ષણ દેશમાંથી એક વૈદ્યની જાતના લોકો આવે છે તેઓ ગલીએ ગલી વૈદ્ય વૈદ્ય એમ પોકારે છે. તે લોકો વાળાને એવી રીતે કાઢે છે કે કોઇ જાતનું તેલ, જેટલો લાંબો વાળો જણાય તેટલા ભાગમાં ચામડી ઉપર ચોપડે છે. એટલે વાળો અંદરથી અકળાઇ પોતાનું મોઢું બહાર કાઢે છે. તે વાળાના મોઢાને એક ભુંગળીમાં લઇ, ભુંગળીને બીજે છેડે કપડું આડું રાખી એવા જોરથી શ્વાસ ખેંચે છે કે બે મિનિટમાં વાળાનો કૃમિ, જીવતો અને આખો બહાર નીકળી પડે છે. જો કે તે વૈદ્યો આ ઉપાય પરસ્પર એકબીજાને બતાવે છે. પણ આપણા વૈદ્યોને બતાવતા નથી માટે કોઇ વૈદ્ય પુરૂષાર્થ કરી, એ ઉપાય મેળવે તો આયુર્વેદની ચિકિત્સામાં એક અદભુત અને ચમત્કારિક ઉપાયનો વધારો થાય. આ વાત લખવાનું કારણ એટલુંજ છે કે જુદી જુદી પ્રકૃતિના વૈદ્યરાજોની શોધકબુદ્ધિ આવા ઉત્તમ ઇલાજ મેળવવા પાછળ લાગે તો સંભવ છે કે એ ઉપાય હાથ કરી શકાય. इत्यलम.

## બીજા વૈદ્યરાજો તરફથી આવેલા અનુભવી ઇલાજો.

### વૈદ્ય ધીરજરામ દલપતરામ ગુજજરફળીયા—સુરત.

**કૃમિશત્રુ ચુર્ણ:**—પલાસ પાપડાના બીજ તોલા ૫ કપીલો તોલા ૨॥ વાવડીંગ તો. ૨॥ ઇંદ્રજવ તો. ૨॥ એને ખાંડી વસ્ત્રગાળ કરી લીંબડાના રસના પટ પાંચ તથા વાવડીંગના ઉકાળાના પટ બે દઇ, તેમાંથી ઉમ્મરના પ્રમાણમાં ૧ રતીથી ૧ વાલ સુધી દિવસમાં ૩ વાર પાણી સાથે આપવાથી સઘળી જાતના કરમ મટે છે.

## યતિશ્રી રવીન્દ્રહંસજી દીપહંસજી છાપરીયાશેરી—સુરત.

કૃમિકુઠાર:—એળીયો, ઓળ, દીકામાલી, વાયવડંગ, કરમાણી અજમો, કાળીજીરી, કાકડાસીંગ અને સરસવ એ સર્વે બબ્બે તોલા કપુર અને કંપીલો ચાર ચાર તોલા એ સર્વને બારીક વાટી કપડછન કરી, પાણી સાથે મગમગ જેવડી ગોળીઓ વાળી, કૃમિવાળાને ૨ થી ૫ ગોળી સુધી દિવસમાં બે ત્રણવાર આપે તો કૃમિ મટે છે.

## વૈદ્ય બાલકૃષ્ણ રત્નેશ્વર કંશારા શેરી—સુરત.

કૃમિઘ્નગુટીકા:—પલાસપાપડો, કરપુર, કંપીલો, હીંગ, કમરો, કરીઆતુ, કરમાણી, વાયવડંગ, ગરમાળાનો ગોળ, કાચકાની મીજ, કીડામારી, એ સર્વે સમભાગે લઈ જુના ગોળમાં વટાણા જેવડી ગોળી કરી ગરમ પાણી સાથે આપવાથી કૃમિની પીડા તુરત શાંત થાય છે.

## વનૌષધ શાસ્ત્રી મહારાજશ્રી મહાવીરદાસજી જાનકીદાસજી, મુ૦ ધોળકા.

૧–કૃમિ માટે:—કંપીલો, ખાખરના બી, વાવડીંગ, આંબાની ગોટલી, કાળીજીરી, દાડમના મૂળની છાલ, અને કપુર સમભાગે લઇ વસ્ત્રગાળ કરી ગોળના અનુપાનમાં ૦। થી ૧ તોલા સુધી રાત્રે આપી સવારે દીવેલ વિગેરે યોગ્ય લાગે તે જુલાબ આપવો. આ દવાથી કરમનો રોગ ચાહે તેવો હોય તોપણ મટયા વગર રહેતો નથી. એ એક દિવસ આપવાથી આરામ ન થાય તો દરદ મટે ત્યાં સુધી આપવાથી કૃમિ રોગ મટે છે.

૨–કૃમિહર ચુર્ણ:—કપીલો, વાયવડંગ, ખાખરના બી, કાળીજીરી, કરંજની મીંજ, એ દરેક એક એક તોલો અને ખુરાસાની અજમો તોલો ૦ાા, સઘળાને ખાંડી વસ્ત્રગાળ કરી તોલા ૦। થી ૦ાા ગોળ સાથે ખાવાથી સર્વે પ્રકારના કરમ પેટમાંથી નાબુદ થાય છે. બીજે દિવસે દિવેલનો રેચ લેવો, જેથી મટે છે

૩–કપીલો તો. ૦। થી ૦ાા, પાસેર દહીં સાથે લેવાથી કરમ નાશ પામે છે.

**માસ્તર નરભેરામ હરજીવનદાસ મુ૦ નવાગામ, તા૦ માતર.**

૧. આંબાહળદર અને સિંધવ બારીક વાટી ગરમ પાણી સાથે ફાકવું જેથી કરમ મટે છે.

૨. આંબાહળદર અને કાચકોના પાંતરા ઘસી પેટપર ચોપડવું જેથી કરમ મટે છે.

**વૈદ્ય અંબારામ શંકરજી પંડ્યા મુ૦ વાગડ, કાઠીયાવાડ.**

૧. શુદ્ધ પારદ તોલો ૧, ગંધક તોલા ૨, ઓડી અજમોદ તોલા ૩, વાવડીંગ તોલા ૪, ખાખરાના બી તોલા ૫, શુદ્ધ ઝેરકચુરો તોલા ૬, લઇ વાટી ચુર્ણ કરી મધમાં ચણીબોર જેવડી ગોળી વાળી સવાર સાંજ બબ્બે ગોળી ખાઇ ઉપર ઉંદરકાનીનો કવાથ સાકર તોલો ૦। નાંખી પીવો તેથી કૃમિ મરી જાય છે અને આફરો તથા વાયુ મટી જાય છે.

૨. કપીલો, વાવડીંગ, સિંધવ, હીમજ એ સર્વ સરખે વજને લઇ તેની ફાકી બનાવી ૦ાા ભારથી ૦ાાા ભાર સુધી ગોળમાં લેવાથી રેચ લાગી કૃમી નીકળી જાય છે.

૭. કંપીલો, વાવડીંગ, કાચકાની મીજ, ખાખરનાં બી, પીતપાપડો, કરમાણી, અજમોદ અને ગોળ સમભાગે લઇ વાટી તોલા ૦ા ની ગોળી કરી સવાર સાંજ એક એક ગોળી ખાવી અને બીજે દિવસે સવારે દીવેલનો જુલાબ લેવો. એટલે કમી નીકળી જશે.

વૈદ્ય રવિકાન્ત અને શાન્તિકાન્ત, મુ૦ બાલંભા. (કાઠીયાવાડ)

**વીડંગાદિ વટી**–હીંગ ફુલાવેલી તોલો ૧, એળીઓ શેકેલો તોલો ૧, વાવડીંગના બી, ઇંદ્રિજવ, પીતપાપડો, પાણકદો, ઇંગોરીઆની છાલ, કરમાણી અજમો, શેકેલ કાચકાની મીંજ, કંપીલો, નિસોતર, હરડે, કીડામારી, કાળીજીરી, વજ, જાવંત્રી, મોરપીછની રાખ, દેવદાર, મોથ, પીપર, સેકટાની છાલ, એ અકેક તોલો, વાટી વસ્ત્રગાળ કરી તેમાં પારો તોલો ૦ા, ગંધક તોલો ૦ા ની કજળી કરી તેમાં ઉપરનું ચુર્ણ મેળવી તેને ત્રિફળા, કુંવાર, ગૌમુત્ર, તથા વાવડીંગ, અનારનાં મુળની છાલના કવાથની અકેક ભાવના આપી ગોળી બે રતિ પ્રમાણે વાળવી (ભાવનાના દ્રવ્ય સર્વ દવાના વજનથી ચોથે ભાગે લઇ અષ્ટાવશેષ કવાથ કરવો) ચપટા કમીમાં, રતિ બેથી ચાર વાવડીંગ, અગર અનાર મુળની છાલના કવાથ સાથે આપવું. ગોળ કમીમાં, ક્ષુદ્ર કમીમાં, કાકચ વાલ ચાર અથવા કરમાણી અજમાનું ચુર્ણ વાલ ચાર સાથે ઉપરની દવા એક અથવા બે દિવસ ખવરાવી ઉપર જુલાબ આપવો કમીજનક અરૂચી, મુખમાં પાણી આવવું, ઉલટી, પેટનો દુઃખાવો, વાયુ, બાદી મટે છે. આ દવા બાળકોના ઘણાખરા રોગમાં સારૂં કામ કરે છે. (અમારી બનાવટ છે)

**વૈદ્ય ધીરાબાવા ગુમાનબાવા મુ૦ તળાવ સણીયા-(સચીન)**

દીકામાલી તથા કાચકાની મીજ સરખે ભાગે વાટી ચૂર્ણ કરી સુખડ ઘસીને તેમાં મોટા દાણાદાર ખાંડ આખીને આખી નાંખી ૩પલું ચૂર્ણ વાલ ૪ ને આશરે પાવાથી કૃમિ તમામ નીકળી પડે છે. અનુભવસિદ્ધ છે.

**વૈદ્ય ભુગાભાઇ ઓધવજી મુ૦ ભાદરોડ.**

પિત્તપાપડાની ભુકી તોલો ૦ા વાવડીંગ તો. ૦ા વાટી ગોળમાં ગોળી કરી સુતી વખતે ખવડાવવી અને બીજે દિવસે સવારે ગરણીના મૂળનો રેચ આપવાથી, વધી ગયલા તમામ કૃમિ ઝાડા વાટે નીકળી જશે.

**વૈદ્ય અંબારામ શંકરજી પંડયા. મુ૦ વાગડ. રાણુપોર થઇને.**

કૃમિ કુઠારઃ—કપુર ૮ ભાગ, કડાછાલ, ત્રાયમાણ, અજમો. વાયવડંગ, હીંગડો, વચ્છનાગ, નાગકેસર, એ એકેક ભાગ લઈ વાટી ભાંગરાના રસની, ઉંદર કાનીના રસની અને બ્રામીના રસની એકેક ભાવના દઈ, વાલ વાલની ગોળીઓ કરી આપવાથી કૃમિ મરી જાય છે. બાળકને એક રત્તી કરતાં વધુ દવા આપવી નહિ.

**જોશી રામપ્રસાદ રેવાશંકર કમ્પાઉન્ડર મુ૦ જાદર.**

પાકાં દાડેમની તાજી છાલ બશેર પાણીમાં ઉકાળી શેર ૧ બાકી રહે ત્યારે ટંડું થયા પછી અડધે કલાકે ૧ પ્યાલો પાવો.

**વૈદ્ય નરસઈભાઇ માધવભાઇ મુ૦ કંઠોર. સ્ટેશન સાયણ.**

પળુસકાષ્ડો, હીમજ સમભાગે લઇ રોગના પ્રમાણમાં મધમાં ચટાડવાથી કૃમિરોગ મટી જાય છે.

## વૈદ્ય છગનલાલ આત્મારામ ઘાંચી શેરી—સુરત.

**કરમની ગોળી:**—સેકેલા કાચકા તોલો ૧ ઘોલા મરી તો. ૧ બાળેલાં ઝેરકચુરાં તો. ૦।। ઇંદ્રિજવ તો. ૧ વાટી વસ્ત્રગાળ કરી તુલશીના રસમાં ઘુંટી ચણાપુરની ગોળી વાળી મોટા માણસને દિવસમાં ૩ વાર અને બાળકને બે વાર, પ્રકૃતિ જોઇને આપવાથી નાના મોટા તમામ કરમ પડી જાય છે.

## વૈદ્ય નંદરામ પ્રાગજી વકીલ મુ. નાગેશ્રી (જાફરાબાદ).

વાવડીંગ તોલો ૧. દાડેમના મૂળની છાલ તો. ૧. પિત્તપાપડો તો. ૦।। ચૂર્ણ કરી ૧ તોલા ચૂર્ણનો કવાથ પકાવીને પાવો. ૨ કલાક બાદ એરંડીયાનો જુલાબ આપવો.

## વૈદ્ય-(નામ તથા ઠેકાણા વગરના).

કંપીલો, વાવડીંગ, રેવંચીની સમભાગે લઇ ચૂર્ણ કરી અબ્બે વાલની માત્રા ગરમ પાણી સાથે આપવાથી કૃમિ મટે છે.

## વૈદ્ય મણીલાલ ગણપતિશંકર ભટ્ટ કેળાપીઠ-સુરત.

વાયવડંગ ૧૦ દાણા, સિંધવ ૦।। વાલ, હરડે ૧ વાલ, કંપીલો ૦।। વાલનું ચૂર્ણ બનાવી પાણીમાં ઘુંટી ૧ ચમચો પાઇ દેવું. એ પ્રમાણે દિવસમાં એકજ વખત સવારે આપવાથી કૃમિ પડી જશે ને બચ્ચું તંદુરસ્ત થશે. એક દિવસ પાવાથી જો કૃમિ નહિજ પડે તો બીજે દિવસે સવારે એ પ્રમાણે પાવું. જો કૃમિ નહિ હશે તો નહિ પડશે ને જો હશે તો આ પ્રયોગથી જરૂર પડશે.



# आयुर्वेद निबंधमाळा भाग.—२ जो.

## નિબંધ ૯ મો.

## પાંડુરોગ, કમળો અને રક્તપિત્ત

પાંડુરોગ, કામળો (કમળો) કુંભકામળો, અને પાનકી એટલા રોગો ઉત્પન્ન થવાનું લગભગ એકજ કારણ છે. જે માણસ ઘણો સ્ત્રીસંગ, અત્યંત ખાટા ખારા પદાર્થોનું ભોજન, અત્યંત મદિરા પાન, તથા મંટોડું ખાવાથી અને દિવસે સુવાથી સમાનવાયુને કલેદન કફ દબાવી દે છે, એટલે કફને લીધે પાચકપિત્તમાં મિથ્યાયોગ થાય છે તેથી પ્લીહા અને યકૃતમાં પાનવાયુ ખાધેલા ખાન પાનનો રસ કફમિશ્રિત ખેંચે છે, જેથી રંજકપિત્તમાં પણ કફનો મિથ્યાયોગ થવાથી આહારના બનેલા રસધાતુને રંજકપિત્ત રંગ ચઢાવી શકતું નથી, તેથી રંજકપિત્તમાંથી રંગાયલું લોહી હૃદયમાં સાધકપિત્ત પાસે શુદ્ધ થવાને આવે છે, પણ હૃદયમાં રહેલા અવલંબન કફના અતિયોગથી તે લોહી રક્તવાહીનીઓમાં તથા કેશવાહીનીઓમાં પીળા રંગનું બની ફરવા જાય છે એટલે રોગીનું શરીર વડના પાકેલા પાન જેવું પાંડુરવર્ણું જણાય છે. બીજી તરફ ખાનપાનમાં આવેલા ભારે, ચીકણા અને કફકારી પદાર્થોને લીધે અને પાચકપિત્તનો મિથ્યાયોગ થવાથી તે પદાર્થોનો બરાબર રસ બનતો નથી તેથી કાચો આમ ઉત્પન્ન થઇ તેનો મળ બની જવાથી રોગીનું પેટ મોટું દેખાય છે. અને વ્યાન-

વાયુમાં રહેલું ભ્રાજકપિત્ત પોતાનું કામ નહિ કરી શકવાથી અને આં સંશ્લેષણકફનો અતિયોગ થવાથી આખે શરીરે સોજા ચઢે છે એટલે શરીરમાં વહેતા રસ અને રક્ત પીળાં થવાથી રોગીના મળ અને મૂત્ર, થુંક અને કફ, પીળાં જણાય છે, જેથી રોગીને ભૂખ લાગતી નથી, ખાધેલું પચતું નથી, શરીર ભારે થઈ જાય છે, પાણીની તરસ લાગે છે અને દીન પર દીન શક્તિ ઘટતી જાય છે. એવા રોગીને **પાંડુરોગ થયો છે** એમ જાણવું. નિદાનશાસ્ત્રે દોષના અતિયોગ, હીનયોગ અને મિથ્યાયોગને લીધે પાંડુરોગ પાંચ પ્રકારના ગણ્યા છે. જેમાં વાતપાંડુ, પિત્તપાંડુ, કફપાંડુ, સન્નિપાતપાંડુ, અને મૃત્તિકાપાંડુ. એવી રીતે જે દોષનો અતિયોગ થયો હોય તે ઉપરથી તેના નામ પાડવામાં આવ્યાં છે. તેનાં જુદાં જુદાં લક્ષણો જાણવાની ઇચ્છા રાખનારે નિદાનશાસ્ત્રનું અવલોકન કરવું. તેવી રીતે જેમાં સોજા નહિ આવ્યા હોય તેને **કમળો કહે છે.** જેમાં સોજા નહિ આવ્યા હોય પરંતુ પેટ મોટું થયલું હોય તેને **કુંભકામળો કહે છે.** જ્યારે કોઈ પાંડુરોગીને વાયુનો પિત્તમાં મિથ્યાયોગ અથવા પિત્તનો વાયુમાં મિથ્યાયોગ થઈને કફનો હીનયોગ થાય છે ત્યારે તે રોગીના શરીરનો રંગ લીલો, આસમાની અથવા ધોળો પીળો થઈ જાય છે, તેને **હલીમકરોગ** કહે છે. જે પાંડુરોગીને દશે ઇંદ્રિઓમાં કલેશ થાય છે, પેટ મોટું છતાં પાતળા ઝાડા થાય છે, શરીરની અંદરનો અને બહારનો રંગ પીળાશ પડતો થઈ જાય છે તેને **"પાનકી"** કહે છે.

આ ઠેકાણે એક વાત ખાસ જાણવાની છે કે ત્રિદોષ સિદ્ધાંતના નિબંધમાં પિત્તજ્વરના લક્ષણમાં કહેવામાં આવ્યું છે કે, પિત્તજ્વરમાં ઝાડો, પેશાબ, જીભ, આંખ, નખ અને ચામડી પીળાં થાય છે. ત્યારે

કમળા અથવા કુંભકમળા કે પાનકી અને પિત્તજ્વર જુદા કેમ ઓળખાય ? જો પિત્તજ્વર ન હોય અને કમળો વગેરે દરદ હોય તો તે ચિકિત્સા નિષ્ફળ જાય છે, અને કમળો હોય ને પિત્તજ્વરની ચિકિત્સા કરીએ તો તે ક્રિયા પણ રોગીને અપાયકારી નીવડે છે, તેટલા માટે જો રોગીના શરીરમાં કમળાના બધાં લક્ષણ દેખાતાં હોય પરંતુ નીચલા હોઠની અંદરની ચામડી જે કોમળ લાલરંગની હમેશાં રહે છે તે પીળી ન થાય ત્યાંસુધી તે રોગીને પિત્તજ્વર ગણવો, અને કમળા વગેરેનાં લક્ષણ સંપૂર્ણ દેખાતાં ન હોય તથાપિ નીચલા હોઠની ચામડી પીળી દેખાય તો જરૂર જાણવું કે કમળો થયો છે અથવા થશે.

પાંડુરોગના ઉપાયમાં અમે તેના બે ભાગ પાડીએ છીએ. જે પાંડુરોગ માટી ખાવાથી થયો હોય તેને મંડુરભસ્મ તોલા આઠ, ઓળીઓ તોલા આઠ સુંઠ તોલા આઠ. અને સિંધવખાર તોલા આઠ લઇ કુંવારના રસમાં ત્રણ પુટ આપવા. પછી તેની ગોળી બેઆની-ભાર વજનની વાળી દિવસમાં એકેક ગોળી ત્રણવાર, પાણી સાથે અથવા ગોમૂત્ર સાથે આપવાથી માટી ખાવાથી થયલો પાંડુરોગ મટે છે. બીજી જાતના પાંડુરોગ (આહાર વિહારથી) થાય છે તેમાં આગળ લખેલા **વીશાળા ક્ષાર, કાળીજીરીના ક્ષાર,** ઘણું સરસ કામ બજાવે છે. પણ પાંડુરોગ, સોજા, અને કુંભકામળાના રોગીને વગર ફુલાવેલી ફટકડી તોલા સોળ અને બાવળનો કોયલો તોલો એક વાટી વસ્ત્રગાળ કરી રાખી મુકવું. તેમાંથી બેઆની ભારનું એક પડીકું ગોમૂત્ર શેર ૦। ને એકવીશવાર ગાળીને તેમાં પડીકું નાંખવું એટલે ગોમુત્રમાં ઉભરો ચડશે. તે ઉભરો ભાંગતા સુધી તેને હલાવી એવી રીતે દિવસમાં ત્રણવાર પાવાથી એકવીશ દિવસે અથવા કંઇક

વધારે દિવસે પાંડુરોગ મટી જાય છે. એ ઉપચારો કરતાં પણ રોગીને કંટાળો નહિ આવે એમ કરવું હોય તો પંચામૃત પર્પટી દિવસમાં ત્રણવાર મધ સાથે આપવાથી અથવા સ્વલ્પ ચંદ્રોદય એકેક વાલ દીવસમાં ત્રણવાર મધમાં આપવાથી કોઇ પણ જાતની ત્રિક્રિયા સિવાય પાંડુરોગ ઉપદ્રવ સહીત હોય તેને પણ મટાડે છે. સ્વલ્પ ચંદ્રોદયની વિધિ ક્ષયના પ્રકરણમાં લખીશું. અમે પાંડુરોગીને ઘી તથા ગળપણ ખાવા દેતા નથી પણ તેલ, મરચું, હીંગ, ખટાશ સાથે પચે એટલું અન્ન આપીએ છીએ. તેમ ઘણા રોગીને પંચામૃત પર્પટી અથવા સ્વલ્પ ચંદ્રોદયથી સારા કરીએ છીએ. જો રોગીને કમળો થયો હોય તો ફુલાવેલી ફટકડી વાલ બે તથા શાકર વાલ ચાર મેળવીને ત્રણ દિવસ, દિવસમાં ત્રણવાર પાણી સાથે ફકાવવાથી કમળો મટે છે. અથવા કાંસાની થાળી લઇ તેમાં પાણી ભરી રોગીના હાથની હાથેલી થાળીમાં મુકાવી આપણે હાથે થોડો પલાળેલો કળી-ચુનો ચોપડી રોગીના હાથની કોણીથી પહોંચા તરફના ભાગને ઉતરતો ચોળવો અને આપણા હાથ થાળીમાંના પાણીમાં બોળતા જવા, જેથી આખા શરીરની પીળાશ ઘટતી જશે અને થાળીમાંનું પાણી પીળું થઇ જશે. અથવા એક રૂપિયાભાર જુવારના દાણા લઇ તેમાં બે ટીપાં પાણી અને એક રત્તીભાર પલાળેલો ચુનો મેળવી તે જુવારનાં દાણા મંત્રેલા છે એમ કહીને રોગીને આપવા અને કહેવું કે આ દાણા હાથમાં લઇ મસળ્યા કરવા જેથી તમામ કમળો જુવારમાં ઉતરી આવશે. એવું કરવાથી જુવાર પીળી થઇ જાય છે અને રોગીનું શરીર પીળાશથી મુક્ત થતું જાય છે. અથવા દીવેલાના પાંતરાંનો રસ તોલા ચાર તેમાં ગોળ તોલો એક મેળવી, એકેક

દિવસ, દિવસમાં બેવાર પાવો અને તે દિવસે તે રોગીને ગોળ અને રોટલા સિવાય કાંઇ ખાવા દેવું નહિ. એ ઉપાય એક દિવસ કરવાથી ત્રણ દિવસમાં કમળો સારો થાય છે. અથવા રાંધેલો નવસાર વાલ બે તથા શાકરનો ભુકો વાલ ચાર મેળવીને થંડા પાણી સાથે દિવસમાં એકવાર ફકાડવાથી સાત દિવસમાં કમળો મટી જાય છે. દુધ અને ભાત સિવાય કમળાના દર્દીને બીજો કાંઇ ખોરાક આપવો નહિ. તથા રાત્રે ધાણા અને શાકરનું પલાળેલું પાણી સવારે પીવું અને કાળી દ્રાક્ષના ઠળીયા કાઢી નાંખીને તેમાં લીંબુ નીચોવી વારંવાર ખાયા કરવી. અથવા કડવી દુધીનો ગર અથવા કડવી દોડકીનો ગર સુકવીને તેનું ચૂર્ણ કરી, નાકમાં સુંઘાડવાથી નાકેથી પીળું પાણી ઝરી જઈ કમળો સારો થઈ જાય છે, પણ એ ઉપાયમાં મોળા દૂધભાત સિવાય કાંઈ પણ ખાવાનું આપવું નહિ—તો ત્રણ દિવસમાં મટે છે.

પાંડુરોગ તથા કમળાના અસાધ્ય લક્ષણ:—તાવ આવે, પસીનો થાય, ઘણીજ બેચેની તથા ગભરાટ થાય, ઉલટી થાય અને પાણીનો શોષ પડે, આ લક્ષણ સાથે પાંડુરોગ ત્રિદોષનાં લક્ષણવાળો હોય અને જે રોગીની ઇંદ્રિઓ પોતપોતાનું કામ કરી શકતી નથી તેવા રોગીને આરામ કરવાની માથાકુટ કરવી નહિ.

જે રોગીને પાંડુરોગ થયાને ઘણા દિવસ થઇ ગયા હોય અને તે જડ થવાથી અસાધ્ય ગણવો. આખા શરીર ઉપર સોજા ચઢેલા હોય અને તે રોગીને સઘળા પદાર્થો પીળા દેખાતા હોય તો તેને અસાધ્ય ગણવો. જે પાંડુ રોગીને કફ મિશ્રિત પીળા રંગનો થોડો અને કઠણ ઝાડો થતો હોય તેને અસાધ્ય ગણવો. જે પાંડુરોગી દીન થયો હોય અને જેના શરીરનો વર્ણ ધોળી પુણી જેવો થઇ ગયો

હોય અને જે બકારી, મૂર્છા અને તૃષાથી પીડાતો હોય તેની જીવવાની આશા છોડવી. જે પાંડુરોગીને લોહી પડવાથી સફેદ રંગનો વર્ણ થયો હોય તેપણ અસાધ્ય છે. જે પાડુરોગીના દાંત, નખ, નેત્ર પીળાં થઇ ગયા હોય અને આખી સૃષ્ટિને ધોળા રંગની દેખતો હોય તેને મરણ પથારીએ સુતેલો જાણવો. જે પાંડુરોગીના હાથ પગ અને ગરદનપર સોજો હોય અને કટિનો ભાગ સુકાઈ ગયો હોય તે રોગી પણ અસાધ્ય છે. જે રોગીની કેડનો ભાગ, મળદ્વાર અને ગુહ્યેન્દ્રિપર સોજો હોય અને હાથપગ તથા ગરદન સુકાઈ ગયાં હોય તેને અસાધ્ય જાણવો. તેમજ જે પાંડુરોગી અતિસાર અને જ્વરથી પીડાતો હોય તેને સાજો કરવાની ઇચ્છા, યશની ઇચ્છા રાખનાર વૈદ્યે કરવી નહિ. જે કમળાના રોગીને ઝાડો કાળો અને પેશાબ પીળા રંગનો આવે છે, અને જેના શરીરપરની ચામડી છોલી નાંખી હોય એવી થોથર ચઢી આવે છે, અને જેનાં નેત્ર મુખ, ઉલટી, મૂત્ર એ અત્યંત લાલ રંગનાં થાય છે તથા જે વારંવાર બેભાન બને છે, તે સ્મસાનમાંજ વ્યાધિથી છૂટે છે. જે કમળામાં દાહ થાય છે અન્ન ભાવતું નથી, શોષ પડે છે, પેટ ચઢે છે, આંખો મીંચાયલી રહે છે, બેભાન થાય છે, અને જે વાત કરી તે ભૂલી જાય છે, એવા કમળાના રોગી મરણ પામે છે. જેને કુંભકમળો થયો હોય તેને ઉલટી થાય છે, અન્ન ભાવતું નથી, રોગી અસ્વસ્થ બની તરફડે છે, તાવ આવે છે, શ્રમ વિના થાક લાગે છે, શ્વાસ તથા ઉધરસ હોય છે અને અતિસાર થાય છે, એવા લક્ષણવાળા કુંભકામળાના રોગી મરણ પામે છે. એ પ્રમાણે સાધ્યાસાધ્યનો વિચાર કરી વૈદ્યે બુદ્ધિ પૂર્વક અને રોગીએ શ્રદ્ધાપૂર્વક ઉપચાર કરવા. કારણ કે શરીરમાંનું

લોહી જે જીવનતત્વનો મોટો આધાર છે તેનો રંગ બદલાઇ પીળો વર્ણ થઇ જાય છે, જેથી લોહી પછીના બીજા પાંચે ધાતુમાં હીનયોગ થાય છે તેથી એ રોગ થતાંજ કષ્ટસાધ્ય ગણાય છે, માટે લોહીને પીળો રંગ આપનારા દાહક પદાર્થો અને સફેદ રંગ આપનારા સ્નેહન પદાર્થોનો સર્વદા નિષેધ કરવો.



## રક્તપિત્ત રોગ.

પાંડુરોગ અને રક્તપિત્ત એ બેઉની ઉત્પત્તિ એકજ સ્થાનમાંથી છે, જેથી આ નીબંધમાં તેનો સમાવેશ કરવામાં આવે છે.

તડકામાં ઘણું ફરવાથી, થાક લાગે એવી મહેનત કરવાથી, અત્યંત શોક કરવાથી, લાંબો પ્રવાસ પગે ચાલી ફરવાથી, સ્ત્રીસંગ ઘણો રાખવાથી, મરચાં વગેરે તીખા પદાર્થો ઘણા ખાવાથી, અગ્નિ સન્મુખ ઘણું બેસવાથી, જવ વગેરે ક્ષાર પદાર્થોથી અને લવણાદિ ખારા, ખાટા અને તીખા પદાર્થોનો આહાર કરવાથી, કોઠામાં રહેલા પાચકપિત્તનો અતિયોગ થવાથી, કલેદન કફ અને સાધક પીત્તનો હીન-યોગ થાય છે, જેથી અતિયોગ પામેલું પિત્ત ઉષ્ણતાને પ્રાપ્ત થઇ, તીવ્ર, પ્રવાહી ઈત્યાદિક ગુણોથી લોહીને તપાવી નાંખે છે એટલે રંજકપિત્ત અને પાચકપિત્ત રસધાતુમાં મળી જઈ, તેને લાલરંગમાં ફેરવી નાંખી જો અવલંબન કફનો હીનયોગ થયો હોય તો, ઉર્ધ્વભાગેથી એટલે મુખ તથા નાકદ્વારાએ રાતા લોહીની ઉલટી થાય છે, અને જો મળાશયમાં રહેલા કલેદનકફનો હીનયોગ થયો હોય તો લોહીના ઝાડા થાય છે અને પેશાબે પણ લોહી પડે છે. પણ પિત્તનો અત્યંત

અતિયોગ થવાથી જ્યારે કલેદનકફ તથા અવલંબનકફમાં હીનયોગ થાય છે ત્યારે બેઉ માર્ગથી એટલે મુખ, નાક, નેત્ર અને કાનમાંથી લોહી વહે છે; તેમજ ઉપસ્થ ઇંદ્રિ, યોની અને મળદ્વારથી પણ લોહી વહે છે તેને રક્તપિત્ત કહે છે. ઘણા ચિકિત્સકનું એવું માનવું છે કે આ લોહી જે વહે છે તે શરીરને પોષણ કરનારૂં જીવનું લોહી છે, માટે એ રોગી બચી શકતા નથી. પરંતુ આ રોગનો શબ્દજ સૂચના કરે છે કે એ ઝાડાં તથા ઉલટી જે લોહી જેવા જણાય છે પણ તે લોહી નથી, પરંતુ રાતુ પિત્ત છે, અને એટલાજ માટે આયુર્વેદાચાર્યોએ એને રક્તપિત્ત એવું નામ આપ્યું છે. નિદાનશાસ્ત્રમ દોષભેદે કરીને રક્તપિત્તના ચાર પ્રકાર તથા અધોમાર્ગી, ઉર્ધ્વમાર્ગી અથવા બેઉ માર્ગીનું વર્ણન કરેલું છે, તેના જુદા જુદા લક્ષણો નિદાનશાસ્ત્રો ઉપરથી જાણી લેવાં. અત્રે તેના ઉપાય લખવામાં આવે છે. રક્તપિત્તના રોગમાં પિત્તને શાંત કરનારા અને કફને વધારનારા દ્રવ્યનો ઉપયોગ કરવાને ચિકિત્સાશાસ્ત્ર ભલામણ કરે છે, અને તેથી રક્તપિત્ત મટે છે, પણ અમારા અનુભવમાં એવું આવ્યું છે કે દારૂડીના બીજ ૦। તોલો લઇ ઝીણાં વાટી, પાણી સાથે ઘુંટી, તેમાં અર્ધું લીંબુ નીચોવી ચાર તોલા પાણી બનાવી દિવસમાં ત્રણ અથવા ચાર વખત આપવાથી સાધ્ય રક્તપિત્ત હોય તો એકજ દિવસમા આરામ થાય છે અને ત્રણ દિવસ એ ઉપાય ચાલુ રાખવાથી ફરીથી રક્તપિત્ત ઉપડવાની ભીતિ રહેતી નથી. અથવા થોડી ઘણી કસર બાકી હોય તે મટી જાય છે, પણ આ જમાનામાં "**ભૂત કરતાં ડાકણ ડાહી**" એ કહેવત પ્રમાણે વૈદ્ય કરતાં લોકો ડાહ્યા હોવાથી આવા રોગીને લીંબુ આપતાં ડરે છે અને કદાચિત વૈદ્ય

આગ્રહથી લીંબુ આપે અને નકરે નારાયણને રોગી ગુજરી જાય તો વૈદ્યે લીંબુ ખવડાવી મારી નાંખ્યો એવો અપવાદ આપે છે, એટલા માટે જે ચિકિત્સકના ઉપર સંપૂર્ણ શ્રદ્ધા રાખનારા રોગી અને તેના પરિચારકો હોય તેનેજ લીંબુનો રસ નાંખીને આ બીયાં પાવાં. પણ તેમ ન હોય તો દારૂડીના બીજને અનુપાન તરીકે ગણાવી ફુલાવેલી ફટકડી વાલ બેનું એક પડીકું દવા તરીકે આપી રોગીને પાવાથી પણ રોગી સારા થાય છે. રક્તપિત્તના રોગીને તિક્ષ્ણ પદાર્થો ખાવા આપવા નહિ પરંતુ મધુરસ અને થોડો ખાટો રસ મળેલો હોય એવા પદાર્થો ખોરાક તરીકે ખાવા આપવા. અમારા અનુભવમાં આ ઉપાય ઘણો સચોટ નીવડેલો છે. અથવા રસ રત્ન સમુચ્ચયમાં રક્તપિત્તના પ્રકરણમાં ચંદ્રકળા નામનો રસ કહેલો છે તેની ત્રણ ત્રણ ગોળી દિવસમાં ત્રણવાર લિંબુના રસ સાથે અથવા શાકરના પાણી સાથે આપવાથી ઘણો ફાયદો થાય છે.

**ચંદ્રકળા રસઃ**—પારો તોલો એક, તામ્રભસ્મ તોલો એક, એ બેઉને અરડુસાના પાંતરાના રસમાં ત્રણ દિવસ ઘુંટી, ગોળો વાળી, તેને કપડપટી કરી, બેચાર અડાયાં છાણાંની અગ્નિમાં પકાવી, બારીક પીસી, તેનું જેટલું વજન થાય તેટલો શુદ્ધ ગંધક મેળવી કાજળી કરવી. તે કાજળીને મોથ, દાડેમ, દરોક, કેવડાનો પોટો, સહદેવી, કુંવાર, પિત્તપાપડો ઘાસ, બાવળની પાલી, અને શતાવરી એ પ્રત્યેકના રસની એકેક ભાવના આપવી ત્યાર પછી કડુ, ગળોસત્વ, પિત્તપાપડો, ઘાસ, વાળો, લીંડીપીપર, સીંઘોડાં, ઉપલેટ એ બધાં ઓષધોનું સમભાગે કરેલું ચૂર્ણ ઉપર પ્રમાણે ખરલ કરી પટ પાઇને તૈયાર કરેલી કાજળીનું જેટલું વજન હોય તેટલા વજનનું લઇ, કાજળીમાં મેળવી

તે સર્વને દ્રાક્ષાદિગણના ઔષધોની સાત ભાવના આપવી. છેલ્લે તેમાં એક તોલો બરાસકપુર મેળવી ચણા જેવડી ગોળી વાળવી. દ્રાક્ષાદિગણના ઓસડોમાં દાડેમ, કેળાં, તાડનાં ફળ (ગલેલી) બીલીનો ગર્ભ, કોઠ, પાકાં જાંબુ અને કાચી કેરી ગણાય છે. એ પ્રમાણે વિધિપૂર્વક આ ગોળી બનાવી રોગીને આપવાથી બધી જાતના પિત્તના રોગો, અંતરદાહ, બાહ્યદાહ, તથા રક્તપીત્તને મટાડે છે. ભયંકર વેગવાળા તાવને શાંત કરે છે, છતાં જઠરાગ્નિને મંદ થવા દેતો નથી એ ચમત્કાર છે. પરિશ્રમ, મુંઝવણ, સ્ત્રીઓનો ભયંકર રક્તપ્રદર, લોહીની ઉલટી, લોહીના ઝાડા તથા મૂત્ર કૃચ્છ એટલા રોગને મટાડે છે, એ અનુભવેલું છે. રક્તપિત્તમાં એકમાર્ગી રક્તપિત્ત સાધ્ય ગણેલું છે, અને દ્વિમાર્ગી અસાધ્ય ગણેલું છે, પણ જો રક્તપિત્તનો રોગી બીજા ઉપંદ્રવોથી પીડાતો નહિ હોય તો ઉપર લખેલા ઇલાજોથી બેઉ માર્ગી રક્તપિત્ત પણ સારા થાય છે. જો રક્તપિત્ત સ્ત્રીને થયો હોય અને તે માત્ર અધોમાર્ગી હોય તો માલતિ-ચૂર્ણ, સર્જરસ, રૂપરસ અને નળબંધ એ ચાર ઓસડ મેળવી બબ્બે વાલનાં પડીકાં, દિવસમાં ત્રણવાર, સુખડના પાણીમાં આપવાથી ઝાડા તથા પેશાબથી પડતું લોહી બંધ થાય છે. રક્તપ્રદરમાથી વખતે સોમરોગ થાય છે, તેને પણ આ પડીકાંથી સારૂં થાય છે.

નબળાઇ, શ્વાસ, ઉધરસ, જ્વર, ઉલટી બેભાનપણું, ધોળો અથવા પીળો શરીરનો વર્ણ, દાહ, મૂર્છા, અન્ન ખાતા છતાં પેટમાં બળત્રા, ગભરાટ, હૃદયમાં વિલક્ષણ પીડા, તરસ, પાતળો ઝાડો, માથું દુખવું, દુર્ગંધયુક્ત થુંક, અન્નપર અભાવો, અને અજીર્ણ આ ઉપદ્રવો રક્તપિત્તમાં થાય છે.

જે રક્તપિત્ત માંસના ધોયલા પાણી જેવો કિંવા સડેલા જેવો અથવા કાદવથી કહોવાયલા પાણી જેવો અથવા કાદવના જેવો તેમજ જે મેદ, પરૂ અને લોહીના જેવો અથવા કાળજાના ટુકડા જેવો, પાકેલા જાંબુ જેવો, કાળા અથવા આસ્માની રંગનો, અને ઉપર કહેલા ઉપદ્રવોમાંથી એક, બે અથવા વધારે ઉપદ્રવવાળો હોય તેને અસાધ્ય જાણવો. જે રોગીને અદૃષ્ય આકાશ રક્તવર્ણ દેખાય છે અથવા જે દેખાતા પદાર્થો અને આકાશને પણ લાલ રંગના દેખે છે, અથવા જે તમામ વસ્તુઓને ઉલટા રંગવાળી દેખે છે, અથવા જે રોગીને લાલ રંગની ઉલટી થાય છે તે સાથે તેનાં નેત્રો લાલ થઇ જાય છે અને ઓડકાર સાથે બહાર આવતા પદાર્થો પણ રાતા હોય છે. તેવા રક્તપિત્તનો રોગી મૃત્યુ પામે છે. અથવા જે રક્તપિત્ત ઉપદ્રવ વિનાનો હોય, કેવળ એકમાર્ગી હોય પણ જેની આંખો તથા ચામડી પીળા રંગની થવા માંડે કે વૈદ્યે તેની આશા છોડી દેવી. એ પ્રમાણે પાંડુ, કમળો, હલીમક અને રક્તપિત્ત માટેનો અમારો અનુભવ દર્શાવ્યો છે, તેમાં સુધારો વધારો કરી, જાહેરમાં મુકવાનું કામ વિદ્વાન વૈદ્યોનું છે. इत्यलम

## બીજા વૈદ્યરાજો તરફથી આવેલા અનુભવી ઈલાજો.

## પાન્ડુ રોગના ઉપાયો.

**વૈદ્ય અંબારામ શંકરજી પંડયા. મુ–વાગડ. (રાણપુર સ્ટેશન).**

૧. અષ્ટામૃત પર્પટીઃ—પારો લોહભસ્મ, અબરખભસ્મ,

રૂપાનીભસ્મ, બંગભસ્મ, તામ્રભસ્મ, સુવર્ણમાક્ષીકભસ્મ, એ પ્રત્યેક ચારચાર તોલા, ગંધક ૮ તોલા, સાથે મેળવીને પર્પટીની રીતે પર્પટી પાડવી. પછી ૦।। વાલ સવારે અને ૦।। વાલ સાંજે મધ પીપર સાથે આપવાથી પાંડુરોગ, હોજરીનું દરદ, ફીક્કાસ અને અશકિત મટે છે.

૨. સાટોડીનાં મૂળ, લીમડાની અંતર છાલ, પટોળ, સુંઠ, કડુ, હરડેદળ, દારૂહળદર; સરખે ભાગે લઈ તેનો ક્વાથ કરી તે સાથે મંડુરવટકની ગોળી આપવાથી પાંડુરોગ મટી જાય છે.

૩. **મંડુરવટક**:—હરડાં, બેડાં, આમળાં, સુંઠ, મરી, પીપર, અભ્રક, પીપળીમૂળ, ચીત્રો, દેવદાર, સુવર્ણમાક્ષીકભસ્મ, તજ, દારૂહળદર, નાગરમોથ, વાયવડંન; એ સર્વ સરખાં લઈ એ સર્વનું ચૂર્ણ કરી તે ચૂર્ણની બરોબર મંડુરભસ્મ મેળવી, તે સર્વથી ૮ ગણું ગૌમૂત્ર લઈ, તેમાં ઉપલું ચૂર્ણ નાંખી, ચુલા ઉપર પકાવી, ગોળી વળે તેવું થાય ત્યારે તેની બે આનીભારની ગોળી વાળી ઉપલા ક્વાથ સાથે આપવાથી પાંડુરોગ મટી જાય છે.

**વૈદ્ય બાલાશંકર પ્રભાશંકર મુ. નાંદોદ** (રાજપીપળા સ્ટેટ)

એક વાડમાં વેલો થાય છે તેનું નામ વખવેલો છે. એ વેલાને ફળ લાગે છે તેના ફળપર કાંટા થાય છે. બીજ નીકળે છે. તે વરસાદમાં પાકે છે. તે બીજ ૧ અથવા ૨ પાવાથી પાંડુરોગ, કમળો, ઉપરાંત ધનુર્વાયુ પણ મટી જાય છે.

**માસ્તર લલ્લુભાઈ નાથાભાઇ મુ. બોરૂ તા. વીજાપુર.**

૧. કડવા તુંબડાના કકડા કરી, દેવતાના અંગારા બરાબર પડેલા હોય તે અંગારા માટીના વાસણ અગર લોઢીમાં નાખી, ઉપર તુંબડાના ઝીણા ઝીણા કકડા કરીને નાંખવા. મોઢે માથે લુગડું શરીરનો કોઇ ભાગ ઉઘાડો નહિ રહે તેવી રીતે ઓઢી, બેસીને એ ધુમાડો લેવો. આ પ્રમાણે ૩–૪ દિવસ કરવાથી પાંડુ રોગ તેમજ કમળો મટી જાય છે.

૨. કુબો (દ્રોણપુષ્પી)નો રસ, ફુલવેલી ફટકડી; આ બેનો નાસ પણ ઉપર પ્રમાણેજ લેવો. તેથી ૩–૪ દિવસમાં પાંડુ તેમજ કમળો પણ મટે છે.

**વૈદ્ય નુરમહમદ હમીર ધોરાજીવાળા. વનસ્પતિ શોધક મુ. રાજકોટ (પરા).**

રોગીને સવારે તથા બપોરે લોહાસવ આપવો અને રાત્રે કુંવરિઆસવ આપવો. કબજીઆત, કમળાની ગાંઠ, બરોળ, યકૃતના રોગ ઉપર કુમારીઆસવનો ઉપયોગ કરવો. અને પેટમાં જ્યાં ગાંઠ દેખાય ત્યાં આંકડાનાં પાંતરાં ગરમ કરીને બાંધવાં.

**વૈદ્ય વાસુદેવ નાગરદાસ મુ. જસકા.**

**પાંડુરોગ માટે:**—ચીત્રો તોલો ૦।, હરડેદળ તોલો ૦।, બેહડાદાલ તોલો ૦।, આમળા તોલો ૦।, મોથ તોલો ૦।, વાવડીંગ તોલો ૦।, મરી તોલો ૦।, સુંઠ તોલો ૦।, પીપર તોલો ૦। લોહભસ્મ તોલા ૨।, એ સર્વેને બારીક વસ્ત્રગાળ કરી વાલ ૩ મધ સાથે ચાટવું ઉપર ગૌમૂત્ર પીવું જેથી પાંચ પ્રકારના પાંડુરોગ મટે છે.

## વૈદ્ય બાળકૃષ્ણ રત્નેશ્વર કંસારા શેરી–સુરત.

૧. સેકેલા કડાનું ચૂર્ણ કરી એકેક વાલના પડીકા દિવસમાં ૩ વખત શાકર સાથે ફાકવાથી કમળો મટે છે.

૨. ફુલાવેલા નવસારના એકેક વાલના પડીકાં દિવસમાં ૩ વખત શાકરના પાણી સાથે આપવાથી કમળો મટે છે.

૩. દીવેલાના પાંતરાનો રસ તોલા ૪ ગાયના દુધમાં મેળવી પાવાથી કમળો મટે છે.

૪. જે દીવેલાના પાંતરાનો રસ તોલા ૨ દિવસમાં ૧ વાર પીએ અને જુવારનો રોટલો તથા ગોળ સિવાય કાંઇ નહિ ખાય, અને બીજે દિવસે ખીચડીને ઘી ખાય તો કમળો મટે છે.

૫. દેવડાંગરીના ફળનું ચૂર્ણ વસ્ત્રગાળ કરી ૧ ચોખાપુર સુંઘવાથી નાકેથી પીળો સ્રાવ થઇ કમળો મટી જાય છે.

## ઇશ્વરલાલ રતનલાલ ત્રિવેદી નાગરફળીયું–સુરત.

૧. સોનાગેરૂ, આંમળાં અને હળદર પાણીમાં ઘસી આંખમાં આંજવાથી કમળો મટે છે.

૨. લીંબડાનો રસ મધ સાથે પાવાથી કમળો સારો થાય છે.

## વૈદ્ય આણંદજી સવજી મુ. ઉના, કાઠીયાવાડ.

સેકેલ કડુ અને સાકર બંને સમાન ભાગે લઇ વાટી સવાર સાંજ પાવલીભાર ચંદ્રપ્રભા સાથે કમળામાં આપવાથી મટે છે.

## વૈદ્ય મનસુખલાલ લલ્લુભાઇ નાગરફળીયું—સુરત.

**કમળા માટે**—પાપડીઓ ખારો તથા નવસારનું સમભાગે ચૂર્ણ કરી એક વાલ દિવસમાં ત્રણ વખત પાણી સાથે લેવાથી કમળો મટે છે પરેજીની જરૂર નથી.

## વૈદ્ય ડાહ્યાભાઇ મનસુખલાલ પુરોહીત મુ સણસોલી, પો. કાલોલ.

**કમળા માટે**—કળીચુનો બેથી ત્રણ વાલ લઇ માખણ બેથી ત્રણ રૂપિઆભારમાં મેળવી કમળાનો દરદી ચાર ૭ દીવસ ચાટે તો અવશ્ય કમળો મટી જાય છે, અનુભવસિદ્ધ છે.

## વૈદ્ય અંબારામ શંકરજી મુ. વાગડ રાણપુર થઇને (કાઠીયાવાડ).

૧. **કમળા માટે**—ગળો નિંબછાલ, કરીઆતુ, કડુ, હરડા, બેડા આમળા અને અરડુસો એનો કવાથ કરી મધ તથા મંડુરભસ્મ મેળવી પીવાથી કમળો મટી જાય છે.

૨. **કમળા માટે અંજન**—હળદર, આમળા, ગેરૂ, ફટકી પાણીમાં ઘસી આંખમાં આંજવાથી કમળો મટે છે.

૩. **કમળા માટે નસ્ય**—કુકડવેલનો રસ કહાડવો અને દરદીના મ્હોંમાં થોડું ઘી આપી નાંકમાં તે રસના ટીપાં મુકવાં (એક બે ટીપાં મુકવાં તથા ઘી મોંમાં રખાવવું) એટલે નાંકમાંથી પીળું પાણી નીકળી જશે ખુબ પાણી નીકળે ત્યારે ઘી સુંઘાડવું અને મ્હોડામાંથી કાઢી નંખાવવું જેથી એકજ દિવસમાં કમળો મટી જાય છે.

**માસ્તર નરભેરામ હરજીવનદાસ મુ નવાગામ તા. માતર.**

**કમળા માટે**—માક્ષીક તોલો ૧, તથા હીરાકસી તોલો ૧, લઇ તેનાં ૩૨ પડીકા કરી દરરોજ સવાર સાંજ એકેક પડીકું મધ પીપર સાથે ચાટવાથી કમળો મટે છે.

**જોશી રામકૃષ્ણ રેવાશંકર કમ્પાઉન્ડર, ગામ લીંડર.**

**કમળા માટે**—સમુદ્રફળની ત્વચા દુધની સાથે પીવાથી કમળો મટે છે. તથા કડુનો કવાથ દ્રાક્ષ નાંખી પીવાથી કમળો મટે છે.

**વૈદ્ય દુર્ગાપ્રસાદ ગંગાધર મુ૦ પોરબંદર.**

**કમળા માટે**—ટંકણખાર તથા સંચળ સમભાગે લઈ શેકી ચુર્ણ કરી એકેક વાલ બે અથવા ત્રણ વખત આપવાથી ત્રણ દિવસમાંજ કમળો મટી જાય છે.

**વૈદ્ય સાધુ ગંગાદાસ સેવાદાસ સહાયદપુરા–સુરત.**

૧. ગધેડાનાં લીંડાં પાંચને પાણીમાં મસળી નત્રટાંકે રસ કહાડી પાંચ દાણા કાળાં મરીના નાંખી પાવું પંદર દીવસમાં કમળો જુનો મટી જશે.

૨. સંદેસરાની પાલી તોલો ૧ મરીના દાણા સાત વાટી પીવાથી તાજો કમળો મટી જાય છે.



## રક્તપિત્તના ઉપાય.

### વૈદ્ય અંબારામ શંકરજી મુ૦ વાગડ શાણપુર થઇને, (કાઠીયાવાડ).

**૧–રક્તપિત્ત માટે**—રાળ વાલ એક તથા સાકર વાલ એક મેળવી પીવાથી રક્તપિત્ત [મ્હોંમાંથી વહેતું લોહી] મટે છે.

**૨–રક્તપિત્ત માટે**—જો નાકે લોહી વહેતું હોય તો આમળા ઘીમાં તળી છાશમાં વાટી માથે ચોપડવાથી નાકમાંથી વહેતું લોહી બંધ થઇ જાય છે.

૩–કાળો વાળો, અરડુસો, ગળો, ધાણા, સુખડ, કડુ, જેઠી મધનાં મુળનું સમભાગ ચુર્ણ કરી થંડા પાણીમાં પીવાથી રક્તપિત્ત મટે છે.

### ભવાનીશંકર ભ૦ ભટ્ટ મુ૦ મહુવા.

**રક્તપિત્ત**—(માથે લોહી ચઢી જતું હોય) રાફડાની માટી ગાળી તાળવે ચોપડવી.

### વૈદ્ય પ્રાણલાલ દોલતરામ મુ૦ કપડવણજ.

**૧–રક્તપિત્ત માટે**—સુધાનિધી રસ ગો૦ ૨૦નો તથા કુષ્માંડ પાક શારંગધર સંહીતાનો આપવાથી રક્તપિત્ત મટે છે.

**૨–અધોગત રક્તપિત્ત માટે**—બોલપર્પટીનો પ્રયોગ કરવાથી અથવા ગળોસત્વ બે ભાગ, સુવર્ણ માક્ષિક ભષ્મ એક ભાગ પ્રવાળ ભસ્મ એક ભાગ શંખ જીરૂ ચાર ભાગ, કડાયો ગુંદર ચાર ભાગ,

સાકર બાર ભાગ, મીશ્ર કરી થંડા પાણી સાથે આપવાથી ફાયદો થયો છે અનુભવસિદ્ધ છે.

**વૈદ દત્તાત્રય ભગવાનજી.**

લીલાં ધાણાનો રસ કહાડી પાવાથી મોઢે લોહી પડતું બંધ થાય છે.

**માસ્તર લલુભાઇ નાથાભાઇ મુ૦ બોરૂ, તા. વીજાપુર.**

**રક્તપિત્ત માટે**—શરીરના ગમે તે ભાગમાંથી પડતું લોહી અરડુસીનો પુટ પાકથી અથવા વાટીને કાઢેલો રસ એક તોલો તથા મધ અડધો તોલો મેળવી ચાટવાથી લોહી પડતું, કમળો, પાંડુરોગ વિગેરે મટે છે. પરેજીઃ-ગરમ ખોરાક, મરચાં, વિગેરે ન ખાવું.

**માસ્તર નરભેરામ હરજીવનદાસ મુ૦ નવાગામ તા. માતર.**

**રક્તપિત્ત માટે**—ઉમરડાનું મુળ ( ગુલર ) પાણીમાં ઘસી સાકર નાંખી પીવાથી રક્તપિત્ત મટે છે.

**જોશી રામકૃષ્ણ રેવાશંકર કમ્પાઉન્ડર—મુ૦ જાદર.**

**રક્તપિત્ત માટે**—કાલેરાના પાંતરાનો રસ કોઠના તેલમાં મેળવી માથા ઉપર લગાડવાથી રક્તપિત્ત મટે છે.

**વૈદ્ય દુર્ગાપ્રસાદ ગંગાધર મુ૦ પોરબંદર.**

**રક્તપિત્ત માટે**—અરડુસીના પાંતરાનું ચુર્ણ એક વાલ મધ તથા ઘી સાથે દિવસમાં બે વખત ચાટવાથી રક્તપિત્ત મટે છે, શક્તિ રહે છે, દુધ પચે છે, છાતી મજબુત થાય છે.

**વૈદ્ય છગનલાલ આત્મારામ મુ. સુરત-વાંચીશેરી.**

**રક્તપિત્ત માટેઃ**—સાપની કાંચળી વાલ ૬, ખજુર તોલા ૬ પ્રથમ સાપની કાંચળીને ઝીણી ખલીને ખજુર મેળવી ગોળી નંગ ૧૨) બનાવી સવાર સાંજ પાણી સાથે એકેક ગોળી આપવાથી રક્તપિત્ત મટે છે. ઘી દુધનો ખોરાક રાખવો.

**વૈદ્ય (નામ તથા ઠેકાણા વગરના)**

**રક્તપિત્ત માટેઃ**—હરડે તોલો ૧, દ્રાક્ષ તોલો ૧, પીપળાનાં કુણાંપાન તોલો ૧, અરડુસાના પાન તોલા ૨, જેઠીમધ તોલા ૨, ગળો તોલો ૧, એએનો ક્વાથ કરી થંડો થવા દઇ મધ મેળવી પીવાથી રક્તપિત્ત, ઉલટી તાવ, ઉધરસ અને ક્ષય મટે છે.

**વૈદ્ય રાવ ગોવર્ધનરાવ મુ. પાટણ.**

**રક્તપિત્ત માટેઃ**—( મગજમાંથી લોહી પડતું હોય ) સુખડનું તેલ તોલો એક તથા કપુરની નાની ગોટી નંગ બે વાટી તે તેલને ગરમ કરી થંડુ પાડી નાકે સુંઘવાથી મગજમાંથી પડતું લોહી બંધ થાય છે.

**માસ્તર કેશવરામ હરીશંકર ભટ્ટ મુ. કાપોદ્રા-તા. અંકલેશ્વર જી. ભરૂચ.**

**રક્તપિત્ત માટેઃ**—( ગમે તે ઠેકાણેથી પડતું લોહી ) એલચી, વાંસકપુર, તમાલપત્ર, તજ, પીપર, એ એકેક તોલો અને કાળી

દ્રાક્ષ, સાકર, ખારેક છોલેલી, જેઠીમધ એ દરેક બબ્બે તોલા લઇ ખાંડી વસ્ત્રગાળ કરી મધમાં ચણીબોર જેવડી ગોળી કરી સવાર સાંજ એકેક ગોળી ખાવાથી ગમે તે ઠેકાણેથી પડતુ લોહી, ક્ષય, ઉધરસ, દમ, અંડવૃદ્ધિ, અંતરવિદ્રધિ (મર્મસ્થાનનો સોજો), સંગ્રહણી, વાતરક્ત ઉપર ફાયદો કરે છે. અનુભવ સિદ્ધ છે.

**વૈદ્ય પરૂષોત્તમ બહેચરભાઇ, યાજ્ઞીક. મુ. કાલોલ.**

**રક્તપિત્તને માટે:**—સુખડ, જેઠીમધ, રતાંજણી બબ્બે અથવા પાવલી ભાર દરેક ચીજને ગાયનાં અધોળ દુધમાં ઘસી બે અથવા ત્રણ વખત આખા દિવસમાં પાવાથી રક્તપિત્ત અવસ્ય મટે છે. (લોહીની ઉલટી)



# નિબંધ ૧૦ મો.

## ક્ષયરોગ.

જે માણસ અપાનવાયુ, મૂત્ર તથા મળના વેગને રોકે છે, અત્યંત સ્ત્રીસંગ કરે છે, અત્યંત અપવાસ કરે છે, પોતાના કરતાં વધારે બળવાન માણસથી કુસ્તી લડે છે, વખત બે વખત થોડું ઘણું ખાય છે, અત્યંત ઇર્ષા, સુસ્તી તથા ગ્લાનિમય રહે છે, જેથી ત્રણે દોષો વિકારયુક્ત થઈ ક્ષયરોગ ઉત્પન્ન કરે છે. પોતાની આળસ તથા બેદરકારીથી જે માણસ મળમૂત્રાદિ વેગને રોકે છે તેનો વાયુ વિકારયુક્ત થઇ જઠરાગ્નિને બગાડી, જઠરાગ્નિમાં રહેલા ક્લેદનકફ અને પાચકપિત્તને વિકાર યુકત કરી, શરીરને પોષણતત્વ પહોંચાડી શકતા નથી એટલે પિત્તના સ્થાનમાં પિત્તનો અને કફના સ્થાનમાં કફનો હીનયોગ થવાથી, વાયુના સ્થાનોમાં વાયુનો અતિયોગ થાય છે, જેથી જે વાયુની ઓફીસમાં કફ અને પિત્તના દક્ષ કારકુનો કામ કરી રહેલા છે તેનું વાયુ શોષણ કરે છે, જેથી રસધાતુ પ્રથમ સુકાય છે તેથી આ રોગને શોષરોગ પણ કહે છે; અને તે વાયુ અનુક્રમે બીજા સ્થાનોમાં રહેલા ધાતુઓનું શોષણ કરે છે, જેથી

શરીર સુકાઈ જાય છે તેથી તેને ક્ષય કહે છે. માત્ર ધાતુ ક્ષય થવાથી ક્ષયરોગ ઉત્પન્ન થાય છે એમ નથી, પણ શરીરમાં રહેલી સાત ધાતુઓની વ્હેવાની ગતિમાં અટકાવ થવાથી પણ તે ક્ષય મનુષ્યને લાગુ પડે છે. ક્ષયરોગ ગમે એટલા પ્રકારનો અથવા ગમે એટલી જાતનો હોય તથાપિ તેના અનુલોમ અને પ્રતિલોમ, એવા બે ભાગ પાડી શકાય છે. જેમાં કફનો અતિયોગ થયો છે એટલે વાયુ તથા પિત્તના હીનયોગથી રસને વહેનારી ધમનીઓ બંધ થાય છે, જેથી રસનો માર્ગ બંધ થવાથી તે રસ હૃદયમાં રહી અવલંબન કફનો અતિયોગ કરે છે અથવા રસનકફમાં મળી મુખવાટે બહાર નીકળી પડે છે, અર્થાત્ રસ સુકાયા પછી વાયુ લોહીને, માસને, મેદને, અસ્થિને મજ્જાને અને વીર્યને સુકવી નાંખે છે તે ક્ષયને **અનુલોમ ક્ષય કહે** છે. જે માણસનું અત્યંત મૈથુન કરવાથી વીર્યક્ષીણ થાય છે, જેથી તેની પાસે રહેલો વાયુ, બીજી ધાતુઓને પણ શોષીને ક્ષીણ કરે છે, અર્થાત્ વીર્ય ક્ષીણ થતાં મજ્જા ક્ષીણ થાય છે, મજ્જા ક્ષીણ થતાં અસ્તિ ક્ષીણ થાય છે, અસ્તિ પછી મેદ, મેદ પછી માંસ, માંસ પછી રક્ત અને રક્ત પછી રસ ધાતુનું વાયુ શોષણ કરે છે એટલે તે પુરૂષ ક્ષીણ થતાં, સુકાઇને હાડપીંજર જેવો બની જાય છે. કોઈ શંકા કરે કે વીર્ય, બાકીની ૭ ધાતુમાંથી ઉત્પન્ન થાય છે ત્યારે ૭ ધાતુ કાયમ છતાં, વીર્ય ઘટવાથી બીજી ધાતુ શી રીતે ઘટી જાય ? એના સમાધાનમાં કહેવાનું કે વીર્ય સુકાવાથી તેની પાસે રહેલો વાયુ, બીજી ધાતુનું શોષણ કરે છે અને તે પ્રમાણે ઠેઠ રસ-ધાતુ સુધી પહોંચી જાય છે, એટલા માટે વીર્ય ક્ષીણ થયા પછી બીજી ધાતુ પણ ક્ષીણ થાય છે. આપણે આગળ જોઇ ગયા છીએ

કે, કફનો અતિયોગ થવાથી ધમનિઓનાં દ્વાર બંધ થઈ જાય છે, જેથી હૃદયમાં બનતા વીર્યને વીર્યના સ્થાનમાં પહોંચતા અવરોધ થાય છે જેથી તે વીર્ય પાછું કફના રૂપમાં પલટાઇ જાય છે, જેથી પણ વીર્ય બગડયા પછી અનુક્રમે બીજી છએ ધાતુઓ બગડે છે. એવી રીતે જે ક્ષય થાય છે તેને **પ્રતિલોમ ક્ષય કહે છે.** જે માણસનું શરીર બહારથી તંદુરસ્ત જણાય પણ પ્રતિલોમની રીતે ક્ષયની શરૂઆત થઇ હોય, તે જાણવાની એક એવી રીત છે કે, ઓચીથી ગણતાં બરડાની કરોડનો છઠ્ઠો મણકો જયાં આગળ યોગ-શાસ્ત્રના સિદ્ધાંત પ્રમાણે બંકનાળનું સ્થાન છે, જે બંકનાળદ્વારાએ આણ બ્રહ્મરંધ્રમાં જવા માટે ત્રિવેણીનો ગાટ ઓળંગી, ભમર ગુફામાં આરામ કરે છે, જેને સમાધિ કહેવામાં આવે છે; તે બંકનાળનું કફથી રૂંધન થઈ, વાયુથી તે માર્ગ સુકાઈ જઇ, ત્યાં દુખાવો ઉત્પન્ન કરે છે, એટલા માટે ક્ષયની પરીક્ષા કરનારા ચીકિ-ત્સકે બરડાની કરોડનો છઠ્ઠો મણકો દબાવવો. જો દાબતાં તેમાં નહિ ખમી શકાય એવો દુખાવો જણાય તો જાણવું કે પ્રતિલોમ ક્ષયની ઉત્પત્તિ થઇ ચુકી છે. અને જો મનુષ્યનો ચહેરો લુખાસ મારી ચામડીમાંથી ઓજસ નાશ પામી, તેજહીન થાય, એટલે જાણવું કે

આ મનુષ્યને અનુલોપ ક્ષયની શરૂઆત થઈ ચુકી છે. ક્ષયના રોગના નિદાનશાસ્ત્રે ચાર ભાગ પાડયા છે, તેનાં લક્ષણ નિદાનશાસ્ત્રમાંથી જોઇ લેવાં. ક્ષયરોગમાં વાત, પિત્ત અને કફ એ ત્રણે બગડવાથી તેના અગીયાર લક્ષણો વ્યાધિના પ્રભાવ પ્રમાણે વહેંચાઇને થતાં જાય છે. વાયુના હીન—મિથ્યા કે અતિયોગથી રોગીનું ગળું બેસે છે, ખભા તથા પડખામાં શૂળ ફૂટે છે, પાંસળીઓ તથા ખભો

એંચાય એવી પીડા થાય છે, તથા પિત્તના હીન–મિથ્યા અને અતિયોગથી રોગીને જ્વર, દાહ, અતિસાર અને મુખથી લોહી પડે છે. અને કફના હીન–મિથ્યા કે અતિયોગથી રોગીને અન્નપર અભાવો, ઉધરસ, સ્વરભેદ તથા મસ્તક ધુંધ બની રહે છે. જે ક્ષયના રોગીને આ અગિયારે લક્ષણુ થયાં હોય અથવા ઉધરસ, અતિસાર, પાસળીમાં શૂળ, સ્વરભેદ, અન્નપર અરૂચિ, અને જ્વર એ છ લક્ષણુથી રોગી પીડિત હોય અને જેનામાં બળ, માંસ રહ્યા નહિ હોય એવા રોગીનો વૈદ્યે ત્યાગ કરવો. જે રોગી અગિયાર લક્ષણુયુક્ત હોય અથવા છ લક્ષણુયુક્ત હોય અથવા એ પૈકીના ત્રણુ લક્ષણુથી યુક્ત હોય અને જેનામાં બળ, માંસ નહિ હોય તે રોગીને સારૂં કરવાની આશા છોડવી. પણુ જે રોગીને ઉપલા અગીયારે લક્ષણુ થયા છતાં તેના બળ અને માંસનો ક્ષય થયો ન હોય, તો તે રોગી ઔષધ કરવા યોગ્ય છે. જે રોગી પુષ્કળ આહાર કર્યા છતાં, પ્રતિદિન ક્ષીણુ થતો જાય છે તે, અથવા અતિસારથી જે રોગી હેરાન થતો હોય તે, જે ક્ષય રોગીના પેટ તથા અંડકોષપર સોજો ચઢી આવ્યો હોય છે, તે રોગીને ઔષધ કરવાથી ફાયદો થતો નથી. જે રોગીના નેત્ર સફેદ કોડી જેવાં થયાં હોય છે તે, જે અન્નપર અત્યંત અભાવો રાખે છે તે, જે ઉર્ધ્વશ્વાસથી રીબાતો હોય છે તે, અને જેને પરાણે પુષ્કળ પેશાબ થાય છે તે રોગી મરણુ પામે છે. નિદાનશાસ્ત્રે ક્ષય રોગના ઘણા પ્રકાર લખ્યા છે તેમાં વ્યવાય ( મૈથુન ) શોષી, શોકશોષી, વાર્ધક્યશોષી, વ્યાયામશોષી, અશોષી, અધ્વશોષી, અને ઉરક્ષતશોષી, એટલાને મુખ્ય ગણેલા છે. ક્ષય રોગની ચિકિત્સામાં ચિકિત્સકે રોગીના બળનું રક્ષણુ કરવું ખાસ જરૂરનું છે, એટલે કોઇ

પણ સંજોગમાં તીક્ષ્ણ જુલાબ આપવો નહિ. જો જુલાબ આપ્યો અને રોગીના ઝાડા સાથે શરીરમાં રહેલું પિત્ત જે દ્રવરૂપ છે તે પાણીને રૂપે નીકળી ગયું તો કફ વધી પડશે અને રોગી મરણ પામશે. ક્ષય રોગની ચિકિત્સા કરનાર ચિકિત્સક તેને ઉત્તમમાં ઉત્તમ ઔષધી આપે છતાં રોગીના બળવર્ણનો નાશ થતો જાય તો તે રોગી બચવાનો નથી. ક્ષયના રોગીને મૈથુનની, ભોજનની, ધનની પરસુરણુ ખોરાકની અતિ લાલસા ઉત્પન્ન થાય છે. લાલસા તેને કહેવામાં આવે છે કે ઇચ્છા થાય પણ ભોગવી શકે નહિ. ખાવાની ઇચ્છા થાય ને ખાઈ શકે નહિ. એવી રીતે અત્યંત લાલસાવાળો રોગી જીવતો નથી. જો ક્ષયનો રોગી યુવાવસ્થાવાળી સ્ત્રી હોય અને ક્ષય શરૂઆતનો હોય તો તે સ્ત્રીને કામ ઉત્પન્ન થવાથી ગર્ભ તુરત રહી જાય છે, અને તે ગર્ભની અવસ્થામાં અથવા પ્રસુતિ અવસ્થામાં જરૂર મરણ પામે છે, એટલા માટે સ્ત્રીને પુરૂષના સમાગમમાં નહિ આવે એવો પ્રબંધ કરાવવો તોજ ઔષધ ફાયદો કરી શકશે. હાલના જમાનામાં ક્ષયની પરીક્ષા કરવા માટે ક્ષયના રોગીની છાતી, ધ્વનિ યંત્રથી [સ્થેથસકોપથી] તપાસવામાં આવે છે, એ રીત ભલે રોગને પારખવામાં ફતેહમંદ નીવડી હોય તથાપિ અમારા આર્યદેશના વનિઓને તે બંધ બેસતી નથી. અને એ શબ્દ નળીથી તપાસતાં ચિકિત્સકને જરૂર ભૂલ ખવડાવે છે; કારણ કે આર્ય સ્ત્રીઓનો એવો સ્વભાવ છે કે તેઓને પોતાનાથી વડીલ અથવા પોતાનાથી અપરિચિત અથવા પોતાનાથી ઓદ્દેદાર મનુષ્યની સમીપ આવતાં રહેલી સ્વાભાવિક આમન્યા તથા લજ્જાને લીધે, તેના હૃદયના ધબકારા વધી જાય છે એટલે લોહી જોરથી વહે છે અને તેને

ગ્લાનિ ઉત્પન્ન થાય છે. જ્યારે માત્ર વકીલ કે અપરિચીત માણુસની સમીપ આવતાં તેના ધબકારા વધી જાય છે ત્યારે અજાણ્યા ચિકિત્સકની પાસે બેસીને અથવા સુઇને છાતીનો ભાગ ખુલ્લો કરીને તે ભાગ ઉપર ભુંગળી મુકીને તથા ટકોરા મારીને તપાસાવતા, લજ્જા અને ભયને લીધે તેના ધબકારા જરૂર વધી જવાના, અને જેનું હૃદય નબળું પડયું નથી, જેને ક્ષયરોગની શરૂઆત થઇ નથી તેવી સ્ત્રીને તપાસીને પણ વૈદ્યો તેને ક્ષયની શરૂઆત થઈ છે એવો અભિપ્રાય આપવાનાજ ! અને એવો અભિપ્રાય ચિકિત્સકે આપ્યો છે એવી વાત તે સ્ત્રીની જાણમાં આવ્યાથી તેના વિચારમાં ભય અને શોક ઉત્પન્ન થવાથી થોડા સમયમાં તેને ક્ષયનો રોગ થવાનોજ એટલા માટે છાતી નહિ તપાસતાં બંકનાળનો છટ્ઠો મણકો તપાસવો એ વધારે સગવડવાળો અને ક્ષયની ખરી ખબર આપનારો છે. આગળ વર્ણન કરવામાં આવ્યું છે તેમ ક્ષયરોગનું કારણ અને ક્ષયરોગનું સ્વરૂપ જાણ્યા પછી પણ આપણા વૈદ્યરાજો ખાંસીના પ્રકરણમાં ક્ષતખાંસી અથવા જેને ઉરક્ષત કહે છે તેનું સ્વરૂપ હાલ જોય છે પરંતુ નિદાનશાસ્ત્રે લખેલા સપ્તધાતુના ક્ષયને અમે વૈદ્ય લોકો ક્ષયરોગ માનતા હોઇએ એમ જણાતું નથી. વર્તમાનકાળમાં સુધરેલી દુનિયાના ચિકિત્સકો પોતાના બળથી અને પોતાની સરકારના આશ્રયથી, ક્ષયરોગના ઉપાય શોધવાને ભગીરથ પ્રયત્ન કરે છે, તેમ અમારા ઋષિ મુનિઓએ પણ એ બાબતમાં ઘણો પરિશ્રમ કર્યો છે, તથાપિ યોગિલોકોએ અને સિદ્ધ લોકોએ સપ્તધાતુના ક્ષયને માટે જે ઉપાયો શોધેલા છે તે ઉપાય બનાવી જ્યાંસુધી ક્ષયના રોગીની ઉપર વાપરવામાં નહિ આવે ત્યાંસુધી ક્ષયના

ઉપાય નવા શોધી કાઢવા માટે જે પ્રયત્ન ચાલુ છે તેમાં સાફલ્યતા થશે એ જરા સંશય ભરેલું છે; કારણ કે ધાતુ (વીર્ય) દોષવાન થવાથી વાયુ તેનું શોષણ કરે છે એટલે બીજા ધાતુએ બનાવેલું વીર્ય, બંકનાળને રસ્તે માથામાં નહિ પહોંચતાં તેનો કફ બની જાય છે, તેથી રોગીનું ઓજસ ઘટી જઈ તે રોગી નિસ્તેજ દેખાય છે એવી અવસ્થામાં બંકનાળના એક છેડા પર રહેલો પ્રાણવાયુ અને બીજા છેડા પર રહેલો ઉદાનવાયુ એ તરફના વીર્યને સુકવવાનું કામ કરવા માંડે એટલે જેમ જેમ ઉદાનવાયુને વીર્ય નહિ મળવાથી તે માથામાંના બીજા ધાતુને સુકવવા માંડે છે, આ તરફ પ્રાણવાયુ પક્ષપાતક રીતે પોતાની ઑફીસમાં રહેલા પાંચ પિત્ત, અને પાંચ કફનું શોષણ કરે એટલે ચારે વાયુ સ્વચ્છંદી બની પકવાશયમાં રહેલા પાચકઆદિ પાંચ પિત્તો અને સંશ્લેષણાદિ પાંચ કફોનું અપમાન કરે, જેથી અધિકારીની મહેરબાની વિના તેઓ ખિન્ન થઈ પોતાની ઑફીસનું કામ કરવામાં બેદરકાર થાય. જેથી શરીરમાંના સાતે ધાતુઓ સુકાઇ જાય. એવી અવસ્થાવાળા સાતે ધાતુની પુષ્ટિ માટે જે બૃહણ ચિકિત્સા કરવાની છે તે ઘણી બળવાન અને પ્રભાવિક હોવી જોઈએ. આ ઉપરથી એટલું સાબીત થાય છે કે

અંગરસ, ફાંટ, હીમ, કલ્ક, ચૂર્ણ અને સાધારણ ગોળીઓ જે કે પકવાશયમાં ગયા પછી તેનો અનુક્રમે રસરકતાદિ ધાતુ બનતો હોય તેવી દવાઓ, પોતાના પ્રભાવથી વીર્યસુધી પહોંચવાને અશક્ત થાય છે, પરંતુ જેમ નેપાળો પોતાના પ્રભાવથી આંતરડાં અથવા બીજા ધાતુમાં ફરવા નહિ જતાં સીધો મળાશયમાં જઈ પાકા તથા કાચા મળને ભેદી વિરેચન કરે છે, તેમ ક્ષયને માટે એવી

ઔષધી જોઇએ, કે જે સાત ધાતુમાં રૂપાંતર પામવા નહિ જતાં સીધી વાયુની ઑફીસમાં જઈ, વાયુનું શોષણ કરી જેમ અગ્નિ હવાને પાતળી કરે છે, તેમ તે વાયુને પાતળો બનાવી તેમાં ચપળતા ઉત્પન્ન કરી વીર્યમાં પહોંચી, સુકાયલા વીર્યને લીલું બનાવી અંકનાળના બેઉ છેડાના અને માથાના વાયુને લીધે જે ધાતુઓ સુકાઇ ગયા હોય તેને લીલા બનાવે તોજ ક્ષયનો ખરો ઉપાય થાય. આર્ય વૈદકશાસ્ત્ર સિવાયના બીજા ચિકિત્સાશાસ્ત્રોમાં હજુસુધી સાત ધાતુઓ, સ ત ઉપધાતુઓ અને સાત રત્નોને શુદ્ધિ સંસ્કાર કરી તેની ઔષધ તરીકે યોજના કરવાની પદ્ધતિ દાખલ થઇ નથી, એટલે તેઓને ક્ષયના ઉપાય શોધવામાં મુશ્કેલી નડે છે. આર્ય વૈદકશાસ્ત્રમાં પ રો અને ગ ધક એ બેને સજીવન રસ માનેલા છે, કારણ કે દુનિયાના તમામ પદાર્થોની ભસ્મ થયા પછી તે તે પદાર્થના રૂપમાં પાછા આવી શકતા નથી. અથવા તે પદાર્થોને બાળતાં ધુમાડાનું રૂપ પકડી તે પદાર્થનું આકાશમાં પ્રથક્કરણ થઇ વાતાવરણમાં સમાઇ જાય છે પણ તે અસલ વસ્તુનું રૂપ પ્રત્યક્ષ થઇ શકતું નથી. પરંતુ પારો અને ગંધકને ગમે તે રીતે બાળવામાં આવે અને તેનો ધુમાડો સંગ્રહવામાં આવે તો તેનું અસલ રૂપ પ્રકટ થાય છે. પશ્ચિમના વિદ્વાનો પણ પોતાની ચિકિત્સામાં પારો અને ગંધક વાપરે છે પરંતુ તે આયુર્વેદની ચિકિત્સામાં કહેલા શુદ્ધિ સંસ્કાર વિનાના હોવાથી, તેટલો પ્રભાવ બનાવી શકતા નથી. એટલા માટે જો અમારા વૈદ્યરાજો રસશાસ્ત્રમાં કહ્યા પ્રમાણે પારાને અઢાર સંસ્કાર કરી તેનો સિદ્ધરસ બનાવે તો ક્ષયના રોગીને એકજવાર એક ચોખાપુર આપવાથી

તેનો ક્ષય મટી જાય. પરંતુ અઢાર સંસ્કાર કરવા માટે વર્તમાનકાળના વૈદ્યોમાં શક્તિ નથી. જો કે સિદ્ધ લોકોએ જગતના ઉપકાર માટે પોતપોતા તરફથી રસવિદ્યાના જુદા જુદા ગ્રંથો લખ્યા છે, પરંતુ તેની પરિભાષા જાણ્યા વિના અઢાર સંસ્કાર કરવાને વૈદ્યો અસમર્થ છે. પરંતુ સિદ્ધ લોકોએ પોતાના રસશાસ્ત્રમાં અઢાર સંસ્કાર લખતાં, આઠમો સંસ્કાર થતાં પારો બુભુક્ષિત થાય છે ત્યાં સુધીની ક્રિયા આપણે કરી શકીએ એમ છે; અને તે પારો બુભુક્ષિત થએલો હોય તેને સુવર્ણનો ગ્રાસ આપી, તેનો પૂર્ણ ચંદ્રોદય બનાવ્યો હોય તો તે વીર્યથી બગડી મેદ સુધીના ક્ષયને ફતેહમંદ રીતે આરોગ્યતા આપી શકે છે. પણ જો રોગી અને રોગીના પરિચારકો શ્રદ્ધાવાળા હોય અને આ પૂર્ણ ચંદ્રોદયનો કલ્પ કરી બાર માસ સુધી સેવન કરે તો જરૂર સાતે ધાતુને સુકવી નાંખનારો ક્ષય, સારો થાય છે. જો કે હીરા, માણેક, પાના જેવી રત્નની જાતિઓનો અમે ઉપયોગ કરી શકયા નથી પરંતુ પારાને આઠ સંસ્કાર આપી બુભુક્ષિત બનાવી સુવર્ણ ગ્રાસ આપી, તેનો પૂર્ણ ચંદ્રોદય બનાવી, રોગીઓને ખવડાવી જે અનુભવ મેળવ્યો છે તે પ્રમાણે વિધિપૂર્વક નીચે લખીએ છીએ, કારણ કે અનુભવિ લખાણ સિવાય માત્ર પુસ્તકમાં લખેલી ક્રિયા પ્રમાણે કામ કરવા જતાં, કયાં કયાં કેવી કેવી અગવડો આવે છે તે જણાય નહિ, અને અંજાણે માર્ગે જતાં અગવડ ઉભી થાય એટલે કામ કરનાર ત્યાંથીજ અટકે છે—એટલા માટે **પૂર્ણ ચંદ્રોદય બનાવવાની રીત લખીએ છીએ.**

પૂર્ણચંદ્રોદય બનાવનારે પ્રથમ કાંજી તૈયાર કરવી. તેની રીત એવી છે કે, અમે ચોખાની કણકી મણ અર્ધો લાવી તેને ચાર

મણ પાણીમાં રાંધી બીજું એક મણ પાણી ઉમેરી જાડા દોટીના કપડાથી શ્રીખંડ છીણે તેમ છીણીને ગાળી કાઢી. પછી હીંગ શેર અર્ધો, સુંઠ શેર એક, રાઇ શેર દોઢ, જીરૂ શેર એક, સિંધવ શેર એક, અને મીઠું શેર એકને ઝીણાં ખાંડી તેમાં મેળવ્યાં. તે પછી લાખની લખોટેલી બરણી નંગ ૭ જેમાં લગભગ દોઢ મણ પાણી માંય એવડી લાવીને દરેકમાં પોણો પોણો શેર સરસીયું તેલ ચોપડી કણકીનું ગાળેલું મસાલો મેળવેલું પાણી, સરખે ભાગે ભર્યું, પછી અડદની દાળ શેર પાંચ છોડા વિનાની લઈ, તેને ભરડી ત્રણ શેર દહીંમાં પલાળી, એક રાત વાસી રહેવા દીધી. બીજે દિવસે તેમાં આદુ, લીલાં મરચાં, હળધર, હીંગ વગેરે સ્વાદ થાય એટલો મસાલો નાંખી, તેનાં વડાં બનાવી, તેને તલના તેલમાં તળી, છએ બરણીમાં ભાગે પડતાં ઠંડાં પાડીને નાંખ્યાં. તેપછી વાંસના લીલાં પાંતરાં શેર ત્રણ લાવી તેના કટકા કરી, સરખે ભાગે કાંજીમાં નાંખ્યાં અને જેટલી બરણી અધુરી રહી તેટલું પાણી ભરી, બરણી ઉપર ઢાંકણું ઢાંકી, તે ઉપર કપડું બાંધી, કપડાં ઉપર મુલ્તાની માટી અને ચુનો મેળવી કપડમટ્ટી કરી તેને તડકામાં રાખી મુકી. એ કાંજી પંદર દિવસ પછી જોઇએ તેટલા ખટાશવાળી અને ઉત્તમ પ્રકારના સ્વાદવાળી બની ગઇ. તેપછી **હીંગલોકમાંથી પારો કાઢવાની વિધિ** શરૂ થઇ. તેમાં હીંગલોક શેર નવ લવી તેમાંથી બશેર હીંગળોક વાટી, લીંબુના રસમાં એક દિવસ ખલ કરી, બીજે દિવસે તેની ટીકડીઓ બનાવી તડકે સૂકવી માટીના બેવાસણ પાકી જાતના મજબૂત અને તપેલીના ઘાટનાં લાવી, તેની ઉપરની ધાર પત્થર ઉપર ઘસી, સાંધો બેસતો કરી, એક વાસણમાં બશેર હીંગળોકની

ટીકડીઓ પાથરી, બીજું વાસણ તેના ઉપર ઉંધું વાળી, સાંધાઓ ઉપર ખડી અને મીઠાનો લેપ કરી, કપડમટ્ટી કરી, ચૂલા પર ચઢાવી, નીચે ચાર પ્રહર સુધી મંદઅગ્નિની આંચ આપી. બીજે દિવસે તે ડમરૂયંત્રને ખોલી, ઉપરના વાસણમાં ચોંટેલો પારો કપડેથી લૂછીને કાળો મેસ જેવો કાઢી લીધો. આ ઠેકાણે યાદ રાખવાનું છે કે, ઉપરના વાસણને કે જેમાં પારો ચોંટેલો છે તેને, જાડા અને ખરબચડા કપડાથી ખૂબ ભાર દઈને મેસના રૂપમાં જેટલો પારો વળગ્યો હોય તે કાળજીપૂર્વક લૂછી લેવો, અને તે પારાને કાચના વાસણમાં લઈ, તેમાં તૈયાર થયલી કાંજી નાંખી ધોઇ લેવો, એટલે પારો ચોખ્ખો થઈ જશે. પરંતુ એ ડમરૂયંત્રમાં નીચે હીંગળોકની રાખોડી તથા થોડો હીંગલોક તાપનો સુમાર નહિ રહેવાથી તજી પડેલો હાથ લાગ્યો તેને કાઢી લઇ, બીજા હીંગળોકમાં મેળવી, લીંબુના રસમાં ખલ કરી, તેની ટીકડી બનાવી સુકવી, ઉપર પ્રમાણે ડમરૂયંત્રમાં મૂકી, પારો કાઢી લીધો. એ પ્રમાણે બશેર બશેરનો એકેકો ઘાણ ચઢાવતાં, નવ શેર હીંગળોકમાંથી પારો બસેસાડાત્રણ તોલા હાથ લાગ્યો. આ ઠેકાણે અમારે જણાવવું જોઇએ કે ચંદ્રોદય બનાવ્યા પછી અમે હીંગળોકમાંથી શુદ્ધ પારો કાઢવા માટે અમારે હાથે ડમરૂયંત્ર ચઢાવ્યો તો અમને ૧ શેર હીંગળોકમાંથી પોણોશેર પારો હાથ લાગ્યો છતાંપણ કેટલાક વૈદ્યોનો એવો અનુભવ છે કે, ચાળીશ તોલા હીંગળોકમાંથી પાંત્રીશ તોલા પારો નીકળે છે. તે હિસાબે જોતાં નવશેર હીંગળોકમાંથી ૭ શેર પારો અમારે હાથ આવ્યો, તેના બે કારણ અમને જણાય છે કે પ્રથમ અમારી અજ્ઞાનતાને લીધે

પારો ઉડી ગયો અથવા તો અમારી અસાવધતાને લીધે પારો ખોવાઇ ગયો. એ પ્રમાણે હાથ લાગેલા બસેંસાડાત્રણ તોલા પારાને રસરત્ન સમુચ્ચયને પાને ૨૨૩માં લખ્યા પ્રમાણે આઠ સંસ્કાર આપવાના શરૂ કર્યા. તેમાં પ્રથમ—

**૧. સ્વેદન સંસ્કાર** કરતાં સુંઠ, મરી, પીપર, મીઠું, ફટકડી, ચિત્રો, લીલું આદુ અને લીલા મૂળાનાં પાન બધાં મળી પારાથી અર્ધા વજનના ઓસડીઆં લઈ, પારાને તેની સાથે ત્રણ દિવસ ઘુંટી, ગોળો વાળી, તેને મજબૂત કપડાની પોટલીમાં બાંધી એક મજબૂત જાતનું માટીનું મોટું વાસણ આણી, તેનાં મોઢાં ઉપર લોખંડનો ગજીઓ આડો મૂકી, તે ગજીયા સાથે પારાવાળી પોટલી અધર લટકાવી, ત્રણ દિવસ સુધી પેલી તૈયાર કરેલી કાંજીમાં બાફ આપ્યો. જેમજેમ કાંજી ઘટતી ગઈ તેમતેમ બીજી ઉમેરતા ગયા. ત્રણ દિવસ પછી તે પોટલી છોડી પારાને ગરમ પાણીથી ધોઇ લીધો, એટલે તેનો સ્વેદન સંસ્કાર પૂરો થયો.

**૨. મર્દન સંસ્કાર.** ઘરના ધુમાડાની રાખ, લાલ ઇંટનો ભુકો, દહીં, ગોળ, મીઠું, ફટકડી, એ પ્રત્યેક ઓસડ, પારાથી સોળમાં ભાગનું લઈ, બધાંને પારા સાથે ખરળમાં નાખી, ત્રણ દિવસ સુધી ઘૂંટાવ્યુ. પછી તેમાં સોળમાં ભાગનું ધાન્યાભ્રક અને સોળમાં ભાગની ચાંદીનું બાદલું નાખી એક દિવસ મર્દન કર્યું પણ પારો છુટો દેખાતો રહ્યો એટલા માટે જ્યારે ત્રણ દિવસ સુધી કાંજી ઉમેરી મર્દન કર્યું એટલે પારો દેખાતો બંધ થયો. પછી તેને ધોઈ નાખી ઉપર લખ્યા પ્રમાણેના ડમરૂયંત્રમાં મૂકી, પાછો

અગ્નિ ઉપર ચઢાવી, ચાર પહોરની આંચ આપી એટલે ચાટીનો ભૂકો રાખોડીરૂપ થઈને નીચે રહ્યો, અને ડમરૂયંત્રના ઉપરના વાસણમાંથી પોણાચારશેર નવટાંક પારો હાથ લાગ્યો. એટલે મર્દન સંસ્કાર પૂરો થયો. તે પછી ત્રીજો—

૩. મૂર્ચ્છન સંસ્કાર. મર્દન સંસ્કારમાંથી નીકળેલા પારાને કુંવારના રસમાં સાત દિવસ મર્દન કર્યો. પછી ત્રિફળાના ઉકાળામાં સાત દિવસ મર્દન કર્યો. પછી ચિત્રાના મૂળના ઉકાળામાં સાત દિવસ મર્દન કર્યો જેથી પારો કલ્ક (ચટની) જેવો લોચા પડતો બની ગયો, એટધે મૂર્ચ્છન સંસ્કાર પૂરો થયો.

૪. ઉત્થાપન સંસ્કાર. એ મૂર્છિત થયલા પારદને, એક માટલાને તળીએ ચોપડી ઉપર બીજું વાસણ ઢાંકી, સંધીલેપ કરી, ડમરૂયંત્રની રીતિથી બાર કલાક અગ્નિ આપ્યો. એટલે ઉપરના વાસણમાં તમામ પારો વળગી ગયો. તેને કાઢી લઈ, કાંજીના પાણીથી ધોઈ સાફ કરી, ઉત્થાપન સંસ્કાર પૂરો કર્યો.

૫. પાતન સંસ્કાર. મુંબઈથી સો ટચનું તાંબું શેર ત્રણ મંગાવી તેનું એક પતરૂં બનાવી, તે પતરાને કાનસથી ઘસાવી, તાંબાનો રેતી જેવો ભૂકો બનાવ્યો. તે ભૂકામાંથી પારાના ચોથે ભાગે ભૂકો લઈ, પારો અને તાંબાનો ભૂકો એ બંનેને લીંબુના રસમાં ઘૂંટયાં, એટલે તે લોચા પડતું બની ગયું. તેને ડમરૂયંત્રના નીચલા ઠામમાં ચોપડી, ડમરૂયંત્ર વિધિપૂર્વક બનાવી, બાર કલાક મધ્યમ અગ્નિ આપ્યો, અને ઉપલા વાસણને મથાળે પાણી ભરવાનું લખેલું હતું પણ પાણી ભરવાનો ઘાટ નહિ આવવાથી તેના ઉપર હીંગળોક-

માંથી પારો કાઢતી વખતે જેમ ઠંડા પાણીનાં પોતાં મૂકવામાં આવે છે તેમ, પોતાં મૂકીને ચલાવ્યું. ઠંડું થયા પછી ઉપલા ઠામને વળગેલો પારો લઇ તેને કાંજીમાં ધોઇ ફરી પાછો તાંબાનો ભૂકો મેળવી, લીંબુના રસમાં વાટી, ડમરૂયંત્રમાં ચોપડી, બાર કલાક અગ્નિ આપી, ઉપર પ્રમાણે પારો કાઢી લીધો. એ પ્રમાણે ત્રણ વખત પારાને ઉર્ધ્વ પાતન સંસ્કાર આપ્યો. તે પછી તેને **અધઃપાતન સંસ્કાર** શરૂ કર્યો. ત્રિફળાં, સરગવો, ચિત્રો, મીઠું, ફટકડી એ પ્રત્યેક ઔષધ પારાથી સોળમા ભાગે લઈ, બધાંને કાંજીમાં પારા સાથે મેળવી, પારો નષ્ટપિષ્ટ ( ન દેખાયો ) થયો ત્યારે તે લોચાને એક ઠામને તળીએ ચોપડી, બીજું ઠામ તેના ઉપર ઉંધું ગોઠવી, સંધીલેપ કરી, જમીનમાં એક ખાડો એવો ખોદ્યો કે જેમાં અર્ધા ખાડા સુધી પેલું ઠામ આવે, અને સંધીલેપ કરેલું સ્થાન જમીનની સપાટીથી એક ઇંચ નીચું ઉતરે. તેની આસપાસ માટી પૂરી લીધી અને બાજુપર એક નાનો ખાડો એવી રીતે ખોદ્યો કે તેમાં રેડેલું પાણી, ડમરૂ યંત્રને તળીએ બાકી રહેલા ખાડામાં ડમરૂયંત્રને લાગેલું રહે. એ ડમરૂયંત્રના ઉપલા વાસણમાં પારો ચોટેલો રહે અને નીચલું ઠામ ખાલી રહે એવી રીતે ગોઠવ્યું. પછી ઉપલા ઠામના માથા ઉપર છાણાં સીંચી અગ્નિ આપ્યો. એક તરફ અગ્નિ આપતા ગયા અને બીજી તરફ પાસેના ખાડાને રસ્તે પાણી ભરતા ગયા. એવી રીતે બાર કલાક આંચ આપવાથી તમામ પારો, નીચલા ઠામમાં આવી પડ્યો. એવી રીતે ફરી ફરી ઉપર લખેલાં વાસાણામાં સાતવાર વાટી, સાતવાર ડમરૂ ચઢાવી, સાતવાર અગ્નિ આપી, તેનું સાતવાર અધઃપાતન કર્યું. તે પછી **તીર્યક્‌પાતન સંસ્કાર** શરૂ કર્યો. તીર્યક્-

પાતન સંસ્કાર કરતાં અમારા સુરતમાં તાડી વેચનારાઓ ઘડીયાંના નામથી ઓળખાતાં માટીનાં વાસણ કે જેનું પેડું ફૂલેલું અને ડોક લાંબી હોય છે, જેમાં દશ શેર પાણી માય એવાં બે વાસણ લાવી, પારાને પારાથી ચોથા ભાગનું અભ્રખનું ચૂર્ણ લઈ, પારા સાથે મેળવી, કાંજીમાં એટલો વાટયો કે જેમાં પારદના રજકણો દેખાય નહિ. તેવો પારો પેલા એક વાસણના તળીયામાં ચોપડી, બીજા વાસણમાં પાણી ભરવાનું લખેલું છે પણ પાણી ભરેલા વાસણને સંધીલેપ કરતાં અડચણ આવવાથી અમે પાણી ભર્યા વિના તેનાં બે મોઢાં જોડીને સંધીલેપ કર્યો. તેપછી એક ચુલો એવો બનાવ્યો કે જેના ઉપર પારાવાળું વાસણ બંધ બેસતું આવી રહે અને તેની પાસે એક પાણીનું ભરેલું વાસણ એવી રીતે ગોઠવ્યું કે, જેમાં પેલું ખાલી વાસણ ડુબેલું રહે. તેપછી ચુલામાં મંદ અગ્નિ આપ્યો. આ યંત્રનું નામ તીર્યકપાતન અથવા દીપક કહેવાય છે. એ યંત્રમાં મુકેલો પારદ બીજું વાસણ જે પાણીમાં ડુબાવ્યું છે તેમાં આવી પડયો. તેમાંથી તે પારો કાઢી લઈ તેને સ્વેદન સંસ્કારમાં કહ્યા પ્રમાણે ફરીવાર બાફ આપી તેમાંથી પારો કાઢી લઇ, તે મસાલા સાથેજ ઉપર પ્રમાણે તીર્યકપાતન યંત્રથી ઉડાવ્યો. એવી રીતે ત્રણ પ્રકારના પાતનયંત્રથી પારાનો પાંચમો પાતન સંસ્કાર પૂરો કર્યો. તે પાતન સંસ્કારમાંથી પારો માત્ર છેંતાળીશ તોલા હાથ લાગ્યો. તેપછી તેનો છઠ્ઠો નીરોધ સંસ્કાર શરૂ કર્યો.

**૬. નીરોધ સંસ્કાર**—ગધી સમેરવાનું (પૃષ્ટ ૫૨ણી) પંચાંગ તથા કમળનો કંદ બેને ભેગાં વાટી કલ્ક કરી તેનો ગોળાવાળી, ગોળાની વચમાં પારદને મુકી ગોળાનું મોઢું છાંદી લઈ તેનાપર

ભોજપત્ર વીંટાળી, ભોજપત્રપર કપડું બાંધી, કાંજીથી ભરેલા વાસણમાં અધર લટકાવી, ત્રણ દિવસ બાફ આપ્યો. તેપછી તેમાંથી પારદ કાઢી ગરમ પાણીમાં ધોયો. એ પ્રમાણે નીરોધ સંસ્કાર પૂરો થયો.

**૭. નિયામન સંસ્કાર**—વાંઝ કંટોલીનો કંદ, સરપંખાનું પંચાંગ, વીંછીઆનાં પાન, કમળનો કંદ, ભાંગરો, એ બધાં ઓસડ પારાની બરોબર લઇ, તેનો કલ્ક કરી, તેની વચમાં પારાને મૂકી, ઉપર ભોજપત્ર લપેટી પોટલી બાંધી કાંજીથી ભરેલા વાસણમાં અધર લટકાવી ત્રણ દિવસ બાફ આપી, ગરમ પાણીથી ધોઇ લીધો. ત્યાર પછી મરી, મીઠું, ફટકડી, સરગવાના મૂળની છાલ, ટંકણખાર; એ બધાંનો કલ્ક કરી કાંજી સાથે મેળવી એક માટલું અર્ધું ભર્યું, પછી ઉપર કહેલા વાંઝ કંટોલી વગેરે પાંચ ઔષધો પારાને વજને લઇ, તેનો કલ્ક કરી, વચમાં પારદને મૂકી ગોળો-વાળી તેની પોટલી બનાવી, અધર લટકાવી, ત્રણ દિવસ બાફ આપ્યો એટલે શાસ્ત્રમાં લખ્યા પ્રમાણે પારદ બુભુક્ષિત થયો.

**૮. દીપન સંસ્કાર**—જવખાર, સાજીખાર, ટંકણખાર, સિંધવ, ચિત્રો, સરગવો, રાઇ, પીપર, બીજોરૂં, મીઠું, મરી એ સઘળાં મળી પારદ જેટલાં વજનમાં લઇ, બધાંને પારદ સાથે મેળવી, લીંબુના રસમાં તથા કાંજીમાં સાત સાત દિવસ ઘુંટી, તેનો ફરી ગોળોવાળી, કાંજીથી અર્ધા ભરેલા માટલામાં અધર લટકાવી, ત્રણ દિવસ સુધી બાફ આપ્યો એટલે દીપન સંસ્કાર પૂરો થયો. એ પ્રમાણે આઠ સંસ્કાર કરતાં પારદ ઉડી જતાં, ધોતાં, તથા

ખોવાઇ જતાં અમારા હાથમાં તેત્રીશ તોલા પારદ રહયો. એ પારદમાંથી વીશ તોલા લઈ તેમાં પાંચ તોલા કુંદન એટલે ચોખ્ખું સોનું જડીઆઓ જે કુંદન વાપરે છે તે લઇ, પારા સાથે ઘુંટી, સુવર્ણનો ગ્રાસ આપ્યો. પછી તેને સતગુણ ગંધકનું જારણ કર્યું તે એવી રીતે કે બનારસ નિવાસી લાલા શ્યામસુંદરાચાર્યે રચેલા રસાયન સાર નામના પુસ્તકમાં, નલીકા ડમરૂ યંત્ર બનાવવાની જે રીત બતાવી છે તે રીત પ્રમાણે નલીકા ડમરૂ યંત્ર બનાવી, સુવર્ણગ્રાસ કરેલા પારદ સાથે દુધમાં શોધેલો ગંધક તોલા એકસો વીશ મેળવી, તેને વડની મૂળીના ઉકાળામાં ખરલ કરી નલીકા ડમરૂ યંત્રમાં ભરી, ચોવીશ કલાકની મધ્યમાં આંચ આપી, એટલે ગંધક બળી ગયો અને હીંગલોકના જેવો પણ થોડા કાળા રંગવાળો પદાર્થ રહયો. પણ વાંધો એ આવ્યો કે ડમરૂ યંત્રનું નીચેનું વાસણ તડકી ગયું જો જરા ભૂલ થઇ હોત તો તમામ પારો અને સોનું અગ્નિમાં પડી જાત પરંતુ ખબર પડવાથી ડમરૂ યંત્રને અગ્નિપરથી ઝટ નીચે ઉતારી લીધો તેપછી અંદરનો હીંગળોક જેવો પારદ કાઢી લઇ, ફરી એકસો વીસ તોલા ગંધક ઉમેરી, વડની મૂળીના ઉકાળામાં ખરલ કરી, નલીકા ડમરૂ યંત્રમાં મૂકી, બાર કલાક અગ્નિ આપ્યો, એટલે પારો અને ગંધક મળીને પચાશ તોલા વજન બાકી રહયું. તેપછી દર વખતે ગંધક એકશો વીશ તોલા મેળવતા ગયા અને નળીકા ડમરૂયંત્રમાં પચાશથી સાંઠ તોલા બાકી રહે એટલી આંચ આપતા ગયા. અને દર વખતે ડમરૂ યંત્રનું નીચલું વાસણ બદલતા ગયા. એવી રીતે ચાર પટ વડની મૂળીના, ચાર પટ સતાવરીના ઉકાળાના, ચાર પટ ધોળી મુસળીના ઉકાળાના,

અને પાંચ પટ જાયફળના ઉકાળાના આપી સત્તર વખત ડમરૂયંત્ર ચઢાવી, એકાવન રતલ ગંધકનું જારણુ કર્યું. છેલ્લી વખતે પારો અને ગંધક મળીને સાઠ તોલા વજન બાકી રહયું. તેને પાંચ રતલી વિલાયતી કાચની અગન શીશીને સાત કપડમટ્ટી મુલ્તાની માટીની કરી, બરાબર સુકવી, વાલુકાયંત્રમાં ગોઠવી, શીશીના ગળા સુધી રેતી ભરી. બાર પ્રહર મધ્યમ અગ્નિ આપ્યો સ્વાંગ શીતળ થયા પછી કાઢી જોતાં પારો અને ગંધક બરાબર પાકી શકયાં નહિ. એટલે તેને કાઢી લઈ ફરીથી કાજળી બનાવી બીજી અગન શીશીમાં ભરી બાર પ્રહર અગ્નિ આપ્યો તોપણ બરાબર પાકયો નહિ આ પરિણામ માત્ર અમારી આળસ અને બેદરકારીનું હતું. તેપછી ત્રીજી અગન શીશી ચઢાવી કાળજીપૂર્વક બત્રીશ પહોરની આંચ આપી, તે એવી રીતે કે ગંધકનો ધુમાડો નીકળતો બંધ થયો કે શીશીના મોં ઉપર ઇંટનો બુચ બનાવી તેની આસપાસ ચુનો અને ગોળ ચોપડી, શીશીનું મોં બંધ કર્યું, અને આંચ ચાલુ રાખી. બત્રીશ પહોર પછી બરાબર પાકેલા ચંદ્રોદયને શીશીમાંથી કાઢી તોલ કરી જોતાં વીશ તોલા વજન ઉતર્યો અને નીચે આઠ તોલા રાખોડી રહી, પરંતુ તે રાખોડીમાં સોનું રહી ગયું છે એવો વહેમ લાગવાથી એક તોલો રાખોડી, એક તોલો મધ, એક તોલો ઘી, અને એક તોલો રાતી ચણોઠીનું ચૂર્ણ મેળવી, અગ્નિમાં ખૂબ ધમાવ્યું પણ સુવર્ણ જણાયું નહિ, તેથી અમારી ખાત્રી થઈ કે એ રાખોડીમાં સોનું નથી. તે પછી એવો વિચાર થયો કે ચંદ્રોદયની સાથે જે અનુપાન આપવાનું છે તે અનુપાન જુદું નહિ આપતાં ચંદ્રોદયમાં મેળવી તેની ગોળી વાળી

આપવાથી, ખાનારને વધારે સખતડ થઇ પડશે, એમ વિચાર કરીને બરાસકપુર તોલા પાંચ, જાયફળ તોલા પાંચ, મરી તોલા પાંચ, લવેંગ તોલા પાંચ, લઈને પ્રથમ એકલા ચંદ્રોદયને ત્રણ દિવસ સુધી ખરળ કરાવ્યો. તે પછી જાયફળ, મરી, અને લવેંગનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી, થોડું થોડું મેળવતા ગયા અને ઘૂંટતા ગયા. બે દિવસ ઘુંટયા પછી બરાસ ઉમેરી બે કલાક ઘુંટી તેમાં પાકાં ચેવલી પાનનો રસ નાંખી ઘુંટવા માંડયું. એવી રીતે ત્રણ પટ પાનના રસમાં આપી, છેલ્લા પટ વખતે ઉંચી જાતની કસ્તુરી તોલો સવા મેળવી ખલ કરી ગોળી વાળવા જેવું થયું એટલે એક તોલાની સાઠ ગોળી થાય એટલાજ વજનની ગોળીઓ વાળી ચંદ્રોદય તૈયાર કર્યો. જેને ભૈશજ્ય રત્નાવળીમાં પૂર્ણ ચંદ્રોદય, મકરધ્વજ, નામ આપ્યું છે તે આ ચંદ્રોદય છે. ઉપર લખેલા અનુપાનમાં કેટલાક વૈદ્યોનો એવો મત છે કે ચંદ્રોદયથી બરાસ-કપુર ચારગણું લેવું અને બીજાં ત્રણ વસાણાં પાપા ભાગે લેવાં, પણ ચંદ્રોદયને માટે જે પાઠ લખેલો છે તેમાં **"पलंपलानी चत्वारी"** એવું પદ આવવાથી અમે એવો અર્થ કર્યો કે, પલ કહેતા ચાર તોલા ચંદ્રોદયમાં, " **पलानि चत्वारी** " એટલે ચાર વસાણાં મળીને એક પલ કહેતાં ચાર તોલા લેવા. તેવી રીતે ભૈશજ્ય રત્નાવળીમાં વાજીકરણ અધિકારમાં પણ એ પ્રમાણે લખીને પાનના રસમાં ગોળી વાળી, આપવાનું કહેલું છે. તે પ્રમાણે અમે ગોળી બનાવી, પ્રથમ તેના ગુણદોષ જાણવા માટે અમે પોતે ખાઇ જોઇ, એટલે સવારમાં એક ગોળી મધમાં ચાટી અને વિચાર કર્યો કે ભૂખ લાગશે તે પ્રમાણે ખોરાક ખાઇશું. કારણ કે ચંદ્રોદયના

પાઠમાં લખેલું છે કે **"घनं घनिभूत मलिव दुग्धं"** એટલે ભારેમાં ભારે ઘી અને દૂધવાળો ખોરાક ખાવો. પરંતુ અમને કાંઇ ભૂખ લાગી નહિ, પણ કાંઇક અગ્નિ મંદ જણાયો, તેથી મનમાં અશ્રદ્ધા ઉત્પન્ન થઇ. પણ અકસ્માત્ એ ગોળી દિવસમાં એકજવાર એકેકી ખાધા પછી ઘણા ઘીવાળો ખોરાક ખાવાનો પ્રસંગ આવ્યો. તે ખોરાક ભૂખ કરતાં જરા વધારે ખાધો પણ પરિણામ એ આવ્યું કે સાંજે પાછી ભૂખ લાગી, અને બીજે દિવસે પણ ભારે ખોરાક ખાધો તે હજમ થઈ ગયો. એટલે નક્કી વિશ્વાસ બેઠો કે, જેમ જેમ ઘીવાળો ખોરાક ખાતા જઇએ તેમ તેમ ભૂખ વધતી જાય છે! અને શરીર પુષ્ટ થતું જાય છે! આ ગોળી ખાતાં કોઇપણ જાતનું પથ્ય નહિ કરતાં તેલ, મરચું, હીંગ, આમલી, વાલ, વટાણા, કેળું, કોળું વગેરે ચાલુ ખોરાક ખાતા ગયા અને દરરોજ એકેક ગોળી ખાતા ગયા પણ કોઇ જાતનું નુકસાન થયું નહિ, પરંતુ શરીરે વૃદ્ધાવસ્થાની કરચલી ( વળી ) પડી હતી તે મટી ગઇ! અને શરીર સુદૃઢ થયું! ચંદ્રોદયના પાઠમાં લખ્યા પ્રમાણે એક માસો વજનની માત્રા આ જમાનામાં ખાઇ શકાતી નથી, કારણ કે આ ચંદ્રોદયની એક ગોળીમાં લગભગ અર્ધી રત્તી ચંદ્રોદય આવેલો છે. છતાં બે ગોળી ખાઇ જોતાં તે મગજને ભમાવી નાંખે છે. માત્ર જેને અજીર્ણનો રોગ હોય અથવા જેનાં આંતરડાં ખોરાક પચાવી શકતાં ન હોય તે માણસ વધુમાં વધુ દશ દિવસ સુધી બબ્બે ગોળી પચાવી શકે છે, પરંતુ સાધારણ માણસ કે રોગી એક ગોળી કરતાં વધારે ખાઈ શકતો નથી, પરંતુ જે સંગ્રહણીનો રોગી અન્ન બીલકુલ ખાઇ શકતો નથી અને તેમાં ઘઉં તો હજમ થતાજ નથી, તેવા

રોગીને આ ચંદ્રોદય આપવાથી ઘઉંની રોટલી પુષ્કળ ઘી સાથે પચી જાય છે, એટલુંજ નહિ પણ પંદર દિવસ ગોળી ખાધા પછી ઘઉં, ઘી અને ગળપણ મળેલા ભારે ખોરાકને પચાવે છે, શરીરમાં શક્તિ લાવે છે અને સંગ્રહણીના ઝાડા બાંધે છે. તેવી રીતે ક્ષયના રોગીને પણ અસરકારક રીતે ફાયદો કરે છે. માત્ર જેને માનસિક વિકારથી ક્ષય નહીં થયો હોય અને જો તેનાં હાડકાં નહિ ગળી ગયાં હોય તો તે સારો થાય છે, પરંતુ હાડકાં ગળી ગયા પછી એટલે સાતે ધાતુનો ક્ષય થયા પછી તે રોગીને આરામ થતો નથી પણ ચંદ્રોદય પોતાનો પ્રભાવ બતાવી તેને થોડા દિવસને માટે ખોરાક પચાવી, શક્તિ આપે છે, પરંતુ તે રોગી પાછો ઉથલો ખાઇ મરણ પામે છે. એ ઉપરથી એટલું સાબીત થાય છે કે, આ ચંદ્રોદયની સાથે રસરત્નાકરના રસાયન ખંડમાં હીરાની ભસ્મ મેળવીને જે રસો તૈયાર કરવાના અને તૈયાર કરીને સેવન કરવાના પ્રયોગો લખ્યા છે તે પ્રમાણે વિધિપૂર્વક રસો તૈયાર કરવામાં આવે અને વિધિપૂર્વક રોગી શ્રદ્ધાથી પથ્ય પાળી સેવન કરે તો સાતે ધાતુગત ક્ષય રોગ જરૂર સારો થાય. એવા પ્રયોગ વિના ક્ષયને માટે જેટલા શોધ કરવાને મહેનત કરવામાં આવે તેનું ફળ સારૂં નીવડે એ અમારા વિચાર પ્રમાણે અસંભવિત છે, માટે ધાતુક્ષયને માટે બીજા ઉપાયો કરતાં આ પૂર્ણચંદ્રોદય રસ પારાને આઠ સંસ્કાર આપી, બનાવી, રોગીને આપવાની અમે ભલામણ કરીએ છીએ.

**સ્વલ્પ ચંદ્રોદય.** જાયફળ, લવીંગ, બરાસ, મરી એ ચાર ઔષધ તોલો તોલો, સોનાના વરખ એક માસો એટલે અઢી વાલ, કસ્તુરી અઢી વાલ એ સર્વના સમગ્ર વજને હીંગળોકમાંથી કાઢેલા

પારદનો બનાવેલો રસ સિંદુર નાંખી ખરળમાં બારીક વાટી, ચૂર્ણના રૂપમાં અથવા પાનના રસમાં ચાર ગુંજાભારની ગોળી બનાવવી. એ ગોળીથી ઘણા રોગને, વીર્યની વૃદ્ધિ કરી શરીરમાં શક્તિ લાવી સારા કરે છે.

ઉપર લખેલા પૂર્ણચંદ્રોદય તથા સ્વલ્પચંદ્રોદય શુક્રધાતુમાંથી બીગાડ થઈ રસધાતુ તરફ આવતા તથા આવેલા ક્ષયરોગ (શોષરોગ)ને મટાડી શકે છે અને એવો અનુભવ થયો છે કે ઘી કરતાં દૂધ ઓછું માફક આવેછે, માટે ક્ષયના રોગીને ઘી ખાવા તરફ વધારે ધ્યાન આપવું. તે સાથે એટલી ભલામણ કરવામાં આવે છે કે ચંદ્રોદય રસનો ઉપયોગ થતો હોય તેવા રોગીએ ખાસ પરેજી પાળવાની કાંઈ જરૂર નથી, પરંતુ તેલમાં તળેલા વિદાહી પદાર્થોનો સંપૂર્ણ ત્યાગ કરવો, માત્ર શાકભાજીમાં તેલ ખવાય તો હરકત નથી, કારણ કે ક્ષયની ચિકિત્સામાં રોગીને સાતે ધાતુઓની વૃદ્ધિ થાય એવો ખોરાક આપવાની જરૂર છે, અને તેલમાં તળેલા ભજીયાં, પાતરાં, મુઠીયાં, ઢોકળાં, ઢોકળી, પુડા વગેરે શોષ ઉત્પન્ન કરનારા છે તેથી તેનો નિષેધ કરવામાં આવ્યો છે. ઘણા લોકો તેલ ખાવાથી ડરે છે પરંતુ સુત્રસ્થાનમાં સ્નેહવિધિમાં સ્નેહપાન કરાવવાને સ્થાવર સ્નેહ તરીકે તલના તેલને પ્રાધાન્ય ગણેલું છે. તે પછી જંગમ સ્નેહ એટલે ઘી માનેલું છે, અને વસા તથા મજ્જાને છેલ્લા ગણેલા છે, એટલા માટે ક્ષયના રોગીને તેલ ખાવાને હરકત નથી; એટલી ભલામણ કરીને આ ક્ષયનો નિબંધ સમાપ્ત કરીએ છીએ.



## બીજા વૈદ્યરાજો તરફથી આવેલા ક્ષયના અનુભવી ઇલાજો.

### વૈદ્ય ધીરજરામ દલપતરામ ગુજ્જરફળીયા—સુરત.

૧. હીંગળોક તોલા ૪, મોતીની છીપની ભસ્મ તો. ૨ સાબર ભસ્મ તો ૨ શંખભસ્મ તો. ૨ લોહભસ્મ તો ૨ પ્રવાળભસ્મ તો. ૨ ફુલાવેલો ટંકણ તો ૨ ગળોસત્વ તો. ૨ શીતોપલાદી ચુર્ણ તો. ૪ લવંગ તો. ૧ સોનાના વરખ તો. ૦।। કસ્તુરી બેઆનીભાર. ઉપરની સઘળી વસ્તુ સાથે મેળવી તેને ૪૮ કલાક ખલ કરવો. પછી દરરોજ સવાર સાંજ ૧ રત્તીથી ૧ વાલ સુધીનું પડીકું મધ અને પીપર સાથે ખાવાથી ક્ષય, ઉધરસ ને શ્વાસ મટી જાય છે.

૨. **શીતોપલાદિ ચાટણ**:—હીંગળોક તોલા ૨. લવંગ તો. ૧. સાબરભસ્મ તો. ૧ શીતોપલાદી ચુર્ણ તો. ૪ ઉપરની ચાર વસ્તુને એક દિવસ ખલ કરી તેમાં ૧૦ તોલા મધ મેળવી તેનો અવલેહ બનાવી દિવસમાં ૩ વખત અબ્બે આનીભાર ચાટી, તે ઉપર અરડુસો તો. ૧ અને એલચી તો. ૦।। નો કઢાવો કરી, મધ નાંખી પીવાથી ક્ષયપર ઘણી સારી અસર કરે છે.

૩. **હીંગળોકની ગોળી**:—હીંગળોક તો. ૦।।, ધોળાં મરી તો. ૧ લવંગ તો. ૦।। વછનાગ તો. ૦। એ ચારને એક દિવસ આંકડાના દુધમાં પલાળી મેલી, બીજે દિવસે પાકા પાનનો રસ નાંખી ૨૪ કલાક ઘુંટવું. પછી તેની મરી પ્રમાણે ગોળી વાળી સુકવી શીશીમાં ભરી મુકવી. એ ગોળી દિવસમાં ૨ થી ૩ વાર

પાણી સાથે ગળીને ઉપર ૧ રૂપિયાભાર ચોકખું ઘી ગરમ કરીને પીવું, જેથી ક્ષય, કફ, ખાંસી મટે છે.

૪. **લવેંગાદિ ગુટિકાઃ**—ફુલાવેલો ટંકણ તોલો ૧ શુદ્ધ મનસીલ તો. ૧ હીંગલોક તો. ૧ મરી તો. ના, પીપર તો. ના એરસાલ તો. ના લવેંગ તો. ના ઉપરની વસ્તુને વસ્ત્રગાળ કરી ૨૪ કલાક કોરી ઘુંટી, આદુના રસમાં ૧ દિવસ ઘુંટી, ગુંજા પ્રમાણે ગોળી કરી દરરોજ બે અથવા ત્રણ વખત મધ પીપર સાથે એકેક ગોળી આપવાથી ક્ષય મટે છે.

**વૈદ્ય અંબારામ શંકરજી મુ. વાગડ, રાણપુર સ્ટેશન** (કાઠીયાવાડ).

૧. **ક્ષય રોગ માટે**—બંગભસ્મ અરડુસામાં મારેલ વાલ એક તથા સિતોપલાદી સારંગધર સંહીતાના પાઠ પ્રમાણે બનાવેલ બેઆનીભાર, માખણ સાથે લેવાથી થતો ક્ષય મટે છે.

૨. **ચતુર્મુખ રસ**—પારો, ગંધક, લોહભસ્મ, અભ્રકભસ્મ, એ પ્રત્યેક ચાર તોલા, તથા સુવર્ણભસ્મ એક તોલો, લઇ ખરલમાં ખુબ બારીક વાટી કુંવારના રસની ભાવના આપી ગોળો વાળી એરંડાના પાન વીંટી દોરો બાંધી દાણાના ઢગલામાં ત્રણ દીવસ રાખી મુકી પછી ચોથે દિવસે કહાડી ખરલમાં નાંખી બારીક વાટી બધા રોગમાં વાપરવું; પાવલીભાર ત્રીફળા તથા મધ સાથે આપવું. એ દવા ખાધા પછી ઉપર દુધ પીવું જેથી ક્ષય, ઉધરસ કોઢ, પાંડુરોગ, પ્રમેહ, શુળ, શ્વાસ, મંદાગ્નિ, હેડકી, અમ્લપિત્ત, અપસ્માર, ઉન્માદ, હરસ, તથા આમડીના દરદો મટે છે. પૌષ્ટીક છે.

૩. સુવર્ણ વસંતમાલતી એકથી બે ચણોઠીભાર લીંડી પીપર તથા મધ સાથે અથવા સિતોપલાદી ચુર્ણ સાથે આપવાથી થતો ક્ષય મટે છે.

### વૈદ્ય ભુરાભાઇ ઓધવજી ત્રિવેદી, મુ૦ ભાદરોડ.

**ક્ષય માટે**—વસંતમાલતી, અભ્રકભસ્મ, ચોસઠ પોહોરી પીપર, અને સિતોપલાદી એકત્ર કરી આપવાથી થતો ક્ષય અવશ્ય મટે છે.

### વૈદ્ય ચુનીલાલ જયકીશનદાસ મુ. સુરત, અંબાજીરોડ.

**૧-વિષમજ્વરાંતક લોહ**—હીંગળોકમાંથી કહાડેલો પારો તોલો ૧, તથા ગંધક (આમલસારી) તોલો ૧, કજલી કરી પર્પટી બનાવી તેમાં સુવર્ણભસ્મ તોલો ૦।, લોહભસ્મ તોલા ૨, તામ્ર ભસ્મ તોલા ૨, અભ્રકભસ્મ તોલા ૨, બંગભસ્મ તોલો ૦॥, ગેરૂ તોલો ૦॥ પ્રવાળભસ્મ તોલો ૦॥ મોતીનીભસ્મ તોલો ૦। શંખભસ્મ તોલો ૦।, સીપભસ્મ તોલો ૦।, એ સર્વને પર્પટીમાં મેળવી ગુલાબજળમાં એક કલાક ખલ કરી મોતીની બે સીપ દવા માય તેટલી મોટી લઇ તેમાં ખલ કરેલી દવા ભરી સીપનું સંપુટ બંધ કરી તેના ઉપર એક આંગળ જાડી, ચીકણી મટોડાની કપટમીટી કરી સુકાવી બે મોટા અડાયાં છાણાની આંચમાં એવી રીતે પકાવવું કે મટોડાનો રંગ લાલ દેખાય બાદ તરત કહાડી લઈ ઠંડું થયા પછી તેની ઉપરથી મટોડી કહાડી નાંખી, સીપ સાથે દવાને બારીક વાટી તેમાંથી રત્તિ લઇ સિતોપલાદી ચુર્ણ તોલો ૦।, તથા જેઠીમધનું ચુર્ણ તોલો ૦)‌= ભાર તથા અરડુસીનો રસ તોલા ૨ સાથે આપવાથી ક્ષય રોગ નાબુદ થાય છે.

**અકીકની ભસ્મ.** હકીક ઉમદા લાલ રંગનો, સફેદ રેસા વગરનો બે તોલા લઈ લુણીઆ દુધેલી (જે જમીન ઉપર પથરાયલી રહે છે તથા લુણીની ભાજી જેવા પાંતરા થાય તે) અડધો શેર વજને લઈ તેનો લુગદો બનાવી તેની વચમાં હકીક મુકી ગોળો કરી કપડમોટી કરી સુકાવી અડધો મણ જંગલી અડાયા છાણાની અગ્નિમાં પકાવી સ્વાંગ શીત થયે કાઢી લેવું જેથી સફેદ ભસ્મ થશે. તેને ખુબ બારીક વાટીને રાખી મુકવું. તેમાંથી રત્તિ અડધાથી એક સુધી ગાવ જબાન બે તોલા, વરીઆળી બે તોલા, અધકચરાં ખાંડી પાણીમાં ત્રણ કલાક ભીંજવી ચોળી લુઆબ કહાડી તેમાં જરા સાકર નાંખી પીવું, દરેક વખતે લુઆબનું પાણી પાશેર વજને લેવું. આ ઉપાય એક માસ સુધી લાગલાગટ ચાલુ રાખવાથી ક્ષય, ઉરક્ષત, ખાંસીને અવશ્ય નાબુદ કરે છે, ક્ષયના નબળી હાલતના દર્દીઓને પણ આ ઉપાયથી ઘણો સારો ફાયદો થાય છે.

## વૈદ્ય રાઘવજી માધવજી મુ. ગોંડળ.

**૧. ક્ષયરોગના અતીસાર માટે.** મોરથુથાની ભસ્મ તોલો ૧, અફીણ તોલો ૧, ગળોસત્વ તોલો ૧, બારીક વાટી તુલસીના રસની એક ભાવના આપી રત્તિ પ્રમાણની ગોળીઓ કરી સવાર સાંજ આપવાથી ઝાડો બંધ થાય છે.

**૨. ક્ષયના સોજા માટે.** નિસોતર, પીપર અને ગરમાળાનો ગોળ ઘી સાકર તથા મધમાં આપવાથી ક્ષયના દરદીને આવેલા સોજા મટી જાય છે.

**૩. ક્ષયકેસરીરસ.** મરી, પીપર, ફુલવેલી ફટકી, નવસાર,

એ દરેક બેબે તોલા તથા વછનાગ એક તોલો મેળવી બારીક વાટી એક રત્તિપુર સાકરમાં આપવાથી ક્ષય, ઉધરસ, શ્લેષ્મ, સરદી, બાળકનું ઉટાટીઉં મટે છે.

### વૈદ્ય પ્રાણુલાલ દોલતરામ મુ. કપડવણુજ.

૧. **રાજ્યક્ષ્મા.** કાંચન ભ્રમ ભૈશજ્ય રત્નાવળીનો આપવાથી રાજયક્ષ્મા મટે છે.

૨. **રાજયક્ષ્મા માટે.** શ્રૃંગાર અભ્રનો પ્રયોગ પણ સાધારણ ફાયદો કરે છે.

### વૈદ્ય નંદરામ પ્રાગજી મુ. નાગેશ્રી.

**ખર્જુરાદી ઘૃત.** ખજુર, દ્રાક્ષ, જેઠીમધ, ફાલસા, પીપર, બોરડીના પાનનો કલ્ક, સીંધવ, એનું ધૃત સિદ્ધ કરી આપવાથી સ્વરભેદ, ઉધરસ, શ્વાસ, જવરમાં સારૂં કામ કરે છે.

### વૈદ્ય મંગળભાઇ ભુધરભાઇ મુ. આવળા, તા૦ ધોળકા.

**ક્ષય માટેઃ**—ગળોસત્વ તોલો ૦।, પીપર એક બે વાલ ભાર, સુવર્ણમાક્ષીક ભસ્મ વાલ ભાર, પ્રવાળ ભસ્મ બે રત્તિભાર, મધ તોલો ૦।, ઘી તોલો ૦॥, મેળવી દર ટંકે આ ચાટણ ઉપર પ્રમાણેના વજને લેવાથી રાજરોગ, જીર્ણજવર, શરીરની ઉષ્ણુતા, ઉધરસ, શ્વાસ, તથા ધાતુની ક્ષીણુતાને મટાડે છે. ઉત્તમ છે.

# आयुर्वेद निबंधमाळा.--भाग २ जो.

## નિબંધ ૧૧મો.

### ઉરઃક્ષત, કાસ, હિક્કા, શ્વાસ અને સ્વરભંગ.

ઉરઃક્ષતઃ—આ રોગ પણ ક્ષયમાંજ અંતરભૂત થાય છે, તથાપિ ક્ષયમાં જેમ માનસિક વિચાર અને આહારવિહારના યોગે અનુલોપ તથા પ્રતિલોપ જાતના ક્ષય ( શોષ ) રોગ થાય છે તેમ ઉરઃક્ષતમાં જણાતું નથી, પરંતુ ઉરઃક્ષતને આપણે આંગતુક ક્ષય કહીએ તો ચાલી શકે, કારણ કે પ્રચંડ ધનુષ્યની પણછ બળથી ચઢાવનારને, ભારે બોજો ઉચકનારને, પોતાના કરતાં વધારે બળવાન સાથે યુદ્ધ કરનારને, ઉંચેથી પડનારને, બળદ, ઘોડા, હાથી, ઉંટ ઇત્યાદિ નહાસતા પ્રાણીઓને પકડી રાખનારને, ગદાઓ, લાકડાં, પથરા તથા અસ્રોને જોરથી ફેંકનારને, શત્રુનો નાશ કરનારને, મોટે સ્વરથી ભણનારને, ઘણી ઝડપથી ચાલનારને, મોટી નદીઓ તરનારને, ઘોડાની બરાબર ધસીને દોડનારને, એકદમ મોટી છલંગ મારનારને, અથવા મલ્લયુદ્ધાદિ સાહસના કામો કરનારને, અત્યંત મૈથુન કરનાર જે પુરૂષ અત્યંત અશક્ત થઈ ગયો હોય તેને હૃદયમાં શ્વાસ ભરાઇ આવવાથી સાધકપિત્તનો અતિયોગ અને અવલંબન કફનો હીનયોગ થવાથી, તેની ત્વચામાં રહેલા ક્લેદન કફને વ્યાનવાયુ સુકવી નાંખે છે તેથી તેનું

ઓજસ (તેજ) ઘટી જાય છે. સાધકપિત્તનો અતિયોગ અને પાચકપિત્તનો હીનયોગ થવાથી હૃદયમાં દુખાવો ઉત્પન્ન થઇ પાનવાયુએ અવલંબન કફનો હીનયોગ કરેલો હોવાથી તેને જોરથી લૂખી ખાંસી આવે છે. પાનવાયુનો અતિયોગ થવાથી તે અવલંબન કફને સુકવે છે તેથી પાંસળાંમાં દુખાવો થાય છે. પાચકપિત્તનો હીનયોગ થવાથી અને સમાનવાયુનો ક્લેદન કફ સાથે મિથ્યાયોગ થવાથી શરીર સુકાઇને થરથર કંપે છે. અપાનવાયુનો હીનયોગ થવાથી પક્વાશયમાં રહેલા આમને તે પચાવી શકતો નથી અને તે આમ સમાનવાયુના હીનયોગથી કોઠામાં જઇ રસને અનુગામી થાય છે, તેથી ભ્રાજકપિત્તનો અતિયોગ થવાથી તાવ આવે છે. હૃદયમાં રહેતા સાધકપિત્તનો અતિયોગ થઇ તેને ઉદાનવાયુના હીનયોગને લીધે આલોચકપિત્તમાં જતાં અટકાવ થાય છે, તેથી દગ્ધ થયલું સાધકપિત્ત અત્યંત ખટાસને લીધે હૃદયમાં સોજો કરે છે અથવા ક્ષત કહેતાં ચાંદી પાડે છે. સાધકપિત્ત વિદગ્ધ થવાથી મેધા, બુદ્ધિ અને કાંતિનો હ્રાસ કરે છે, તેથી મન ચિંતાતુર તથા ઉદાસ રહે છે. જો અપાનવાયુમાં પિત્તનો મિથ્યાયોગ થયો હોય તો પાતળા ઝાડા થાય છે. સાધકપિત્ત દગ્ધ થવાથી અને અવલંબન કફને પાનવાયુના અતિયોગે સુકવી નાંખવાથી, દુર્ગંધયુક્ત રક્તમિશ્રિત ગાંઠાવાળા કાળા તથા પીળા રંગના કફના પુષ્કળ બળખા પડે છે. આવી રીતના આગંતુક કારણોથી ઉરઃક્ષત રોગ થાય છે;

અને બીજી રીતે અત્યંત સ્ત્રી સેવનને લીધે સ્ત્રીઓના રૂપ, દર્શન, સ્પર્શનની ઇચ્છાથી મન વ્યગ્ર થાય અને અત્યંત સ્ત્રી સંયોગથી શુક્ર તથા ઓજસનો અને તે પછી ક્રમે ક્રમે સાતે ધાતુનો ક્ષય થાય તેમાં પણ ઉપર કહ્યા પ્રમાણે વાયુનો અતિયોગ, અને કફના હીનયોગથી

પિત્ત દગ્ધ થઇ હૃદયમાં જે ક્ષત (ચાંદી) ઉત્પન્ન કરે છે તે પણ ઉરઃક્ષત ગણાય છે. જો કે બીજો પ્રકાર માનસિક વેગને આધીન થવાથી ઉત્પન્ન થાય છે, તો પણ અમારા વિચાર પ્રમાણે તો તે પણ આગંતુકમાંજ ગણી શકાય છે, કારણ કે ક્ષયના પ્રકરણમાં નિદાનશાસ્ત્રે અતિ મૈથુનથી ઉત્પન્ન થતો વ્યવાય શોષી નામનો એક ભેદ લખ્યો છે. માત્ર તેમાં ચાંદી પડતી નથી અને ઉરઃક્ષતમાં ચાંદી પડે છે, એટલોજ ફેર છે.

જે ઉરઃક્ષતમાં સંપૂર્ણ લક્ષણો ન થયાં હોય, જેની જઠરાગ્નિ પ્રદિપ્ત હોય, જેના માંસના લોચા ગળી ગયા ન હોય અને જેને ઉરઃક્ષત થયાને એક વર્ષ વીતી ગયું ન હોય તેનો વ્યાધિ પરાણે મટે છે, પરંતુ જેને છાતીમાં વેદના થાય છે, લોહીની ઉલટી થાય છે, ખાંસી સાથે શોષનો ઉપદ્રવ હોય છે, અંડકોષ, પાંસળાં, બરડો, કમ્મરને જાણે બાંધી લીધાં હોય એવાં દુખે છે, મળ સુકાઈ જાય છે, અથવા પાતળા ઝાડા થાય છે, તથા જેના શ્વાસમાંથી દુર્ગંધ ઉડે છે, તે ઉરઃક્ષતનો રોગી બચતો નથી.

**કાસરોગ-(ખાંસી)** જેના નાક અને મુખમાં ધુમાડો પેસી જવાથી દમ રૂંધાયો હોય, મોંઢા તથા નાકમાં ધુળ તથા ઝેણુ પેસી ગઈ હોય, છાતીમાં દમ ભરાઇ જાય ત્યાંસુધી કશરત કરતો હોય તેને, અથવા જે માણસને લુખાં અન્નનું સેવન કરવાથી, ઘણી ઉતાવળથી જમતાં અન્નોદકનું અંતરિક્ષ જવાથી (અંતરાસે જવાથી) મળ-મૂત્રાદિકના વેગને દાબી રાખવાથી, છીંક આવતી અટકાવવાથી પ્રાનવાયુનો અતિયોગ થઇને તે ઉદાનવાયુમાં મળી જવાથી કફ-પિત્ત

મળીને એકદમ મુખમાર્ગે બહાર નીકળે છે તે વખત રોગીનો અવાજ ફુટેલા કાંસાના જેવો સંભળાય છે અર્થાત્ તેને ઉધરસ આવે છે; તેથી વિદ્વાનો એ રોગને કાસરોગ કહે છે. એ ખાંસી વાયુથી, પિત્તથી, કફથી, ક્ષતથી અને ક્ષયથી એવી પાંચ પ્રકારની ગણેલી છે, પરંતુ એ પાંચ પ્રકારની ખાંસી પૈકી પ્રથમના ત્રણ પ્રકારની ખાંસી જો કે સાધ્ય છે પરંતુ તેની ઉપેક્ષા કરી (બેદરકારી રાખી) નિયમિત ઇલાજ નહિ કરવામાં આવે તો તે બધી ખાંસીએ ક્ષયરોગને પહોંચે છે, ઉપર જણાવેલી ખાંસીઓ એકએકથી ઉત્તરોત્તર ચઢતી અને બળવાન છે. તે પાચે પ્રકારની ખાંસીના જુદાંજુદાં લક્ષણો જાણવાની ઇચ્છાવાળાઓએ માધવનિદાન વાંચીને જાણી લેવાં. અત્રે માત્ર એટલુંજ કહેવાનું છે કે વાયુની ખાંસીમાં મળ અને કફ સૂકાઇ જાય છે, પિત્તની ખાંસીમા ઝાડા, ઉલટી અને છાતીમાં બળત્રા થાય છે, કફની ખાંસીમાં મોઢું ચીકણું, શરીર ભારે અને અન્નપર અભાવ થાય છે. ક્ષત ખાંસીમાં ઉરઃક્ષતમાં કહ્યા પ્રમાણે લક્ષણો થાય છે અને ક્ષય ખાંસીમાં ક્ષયરોગમાં કહ્યા પ્રમાણેનાં લક્ષણો થાય છે તેથી અમે વિશેષ વિવેચન કર્યું નથી. ખાંસીના રોગીનું બળ અને વર્ણ, માંસ અને ઓજસ. ક્ષીણ થયું નથી ત્યાંસુધી તેને સાધ્ય ગણેલી છે, અને બાકીની ખાંસી અસાધ્ય છે. એને માટે આપણામાં એક કહેવત ચાલે છે કે "લડાઇનું ઘર હાંસી અને રોગનું ઘર ખાંસી" છે.

**હિક્કા રોગ:**—બળત્રા કરવાવાળા, પેટ ચઢાવનારા, સળેખમ કરે એવા, જુ અને લુખા પદાર્થોનો આહાર કરવાથી, હીમ જેવું ઠંડું પાણી પીવાથી, ટાઢું સીળું ખાવાથી, વાસી ઠંડા પાણીએ નહાવાથી, મુખમાં અને નાકમાં ધૂળ તથા ધુમાડો પેસી જવાથી, તડકામાં ઘણું

રખડવાથી બહાર પવનમાં કમાડા પડી રહેવાથી, ઘણો ભાર વહેવાથી, કાસદું કરવાથી, મળ-મુત્રાદિકના વેગને દાબી રાખવાથી, ઉપવાસ કરવાથી, માણુસને હેડકી, શ્વાસ, (દમ) અને કાસ (ઉધરસ) થાય છે. જ્યારે ઉદાનવાયુ હીનયોગને પામી, પાનવાયુને જોરથી ખેંચે છે ત્યારે હિગ્ હિગ્ શબ્દ કરતો પાનવાયુ કલેજું, પ્લીહા અને આંતરડાંને જાણે મુખ સુધી ખેંચી લાવતો હોય એમ ઉપર ચઢે છે, તેથી તેનું નામ વિદ્વાનોએ "હેડકી" આપ્યું છે. જ્યારે હૃદયમાં કફ તથા વાયુનો મિથ્યાયોગ થાય છે, એટલે પિત્તનો હીનયોગ થવાથી ૧. **અન્નજા**, ૨. **યમલા**, ૩. **ક્ષુદ્રા**, ૪. **ગંભીરા** અને ૫. **મહતિ** એવી પાંચ પ્રકારની હેડકી ઉત્પન્ન થાય છે તેનાં જુદાં લક્ષણો નિદાન શાસ્ત્રથી જાણી લેવાં, પરંતુ જે હેડકી આવવાથી જેનું શરીર તણાઇને કામઠાં જેવું થાય છે, અને રોગીની દૃષ્ટિ ઉંચી ચઢી જાઇ તે બેભાન થઇ જાય છે, જેનાથી ખોરાક લેવાતો નથી તે રોગી બચવાની આશા નથી. અને જે રોગીને ગંભીરા તથા મહતિ નામની હેડકી થઇ હોય તેઓ બચતા નથી. જે હેડકીમાં રોગીનું શરીર વિકારોથી ગ્રસ્ત થયું હોય જેણે અન્ન છોડયું હોય, જે અંગે ક્રષ થતો જાય, તથા હેડકીનો રોગી વૃદ્ધ કિંવા ઘણોજ વિષયાસક્ત હોય એવા લક્ષણવાળા કોઇપણ રોગીને ઉપર લખેલા પાંચ પ્રકારની હેડકીમાંથી કોઇપણ જાતની હેડકી થઇ હોય તો તે રોગી બચતો નથી જે હેડકીમાં રોગી લવારો કરે છે, શળ ફુટે છે, બેભાન થાય છે અને તૃષા ઘણી લાગે છે તે હેડકી અસાધ્ય છે.

**શ્વાસ રોગઃ**—જે માણુસનો અપાનવાયુ અતિયોગને પામે અને સમાનવાયુમાં પિત્તનો અતિયોગ થાય તેથી સમાનવાયુ પાન-

વાયુમાં જઇ તેનો અતિયોગ કરે, એટલે સાધકપિત્ત પાનવાયુથી ઉદાનવાયુને છુટો પાડી નાંખે, એટલે હૃદયમાં રહેલા અવલંબન કફને વાયુ સુકવી નાંખે, જેથી ફેફસાં પોતાનું કામ બરાબર કરી શકે નહિ. તેથી શ્વાસની નળીમાંથી ધમનિઓ નાભીસ્થાનથી જે પવનને ધમે છે તેનો ધમેલો પવન ફેફસાં લઇ શકે નહિ, એટલે રોગીને નીચેનો શ્વાસ નીચે, અને ઉપરનો શ્વાસ ઉપર રહી ગયલો જણાય, અર્થાત તેના હૃદયમાં, ફેફસાંમાં, યકૃતમાં, પ્લીહામાં, અને કંઠમાં, સુકાયલો કફ વધી પડવાથી બળખો હેઠો પડે નહિ, પવનના માર્ગો પવનને લઇ શકે નહિ તેમ મૂકી પણ શકે નહિ, તેથી શ્વાસ ટુંકો થઈ જાય તેને શ્વાસ રોગ થયો છે. એમ કહેવામાં આવે છે. જો એ શ્વાસ રોગ હીચકીની ઉત્પત્તિના કારણરૂપ થયો હોય તો તે રોગી લાંબા કાળ સુધી પીડા પામીને જીવે છે, પણ જો કોઈ રોગના ઉપદ્રવ તરીકે ઉત્પન્ન થયો હોય તો તે રોગીને મારી નાંખે છે.

નિદાન શાસ્ત્રમાં મહાશ્વાસ, ઉર્ધ્વશ્વાસ, છિન્નશ્વાસ, તમકશ્વાસ અને ક્ષુદ્રશ્વાસ એવા શ્વાસ રોગના પાંચ નામ પાડેલાં છે, તેનાં જુદાં જુદાં લક્ષણ નિદાન શાસ્ત્રથી જાણી લેવાં કારણ કે દરેક શ્વાસના ભેદમાં વાયુ, પિત્ત અને કફના હીન–મિથ્યા અને અતિયોગથી જુદાં જુદાં સ્વરૂપો જણાય છે, અને તેથી શરીરમાં જુદે જુદે સ્થાને જુદી જુદી પીડા દેખાય છે, પરંતુ શ્વાસરોગમાં વાયુના અતિયોગથી કફ સુકાય છે અથવા તો કફના અતિયોગથી વાયુનો હીનયોગ થઇ ગળું રૂંધાય છે, એટલા માટે અમે જુદાં જુદાં લક્ષણો લખ્યાં નથી.

**સ્વરભેદરોગ:**—તાણીને મોટે અવાજે બોલવાથી, ઊંચેસ્વરે ભણવાથી, ગળામાં વાગવાથી, વિષ ખાવાથી, વિકારયુક્ત થએલો વાયુ ગળામાં સ્વરને વહેવાવાળી જે ચાર નળીઓ છે ત્યાં વૃદ્ધિ પામી અવાજને બંધ કરે છે, તેથી તે સ્વરભંગરોગ કહેવાય છે. એ સ્વરભંગ વાયુથી, પિત્તથી, કફથી, સન્નિપાતથી, ક્ષયથી, અને મેદથી, એ રીતે ૭ પ્રકારનો સ્વર ભંગ થાય છે.

ઘરડા માણસને, સુકાઇ ગયલાને, ખાંસીના રોગીને, શ્વાસના રોગીને, ક્ષયના રોગીને અને સંગ્રહણીના રોગીને થએલો સ્વરભંગ પ્રાણ લેનારો નીવડે છે. ટુંકામાં જો સ્વરભંગ સામાન્ય કારણથી ઉત્પન્ન થએલો હોય તો તે મટે છે, પરંતુ તે કોઇ રોગના ઉપદ્રવ તરીકે ઉત્પન્ન થયો હોય તો તે જીવની સાથે જાય છે.

**ખરપરભસ્મ:**—એક શેર જસત લઇ તેને હીકરાના કલેડામાં મૂકી, ચુલાપર ચડાવી, નીચે તીવ્ર અગ્નિ કરવો. જ્યારે તેનો રસ થાય ત્યારે ખાખરની લીલી મુળીથી અથવા કેવડાનાં મૂળ જે કેવડાના ઝાડના થડ સાથે લાગે છે તે મૂળથી ઘૂંટતા જવું. ઘુંટતાં ઘુંટતાં જસતની ભસ્મ બની જશે. એ ભસ્મ બન્યા પછી તે કલેડાને નીચે ઉતારી ગરમ ગરમ હાલતમાં તેની વચમાં ખાડો કરી, ०। શેર પારો પેલા ખાડામાં રેડી, કલેડામાંની જસતની ભસ્મથી તેને ઢાંકી દેવો અને ચુલા ઉપર ચડાવી નીચે મંદ અગ્નિ આપવો, એટલે તાપથી પારો બધો ઉડી જશે અને લીલાશ પડતી તે જસતની પીળી ભસ્મ થશે. તે ભસ્મને ખરલમાં નાંખી કુંવારના રસમાં ઘુંટી, સરાવ સંપુટમાં મૂકી, તેને ગજપુટ અગ્નિ આપવો. સરાવ સંપુટમા મૂકતી વખતે

એટલી વાત ધ્યાનમાં રાખવી કે નીચલા સરાવમા ભસ્મ ભરાય અને ઉપલું સરાવ ખાલી ઢંકાય. તેમ ભઠ્ઠીમાં મૂકતાં ગજપુટને ખાડો પ્રથમ ખડામાં છાણાથી પોણો ગજ ભરવો અને તે ઉપર કપડમટ્ટી કરેલા સરાવ સંપુટને ભસ્મવાળો ભાગ નીચે રહે તેવી રીતે ગોઠવીને બાકીનાં છાણાં તેની ઉપર ગોઠવીને અગ્નિ સળગાવવો. ભઠ્ઠી બળી જાય ઠંડી પડી જાય એટલે સરાવ સંપુટને કાઢીને ફરી કુંવારના રસમાં ઘુંટીને ફરી ગજપુટ આપવો. જેમ જેમ ગજપુટ આપતા જઇશું તેમ તેમ ભસ્મ ખીલતી જશે એટલે પ્રથમ એક સંપુટમાં સમાતી હોય તો બીજીવાર બે સંપુટની જરૂર પડશે. એવી રીતે વીશ વખત ગજપુત આપવાથી ભસ્મ ખીલીને રતાશ પડતા પીળા રંગની થશે, એટલે ખરપર ભસ્મ તૈયાર થશે

**બંગભસ્મ.**—કલાઇ પાટની શેર પાંચ લઇ, તેને લોખંડની પેણીમાં મૂકી, નીચે તીવ્ર અગ્નિ આપી તે ઓગળી જાય એટલે એક ઇંચ જાડી વડની મૂળી લઇ તે વડે ઘુંટતા જવું, અને તેમાં થોડાં થોડાં કડવા સેકટા (સરગવા)નાં પાંતરાં નાંખતા જવાં, એટલે પાંચ શેર કલાઇમાં શેર એક પાંતરાં નાંખીશું એટલે તેની ભસ્મ થઇ જશે. પછી તે ભસ્મને કાઢી લઇ બીજી પેણીમાં નાંખી, એક શેર આમળાંને સોળ શેર પાણીમાં ઉકાળી, ચાર શેર પાણી રહે તેટલો ઉકાળો તેમાં પચાવવો. તે પછી ચાર શેર ગૌમૂત્ર પચાવવું. તે પછી એક શેર તલનું તેલ પચાવવું એટલે કલાઇની શુદ્ધિ કરતાં, વખતે ભયંકર પરિણામ આવે છે તે પરિણામ નહિ આવતા આ ક્રિયાથી સુખરૂપ શુદ્ધિ થાય છે. કારણ કે શાસ્ત્ર પ્રમાણે શુદ્ધિ કરતાં કલઇને ગાળીને ત્રિફળાના ઉકાળામાં નાંખવાનું વિધાન કહેલું

છે, પણ તપેલામાં ઉકાળો ભરી, તેના ઉપર ઘંટીના પડનું વજન મૂકી તે ઘંટીના ગાળામાંથી પાંચ શેર તો શું પણ એક શેર કલાઈ તપાવીને રેડીએ તો મોટા બંદૂક જેવા અવાજ થઇ, કલાઈ ઉડે છે અને જો શોધન કરનાર વૈદ્ય દર વખતે ઉકાળો બદલે નહિ તો કલાઇ એટલું જોર કરીને ઉડે છે કે વજનદાર ઘંટીના પડને પણ જમીનથી બે ત્રણ ગજ સુધી ઉંચે ફેરાડે! એટલા માટે એવી ભય ભરેલી ક્રિયાના જોખમથી ડરી જઇને કેટલાક વૈદ્યો કલઇ, સીસું, તથા જસતને શુદ્ધિ કરવાનું પડતું મૂકી, અશુદ્ધ ધાતુની ભસ્મ બનાવે છે, જેથી તે ધાતુની ભસ્મો શાસ્ત્રમાં લખ્યા પ્રમાણે અથવા વૈદ્યના કહ્યા પ્રમાણે કામ કરતી નથી. એટલા માટે અમે ઉપર લખ્યા પ્રમાણેની એકવારની ભસ્મ બનાવીને તેનું શોધન કરીએ છીએ, જેથી ધાતુના દરેક પરમાણુંમાં રહેલો દોષ નાશ પામી, ભસ્મ બળવાન અને નિર્દોષ બને છે. એ પ્રમાણેની કલાઇની ભસ્મ બનાવી. પછી મેંદીનાં લીલાં પાંતરાં, ભસ્મથી બમણાં લાવી, તેને પાણી છાંટયા વિના બારીક છુંદી, તૈયાર થયલી કલાઇની ભસ્મ, તે છુંદેલાં પાતરાંમાં મેળવી દઈ, ટાટ અથવા ગુણપાટના કકડા ઉપર તે પાંતરાં સાથેની ભસ્મને, બે આંગળ જાડી પાથરવી અને તે પછી તેનો સખત અને કઠણ વીંટો વાળવો. તે વીંટો વળાયા પછી તેને મજબુત કાથાની કે સણની દોરીથી ખૂબ કસીને બાંધવો. એવી રીતે બાંધેલા વીંટાને એક ઠીબમાં ત્રણ છાણાં નીચે મૂકીને તે પર વીંટાને ગોઠવી, પાંચથી સાત છાણાં તેના પર મૂકી, અગ્નિ આપવો, એટલે કલઇની ભસ્મ ખીલી જશે. એ પ્રમાણે બે વખત મેંદીના પાંતરા સાથે અગ્નિ આપવાથી શુદ્ધ બંગ ભસ્મ થશે. આ ભસ્મ અસક્તાને, ધાતુક્ષયીને,

કાંઇ પણ પથ્ય પાળ્યા સિવાય આપી શકાય છે. માત્ર રોગીને રોગનું પથ્ય કરાવવાની જરૂર છે પણ ભસ્મના પથ્યની કાંઇ જરૂર નથી.

**નાગ ભસ્મઃ**—સીસું શેર પાંચ લઇ લોખંડની પેણીમાં મૂકી ચૂલે ચઢાવી નીચે અગ્નિ આપી સીસાનો રસ થાય એટલે વડની મૂળીથી તેને ઘસતા જવું. ઘસતાં ઘસતાં ૭ કલાકમાં તેની ભસ્મ થશે. તે ભસ્મ તૈયાર થયા પછી ત્રિફળાનો ઉકાળો, ગૌમૂત્ર અને તેલમાં તેને શુદ્ધ કરવી. એ શુદ્ધિ થયા પછી તે ભસ્મને તપાવીને કેવળ ભસ્મ રહે એવી બનાવી, તે પછી વડનાં લીલાં પાંતરાં શેર અઢી લાવી તેને બારીક છુંદી, તે છુંદેલાં પાંતરાંમાં સીસાની ભસ્મ મેળવી દઇ, હાથથી ખૂબ મર્દન કરી, તેને સરાવ સંપુટમાં ભરી, કપડમિટ્ટી કરી, જેટલા સંપુટ થયા હોય તે સર્વને એક ગજપુટ અગ્નિમાં થરેથર ગોઠવી તાપ આપવો. ઠંડું પડયા પછી તે ભસ્મને કાઢી લઇ, ફરી વડનાં પાંતરાંમાં ઉપર પ્રમાણે મેળવી, ઉપર પ્રમાણે સંપુટ કરી, ગજપુટ અગ્નિ આપવો. એવી રીતે દશ વખત વડનાં પાંતરાંના ગજપુટ આપવાથી રતાશ પડતી પીળા રંગની વજનદાર પણ ખીલીને ફુલેલી, નાગ ભસ્મ તૈયાર થશે.

**સુવર્ણ માક્ષિક ભસ્મઃ**—સુવર્ણ માક્ષિક શેર પાંચ લાવી, તેને ખાંડીને દીવેલમાં (એરંડીયામાં) કાલવી સંપુટમાં ભરી, કપડમટ્ટી કરી, ગજપુટના ખાડામાં દશ શેર અડાયાં, નીચે પાથરી તે ઉપર પેલા સંપુટો મૂકી, તે ઉપર બીજા પાંચ શેર અડાયાં સીંચી ભઠ્ઠી સળગાવી અગ્નિ આપવો. સ્વાંગ શીતળ થયા પછી તેને કાઢી દીવેલમાં કાલવી કપડમટ્ટી કરી, ઉપર પ્રમાણે આંચ આપવી. એવી રીતે ત્રણ

પટ દીવેલના આપવા. તે પછી સુવર્ણમાક્ષીકને ખાટા દહીંમાં અથવા ખાટી છાશમાં મર્દન કરી. સરાવ સંપુટમાં ભરી, કપડમિટ્ટી કરી, રહેવાં દેવાં. તે પછી ગજપુટના ખાડાને સાફ કરી તેની વચમાં એટલે ખાડાની ચારે બાજુએ ચાર ચાર આંગળ જગ્યા ખાલી રાખી, અડાયાં સીંચતાં, અને ખાલી રહેલી જગ્યામાં ડાંગરનાં છાલાં પુરતાં જવું. એ પ્રમાણે પોણો ખાડો ભરાય એટલે તેના ઉપર માક્ષિકના કપડમિટ્ટી કરેલા સંપુટ ગોઠવવા, અને તેના ઉપર બીજા છાણાં તથા ડાંગરનાં છાલાં ભરીને તેને ઢાંકી દેવાં. પછી તેમાં અગ્નિ સળગાવવો તે એવી રીતે કે ચારે બાજુએ થોડું થોડું ઘાસતેલ રેડી દીવાસળીથી સળગાવી દેવું એટલે એક સરખો તાપ થશે અને ધુમાડો બહુ થશે નહિ. એ બળી ત્રણ દિવસે અથવા ચાર દિવસે બળીને ઠંડી પડી જાય છે. તે ઠંડી પડયા પછી સંપુટમાંથી સુવર્ણમાક્ષિક ભસ્મ કાઢી લઇ, છાશમાં વાટી, ઉપર પ્રમાણે કપડમિટ્ટી કરી, ગજપુટના ખાડામાં છાલાં તથા અડાયાં ભરી, સંપુટ ગોઠવી બીજી આંચ આપવી. એ પ્રમાણે દશ આંચ આપવાથી સુવર્ણમાક્ષિકની બારીક, વજનદાર પણ કદમાં ફૂલેલી, પાકા જાંબુના રંગ જેવી શુદ્ધ સુવર્ણમાક્ષિક ભસ્મ થશે. આ ભસ્મ ગરમીના ચાંદા તથા વિસ્ફોટકમાં પણ કામ કરે છે.

રસસિંદૂરઃ—હીંગળોકમાંથી કાઢેલો પારો તોલા ચાળીશ લઇ તેની હેંસી તોલા ગંધક મેળવી કાજળી કરવી. તે કાજળીને કુંવારના રસનો એક પટ આપી સુકાતાં સુધી વાટી, પાંચ રતલીયા અગન શીશી લાવી તે શીશીને મુખ ઉઘાડું રાખી, મુલ્તાની મટોડીથી સાત કાપડમટ્ટી કરી, સુકવી, તેમાં પેલી કાજળી ભરી, વાળુકાયંત્રમાં મૂકી બત્રીશ પહોરની મંદ-મધ્ય અગ્નિ આપવી. જ્યારે તેમાંથી

ધુમાડો નીકળતો બંધ થાય એટલે તે શીશીના મોં ઉપર, ઈંટનો બુચ બનાવી ચુનો અને ગોળમાં ખરડી શીશીના મુખ ઉપર બરાબર બેસતો કરવો. તે પછી વાળુકાયંત્રની નીચે તીવ્ર અગ્નિ આપવો. એવી રીતે ચાર દિવસ અને ચાર રાત્રી અખંડ અગ્નિ આપી, પછી તેને ઠંડું પડવા દેવું. વાળુકાયંત્ર બીલકુલ ઠંડુ પડી જાય એટલે શીશી કાઢી લઇ; તેની કપડમિટ્ટી દૂર કરી, શીશીને ફોડી, શીશીના મધ્ય ભાગમાં તથા ગળામાં ચોંટેલો અરૂણુ રંગનો રસસિંદૂર કાઢી લઇ, તેને ત્રણ દિવસ ખરલમાં કોરો વાટી, કાચની શીશીમાં ભરી મૂકવો.

હરદમ—એક શેર હીંગળોક લાવી તેને ખરલમાં વાટી લીંબુના રસનો એક પટ દઇ, વાટતાં વાટતાં સુકવી નાંખી જે ભૂકો તૈયાર થાય તેને શીશીમાં ભરી રાખવો.

કણાચૂર્ણ:—કાચો હીંગળોક શેર પા લઇને ત્રણ દિવસ લગી ખરલમાં ઘુંટી, પછી પીપર શેર એક લાવી ખાંડી તેનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી, હીંગળોકવાળા ખલમાં હીંગળોકમાં થોડું થોડું મેળવતા જઇ ઘૂંટતા જવું. જ્યારે તમામ પીપર હીંગળોક સાથે મળી જાય ત્યારે તેને શીશીમાં ભરી લેવું.

વાસાદિ:—અરડુસાના પાંતરાં શેર પાંચ લાવી તેની નસો તથા ડાંખળાં દૂર કરી, એક તપેલામાં ભરી, તેના ઉપર પંદર શેર પાણી રેડી ચૂલે ચઢાવવું. ચૂલે ચઢાવ્યા પછી તેમાં સિંધવ શેર પા, સંચળ શેર પા, ખડીયોખાર શેર પા, જવખાર શેર પા, બંગડીખાર શેર પા, સુરોખાર શેર પા, તથા પાપડખાર શેર પાનું ચૂર્ણ કરીને નાંખવું, અને તેને ઉકળતાં પાણી તમામ બળી જાય પણ અરડુસાના પાંતરાં

કાઢે નહિ, તેમ પાણી રહી જાય નહિ એવી રીતે તમામ પાણી બાળી મૂકી, પછી તે બાફેલા પાલાને તડકે સુકવી, તેનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી, મજબૂત બૂચની શીશીમાં ભરી રાખવું. આ વાસાદિ ચૂર્ણ શિયાળામાં કે ઉનાળામાં બનાવવું. વળતપાણી થયા પછી બનાવશો તો ક્ષાર પીગળી જશે અથવા શીશીને બૂચ બરાબર નહિ મારશો તો ચોમાસાની હવાથી ક્ષાર પીગળી જશે એટલે એ ઔષધ ફેંકી દેવું પડશે.

**શંખભસ્મઃ**—શંખ શેર પાંચ લાવી તેના કટકા કરી, ઠીબામાં ભરી, ગજપુટ અગ્નિ આપવો. પછી ઠંડુ પડયા બાદ તેને કફને કાપવાવાળો બનાવવો હોય તો આંકડાના દુધમાં ઘૂંટી તેની ટીકડીઓ કરી, સુકવી, માટીની ઠીબમાં મૂકી, તેને ગજપુટ અગ્નિ આપી, ઠંડું પડે કાઢી લઇ શીશીમાં ભરી લેવો.

**પ્રવાલ ભસ્મઃ**—પરવાળાની જાડી ડાંખળી સડીને કાણાં નહિ પડયાં હોય એવી રાતા રંગની શેર ૫ લઇ તેને ઠીબમાં મૂકી, ગજપુટ અગ્નિ આપી, ભસ્મ બનાવવી. તે ભસ્મને કાઢી લઇ, જો શક્તિ માટે વાપરવી હોય તો એક પટ દુધનો તથા એક પટ કુંવારના રસનો આપી, ગજપુટ આપવો અને જો વાયુની ખાંસીમાં અથવા જેની છાતીમાં ચાંદી પડી નથી એવી ખાંસી કે ક્ષયમાં વાપરવો હોય તો આંકડાના દુધનો પટ આપી, ગજપુટ અગ્નિ આપવો, પછી તેને વાટી શીશીમાં ભરી લેવી.

**કનકફળ પુટપાકઃ**—જવખાર તોલા બે અને કાળાં મરી તોલા બેને વાટી ચૂર્ણ કરી, ધંતુરાનાં ખીલાં ફળ લાવી તેની ચાર ચીરી કરી, દરેક ફળમાં અર્ધા તોલાને આસરે ઉપલો ભૂકો ભરી, તેના

ઉપર કપડમિટ્ટી કરી, ધંતુરાનાં ૫ળ બફાય એટલો અગ્નિ આપી તેને કાઢી લઇ, ગરમ ગરમ વાટી, તેની મઠના દાણા જેવડી ગોળી બનાવી, છાંયામાં સુકવી, ભરી રાખવી.

ખદીરાદિ ગુટીકાઃ—આંકડાના ફુલની મીંજ શેર એક, લવેંગ શેર એક, ઊંચી જાતનો કાથો શેર એક લઇને ભેગાં ખાંડીને તેનો એક લોચો બનાવી, તપેલીમાં ભરવો પછી તે તપેલી કરતાં જરા મોટા મોઢાની બીજી તપેલી લઇ તેમાં પાણી શેર બેને આસરે મૂકી, તે તપેલી ઉપર ચારણી મૂકી, ત ચારણીમાં પેલા ભૂકાવાળી તપેલી ઊંધી પાડી, તે બેઉ તપેલીઓને સગડીમાં કોલસા સળગાવી, તે ઉપર મૂકવી, એટલે પાણીની વરાળ થઇ, ચારણીના છિદ્રમાંથી થઇ, તપેલી-માંના ભૂકાને બાફી નાંખશે. તે બફાયા પછી તેને ખુબ ઝીણું વાટી, તેની વટાણા જેવડી ગોળી બનાવી, તડકે સુકવીને ભરી રાખવી.

દ્રાક્ષાદિ ગુટિકાઃ—ખાવાનો ભરૂચી તંબાકુ શેર પા, કાળાંમરી શેર પા, કાળી દ્રાક્ષ શેર અર્ધો, પ્રથમ તંબાકુ અને મરીને ઝીણાં વાટી વસ્ત્રગાળ કરવાં. પછી દ્રાક્ષમાંથી ઠળીયા કાઢી પેલો ભૂકો તેમાં મેળવી, ખુબ ખાંડી, એકરસ થઇ જાય ત્યારે તેની મરીના દાણા જેવડી ગોળી વાળી, શીશીમાં ભરી મૂકવી.

પીળો શ્વાસકુઠારઃ—મનસીલ શેર અર્ધોશેર તથા મરી અર્ધોશેર એ બેને વાટી વસ્ત્રગાળ કરી, ખરળમાં ખુબ ઝીણાં વાટી, તેમાં આદાનો રસ નાંખી, બારીક વાટી, વાટતાં સુકાઇ જાય ત્યારે શીશીમાં ભરી મૂકવો.

રાજ મૃગાંકઃ—પારો તોલા ૭, કલઇ તોલા ૭, નવસાર તોલા

ચાર, ગંધક તોલા આઠ લઈ, કલઈને ગાળી, તેમાં પારો મેળવવો, એટલે તે કલઈ ખરલમાં વટાશે. પછી તેમાં ગંધક તથા નવસાર નાંખી કાજળી બનાવી, અગન શીશીમાં ભરી, વાળુકા યંત્રમાં મૂકી બાર પહોર અગ્નિ આપવો. અગ્નિ આપતાં જ્યારે ધુમાડો નીકળતો બંધ થાય ત્યારે રસસિંદૂરની માફક તેના મોંઢા ઉપર ઈંટનો ખુચ મારી તેજ અગ્નિ આપવો. એટલે શીશીને તળીએ સુંવાળી સોનાના રંગ જેવી ભસ્મ તૈયાર થશે. જો તે ભસ્મમાં વજનદાર કાળો કીટો રહી જાય તો તે કીટો ફેંકી દેવાનો છે. અને શીશીની બાજુમાં રસસિંદૂર જેવો પદાર્થ વળગેલો મળી આવશે તેને જુદો કાઢી લેવો તથા શીશીના ડાટ આગળ ગળામાં સફેદખાર વળગેલો મળશે તેને જુદો કાઢી લેવો. સોનેરી રંગનો મૃગાંક ક્ષય, ખાંસી, અને પ્રમેહ માટે સારો સારો છે. રાતા રંગનું મૃગાંક માખણ સાથે અથવા દૂધની મલાઈ સાથે આપવાથી ખાંસી મટાડી તવાઈ ગયલા માણસને શક્તિ આપી પુષ્ટ બનાવે છે. ઉપરથી નીકળેલો ક્ષાર મધમાં આપવાથી સુકી ખાંસીને લીલી બનાવે છે.

સૂર્યાવર્ત:--એક માટીની હાંડલી બશેર ચોખા ચઢે એવડી લઈને તેને તળીએ હાથીદાંતનો વહેર અર્ધી હાંડલી સુધી દાબીને ભરવો. તે વહેરના ઉપર સુરોખાર શેર એક મુકવો. તેના ઉપર બીજો દાંતનો વહેર હાંડલી ભરાય એટલો દાબીને ભરવો. તેના ઉપર ઢાંકણું ઢાંકી સઘડીમાં કોલસા સળગાવી મેદાનમાં સઘડી મૂકી, તે ઉપર હાંડલી ચઢાવવી, એટલે વહેર બળવા માંડશે. જો મેદાનમાં નહિ મૂકીશું તો તેની ગંધથી આપણે અકળાઈ જઈશું. તે વહેર બળવા માંડશે એટલે સુરોખાર ફુલવા માંડશે. જેમાં એટલો મોટો ગડગડાટ થશે કે જાણે

હાંડલી ફુટી ગઇ પણ તેથી હાંડલી ફૂટતી નથી, અને સુરોખાર બળીને ઉડી જતા નથી. એ પ્રમાણે તમામ દાંતનો વહેર બળી જાય અને ધુમાડો નીકળતો બંધ થાય, એટલે વહેરની રાખોડી કાળી પડી ગયલી જુદી કાઢી નાંખી, હાંડલીને તળીએ બેઠેલો સુરોખાર લઇને વાટીને શીશી ભરી મુકવી. જેની છાતીમાં ચાંદી પડી હોય અથવા છાતીમાં દાહ સાથે ખાંસી હોય અથવા પેશાબપર તનખ મારતી હોય તેમાં આ રસ ઉત્તમ પ્રકારે કાર્ય કરે છે.

કંટકાર્યાવલેહ:–ભોંયરીંગણીનું પંચાંગ લીલું દશ રતલ લાવીને તેને જરા ઘુંદીને તેને ચાર મણ પાણીમાં ઉકાળવું જ્યારે એક મણને આસરે પાણી બાકી રહે ત્યારે કપડે ગાળી લઇ, તે ઉકાળાને કઢાઇમાં નાંખી ગળો, ચવક, ચિત્રો, મોથ, કાકડાસીંગ, સુંઠ, મરી, પીપર, ધમાસો ભારંગમૂળ, રાસ્ના, પડકચુરો એ બાર ઓસડ ચાર ચાર તોલા લઇ તેનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી તે ઉકાળામાં મેળવવું. ત્યાર પછી સાકર સેંસી તોલા, ઘી બત્રીશ તોલા, સરસીયું તેલ બત્રીશ તોલા, મેળવી, ઉકાળામાં નાંખી ઉકળતાં ઉકળતાં જ્યારે માવા જેવો થાય ત્યારે તેને ટાઢો પાડી મધ બત્રીશ તોલા, વાંસકપુર સોળ તોલા, પીપર સોળ તોલાનું ચૂર્ણ કરી, તે અવલેહમાં મેળવી કાચની બરણીમાં ભરી રાખવો.

દ્રાક્ષાસવ:–કાળીદ્રાક્ષ શેર દશ તથા ધાવડીના ફૂલ શેર વીશ અને ગોળ શેર વીશ એ ત્રણેને બાર મણ પાણીમાં પલાળવાં. પછી દ્રાક્ષ ફૂલી જશે તેને હાથેથી ચોળી નાંખવી. એ પછી એને ચૂલાપર મૂકી ઉકાળવું. જ્યારે ચોથા ભાગનું પાણી બાકી રહે ત્યારે કપડેથી ગાળી તેમા વાયવડંગ, ત્રાયમાણ, પીપર, તજ, એલચી, તમાલપત્ર,

નાગકેશર, કાળાંમરી, એ પ્રત્યેકનું આઠ આઠ તોલા ચૂર્ણ મેળવી, તે ઉકાળાને ફરી ચુલે ચઢાવી બે ઉભરા આવે એટલો ઉકાળી, ટાઢો પડ્યા પછી કાચની પેચવાળી બરણીમાં ભરી તે બરણીઓને તડકે તથા ઝાકળે રહેવા દેવી. દોઢ મહિનો થયા પછી દ્રાક્ષાસવ તૈયાર થશે. એ દ્રાક્ષાસવમાં દર મહિને ફુગવાળી બરણીના મોંઢા ઉપર જાડો પોપડો બંધાશે, તે ફુગનો પોપડો કાઢી નાંખતા જવો. એ ફુગના પોપડાથી આસવ બગડી ગયો છે એમ માનવું નહિ પણ જેમજેમ વખત જશે તેમ તેમ તે આસવ ગળ્યો ખાટો થતો જશે. શાસ્ત્રકારે જો કે દોઢ માસ પછી આસવ પીવાની રજા આપી છે, પરંતુ ખરેખરો પીવા લાયક તો જ્યારે ફુગ આવતી બંધ થાય ત્યારેજ થાય છે. એટલે બાર માસ પછી એનો ગુણ અને બળ વધે છે, અને તે પછી જેમ જેમ જુનો થતો જાય છે તેમ તેમ ગુણ વધતો જાય છે. પણ કેટલીક વાર એવું બને છે કે તેનો ખાટો તથા ગળ્યો રસ બદલાઈ ને પાણી જેવો મોળો સ્વાદ બની જાય છે. તે વખતે તેને ફેંકી દેવા સિવાય બીજો ઇલાજ નથી. આ દ્રાક્ષાસવ ક્ષયવાળા રોગીને તવાઈ ગયલી અવસ્થામાં ઘણો સરસ ગુણ કરી અને શરીરમાં લોહીનો વધારો કરે છે, પણ શ્વાસના રોગીને આપવાથી તેનો શ્વાસ વધી જાય છે, તેથી શ્વાસના રોગીને આપવો નહિ.

**મધુયષ્ટિ ગુટિકાઃ**—એળચી તોલા ચાર, લવેંગ તોલા ચાર, બેડાની છાલ તોલા ચાર, બરીઆળી તોલા ચાર, ચોખ્ખો કાથો તોલા ચાર, કાળાં મરી તોલા ચાર, જેઠીમધ તોલા ચાર, જેઠીમધ-નો શીરો તોલા શોળ, ઇમ્લીટનાં ફુલ તોલો એક; એ સર્વેને વાટી વસ્ત્રગાળ કરી પછી ઇમ્લીટનાં ફુલ નાખી, પાણી સાથે વાટી, વટાણા

જેવડી ગોળીઓ વાળી, છાંએ સુકવી રાખી મુકવી. એ ગોળી મોંમા રાખી રસ ગળવાથી ગળાને સુંવાળું રાખી, ઉધરસને બેસાડે છે.

એલાઃ—કાચ એળીયો તોલા ચાર લઇ તેને વાટી ગોળ મેળવી વટાણા જેવડી ગોળી વાળવી. આ ગોળી વાળતાં એટલી સંભાળ રાખવાની છે કે ગોળ વધતો પડશે તો ગોળી ઢીલી થઇ પાછો લોચો બની જશે માટે પ્રથમ એક તોલો ગોળ લઇ તેને ઘુંટવો અને તેમાં થોડો થોડો એળીઓ મેળવી ગોળી વળે એવું કઠણુ થાય એટલે ગોળી વાળી તે ઉપર રૂપાના વરખ ચઢાવી દેવા. એ ગોળીમાંથી બે ગોળી પાણી સાથે ગળી, તેના ઉપર ચાર તોલા ઘી ગરમ કરીને પીવું ઘી પીધા પછી તરત પાણી પીવું નહિ, પણ અર્ધો કલાક પછી પાણી પીવાને હરકત નથી. છતાં પાણી પીવાની જરૂર જણાય તો કોઇપણ પણ પદાર્થ ખાઇને પછી પાણી પીવું. આ ગોળી દિવસમાં બે વાર બબ્બે આપવી, અને રોગીને તેલ, મરચું, ખટાશ બંધ કરાવવી, અને ઘીવાળો ખોરાક આપવાથી દમ, હાંપ, અને શ્વાસને બેસાડે છે.

નાગબંધઃ—હીંગળોક, વછનાગ, અકલગરો, તજ, મરી એને સમભાગે લઇ, હીંગળોકને પ્રથમ વાટી બાકીનાં વસાણાં વસ્ત્રગાળ કરી હીંગળોકમાં મેળવતા જવું અને ઘુંટતા જવું. બરાબર રાતા રંગનું ચૂર્ણ થાય એટલે મધ મેળવી વટાણા જેવડી ગોળી વાળવી. એ ગોળી એકેકી અથવા બબ્બે મધ અગર પાણી સાથે આપવાથી લુખી ખાંસી, અમુંઝણ, દમ અને પેટના વાયુને તથા તાવને પણ મટાડે છે, પરંતુ એ ગોળી પિત્ત પ્રકૃતિવાળાને આપવાથી તેને ચક્કર આવે છે, સાંધા ઢીલા થઇ ગયા હોય એમ જણાય છે અને જીવ ગભરાય છે; તેવા અવસ્થામાં એક શેર દૂધ લઇ તેમાં શાકર નાંખી ચાર

તોલા ઘી નાંખી, ઉકાળીને પાવાથી આ ઉપદ્રવ શાંત થઇ જાય છે. મતલબ કે આ ગોળી દરેક માણુસને ઝટ ઝટ આપવાની નથી.

જે રોગીને **ઉરઃક્ષત થયો હોય**, છાતીએ ચાંદી પડી હોય, મોંઢેથી પરૂ પડતું હોય, અને તે પરૂ પુષ્કળ ગંધાતું હોય તેવી અવસ્થામાં **ખરપર ભસ્મ**, અને **આક્ષિક ભસ્મ** અર્ધો અર્ધો વાલ મેળવી ઘીમાં ચટાડવી અને તેના ઉપર **કંટકાર્યાવલેહ** પા તોલો લઇ ચાર તોલા પાણીમાં ચોળી, તેને જરા ગરમ કરી, ઉપરથી પાવો. એવી રીતે દિવસમાં બે વખત આપવાથી જો રોગી શ્રદ્ધાપૂર્વક ત્રણથી છ માસ સુધી સેવન કરી તેલ, મરચું, હીંગ આમલીની પરેજી કરે તો એવો ભયંકર ઉરઃક્ષત પણ સારો થાય છે.

જો રોગીને માત્ર ખાંસીની સાથે લોહીના બળખા પડતા હોય તો **ખરપરભસ્મ** વાલ અર્ધો, દિવસમાં ત્રણવાર ઘી સાથે ચાટવાથી બે ચાર દિવસમાં લોહીના બળખા બંધ થઇ જાય છે. અને લાંબા દિવસ સેવન કરવાથી ઉરઃક્ષતને મટાડે છે. જો રોગીને ખાંસીની સાથે છાતીના મધ્ય ભાગમાં દુખાવો હોય તો **મૃગશૃંગ** વાલ અર્ધો ઘી સાથે દિવસમાં ત્રણવાર ચટાડવાથી એકજ દિવસમાં આરામ દેખાય છે, પણ જો છાતીમાં તથા પાંસળામાં એક ઠેકાણે શળ મારતી હોય તો **મૃગશૃંગ** વાલ અર્ધો તથા **સાબરભસ્મ** વાલ અર્ધો મેળવીને મધ અને ઘી સાથે દિવસમાં ત્રણવાર આપવાથી ત્રણ ચાર દિવસમાં આરામ થઇ જાય છે. જો રોગીને ધાતુક્ષયની શરૂઆત હોય, તાવ મધ્યમસરનો કાયમ રહેતો હોય, શરીર નિસ્તેજ થતું જતું હોય, દીનપરદીન શક્તિ ઘટી જતી હોય, એટલે ક્ષયનો રોગી પહેલા પગથીઆ ઉપર ઉભો રહી બીજા પર

ચઢવાને તૈયાર થયો હોય તેને કંટકાર્યાવલેહ તોલો અર્ધો સવારે અને તોલો અર્ધો રાત્રે ગરમપાણીમાં ઉકાળીને આપવાથી એક અથવા બે માસમાં તે રોગથી મુક્ત થાય છે. જો રોગીને લુખી ખાંસી અથવા બળખાવાળી ખાંસી લાગુ પડી ચુકી છે, તે સાથે ઝીણો તાવ આવે છે અને શક્તિ એકદમ ઘટવા માંડી છે. તે રોગીને દ્રાક્ષાસવ તોલો દોઢ બપોરે જમ્યા પછી તુરત તથા રાત્રે જમ્યા પછી તુરત પાવો. આ દ્રાક્ષાસવ ભુખે પેટે પાવો નહિ જો ત્રણવાર પાવાની જરૂર જણાય તો સવારમાં શાકર એલચી નાંખી ઉકાળેલું દુધ શેર અર્ધો અથવા બે રૂપિયાભાર ઘીનો શાકરનો શીરો ખવડાવી, તે ઉપર દ્રાક્ષાસવ પીવાથી પેટમાં દાહ થાય છે, મળને સુકવી નાંખે છે અને માથામાં ચક્કર આવે છે, માટે કાંઇપણ ખોરાકની ઉપર આપવાથી એકદમ શરીરમાં લોહીનો વધારો કરી, રોગીના મુખપર તેજ લાવી શરીર સશક્ત બનાવે છે. અથવા એવા રોગીને સવારમાં મધ તથા ઘી સાથે અથવા માખણ તથા શાકર સાથે બંગભસ્મ વાલ અર્ધો ચટાડી, બપોરે જમ્યા પછી તથા રાત્રે વાળુ કર્યા પછી એકથી બે તોલા સુધી દ્રાક્ષાસવ પાવાથી ઘણોજ ફાયદો થશે. માત્ર આ દ્રાક્ષાસવ દાહવાળા રોગીને આપવો નહિ. જો રોગીને શરૂઆતમાં પ્રમેહ થયો હોય તે પ્રમેહ મટી ગયા પછી સહેજ કસર બાકી રહી હોય તેની નબળાઈને લીધે શરીર સુકાતું જતું હોય ને સાથે લુખી ખાંસીનો ઉપદ્રવ હોય તો નાગભસ્મ બે ચોખાપુરને આસરે દિવસમાં ત્રણવાર ઘી અથવા માખણ સાથે આપવાથી, અને ઉપરથી દ્રાક્ષાસવ પાવાથી ઘણોજ ફાયદો થાય છે. એવીજ રીતે પ્રમેહમાંથી અથવા સ્વપ્નપાતમાંથી અથવા ક્ષીણ્માંથી

પ્રતિલોમ કે અનુલોમ ક્ષય થયો હોય તો **રાજમૃગાંક સોનેરી રંગનો** વાલ અર્ધો ઘી તથા સાકર સાથે સવારમાં ચટાડવો, અને સાંજે વાળુ કર્યા પછી મૃગાંકની શીશીમાં રસસિંદૂર જેવો રાતો મૃગાંક નીકળેલો હોય તેમાંથી એક રત્તી મધ સાથે ચટાડવો પણ જો લુખી ખાંસી આવતી હોય તો રાત્રે સુતી વખતે, મૃગાંકની શીશીના મુખ ઉપરથી નીકળેલો ક્ષાર અર્ધા વાલને આસરે મધ સાથે રાતના દશ વાગ્યા પછી ચટાડવો; એથી એ રોગી સારો થશે. એકંદરે ક્ષય અને ઉરઃક્ષતનાં જુદાં જુદાં સ્વરૂપોમાં સ્વાભાવિક અને આગંતુક કારણોમાં વાયુ, પિત્ત અને કફનો હીન-મિથ્યા અને અતિયોગ થવાથી શરીર કૃશ બને છે. તેમાં પૂર્ણ ચંદ્રોદય, સ્વલ્પ ચંદ્રોદય, ખર્પરભસ્મ, માક્ષિકભસ્મ, નાગભસ્મ, બંગભસ્મ, કંટકાર્યાવલેહ અને દ્રાક્ષાસવ, રોગનું બળાબળ જોઇ, બુદ્ધિપૂર્વક એમાંના કોઈ પણ ઉપાયની અથવા મિશ્ર ઉપાયની યોજના કરવામાં આવે તથા ચિકિત્સાના ચારે પાયા સોળે કળા સહિત મળી આવે તો ગમે તેવો ભયંકર વ્યાધિ પણ મટી શકે છે. જો રોગીને સામાન્ય ખાંસી થઇ હોય તો **ખોંખલી** વાલ એક દિવસમાં ત્રણવાર મધમાં ચટાડવાથી તે મટે છે. અથવા ખોંખલી, કપર્દભસ્મ, અને કણાચૂર્ણ, મેળવીને વાલ વાલનું પડીકું દિવસમાં ત્રણવાર મધમાં આપવાથી સામાન્ય ખાંસી મટે છે. અથવા સાબરભસ્મ અને કણાચૂર્ણ સાથે મેળવી વાલ વાલનું પડીકું મધ સાથે અથવા મધ અને ઘી સાથે આપવાથી એ ખાંસી મટે છે. જો લુખી ખાંસી આવતી હોય અને ઉપરના ઉપાયથી ફાયદો નહિ જણાય તો **વાસાદિ** વાલ અર્ધો દિવસમાં ત્રણવાર મધમાં ચટાડવાથી આરામ થાય છે. અથવા **ખદીરાદિ**

ગુટિકા દિવસમાં ત્રણવાર બબ્બે ગોળી પાણી સાથે ગળાવવાથી અથવા મધમાં ચટાડવાથી ખાંસી મટે છે. જો ખાંસીમાં કફ સુકાતો હોય અને સહેજ હાંફ ચાલતી હોય તો માણેકરસાદિ ગુટિકાની ત્રણ ત્રણ ગોળી, દિવસમાં ત્રણ વખત પાણી સાથે આપવાથી અથવા મધ સાથે ચટાડવાથી ખાંસી મટે છે. જો માત્ર લૂખી ખાંસી આવતી હોય અને રોગી અત્યંત અકળાતો હોય, રાતદિવસ બીલકુલ ન્હોં મળતું નહિ હોય તો દ્રાક્ષાદિ ગુટિકા દિવસમાં ત્રણવાર બબ્બે ગોળી પાણી સાથે ગળાવવાથી કફ પાકી લીલો થઇ, ખાંસી મટે છે, પણ આ ગોળીથી ઘણીવાર જીવ કચવાઇ ઉલટી થાય છે તેવી અવસ્થામાં જરા ઘી ચટાડવાથી ફેર, ચક્કર, ઉલટી, અને જીવ કચવાતો બંધ થઇ જાય છે. જો લુખી ખાંસી હોય અને ગળું સુકાતું હોય તો મધુયષ્ટિની એકકેક ગોળી કલાક કલાકે મોંમાં રાખી રસ ચૂસવાથી ઘણું સરસ કામ કરે છે. જો રોગીને તાવ આવી ગયા પછી અથવા તાવની સાથે હાંફ સાથે ખાંસી આવતી હોય તો માણેકરસ વાલ અર્ધાને આસરે દિવસમાં ત્રણવાર મધમાં આપવાથી તે ખાંસી મટે છે. જો રોગીને તાવ, પાંસામાં શૂળ અને ખાંસી એ ત્રણ સાથે હોય ( જેને ત્રિદોષ કહેવામાં આવે છે) તેવા રોગીને આદુ તોલો એક, ફુદનો તોલો એક વાટીને તેમાં પાણી મૂકી એક તોલો રસ કાઢી તેમાં અર્ધો તોલો મધ નાંખી, પીવાય તેવું ગરમ કરી, સાબરભસ્મ વાલ અર્ધો, અને માણેકરસ વાલ અર્ધો, પ્રથમ મધમાં ચટાડી તેના ઉપર આદુ ફુદનાવાળો રસ થોડો ઊનો પાવાથી તે ત્રિદોષને મટાડે છે. એ પ્રમાણે બુદ્ધિ પહોંચાડી પાછલા પ્રકરણમાં તથા આ પ્રકરણમાં જે જે ઉપાયો લખ્યા છે તે તમામ વાયુ, પિત્ત અને કફપ્રાધાન્ય ખાંસીનું સ્વરૂપ

સમજી વાપરવાથી જરૂર ખાંસીને મટાડે છે. જો કોઇ રોગીને હેડકી (હીચકી અથવા હિક્કા) થઇ હોય તો એક રૂપિઆભાર ગોળનું પાણી કરી તેમાં અર્ધો વાલ માણેકરસ મેળવી, કલાકે કલાકે અથવા બબ્બે કે ત્રણ ત્રણ કલાકે પાવાથી હેડકી મટી જાય છે. અથવા મોરપીંછની ભસ્મ વાલ અર્ધો, મધમાં દિવસમાં ત્રણ અથવા ચારવાર આપવાથી હેડકી મટી જાય છે. અથવા મુંજની દોરી અગર જૂની કાથાની દોરીને ચલમમાં ભરી અગર બીડી બનાવી તેનો ધુમાડો પાવાથી હીચકી મટી જાય છે. અથવા પીળો શ્વાસકુઠાર અર્ધો વાલ, મધ સાથે બબ્બે કલાકે આપવાથી હીચકી જરૂર મટી જાય છે. જેટલા ઉપાય શ્વાસ રોગના અથવા ખાંશીના લખેલા છે તે તમામ ઉપાયોની યોજના હીચકીમાં પણ કરી શકાય છે, એટલે જે ઉપાયથી કાસ અને શ્વાસ મટે છે તેજ ઉપાયથી હીચકી પણ મટે છે.

જે રોગીને શ્વાસરોગ થયો હોય એટલે જેને આપણે દમ કે અમુંઝણ કહીએ છીએ, તે રોગીને કંટકાર્યાવલેહ દિવસમાં ત્રણવાર ગરમ પાણી સાથે તોલો અર્ધો આપવાથી ઘણો ફાયદો થાય છે. અથવા શ્વાસકુઠાર રસ કે કલ્પતરૂ રસ અર્ધો અર્ધો વાલ મધ સાથે અગર ઘી સાથે દિવસમાં ત્રણવાર આપવાથી ફાયદો થાય છે. અથવા શ્વાસનો રોગી બહુજ અકળાતો ગભરાતો હોય તો પાણી શેર એક, તપેલીમા મૂકી તેમાં શાકર તોલો એક નાંખી, ઉકાળતાં ચાર તોલા પાણી રહે ત્યારે પીવાય તેટલું ગરમ પાવાથી અર્ધા કલાકમાં કફ છૂટો પડી હાંફ નરમ પડી જાય છે. આ પાણી એકજ વાર પાવાનું છે. એ પાણી પાઇને હાંફ નરમ પડયા પછી શ્વાસકુઠાર અથવા માણેકરસ કે સાબરભસ્મની યોજના કરવી. શ્વાસનો રોગી બહુ અકળાતો હોય તો

આદુ કુદનાનો રસ કાઢી તેમાં મધ મેળવી દરદમ વાલ અર્ધો અથવા બાળભાઇ માત્રા એક ચોખાપુર મેળવી અથવા કણાચુર્ણ વાલ એક મેળવી પાવાથી હાંફ તરત નરમ પડે છે. જો હાંફના રોગીને પીળો શ્વાસકુઠાર વાલ અર્ધો, સાબરભસ્મ વાલ અર્ધો અને કણાચૂર્ણ વાલ અર્ધો દિવસમાં ત્રણવાર મધ સાથે અથવા મધને ઘી સાથે લાંબા દિવસ આપવાથી શ્વાસના રોગીને ઘણો ફાયદો થાય છે. ઘણીવાર એકલી શંખભસ્મ અથવા પ્રવાળભસ્મ મધ સાથે આપવાથી ફાયદો થાય છે. શ્વાસકુઠારરસ, કલ્પતરૂરસ, વાસાદિ, બંગભસ્મ, દરદમ, સ્વલ્પ ચંદ્રોદય, સાબરભસ્મ એ દરેકની સાથે થોડું થોડું કણાચૂર્ણ મેળવી મધ સાથે, ઘી સાથે, અથવા દૂધની મલાઇ સાથે, અથવા શાકરના ગરમ પાણી સાથે આપવાથી લાંબે કાળે શ્વાસરોગ મટે છે. અમારા અનુભવ પ્રમાણે શ્વાસના રોગીને કઇ ચીજ પથ્ય છે અને કઇ અપથ્ય છે? તે કહી શકાતું નથી, કારણ કે કેટલાક શ્વાસના રોગીને કેળાં, અથવા દહીં અથવા તેલવાળા પદાર્થો અથવા છાશ અથવા ખીચડી ખાવાથી શ્વાસ ઉપડી આવે છે અને કેટલાક શ્વાસના રોગીને એ વસ્તુઓ ખાવાથી ઉપડેલો શ્વાસ બેસી જાય છે, એટલા માટે અમે તો તે રોગીને જે વસ્તુ નડતી હોય તેની પરેજી કરાવી ઉપર લખેલા ઔષધો પૈકી ગમે તે ઔષધની યોજના કરીએ છીએ, જેથી શ્વાસ નરમ પડી જાય છે, પણ એટલું તો નક્કી છે કે પૂર્ણચંદ્રોદય સિવાય શ્વાસને જડમાંથી ઉખેડી કાઢવા જેવો એક પણ ઉપાય ફતેહમંદી ભરેલો જણાતો નથી. કેટલાક વૈદ્યો મારેલો સોમળ, મારેલી હડતાળ, અથવા સહસ્ત્રપુરી અબ્રખભસ્મ ખવડાવી શ્વાસરોગની જડને નિર્મૂળ કરવાનો દાવો રાખે છે, પણ કોઇપણ

શ્વાસના રોગીનો શ્વાસ નિર્મૂળ થએલો અમારા જોવામાં આવ્યો નથી, કારણુ કે અત્યંત આકરાં ઔષધથી કફ લીલો થાય છે જેથી વાયુનો હીનયોગ થાય છે, અને પિત્તનો અતિયોગ થાય છે, અને તે પિત્તના અતિયોગને શાંત કરવા માટે ઘી, દૂધ, શાકર વગેરે આપવાથી કફ બની જાય છે, તેવીજ રીતે વાયુને બળવાન કરવાવાળા રજો ગુણી પદાર્થો આપવાથી વાયુનો અતિયોગ થઇ, કફનો હીનયોગ થવાથી કફ સૂકાઇ જાય છે, તેથી પણુ વીર્ય બની શકતું નથી એટલા કારણુથી જેમ વાયુથી થએલા પ્રમેહ અસાધ્ય ગણુાય છે તેમ વાયુ અને કફ પ્રાધાન્ય શ્વાસરોગ પણુ અસાધ્ય ગણુાય છે, માટે શ્વાસના રોગીને શકિતવર્ધક, વીર્યવર્ધક, લોહીવર્ધક, બૃહણુ ચિકિત્સા કરી તેના જીવનને ટકાવી રાખવું એટલુંજ વૈદ્યનું કર્તવ્ય છે, એટલો અમારો અનુભવ છે. પરંતુ વિદ્વાન વૈદો પોતાના અનુભવથી શ્વાસના રોગને સારો કરે અને બીજા નવા રોગને ઉત્પન્ન નહિ કરે એવા ઉપચારથી જનસમાજનું હિત ચિંતવતા હોય તો તેને માટે ધન્યવાદ આપીએ છીએ.

જો કોઇ રોગીને સ્વરભંગ થયો હોય તો ખાંસીના અને શ્વાસના ઉપર લખેલા ઉપચારો પૈકી કોઇપણુ ઉપચારથી મટી શકે શકે છે, પરંતુ સ્વલ્પ ચંદ્રોદય મધ સાથે આપવાથી, મધુયષ્ટની ગોળી અથવા ખદિરાદિની ગોળી મોંમાં રાખી રસ ગળવાથી, અથવા કાળો કે પીળો શ્વાસકુઠાર મધ ઘી સાથે આપવાથી સ્વરભંગ મટે છે. સામાન્ય જાતનો સ્વરભંગ આપણે ઘેર લગ્ન કે ઉત્સવ પ્રસંગ હોય તે અરસામાં થાય છે, તેવા સ્વર ભંગમાં આખું આમળું અથવા હીમજી હરડે અથવા ભુજગંધ અથવા બેડાંની છાલ મોંમાં રાખી રસ ગળવાથી મટે છે. પરંતુ ક્ષયના રોગમાં, ખાંસીમાં કે શ્વાસના

રોગમાં ઉપદ્રવ તરીકે ઉત્પન્ન થયલો સ્વરભંગ, તે રોગીઓનું મરણ પાસે આવવાની નિશાની તરીકે ગણાય છે, તેની ચિકિત્સા કરતાં જો પ્રથમ સ્વરભંગ સારો થાય તોજ તે રોગીને બચવાની આશા રાખી શકાય છે. કેટલીક વાર સ્વરભંગના રોગીને પાકાં કેળાંની છાલ અથવા ગુલાબ જળમાં મેળવેલી ગુલે અરમાની અથવા મુલ્તાની માટી, અથવા કોથમીર (લીલા ધાણા)ના રસમાં સોનાગેરૂ મેળવી ગળે ચોપડવાથી અથવા એકલી કોથમીર ગળે બાંધવાથી સામાન્ય સ્વરભંગ મટી જાય છે. અથવા આંબાનો સુકો મોર અથવા બાવળનાં સુકાં ફુલ મોંમાં રાખી રસ ગળવાથી પણ સ્વરભંગ મટે છે. અથવા રસસિંદૂર એક રત્તી વજને, દૂધની મલાઇ સાથે દિવસમાં બે વાર આપવાથી ઉરઃક્ષતના ઉપદ્રવ તરીકે ઉત્પન્ન થયલો સ્વરભંગ મટે છે. અથવા રસ-સિંદૂર બે રત્તી અને સોનેરી રંગનો રાજમૃગાંક બે રત્તી લઇ એ બેને સાથે મેળવી દિવસમાં ત્રણવાર દૂધની મલાઇ સાથે અગર માખણ અને શાકર સાથે આપવાથી ખાંસીના ઉપદ્રવ તરીકે થયલો સ્વરભંગ મટે છે, માટે એમે ઉપર બતાવી ગયલા અમારા ખાસ અનુભવેલા કોઇપણ ઉપાયમાંથી બુદ્ધિપૂર્વક, ઉરઃક્ષત, કાસ, હિચકી, શ્વાસ, અને સ્વરભંગના રોગ ઉપર યોજના કરવામાં આવશે તો જરૂર વૈદ્યને યશની પ્રાપ્તિ થશે. તથાસ્તુ.



# બીજા વૈદ્યરાજો તરફથી આવેલા અનુભવી ઇલાજો.

## વૈદ્ય નંદરામ પ્રાગજી વકીલ મુ૦ નાગેશ્રી–જાફરાબાદ.

૧. અરડુસાનો રસ તો. ૦।, બોડી કલારનો રસ તો. ૦।, અઘેડીના પાનનો રસ તો. ૦।, લાખ વાલ ૧, મધ તો. ૦॥ મેળવી પાવાથી ઉરઃક્ષત મટી જાય છે. એટલુંજ નહીં પણ પ્રદર કસુવાવડ થવા માટે પડતું લોહી, અસંમાંથી પડતું લોહી, રક્તપીત્ત આદિ પડતાં લોહીને અટકાવે છે.

૨. ધોલીદ્રોનો રસ તો. ૦॥ દેશી ખાંડ તો. ૦। બેડાંનું ચુર્ણ તો. ૦।, મધ તો. ૦॥ મેળવી સાંજ સવાર પાવાથી ઉરઃક્ષત મટે છે.

## વૈદ્ય ધીરજરામ દલપતરામ ગુજ્જર ફળીયા–સુરત.

૧. કાસ–ચુર્ણ:—વરીવાળી, લવેંગ, એલચી, અરડુસો, જેઠી મધ, બેડાની છાલ, કાળાં મરી, આંબાહળદર. કાથો, પીપેર, સુંઠ, સિંધવ, વરાગડુ મીઠું, ફુલાવેલો ટંકણ અને હીંગળોક. હીંગળોક સિવાયની બધી વસ્તુઓને ખાંડી વસ્ત્રગાળ કરી, પછી તેને ૨૪ કલાક ખલવું. પછી હીંગળોકને જુદો કરી થોડું થોડું ચુરણ મેળવી બધું ચુરણ સમાવી દેવું. તેમાંથી વાલ ૧ થી ૨ સુધી મધ સાથે ચાટવાથી તમામ પ્રકારની ખાંસી મટે છે.

૨. ઉપરનું કાસચૂર્ણ તોલા ૨, શીતોપલાદી ચૂર્ણ તો. ૨, અરડુસો તો. ૨, સાથે મેળવી, ઘુંટી, મધ સાથે અથવા પાણી સાથે એક વાલ આપવાથી ખાંસી મટે છે.

૩. ફુલાવેલો ટંકણ, ઝીણી પીપેર, શંખની ભસ્મ, સુંઠ, ધોળાં મરી, વછનાગ, હીંગળોક, એ સરખે ભાગે લઇ વાટી વસ્ત્રગાળ કરી આદુના રસમાં એક દિવસ ઘુંટી, એકેક રત્તીની ગોળી વાળી દિવસમાં ૨ થી ૩ વખત બબ્બે ગોળી મધ સાથે આપવાથી કફને છુટો પાડી ઉધરસને મટાડે છે.

## ઇશ્વરલાલ રતનલાલ ત્રિવેદી નાગરફળીયું-સુરત

૧. અજમો, સિંધવ, સુકી હળદર સમભાગે લઇ વાટી ચૂર્ણ કરવું પછી ૧ શેર દુધ માંય એવડું કોરૂં માટીનું વાસણ લઇ, અગ્નિમાં તપાવી તે વાસણ લાલચોળ થાય એટલે તેમાં ગાયનું દુધ શેર ૦ાા નાંખવું. ઉભરો આવે કે તરત ઉપરનું ચૂર્ણ તેમાં ૦ાાા તોલો નાંખી ચમચેથી હલાવવું. પછી તેને એક બીજી તપેલીમાં કપડેથી ગાળી લઇ, રાતનો ખોરાક ખાધા પછી ૨ાા કલાક બાદ, તે ઉંરાયલું ઉંરાયલું પાવું અને તેના ઉપર પાણી પાવું નહીં, જેથી કફ છુટો પડી બહાર નીકળી જશે. જો કફ સુકાઇ ગયો હશે તો ખાંસી જોરથી આવશે ને ઉલટી થઇને કફ નીકળી જશે. એ પ્રમાણે ૭ દિવસ કરવાથી આરામ થઇ જાય છે. અર્થાત્ આ ઓસડથી ગમે તેવી ખાંસી હોય તે મટી જાય છે.

## જોશી રામકૃષ્ણ રેવાશંકર મુ૦ જાદર

વરીઆળીનું તેલ, જેઠીમધનો સીરો મેળવીને ગોળી ચણાપુરની વાળી એકેક ગોળી ખાવા આપવી. એટલે ઉધરસ મટે છે. લાંબો વખત સેવન કરવાથી હાંફ પણ મટે છે.

**વૈદ્ય નરભેરામ હરજીવન ભટ્ટ સ્કુલ માસ્તર મુ૦ નવાગામ**
**પો. માતર**

ઉભી ભોંયરેંગણીના કાઢામાં પીપર ૧ વાલ નાંખી દિવસમાં બે વાર પાવાથી ઉધરસ મટે છે.

**માસ્તર લલ્લુભાઇ નાથાભાઈ મુ૦ ઓરૂ તા. વિજાપુર**

ચોખ્ખાં અને નવાં બેડાં લઇ ઘીમાં સેકી તેને અરડુસાનો રસ પાવો. જેમ જેમ રસ સુકાતો જાય તેમ તેમ બીજો નાંખતા જવો. આ પ્રમાણે ૧૦—૧૨ વખત રસ પાયા પછી તે બેડાં ને આંકડાના પાંતરાંની પતરાળીમાં ભરી કપડમટ્ટી કરી પુટ પાક કરવો. પછી તેને ખુબ લસોટીને ચણા જેવડી ગોળી કરી તે દિવસમાં ૫—૭ ગોળી, મોંઢામાં રાખી રસ ગળવાથી ઉધરસ મટી જાય છે.

**વૈદ્ય કૃષ્ણરામ ભવાનીશંકર મુ૦ ભાવનગર** કણબીવાડ

જેઠીમધનાં મૂળ ખાંડી મધમાં આપવાથી ગરમીની ઉધરસવાળાને તરતજ લાભ દેખાઇ છે.

**વૈદ્ય અંબારામ શંકરજી પંડ્યા મુ૦ વાગડ. પોસ્ટ રાણપુર**

૧. સેકેલાં લવેંગ, મરી, બેડાંની છાલ; સમ ભાગે લઇ, એ ત્રણેની બરાબર ખેરસાલ લઈ વાટીને બાવળની અંતર છાલના ક્વાથમાં ઘુંટીને વટાણા જેવડી ગોળીઓ વાળી, તે ગોળી મોંમાં રાખી રસ ગળવાથી ઉધરસ મટી જાય છે.

૨. આંકડાનાં રવઇડાં અજમો, મીઠું, તીખાં એ ચારે રકમો તોલો તોલો લઇને ૩ ૦। ભાર અફીણ નાંખી પુટપાક કરી તેની વાલ વાલની ગોળી કરી આપવાથી ઉધરસ મટે છે.

૩. જવખાર ૧ તોલો, કાળાં મરી તો ૨. લીંડી પીપર તો. ૧ દાડેમની છાલ તો ૪. જુનો ગોળ તો ૮. મેળવીને ચણા જેવડી ગોળી કરી બબ્બે ગોળી દિવસમાં ૩ વાર ખવડાવવાથી ઉધરસ મટે છે.

૪. પારો, ગંધક, તાંબાની ભસ્મ. એ સમભાગે લઇ નાગરવેલના પાનમાં ઘુંટી સરાવસંપુટમાં પેક કરી, ચુલે ચઢાવી, બે કલાક પકવવું. પછી તેને વાટી માત્રા બે રત્તી ભારની, આદુનો રસ અને મધ સાથે આપવાથી કફનાં દરદો મટે છે.

૫. કફક્ષયઃ—અજમો સેર ૧૫) સોમલ તો. ০॥. એ બે રકમનો ચુઓ પાડવો. તે ચુઓ જરાક સળી પર ચઢાવી પાનપર મુકીને ખવડાવવો. કફ છુટો પડી નીકળી જાય છે અને ક્ષયને ફાયદો કરે છે.

૬. જુની ઉધરસઃ—ફટકડી ૨, સિંધવ ૨, હળદર ૨, પીપળાની સુકી છાલ ૨ ભાગ એ ચારવાનાં વાટી ચૂર્ણ કરવું. પછી મીઠી જાળનાં પાન ભાગ ૨॥, કેરડાની કુંપળ ભાગ ૨॥, સુકવી વાટીને મિશ્ર કરી તેમાં હીંગળોક ૧ ભાગ મેળવવો, ને તેમાં ગોળ મેળવી ૨૮ ગોળી કરવી. પછી કાંસાનાં વાસણમાં પાણી ગરમ કરી તે સાથે ૧ ગોળી આપવી. આથી ૧૦ વર્ષની જુની ખાંસી મટે છે.

૭. જાવંત્રી, જાયફળ, એલચી, સેકેલાં લવેંગ, ફુલાવેલ ટંકણ સમભાગે લઇ નાગરવેલના પાનના રસમાં વાટી ચણીબોર જેવડી ગોળી કરવી. તે આપવાથી ઉધરસ મટે છે.

૮. અઘેડાનું પંચાગ શેર ૧, પીપળાની છાલ શેર ૦।, રીંગણીનું પંચાંગ શેર ૧, ચુનો શેર ૧, તમામને ભેગાં કરી બાળવાં. તેમાંથી ૧ વાલ લઇ જુના ગોળ સાથે આપવાથી ઉધરસ મટે છે.

૯. ભોંયરીંગણીનાં ફળ નંગ ૧૦૦) લાવી હાંડલામાં નાંખી બાળી રાખ કરી, તેમાંથી ૧ વાલ માત્રા, મધ સાથે આપવાથી ઉધ્ર-રસ મટે છે.

૧૦. ધંતુરાના કાચા ડીંડવામાં માંય તેટલાં લવેંગ ભરી તેના ઉપર ઘઉંનો લોટ લપેટી બાફી કાઢીને સુકવી, તેમાં અજમો તો. ૨, લીંડીપીપર તો. ૧, અફીણ બેઆનીભાર મેળવી ઝીણું વાટી, જુના ગોળમાં ગોળી ચણાપુરની વાળી સવારમાંજ એકેક આપવાથી ઉધરસ મટે છે.

## વલ્લભદાસ નરોતમદાસ કસ્ટમહાઉસ-ભરૂચ.

હીંગ ટાં. ૧), વજ ખોરાસાની ટાં. ૨), સિંધાલુણ ટાં. ૪), વાવડીંગ ટાં. ૩), જીરૂ ટાં. ૫) સુંઠ ટાં. ૬), મરી ટાં. ૭), પીપર ટાં. ૮), ઉપલેટ ટાં. ૯), હરડેદળ ટાં. ૧૦), ચીત્રો ટાં. ૧૧), અજમોદ ટાં. ૧૨) એ સર્વ વાટી વસ્ત્રગાળ ચૂર્ણ કરી, ગોળ શેર ૧॥ માં મેળવી, ૨॥ ટાંકની ગોળી બનાવી સવાર સાંજ એકેકી ગોળી આપવાથી ૮૪ જાતના વાયુને, ૬ પ્રકારના હરસને, ૫ પ્રકારના ગુલ્મને,

૨૦ પ્રકારના પ્રમેહને, વાગોળાને, છાતીની અમુઝણને, પાન્ડુરોગ તથા અગ્નિમંદને મટાડે છે. તેલ, ખટાસ અને મરચું ખાવું નહિ.

**વૈદ્ય પ્રાણલાલ દોલતરામ મુ૦ કપડવણજ.**

લવિંગાદી વટી—થો. રત્નાકરની અથવા ખદીરાદી વટીની ૨૦ ની અથવા યવક્ષાર ચુર્ણ, સીતોપલાદી, શ્રૃંગભસ્મ એ આપવું અથવા લવિંગ, આંકડાના ફુલના રવૈડાં, મરી, સિંધવ એ સર્વ સરખે વજને લઇ મધમાં ગોળી બનાવી આપવાથી ખાંસી મટે છે. કટફલાદી ચુર્ણ અથવા અગ્નિરસ રસરત્ન સમુચ્ચયનો આપવાથી ખાંસી મટે છે.

**વૈદ ધીરજલાલ માણેકલાલ મુ. વડોદરા, બાજવાડા, પ્રતાપ મડધાની પોળ.**

૧. **કાસાંન્તક રસ**—મરી, ત્રિકટુ, ટંકણ ફુલાવેલો, ગંધક, હીંગળો એ સર્વ સમભાગે લઇ આદુના રસની એક ભાવના આપી રતિપુરની ગોળી કરી આપવાથી સર્વ પ્રકારની ઉધરસ, વાતાધિક્ય સંન્નિપાત, શિરોરોગ, વાતકફજ્વર વિગેરેનો નાશ કરે છે.

૨. **ગુડાદી ગુટીકાઃ**—સુંઠ, બાળહરડે અને નાગરમોથના ચુર્ણમાં ગોળ નાંખી ગોળીવાળી મોંના રાખી રસ ગળવાથી પાંચ પ્રકારની ઉધરસ તથા શ્વાસ દૂર થાય છે.

૩. **લવિંગાદીવટીઃ**—લવિંગ, બેહેડાની છાલ તથા મરી સમાન ભાગે લેવા, તેની બરોબર સફેદ કાથો લેવો તેને ખાંડી ચુર્ણ કરી બાવળની અંતરછાલના ક્વાથમાં ગોળી વાળી આપવાથી સર્વ પ્રકારની ઉધરસ મટે છે. ગોળી ગરમ બહુ છે માટે વિચાર કરી વાપરવી.

## વૈદ્ય શામજી માધવજી મુ૦ ગોંડલ.

લવિંગ, પીળી કોડી, જુનો ગોળ, અફીણ, તુલસીના રસમાં ગોળી ચણા પ્રમાણે આપવાથી શ્વાસ ચડતો તથા છાતીનો દુખાવો મટી જાય છે.

## વૈદ્ય ચુનીલાલ જયકીશનદાસ અંબાજી રોડ–સુરત.

**ખાંસીનો અકસીર ઉપાય**–કુંવારપાઠાનાં ચપ્પુથી કકડા કરી તડકામાં સુકવી દશ તોલા વજને લેવા. એવી રીતે ભોંયરીંગણીના પંચાંગને સુકવી દશ તોલા લઇ બંનેને ખોખરા કરી એક હાંડલીમાં અડધું પાથરી ઉપર પાંચ તોલા સંચળ બારીક વાટી પાથરવો. તેના ઉપર ભોંયરીંગણી તથા કુંવારનું ચુર્ણ પાથરી હાંડલીનું મોઢું બંધ કરી કપડમીટી કરી પાંચ શેર છાણાની અગ્નિમાં પકાવી સ્વાંગ શીત થયે કાઢી લેવું એટલે કાળા રંગની દવા તૈયાર થશે. તેને બારીક કરી શીશીમાં ભરી તેમાંથી ચાર રત્તિ લઇ મોંમાં રાખી દિવસમાં ત્રણ વખત રસ ગળવાથી ખાંસી મટી જાય છે. ઘણી ઉમદા ચીજ છે.

## વૈદ્ય ભુરાભાઇ ઓધવજી ત્રિવેદી મુ૦ ભાદરોડ.

૧. લવિંગ ટાંક ૨, મરી ટાંક ૨, બેહેડા ટાંક ૭, તથા જાયફળ, સુંઠ, તજ એલચી, હીંગ, ચીનીકબાલા, ખેરસાર, વજખોરાસાની, કાકડાસીંગી એ દરેક એકેક ટાંક લઇ ચુર્ણ કરી પાનના રસમાં ગોળી ચણીબોર જેવડી કરી દિવસમાં ત્રણ વખત એકેક ગોળી થંડા પાણીમાં આપવાથી ઉધરસ તથા ક્ષય મટે છે.

**છ વરસની જુની ખાંસીઃ**—સુંઠ, મરી, લવિંગ, આંબા-હળદર, ખોરાસાની અજમો, વડાગરૂ મીઠું એ દરેક એકેક તોલો તથા અફીણ તોલો ૦|,એ સર્વને વસ્ત્રગાળ કરી, આંકડાના ફુલના ડોડાં કાઢી ઉપલા ચુર્ણમાં મેળવી એક રસ કરી તેની વટાણા જેવડી ગોળી કરી એકેક ગોળી સવાર સાંજ આખી ગળી જવી તેમજ ઉપર પાણી પીવું નહીં, આ ગોળીથી સાધારણ ઉધરસ મટે છે, એટલુંજ નહીં પણ લાંબા વખતની હઠીલી ઉધરસ પણ તતકાળ મટી જાય છે.

## વૈદ્ય મનસુખલાલ લલ્લુભાઇ મુ૦ નાગરફૂળીઉં—સુરત.

કાશાદિ ગુટીકા—ગાવજબાન, ભારંગી કાયફળ, પાનની જડ, અરડુસો, ઈંગીતરીના પાંતરા, હરડેદળ, ખેરસાલ, પિપરીમૂળ, સિંધવ, સંચળ એ દરેક એકેક તોલો તથા એલચી તોલા બે અને કાળી દ્રાક્ષ શેર ૧|| ના ઠળીઆ કાહાડી, તેમાં બાકીના વસાણાનું વસ્ત્રગાળ ચુર્ણ કરી મેળવી એકરસ થાય એટલે ચણીબોર જેવડી ગોળીઓ વાળી આપવાથી કાસ, ક્ષય, ઉરઃક્ષત, સ્વાસ, સ્વરભંગ તૃષા, હૃદય રોગ, વિગેરે તમામને મટાડે છે.

## વૈદ્ય રૂઘનાથસીંગ ગયાદીન—સુરત.

એડાદ ચુર્ણ—બેહેડા તોલા ૮ કુલીંજન તોલા ૨ મરી તોલા ૨ પીપર તો. ૨ જાવંત્રી તો. ૧ જેઠી મધ તો. ૨ અરડુસો તો. ૬ ટંકણ ફુલાવેલો તો. ૨ વાંસકપુર તો. ૩ સિંધવ તો. ૨ વડાગરૂ તો. ૨, સાકર તો. ૮ હીંગળોક તો. ૧|| પ્રથમ હીંગળોક સિવાયની તમામ વસ્તુનું વસ્ત્રગાળ ચુર્ણ કરી પછી હીંગળોકને બારીક વાટી

તેમાં ચુર્ણ મેળવી એક દિવસ સારી રીતે ખલ કરવો એ ચુર્ણમાંથી બેથી ચાર વાલ મધ સાથે દિવસમાં ત્રણ વખત ચાટવાથી કાસ, કફ, વિગેરે મટે છે.

## વૈદ્ય ઉમીયાશંકર બાપુભાઇ મહેતા. વિરમગામ.

**ખાંસીની ગોળી**—બેહેડાની છાલ, મરી, લાવંગ, કાથો, વરીઆળી, જેઠી મધ, ગુંદર, એ એકેક તોલો તથા સાકર તોલો અડધો અને તજ તો. ૦। ખાંડી વસ્ત્રગાળ કરી. બાવળની છાલના ક્વાથમાં અથવા ન બને તો પાણીમાં ઘુંટી ગોળી વાલ વાલની કરી મોંમાં રાખી રસ ગળવાથી તમામ પ્રકારની ખાંસી મટી જાય છે. આ ગોળીએ ઇન્ફ્લુએન્ઝાની ખાંસીમાં ઘણું સારૂં કામ કર્યું છે.

## વૈદ્ય શ્યામચંદ ગોવર્ધનરામ મુ. ખાખરેચી હળવદ થઇને.

સુંઠ, મરી, પીપર, ટંકણ ફુલાવેલ એ સર્વ સમ ભાગે લઇ બારીક વાટી પાનના રસમાં ગોળી મરી જેવડી વાળી સવાર સાંજ એકેક ગોળી આપવાથી ખાંસી મટી જાય છે.

## ડૉકટર મગનલાલ વીજભુખણદાસ સોનીફળીયા—સુરત.

૧. **ખાંસી માટે**—મરી, અફીણ, વછનાગ, હીંગળોક, ખેરસાર, ટંકણ ફુલાવેલો, જવખાર, એ સર્વ સમભાગે લઈ વસ્ત્રગાળ ચુર્ણ બનાવી બેથી ચાર ગ્રેઇન જેટલું પાણી સાથે આપવાથી ખાંસી મટે છે.

૨. **ખાંસી તથા તાવ**—ભોંયરીંગણી, ગળો, અરડુસો એકેક તોલો લાવી અધકચરૂં છુંદી શેર પાણીમાં ઉકાળી નવટાંક પાણી અવશેષ રાખી મધ નાંખી પીવાથી ખાંસી તેમજ તાવ પણ મટે છે.

## વૈદ્ય પ્રભાશંકર રવીશંકર ત્રવાડી. મુ૦ અષ્ટગામ.

૧. ખાંસી માટે—લવિંગને બાળીને તેની ભસ્મ મધમાં ચટાડવાથી ઉધરસ સારી થાય છે.

૨. ખેરસાલ અને સિંધવ ગાયના દુધમાં રાંધીને પીવાથી ખાંસી તથા દમ મટે છે.

## વૈદ્યશાસ્ત્રી એસ. એલ. બર્મન મુ. બાલાજી રોડ—સુરત.

૧. જેઠી મધનો શીરો તોલા ૪ મરી તોલો ૧ બારીક વાટી મધમાં ચણા ચણા જેટલી ગોળીવાળી આપવાથી ખાંસી મટે છે.

૨. જેઠી મધ, મરી, સાકેર, મોટી એલચી, અને કાળી દ્રાક્ષ સર્વેને સમભાગે લઇ ખોખરૂં કરી એક તોલો લઇ અડધો શેર પાણીમાં ઉકાળવું નવટાંક પાણી બળી જાય ત્યારે ઉતારી તેમાંથી દિવસમાં ત્રણવાર પીવાથી ગમે તેવો સખત સળેખમ, ખાંસી દૂર થઇ જાય છે.

૩. ધંતુરાના પાન તો. ૪ કાળા મરી તો. ૨ બારીક કરી ગોળી એકેક રત્તિની બનાવી દિવસમાં ત્રણવાર ૨ થી ૬ ગોળી સુધી ટંકણનું ચુર્ણ વાલ ૧ સાથે આપવાથી મટે છે.

૪. મરી તોલો ૧ અકલગરો તો. ૧ માલકાંકણીનાં બીજ તો. ૧ સુંઠ તો. ૧ રીંગણી તો. ૧ અફીણ માસો એક એ સરવે ચીજોને બારીક વસ્ત્રગાળ કરી ધંતુરાના પાંદડાના રસમાં ગોળી બબે રત્તિની બનાવવી. દિવસમાં બેવાર ગોળી લઇ ઉપરથી ગરમ દુધ પીવું. થોડો વખત ચાલુ રાખવાથી દમ મટે છે.

ડા. ભાઇલાલ કપુરચંદ શાહ, મુ. ન્હાર, આણંદ થઇને.

**યષ્ટી મધુવટી**—જેઠી મધનો શીરો, વરીઆળી, તજ, સોનામકી, આમળા અને સાકર સરખે ભાગે લઇ દુધમાં ચણા જેવડી ગોળીવાળી આખા દિવસમાં ચાર પાંચ ગોળીનો રસ ગળવાથી લીલી, સુકી, ઉધરસ, ગળાનો દુખાવો, કફ, સાદનું બેસવું, થતો ક્ષય, સળેખમ વિગેરે જલદી અને જડમુળથી મટે છે. દસ્ત પણ સાફ આવે છે.

સાધુ ગંગાદાસજી સેવાદાસજી મુ૦ સદ્યદપુરા રામમંદીરમાં સુરત.

આંબા હળદર તોલા ૫, અજમો તોલા ૫, તથા સિંધવ તોલા ૨ ત્રણેને ખાંડી કપડછાણ કરી મધ ઘી સાથે પાતલી ભાર ચટાડવાથી ખાંસી મટે છે.

વૈદ્ય મણીલાલ ગણપતીશંકર ભટ્ટ કેળાપીઠ સુરત.

૧. **ખાસી તથા શ્વાસ દમનો ઉપાયઃ**—પીપર તોલા ૫, સફેદ મરી તો. ૫, વછનાગ તોલા ૨, એ ત્રણે વસ્તુ ખાંડી બારીક ચુર્ણ કરી કાળી દરાખ તોલા ૫, ઠળીઆ કાહાડીને લેવી અને તેમાં કાળા તમાકુના ડાખળાની બાળેલી રાખ તોલા ૨, (કોલસા કરવા) એ સર્વે વસ્તુનુ મિશ્રણ કરી તેમાં એલચી, જાયફળ, લવિંગ, મળી એક તોલો નાંખી ગોળી મગ જેવડી બનાવી તેમાંથી સવાર સાંજ એકેક ગોળી ગરમ પાણી સાથે ખાવાથી કફ છુટો થઇ ખાસી મટી જશે તેમજ શ્વાસ દમ સારો થઇ જશે.

૨. આંકડાનું દુધ તોલા ૧૦, લઇ તેમાં અજમો તોલા ૨ાા, ઝંઝેટાનાં બી તોલા ૨ાા, ભીંજવી રાખવાં, જ્યારે દુધ સુકાઈ જાય ત્યારે તેને માટીના કલેડામાં નાંખી નીચે ધીમો તાપ કરી સેકી નાખવાં જ્યારે દાણા કાળા રંગના દેખાય ત્યારે ઉતારી ખલમાં ઘુંટી નાંખવાં ઘુંટતાં ઘુંટતાં તેમાંથી તેલ જેવો પદાર્થ નીકળશે અને લુગ્દી જેવું થઇ જશે તેમાં પીપર તોલા ૨, મરી તોલો ૧, ખેરસાર તોલો ૧. અફીણ તોલો ૦)= ભાર, જાયફળ તો. ૦ાા, લવિંગ તોલો ૧, કસ્તુરી ૧ાા વાલ, બરાસ કપુર એક વાલ, નાંખી પાનના રસમાં ગોળી વટાણા જેવડી કરવી, અને તેને પાનની બીડીમાં રસ ચુસવા આપવી, દિવસમાં ત્રણ વખત આપવી અથવા મધમાં મેળવી ચટાડવી. જેથી શ્વાસ, દમ, ખાંસી, ક્ષય, મંદાગ્નિ અજીર્ણ, અરૂચી, મટશે તેમજ સવાર સાંજ એકેક ગોળી ખાઇ ઉપર ગાયનું દુધ શેર ૦ાા પીવાથી બળ વધે છે, પૌષ્ટીક છે. વાજી કર છે.

**ખાંસી તથા ઉર્ધ્વશ્વાસ માટેઃ**—પીપર, કાયફળ, કાકડાસીંગી લવિંગ, ખેરસાર, જેઠીમધ એ દરેક એકેક તોલો તથા મરી તોલો ૦ાા, જાયફળ તોલો ૦ાા, એ દરેક વસ્તુને વસ્ત્રગાળ કરી એકથી બે વાલ મધ સાથે લેવાથી ખાંસી, ઉર્ધ્વશ્વાસ તથા ક્ષય મટે છે.

## વૈદ્ય અમદાવાદના ( નામ જડયું નથી )

ચીનાઇ સાકરનો કાંકરો તથા બે મરી મોંમાં રાખવાથી સુકી ખાંસી મટે છે.

## વૈદ્ય બાળકૃષ્ણ હરીકૃષ્ણ શાસ્ત્રી વડોદરાવાળા

મુ૦ ભુવાલડી. તાબે અમદાવાદ.

**સાબરસીંગાની ભસ્મ**—સાબરસીંગાના કકડા કરી દીવેલના ભરેલા વાસણમાં આઠ દીવસ રહેવા દઈ, પછી કાઢી દશશેર છાણાના અગ્નિમાં તેની ભસ્મ બનાવવી પછી તેને બારીક વાટી એક વાલ મધ પીપર સાથે ચાટવાથી ઉધરસ, દમ, અશક્તિ વગેરે મટે છે.

## વૈદ્ય ભોળાનાથ નર્મદાશંકર સ્માર્ત મુ૦ સુરત.

દાંતનો વહેર બાળેલો, હળદર, આંકડાના ફુલ, વડાગરૂ, એ સર્વ સરખે ભાગે લઇ ખાંડી વાલ ૨ થી ૪ મધમાં અથવા પાણીમાં આપવાથી ઉધરસ વિગેરે મટે છે.

## વૈદ્ય નારૂશંકર હરગોવિંદ અધ્વર્યું મુ૦ બારડોલી.

૧. ભોંયરીંગણીનાં ડીંડવાના બીયાં કાઢતાં વધેલા છોડાંને ઘીમાં સાંતળી મોંમા રાખવાથી ઉધરસને મટાડે છે; મ્હોં સ્વાદીષ્ટ કરે છે.

૨. ફટકી ફુલાવેલી તથા સંચોરો સમભાગે લઇ વાટી તેમાં જરા સુનાગેરૂ મેળવી વાલ ૦। થી ૦॥ સુધી મધમાં દિવસમાં ત્રણ વાર ચાટવાથી ઉધરસ પાકે છે, અને કફ છુટો પડી નીકળી જાય છે ઉધરસને જલદી મટાડે છે. એ દવા કમળાના દરદીને એક ખાટું લીંબુ ચીરી તેમાં વાલ ૦॥ થી ૧ ભુકો નાંખી સળીથી દબાવી દેવતા ઉપર મુકી જ્યારે ગરમ થાય ત્યારે તેને નીચોવી તેમાંથી રસ કહાડી

પાક દેવો એ પ્રમાણે કરવાથી કમળો અવશ્ય મટી જાય છે. પથ્ય ઘી, તેલ ન ખાવા, દુધભાત ખાવાં.

## ડા. પ્રભાકર કૃષ્ણ પંગે મંત્રી વૈદ્યસભા મુંબાઇ.

**કનકઘૃત**—ધંતુરાના બીનું ચુર્ણ તોલો એક દુધ ભેંસનું પાંચ શેર મીશ્ર કરી મેળવી તેનું ઘી બનાવવું. આ ઘી દમ, હાંફણમાં બહુજ સારો ફાયદો કરે છે. દિવસમાં ચાર વખત નાગરવેલના પાનમાં આ ઘી એક ચણોઠીભાર લગાડી ચાવી જવું, દરેક વખતે તેના ઉપર તજના ચુર્ણની બેઆનીભારની ફાકી મારવી. પરેજીઃ-કોપરૂં, તેલ, સીંગ, ચોખા, બટેટા, ખાંડ વર્જ કરવી ખડીસાકર અથવા ગોળનો ઉપયોગ કરવો.

## ડૉકટર ચંદુલાલ મુકુંદરાય મુ૦ પાટણ.

૧. દ્રાક્ષ તોલો એક, સાકર તોલો એક, મધ તોલો એક, એ સર્વેને એકત્ર કરી ચાટવાથી પિત્તની ખાંસી મટે છે.

૨. ખરેટીની જડની છાલ, તથા નાની ભોંયરીંગણીની છાલ, મોટી ભોરીંગણીની છાલ, અરડુસાની છાલ, અને દ્રાક્ષ એ દરેક ચાર ચાર માસા લઇ દ્રાક્ષ સિવાયની તમામ વસ્તુઓને ખાંડી વસ્ત્રગાળ કરી તેનાં દ્રાક્ષ મેળવી તોલા ૩૨ પાણીમાં ઉકાળી ચતુર્થાંશ પાણી અવશેષ રાખી ઉતારી લુગડેથી ગાળી ઠંડુ પાડી પીવાથી પિત્તની ખાંસી મટે છે.

૩. સુંકાં આમળાનું ચુર્ણ બે રત્તિભાર તથા દ્રાક્ષ ૩ માસા

હરડે, અજમોદ માસા ૬ એ સર્વને વસ્ત્રગાળ કરી ૭ માસા મધમાં ચાટવાથી પિત્તની ખાંસી મટે છે.

૪. બેઠી ભોરીંગણીના ફળનો ભુકો બે માસા, બીજોરાનો ગર બે માસા, પીપર બે માસા, દ્રાક્ષ ચાર માસા, એ સર્વેને ખાંડી વસ્ત્ર-ગાળ કરી દ્રાક્ષના ઠળીઆ કાઢી તેમાં મેળવી બબે વાલ ખાવાથી પિત્તની ખાંસી મટે છે.

૫. રૂધિરસ ઉપર ભોરીંગણીના બીજ પાવલીભાર, હરડે ૧ ભાર લવીંગ એક ભાર,. કાળા મરી એકભાર, જુનો ગોળ પાંચ ભાર, આંકડાના ફુલ એક ભાર લઇ ખાંડી વસ્ત્રગાળ કરી આદુના રસમાં ખલ કરીને ચણીબોર જેવડી ગોળી કરી રાત્રે સુતી વખતે મોંમાં રાખી તેનો રસ ગળવાથી ખાંસી તથા શ્વાસ મટે છે.

**વૈદ્ય બાલાશંકર પ્રભાશંકર મુ૦ નાંદોદ રાજપીપળા સ્ટેટ.**

**ખાંસી માટે**-વજ તોલો ૧, જેઠીમધ તોલો ૧ વાટી ચુર્ણ કરી મધમાં ચાટવાથી બે ત્રણ દીવસમાં ખાંસી મટી જાય છે.

**વૈદ્ય નરસીંહભાઈ માધવભાઇ મુ. કઠોર.**

**ગરમીની ખાંસી** હોય તો જંજેટાનો ક્ષાર ઘી સાકરમાં આપવાથી અવશ્ય મટે છે.

**વૈદ્ય પુરૂષોત્તમ બહેચર યાજ્ઞિક મુ. કાલોલ.**

**ખાંસીની** દવા-જેઠીમધ, વરીઆળી, એલચી દાણા એ દરેક સમાન ભાગે લઇ ચુર્ણ બનાવી તે ચુર્ણના વજનથી નીમે ભાગે

સાકર મેળવી અરડુસીના પાનનો રસ નાંખી ખલ કરી મગ જેવડી ગોળી બનાવી મોંમાં રાખી બબ્બે ચારચાર ગોળીનો રસ ગળવાથી જાદુઈ રીતે ખાંસી મટી જાય છે. ખારી ખાટી ચીજ ખાવી નહીં.

**માસ્તર કેશવરામ હરીશંકર ભટ્ટ મુ. કાપોદ્રા-તા. અંકલેશ્વર**
જી. ભરૂચ.

૧. **ઉધરસ**:—સાકર તોલા ૨॥, જેઠીમધનો શીરો તોલા ૨॥, બાવળનો ગુંદર તોલા ૨॥, કેસર તોલો ૦, ઘઉંનો સપેદો તોલો ०।, મરી તોલો ०।, (ઘઉંનો સપેદો કાઢવા માટે ઘઉંને પલાળી વાટવા ને તેનું દુધ જેવું પાણી નીતારી સુકવવું) એ સર્વેને એકત્ર કરી પાણીમાં ચણા જેવડી ગોળી બનાવવી બે ત્રણ કલાકે બબ્બે ગોળી મોંમાં રાખી રસ ગળવાથી ઉધરસ મટી જાય છે.

૨ **ઉધરસ કફ છુટો કરવો**:—જાયફળ, જાવંત્રી, કેસર, ખેરસાર, કાથો, એલચી, લવિંગ, ત્રણ ચાર નાગરવેલનાં પાન લઇ ચુનો ચોપડી આ સર્વે ચીજો બુદ્ધિથી પ્રમાણસર નાંખી લવિંગ ખોસી બીડું બનાવવું ઉપર ભીનું ચીથરૂં વીંટાળી માટી ચોપડી બાફવું, પછી તેના ત્રણ ભાગ કરી વાટી રસ કહાડી ત્રણ વખત પાવું જેથી ઉધરસ નરમ પડે છે અને કફ છુટો પડે છે.

૩. **બહુ ઉધરસ માટે**—નાગરવેલનાં પાકાં પાન નંગ ૨૫, ખેરસાર તોલો ०॥, જવખાર તો. ०॥, ફુલાવેલ ટંકણ તો. ०।, લવિંગ તો. ०।, એલચી તો. ० સર્વેને ભેગાં ખાંડી બશેર પાણી મુકી અડધો શેર પાણી અવશેષ રાખી ચોળી ગાળી લેવું તેમાંથી

એકેક ચમચો કલાક બે કલાકે પીવાથી બહુ ઉધરસ થતી હોય તો પણ મટી જાય છે.

## વૈદ્ય મણીશંકર જાદવજી જોશી મુ૦ કાનપર પો૦ વળા.

**લવિંગાદીવટી:**—લવિંગ, પીપર, અકલગરો, જાયફળ, હળદર, અફીણ એ સર્વ સમ ભાગે લઇ વાટી શ્રીફળના ગોટામાં ભરી કપડ-મીટી કરી છાણાં સુડલાં એકમાં પકાવી તેને કાઢી ગોટાસુદ્ધાં વાટી ચણીબોર જેવડી ગોળી કરી ટંકે બે ગોળી લેવી તથા સાથે સિતોપલાદી ચુર્ણ આપવાથી ખાંસી મટી જાય છે.

## વૈદ્ય (નામ તથા ઠેકાણા વગરના)

૧. **ઉધરસ માટે**—ભોંયરીંગણીનાં ડાંડવાને એક હાંડલીમાં ભરી મોંઢું બંધ કરી બાળવા તે થંડુ થાય પછી તેમાંથી ડોડવા કાઢી લઇ ચુર્ણ કરી તેમાં તેના વજનથી અર્ધો સંચળ, અને તેનો આઠમો ભાગ પુષ્કરમુળ, તથા એલચીનું ચુર્ણ મેળવી તેમાંથી એકેક વાલ મધ, પાનનો રસ અરડુસાના પાનનો રસ, કે ગરમ પાણી સાથે આપવાથી ઉધરસ તથા કફ મટે છે.

૨. સુંઠ, જાયફળ, રેવંચીની, સાજીખાર એ એકેક તોલો ધંતુ-રાના બી ચાર તોલા વાટી વસ્ત્રગાળ કરી પાણીમાં મગ મગ જેવડી ગોળી કરી આપવાથી ખાંસી મટે છે.

૩. આદુનો રસ તો. ૦ાા તથા મધ તો. ૧ જવખાર વાલ ૧, સાથે મેળવી ચાટવાથી શ્વાસ મટે છે.

૪. ઈંદ્રવરણાનાં ફળ નંગ ૫, કુંવારના લાબા નંગ ૫, ખુરાસાની થોર તોલા ૬૪, મોટું રીંગણું નંગ ૧, ભોંયરીંગણીનાં ફલ નંગ ૫૦, પંચલવણ તોલા ૩૨, અજમો તોલા ૩૨, એ ચીજોને ખાંડી સુકાવી એક હાંડલીમાં ભરી મોં બંધ કરી કપડમીટી કરી સુકાવી ગજપુટની આંચ આપી ટાઢું થએ બહાર કાહાડી ઘુંટી વાસણમાં ભરી રાખવું. તેમાંથી તોલો ૦। થી ૦॥ અનુપાન સાથે વિચારી આપવાથી ઉધરસ, દમ, મરડો, ગોળો, શુળ આફરો, મંદાગ્નિ, અજીર્ણ, ઉદરરોગ તથા બરોળ મટે છે.

## વૈદ્ય નંદરામ પ્રાગજી મુ૦ નાગેશ્રી–જાફરાબાદ.

૧. ખેરસારાદિ ગુટીકા—ખેરસાર તોલા ૧૩, હરડા, બેડા, આમળા, કાયફળનું છોડું, સુંઠ, મરી, પીપર, એલચી, કાકડાસીંગ, કપુર, પીપરીમુળ, લવેંગ, કચુરો, એ એકેક તોલો લઇ ચુર્ણ કરી આદુના રસની, અરહુસીના રસની, અને બાવળની છાલના કવાથની અકેકી ભાવના આપી ગોળી ચણીબોર જેવડી કરી આપવાથી ઉધરસ, કફ, સ્વરભંગ, પ્રસ્રસી, ક્ષય ઉપર ઘણીજ ઉત્તમ છે.

૨. બુબ્બુલાદી ગુટીકા—પારો ૧, ગંધક ૨, લીંડીપીપર ૩, હરડેદળ ચાર ભાગ, બેડાદળ પાંચ ભાગ, અરહુસાનો રસ ૭ ભાગ, ભારંગી સાત ભાગ, ખેરસાર સાત ભાગ, એને વસ્ત્રગાળ કરી બાવળની છાલના કવાથની એકવીસ ભાવના આપી ગોળીઓ મધમાં બેહેડાં જેવડી કરી આપવાથી ખાંસી, ઉર્ધ્વશ્વાસ, ક્ષય, સ્વરભંગ, ગલદાહ ઉપર અત્યુત્તમ છે.

## વૈદ્ય ધીરજરામ દલપતરામ ગુજ્જરફળીઆ—સુરત.

૧. શ્વાસારી રસ—જેઠી મધ તોલા ૨ સિંધવ, હળધર ફુલાવેલો ટંકણ એ તોલો તોલો લઇ એક દિવસ ખલમાં ઘુંટી તેમાંથી ૧ વાલ. પાનનો રસ અને એલચી સાથે આપવાથી શ્વાસ નરમ પડી જાય છે.

## વૈદ્ય બાલકૃષ્ણ રત્નેશ્વર કંશારા શેરી—સુરત.

૧. કફ કેશરી—સોમલ તોલો ૧ સંચલ તોલા ૪ એને વાટી કેસાં નંગ એમાં ઘુંટી લુગદી કરી સરાવ સંપુટમાં મુકી શાત કપડ-મટી કરી સુકવીને ગજપુટ અગ્નિ આપવો. શીતળ થયે કહાડીને વાટી રાખી મુકવું. આ માત્રા એક ચોખાથી ચાર ચોખાપુર સુધી મધ સાથે આપવાથી ઉલટીઓ થઇને કફ નીકળી જશે. આ માત્રાથી ખાંશી, સ્વાશ આંકડી, કફના વ્યાધીઓ સારા થાય છે. આંકડી (ખેંચ)વાળા તથા શ્વાસવાળાને ખાસ વાપરવા લાયક છે. ઘી, ઘઉં, શાકર દુધ વગેરે આપવા, તેલ ખટાઇ, મરચા વગેરે બંધ કરવાં.

૨. ફુલ કેશરી—સોમલના ફુલ તો. ૦ા સાબરશીંગાની ભસ્મ તોલા ૫. એને મેળવી સેકટા (સરગવા) ના રસમાં ઘુંટી ટીકડી કરી સુકાવીને કોડીઆના સંપુટમાં મુકી કપડમટી કરી પંદર શેર છાંણાની આંચ આપવી, ઠંડું થયા પછી કહાડીને વાટી શીશીમાં ભરી રાખવું. એની માત્ર ૧ ચોખાપુરથી ત્રણ ચોખાપુર સુધી આપવાની છે. સન્નિ-પાતવાળાને આદુના રસમાં, ત્રીદોષવાળાને તથા સ્વાશવાલાને આદુનો રસ તથા મધ સાથે, શુળવાળાને મધ અથવા ઘી સાથે, ખાંશીવાલાને પાનની બીડી અથવા મલાઇ સાથે. નબળાઇવાળાને સીરા સાથે,

આંતરીઆ તાવવાળાને તુળશીના પાન તથા મરી સાથે, ધાતુ પાતલી પડેલાને મુગલાઇ બેદાણાના લાબ સાથે શાકર મેળવીને, પ્રમેહવાળાને ત્રીફલાના કવાથમાં હળદર તથા મધ સાથે, શકતી માટે ઘી દુધ શાકર સાથે આપવી.

૩. **સોમલના ફુલ તથા સાબરસીંગા ભસ્મ બનાવવાની રીતઃ**—સોમલ તોલો ૧ લઇને તેને કુંવારના રસમાં ઘુંટવો. પછી સફેદ કાંદાના રસમાં ઘુંટી લુગદી જેવું થાય એટલે બે સરાવળાં લઇ તેને ઘસી મોઢાં સરખાં કરવાં. પછી કપડેથી લુછી સાફ કરીને તેમાં સોમલનો લોંદો મુકવો. બીજું સરાવળું ઉપર ઢાંકીને મુલતાની માટી-ડીના ત્રણ કપડમટ્ટ મજબુત કરવાં. સુકાયા પછી તેને ચુલે ચઢાવીને ધીમો અગ્નિ કરવો. પાતળાં પાતળાં લાકડાં લઇ એક લાકડાંનો અગ્નિ કરવો. ઉપરના કલેડાપર દુધનાં પોતાં મુકતા રહેવું. આ પ્રમાણે ૧ પહોર સુધી કરવાથી ઉપલા ભાગમાં ફુલ લાગી જશે. પછી ટંડું થએ, આંખ બચાવીને ખોલવું. યુક્તિથી ફુલ કાઢી લેવાં. આ ફુલ ઉપલી દવામાં નાંખવાં. તેમ આ ફુલ ૧ ચોખાપુરથી ૨ ચોખાપુર, શીરા સાથે અથવા મલાઇ સાથે આપવાથી શ્વાશ, નબળાઇ મટી બળવાન થાય છે. ખોરાક ઘી દુધનો સારો આપવો.

**સાબરસીંગુ** તોલા ૧૦ લઇ તેને પ્રથમ ૩ દિવસ ગૌમુત્રમાં પલાળી મુકવું. મુત્ર નવું બદલતા જવું. પછી તેને કોયલામાં મુકી ફુંકી મુકવાથી સફેદ થશે. પછી તે કટકા વાટીને આંકડાના દુધમાં ૧ દિવસ ખલ કરી ટીકડીઓ બનાવવી અને સુકવી નાંખવી. પછી એક સગડીમાં કોયલા ભરી તેમાં વચ્ચે ટીકડીઓ મુકી, તેના ઉપર

કોયલા મુકી સળગાવી મુકવા. બળીને ઠંડું થઇ રહે એટલે કાઢીને વાટી વસ્ત્રગાળ કરી મુકવા. આ સાબરસીંગાની ભસ્મ રત્તી ૧ થી ૩ સુધી મધ સાથે કિંવા ઘી સાથે અથવા આદુના રસ સાથે આપવાથી પાંસળાનું શળ, ખાંસી, શ્વાસ, તાવ વગેરે નરમ પડે છે.

**વૈદ્ય ડાહ્યાભાઇ મનસુખરામ પુરોહીત મુ૦ સણસોલી. પો. કાલોલ.**

**દમ માટે**—દમ, શ્વાસ બેસાડી દેવા માટે ચોખાપુર મોરથુથુ ઘહુંની કણેકમાં વીટી ગોળી કરીને ગળી જવી તેથી એકવાર તાત્કાળીક-દમ બેસી જશે. આ ઉપાય દમની અસલ પીડાને એકદમ મટાડી દે છે, આ ઉપાય તાત્કાળીક દમ બેસાડી દેવા સારૂ છે, એટલુંજ નહીં પણ તેજ ગોળીનો બે ત્રણ વખત ઉપયોગ કરવાથી કેટલાક પ્રકારનો દમ તદ્દન બેસી પણ જાય છે, એ અનુભવસિદ્ધ છે.

**વૈદ્ય ત્રીકમલાલ કાળીદાસ મુ. ખાનપુર પો૦ રખીયાલ.**

**દમ, શ્વાસ, કફના અસાધ્ય દરદ્દપર**—વજ (ગંધાલો વજ)નું વસ્ત્રગાળ ચુર્ણ કરી બેઆનીભાર ચુર્ણ પ્રથમ ગરમ દુધમાં પાવું, ત્રણ કલાકે એકઆનીભાર થંડા પાણીમાં પાવું તેવીજ રીતે ત્રણ કલાકે બીજું થંડા પાણીમાં પાવાથી કેટલાકને બકારી થઇ તથા કેટ-લાકને વગર બકારી ( ઉલટી થયા વગર ) દમ, શ્વાસ તથા કફના અસાધ્ય દરદનો નાશ થાય છે.

**વૈદ્ય સ્યામચંદ ગોવર્ધનરામ મુ. ખાખરેચી** હળવદ થઇને

**શ્વાસયુકત કફ**—હરડે, બેડાં, આમળા, સુંઠ, દેવદાર, પીપર,

વજ, મરી નાગબલા એ ઔષધોને બારીક વાટી, ધંતુરાનો રસ તથા ભાંગરાનો રસ એ બંનેમાં ત્રણત્રણ દીવસ ઘુંટી, મરી પ્રમાણે ગોળીઓ વાળી, રોગ અને વયના પ્રમાણમાં ટંકે ૧ થી ૨ ગોળી આપવાથી શ્વાસયુક્ત કફનો નાશ થાય છે.

## વૈદ્ય ભુરાભાઇ ઓધવજી ત્રિવેદી, મુ૦ ભાદરોડ.

૧. દમ માટે–સ્વાસકુઠાર રસ. તુલસીના પાનના રસમાં આપવો.

૨. કેરડાનાં મુળનો રસ પાતાલયંત્રથી કાઢી પાણી નાંખી પાવો.

૩. ચણાનો ખાર અને ઇલિમીટના ફુલ એકત્ર કરી આપવા.

૪. સ્વાશકુઠાર રસ, આનંદભૈરવ રસ, પીપર, ફુલાવેલ ટંકણ, પીપરીમુળ, રાતી લોહભસ્મ, એ સર્વે મેળવી મધમાં ચાટવાથી શરૂ થતો દમ નાબુદ થાય છે.

## વૈદ્ય ચુનીલાલ જયકીશનદાસ ચટપટ મુ. સુરત.

**હરતાલભસ્મ સફેદ**–પ્રથમ ઇંડાના છોડા સુકાવી ખાંડી બારીક કરી ૨૦) તોલા વજને લેવાં, ભોરીંગણીનું પંચાંગ સુકાવી ખાંડી બારીક કરી ૨૦) તોલા લેવું. બાદ બંનેને ખરલમાં નાંખી ઘી કુંવારના રસથી ખુબ ખલ કરી લુગદો બનાવી તેમાં હરતાલ વરખી તોલા બે મુકી, (એ હરતાલને એકવીસ દિવસ આંકડાના દુધમાં પલાળીને પછી કામમાં લેવી) એ ગોળાની ઉપર ત્રણ કપડમીટી કરી, સુકાવી હાથના થાપેલા છાણા શેર ૭) લઇ તેમાં ગોળો મુકી સળગાવી, સ્વાંગ શીત થયે કાહાડી લેવી, જેથી સફેદ રંગની તથા વજનમાં પુરી હડતાલભસ્મ તૈયાર થશે, તેને બારીક ખલી, એક

ચોખાપુરની માત્રા સવાર સાંજ પાન પર જરા કાથો લગાડી તે પર દવા મુકી ખવાડવાથી, જુનામાં જુનો દમ ત્રણ અઠવાડીઆમાં મટી જશે. પરેજીઃ-તેલ, મરચું, ખટાસ વિગેરે બીલકુલ ખાવું નહિ.

### વૈદ્ય પ્રાણુલાલ દોલતરામ મુ૦ કપડવણજ.

**નાગવલ્લભ રસ**—(નિઘંટરત્નાકર) આપવાથી શ્વાસમાં ઘણો સારો ફાયદો કરે છે. વમન વિરેચન કરાવ્યા પછી શ્રૃંગભસ્મ, તથા સોમલભસ્મનો ઉપયોગ આદુના રસ સાથે કરવો, પાછળથી હાથલાથોરીના રસમાં અભ્રકભસ્મ તથા રસ સિંદુર આપવાથી ઘણો ફાયદો જણાયો છે.

### માસ્તર નરભેરામ હરજીવનદાસ તા. માતર મુ૦ નવાગામ.

દમ એકદમ ઉપડયો હોય તો ધંતુરાના ફુલની બીડી પીવાથી જુસ્સો જલદી બેસી જાય છે.

### વૈદ્ય નંદલાલ મોરારજી પો૦ રાણપુર મુ૦ કંથારીઆ.

**અભ્રક ભસ્મ**—થોર હાથીઓ તેનાં લાલ દીંડવા લઇ તેનો રસ કહાડી, તેમાં માટલાનો ગોળ સમાન ભાગે મેળવી, તેની અંદર દશ કલાક અભ્રક ભીજવી રાખી, ગજપુટ આપવો. એવી રીતે છ ગજપુટ આપવાથી ભસ્મ થાય છે, એ ભસ્મ આપવાથી દમ ઉપર ઘણુંજ ઉત્તમ કામ કરે છે.

### વૈદ્ય ચુનીલાલ હરગોવન મુ૦ કઠોર અમરીખ.

**સોમલની ભસ્મ**—સોમલ તો. ૧, સંચળ તો. ૪, એને

ઝીણાં વાટી, સુનેરી કેળું છુંદી તેમાં મેળવી એક કુલડીમાં ભરી કપડમીટી કરી પાંચ શેર છાણાના અગ્નિમાં પકાવી વાલ ૦ાનું પડીકું મધમાં અથવા પ્રકૃતિ જોઇ બુદ્ધિ પૂર્વક અનુપાન સાથે આપવાથી દમ તથા ખાંસીને મટાડે છે. અનુભવ સિદ્ધ છે.

## વૈદ્ય પ્રભાશંકર વંદ્રાવન મુ૦ ધંધુકા.

**તામ્રભસ્મ**—રાણી છાપના પૈસા લઇ તેને શુદ્ધ કરી, ગળજીભીના પાન વાટી તેનો લુગ્દો બનાવી તેમાં પૈસા મુકી કપડમીટી કરી ગજપુટનો અગ્નિ આપવો. બાદ સ્વાંગ શીત થયે કાઢી ઉપર જે પોપડી વળેલી હોય તેને સાચવીને ઉખેડી લઇ ફરીથી તે કાચા રહી ગએલા પૈસાને ગળજીભીના લુગ્દામાં ગજપુટ દેવો એ પ્રમાણે દશ પુટમાં ભસ્મ થાય છે. પોપડીઓ ઉખડી ઉખડી ભસ્મ થાય છે. તે પોપડીઓને ફરીથી એક વખત ગળજીભીમાં ગજપુટ આપવાથી તામ્રભસ્મ તયાર થાય છે. આ ભસ્મ એક ચોખાપુર મધ તથા આદુના રસમાં આપવાથી ગમે તેવો કફ હોય તેને બેસાડી આરામ કરે છે.

## વૈદ્ય અંબારામ શંકરજી પંડયા. મુ—વાગડ. (રાણપુર સ્ટેશન).

**૧. ચલમમાં પીવાની દવા**—કાલા ધંતુરાના ડાખલા, કાલીયા સરસડાની સીંગો બી સહીત, હરડે, હળધર, ચારે રકમને જુદી જુદી ખાંડી બીડી બનાવી અથવા ચલમમાં મુકી પીવાથી સ્વાસ બેસી જાય છે.

૨. સારો કોડીઓ લોબાન તોલા ૨૦, શુદ્ધ વછનાગ તોલા ૨ જાવંત્રી તો. ૨ાા ધંતુરાના બીજ ૨ાા લવીંગ તો. ૨ાા પાનની જડ તો. ૨ાા જેઠી મધ તોલા ૨ાા તેને વાટી ઠામમાં નાખી પાતાલજંત્રે અરક કહાડવો. તે અરક પાન ઉપર ચોપડી ખવાડવાથી દમ, શ્વાસ-રોગ મટી જાય છે.

૩. હીગળોક ૨ાા તોલા, પીપર ૨ાા તોલા, કલાઇ ભસ્મ ાા તો. કેશર ૦ા તો. તેને વાટી નાગરવેલના પાનમાં ચાર દીવસ ખલ કરી મગ જેવડી ગોલી વાળી ખવાડવાથી દમ ઉધરસ જુનાં હોય તે પણ મટી જાય છે.

૪. રસકપુર તો. ૦ાા બરાસ કપુર તો. ૧ અને નાગરવેલના પાન ૧૦૦) લાવવા. પછી રસકપુરને પાણીમાં વાટી જુદું રાખવું. બરાશકપુર ને પાણીમાં વાટી જુદું રાખવું. પછી નાગરવેલના પાન ૫૦) ઉપર રશકપુર ચોપડવું અને ૫૦) પાન ઉપર બરાશકપુર ચોપડવું. તે સર્વ પાનને સુકવી એકઠાં કરી એક જુડી બાંધવી પછી એક માટીનાં વાસણમાં પાણી શેર ૮ મુકી તેમાં પેલા પાનની થોકડી નાંખી ચુલે ચડાવી અગ્નિ આપી જ્યારે એક શેર પાણી રહે ત્યારે ઉતારી પાનની થોકડીને હાથે ચોલી પાણી ગાલીને શીશી ભરી મુકવી જ્યારે ત્રીદોષ અથવા સન્નીપાતમાં શ્વાસ થાય ત્યારે ઉપલી દવામાંથી એથી અઢી રૂ. ભાર પાણી મધ નાંખી પાવાથી એકદમ ફાયદો થાય છે અર્થાત દમ શ્વાસ બેશી જાય છે,

### વૈદ્ય મગનલાલજી રણછોડદાસજી મુ. ધંધુકા.

૧. હીગલોક તો. ૧ આંકડાનાં રવૈડા છાયે સુકવી તો. ૩

લવીંગ તો. ૧ પીપર તો. ૧ એ સર્વને ખાંડી વસ્ત્રગાળ કરી તેમાં અઘેડાનો ખાર તો. ૧ અફીણુ તો. ૦। ખસખસ તો. ૦। એ સર્વને ખરલમાં ખુબ ઝીણુ વાટવું આઠ પહોર ખરલ કર્યા પછી તેની મગ મગ જેવડી ગોળી કરવી પછી તે ગોળીમાંથી હાફ્ણુવાળા રોગીને પાનની સાથે બેથી ચાર ગોળી અને કફ છુટો પાડવો હોય તો આદુના રશમાં આપવી સ્વાસ હોય તો ભોંયરીંગણીના રશમાં જરા મધ મેળવીને આપવી. ઉલટીમાં તુલશીના પાનના રસમાં આપવી. જુદા જુદા રોગ પરત્વે અનુપાન સાથે આપવાથી ઘણુાજ રોગને મટાડે છે.

## વૈદ્ય ચંદુલાલ મુકંદરાય ઠાકટર—પાટણુ, (ગુજરાત)

૧. જાવંત્રી, જાયફળ, બદામનો મગજ, સુખડ, એલચી, લવીંગ, કાલા તલ, પીસ્તાં, અકલગરો. અજમો, તથા કોડીઓ લોબાન, એ સર્વ સમભાગે લઇ એકત્ર કરી ખાંડીને પાતાલયંત્રે તેલ કહાડવું. તેને એક શીશીમાં ભરી રાખવું. તેમાંથી બે ત્રણુ ટીપાં પાન ઉપર ચોપડી દીવસમાં બેવાર ખાવાથી સ્વાસ, ખાંસી, પ્રમેહ, કફવિકાર, પીતવિકાર, મંદાગ્નિ, ક્ષય, ઉદરશુળને મટાડે છે આ તેલ પ્રમેહ ઉપર ઘણોજ ફાયદો કરે છે.

૨. **સોમલનાં ફુલઃ**—સોમલ શેર ૦। લઇ તેને લીંબુના રસમાં એક દીવસ ઘુંટવો પછી માટીની હાંડલી નંગ બે લાવી તેનાં મુખને ઘસીને બંધબેસ્તી કરવી પછી એક વાસણુમાં સોમલની લુગદી મેલી બીજું વાસણુ તે ઉપર ઉંધું મેલી તેના સાંધાને મજબુત સાંધી લેવા, પછી તડકે સુકાવી તે સાંધા પાછા બંધ કરી ધુમાડો નીકળે નહી તેવી રીતે બંધ કરી ચુલે ચઢાવી રોટલો સેકાય એટલી હલકી

અગ્નિ આપવી. અને ઉપરનાં માંટલાં ઉપર ઠંડા પાણીના પોતા મુકતા જવા એ પ્રમાણે બે પ્રહર સુધી કરી સ્વાંગ શીતળ થાય ત્યારે ઉપરની હાંડલીમાંથી વળગેલા ફુલ છરી વતી ઉખેડી કાહાડી લેવાં. તેમાંથી એક ચોખાભાર પતાસામાં મેળવી ખાવા આપવાથી સ્વાશ, દમ, ઉધ-રસ, ક્ષય, જેવા મહાન વ્યાધીને મટાડે છે, આ માત્રા ખાવાવાળાએ દુધ, સાકર, ઘી તથા ચોખા એ શીવાય બીજો ખોરાક ખાવો નહી. તો જરૂર રોગ મટે છે.

## વૈદ્ય ભવાનીશંકર ગોવીંદજી–સુરત.

૧. બેડાની મીજ ટાં. ૫, જવખાર ટાં. ૫, ખેરસાર ટાં. ૫, ભોંયરીંગણીના બીજ ટાં. ૫, સીંધવ ટાં. ૩ એ સર્વેને વાટી વસ્ત્રગાળ કરી આદુના રસમાં ઘુંટી વટાણા જેવડી ગોળી વાળવી તે ગોળી અગ્નિબળ જોઇ મધ સાથે આપવાથી સ્વાસ તથા ખાંસી મટી જાય છે. આ પ્રયોગમાં રીંગણીનાં બીજ શેકીને લેવા.

## વૈદ્ય ભોળાનાથ નર્મદાશંકર સ્માર્ત મુ૦ ભુતશેરી–સુરત.

૧. ગોળ શેર ૦।, તમાંકુ શેર ૦।। એને વાટી સંપુટ કરવો તેની વચમાં કોડીઉલોબાનનો શેર ૦। નો એક કટકો મુકી કપડમાટી કરી બશેર અડાયાનો તાપ આપવો તાઢું પડે ત્યારે લોબાન કહાડી લેવો, તેમાંથી એક વાલ ખવાડી ઉપર ચુરમું ખવાડવું. જેથી દમ, અમુઝણ બેસી જાય છે.

## વૈદ્ય ચંદુલાલ મુકુંદરાય ઠાકર પાટણ (ગુજરાત).

૧. કુસ્માંઢ (કોહળું)ની જડ કે જેના ઉપર ફળફુલ આવી

ગયાં હોય તેની જડ લાવી વાટી વસ્ત્રગાળ કરીને શીશીમાં રાખી મુકવું તેમાંથી બે માસા થોડા ગરમ પાણી સાથે સવાર સાંજ આપવું જરૂર હોય તો ત્રણવાર આપવું. એથી વધારેવાર આપવું નહી. કફના વધારામાં જ્યારે શીત જણાય ત્યારે મધ સાથે આપવું. પથ્યમાં તેલ, મરચુ, ખટાશ આપવા નહીં ઘણો ગરમ તથા ઘણો ઠંડો ખોરાક આપવો નહીં. જ્યારે અંગ્રેજી યુનાની દવાઓ શ્વાસના ઉપર નિષ્ફળ નીવડે છે ત્યારે આ દવા ૪તેમંદીથી સ્વાશને બેસાડી સારો કરે છે. આ દવા ઘણા દરદીઓ ઉપર આજમાયશ કરેલી છે અને તેથી જનહીતાર્થે જાહેરમાં મુકી છે.

**વૈદ્ય અને વનસ્પતિ શોધક નુરમહમદ હમીર ધોરાજીવાળા.**

મુ. રાજકોટ (પરા).

**દમને માટેઃ**—સાબરસીંગાની ભસ્મ, ટંકણ ફુલાવેલો, મોર પીંછની ભસ્મ, અઘેડાનો ક્ષાર, ભોરીંગણી, એ સર્વેને બારીક વાટી દિવસમાં ત્રણવાર મધમાં આપવાથી, કફ છુટો પડી દમ મટે છે.

**વૈદ્ય મણીશંકર જાદવજી જોશી.** મુ. કાનપર, પો. વળા.

૧. શુદ્ધ હિંગળોક, લવિંગ, જાયફળનું સમભાગે ચુર્ણ કરી એક વાલ મધ સાથે આપવાથી સ્વાસ, કાસ, કફ તુરત મટે છે,

૨. ધંતુરાના કાચા ડીંડવામાં માય તેટલા લવિંગ ભરી ઉપર આટો ચડાવી બાફવાં, બફાય એટલે કાઢી આટો કાઢી નાંખી સુકવી તેમાં અજમો તો. ૨ લીંડી પીપર તો. ૧, અફીણ તો. ૦)= ભાર

મેળવી ગોળમાં ગોળી વાળી બે વખત મોંમાં રાખી રસ ગળવાથી જુનો દમ તથા ખાંસી મટે છે. ગોળી બે આની ભારની વાળવી.

### વૈદ્ય (નામ તથા ઠેકાણા વગરના)

૧. સાજીખાર, આંબાહળદર, લવિંગનું સમ ભાગે ચુર્ણ કરી તેમાંથી બે આની ભાર ચુર્ણ આઠ તોલા ગૌમુત્ર સાથે આપવાથી દમ મટે છે.

૨. આંકડાના લીલાં પાન શેર. ૧. સિંધા લુણ શેર ૦ા, ધંતુરાના બી શેર ૦ા, જુનો ગોળ શેર ૧, એ સર્વને ખાંડી એક ટીકડી બનાવી એક હાંડલીમાં મુકી હાંડલીનું મોંઢું બંધ કરી કપડમોટી કરી એક પ્રહરનો અગ્નિ આપવો, થંડુ થયા પછી કાઢી વસ્ત્રગાળ કરી રાખવું, તેમાંથી બે આની ભાર ગરમ પાણી સાથે આપવું, ખોરાક પૌષ્ટીક ઘીવાળો ખવરાવવો જેથી દમ મટે છે.

### વૈદ્ય નંદરામ પ્રાગજી મુ, નાગેશ્રી જાફરાબાદ.

ક્ષય, ખાંસી, શ્વાસ માટે—તજ, તમાલપત્ર, એલચી, અરધો તોલો, પીપર બે તોલા, દ્રાક્ષ, મહુડાં, ખજુર ચાર ચાર તોલા, કાકડા શીંગી, લવિંગ, ખેરસાર, પીપર એકેક તોલો, એ સર્વનું બારીક ચુર્ણ કરી મધમાં ગોળી વાળી આપવાથી રક્તપિત્ત, શ્વાસ, કાસ, અરૂચી, ઉલટી, મુર્છા, હીક્કા, મદ, ભ્રમ, ઉરક્ષત, સ્વરભેદ, પ્લીહ, સોજા, આઢ્યવાત, રક્તનું થુંકવું, હૃદય પીડા, પાર્શ્વ પીડા, તૃષા ઇત્યાદિઉપર આ ગુટીક અત્યંત ગુણ પ્રદ છે.

કફ, ક્ષય દમ માટે—અક્કલ્કળીનું ચુર્ણ કરી અડધો તોલો ચુર્ણ સાકર સાથે લેવાથી કફ દમ ક્ષય મટે છે.

વૈદ્ય પ્રભાશંકર રવિશંકર ત્રવાડી. મુ. અષ્ટગામ (જલાલપુર)

ગોરખમુંડી (બોથડો) બાળી રાખ કરવી. ઝંઝેટાને (અઘાડો) બાળી રાખ કરવી અને તેની બરાબર ખેરસાળ મેળવી તેમાંથી ૧ વાલ ભરમીના રસમાં જરા મધ નાંખી ચાટવાથી સ્વરભંગ મટી જાય છે.

વૈદ્ય અંબારામ શંકરજી મુ. વાગડ વા રાણપુર.

૧. સ્વરભંગના ઉપાયો—આંબાનો મહોર ફોતરા સાથે, એલચી, સાકર, વરીઆળી, એ સર્વ સમભાગે લઈ વાટી ચુર્ણ કરી ગરમ દુધ સાથે પીવાથી સ્વર ભંગ મટે છે. અને સાદ (ધાંટો) ઉઘડે છે.

૨. અકલગરો, વજ, ગળો (લીંબડાની),નો મધમાં અવલેહ કરી ચટાડવાથી સ્વરભંગ મટે છે.

૩. લીંડીપીપર ગરમ દુધ સાથે પીવાથી સ્વરભંગ મટે છે.

૪. ભરમી, કાળીદ્રાક્ષ, વજ, આદુ, ગળો, સતાવરી, ઉપલેટ, વાવડીંગ, હરડે, અઘાડા (ઝંઝેટા)ના બીજ, હળદર, લીંબડાંની અંતર છાલ, જીરૂં, સુંઠ, શંખાવળી, જેઠી મધ એ સર્વ સમભાગે લઇ ગોળી કરી મ્હોંમાં રાખવાથી સાદ ઉઘડે છે.

૫. લીમડાના પાન તો. ૨૦ જવખાર તો. ૫ એ બંને વાટી

ગોળી પાણીમાં ચણા જેવડી વાળી મ્હોંમાં રાખી રસ ગળવાથી કંઠ સ્વર ખુલે છે.

૬. બેહેડાની છાલ શેકીને મ્હોંમાં રાખવાથી કંઠ સ્વર ખુલે છે, બેહેડાને સેકવાની રીત-બેહેડાના ૪ળ આણી તેને દુધ લગાડી, ઘઉના લોટના રોટલાની અંદર મુકી, તે રોટલો અંગારા ઉપર સેકવો, રોટલો પરીપકવ થાય ત્યારે અંગારા ઉપરથી ઉતારી લઇ તેમાંથી પાકેલ બેહેડાને લઈ લેવું. તેની છાલ ઉખેડી મોંમાં રાખી રસ ગળવાથી સ્વરભંગ મટે છે.

૭. પાનની જડ મોંમાં રાખી રસ ચુસવાથી સ્વરભંગ મટે છે.

૮. દુધમાં સાકર નાંખી ઉકાળી પીવાથી પીત્ત સ્વરભંગ મટે છે.

૯. સુંઠ, મરી, પીપર, પીપરીમુળ, ગૌમુત્રમાં પીવાથી કફથી કંઠ બેઠો હોય તે મટે છે.

૧૦. આમળાં, મધ, ઘી મેળવી ખાવાથી સ્વરભંગ મટે છે.

૧૧. બેહેડાછાલ, લીંડીપીપર, સિંધવ, જાયના પાન, એનું ચુર્ણ મેળી છાશમાં પાવાથી સ્વરભંગ મટે છે.

૧૨. ભોંયરીંગણીના દોડવા, મરી, દેવદાર, ઇંદ્રજવ, સુંઠ, હળદર, દારૂ હળદર, એનો કવાથ પીવાથી પણ કફથી સ્વરભંગ થયો હોય તો મટે છે.

૧૩. બ્રાહ્મી, વજ, હરડે, ગળો, અઘાડો, ખેરસાલ, એ સર્વ સમભાગે લઈ નાગરવેલના પાનના રસમાં ગોળી વાળી ખાવાથી સ્વર ભંગ મટે છે.

૧૪. આંબાનો મહોર અને ખાંડ બંને મેળવી ખાવાથી સ્વરભંગ મટે છે.

૧૫. ગરમ પાણીમાં ખાંડ મેળવી પાવી. અથવા ચણોઠીના પાન મોંમાં રાખી રસ ગળવાથી સ્વરભંગ મટે છે. અથવા જેઠીમધનો શીરો મોંમાં રાખી રસ ચુસવાથી પણ સ્વરભંગ મટે છે. કોઇ કોઇ વાર દરદી એવા આવવાથી અજમાવી જોએલા છે. વાત, પિત્ત, કફ સન્નિપાત ધાતુ ક્ષય અને ક્ષયરોગથી એ પ્રમાણે છ પ્રકારના સ્વરભંગ થાય છે. તે તપાસી અનુકુળ ઉપાય લેવા જેથી ફાયદો થાય છે.

## હેડકી.

### વૈદ્ય બાળકૃષ્ણ રત્નેશ્વર કંસારાશેરી સુરત.

૧. અજમાની ગોળપાપડી ખવડાવવાથી હેડકી બંધ થાય છે.

### વૈદ્ય અંબારામ શંકરજી મુ૦ વાગડ. વાયા રાણપુર

૧. **હેડકી માટે**—કાકડાસીંગીનું ચુર્ણ મધ સાથે બે ત્રણ વખત ચટાડવાથી હેડકી બંધ થઇ જાય છે.

૨. ખારેક એક લઇ તેમાંથી ઠળીઓ કાઢી નાંખી તેમાં ગુગળ ભરી ઉપર ઘઉંની કણુક તથા એક ભીનું લુગડુ લપેટી બાફી આખી ખારેક ગુગળ સહિત ખાઈ જવાથી હેડકી બંધ થાય છે.

૩. મોરપીંછના ચાંદલાની ભસ્મ તથા લીંડીપીપર મધ સાથે ચટાડવાથી હેડકી મટી જાય છે.

૪. નાળીએરની ચોટલી અથવા મુંજ ચલમમાં પીવાથી હેડકી મટે છે.

૫. હીંગળોકનો એક વાલનો કટકો લઈ ચલમમાં મુકી ફક્ત બેજ દમ મારવાથી હેડકી બંધ થાય છે.

## વૈદ્ય દેવજી આશુ.

**હઠીલી હેડકી**—નાગરવેલના પાન ૧૦૦) લઈ તેનો એક કાચના વાસણમાં રસ કહાડવો. પછી શેરડી રસદાર લઇ તેના હાથ હાથના કટકા કરી ભરસાડમાં બાફી છોલી સાણસીથી પકડી રસ કહાડી પાનના રસમાં મેળવી દિવસમાં પાંચથી છ વખત અડધો તોલો પાવાથી ગમે તેવી હેડકી બંધ થાય છે. ખોરાક હલકો આપવો.

## વૈદ્ય મણીલાલ ગણપતીશંકર ભટ્ટ મુ૦ કેળાપીઠ સુરત.

નાળીએરની કાચલી વાલ ૨ તથા ખારેકનો ઠળીઓ વાલ ૧ પાણીમાં ઘસી પીવાથી હેડકી મટી જાય છે.



# आयुर्वेद निबंधमाळा भाग २ जो.

## નિબંધ ૧૨ મો.

### અરૂચિ, ઉલટી અને તૃષારોગ.

**અરૂચી**—નિદાનશાસ્ત્રમાં વાયુથી, પિત્તથી, કફથી, ત્રિદોષથી, શોકથી, ભયથી, અતિલોભથી અને અતિ ક્રોધથી અરૂચિ રોગ ઉત્પન્ન થાય છે એમ લખેલું છે. પોતાને મનમાં કંટાળો ઉપજે અથવા દેખીને કમકમાટ ઉપજે એવા રૂપ, એવા ગંધ અને એવા ખાનપાનના પદાર્થોથી અરૂચિ ઉત્પન્ન થાય છે, પરંતુ વાસ્તવિક રીતે જોતા શોકથી, લોભથી, ભયથી વાયુ ઉત્પન્ન થાય છે, અને ક્રોધથી પિત્ત ઉત્પન્ન થાય છે, અને એ બેઉ મળવાથી ત્રિદોષ ઉત્પન્ન થાય છે, એટલે ચાર પ્રકારના માનસિક કારણથી ચાર પ્રકારની દોષવાળી અરૂચિ ગણવી એ વધારે વાસ્તવિક લાગે છે. અણગમતી વસ્તુ જોવાથી જે કંટાળો ઉપજે તેનો સમાસ ક્રોધમાં થઈ શકે છે કારણ કે મનને ગમે નહિ એવી વાત ઉપર ક્રોધજ ઉત્પન્ન થાય છે, માટે અરૂચિ રોગ ચાર પ્રકારના ગણો, કે આઠ પ્રકારાના ગણો, એ બેઉ સરખું છે.

કોઇપણ કારણથી શોક ઉત્પન્ન થાય છે એટલે ગગજમાં રહેલો સ્નેહગ કફ અને હૃદયમાં રહેલો અવલંબન કફ તથા ગળામાં રહેલો રસન કફનો અતિયોગ થવાથી વાયુમાં હીનયોગ થાય છે અને પાંચે

પ્રકારના પિત્તમાં મિથ્યાયોગ થાય છે તેથી શોકમાં આંખમાંથી પાણી પડે છે, નાકમાંથી કફ ટપકે છે અને મુખમાંથી લાળ પડે છે, તથા હૃદયમાં રહેલા સાધકપિત્તની સાથે પાનવાયુનો મિથ્યાયોગ થવાથી હૃદય સુસ્ત બની જાય છે, અને કોઠામાં રહેલા પાચકપિત્તમાં સમાનવાયુનો મિથ્યાયોગ થવાથી ક્લેદન કફનો અતિયોગ થાય છે; જેથી પેટમાં ભૂખ લાગતી નથી; એટલે મુખમાં સ્વાદ વિના કશું ભાવતું નથી. જે મનુષ્યને કોઈપણ કારણથી ભય ઉત્પન્ન થાય તો તેના વાયુના પાંચે સ્થાનમાં વાયુનો અતિયોગ થાય છે, જેથી પિત્ત અને કફનો હીનયોગ થાય છે એટલે હૃદયમાં રહેલા સાધકપિત્તનો હીનયોગ થવાથી મેધા અને ઓજસનો હ્રાસ થાય છે જેથી રોગીને ગ્લાનિ થાય છે. ચામડીમાં રહેલા વ્યાનવાયુના અતિયોગથી ભ્રાજકપિત્તનો હીનયોગ થાય છે, જેથી ચામડીનો તેજ ખાસ કરીને મુખની ચામડીમાંથી તેજ ઘટી જાય છે. કોઠામાં રહેલા સમાનવાયુના અતિયોગથી પાચકપિત્તનો હીનયોગ થાય છે અને મળાશયમાં રહેલા અપાનવાયુનો સંશ્લેષણ કફ સાથે મિથ્યાયોગ થવાથી ભૂખને ઢાંકી દે છે, તેથી ઉદાનવાયુના અતિયોગે રસન કફનો હીનયોગ થવાથી જીભ લૂખી પડી જાય છે, એટલે ખાન અને પાનપર અરૂચિ થાયછે.

કોઈ માણસને અત્યંત લોભ એટલે કોઈ વસ્તુની અથવા કોઈ કામની તીવ્ર ઇચ્છા થાય છે, જેથી તે માણસ તે ઇચ્છા તૃપ્ત કરવાને માટે અતિ લુબ્ધ થાય છે, એટલે તેનું મન, ખાન અને પાન, આરામ અને ઊંઘ મેળવવાને પ્રયત્નવાન થતું નથી એટલે ખાન અને પાનના પદાર્થો નહિ મળવાથી શરીરમાં રહેલું પાચકપિત્ત, શરીરમાં રહેલા સાતે ધાતુનું શોષણ કરે છે, એટલે તે મનુષ્યનું શરીર

દુર્બળ થતું જાય છે. પાચકપિત્ત શરીરમાં રહેલા ધાતુઓને ખાવા માંડે છે એટલે તે તે સ્થાનમાં રહેલા વાયુ પ્રબળ થઇ, પિત્તોને તથા કફોને સૂકવી તેની ક્રિયાઓમાં શિથિલતા ઉત્પન્ન કરે છે, તેથી તે રોગીને જ્યારે ખાવાનું કે પીવાનું યાદ આવે છે ત્યારે તેને અનુકુળ સમય નહિ હોવાથી અન્નને ઠેકાણે પાણી અને પાણીને ઠેકાણે અન્નનો ઉપયોગ કરે છે, તેથી સમાનવાયુ તે ખાન અને પાનના પદાર્થોના ભાગ પાડી શકતો નથી, રંજકપિત્ત તેને રંગી શકતું નથી, સાધકપિત્ત મેધા અને ઓજસ ઉત્પન્ન કરી શકતું નથી, એટલે ભ્રાજકપિત્ત ચામડીમાં તેજ લાવી શકતું નથી, તેથી શરીરમાં ધાતુઓ બનવાના પદાર્થોનો જે ક્રમ ચાલુ હોય તે ક્રમમાં અવ્યવસ્થા થવાથી ભુખ મંદ પડી જાય છે અને ખાન અને પાનમાં અરૂચિ ઉત્પન્ન થાય છે.

કોઇ માણસને સૃષ્ટિક્રમ વિરૂદ્ધ અથવા રાજ્યના કાયદા વિરૂદ્ધ અથવા લોકનીતિ વિરૂદ્ધ કાર્ય કરવાથી ભય ઉત્પન્ન થાય છે તેને લીધે સમાનવાયુ પાનવાયુમાં મળી જવાથી તેનો અતિયોગ થાય છે, તેથી સાધકપિત્ત નબળું પડવાથી અવલંબન કફનો મિથ્યાયોગ થાય છે, જેથી હૃદયમાં વારેવારે ધ્રાસકા પડે છે. સાધકપિત્ત નબળું પડવાથી ઓજસ ઘટી જાય છે, જેથી કોઇપણ જાતના અધિકારી માણસને જોઇને ગ્લાનિ થાય છે. ઉદાનવાયુમાં પાનવાયુનો અતિયોગ થવાથી છાતીમાં ધબકારા વધે છે અને શ્વાસ ટુંકો થાય છે, જેથી તેનો દમ ભરાઇ જાય છે. ઉદાનવાયુનો અતિયોગ થવાથી સ્નેહન કફ સુકાઈ જાય છે, જેથી તે માણસને બોલતાં મોંઢે ફાંફા પડે છે. વ્યાનવાયુનો અતિયોગ થવાથી ભ્રાજકપિત્તનો હીનયોગ થાય છે, અને ક્લેદન કફનો મિથ્યાયોગ થાય છે તેથી શરીર કાંપે છે અને શરીરની ચામડી નિસ્તેજ

બને છે. ઉદાનવાયુનો અતિયોગ થવાથી આલોચકપિત્તનો હીનયોગ થઇ સ્નેહન કફનો મિથ્યાયોગ થાય છે, જેથી આંખ બહાવરી બને છે અને મગજ ભમે છે, બલકે વખતે મૂર્છા પણ થાય છે. રસન કફ સુકાવાથી જીભ લૂખી પડે છે એટલે ખોરાક ભાવતો નથી તથા કોઠામાં સમાનવાયુનો અતિયોગ થવાથી અગ્નિ મંદ પડી ભૂખ લાગતી નથી એટલે ભયથી અરૂચિ ઉત્પન્ન થાય છે.

જે માણસે ધારેલી વસ્તુ તેને પ્રાપ્ત થાય નહિ અથવા કહેલી વાત મનાય નહિ તો તે માણસને ક્રોધ ઉત્પન્ન થાય છે. તેથી પાચકપિત્ત સાધકપિત્તમાં અને સાધકપિત્ત આલોચકપિત્તમાં એકદમ મળી જઇ, સમાનવાયુ, પાનવાયુ અને ઉદાનવાયુનો હીનયોગ કરે છે, તેથી ભ્રાજકપિત્ત ઉદાનવાયુના હીનયોગને લીધે મુખની આકૃતિ લાલ બનાવે છે, એટલે મોં તથા આંખો પર લોહી ચઢી આવે છે. શરીરના સાંધાઓને દ્રઢ કરનાર સંશ્લેષણ- કફનો મિથ્યાયોગ થવાથી શરીર ધ્રુજે છે. અવલંબન કફનો વાયુ સાથે મિથ્યાયોગ થવાથી છાતી ગભરાય છે; અને હૃદયમાં તથા માથામાં રહેલા સ્નેહન કફનો મિથ્યાયોગ થવાથી તમોગુણની વૃદ્ધિ થઇ માથામાં ચક્કર આવે છે અને આંખે અંધારાં આવે છે. રસન કફનો મિથ્યાયોગ થવાથી મુખમાંથી થુંક ઉરાડે છે તથા લાળ ગળે છે. એકંદરે ક્રોધથી પિત્તનો અતિયોગ થાય છે અને કફનો મિથ્યાયોગ થાય છે એટલે વાયુનો હીનયોગ થાય છે, તેથી શરીરની કાંતિ, બુદ્ધિ, મેધા અને પ્રજ્ઞાનો નાશ થાય છે, એટલે તે માણસ શુભાશુભ વિચાર કરી નહિ શકવાથી મર્યાદાનું ઉલ્લંઘન કરે છે. કોઠામાં રહેલું પાચકપિત્ત સાધકપિત્ત સાથે મળી ગયલું હોવાથી ક્લેદન કફનો

અતિયોગ થાય છે, જેથી અગ્નિ મંદ થઇ તેને અરૂચિ ઉત્પન્ન થાય છે. એવી રીતે ચાર પ્રકારની અરૂચિ માનસિક વિકારથી થતી હોવાથી જ્યાં સુધી મનના જે જે કારણથી તે ઉત્પન્ન થતી હોય તેને કારણોના પ્રતિરોધ કરવામાં નહિ આવે ત્યાંસુધી તે મટતી નથી. પરંતુ ધણુંકાર પિત્તને દગ્ધ કરી યકૃતમાં તેને સુકવી પિત્તાશયમાં પથરીનુંરૂપ ધારણ કરે છે, અને જે વસ્તુ પોતાને ગમતી નથી એવી વસ્તુને જવાથી અથવા જે ગંધ અણગમતી હોય તેની ગંધ લેવાથી જે અરૂચિ ઉત્પન્ન થાય છે તે યોગ્ય ઉપચાર કરવાથી મટી શકે છે; અર્થાત્ માનસિક વિચારથી થએલી અરૂચિ કષ્ટ સાધ્ય અથવા અસાધ્ય નીવડે છે, અને બીજી સાધ્ય છે.

ઉલટી (છર્દિ) રોગ—અત્યંત દ્રવરૂપ ભોજનોથી, અત્યંત સ્નિગ્ધ ભોજનથી, ખારાં ભોજનથી, સમય વગરના ભોજનથી, અત્યંત ભોજનથી, અહિત ભોજનથી, આમથી, ભયથી, ઉદ્વેગથી, અજીર્ણથી, કૃમિથી, ગર્ભ રહેવાથી, બહુજ ઉતાવળું જમવાથી, દુષ્ટ થએલા વાયુ-પિત્ત અને કફથી. દુષ્ટ થયલા ત્રણે દોષોથી, અને ગ્લાનિ પમાડનાર સુગામણા પદાર્થોનાં દર્શન, શ્રવણ, સ્પર્શન તથા ભક્ષણ કરવાથી, જમેલું અન્ન બળાત્કારથી પાછું ઉછળતાં પાંચ પ્રકારની ઉલટીઓ થાય છે; જેમાં વાયુથી, પિત્તથી, કફથી, ત્રિદોષથી, કૃમિથી, અને ગર્ભ રહેવાથી, તથા સુગામણા પદાર્થોથી, થએલી ઉલટીને આગંતુક ઉલ-ટીમાં ગણેલી છે.

જે ઉલટીમાં અજીર્ણથી અપાનવાયુને અતિયોગ થઇ સમાન-વાયુને અતિયોગ કરી, પાનવાયુમાં મળી પાચકપિત્તના તથા સાધક-પિત્તને હીનયોગ થાય છે, જેથી કલેદન કફ તથા અવલંબન કફને

મિથ્યાયો થાય છે એટલે જે પદાર્થોનું ભક્ષણ કરવામાં આવ્યું હોય તેને અપાનવાયુ કોઠામાંથી પાછું ખેંચી લાવી મુખવાટે બહાર ફેંકી દે છે. સાધકપિત્તનો હીનયોગ થવાથી છાતી તથા પડખામાં પીડા થાય છે. રસન કફનો તથા સ્નેહગ કફનો મિથ્યાયોગ થવાથી મોંઢું સુકાય છે તથા માથામાં પીડા થાય છે. અવલંબન કફનો મિથ્યાયોગ થવાથી ઉધરસ આવે છે અને સ્વર બેસી જાય છે. ભ્રાજકપિત્તના હીનયોગથી અને વ્યાનવાયુના અતિયોગથી અંગોમાં સોયો ભોંકાતી હોય એવી પીડા થાય છે, અર્થાત્ એકંદરે વાયુનો અતિયોગ, પિત્તનો હીનયોગ અને કફનો મિથ્યાયોગ થવાથી રોગી ફીણવાળું તૂટેલું, કાળું, પાતળું, તુરૂં પણ થોડું વમન કષ્ટથી તથા ઘણા જોરથી, માંડ માંડ કરે છે તેને **વાયુની ઉલટી** કહેવામાં આવે છે.

જે રોગી પિત્તને કોપાવનારા પદાર્થોનું ભક્ષણ કરે છે તથા તેવા પદાર્થોને જુએ છે તેથી તેના પાચકપિત્તમાં અતિયોગ થાય છે અને સમાનવાયુનો હીનયોગ થઈ ક્લેદન, અવલંબન કફ અને રસનકફ તથા સ્નેહગકફનો મિથ્યાયોગ થાય છે, એટલે પિત્તનો અતિયોગ થવાથી તે રોગીને મૂર્છા થાય છે તેની સાથે માથામાં, તાળવામાં તથા નેત્રમાં સંતાપ થાય છે અને આંખે અંધારાં આવે છે. તેમ પીળું અત્યંત ઊનું, હરિત રંગવાળું, કડવું, ધુમાડા જેવું, અને દાહવાળું વમન કરે છે તેને **પિત્તપ્રાધાન્ય ઉલટી** કહે છે.

જે માણુસ અત્યંત મધુર તથા ચીકણા, કફને ઉત્પન્ન કરનારા પદાર્થોનું સેવન કરે છે, જેથી અપાનવાયુ, સમાનવાયુ, પ્રાનવાયુ અને ઉદાનવાયુનો હીનયોગ થાય છે એટલે કફનો અતિયોગ થઈ પિત્તનો

મિથ્યાયોગ થાય છે, જેથી તે માણુસને તંદ્રા આવે છે, મોંઢાની મીઠાશથી કફ ઝરવાથી તૃપ્તિ રહેવાથી, નિદ્રાથી, અરૂચિથી તથા ભારેપણાથી પીડાય છે, જેના રૂંવાંટાં ઉભા થઇ જાય છે, તે સાથે તે માણુસ ચીકણું, ઘાટું, મીઠું, ધોળું અને થોડી વેદનાવાળું વમન કરે છે તેને કફપ્રાધાન્ય ઉલટી કહે છે.

જે માણુસ માનસિક અને શારીરિક અવયવોને બગાડે એવા ત્રણે દોષથી મળેલા પદાર્થોનું સેવન, દર્શન, અને સ્પર્શન કરે છે તેઓના ત્રણે દોષોનો એક બીજા સાથે મિથ્યાયોગ થવાથી, તે રોગીને શૂળ નીકળે છે, અન્નનો ખરાબ પાક થાય છે, અરૂચિ, દાહ, તરસ શ્વાસ, પ્રમેહ થઇને ખારૂં, ખાટું, નીલવર્ણું ઘાટું, ઉનું તથા લોહી-વર્ણું વમન થાય છે તેને ત્રિદોષપ્રાધાન્ય ઉલટી કહે છે.

અહીત આહારથી, કૃમિઓથી, આમથી, સુગામણા પદાર્થોનાં દર્શનાદિથી, ગર્ભ રહેવાથી થએલી ઉલટીને આગંતુક ઉલટીમાં ગણેલી છે, એટલે એ આગંતુક કારણથી થએલી ઉલટી, પાછળથી ઉપર કહેલા દોષોને પોતપોતાના કારણ પ્રમાણે પ્રાપ્ત થાય છે, તેથી તેનાં લક્ષણ જુદાં લખવાની જરૂર નથી.

જે ઉલટીમાં ઉધરસ, શ્વાસ, તાવ, તૃષા, હેડકી, ચિત્તભ્રમ, છાતીનું દરદ, અને અધમાન, એટલા ઉપદ્રવો હોય છે એવા ઉપદ્રવ-વાળી- ઉલટી હોય અથવા ક્ષીણ થયલા માણુસને અત્યંત લાગુ પડેલી હોય, લોહીથી તથા પરૂથી સંયુક્ત હોય અને મોરપીછીના ચાંદલા જેવી કાન્તિવાળી હોય, તે ઉલટી અસાધ્ય છે, અને જે ઉલટી ઉપદ્રવો વગરની હોય તે સાધ્ય કહેવાય છે.

**તરસ**—( તૃષા રોગ ) ભયથી, શ્રમથી, બળ નાશ થવાથી, ક્રોધથી, અપવાસથી, સમાનવાયુ અને પાચકપિત્ત બગડવાથી તૃષાને આચ્છાદન કરનારી ધમનિઓનું મૂળ જે પિત્તાશયની ઉપર કલોમ નામથી ઓળખાય છે, તેના મૂળમાં વાયુ અને પિત્તનો અતિયોગ થવાથી તે નસો દ્વારાએ જે જે સ્થાનોમાં પાણીને પહોંચાડવાની જરૂર છે તે તે સ્થાનોમાં પાણી નહિ પહોંચવાથી કફનો હીનયોગ થાય છે, તેમાં મુખ્યત્વે કરીને તાળવામાં જ્યાં તૃષાનું સ્થાન છે તે ભાગ સુકાવાથી મુખ સુકાય છે અને મનુષ્યને તૃષા ઉત્પન્ન થાય છે; એટલે પેટમાં રહેલું અપક્વ અન્ન આમ અને કફથી બગડીને ત્રણ દોષવાળી ત્રણ જાતની તૃષા ઉત્પન્ન કરે છે. તેમજ ઘવાયલાં માણસને તરસ લાગે છે તે ચોથી, ક્ષય રોગમાં તરશ લાગે છે તે પાંચમી, આમમાંથી ઉત્પન્ન થાય છે તે છઠ્ઠી અને અન્ન ખાધા પછી જે તરસ લાગે છે તે સાતમી. એ પ્રમાણે સાત જાત પૈકી વાયુની, પિત્તની, કફની, અને અન્ન ખાધા પછીની તૃષા સહેલાઇથી મટે છે. બાકીની પરાણે મટે એવી છે. એ તૃષાનો વેગ અત્યંત વધવાથી તે તે દોષોના ઉલ્વણમાં તે તે દોષોને મળતા લક્ષણો થાય છે, તે નિદાનશાસ્ત્રથી જાણી લેવા પરંતુ વાયુ આદિ વિકારોથી ઉત્પન્ન થએલી તૃષા ઘણી વધી પડી હોય, વ્યાધિથી હાડ-પિંજર થએલા પુરૂષને તૃષા થઇ હોય, ઉલટી થયા પછી જેને તૃષા લાગતી હોય અથવા જે ભયંકર ઉપદ્રવોયુક્ત તૃષા હોય તેને અસાધ્ય જાણવી.

જે માણસને અરૂચિ થઇ હોય અને તે અરૂચિનું કારણ શોક, ભય, લોભ કે ક્રોધ હોય તો તે અરૂચિનો, તેના કારણનો નાશ કર્યા

સિવાય બીજો કોઇ ઉપાય નથી, પણ જો કુત્સિત પદાર્થોના દર્શનથી, ગંધથી કે સ્વાદથી અરૂચિ ઉત્પન્ન થએલી હોય તો તેવા રોગીને ખાટાં, તીખા અને ગળ્યા રસને મિશ્ર કરીને આપવાથી રૂચિ ઉત્પન્ન થાય છે; તેમાં જો પાચકપિત્તના અને સાધકપિત્તના અતિયોગથી અરૂચિ ઉત્પન્ન થઇ હોય તો આમલીનું પનું (પ્રપાનક) અથવા ખાટી કેરીનું પનું આપવાથી અરૂચિ મટે છે. અથવા દાડમનો રસ કાઢી તેમાં થોડું મધ નાંખી, ઉપર મરીનું ચૂર્ણ ભભરાવી, ગરમ કરી પાવામાં કે ચાટવામાં આવે તો અરૂચિ મટે છે. પણ જો કોઠામાં રહેલા સમાનવાયુ તથા હૃદયના પાનવાયુ અને ઉદાનવાયુનો અતિયોગ થઇ પિત્તનો હીનયોગ થયો હોય તો બીજોરાનું કેશર અગર ચીકોતરૂ લીંબુ જેને પપનસ કહે છે તે અથવા અનનાસને છોલીને તેમાં મરી, મીઠું અને જરા શાકર મેળવીને ચવડાવવાથી અરૂચિ મટે છે. પરંતુ જે રોગીને કફનો અતિયોગ થવાથી પિત્તનો હીનયોગ થઇ વાયુના મિથ્યાયોગથી અરૂચિ થઇ હોય તેને આદુ, જીરૂ, મીઠું, મરી અને શાકરની ચટણી કરી તે વારંવાર મોંમાં રાખી થુંકવાથી જીભ સાફ થશે અને રૂચિ ઉત્પન્ન થશે. તેવી રીતે કફનો અતિયોગ પિત્તનો હીનયોગ અને વાયુનો મિથ્યાયોગ થવાથી જે અરૂચિ ઉત્પન્ન થઇ હોય તેને માટે કાળાં મરીનો ભૂકો પાશેર પાણીમાં નાંખી તેમાં થોડો સિંધવ મેળવી ખટાશ આવે એટલું લીંબુ મેળવી ગરમ કરી પાવાથી અરૂચિ મટે છે. શોકવાળાની પાસે આનંદની વાતો કરવાથી, ભયવાળાની પાસે હિમ્મતની વાતો કરવાથી, લોભવાળાની પાસે ઇચ્છિત વસ્તુ મળવાનો સંભવ છે એવી વાતો કરવાથી અને ક્રોધવાળાની પાસે શાંતિની તથા વૈરાગ્યની વાતો કરવાથી તેના મનને શાંતિ થાય

તો તે અરૂચિ મટે છે, પણ ઘણાખરા રોગી એવા રોગથી મરણ પામતા જોવામાં આવ્યા છે.

જે રોગીને ઉલટી થતી હોય તે રોગીને દરેક ઉલટીએ બબ્બે ગોળી છર્દિરિપુની આપવાથી સામાન્ય ઉલટી બંધ થઇ જાય છે. જે રોગીને અજીર્ણથી ઉલટી થતી હોય અથવા ઘણા તાપમાં રખડવાથી લૂ લાગીને ઉલટી થતી હોય અથવા જેને ઉલટી થતાં છાતીમાં ઝીબકા આવતા હોય, ગભરામણ થતી હોય તથા ઉલટી બરાબર થતી ન હોય પણ ગભરામણથી શરીરે પસીનાના રેબ છુટતા હોય તેવી અવસ્થામાં સજીવન ગુટિકા નંગ બે તથા છોડાં સાથે વગર સેકેલી એલચી નંગ બે, ઠંડા પાણીમાં વાટી પાવાથી તરત આરામ દેખાય છે. સજીવન ગુટિકા એલચી સાથે વાટીને કલાક કલાકે આપી શકાય છે. જો વિશુચિકામાં ઉલટી અને ઝાડા થતા હોય તો કર્પુરાદિ ગુટીકા દરેક ઉલટી અને ઝાડે, બબ્બે પાણી સાથે ગળાવવાથી તરત આરામ થાય છે.

જે રોગીને અત્યંત તૃષા લાગતી હોય તેને સોનાનો વરખ મધમાં ચટાડવાથી મોંમાં અમી આવે છે. અથવા પીપર, મરી, અને એલચી તથા કાળી દ્રાક્ષ સમભાગે લઇ, દ્રાક્ષમાંથી જેટલાં બી નીકળે એટલા દાણા ગણીને કાળાં મરીના લેવા, પછી પીપર, મરી, એલચીનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી તેમાં દ્રાક્ષને મેળવી, દ્રાક્ષના વજન જેટલું મધ અને આદાનો રસ એ બેની ચાસણી કરી, તેમાં દ્રાક્ષવાળો ભૂકો ઉમેરી ચટણી બનાવવી. એ ચટણીનું સેવન કરવાથી મળ પચે છે, વાયુ નીયમિત્ત થાય છે, મુખમાં અમી છૂટે છે અને તૃષા મટે છે. તૃષાવાળા રોગીને એકંદરે વાયુ શામક

ઉપચારો કરવા, પરંતુ ગરમીથી શોષ પડે છે એમ ધારીને ઠંડા લીલા મેવા કે અતિઠંડું પાણી અથવા ઠંડા પદાર્થોનો ઉપયોગ કરવો નહિ, પરંતુ પિત્તશામક અને વાતનાશક કવાથો, ચૂર્ણો, ચટણીઓ, અને રસોનાં ઉપયોગ કરવા એટલે તૃષાની શાંતિ થશે, પણ જે તૃષા ભયંકર રૂપમાં કોઇ રોગના ઉપદ્રવ તરીકે ઉત્પન્ન થયલી હશે તો તે રોગી યમદ્વારે જશે. એ પ્રમાણે અરૂચિ, ઉલટી અને તૃષાના પ્રયોગો ચિકિત્સકે બુદ્ધિપૂર્વક કરના છે, અને આ ત્રણે રોગો ઘણેખરે ઠેકાણે બીજા રોગોના ઉપદ્રવ તરીકેજ માલુમ પડે છે. અને તે તે રોગોની શાંતિ થએ, શાંત થાય છે; એટલા માટે ચિકિત્સકે રોગનું કારણ તપાસી તે પ્રમાણે યોજના કરવી. **इत्यलम्.**

## બીજા વૈદ્યરાજો તરફથી આવેલા અનુભવી ઇલાજો.

### વૈદ્ય ધીરજરામ દલપતરામ ગુજ્જરફળીયા—સુરત.

૧. ઝેરી કોપરૂં બે વાલ ઘસી જરા શાકર નાંખી પાવાથી ઉલટી મટે છે.

૨. નાળીએરની કાચલી, ભાતની ધાણી, શાકર, ધાણા, બબ્બે વાલને આસરે ઘસીને વાટી પીવાથી ઉલટી બંધ થાય છે.

### વૈદ્ય નંદલાલ મોરારજી મુ. કંથારીઆ પો. રાણપુર.

ઉલટી માટે—કપાસની જડની સાંઠીની રાખ તો. ૦॥ ભાર તથા કરોળીયાનું પડ પાણી સાથે પાવાથી ઉલટી બંધ થાય છે.

## વૈદ્ય જમીયતરામ કેશવરામ બારડોલીવાળા,
## નાગદેવી સ્ટ્રીટ-મુંબાઇ.

પલાળેલો ચુનો તથા સુરોખાર સમભાગે લઇ લીંબુના રસમાં ઘુંટી વટાણા જેવડી ગોળી વાળી કાળી દ્રાક્ષના પાણી જોડે આપવાથી ઉલટી બંધ થાય છે. યકૃતવૃદ્ધિ અને અમ્લપિત્ત ઉપર પાણી સાથે આપવાથી ઘણી ફાયદાકારક નીવડેલી છે. દરદ તથા દરદીની સ્થિતી જોઇ એકથી બે ગોળી દિવસમાં બેથી ત્રણ વખત આપવી.

## માસ્તર નરભેરામ હરજીવન મુ. નવાગામ તા. માતર.

ઉલટી માટે-મકાઇના ડોડામાંથી દાણા કાઢી નાંખી તે ડોડાને બાળી રાખ કરવી તથા સોપારી બાળી રાખ કરી સમભાગે મેળવી મધમાં ચાટવાથી ઉલટી મટે છે.

## માસ્તર લલ્લુભાઇ નાથાભાઇ મુ. બોરૂ. તા. વીજાપુર.

ઉલટી માટે-લવિંગ, બીલાં, એલચી, તજ, જાયફળ, કેશર, જાવંત્રી, બોરના ઠળીઆની મીંજ, વડની કુંણી વડવાઇ, બાળેલી સોપારી, કેશર સિવાય બધી ચીજો સમભાગ લેવી, કેશર સોળમા ભાગે લેવું અને સાકર બધાના વજન જેટલી લેવી સર્વનું વસ્ત્રગાળ ચુર્ણ કરી તેમાં કુંણી લાલરંગની કંબોઇની ફુકો મેળવી, ખુબ ખરલ કરી ચણા જેવડી ગોળી વાળી, અડધા તોલા મધમાં એક ગોળી ચાટવાથી ગમે તે પ્રકારની ઉલટી મટી જાય છે. એમાં કાંઇ પણ શક નથી પરંતુ ગોળી ખાઇ ઉપર તરતજ ચોખાની ખીચડી થંડી

પડેથી માંહે મધ નાંખીને ખાવી. આ ઉપાયથી ગમે તેવાં ઉલટી ઝાડા મટી જાય છે.

### વૈદ્ય મંગળભાઇ બુધરભાઈ મુ. બાવળા તા. ધોળકા.

**ઉલટી માટે**—આંબાની કુંપળો તો. ૧, જાંબુની કુંપળો તો. ૧, બંનેનો પાણીમાં અષ્ટાવશેષ ક્વાથ કરી તેમાં શેકેલા ચોખાની ધાણીનું ચુર્ણ તો. ૧ મેળવી મધ તો. ૧ નાંખી વારંવાર કલાક કલાકે ચાટવાથી સઘળી જાતની ઉલટી તથા અતિસાર તથા છાતીનો દાહ મટે છે. આ ઉપાય રામબાણ છે.

### વૈદ્ય મણીશંકર જાદવજી જોશી મુ. કાનપર પો. વળા.

**ઉલટી માટે**—મકાઇનું ખાલી કણસલું બાળી રાખ કરી વાલ દોઢ વાલ મધ સાથે ચાટવાથી ઉલટી તત્કાળ બંધ થાય છે.

### વૈદ્ય ( નામ લખ્યું નથી ) મુ૦ અમદાવાદ.

૧. **ઉલટી માટે**—છાતી અને પેઢુના વચલા ભાગમાં વીલાયતી રાઇનું પ્લાસ્ટર મારવાથી પાંચ મીનીટમાં ગમે તેવી ઉલટી થતી હોય તો પણ બંધ થઈ જાય છે. પ્લાસ્ટર મારેલી જગ્યાએ બળતરા થવા માંડે એટલે પ્લાસ્ટર કાઢી નાંખવું. અને તે જગ્યાએથી ચોંટેલી રાઇ કપડાવતી લુછી લેવી. રાઇ કપડાની જે બાજુએ ચોપડેલીહોય તે બાજુ છાતી અને પેઢુના વચલા ભાગમા મુકવી. આ ઉપાય મ્હને કોલેરા થયો હતો ત્યારે અજમાવ્યો હતો.

૨. નેતરની લાકડીને પથ્થર ઉપર પાણીમાં ઘસી ચંદન જેવું જાડું એક રૂપિયાભાર પાણી કરી પીવાથી સર્વ પ્રકારની ઉલટી તાકીદે બંધ થાય છે.

## વૈદ્ય ( નામ તથા ઠેકાણા વગરના )

**ઉલટી માટે**—જીરૂ, મોટી હરડેની છાલ, નાંગ કેસર, લીંડી પીપર વરીઆળી, એ સર્વ સમ ભાગે લઇ વાટી ચુર્ણ કરી તેમાં પાંચમા ભાગે લોબાનનાં ફુલ મેળવી મધમાં ચાટવાથી ઉલટી બંધ થાય છે.

## વૈદ્ય પુરૂષોત્તમ બહેચરભાઇ મુ. કાલોલ (પંચમહાલ).

૧. **ઉલટી માટે**-એલચી દાણા, લાજા (ડાંગરની ધાણી), લવિંગ, નાગકેસર, કાંગ, લીંડીપીપર, બોરના ઠળીઆની મીંજ, મોથ એ સર્વ સમભાગે લઇવાટી વસ્ત્રગાળ ચુર્ણ કરી એક તોલાની માત્રા, મધ તોલા બે તથા સાકર તોલા બે સાથે મિશ્ર કરી એક અથવા બે વખત આપવાથી સર્વ પ્રકારની ઉલટી મટે છે. આ ઉપાય ઘણોજ ચમત્કારીક અને તાત્કાળ ઉલટીને મટાડે એવો છે.

૨ એકશેર ગરમ પાણીમાં પીપળાના છોડાની રાખ નવટાંક પલાળી ચોળી મસળી ઢાંકી, હાલે નહિં તેવી જગાએ એક કલાક અથવા દોઢ કલાક ઠરવા દઇ, રાખ નીચે બેસે ત્યારે ઉપરથી નીતર્યું પાણી કાઢી લઇ કપડે ગાળી દરદીને તે બધું પાણી અથવા અર્ધું પાણી પાવું. એક વખત પાવાથી કદાચ ઉલટી બંધ નહિ થાય તો પણ આપ્યાજ કરવું જેથી ગમે તેવી ભયંકર અને અસહ્ય ઉલટી

થતી હશે તોપણ ચમત્કારીક રીતે બંધ થઇ જશે. આ દવાથી કોલેરા, મરકી, મહામારી વિગેરે દરદોમાં થતી ભયંકર ઉલટી બંધ થાય છે. તેમજ તૃષારોગ મટે છે. આ દવાથી સોએ સો ટકા કેસો સારા થયા છે. આ દવા કોઇપણ વખતે નિષ્ફળ નીવડતીજ નથી.

૩. ઝેરકોચલાને ઘી સાથે લાલચોળ તળીને ચપ્પુવડે તેની છાલ કાઢી નાંખી બાકી રહેલા ભાગનું ચુર્ણ કરી એકથી દોઢ વાલ આપવાથી સ્ત્રીઓને સગર્ભાવસ્થામાં થતી ઉલટીને જાદુઇ રીતે બંધ કરે છે.

વૈદ્ય અંબારામ શંકરજી પંડયા મુ૦ લાગડ વાયા રાણુપુર.

૧. તૃષારોગ માટે—એલચીની આમલીના રસમાં ગોળી વાળી મુખમાં રાખી રસ ગળવાથી તૃષારોગ મટે છે.

૨. પાણીને ગરમ કરી તેમાં સુખડનો ઘસારો સારી રીતે ઉતારી તેમાં વરીઆળીની પોટલી મુકી રાખવી. તે પોટલી દરદીને ચુસવા આપવી જેથી તૃષા મટે છે.

૩. આમળા, કમળકાકડી, ઉપલેટ, ડાંગરની ધાણી, વડની કુંપળ, એ પાંચ વસ્તુનું ચુર્ણ કરી મધમાં ગોળી વાળી મ્હોંમાં રાખી રસ ચુસવાથી તૃષારોગ મટે છે.

૪. ખારેકનો ઠળીઓ સોપારી પેઠે મ્હોંમાં રાખવાથી તૃષા મટે છે.

૫. સિંધવ, મરી, મધ અને બીજોરાનો રસ એ સર્વે સમભાગે લઇ તાળવામાં ચોપડવાથી તૃષારોગ મટે છે.

૬. દાડમના દાણાનો રસ તથા સાકરનું પાણી મેળવી વારંવાર કોગળા કરવાથી તૃષારોગ મટે છે તથા ખડસળીયાનું પાણી પીવાથી તૃષારોગ મટે છે.

**વૈદ્ય બાળકૃષ્ણ હરીકૃષ્ણ શાસ્ત્રી વડોદરાવાળા મુ૦ ભુવાલડી તા૦ અમદાવાદ.**

૧. લીંબુ પાકા બેથી ત્રણ લઇ તેનો રસ કહાડી તેમાં સાજીના ફુલ તો. ૦। તથા સાકર નાંખી પીવાથી તૃષા તથા સર્વ પ્રકારના જ્વરની ગરમી શાંત થાય છે.

૨. દ્રાક્ષ, વાળો, ધાણા, વરીઆળીનું ચુર્ણ કરી પા તોલો પીવાથી તૃષા શાંત થાય છે.



# आयुर्वेद निबंधमाळा.--भाग २ जो.

# નિબંધ ૧૩ મો.

## મૂર્છારોગ.

મૂર્છારોગ અથવા જેને બેશુદ્ધિ કહે છે તેના વાયુથી, પિત્તથી અને કફથી એવા ત્રણ અને રક્તથી, વિષથી તથા મદ્યથી એવા ત્રણ મળી છ પ્રકાર થાય છે. જે માણસ પ્રકૃતિને અનુકુળ ન હોય એવું ભોજન કરતો હોય અથવા મળ મૂત્ર દિકને રોકતો હોય, અથવા જેને પુષ્કળ માર પડ્યો હોય, જેથી તેનો સત્વગુણ ક્ષીણ થયો હોય અને રજોગુણ તથા તમોગુણની વૃદ્ધિ થઈને જ્ઞાનેન્દ્રિયનો રોધ કરે, એટલે જ્ઞાનેન્દ્રિઓના ધર્મને અટકાવી તમોગુણ એટલે અંધારૂં કિંવા અજ્ઞાન એકદમ ફરી વળે છે, જેથી તે માણસ સુખ દુઃખનું ભાન ભૂલીને ચેષ્ટા રહીત અચેતન બની જાય છે. જો કે તમામ જાતની મૂર્છામાં પિત્તનું પ્રાધાન્યપણું છે, પરંતુ દોષોના હીન-મિથ્યા અને અતિયોગથી તે તે દોષના નામથી ઓળખાતી છ પ્રકારની મૂર્છા અથવા મોહ થાય છે. જે મૂર્છામાં વાયુનો અતિયોગ, પિત્તનો હીન-યોગ અને કફનો મિથ્યાયોગ થવાથી તેની આંખે આસ્માની, કાળાં કિંવા રાનાં ધાબાં દેખાય છે. સ્નેહગર્ભનો અતિયોગ થવાથી આંખે અંધારાં આવે છે પરંતુ હૃદયમાં વાયુનો અતિયોગ હોવાથી તે રોગી તરત ભાનમાં આવી જાય છે. સંશ્લેષણ કફનો મિથ્યાયોગ થવાંથી

શરીર ધ્રૂજે છે અને ગાત્રો કળે છે. હૃદયમાં રહેલા પાનવાયુનાં અતિયોગથી કફનો પિત્તની સાથે મિથ્યાયોગ થાય છે, જેથી હૃદય દુખે છે; તેમ વ્યાનવાયુના અતિયોગથી શરીર સુકાય છે તથા શરીરનો વર્ણ કાળો, જાંબુડો થઈ જાય છે. તેવી રીતે જે માણસના શરીરમાં પાચક, રંજક, સાધક અને ભ્રાજકપિત્તનો અતિયોગ થવાથી પાંચે પ્રકારના વાયુનો હીનયોગ થવાથી પાંચે પ્રકારના કફનો મિથ્યાયોગ થાય છે, જેથી રોગીની આંખ આગળ લાલ, લીલાં કે પીળાં ધાબાં દેખાય છે અને તરત મૂર્છા થાય છે. જ્યારે તે સાવધ થાય છે ત્યારે પરસેવો ઘણો થાય છે, તરસ લાગે છે, આંખો લાલ અથવા પીળા રંગની થાય છે, ઝાડો પાતળો આવે છે, તેમ ચામડીનો રંગ પીળો થાય છે. તેવી રીતે જે માણસના શરીરમાં કફનો અતિયોગ થવાથી પિત્તનો હીનયોગ થાય છે, અને વધારાનું પિત્ત વાયુમાં મિથ્યાયોગ કરે છે, જેથી આંખની આગળ કાળા રંગનાં ધાબાં દેખી માણસને મૂર્છા થાય છે. આ રોગમાં કફનો અતિયોગ થયલો હોવાથી આ રોગીને શુદ્ધિમાં આવતાં બહુ વાર લાગે છે. એવી રીતે ત્રિદોષનો કોપ થયો હોય, એટલે વાયુ, પિત્તને કફનો એવી રીતે હીન-મિથ્યા અને અતિયોગ થાય કે જેના અંશાંશિસ જુદા સમજી શકાય નહિ, અને તેથી મૂર્છા થાય તેમાં ઉપર કહેલા ત્રણે દોષોના લક્ષણો દેખાય છે, એટલે એ મૂર્છાને અસાધ્ય ગણવામાં આવી છે. બીજી તરફ લોહીના દર્શનથી અથવા લોહીની ગંધથી મૂર્છા ઉત્પન્ન થાય છે, તેનું કારણ એવું છે કે, પૃથ્વીને પાણી એની રસતન્માત્રા અને ગંધતન્માત્રા હોવાથી તમોગુણરૂપ છે, અને લોહીમાં રસતન્માત્રા તથા રૂપતન્માત્રા રહેલી છે, તેથી રસતન્માત્રાને જોઇ ગંધતન્માત્રા તેનું આકર્ષણ કરે

છે, જેને લીધે વાયુનો હીનયોગ થાય છે, અને કફ તથા પિત્તનો અતિયોગ થાય છે, તેથી મૂર્છા ઉત્પન્ન થાય છે. જેવી રીતે તેલ વિગેરે પદાર્થમાં જ્વાળાગ્રહી એટલે અગ્નિતત્વ વિશેષ રહેલું છે તેવી રીતે મદ્યમાં અને ઝેરમાં પણ તે ગુણ તીવ્રતા સાથે રહે છે, તેમાં મદ્ય શરીરમાં પાચન થઇ શકે છે પણ ઝેર શરીરમાં પચતું નથી, કિંતુ શરીરની અંદરના સ્રોતોને પોતાના દાહક ગુણથી ભેદી નાંખે છે તેથી મદ્યથી થયલી મૂર્છાનો રોગી પોતાની મેળે સાવધ થાય છે, પણ ઝેરથી થયલી મૂર્છાનો રોગી પોતાની મેળે સાવધ થતો નથી. જો કે મૂર્છાને મહાન રોગમાં ગણવામાં આવે છે તોપણ ભ્રમ, તંદ્રા, અને નિદ્રા એઓ પણ સામાન્ય રીતે એક જાતની મૂર્છામાંજ ગણાય છે, કેમકે નિદ્રા, તંદ્રા અને ભ્રમમાં પણ સુખદુઃખનું ભાન ભૂલી જવાય છે. પરંતુ તેમાંની નિદ્રા નામની અવસ્થા અપાય કરતી નથી. એટલા માટે તેની કાંઇ રોગમાં ગણના કરી નથી. પરંતુ તમામ જાતની મૂર્છા, તંદ્રા, મોહ, ભ્રમ કે નિદ્રાની અવસ્થામાં પિત્તનો અતિયોગ કે હીનયોગ થાય છે અથવા કફનો અતિયોગ થાય છે, અને તેથીજ મનુષ્ય પોતાનું ભાન ભૂલી જાય છે.

જો મૂર્છામાં પિત્તનું પ્રાધાન્યપણું જણાય તો તેના નાકમાં ઠંડું પાણી મૂકવું તથા કપાળ ઉપર અને મોં ઉપર ઠંડા પાણીની છાલકો મારવી, એટલે રોગી સાવધ થશે, અને સાવધ થયા પછી પિત્તને શાંત કરે અને વાયુને ક્ષીણ કરે એવા ઉપચાર કરવા, એટલે સજીવન ગુટીકા, છર્દિરીપુ તથા કૃમિશત્રુનો ઉપયોગ કરવો. પણ જો કફનો અથવા વાયુનો અતિયોગ કે મિથ્યાયોગ થયો હોય તો તેવી મૂર્છામાં ચુનો અને નવસાર પાણીમાં ફીણી સુંઘાડવો, અથવા નાકમાં કાળા

કે પીળા શ્વાસકુઠાર રસને ફૂંકવો. અને જો કફનો અત્યંત અતિયોગ થયો હોય તો રાતો સુરમો આંખમાં આંજવો, અને સાવધ થયા પછી તે રોગીને સજીવન ગુટીકા, શીતભંજી રસ, કાળારિ રસ, સ્વચ્છંદ ભૈરવ રસ અથવા દુર્જળજેતા રસનું સેવન કરાવવું. અથવા જે પ્રયોગમાં કસ્તુરી, કેશર, અમ્બર, સોનાના વરખ, હીંગળોક જેવા વસાણું સાથે કોઇ રસ તૈયાર થયો હોય તો તેની યોજના કરવી. અથવા એવી મૂર્છા ઉપર "મલ્લસિંદૂર" ઘણી સારી અસર કરે છે. મલ્લસિંદૂર તોલો એક, સુંઠ તોલો એક, મરી તોલો એક, પીપળીમૂળ તોલો એક, અકલકરો તોલો એક, જાયફળ તોલો એક, એલચી તોલો એક, લવંગ તોલો એક, કેશર તોલો એક. એને વાટી પાનના રસમાં ત્રણ દિવસ મર્દન કરી મગ જેવડી ગોળી વાળવી. એ ગોળી પાનના રસમાં કે આદાના રસમાં આપવાથી પક્ષઘાત, શિરોગ્રહવાયુ, અને આર્દીત વાયુ જેવા મહાન વાયુઓને અને મૂર્છા, તાણ અને સન્નિપાતના રોગોને ચમત્કારિક રીતે મટાડે છે. આ ગોળીમાં લખેલો મલ્લસિંદૂર બનાવવાની રીત આગળ લખવામાં આવશે इत्यम.

## બીજા વૈદ્યરાજો તરફથી આવેલા અનુભવી ઇલાજો.

### વૈદ્ય ધીરજરામ દલપતરામ ગુજ્જરફળીયું-સુરત.

૧. ચૈતન્ય રસઃ-ધોળાં મરી, પીપર, કાયફળનું છોડું, પારો, ગંધક સરખે ભાગે લઇ પારાગંધકની કાજળી કરી પછીથી બાકીનાં

વસાણું મેળવી ચપટી ભરી નાકમાં સુંઘાડવાથી મૂર્છા મટે છે.

૨. ચુનો તથા નવસાર સરખે ભાગે સીસીમાં ભરી જરા પાણી રેડી, મજબુત બુચ મારી મુકવો જ્યારે જરૂર પડે ત્યારે બુચ ખોલી શીશી નાકે ધરવાથી મૂર્છા મટે છે.

૩. પારો, ગંધક, મરી, પીપર અક્કલગરો, તજ સરખે ભાગે લઇ પારા ગંધકની કાજળી કરી, બાકીનાં વસાણાં મેળવી ૨૪ કલાક ઘુંટી રાખી મુકવું. એનું નામ લઘુ અગ્નિકુમાર છે. એ અગ્નિકુમાર દાંતે ઘસવાથી દાંત ઉઘડી જાય છે અને પછી એક વાલનું આસરે આદુના રસમાં પાવાથી મૂર્છા મટી જાય છે.

### વૈદ્ય છગનલાલ આત્મારામ મુ. ઘાંચીશેરી-સુરત.

**મુર્છાનાશક નસ્ય**-નવસાર તો. ૧, કળીચુનો તો. ૧, સુરોખાર તો. ૧ એ ત્રણે વસ્તુને જુદીજુદી વાટી એક સ્ટોપર બુચની બાટલીમાં ભરીને એકત્ર કરી દેવું, તેમાં લીંબુનો રસ ગાળીને પલાળવા જેટલો નાખી હલાવી રાખી મુકવું, બીજે દિવસે થોડો લીંબુનો રસ નાંખીને હલાવવું. પછી સાત દિવસ સુધી રોજ હલાવ્યા કરવું, એટલે નસ્ય તૈયાર થશે. પછી જ્યારે જરૂર પડે ત્યારે આ નસ્ય સુંઘાડવાથી મૂર્છા, ફેફર, દાંત બંધાયલા હોય તે સર્વને મટાડે છે, તાત્કાળીક અસર કરે છે.

### વૈદ્ય અંબારામ શંકરજી મુ. વાગડ. વાયા રાણપુર.

૧. મુર્છા રોગે અંજન-ધંતુરાનાં બી તથા કાળા મરી બંને વાટી સરસવ જેટલી ગોળીઓ વાળી અંજન કરવાથી મૂર્છા મટે છે.

૨. મનસીલ, વજ, લસણુ ભેગાં વાટી અંજન કરવાથી મૂર્છા મટે છે.

૩. મનસીલ, મહુડાં, સિંધવ, મરી, વજ, એને પાણીમાં વાટી અંજન કરવું અથવા પીપર ગાયના દુધમાં ઘસી અંજન કરવાથી મૂર્છા મટે છે.

૪. અજમો, ગોળ તથા મરીની ગોળી વાળી ખાવાથી મૂર્છા મટે છે.

## યતિશ્રી રવીહંસજી દીપહંસજી છાપરીયાશેરી–સુરત.

૧. માલ કાકણીના બીજ લુગડામાં ખુબ મસળી તેની અંદરનો કચરો ઝાટકી નાંખી, પછી તે બીજને તવી ઉપર જરા ધીમાં બળી નહિ જાય તેવી રીતે સેકી, તેમાંથી બે દત્તાભાર સવાર બપોર ને સાંજ શાકર સાથે એક માસ ખવડાવવાથી જુનામાં જુનો હિસ્ટીરીયા મટે છે.

૨. રાતા આંકડાના તાજાં ફુલ તથા મરી સમભાગે લઈ વાટીને પાણી સાથે એક એક વાલની ગોળી કરીને દિવસમાં ૩ વાર ખવડાવવાથી લાખે દિવસે હિસ્ટીરીયા મટે છે.

## વૈદ્ય અંબારામ શંકરજી મુ૦ વાગડ વાયા રાણપુર.

૧. **આંચકી.**—પીપળાની વડવાઇ, અફીણ, કેશર એ ત્રણે વાટીને પાવું તથા તમામ નખ ઉપર ચોપડવું. જેથી આંચકી મટે છે.

૨. ગંધક, ટંકણખાર, વછનાગ, હીંગળોક, હરડે, અતીવીષની કળી અભ્રક ભસ્મ, સિંધવ, એ સર્વ સમભાગે લઇ ખરલમાં બારીક

વાટી દંતીમુળ તથા ચીત્રક મુળના ક્વાથમાં ત્રણ દિવસ ખલ કરી વાલ ૦ાા થી ૨, સુધી આપવાથી આંચકી મટે છે. આ રસને આદુના રસ સાથે આપવો.

૩. કપુર અને અફીણ યોગ્ય માત્રામાં આપવાથી આંચકી મટે છે. કસ્તુરી આપવાથી પણ મટે છે.

૪. ગરદન, પગની પીંડી, પેટ વિગેરે જગ્યાએ રાઇનું પ્લાસ્ટર મારવું તથા નાક ડુંગળી સુંઘાડવી.

૫. બાળકને આંચકી.-આવતી હોય તો ગોરોચન આપવું, તથા ધોળી ડુંગળી વાટી તેમાં ઘી મેળવી માથા ઉપર થેપલી મુકવી તથા ડુંગળી સુંઘાડવી જેથી આંચકી મટે છે.

૬. હીસ્ટ્રીયાના ઉપાયો.-હીંગ સેકેલી તો. ૧, વજ તો. ૨, ઉપલેટ તો. ૪, સંચળ તો, ૪, વાવડીંગ તો. ૧૬, એ સર્વને એકત્ર કરી વાટી વસ્ત્રગાળ ચુર્ણ કરી એક વાલથી માંડી એક તોલા સુધી દરદ પ્રમાણે આપવાથી હીસ્ટીરીયા મટે છે. આ દવા ગરમ પાણી સાથે આપવી.

૭. લસણની કળી નંગ ૪, હીંગ ૧ાા આનીભાર લઇ વાટી કપડામાં પોટલી બાંધી દરદીને સુઘાડયા કરવાથી શુદ્ધિમાં આવે છે.

**છગનલાલ લલ્લુભાઈ દેશીનામાવાળા મુ૦ વડોદરા.**

**હીસ્ટ્રીયા માટે.**-ઘોડાવજ તો. ૧, પીપળીમુળ તો. ૦ાા, માલ કાંકણી તો. ૧ લઇ બારીક વાટી બ્રાહ્મીના રસના ત્રણપુટ દઇ આપવાથી હીસ્ટ્રીઆ મટે છે.

## વૈદ્ય પ્રાણુશંકર મુ. સમની વાયા ભરૂચ.

૧. **હીસ્ટીઆ માટે**–સોડાબાઇ કાર્બ રતિ ૧, રસસિંદુર વા. ૧, શ્વાસકુઠાર રતિ ૨ એ ત્રણેને એકત્ર કરી અ દુનો રસ, સંચળ અને એલચી સાથે સવાર સાંજ આપવું. આ ઉપાવમાં કેટલીક વખત દરદીની પ્રકૃતી પ્રમાણે લોહભસ્મ તથા માણેકરસ પણ ઉમેરી આપવું. જેથી હીસ્ટ્રીઆ અવશ્ય મટે છે. અશ્વચોળીનો જુલાબ અઠવાડીઆમાં બે વખત જરૂર આપવો તથા ઘોડાવજ અને મધ દિવસમાં બે વખત ચટાડવાં, અને હીંગની ફાકી પણ મરાવતા રહેવું જેથી ઘણોજ સુધારો થતો માલુમ પડયો છે.

૨. રસસિંદુર આપવો અને દર ચાર દિવસે અશ્વચોળીનો જુલાબ આપી હમોએ ઘણા કેસો સારા કર્યા છે.

## વૈદ્ય મણીલાલ ગણપતીશંકર ભટ્ટ. ઠે. કેળાપીઠ–સુરત.

**હીસ્ટ્રીઆ માટે**–શતાવરી તો. ૦।, સુંઠ તો. ૦।, વજ તો. ૦।, બ્રાહ્મી તો. ૦।, હરડે તો. ૦। ઝઝેટાના બીજ તો. ૦।, શંખાવળી તો. ૦।, ગળો તો. ૦।, સાકર તો. ૨, મેળવી બારીક ચુર્ણ કરી અડધો તોલો ચુર્ણ સવાર સાંજ મધ સાથે આપવાથી હીસ્ટ્રીઆ, ઉન્માદ, ચિત્તભ્રમ મટે છે તથા સ્મરણશક્તિ વધે છે.

## ડોકટર ચંદુલાલ મુકુંદરાય મુ. પાટણ. (ગુજરાત)

**હીસ્ટ્રીયા માટે**–કુંકુમાસવના ૧૦ થી ૧૫ ટીપાં પાણીમાં, દુધમાં, બદામના પાણીમાં, કોઇપણ જાતના સરબતમાં દર ચાર ચાર કલાકે પાવું જેથી હીસ્ટ્રીઆ તરત રોકાઇ જાય છે. ત્યાર બાદ દર

રોજ ૧૫ ટીપાં સવારમાં ઉપર જણાવેલા કોઇપણ અનુપાન સાથે હીસ્ટ્રીઆ બંધ થાય ત્યાં સુધી લેવાં. હીસ્ટ્રીઆ બંધ થાય પછી બોરાંના ઠળીઆ, કાલા મરી, વાળો અને કેશર એ સર્વનું વસ્ત્રગાળ ચુર્ણ કરી ચાર રતિ લઇ દોઢ માસા મધમાં મેળવી સવાર સાંજ ખાવું જેથી હીસ્ટ્રીયા મટે છે

## વૈદ્ય નંદરામ પ્રાગજી વકીલ મુ. નાગેશ્રી. પો. જાફરાબાદ.

**હીસ્ટ્રીયા માટે**—વજ તો. ૧, જટામાસી તો. ૧. માલકાંકણું તો. ૧ લઇ બારીક ચુર્ણ કરી તેમાં ત્રણ તોલા પોટાસ બ્રોમાઇડ મેળવવો. આ ચુર્ણની બે વાલની માત્રાથી વધતાં ૦॥ તોલા સુધી આઠ દિવસમાં ચડવું. એક માસ સેવન કરવાથી બંને દરદો વાઈ, હીસ્ટ્રીયા સદંતર નાશ પામે છે.

## બ્રહ્મચારી આત્મારામજી ત્રિવેદી (ફરતારામ).

**કનકાપ્લવ**—લીલા આમળા શેર ૧૦, વાવડીંગ તો ૧૬, લીંડીપીપર, મરી, કાળીપાડ, પીપળીમુળ, ચીકણી સોપારી, ચવક. ચિત્રક, મજીઠ, કમળપુષ્પ, લોધર, એ દરેક ચાર ચાર તોલા નાગકેસર તો. ૧૬. પ્રથમ આમળાને જુદા ખાંડી ઠળીઆ કાઢી નાંખી પાણી મણ ૨॥ મુકી ઉકળતાં એક મણ પાણી રહે ત્યારે ઠંડુ પડવા દેવું. જ્યારે ઠંડુ પડી જાય ત્યારે કપડાથી ગાળી એક કાચની બરણીમાં ભરી તેમાં કાળી દ્રાક્ષનો રસ શેર ૩॥, સાકર મણ ૦॥, ધંતુરાના પાનાનો રસ શેર ૨॥, તથા કાળા વાળાના મુળ, તજ, એલચી, સફેદ વાળો, તમાલપત્ર નાગકેસર, પ્રત્યેક એકેક તોલો લઈ વસ્ત્રગાળ કરી બરણીમાં નાખી હલાવી એક મહીનો બંધ સ્થાનમાં અથવા જમીનમાં ખાડો ખોદી તેમાં

દાટવી. દરમ્યાન એક બે વખત હલાવી મલમલના કપડાથી ગાળી બાટલીઓ ભરી લેવી. દરરોજ સવાર સાંજ બે રૂપિયાભાર પીવું, અને જો બની શકે તો ઉપર બકરીનું દુધ શેર ાા પીવું. એ પ્રમાણે એક બે માસ સેવન કરવાથી હીસ્ટ્રીઆ, હરસ, હૃદય રોગ, ખાંસી, શોષ (શરીર સુકાવું) વિગેરે વ્યાધિને અવશ્ય મટાડે છે. પરેજી—તેલ, મરચાં ખટાસ ખાવી નહિ.

**લસુનાસવ**—ચોખ્ખું ફોતરા વિનાનું લસણ શેર ૫, સમેરવાનાં મુળ તો. ૧૦, બેઠા સમેરવાના મુળ તો. ૧૦, બીલીમુળ તો. ૧૦, અરણીના મુળ તો. ૧૦, ગોખરૂના મુળ તો. ૧૦, અરડુસાના મુળ તો. ૧૦, બેઠી રીંગણીના મુળ તો. ૧૦, ઉભી રીંગણીના મુળ તો. ૧૦, સીવણમુળ તો. ૧૦, ક્રાંકચમુળ તો. ૧૦, સુંઠ તો. ૩, પીપર તો. ૩, મરી તો. ૩, હીંગ તો. ૪, હરડે છાલ તો. ૪, ગાયના ચામડાની રાખ તો. ૫, એ સર્વને ખાંડી બે મણ પાણીમાં ઉકાળી પચીશ શેર પાણી બાકી રહે એટલે ગાળી નાંખવું. તેમાં પંદર શેર ગોળમાં હીંગ તો. ૧૦ ખાંડી મેળવી બરણીમાં સર્વેને ભરી રાખવું. વીશ દિવસ પછી ગાળી હમેશાં બબે તોલા પીવાથી હીસ્ટ્રીઆ, ઉન્માદ, અપસ્માર, વિગેરે વાત પ્રાધાન્ય વ્યાધીઓ તથા મગજની ચકરી ભ્રમ વિગેરે મટે છે. પરેજમાં—તેલ, મરચું, ખટાશ ખાવું નહિ.

**વૈદ્ય આણંદજી અને પીતાંબર સવજી મુ૦ ઉના [કાઠીઆવાડ]**

**આંચકી માટે.**—અફીણ, કેશર, અને પીપળાની વડવાઈની ગોળીવાળી ઉમર અને દરદના પ્રમાણમાં યોગ્ય માત્રા એ આપવાથી આંચકી અવશ્ય મટે છે.

---

# आयुर्वेद निबंधमाळा–भाग २ जो.

## નિબંધ ૧૪ મો.

### વાયુ રોગ.

સુકું, લુખું, ઠંડું, થોડું અને હલકું એવાં અન્નનું ભક્ષણ કરવાથી, અત્યંત સ્ત્રી સંગથી, ઘણા ઉજાગરાથી, વિરૂદ્ધ ઔષધથી, કફ, પિત્ત, મળ, મૂત્ર અને લોહી વિગેરે વહી જવાથી, મોટા ખાડા કુદવાથી, નદીમાં ઘણું તરવાથી, વગર વિસામે લાંબો માર્ગ કાપવાથી, કામ ધંધામાં શક્તિ ઉપરાંત મહેનત ઉઠાવવાથી, ઘણું કૂદી ઉછળીને રસરક્તાદિક ધાતુને ક્ષીણ કરવાથી, રાત દિવસ ચિંતાથી, ઘણા તાપનું સેવન કરવાથી, મળમૂત્રાદિના વેગને રોકવાથી, કાષ્ટાદિ જડ પદાર્થના શરીરપર માર પડવાથી, અપવાસ રાખી પરાણે લાંઘણો ખેંચવાથી, મર્મસ્થાન ઉપર માર પડવાથી, હાથી, ઉંટ તથા ઘોડા જેવા શિઘ્ર ગતિવાળા પ્રાણીપર સ્વારી કરવાથી, વિકાર પામેલો વાયુ શરીરમાંના સ્ત્રોતોને અથવા ભાગોને વિકારી કરી, સર્વાંગમાં અથવા એકાંગમાં વ્યાપિને વિવિધ પ્રકારના વાયુના રોગોને ઉત્પન્ન કરે છે.

વાયુ પોતાની ગતિથી વિરૂદ્ધ ગતિવાળો થાય, એટલે આખા શરીરને પિત્ત તથા કફ પહોંચાડી શકે નહિ, તેમ ખાનપાનથી ઉત્પન્ન થયલા મળને બહાર કાઢી શકે નહિ, જેથી આખા શરીરનો વ્યવહાર

અવ્યવસ્થિત થવાથી જે પીડા ઉત્પન્ન થાય છે, તેને વાતરોગ કહે છે; જો કે વાતરોગમાં વાયુ કુપિત થાય છે તોપણુ શરીરના જુદા જુદા સ્થાનપરત્વે રહેલા પિત્ત અને કફ તથા તેથી બનતા સાતે ધાતુઓમાં તથા દશે ઇન્દ્રિયોમાં વાયુ, પિત્ત અને કફના હીન-મિથ્યા અને અતિયોગથી જુદી જુદી પીડાવાળા વાયુના રોગો જણાય છે, તે વાયુના રોગોના નિદાનશાસ્ત્રે જુદા જુદા એંશી પ્રકાર વર્ણવ્યા છે પરન્તુ તેના નામાર્થમાં તેનાં લક્ષણુનો સમાવેશ થતો હોવાથી તે તમામનો એટલે એંશી પ્રકારના વાયુનો ઉલ્લેખ કરવાની અત્રે જરૂર નથી, પરંતુ વાયુ બળવાન છે અને આખા શરીરના તંત્રને ચલાવનારો તથા પોષણુ આપનારો છે, એટલે તે વાયુનો હીન–મિથ્યા કે અતિયોગ થવાથી આખા શરીર વ્યાપારનો હીન–મિથ્યા કે અતિયોગ થાય છે, એટલા માટે પ્રથમ પાંચ પ્રકારના વાયુ, શરીરના પાંચ સ્થાનોમાં રહીને, વિકાર પામ્યા પછી કયા કયા રોગો અથવા શું શું ઉપદ્રવો કરે છે તે જાણુવાની આપણુને ખાસ જરૂર છે.

**અપાનવાયુ**–પિત્તયુક્ત થઇ જ્યારે દુષ્ટ થાય છે ત્યારે તેનાથી બળત્રા થાય છે, અંગ તપી આવે છે, અને મૂત્રનો રંગ રક્તવર્ણુ થાય છે, પણુ તે વાયુ કફયુક્ત થાય છે તો કમ્મરથી લઇને નીચલા ભાગને જડ અથવા ભારે કરે છે, તથા તેનાથી ટાઢ ચઢે છે.

**સમાનવાયુ**–પિત્તયુક્ત થતાં પરસેવો વળે છે, અંગમાં બળત્રા થાય છે, શરીર ગરમ બને છે, અને મૂર્છા આવે છે. પણુ આ વાયુ કફયુક્ત થતાં મળમૂત્રનો અટકાવ થાય છે અને રૂંવાંટી ઉભી થાય છે.

**પાનવાયુ**-પિત્ત સાથે ઘેરાવાથી ઉલટી તથા શરીરમાં દાહ કિંવા આગ ઉત્પન્ન કરે છે, પણ તે કફથી ઘેરાય તો શરીરને દુર્બળ કરે છે, સુસ્તી તથા બેચહેની લાવે છે, વારેઘડીએ ઉંઘના ઝોકાં આવે છે અને મુખ અંદરથી શુષ્ક થાય છે.

**ઉદાનવાયુ**-પિત્તયુક્ત થઇ બગડવાથી બળત્રા થાય છે, મૂર્છા આવે છે, ભ્રમ થાય છે અને પરિશ્રમવિના થાક લાગે છે, પણ તે વાયુ કફથી ઘેરાતાં પરસેવો બંધ થાય છે, રૂવાંટાં ઉભાં થાય છે, જઠરાગ્નિ મંદ થાય છે અને ટાઢ ચઢે છે.

**વ્યાનવાયુ**-પિત્તની સાથે વિકારવાળો થવાથી ગાત્રોનો વિક્ષેપ એટલે રોગી અવયવોને, પીડાને લીધે લાંબા ટુંકા કર્યો કરે છે તથા થાક ઘણો ચઢે છે. તે વાયુ કફ સાથે ઘેરાતાં શરીર ખેંચાઇ લાકડીની પેઠે સીધું થાય છે અને સોજા આવે છે તથા શૂળો ફુટે છે. એવી રીતે કુપિત થએલો વાયુ **રસધાતુમાં** પહોંચ્યો હોય તો ચામડીને લૂખી, ફાટેલી કિંવા ચીરાડા પડેલી, બહેરમારી ગયલી, ખરબચડી અને કાળી બનાવે છે. અને તેમાં કાંટા ખૂંચ્યા જેવી પીડા થાય છે. તથા તે રબરની પેઠે તણાય છે. તે ઉપરાંત વખતે ચામડીનો રંગ લાલાશ પડતો બનાવે છે ત્યારે હૃદયઆદિ મર્મ સ્થાનોમાં દુઃખ થાય છે.

જો એ વાયુ **રક્તધાતુમાં** પહોંચ્યો હોય તો તેનાથી સંતાપ કારક તીવ્ર પીડા થાય છે, લોહીનો રંગ બદલાઇને વધારે કાળો થાય છે, શરીર સુકાઇ પાતળું થતું જાય છે, અન્નપર અભાવો થાય છે, જમ્યા પછી શરીર ભારે થઇ તેમાં કળતર થાય છે તથા ચામડી ફાટીને તેમાંથી રસી ઝરે છે.

**જો એ વાયુ માંસ અને મેદ સુધી પહોંચે** છે તો શરીર ભારે થાય છે, કશાથી ચોંટી રહયું હોય તેમ સ્થિર લાકડા જેવું થાય છે, મુષ્ટિપ્રહાર થવાનીપેઠે બધું અંગ બહુ કળે છે તથા તે ઉપર આંગળીનો સ્પર્શ પણ સહન થતો નથી.

**જો એ વાયુ અસ્થિ તથા મજ્જા સુધી** પહોંચ્યો હોય તો હાડકાંના સાંધાઓના વચલા ભાગ દુખે છે, સાંધાઓ કળે છે, માંસ અને બળ ક્ષીણ થાય છે, ઊંઘ ઉડી જાય છે અને શરીર રાતદિવસ વાયુની તીવ્ર અસરથીં ધડકે છે, ઠણકે કિંવા ધબકે છે.

જો એ **વાયુ, વીર્યમાં પહોંચે** છે તો તેને લીધે વીર્યની છૂટ જલદીથી કરે છે, કિંવા વીર્યને બાંધી રાખે છે, કિંવા તે ગર્ભને પાડી નાંખે છે, અથવા રોકી રાખે છે અથવા સુકવે છે. તથા ગર્ભ કિંવા શુક્રમાં વિવિધ વિકાર ઉત્પન્ન કરે છે.

જો એ **વાયુ શીરાઓ, નસો તથા રગોમાં** વિકારયુક્ત થઇ સંચરે છે તો આખા અંગમાં શૂળો ફુટે છે, નસોને સંકોચી એટલે ખેંચી, જાડી તથા ભારે કરે છે. શરીરની બહાર તથા અંદર **ખલ્લી** નામનો વાયુ તથા **કુબ્જત્વ** નામનો વાયુ ઉત્પન્ન થાય છે.

જો એ બગડેલો વાયુ, **સ્નાયુ તથા સાંધામાં** પહોંચે છે તો આખા શરીરમાં અથવા શરીરના એક ભાગમાં રોગ પેદા કરે છે, પણ તે વાયુ સાંધાઓમાં ફેલાતાં સાંધાઓનો વિશ્લેષ કરી તેમને વાંકા ચુંકા અણીઆરાંનીપેઠે વળવા કે ફરવા દેતો નથી. વળી તેનાથી અંગમાં શૂળો ફૂટે છે તથા શરીરના કેટલાક ભાગો સુજી પણ જાય છે.

એવી રીતે વાયુ આખા શરીરમાં એટલે ત્રિદોષમાં, પાંચ તન્માત્રામાં, અને દશ ઇન્દ્રિમાં અને દશ ઇન્દ્રિને પોષણ કરનારા સ્થાનોમાં જ્યાં જ્યાં તેનો હીનયોગ, અતિયોગ કે મિથ્યાયોગ થાય છે ત્યાં ત્યાં અચિન્ત્ય પ્રકારના અચિન્ત્ય લક્ષણવાળા, અચિન્ત્ય ઉપદ્રવો સહીત રોગો એટલે પીડા ઉત્પન્ન કરે છે. નિદાનશાસ્ત્રે એંશી પ્રકારના વાયુની ગણના કરેલી છે. તોપણ કોઇ કોઈ વખતે એવાં લક્ષણ જોવામાં આવે છે કે, એંશી પ્રકારના વાયુ કરતાં જુદાજ પ્રકાર જણાય છે. તેનું કારણ એવું છે કે એંશી પ્રકારના વાયુ, ચાળીશ પ્રકારના પિત્ત, વીશ પ્રકારના કફ, દશ પ્રકારના આમવાયુ અને તેઓ દશ ઇન્દ્રિ, પાંચ તન્માત્રા, સપ્ત આશય, અને સાત ધાતુઓ તથા સાત ઉપધાતુઓ સાથે, જુદા જુદા રૂપે તેનો હીન-મિથ્યા અને અતિયોગ થવાથી વાયુ આશ્રિત અસંખ્ય જાતના રોગો થઈ શકે છે, અને એટલા માટે નિદાનશાસ્ત્રે જણાવ્યું છે કે,

अव्यक्तं लक्षणं तेषां पूर्वरुपमिति स्मृतम् ।
आत्मरुपं तु यव्द्याक्तमपायो लघुता पुनः ॥

અર્થાત્ વાયુના લક્ષણો અવ્યક્ત એટલે કહી નહિ શકાય એવાં હોવાથી સંપૂર્ણ વ્યવસ્થા થઇ શકતી નથી. દરેક સ્થાનમાં ત્રિદોષ સિદ્ધાંતમાં કહેવામાં આવ્યું છે તેમ, પાંચ પ્રકારના વાયુ, પાંચ પ્રકારના પિત્ત અને પાંચ પ્રકારના કફ મળીને પંદર પ્રકારે ત્રિદોષ પોત પોતાનું કામ કરે છે, અને તે પંદર પ્રકારના ત્રિદોષમાં જે જે પ્રકારનો હીન-મિથ્યા અને અતિયોગ થાય છે, તે તે પ્રકારના તે તે સ્થાનમાં ઉપદ્રવો થાય છે એટલા માટે દોષોના હીન-મિથ્યા અને અતિયોગ

સમજીને રોગનું નિદાન તથા ચિકિત્સા કરવામાં આવે તોજ ચિકિત્સકનો પરિશ્રમ સફળ થાય છે. દાખલા તરીકે આપણે આપણી આંખનો વિચાર કરીએ. આંખ એ મનુષ્ય શરીરમાં એક અગત્યની ઇંદ્રિ છે. તે આંખને જોવાથી તેની પાંપણના વાળ, પાંપણનું ઉપલું પડ, પાંપણની નીચેનું પડ, પાંપણના બે સાંધા, બે સાંધામાં રહેલી માંસની બે પીસીઓ, આંખના ડોળાનો કાચ, તે કાચનું ધોળું પડ, ધોળા પડમાં રહેલો કાળો ભાગ અને કાળા ભાગમાં રહેલી દ્રષ્ટિ જેને આંખની કીકીના નામથી ઓળખવામાં આવે છે તે, તે આંખના ડોળાની નીચે રસનું, રક્તનું, માંસનું, મેદનું, અસ્થિનું, મજ્જાનું અને શુક્રનું એકેકું પડ રહેલું છે. હવે ત્રિદોષ સિદ્ધાંતના નિયમ પ્રમાણે આંખમાં રહેલો અપાનવાયુ આંખમાં રહેલા મળને ચીપડાના રૂપમાં, અને મનોવિકારથી આંખના સાંધામાં રહેલી માંસપેશીઓમાંથી છુટા પડેલા પાણીને બહાર કાઢી નાંખવાનું કામ કરે છે. ઉદાનવાયુએ ખેંચેલા ભ્રાજકપિત્ત અને રસગકફના તત્વોને સમાનવાયુ સરખે ભાગે વહેંચી આપે છે. તે સરખે ભાગે વહેંચેલા કફ–પિત્તના જેમ જેમ સાતે ધાતુ બનતા જાય છે, તેમતેમ પાનવાયુ તેનું પોષણ કરે છે. આંખમાં રહેલો ઉદાનવાયુ પાનવાયુએ પોષણ કરેલા તત્વોને જ્ઞાનતંતુઓમાં પહોંચાડી મગજમાં સ્થિર કરે છે, અને આંખમાં રહેલો વ્યાનવાયું આખા શરીરમાં રહેલા વ્યાનવાયુમાં સ્થિત થએલા જ્ઞાનતંતુઓને તે ખબર પહોંચાડે છે. તેવી રીતે આંખમાં રહેલું દ્રવરૂપ પાચકપિત્ત, ઉદાનવાયુએ આણેલા રસને પચાવી રંજકપિત્તને પહોંચાડે છે, જેણે કરીને રંગાએલું પિત્ત આલોચકપિત્તને ઉત્પન્ન કરે છે, જેથી સાધકપિત્ત તેને સ્થિર રાખે છે એટલે આલોચકપિત્તમાં રહેલા જ્ઞાન-

તંતુઓ રૂપતન્માત્રાના આશ્રએ રહી આખા જગતના સ્વરૂપ અને રંગનું દર્શન કરે છે, અને તેથી કરીને ચામડીમાં એટલે આંખની પાંપણોમાં રહેલું ભ્રાજકપિત્ત વ્યાનવાયુ સાથે મળીને આકાશમાંથી આવતા સૂક્ષ્મ પણુ આંખને નુકસાન કરતા પરમાણુઓ તથા ત્રસરેણુઓને અટકાવવા માટે આંખની પલકનું પાંપણોદ્વારા આકુંચન અને પ્રકુંચન કર્યા કરે છે અને આંખને કાન્તિવાળી અને ભીની રાખે છે, તેવી રીતે આંખમાં રહેલો કલેદન કફ આંખના તમામ અવયવોને સ્થિર રાખે છે, આંખમાં રહેલો અવલંબન કફ આંખના દરેક ભાગને પોષણુ આપે છે. આંખમાં રહેલો રસન કફ આંખને લુખી પડવા દેતો નથી. આંખમાં રહેલો સ્નેહગકફ આંખને ચીકણી રાખે છે અને આંખમાં રહેલો સંશ્લેષન કફ આંખના સાંધાઓને ચલનવલનમાં સહાયકારી થાય છે. એટલા ઉપરથી ધ્યાનમાં આવશે કે એક એક દોષના પાંચપાંચ ભેદથી પંદર ભેદો એકએક ઇંદ્રિમાં, એકએક તન્માત્રામાં અથવા એકએક સ્થાનમાં અને એક એક ધાતુમાં પોતપોતાના ગુણુ—ધર્મ પ્રમાણે કામ કરી રહેલા છે. જ્યારે આંખમાં રહેલો સમાનવાયુ હીન—મિથ્યા કે અતિયોગને પામે છે, એટલે બીજા ચાર વાયુઓ, પાંચ પિત્તો, પાંચ કફો, અને સાત ધાતુઓમાં હીન—મિથ્યા અને અતિયોગ થાય છે, અને જે જે વાયુને જે જે પિત્ત, કફ તથા ધાતુઓ સાથે પરસ્પર હીન—મિથ્યા અને અતિયોગ થાય છે તે તે વાયુ, પિત્ત અને કફમાં તથા ધાતુઓના સ્થાનોમાં તેના તેના ગુણુ—ધર્મ પ્રમાણે પીડા ઉત્પન્ન થાય છે, અને તેવી દરેક જાતની પીડાને ઓળખવા માટે તે તે પીડાને રોગ ગણી, તેના જુદાં જુદાં નામો આપવામાં આવ્યાં છે. આ દાખલાથી એટલું

સમજમાં આવશે કે આખા શરીરમાં રહેલા દરેકે દરેક સ્થાનમાં એટલે શીરાઓ, ધમનિઓ, કન્ડરાઓ, હાડકાંઓ, સાંધાઓ, સ્નાયુઓ, મેદ, મજ્જા, માંસ, લોહી, રસ, ચામડી અને ધાતુઓના ઉપધાતુઓમાં સ્થળે સ્થળે પાંચ પ્રકારના વાયુ પ્રાધાન્યપણું ભોગવી, પાંચ પ્રકારના પિત્ત અને પાંચ પ્રકારના કફને શુદ્ધ કરી તેના ધાતુ બનાવે છે તથા અશુદ્ધરૂપ દોષોને દોષના રૂપમાં કે ઉપધાતુના રૂપમાં શરીરની બહાર કાઢી નાંખે છે, એટલા માટે વાયુને મહા બળવાન તથા આખા શરીર તંત્રને ચલાવનારો, પોષનારો, વૃદ્ધિ કરનારો, હીન કરનારો અને અંતે નાશ કરનારો કહેવામાં આવ્યો છે, તેથી ચિકિત્સકોએ શરીરના દરેક ભાગમાં થતા ઉપદ્રવોને તપાસી તેના મિશ્ર ભાવના હીન-મિથ્યા અને અતિયોગને સમજી ત્રિદોષના ઉપદ્રવોને દબાવવા માટે ત્રિગુણાત્મક અને ષડરસાત્મક ચિકિત્સા કરવી, જેથી રોગી નિરામય થઇ આયુષ્યવાન થાય છે. એટલા માટે વાયુરોગ જો કે અચિન્ત્ય લક્ષણવાળા અનંત છે તથાપિ તેની સામાન્ય ચિકિત્સા જે અમારા અનુભવમાં આવેલી છે તે પ્રગટ કરવાનું દુરસ્ત ધારી નીચે પ્રમાણે જણાવીએ છીએ:—

**ભીલામાની ગોળી**—ભીલામા તોલા આઠ, ગોળ તોલા પાંચ, પીપળીમૂળ તોલો એક, પીપર તોલો એક, અકલકરો તોલો એક, સુંઠ તોલો એક. માલકાકણી તોલો એક, એ સર્વ વસાણાંને વાટીને ગોળમાં બોર જેવડી ગોળી કરવી. રોગીનું બળ જોઇને એકેક અથવા બબ્બે ગોળી સાંજ સવાર પાણી સાથે ખવાડી તે રોગીને તેલવાળા પદાર્થો પુષ્કળ ખવાડવા. પણ ઘી, દૂધ, ગળપણ બીલકુલ આપવું

નહિ તેલ જેટલું વધારે ખવાશે તેટલો વધારે ફાયદો કરશે, અને ગળપણ, દૂધ, ઘી ખાશે તો રોગ વધારે થશે. ખટાશ ખાવા દેવી નહિ. રાઈનો વઘાર કરેલો હોય અથવા જેમાં રાઈ આવતી હોય તેવા પદાર્થ ખાવાથી આખે શરીરે રાઈ જેવડી ફોલ્લીઓ ફુટી નીકળશે. એ ગોળી ખાવાથી સંધી વા, ગઠીયો વા, કમ્મરનો વા મટે છે.

લાવંગાદિ ગુગળની બબ્બે ગોળી દિવસમાં ત્રણવાર ખાવાથી વાયુથી થતી કળતર મટે છે, ભુખ લાગે છે, ખાધું પચે છે અને પેટના આંતરડામાં ભરાયલા વાયુને મટાડે છે.

પથ્યાગુગળ-ગુગળ મણ અર્ધો, હરડેદળ શેર દશ, બેડાંદળ શેર પંદર, આમળાં શેર દશ, ગળો શેર દશ એ સર્વને એકઠું કરી અમે સોળ મણ પાણીમાં ઉકાળી, અર્ધું પાણી બળી જાય ત્યારે નીચે ઉતારી કપડાવતી ગાળી, પછી હરડેદળ શેર દોઢ, બેડાંદળ શેર દોઢ, આમળાં શેર દોઢ, સુંઠ શેર અર્ધો, પીપર શેર અર્ધો વાવડીંગ શેર અર્ધો, નીસોતર શેર ૦।, નેપાળો શેર ૦।, ગળો શેર અર્ધો; એ સર્વે વસાણાંને ખાંડીને સોળગણા પાણીમાં ઉકાળીને ચોથા ભાગનું પાણી બાકી રહે ત્યારે કપડેથી ગાળી, તે બેઉ ઉકાળા ભેગા કરી, લોખંડના વાસણમાં ઉકાળતાં ઉકાળતાં પાક જેવો થાય ત્યારે બીજા વાસણમાં કાઢી લઇ, ટાઢું પડયા પછી જો વધારે નરમ દેખાય તો તડકે સુકવી તેને ઘીનો હાથ દઇને જેમ પાપડનો લોટ ખાંડે તેમ ખૂબ ખાંડી, અરીઠાની બીજ જેવડી ગોળી વાળીએ છીએ. એ ગોળી બબ્બે, ત્રણ વખત પાણી સાથે આપવાથી તમામ જાતના વાયુ, મટી જાય છે, એટલુંજ નહિ પણ ચામડીમાં

માંસમાં કે હાડકાંમાં સડો પેઠો હોય તેને પણ તે ફાયદો કરે છે. તે ઉપરાંત ગુલ્મ, સોજા, પાંડુ, કમળો, પ્રમેહ, અગ્નિમંદ, મળબંધ, એટલા રોગોમાંથી કેટલાકને તરત ફાયદો કરે છે અને કેટલાકને લાંબો વખત ખાવાથી ફાયદો કરે છે. આ પથ્યાગુગળની ગોળી કફરોગ સિવાયના તમામ રોગો ઉપર, પછી તે ગમે તે સ્થાનમાં થયા હોય તેને સાત મહિના સુધી અથવા બાર મહિના સુધી કાંઇ પણ પરેજી પાળ્યા સિવાય ખવડાવવામાં આવે તો તે તમામ દર્દોને સારા કરે છે.

**ચીંચાભલ્લાતક**:—વગર મીઠાની પાકી આમલી છોડાં તથા કચુકા કાઢી નાંખી શેર એક તથા ભીલામા શેર એક, એ બેઉને ભેગા ખાંડી, ગોળી વળાય એવું થાય ત્યારે તેની ચીનીબોર જેવડી ગોળીઓ વાળવી. એ ગોળી એકેકી અથવા બબ્બે, દિવસમાં ત્રણવાર પાણી સાથે ગળાવવી, જો સંગ્રહણી અથવા અતિસારનો રોગી હોય તો ઉપર છાશ પાવાથી તરત ફાયદો દેખાય છે, એટલે ઝાડા બંધ થાય છે, દુઃખાવો નરમ પડે છે અને પેટ ચઢતું નથી. જો કોઇને ઉપદંશ થયા પછી વિસ્ફોટક થઇ સાંધા રહી ગયા હોય, અથવા લકવા, આર્દિતવાયુ, મન્યાસ્તંભ કટીગૃહ, ગઠ્રશી, વગેરે સંધિગત અને શીરાગત વાયુ થયો હોય તો બબ્બે ગોળી પાણી સાથે ગળાવવાથી ઘણો સારો ફાયદો થાય છે. વિશેષમાં જણાવવાનું કે આ ગોળી ઉપર ગમે તે પદાર્થ ખાવામાં આવે તો નુકસાન કરતી નથી, પરંતુ રોગને પ્રતિકુળ ખોરાક આપવો નહિ.

**ધાત્રી ભલ્લાતકઃ**—ભીલામા શેર એક, હરડાંદળ શેર અર્ધો, બેડાંદળ શેર અર્ધો, આમળાં શેર અર્ધો, સુંઠ તોલા પંદર, મરી તોલા

પંદર, પીપર તોલા પંદર, કાળા તલ શેર એક, ગોળ શેર એક; એ સર્વે વસાણાંને ઝીણાં ખાંડીને ગોળમાં મેળવી, ફરી ખાંડીને ઝીણાં બોર જેવડી ગોળી કરવી. એક અથવા બે ગોળી પાણી સાથે ખવડાવવી. પરેજી કાંઇ નથી. એ ગોળીથી પેટના આંતરડાના વ્યાધિ, દુઃખાવો, અને વાયુના તમામ રોગો મટી જાય છે, ભૂખ લાગે છે, શક્તિ આવે છે, સાંધા દુઃખતા મટે છે, અર્ધાંગવાયુ, ઉપદંશ અને પ્રમેહવાળાને પણ માફક આવે છે.

**યોગરાજ ગુગળ:**—ગુગળ શેર એક લાવી દશ શેર દૂધમાં ઉકાળવો. ઉકળવા માંડે કે તેમાં લસણ શેર ૦। છોલીને વાટીને નાંખવું. જ્યારે દુધનો માવો થાય ત્યારે ઘી શેર સવા નાંખી તે માવાનો દાણો પાડવો. પછી તેમાં શાકર શેર ત્રણ ખાંડીને નાંખવી, શાકર સાથે એકરસ થાય ત્યારે નીચે ઉતારી, પીપર, પીપળીમૂળ, અજમો, અજમોદ, સુવા, મરી, ~~કર~~માણી અજમો, ધમાસો, વચકાવળી, તમાલપત્ર, ગોખરૂ, ધાણા, હરડાં, બેડાં, આમળાં, મોથ, હીરાકસી, દેવદાર, સિંધવ, ઉપલેટ, જેઠીમધ, અને તમાલપત્ર; એ સર્વે પા પા તોલો લઇ, ખાંડી વસ્ત્રગાળ કરી મેળવવું. પછી તેમાંથી રોગીના બળનો વિચાર કરી, બેઆનીભારથી આઠઆનીભાર સુધી દિવસમાં બેવાર ખાવા આપવો. એના ઉપર ખટાશ આપવી નહિ. એ ગુગળથી કમ્મર તથા સાંધા દુખતા મટે છે, ધાતુવિકાર મટે છે, પગનું કળતર મટે છે, સુન્નલહેરી મટે છે, ફેફરૂ, ચિત્તભ્રમ અને તાણના રોગ મટે છે. ચિકિત્સાશાસ્ત્રમાં યોગરાજ ગુગળના જે પાઠો લખેલા છે તે કરતાં આ યોગરાજનો પાઠ નવી રીતેજ ગોઠવેલો છે.

**વાતનાશન ગુગળ:**—ગુગળ તોલા પાંચ, બોળ તોલા પાંચ, હીંગલોક તોલા પાંચ; એને ઘીનો હાથ દઈ ખુબ ખાંડી ગોળી અરીઠાની મીજ જેવડી વાળવી. એ ગોળી એકેકી દિવસમાં ત્રણવાર પાણી સાથે ગળવાથી વાયુના તમામ વિકારને મટાડે છે. તેમાં ખાસ કરીને કમ્મરનો અને બરડાની કરોડનો દુખાવો તથા કળતરને જરૂર મટાડે છે.

**પુનરનવાદિ ગુગળ:**—ધોળી સાટોડીનાં મૂળ શેર દશ, દીવેલાનાં મૂળ શેર દશ, અને સુંઠ શેર દોઢ, એ સર્વને થોડું થોડું ખાંડીને આઠ મણ પાણીમાં ઉકાળવું. જ્યારે એક મણ પાણી બાકી રહે ત્યારે તે ઉકાળાને કપડાંથી ગાળી લઈ, તે ઉકાળામાં ચાર શેર ગુગળ નાંખીને પકાવવા અને જ્યારે પાકી રહે ત્યારે સોળ તોલા એરંડીઉં, નીસોતર વીશ તોલા, નેપાળો ચાર તોલા, ગળો દશ તોલા હરડેદળ ચાર તોલા, બેડાંદળ ચાર તોલા, આમળાં ચાર તોલા, સુંઠ ચાર તોલા, મરી ચાર તોલા, પીપર ચાર તોલા, ચીત્રો ચાર તોલા સિંધવ ચાર તોલા, ભીલામા ચાર તોલા, વાયવડંગ ચાર તોલા સુવર્ણમાક્ષિક ભસ્મ એક તોલો, અને સાટોડી એક તોલો મેળવીને પાક કરવો. જ્યારે બરાબર પાક તૈયાર થાય ત્યારે નીચે ઉતારી, ઠંડું પડયા પછી એક તોલો નિત્ય ખાય તો, વાતરક્ત, સાત પ્રકારની વૃદ્ધિ, ગૃધ્રશી, જાંગ, ઉરૂ, પુષ્ટ, ત્રિક અને બસ્તીમાં થએલા વાયુના વિકારને મટાડે છે, અને મોટા આમવાયુને મટાડે છે. એવું ભાવ પ્રકાશમાં લખેલું છે પણ એરંડીઉં તેલ નાંખવાથી ગોળી વળતી નથી, તેથી અમે એરંડીની મીજ

નાંખીએ છીએ, અને એક તાલો ખાવાંનું પ્રમાણુ સહન થઇ શકતું નથી તેથી એક તોલાની સોળ ગોળી બનાવીએ છીએ. તે ગોળીમાંથી દરરોજ એકેક અથવા બબ્બે પાણી સાથે દિવસમાં ત્રણવાર આપવાથી પેટના સોજા, હાથપગના સોજા, પાંડુ રોગ, ઉદરરોગ, તથા ગુલ્મ વાયુ અને એકંદરે જે વાયુમાં મળ સકાઈ ગયા હોય તેમાં ઘણું સરસ કામ કરે છે. શરીરમાં નવું લોહી ઉત્પન્ન કરે છે, અને વિસ્ફોટક તથા આમવાયુને મટાડે છે.

અમૃતાદિ ગુગળ:—ગળો શેર દશ, હરડાં શેર દશ, બેડાં શેર દશ, આમળાં શેર દશ, ગુગળ શેર પાંચ; એ સર્વેને એકઠાં કરી બારમણ પાણીમાં ઉકાળો કરી, બે મણ પાણી આસરે રહે ત્યારે તેને કપડેથી ગાળી, પાછું અગ્નિપર ચઢાવી તેમાં નેપાળો, સુંઠ, મરી, પીપર, વાયવડંગ, ગળો, હરડાં, બેડાં, આમળાં, અને તજ એ દરેક પદાર્થો દશ દશ તોલા, નિશોતર એક તોલો, લઈ વસ્ત્રગાળ ચૂર્ણ કરી, ઉપરના ઉકાળામાં મેળવી પકાવવું. જ્યારે પાક તૈયાર થાય ત્યારે નીચે ઉતારી તેમાંથી અગ્નિબળનો વિચાર કરી, એક તોલા સુધી ખવડાવવો. એ ગુગળથી વાતરક્ત, કોઢ, હરસ, મંદાગ્નિ, વ્રણ, પ્રમેહ આમવાત, ભગંદર, નાડીવ્રણ, ઉરુસ્થંભ અને સોજા મટે છે, એવું ભાવ પ્રકાશમાં લખેલું છે, પરંતુ એ ગુગળનો પાક તૈયાર થયા પછી જો એમને એમ રહેવા દઇએ તો ઉપરનો ભાગ સુકાઈને પત્થર જેવો થઇ જાય છે. અને નીચેનો ભાગ ઘણો નરમ રહે છે. જો એ ગુગળને બરણીમાં ભરી લઇએ તો પાણીની ભીનાશને લીધે ફુગવળી સડી જાય છે તેથી ફેંકી દેવો પડે છે. એટલા માટે એ

ગુગળને તડકે સુકવી ઘીનો હાથ દઈ, ખુબ ખાંડવો એટલે એકરસ ગોળી વળવા જેવો થશે પછી તેને ઘીવાળા હાથે અરીઠાંની મીજ જેવડી ગોળી વાળવી, એટલે ચમકતી કાળા રંગની ગોળી થશે. જો કે આગળ લખેલા પથ્યાગુગળમાં અને આમાં બહુ ફેર નથી તથાપિ પથ્યા ગુગુળની ગોળી તડકે સુકવી શકાય છે, અને આ અમૃતાદિ ગુગળની ગોળી તડકે સુકવવાથી નરમ થતી જાય છે, એટલા માટે એ ગોળીને તડકે નહિ સુકવતાં છાંયામાં સુકવવી. જો કે એ ગુગળને ખાવાનું પ્રમાણુ એક તોલાનું લખેલું છે, પણ એક તોલો ખાઈ શકાતો નથી, પરંતુ ઉપર લખ્યા પ્રમાણેની ગોળી એકેક અથવા બે બે દિવસમાં ત્રણવાર પાણી સાથે આપવાથી સંધીવા, વિસ્ફોટક, પ્રમેહ, લકવા, વગેરે વાયુના દર્દો કે જેનું મૂળ ઉત્પત્તિસ્થાન ગરમીમાંથી હોય છે તેના ઉપર બહુ સારી અસર કરે છે. પરંતુ એ ગોળી ખાવાથી કેટલાક રોગીને પાતળા ઝાડા થાય છે, અને કેટલાકને પેટમાં બહુ દુઃખે છે, તેટલા માટે એ ગોળી ધ્યાન પહોંચાડીને આ-પવાની છે. જો ઉપદ્રવ કરે તો માત્રા ઓછી કરી નાંખવી.

કિશોર ગુગળઃ—હરડાં, બેડાં, આમળાં, ગળો, એ ચાર વસ્તુ પાંચ પાંચ શેર લઈ થોડી ખાંડી, લોખંડના કડાયામાં આઠ મણ પાણી મૂકી ઉકાળી બે મણ પાણી રહે ત્યારે ગુગળ શેર પાંચ લઇ તેને પાણીમાં એક દિવસ પલાળી રાખી, બીજે દિવસે ઉકાળી, તે પાણી પેલા ઉકાળામાં મેળવવું એટલે ગુગળમાંનું મટોડું કાંકરી વગેરે જુદાં પડી જશે. પછી તે બેઉ ઉકાળાને ભેગાં મેળવી ચૂલે ચડાવી, તેમાં હરડાં, બેડાં, આમળાં, ગળો એ ચાર ઓષધ દશ દશ તોલા અને સુંઠ, મરી, પીપર, એ ત્રણ ઓષધ પાંચ પાંચ તોલા, વાય-

વડંગ, આઠ તોલા, દાંતીનાં મૂળ ચાર તોલા, નીશોતર ચાર તોલા, એ સર્વેને લઇ વસ્ત્રગાળ ચૂર્ણ કરી, પાકમાં મેળવી આગળ બતાવેલી ગોળી પ્રમાણે અરીઠાંની મીજ જેવડી ગોળીવાળી, તે ગોળી દિવસમાં ત્રણ વખત બબ્બે આપવાથી વાયુના તથા ગરમીના ઘણા રોગને મટાડે છે; પરંતુ માથાના દુખાવાના લાંબા કાળના રોગ ઉપર એટલે ઝામરવાયુ, માથાની શૂળ, માથું પોચું પડી જાય છે તે, માથાને હાથ અડકાડી શકતો નથી એવા રોગીને તેમ ઉપદંશ, ફીરંગરોગ, વિસ્ફોટક, પામા, વિચર્ચિકા, અને વિશેષે કરીને ચામડીના દર્દમાં બહુ સારૂં કામ કરે છે. જો એ ગુગળને લઘુમંજીષ્ટાદિ એટલે મજીઠ, ત્રિફળાં, કડુ, વજ, દારૂહળધર, ગળો, અને લીંબછાલના ઉકાળા સાથે આપ્યો હોય તો ઘણું સરસ કામ કરે છે. સામાન્ય રીતે વાયુ તથા પિત્તના વિકારમાં કોઇપણ જાતના ગુગળ અદભૂત કામ કરી બતાવે છે, પરંતુ રોગીએ શ્રદ્ધાપૂર્વક જે ગુગળની યોજના વૈદ્યે કરી હોય તે ગુગળ ઓછામાં ઓછા છ માસથી બાર માસ સુધી ખાવો જોઇએ. ઉતાવળે કામ માંગનારને માટે ગુગળ નકામાં છે.

**ચક્રમર્દક તેલઃ**-કુવાડીયાનાં બી, અસાળીયો, રાઈ, સરસવ, માલકાકણી, તલ અને કોપરૂં સમભાગે લઈ વીશ શેર વજન કરવું. તેમાંથી કોપરા સિવાય બીજા બધા વસાણાને જુદા જુદા ખાંડવા. પછી તેમાં કોપરૂં નાંખી, ઘાંચીની ઘાણીમાં પીલાવી, તેનું તેલ કઢાવવું. એ તેલ મસળવાથી વાયુથી અકડાઇ ગયલા, રહી ગયલા, ખેંચાઇ ગયલા, કમ્મરમાંથી પાંગળા થયલા રોગીઓ સારા થાય છે.

**નારાયણ તેલઃ**—આસન, કાંસકીનાં મૂળ, બીલીનાં છોડાં, મહાડમૂળ, ભોંગરીંગણી, મોટીરીંગણીનાં મૂળ, ગોખરૂ, બલબીજ, લીંબ-

છાલ, અલુંનાં છોડાં, સાટોડી, ચાંદવેલ, (લજામણી) છીણીનાં મૂળ; એ દશ ઔષધ એકેક શેર લઇ થોડાં ખાંડી આઠમણ પાણીમાં ઉકાળી, ચોથા ભાગનું પાણી રહે ત્યારે તેને ગાળી લઇ, તે ઉકાળામાં તલનું તેલ પાંચ શેર નાંખી ચૂલે ચડાવવું. પછી સતાવરી શેર પાંચ ખાંડીને બેમણ પાણીમાં એક દિવસ પલાળી મૂકી, બીજે દિવસે ઉકાળી, દશશેર પાણી રહે ત્યારે તે ઉકાળાને જ્યારે ઉપરના ઉકાળામાંનું તેલ બાકી રહે અને ઉકાળો બળી જાય, ત્યારે શતાવરીનો ઉકાળો તેમાં નાંખવો. ત્યારપછી ઘોડાવજ, એલચી, સુખડ, કાળો છડ, વજકાવલી, જટામાંસી, સિંધવ, આસન, કાંસકીનાં મૂળ, રાસ્ના, વરીઆળી, દેવદાર, તગર; એ ઓસડો આઠઆઠ તોલા લઇ ખાંડી વસ્ત્રગાળ કરી દશ શેર દૂધમાં મેળવી રાખવું. જ્યારે શતાવરીનો ઉકાળો બળી જાય ત્યારે દૂધવાળો કલ્ક નાંખીને ઉકાળવું. ઉકળતાં ઉકળતાં તે ઉકાળો બળી જાય અને દૂધનો માવો થઇ તેનો દાણો છુટો પડે ત્યારે તે તેલ ગાળી લેવું. પણ આ તેલ બનાવતાં દૂધનો દાણો પડયા પછી તમામ તેલ, ઉકાળાના સત્વમાં અને દૂધના માવામાં એવું મળી જાય છે કે, નીતારીને અથવા નીચોવીને લેવા જઇએ તો ચોથા ભાગનું પણ હાથ આવતું નથી. એટલા માટે આપણી મરજી લાયક પાક થાય અને તેલ છૂટું પડે કે તેમાં બે મણ પાણી નાંખીને, બે ત્રણ ઉભરા આવે એટલું ઉકાળી ઠંડું પડવા દેવું, એટલે તમામ તેલ, પાણી ઉપર તરી આવશે. તે હાથેવતી બીજા વાસણમાં કાઢી લઇ, તે વાસણને તાપપર મૂકી, પાણીનો ભાગ બળી જાય તેટલું કકડાવી, કપડે ગાળી, ઠંડું પડયા પછી બાટલીમાં ભરી લેવું. એ તેલમાંથી દરરોજ અર્ધા તોલાને આસરે

ગરમ પાણી સાથે, અથવા ગરમ દૂધ સાથે પાવાથી જાડા થઈ ગયલા માણસને તથા અંત્રવૃદ્ધિવાળાને તથા જેનું પેટ ચરબીથી ફૂલી ગયું હોય તેને ઘણો ફાયદો કરે છે. માથાના અત્યંત દુઃખાવામાં એનાં ટીપાં નાકમાં મુકવાથી ફાયદો થાય છે. સ્ત્રીઓને યોનિશૂળ, પીડીતાર્તવ, તથા યોનિમાર્ગનો દીર્ઘ વરમ હોય તો આ તેલનાં પૂમડાં લેવાથી ફાયદો થાય છે. તેવી રીતે શરીરે ચોળવાથી કાળો કોઢ મટે છે, અને વાયુથી રહી ગયલા રોગીને બહુજ ફાયદો કરે છે. એ તેલ વાસી થવાથી રસ બદલતું જણાય તો પાછું તપેલીમાં કાઢી, ફરી ગરમ કરી લેવાથી તાજું બની જાય છે. મૂળ શારંગધરના પાઠમાં કાંઈક ફેરફાર કરી, ઉપર લખ્યા પ્રમાણે આ તેલ અમે તૈયાર કરીએ છીએ.

અડદના ઉકાળામાં તલનું તેલ નાંખી તેલ બળતાં સુધી ઉકાળી, તે તેલ ચોળવાથી લકવાના દરદને ઘણો ફાયદો કરે છે. જો કે નિદાનશાસ્ત્રમાં વાયુના એંશી પ્રકાર લખેલા છે અને વાયુનું વર્ણન કરતાં ત્રિદોષસિદ્ધાંતના વિચાર પ્રમાણે વાયુના અસંખ્ય ભેદો પાડી શકાય છે, પરંતુ એંશી પ્રકારના વાયુ પૂરેપૂરા થતા હોય એવું ઘણે ભાગે જોવામાં આવતું નથી, પણ તે પૈકી લકવા, આર-દિતરોગ, સંધિવા, આક્ષેપક, અપતંત્રક, ગધ્રશી, વિશ્વાચિ, જીવ્હા સ્થંભ, મન્યાસ્થંભ, ક્રોષ્ટુશિર્ષ, અપબાહુક, ખંજ, પંગુ, પાદહર્ષ ખલ્લી પાદકંટક વગેરે વાયુના રોગો થતા જણાય છે. પરંતુ તેની જુદીજુદી ચિકિત્સાઓ કરવામાં આવતી નથી, પણ વાયુ રોગપર ગુગુળો ઘણી સારી અસર કરે છે; પરંતુ વાયુ જ્યારે કફને આશ્રે જઇ મિથ્યાયોગ ઉત્પન્ન કરે છે ત્યારે પિત્તનો હીનયોગ થાય છે,

તેથી જે વાયુઓ જણાય છે તેમાં ગુગુળો કામ કરી શકતા નથી, પણ તેવા રોગમાં "રસસિંદૂર, મલ્લસિંદૂર, તાલસિંદૂર, શીલાસિંદૂર" ઘણું સારૂં કામ બજાવે છે.

**વાયુ ઉપર ચોળવાનો મલમ**:—વિલાયતી કર્પુર તોલા પાંચ, ચોખ્ખું ટરપીટન તોલા વીશ, બારસોપ નામનો પીળો સાબુ તોલો એક લઈ પ્રથમ કર્પુરને ઝીણું વાટી તેમાં સાબુ મેળવી, પછી ટર પીટન નાંખી ઘુંટવું એટલે કર્પુર મળી જશે એ મલમ પેટમાં દુખતું હોય તો પેટપર ચોળાય, શૂળ મારતી હોય તો શૂળપર ચોળાય. તેવી રીતે જ્યાં જ્યાં વાયુનું દરદ માલમ પડતું હોય ત્યાં ત્યાં ચોળવાથી ઘણો ફાયદો થાય છે.

**સોજાની ગોળી**:—હીમજીહરડે શેર એક, આમળાં શેર અર્ધો, સુરોખાર શેર પા, મોરથુથુ નવટાંક; પ્રથમ હરડે, આમળાં અને સુરોખારને ઝીણાં ખાંડી, મોરથુથાનું પાણી એટલું બનાવવું કે પેલો ભૂકો પલળી રહે. પછી તે ભૂકાનો એક ગોળો કરી એક દિવસ વાસી રાખી મૂકવો. બીજે દિવસે તે ગોળાને ખૂબ ખાંડી તેની બોર બોર જેવડી ગોળી બનાવવી. આ ગોળી પાણીમાં ઘસી સાંધાનો દુઃખાવો, કોઈપણ જગ્યાપરનો વાગવાથી, ભાંગવાથી, કાંઈ કરડવાથી અથવા રક્ત આવવાથી સોજો આવ્યો હોય તે ઉપર ચોપડવાથી તરત ફાયદો કરે છે. જો આ ગોળીમાં પાણી વધારે પડશે તો એ ગોળી સુકાયા પછી ઘસવાને સહેલી અને વજનમાં હલકી તથા પોચી બનશે. તેવી પોચી ગોળી બરાબર કામ કરશે નહિ, પણ બરાબર માફકસર પાણી પડવાથી જે ગોળી બનશે તે કઠણ, વજદાર અને ઘસવામાં

મુશ્કેલ જણાશે, પણ તે ગોળી ઘસીને ચોપડવાથી તરત ફાયદો કરશે. આ ગોળી ચાંદે ચોપડી શકાય છે, રસપર ચોપડાય છે. આંખ દુ:ખવા આવી હોય તો ઘસીને આંખની આસપાસ ચોપડાય છે. કાનમાં ચસકા નાંખી કાનમૂળીયાં ફૂલ્યાં હોય તો તેનાપર ચોપડાય છે. એકંદરે જ્યાં જ્યાં ચોપડવાની જરૂર જણાય ત્યાં ત્યાં સામાન્ય રોગોમાં ચોપડવાથી અદ્ભુત કામ કરી બતાવે છે.

**પીળો ખરડ:**—રેવંચીની ખટાઈ શેર એક, તથા શેરીલોબાન શેર એક એ બેઉને ખાંડી વસ્ત્રગાળ કરી, પાણીમાં વાટી ગરમ કરી દુ:ખતા સાંધા તથા ફુલતા સાંધા ઉપર ચોપડવાથી ઘણો ફાયદો કરેછે.

**કચુંરાદિ ગુટિકા:**—ઝેરકચુરા શેર બે લઇ તેને ગૌમૂત્રમાં ડુબતા પલાળવા. બીજે દિવસે તે મૂત્ર કાઢી નાંખી બીજું ઉમેરવું. એવી રીતે બેંતાળીશ દિવસ સુધી દરરોજ મૂત્ર બદલતાં જવું અને કચુરાને રાતદિવસ તડકો ઝાકળ ખાવા દેવું. તેંતાળીશમે દિવસે તે કચુરાને મીઠા પાણીમાં ધોઈ લઇ તેના ઉપરની છાલ કાઢી નાંખવી. પછી તેના કટકા કરી તેને મીઠા પાણીથી ખુબ ચોળીને ધોઈ નાંખવા અને બીજું પાણી ઉમેરવું. બીજે દિવસે ફરી ધોઇ નાંખવા. એવી રીતે પલાળતાં અને ધોતાં લીલું પાણી નીકળતું બંધ થાય અને જેવું પાણી નાંખીએ તેવું સ્વચ્છ પાણી નીકળે ત્યારે તેને કપડેથી લુછી નાંખી તે કટકાઓને અર્ધામણ દુધમાં બાફવા. દુધનો માવો થઈ જાય એટલે ઠંડા પાડી બીજું પાણી નાંખી ધોઈ લેવા. આટલી ક્રિયા કરવાથી ઝેરકચુરાનો ઝેરી ગુણ અને કડવાસ એ બેઉ જતાં રહે છે. તે શુદ્ધ ઝેરકચુરાને ખુબ

બારીક વાટવા, વાટતાં વાટતાં નહિજ વટાય તો થોડું પાણી છાંટીને વાટવાથી વટાઈ જશે, પણ જો સૂકાઈ ગયા તો વટાશે નહિ. એવી રીતે ઝીણા વાટીને તેમાં તજ તોલા બે, લવેંગ તોલા ચાર, જાયફળ તોલા ચાર, મરી તોલા ચાર, કેશર તોલા બે, અકલકરો તોલા આઠ, જાવંત્રી તોલા ચાર, પીપર તોલા બે નાંખી પછી લવેંગ શેર પા, કાળાં મરી શેર પા ને જાયફળ શેર પા, એનો ઉકાળો કરી પેલું ચૂર્ણ કર્ચુરામાં મેળવી, આ ઉકાળાના બે પટ આપી મરી જેવડી ગોળી વાળવી. એ ગોળી એક અથવા બે, માત્ર પાણી સાથે દિવસમાં ત્રણવાર આપવાથી સંધીવાયુ, શીરાગત વાયુ, પેટમાંના વાયુને મટાડી ભૂખ લગાડે છે અને શક્તિ આપે છે. પાતળા ઝાડા થતા હોય તો બંધ કરે છે અને ઝાડો નહિ થતો હોય તો પચાવીને લાવે છે. આ ગોળી વાયુના રોગપર તથા શક્તિ આપવામાં ઘણી સરસ છે, પરંતુ એ ગોળીને યાકુતિના રૂપમાં ફેરવવી હોય તો ઉપરની તમામ ક્રિયા કરી, ઉપરના તમામ વસાણાં મેળવી, ઉકાળાના પટ આપવાનો વખત આવે ત્યારે બરાસ તોલો એક, કસ્તુરી વાલ ચાર, સોનાના વરખ વાલ ચાર, મેળવી તે પછી ઉકાળાના પટ આપી મરી જેવડી ગોળી વાળી એકેક અથવા બબ્બે ગોળી દૂધ સાકરના અનુપાન સાથે દિવસમાં એકજવાર સવારે આપવાથી અજબ જાતની શક્તિ ઉત્પન્ન કરે છે. અથવા ઉકાળાના પટ પાયા પછી એને સૂકવી નાંખી, ફરી વસ્ત્રગાળ કરી, તે પછી કસ્તુરી વગેરે વસાણાં મેળવી, તેમાં સમાય એટલું મધ મેળવી, ચાટણ થાય તેવું કરી એક તોલો યાકુતિ બત્રીશ દિવસમાં પૂરી કરે અને ઉપરથી દૂધ સાકર પીએ અને મીઠા, મરચાં

તથા ખટાશવાળો અત્યંત ખોરાક નહિ ખાય તો એકવાર નપુંસકને પુરૂષત્વ આપે છે, તો સામાન્ય મનુષ્યને શક્તિ આપવામાં પાછી પડે નહિજ.

વાયુના રોગમાં આગળ કહ્યું તેમ દોષ અને ધાતુઓ આશ્રીત રહી, પોતપોતના ગુણ–ધર્મ પ્રમાણે સ્વરૂપ દેખાડે છે, પરંતુ મૂળ વાયુને કોપવાનું કારણ અજીર્ણ છે, અને જો માણસને પચે તેવું અને પચે તેટલું ખાતાં આવડે તો કોઇ દિવસ અજીર્ણ થતું નથી, પરંતુ જીભના સ્વાદના લોલપી જીવોનો નિગ્રહ રહી શકતો નહિ હોવાથી અજીર્ણ થાય છે અને તેમાંથી વાયુ કોપ પામી વિવિધ જાતના રોગો ઉત્પન્ન કરે છે. જેટલા વાયુઓ અજીર્ણથી ઉત્પન્ન થએલા હોય છે તેઓના ઉપર આ નિબંધમાં લખેલા ઔષધો જરૂર કામ કરે છે, પરંતુ કામથી, શોકથી, ભયથી, ક્રોધથી, શોચથી જે વાયુ બગડીને વિક્રિયા પામી શરીરમાં અચિંત્ય જાતના અચિંત્ય લક્ષણવાળા વ્યાધિ ઉત્પન્ન કરે છે, તેનો ઉપાય થવો મુસ્કેલ છે. તેણે તો સંયમ પાળી મનને શાંત અને આનંદમાં રાખવું એજ તેનું ઔષધ છે इत्यलम.

# બીજા વૈદ્યરાજો તરફથી આવેલા અનુભવી ઇલાજો.

### વૈદ્ય ધીરજરામ દલપતરામ ગુજ્જરકુળીયા–સુરત.

૧. **વાતનાશિની ગુટિકાઃ**–હીંગળોક તોલા ૨. સુંઠ, મરી, પીપર, એકેક તોલો, ગુગળ તો. ૫. પ્રથમ ગુગળને શુદ્ધ કરી તેમાં

સુંઠ મરીનું ચૂર્ણ મેળવી ઘુંટવું. પછી હીંગળોકને જુદો વાટી તેમાં મેળવી ખુબ ખાંડીને ચણા જેવડી ગોળી કરવી. વાયુના રોગવાળાને એકેક ગોળી દિવસમાં ૩ વાર આદુના રસમાં આપવાથી વાયુ મટે છે.

૨. **હુતાસન રસઃ**–સુંઠ, મરી, પીપર, પીપળીમૂળ, લવંગ, તજ, તમાલપત્ર, જાયફળ, જાવંત્રી, વાકુંભા, અજમો, પાનની જડ, વચ્છનાગ અને હીંગળોક એ બધું સરખે વજને લઇ, ખાંડી એકગાળ કરી, પાનના રસમાં વાટતાં વાટતાં સુકવવું. તેમાંથી રત્તી ૧થી વાલ ૧ સુધી મધ અને પીપર સાથે ચાટવાથી સઘળી જાતના પેટના વાયુ મટે છે.

**લસણાદિ ગુટિકાઃ**–લસણની કળી તોલા ૫, ગુગળ તો. ૧૦, લવંગ તો. ૫. પીપર તો. ૨. મરી તોલા ૧, રાસ્ના તોલા ૩; દીવેલીની બીજ તો. ૩, એ બધાને સાથે ખાંડી એકરસ કરી ચણી બોર જેવડી ગોળી વાળવી. દરરોજ દિવસમાં ૩ વાર અકેકગોળી પાણી સાથે ખવાડવાથી સંધીવા, લકવા અને સઘળી જાતના વાયુ નાશ પડે છે.

**બોળબદ્ધ રસઃ**–રાતો બોળ તોલા ૪, ગુગળ તોલા ૪. સુંઠ, મરી, પીપર, અકલગરો, જાયફળ, આસન, હરડાં, બેડાં, આમળાં, ટંકણ, પારો, ગંધક; એ સર્વ એકેક તોલો લઈ પારા ગંધકની કાજળી કરી, બોળ અને ગુગળને પાણીમાં નાંખી ખલી એકરસ કરવું, તેમાં ઉપરનાં વસાણાં મેળવી એક દિવસ ખલવું, અને ચણીબોર જેવડી ગોળીઓ વાળવી. આ ગોળી દિવસમાં ૩

વાર પાણી સાથે અથવા દીવેલાના મૂળના ઉકાળા સાથે એકેક અથવા બબ્બે આપવાથી કમ્મર, સાંધા અને આખા શરીરનો દુખાવો મટે છે. અને જે સ્ત્રીને અટકાવ ચોખ્ખો નહિ આવતો હોય તેને અટકાવ ખુલાસે આવે છે.

## યતિશ્રી રવીહંસજી દીપહંસજી છાપરીયા શેરી—સુરત.

### ધનુરવાના ઉપાય.

૧. જાયફળ, જાવંત્રી, અફીણ, તજ, એને વાટી ધંતુરાના રસમાં ઘુંટી મરી જેવડી ગોળી વાળવી. ૧ થી ૨ ગોળી દિવસમાં ૩ વાર પાણી સાથે આપવી, જેથી ધનુરવાયુ મટે છે.

૨. જે કોઇ માણસને વાગ્યું હોય અને ધનુરથાવાની જગ્યાથી લોહી વહી ગયું હોય તો ધનુર થાવાનો સંભવ છે. જો તે વખતે ા રત્તીથી ૨ રત્તી સુધી દિવસમાં બે વખત ૩ દિવસ લગી લાગલાગટ અફીણ ખવરાવવામાં આવે તો ધનુર થાશેજ નહિ.

પડનાંની સાથે જો દરદીનું પેટ ચઢ્યું હોય તો તાકીદે પેટ આવે તેવો ઉપાય કરવો. લોહીવાળો જખમ હોય તો તેલ અને સિંદૂરમાં રૂનું પુમડું બોળી પાટો બાંધવાથી રૂઝાઈ જાય છે.

૩. જીવતો સળગતો બાવળનો અંગારો બારીક વાટી તલના તેલમાં મેળવી રૂમાં બોળી પાટો બાંધી દેવો. એ પ્રમાણે દરરોજ ચોપડવાથી જખમ રૂઝાઇ આવે છે. લોખંડ વાગવાથી પડેલા જખમને પાકવા નહિ દેતાં રૂઝવવાનો આ ચોક્કસ ઇલાજ છે

## વૈદ્ય બાલકૃષ્ણ રત્નેશ્વર કંસારા શેરી સુરત.

**૧. વ્યાધી ગજ કેશરી:**—પારો, ગંધક, વછનાગ, હરતાલ, મરી, પીપર, હરડેદળ, બેહેડાંદળ, આમળાં એસર્વે બબે તોલા અને શુદ્ધ નિપાલો ૪ તોલા લઇ પારા ગંધકની કાજલી કરી તેમાં હરતાલ મેળવી પછી બીજા વસાણાનું ચુરણ મેલવી ભાંગના રસની સાત ભાવના આપવી, નગોડના રશની સાત ભાવના આપવી પછી ચણોઠી જેવડી ગોળીઓ વાળવી.

૧ સર્વ જાતના તાવ ઉપર દુધ સાથે આપવી.

૨ સર્વ પ્રકારના વાયુના રોગ ઉપર નગોડ તથા નાગરમોથના કવાથ સાથે આપવી.

૩. સર્વ પ્રકારના પિત્તના વ્યાધી ઉપર ગોળ સાથે આપવી.

૪. સર્વ જાતના કફના વ્યાધી ઉપર આદુના રશ સાથે આપવાથી સર્વ રોગને મટાડે છે

૫. આંકડી ઉપર તુલસીનો રશ તથા મરી સાથે આપવાથી મટે છે.

૨. ધનુરવાયુ—ખારેક નંગ એક લઈ પાસેર તલના તેલમાં તળવી ખારેક બળી જાય એટલે કાઢી તેને વાટીને માત્રા કરી તેમાંથી વાલ ૧ થી ૪ વાલ સુધી પાણી સાથે આપવાથી ધનુરવાયુ મટે છે. તળતાં તેલ વધ્યું હોય તે તેલનું મર્દન કરવાથી ખેંચ મટે છે.

૩. ગુગળ, ખારેકના ઠળીયા, ખડીયોખાર, લવેંગ, માલકાકણી એ સર્વે પૈસા પૈસાભાર લઇ પાણીથી વાટીને ૨૮ ગોળી

કરવી. સવાર સાંજ એકેક ગોળી ઘી સાથે આપવાથી ગઠીયો વા, સંધીવા, અને ટાંકી મટી જાય છે.

૪. કાળી તુળશી, લીલું લસણ, આદુ અને કાંદા (ડુંગળી)નો રસ એકત્ર કરી ૦। (પા) તોલો દિવસમાં ૩ વખત પાવો અને એજ રસ દીલે ચોળવાથી ધનુરવાયુ મટે છે.

## બ્રહ્મચારી આત્મારામ ત્રિવેદી (ફરતારામ).

**વાગરમીનું ઔષધઃ**—ગળોનો રસ ટાં. ૪, લીંબડાનો રસ ટાં. ૪, હરડાં ટાં. ૧, પીપરીમુળ ટાં. ૧, આમળા ટાં. ૧, કાળી મુસળી ટાં. ૧, ધોળી મુસળી ટાં. ૧, ધાણા ટાં. ૧, સુંઠ ટાં. ૧, ગજપીપર ટાં. ૧, એ સર્વનું વસ્ત્રગાળચુર્ણ કરી ગોળમાં પાવલીભારની ગોળી વાળી સવારમાંજ ખાવી જેથી વાયુ તથા ગરમી મટે છે.

**સુજવાયુનો ઉપાયઃ**—હરડાં ટાં. ૧, વરાગડુ, ટાં. ૧, સંચળ ટાં. ૧, અજમો ટાં. ૧, ધાણા ટાં. ૫, અજમોદ ટાં. ૧॥, વરીઆળી ટાં. ૪, પીપરીમુળ ટાં. ૨, આસન ટાં. ૧॥, લોધર ટાં.૨, કાથો ટાં. ૨, માલકાંકણી ટાં. ૨, સતાવરી ટાં. ૨, સર્વને વાટી ગોળમાં ટાં. ૧, પ્રમાણની ગોળી બનાવી ફક્ત સવારમાંજ એક ગોળી ખાવી જેથી સુજવાયુ મટે છે. ખારૂ ખાટું ખાવું નહિ.

**કંપવાયુનો ઉપાયઃ**—સેકટાનું મુળ, નગોડનું મુળ, વરણાનું મુળ, પીલવણનું મુળ, પુસ્કરમુળ, એ સર્વે ગાયના દુધમાં ઘસી પાવાથી કંપવાયુ મટે છે.

## વૈદ્ય મણીલાલ ગણુપતીશંકર ભટ્ટ મુ. કેળાપીઠ સુરત.

**સંધીવાયુ:**—અરણીનો રસ, નગોડનો રસ, પીલવણુનો રસ, કાળીઆ સરસનો રસ આંકડાનો રસ, ધંતુરાનો રસ, અડસાંકળનો રસ (અડસાંકળનો રસ કાઢતી વખતે હાથે જરા દિવેલ અથવા તેલ લગાડવું ) એ દરેકનો રસ પાપા શેર તથા અળસીનું તેલ શેર ૦|, સરસીનું તેલ સેર ૦|, નખલાનું તેલ શેર ૦|, દેવદારનું તેલ શેર ૦|, વછનાગ શેર ૦|, માલકાંકણી શેર ૦|, એ દરેક તેલ તથા રસ વિગેરે એકત્ર કરી એક હાંડલીમાં અથવા તાંબાના તપેલામાં ભરી ચુલે ચડાવવું રસ બધો બળી જાય અને તેલ બાકી રહે ત્યારે ઉતારી ગાળી લેવું, અને તે તેલમાં કપુર તોલા ૧થી ૨ મેળવવું, તથા થોડું રોહીત ઘાસનું તેલ મેળવી બાટલીમાં ભરી મુકવું. આ તેલ લગાડવાથી સંધીવા, પક્ષાઘાત, શુળ, ચુંક, કળતર દૂર થાય છે.

**ધનુરવાનો ઉપાય:**—કાળી તુળસીનો રસ, કાંદાનો રસ, આદુનો રસ, લસણુનો રસ, એ ચાર પ્રકારના રસ મળી તોલો ૧, થાય તેમાં અરલુની છાલ તો ૦| ઘસીને બેજ વખત પાવાથી ધનુરવાયુ મટે છે. પણ એ ઉપાયો જલદી કરવા જોઇએ.

## વૈદ્ય ભોળાનાથ નર્મદાશંકર સ્માર્ત મુ૦ ભુતશેરી–સુરત.

**ભલ્લાતક પાક**—ભીલામા શેર ૦|, અજમો શેર ૦|, અજમોદ શેર ૦|, ખુરાસાની અજમો શેર ૦|, ચોપચીની તો. ૨, આસન તો. ૨, રાસ્નામુળ તો. ૨, એ સર્વેનું વસ્ત્રગાળ ચુર્ણ કરી તેમાં મધ શેર ૦| તથા ઘી શેર ૦| તથા ગોળ શેર ૦| મેળવી

ડબ્બામાં ભરી રાખવો. માત્રા તો. ૦ાા થી ૧ સંધીવા વીગેરે વાતવ્યાધિને મટાડે છે.

## વૈદ્ય અને વનસ્પતિશોધક નુરમહમદ હમીર ધોરાજીવાળા મુ૦ રાજકોટ-પરા.

**ગઘ્રસીવાયુ માટે**—નગોડના પાનનો કવાથ દશબાર દિવસ પાવો. અને વાતરોગનું કોઇપણ તેલ મસળવા દેવું

**સંધીવાયુ માટે**—દેશી ચોપચીનીને કોઇ ચણુકચોપ પણ કહે છે. અને હમે જંગલી દ્રાક્ષના મુળ કહીએ છીએ. તેને વાટી ચુર્ણ કરી દિવસમાં ત્રણવાર દુધમાં પાંચ પાંચઆનીભાર દશ દિવસ પાવાથી સંધીવા મટે છે.

## વૈદ્ય નંદરામ પ્રાગજી મુ૦ નાગેશ્રી પો. જાફરાબાદ.

**સમીર ગજ કેશરી તેલ**—આંકડાના પાનનો, એરંડાના પાનનો, અરણીના પાનનો, ધંતુરાના પાનનો, કડવા સેકટાના મુળની છાલનો, પરમોળીયાના પાનનો, ઝાળના પાનનો, ખુરસાણી થોરની પીળી ડાંડલીનો (પુટપાકથી કાઢેલ રસ) આ આઠ વનસ્પતિનો રસ પાંચ પાંચ તોલા લઇ લસણનો રસ તો. ૪ લેવો. સરસીયુ તેલ શેર ૪ લેવું. પ્રથમ સરસીયુ તેલ કડાઈમાં નાંખી ઉપર જણાવેલ સર્વ રસ એકત્ર કરી તે રસમાંથી થોડો થોડો નાંખી તેલ પકાવવું પછી કાયફળ, માલકાંકણી, ચણોઠી, વછનાગ, મોરપીંછ, ઝેરકચુરો, સુંઠ, સરસવ, સિંધવ, કપુર, અફીણ, અને રાઇ દરેક બબે તોલા તથા અફીણ તો. ૦ાા, ઈંગોરાની મીંજ તો. ૫, કરંજમીંજ તો. ૫ નું

ચુર્ણ તૈયાર કરી થોડું થોડું નાંખી તેલ પકાવી તૈયાર થયે કુચો કાઢી નાંખી તે તેલની અંદર ચોખ્ખી ચરબી અથવા પેટ્રોલ અથવા યુકાલીપ્ટસ ઓઇલ શેર ાા મેળવવું (ચરબી મળે તો બે તોલા બસ થશે.) વાયુથી અંગ પકડાઇ જકડાઈ ગયું હોય, સાંધામાં સોજો હોય અને અસહ્ય વેદના થતી હોય, કળતર થતી હોય, અવયવની રગ બંધાઇ ગઇ હોય, તે ઉપર આ તેલમાંથી થોડું તેલ એક વાસણમાં કાઢી ગરમ કરી માલીસ કરવું તથા તેમાંથી જે કુચા નીકળ્યા છે તે કુચાને બારીક વાટી દુખના સાંધાપર મુકી પ ટો બાંધવો અને પંરસેવો વળતાં સુધી સેક કરવો.

**ખાવા માટે**—લસણ, ચારોળી અને માલકાંકણીનું સમભાગે ચુર્ણ કરી તેમાં બમણો ગુગળ મેળવી તો. ૦ા થી ૦ાા સુધી આપવું. સંધીવા, પક્ષાઘાત, ગધ્રસી, નાડીબંધ આદિ મહા ભયંકર વાયુને હણવામાં હરણ ઉપર કેસરી સીંહ તુલ્ય છે. આ તેલ સંખ્યાબંધ દરદી ઉપર અજમાવેલ છે. ત્રીજે દિવસેજ પીડાને શાંત કરી દે છે. આ મારો શોધેલ ઉપાય છે અને તે ખાસ પેટંટ લાયક છે. આ તૈલના ગુણનું શું કથન કરૂં? આપ અજમાવશો ત્યારે ખાત્રી થશે.

**પારસી વૈદ્ય બનજીશાહ મે. હાથીખાનાવાળા.** મુ. ગોપીપુરા-**સુરત.**

**ભીલામા:**-(ખાસ લકવા ઉપર) ભીલામાં, કોપરૂ અને સોનામકી એ ત્રણે સરખે વજને લઈ ૦ા થી ૦ાા તોલો લઈ તેમાં થોડો ગોળ, ચાર પાંચ ટીપાં મધ અને તલનું તેલ થોડાં ટીપાં મેળવી ખવાડવું. જોઇતી પરેજી પળાવવી છતાં ગરમી જણાય તો બાવચી,

ધાણા, સોનામકી અને થોડો ગંધક મેળવી પકાવવું જેથી ત્રણ દિવસમાં ગરમી બેસી જશે. શરીરપર બાવચીનો ધુંવો દેવો, થોડા દિવસમાં લકવાને ફેર જણાસે. અને ચાળીસ દિવસમાં તો સારૂ જઇ જગે. આ દવાથી સહેજ પેટમાં દુખાવો થાય છે તે સંભાળી લેવો. લકવાવાળાને પ્રથમ ઝાડો સાફ લાવવો અને પછી આ દવા શરૂ કરવી.

**ભીલામાનું તેલ.**—ભીલામાં તો. ૪૦, માલકાંકણી તો. ૨૦, એરજી તો. ૧૦, રાળ તો. ૫, એ સર્વને એક હાડલામાં ભરી પાતાળયંત્રથી તેલ કહાડી તે તેલને ચુલા ઉપર મુકી ધાટુ કરી તેમાં પાંચ તોલા રાળ તથા સોમલ તોલો એક ખુબ બારીક વાટી મેળવવો અને થોડુ ગરમ કરી ઉતારી લેવું. આ તેલ ખાસ કરીને દમ, પક્ષાઘાત, ખાંસી, સંધીવા, વિગેરેને મટાડે છે. શકિત તથા અરદાઈ લાવે છે. એ સઘળા સરદીના રોગો ઉપર અકસીર છે.

**મલમઃ**—કલઈ સફેદો, મીણ, ચીનીકપુર એ દરેક નવટાંક બદામનું તેલ શેર ૦।, બરાસ કપુર તો. ૧, પ્રથમ તેલ અને મીણ ગરમ કરી એકરસ કરી તુરત ઉતારી સળળુ ખરલ કરી મેળવી દેવું એટલે મલમ તૈયાર થઇ જસે. આ મલમ સઘળી જાતના જખમો રૂઝવે, ગરમીના ફોલા, ટાંકીના જખમ, નાસુર વિગેરેપર અકસીર છે. આ મલમથી ઝરતા ખરજવા પણ સારા થાય છે.

**લેપઃ**—આંબાહળદર, લોધર, એળીઓ, બોળ, શેરીલોબાન, સાજીખાર, ગુગળ, એ સર્વ સમભાગે લઈ દારૂમાં ખદખદાવી ગરમ ગરમ લેપ કરવો. દરદ ગરમીવાળુ હોય તો એજ વજનથી અંદર

કપુર મેળવી લેપ કરવો. આ લપ સઘળી જાતના વાયુ તથા દુખાવા ઉપર અકસીર છે.

## વૈદ્ય વાસુદેવ નાગરદાસ મુ. જસકા.

**વાતરોગ માટેઃ**—પારો તો. ૧, ગંધક તો. ૧, લવિંગ તો. ૧, જાયફળ તો. ૧, કનકબીજ તો. ૧, ટંકણુ તો. ૧, સુંઠ તો. ૧, મરી તો. ૧, પીપર તો. ૧, અકલગરો તો. ૧, પ્રથમ પારાગંધકની કજલી કરી તમામ વસાણાનું વસ્ત્રગાળ ચુર્ણ કરી મેળવી બે દિવસ ખરલ કરી ગોળી વાલ ૨ થી ત્રણુની કરી મધમાં આપવાથી વાયુ મટે, સીતાંગ મટે, માથાનો રોગ મટે તથા ધનુર મટે છે.

## યતિશ્રી જ્ઞાનચંદ્રજી અક્ષયચંદ્રજી મુંબઇવાળા મુ૦ રાજકોટ ઘી કાંટો.

**કુષ્માંડાર્ક**—દશ રતલ વજનનું એક ભુરૂં કોળુ લઈ તેમાં વચ્ચો વચ્ચ ડાગળી ખોદી તેની અંદરનો ગર્ભ બીયાં સાથે ચમચાથી હલાવી નાંખવું. પછી તેમાં હીરાહીંગ વીસ તોલા વાટીને ભરી દઈ પાછી તેજ ડગળીના ભાગથી બંધ કરી તેના ઉપર કપડમીટ્ટી કરી એક મહીના સુધી જમીનમાં દાટી રાખવું. ( અથવા ઉકરડામાં રખાય તો વધુ સારૂ ) અહીં કોઇને શંકા આવે છે કે ભોંયમાં દાટવાથી તે સડી જાય કે કેમ ? શંકા નિવારણાર્થે જણાવવાનું કે કોળું તો શું પણ છાલ સુદ્ધાં સડી જતી નથી. તેમાનો માવો રસરૂપ બની જાય છે.

એક મહીને ધરતીમાંથી આખું કોઠું કાઢી લઇ ધીમેથી ડગળી ખોલી નાંખવી અને અંદરથી, તેલ કાઢવાની લોખંડની પળી વતી તૈયાર થએલો અર્ક કાઢી લેવો. બાદ કપડેથી ગાળી કાચના સ્ટૅાપર બુચવાળી બાટલીમાં ભરી મુકવો બે ત્રણ વર્ષ સુધી આ અર્ક બગડતો નથી.

ખાડો વધુ જોઇતો નથી. કહોળા ઉપર એક વેંત માટી આવવી જોઇએ.

માત્રાઃ—એક તોલા પાણીમાં ચાર પાંચ ટીપાં અર્ક નાંખી પાવો.

ગુણઃ—શરીરમાં અત્યંત ગરમી લાવે, વાયુ, મહાવાયુ, પક્ષાઘાત સુધી આરામ કરે, શરદીને લગતાં તમામ દરદોનાં આશીરર્વાદ રૂપ છે. અમે જાતે કરેલ છે.

**વૈદ્ય કુમારશ્રી દેવીસીંહજી ભુપતસીંહજી મુ૦ કટોસણ.**

**વિજય ભૈરવ તેલ.** ભિલામાં ટાંક ૨૦, એરંડા ફાલેલા ટાંક ૧૫, ફટકડી ટાંક ૫, પીપરી મુળ ટાં. ૩, સોમલ ટાંક ૧૦ સિંધવ ટાંક ૨૦, તલનું તેલ શેર ૧, પ્રથમ તેલ કકડાવવું પછી તેમાં ભીલામાના કકડા કરીને નાંખવા તે બળી જાય પછી એક પછી એક બધી ચીજો નાંખી દેવી અને છેવટે સોમલ નાંખવો. (સોમલ નાંખતી વખતે આંખને બચાવવી, નહીંતો આંખને નુકશાન થશે.) અને તેલને ગાળી લેવું. આ તેલનું શરીરે મરદન કરવાથી બધા જાતના વાતરોગ, સુળ, ચરકા, આદિને મટાડે છે. ઘણુંજ સારૂં છે. ( હમારી બનાવટ છે. )

### માસ્તર નરભેરામ હરજીવન મુ૦ નવાગામ તા૦ માતર

**હાથે પગે વેડ ફાટે તેનો ઉપાય.** કોકમનું ઘી દેવતા પર ધરી ગરમ થાય એટલે જ્યાં વેડ ફાટી ચીરા પડ્યા હોય તે ઉપર ઘસવું અને ભરવું. પછી હાથેજી દેવતા પર ધરી ગરમ કરતા જવું તથા તે તે જગ્યાએ ઘસતા જવું. જેથી થોડા દિવસમાં મટી જશે.

### વૈદ્ય છગનલાલ આત્મારામ મુ. ઘાંચી શેરી સુરત.

**વાતહરગુટીકાઃ**—કસ્તુરી તો. ૦।, કેસર તો. ૧।।, હિંગળોક તો. ૩. વછનાગ તો. ૩, મરી તો. ૧।।, ટંકણખાર તો. ૧।।, લીંડીપીપર તો ૧।।, એ સર્વને ખરલમાં વાટી આદુના રસની ભાવના ત્રણ આપવી ગોળી રાઈ જેવડી કરી આદુનો રસ તથા મધ સાથે આપવાથી મુર્છા, વાયુ વિગેરે મટે છે.

### વૈદ્ય નારૂશંકર હરગોવિંદ અધ્વર્યું મુ. બારડોલી. (ટાપટી રેલ્વે)

એળીઓ, બોળ, દીકામાલી, ગરણીના બીજ, કમળકાંકડીનો મગજ, ઇંગોરાનો મગજ, ઇંદ્રજવ, ઇંદ્રવરણાની જડ, વાયવડંગ, સુંઠ, સિંધવ, કપુર, તજ, રેવંચીનો સીરો, લીંબોડી, એ સર્વે સમભાગે લઈ વાટી વસ્ત્રગાળ ચુર્ણ કરી પાણીમાં વાટી વટાણા જેવડી ગોળી વાળી રોગનું બળાબળ જોઈ પાણી સાથે આપવાથી કમર, સાંધાનો દુઃખાવો, નળબંધવાયુ, ખાંસી, કરમ, ઉલટી, ચુંથાડો એ સર્વને મટાડે છે. અને વાટીને પાવાથી બાળકની સસણી મટે છે.

**અર્દિતવાયુઃ**—૫પીતાને મધમાં ઘસીને દિવસમાં ત્રણ વખત પાવાથી અર્દિતવાયુ મટે છે. પથ્ય રોગનું પળાવવું.

**ડાકટર ચંદુલાલ મુકુંદરાય મુ. પાટણ (ગુજરાત).**

**વાતહરરસઃ**—શુદ્ધ મનસીલ, હીંગળોક, પીપર, લવિંગ, જાયફળ, એ સર્વને બારીક વાટી આદુના રસની સાત ભાવના આપી વટાણા જેવડી ગોળી વાળી દિવસમાં ત્રણ વખત બબે ગોળી આપવાથી સર્વ પ્રકારના વાતરોગ, ગુલ્મ, આધમાન, વિગેરે મટે છે.

૨. સુંઠ, ટંકણ, સિંધવ, હીંગ એ ચારે વસાણા સમભાગે લઇ વાટી વસ્ત્રગાળ કરી સેકટાની અંતર છાલના રસમાં ગોળી વાળી જમ્યા પછી ખાવાથી અજીર્ણને મટાડે છે, ભુખ લાગે છે. તથા સર્વ પ્રકારના વાયુને મટાડે છે.

૩. **ઝેરકચુરાનું ચુર્ણઃ**—અજમો શેર ૧, ઝેરકચુરો શેર ૧, લઈ ગાયના મુત્રમાં ત્રણ દિવસ પલાળી ઉપરથી છોડા તથા અંદરથી જીભી કહાડી સાફ કરી ઘીમાં તળી તેમાં સુંઠ તો. ૫, સિંધવ શેર ૦।, ખારો શેર ૦।, સાજીખાર શેર ૦।, સંચળ શેર ૦।, હીમજ શેર ૦॥, હીંગ તો. ૧, નાંખો એ સર્વને વસ્ત્રગાળ કરી દિવસમાં બે વખત અડધો અડધો તોલો ગરમ પાણી સાથે દિવસ અઠ્ઠાવીસ ખાવાથી ગુલ્મરોગ, બરોળ, આધમાનવાયુ, નળબંધવાયુ, મંદાગ્નિ, બંધકોષ્ટ, ઉલટીને મટાડે છે. પરેજી કઠોળ બીલકુલ ખાવું નહિ.

૪. હીંગુળોત્થા પારદ તો. ૧ા ગંધક તો. ૩ વછનાગ તો. ૧ા લવિંગ તો. ૨ ધંતુરાના બીજ તો. ૧ા પીપર તો. ૫ મરી તો. ૨ા ચીત્રાની છાલ તો. ૨ા જાયફળ તો. ૨ા ટંકણ તો. ૨ા પ્રથમ પારા ગંધકની કજલી કરી બાકીના વસાણાનું વસ્ત્રગાળ ચુર્ણ કરી મેળવી પાનના રસની તથા અદુના રસની ત્રણ ત્રણ ભાવના આપી ગુંજા પ્રમાણે ગોળી વાળી અનુપાન પરત્વે આપવાથી ઘોર સંન્નિપાત, મુર્છા, અપસ્માર, ઉન્મત શીતાંગ, અરૂચી, પીનસ, કાસ, શ્વાસ, ક્ષય, શરદી, શીરો રોગ, હનુસ્તંભ, ગલગ્રહ, સુતિકારોગ વિગેરેને મટાડે છે. તેલ, મરચું, ખટાસ વિગેરે ખાવું નહિ. વૈદ્યને આ ઐાષધ (રસ) સર્વ ઐાષધમાં શ્રેષ્ટ છે.

**વૈદ્ય બાળકૃષ્ણ હરીકૃષ્ણ શાસ્ત્રી વડોદરાવાળા મુ૦ ભુવાલડી.**

**રાસનાદિ ચુર્ણ**—રાસ્ના, અરડુસાના પાન, ત્રીફળા, ગરમાળાનો ગોળ એ સર્વ સમભાગે લઈ વાટી વય પ્રમાણે ગરમ પાણી સાથે પીવાથી વાતજ્વર, પીતજ્વર, પક્ષાઘાત, સાંધનો દુખાવો વિગેરે મટે છે.

**પક્ષાઘાત માટે**—ગોમુત્રમાં શોધેલ તથા ઘીમાં તળેલ ઝેરકચુરાનું ચુર્ણ તથા કાળા મરી એ બંને સમભાગે લઈ તેમાંથી વાલ ૦ા થી ૦ાા સુધી દરરોજ સત્તરમાં સાત દિવસ લેવું વચમાં ત્રણ દિવસ બંધ રાખવું. આ દવાથી પક્ષાઘાત મટે છે. તેમજ કોઈ પણ પ્રકારનો વાયુ મટે છે.

**માસ્તર કેશવરામ હરિશંકર ભટ્ટ મુ. કાપોદ્રા. તા. અંકલેશ્વર**

**સાંધાનો વા**-સુરીજન સાકર સાથે ફાકવું અથવા સંચોરો લીંબુમાં લેવો.

**પગનો વા**-માલકાંકણી શેર ૦)= કાળીજીરી શેર ૦)- જાયફળ શેર ૦)- લસણ શેર ૦)- સુંઠ તો. ૧ તેલ શેર ૦।। આ સર્વનું તેલ કાઢી ટર્પેન્ટાઇનમાં અફીણ તો. ૦।। તથા કપુર તો. ૧) મેળવી ઘુંટીને પેલા તેલમાં મેળવવું. આ તેલ ઘસવાથી પગનો વા મટે છે.

**વાયુનો ગોળો**-છીપ ભસ્મ, સાજીખાર, સિંધવ, સંચળ, બંગડીખાર, જવખાર, નવસાર, એ સર્વ સમભાગે લઈ વાટી ચુર્ણ કરી ગોળમાં બબ્બે વાલની ગોળી વાળી ખાવાથી વાયુનો ગોળો મટે છે.

**વૈદ્ય પુરૂષોત્તમ બહેચરભાઇ યાજ્ઞિક મુ. કાલોલ. (પંચમહાલ)**

**ગુરૂતા ગુટીકા**-પીપળાની કુંણી જાડી વડવાઈ તો. ૧ કેશર તો. ૦।।। ગોરોચન તો. ૦।। કસ્તુરી રત્તી ૧ વાટી ગૌમુત્રમાં ઘુંટી સારી પેઠે ખરલ કરી મગ જેવડી ગોળી વાળી છાંયડે સુકવી એક ગોળી મધમાં મેળવી ચટાડવાથી આંકડી, ધનુર, હીસ્ટ્રીયા, સસણી, વરાધ, બાળકનું શ્લેષ્મ, એ સર્વમાં જાદુઇ અસર કરે છે. માલુરો, ગળું પડવું, સુકતાન (બાળશોષ) માં પણ સારી અસર કરે છે. ગામડામાં કસ્તુરી, કેસર, ગોરોચન વિગેરે નહિ મળે તો ફક્ત પીપળાની વડવાઇ પણ ફાયદો કરે છે.

## વૈદ્ય ( નામ તથા ઠેકાણા વગરના. )

૧. **ખભાનો વાયુ**—સુંઠ, રાસના, દેવદાર, અળસીનું ચુર્ણ કરી ગોળમાં પા પા તોલાની ગોળી વાળી ગરમ પાણી સાથે ખાવાથી ખભાનો વાયુ મટે છે.

૨. આસન વરધારો એ સર્વનું ચુર્ણ કરી તેમાં આખો અસાળીઓ મેળવી દુધમાં ખીર કરી પીવાથી કમર તથા શરીરનું પકડાઇ જવું તથા કળતર મટે છે.

૩. સરસડાના પાન, નિગટનાં પાન, અંકોલના પાન, આવગના પાન, લીંમડાના પાન એ સર્વને બાંરી રહી ગયેલા સાંધા ઉપર બાંધવાથી સાંધા છુટે છે.

૪. ઇંદ્રવરણાના મુળ તો. ૧॥, કાળા મરી તો. ૧॥ અધકચરા ખાંડી ત્રણ ભાગ કરી, દરરોજ એક ભાગનો વીસ તોલા પાણીમાં ચતુર્થાંશ પાણી રહે ત્યાં સુધી ક્વાથ કરી ગાળી તેમાં ગોળ તો. ૧॥ મેળવી પીવાથી ઉપદંશ કે સંધીવાથી ઝલાયલા સાંધા છુટે છે.

## વૈદ્ય ભુરાભાઇ ઓધવજી ત્રિવેદી મુ૦ ભાદરોડ.

**ધનુર માટે ક્વાથ**—લસણ, પીપરીમુળ, સાકચુરો, કરીઆતુ, સુંઠ, ભારંગ, પુષ્કર મુળ, અકલગરો, એનો ક્વાથ બનાવી **પાવાથી ધનુર** વાયુ મટે છે.

**ધનુર તથા આંચકી**—સુંઠ અને હાળીયાનો ખરડ કરવો. એ શુદ્ધિ હોય તો ડુંગળીના રસનો ખરડ કરવો, કેશર જાવંત્રી

અને પીપળાની વડવાઇ વાટીને પાવાં, જો બહુંજ ખેંચ હોયતો અફીણુ નાંખવું. દાંત બંધાઈ ગયા હોય તો સુંઠ અને મરેઠી દાંતે ઘસવાં. અને સેહેજ નાકનો પવન બંધ કરવો. આદુનો રસ મધ નાંખી પાવો, તાવ હોય તો ગ્રંથાદિ કવાથ બનાવીને પાવો.

## વૈદ્ય (નામ લખ્યું નથી). મુ૦ રાજકોટ.

**હરીતકી ગુટીકા**–મોટી હરડેના નાના કટકા કરી તેને થોરના દુધમાં એકરાત પલાળી બીજે દિવસે સવારમાં વાટી વાલ વાલની ગોળી બનાવી છાંયડે સુકવવી. આ ગોળી ગરમ પાણી અથવા ચાહની સાથે આપવાથી ચારથી પાંચ જુલાબ થાય છે. અને જો છાતીમાં કફ હોય તો ઉલટી થાય છે. ગમે તેવી ઝેરી હવાથી સાંધા રહી ગયા હોય, અથવા લોહીવીકાર વીસ્ફુટક ત્રિદોષ અર્શ વિગેરે દરદોમાં આ ગોળી બબ્બે દિવસને અંતરે એકેક આપવાથી એ સર્વને મટાડે છે. આ ગોળીનો જુલાબ જો બહુ લાગે તો ખીચડીમાં સારી રીતે ઘી નાંખી ખાવાથી અથવા સાકરનું પાણી પીવાથી બંધ થાય છે.

## વૈદ્ય મનસુખલાલ લલ્લુભાઇ જાની મુ. સુરત નાગર ફળીઉં.

**ભલ્લાતક ગુટીકા**:- ભીલામાં શેર ૦। લઇ તલનું તેલ શેર ૦)=માં તળવાં, તેલમાં ભીલામાં ફુલી જાય અને તેલ કાળું પડી જાય એટલે નીચે ઉતારી તેલ ઠંડુ પડયા પછી ભીલામાં કાઢી કપડાથી લુછી નાંખી તેમાં અજમો, કરમાણી અજમો, અજમોદ, ખુરાસાની અજમો અને વાવડીંગનું ચુર્ણ મેળવી ખરલ કરી પાસેર

મધમાં બોર બોર જેવડી ગોળી વાળી એકથી પાંચ વરસના બાળકને પા ગોળી મધ અથવા ધાવણુ સાથે આપવી, દસ વરસનાને અડધી ગોળી ઘીમાં અને મોટી ઉમરનાને એક ગોળી ઘીમાં રાત્રે સુતી વખતે આપવાથી વાયુ, શુળ, ગુલ્મ, ઉદાવર્ત, ઉદરરોગ, અર્ધાવભેદક, માથાનો વેગ, ત્રિદોષજ્વર, પ્રમેહ, સંધીવા વિગેરે રોગોને મટાડે છે. પરેજીમાં ઘણી વાયડી વસ્તુ તથા કોઠો કબજ કરે એવા મીષ્ટાન ખાવાં નહિ. તેમજ કોળુ કેળુ વાલ, વટાણા, ગોળ અને હીંગ વિગેરે અપથ્યનો ત્યાગ કરવો.

**મલ્લાદિ ગુટિકા:**—સોમલ કાચો તો. ૧, લવિંગ તો. ૧, બંઇ ભોંયરીંગણીના રસમાં (એકશેર રસ) ખરલ કરી બાજરીથી વટાણા જેવડી ગોળીવાળી ઉમરના પ્રમાણમાં વિચાર કરી એક ગોળી ગોળમાં મુકી ગળાવવી. આ ગોળી ફકત સવારેજ એક વખત ખાવાની છે. આ ગોળીથી વાયુ, સંધીવા અને વિસ્ફોટક મટે છે. પરેજીમાં હીંગ, મરચું, તેલ, ખટાસ તથા વાયડી ચીજોનું સેવન કરવું નહિં.

**વૈદ્ય અંબારામ શંકરજી પંડયા મુ. વાગડ વાયા રાણપુર.**

૧. **વાતગજાંકુશ રસ:**—શુદ્ધ પારો તો. ૪, ગંધક તો. ૪, ઝેર કચુરા તો ૪, ત્રિકટુ તો ૧, પ્રથમ પારા ગંધકની કજલી કરી બધી ચીજો મેળવી ખરલ કરી અનુપાન પરત્વે એક રત્તિભાર માત્રા આપવાથી ઉરૂસ્તંભ તેમજ એંસી પ્રકારના વાતરોગને મટાડે છે.

૨. **પંચમુત્રાસવ**—બકરાનું મુત્ર, ભેંસનું મુત્ર, ગધેડાનું મુત્ર, ગૌ મુત્ર તથા ઉંટનુ મુત્ર મીશ્ર કરી તેમાં લવિંગ ટાં. ૫ સુંઠ ટાં. ૫

મરી ટાં. ૫ પીપર ટાં. ૫ પીપરીમુળ ટાં. ૫ નું ચુર્ણ કરી મેળવી લસણુ ટાં. ૧૦ નાંખવું. એ સર્વને એક બરણીમાં ભરી મ્હોં બંધ કરી ચુલાની ભરસાડમાં સાત દિવસ સુધી દાટી રાખવું તેમાંથી વાલ એક વાયુના દરદવાળાને દરરોજ સવારમાં પાવાથી વાયુનું દરદ મટે છે.

૩. તુળશીનાં પાન, મરી અને ઘી દરરોજ ચાટવાથી વાયુનું દરદ મટે છે.

૪. **યોગરાજ ગુગ્ગલ.** સુંઠ, પીપરીમુળ, લીંડીપીપર, ચવક, ચીત્રો, હીંગ, બોડી અજમોદ, સરસવ, જીરૂ, શાહજીરૂ, રેણુક બીજ, ઇંદ્રજવ, કાળીપાડ, વાવડીંગ, ગજપીપર, કડુ, અતીવીષ, ભારંગ, ઘોડાવજ, અને મોરવેલ એ દરેક એકેક શાણુ તથા હરડા, બેડા, આમળા, ચાળીસ શાણુ એ પ્રમાણે સર્વે ઔષધ લઈ ચુર્ણ કરી તે સર્વના વજન બરોબર માહીષ ગુગળ લઈ તેનો ગોળના પાક જેવો પાતળો પાક કરી ઉપલું ચુર્ણ મેળવી તેમાં બંગ ભસ્મ, રૌપ્ય ભસ્મ, નાગભસ્મ, લોહ ભસ્મ, અભ્રક ભસ્મ, મંડુર ભસ્મ, રસસિંદૂર એ દરેક એકેક પલ નાંખી ચાસણી કરી ઘીના વાસણમાં અથવા કાચની બરણીમાં ભરી રાખવો. આ યોગરાજ ગુગ્ગુલ એક શાણુની માત્રાથી રાસ્નાદિક ક્વાથ સાથે આપવાથી તમામ વાત રોગને મટાડે છે, રાસ્નાદિ ક્વાથ નીચે પ્રમાણે છે.

૫. **રાસ્નાદિ ક્વાથ.** રાસના, ગોખરૂ, એરંડમુળ, દેવદાર, ગળો, સાટોડીનું મુળ, ગરમાળાનો ગોળ એ સર્વ સમ ભાગે લઈ ક્વાથ કરી એ ક્વાથની સાથે યોગરાજ મહાગુલ આપવો.

૬. **મહારાસ્નાદિ ક્વાથ**. રાસ્ના બે ભાગ, ધમાસો, બળદાણાનું મુળ, એરંડમુળ, દેવદાર, સડકચુરો, ઘોડાવજ, અરડુસી, સુંઠ, હરડે, ચવક, નાગરમોથ, સાટોડીનુંમુળ, વરધારો, વરીઆળી, ગોખરૂ, આસન, અતીવીષ, ગરમાળાનો ગોળ સતાવરી, લીંડીપીપર, કાંટાશરીઓ, ધાણા, હલકી રીંગણી, બેઠી રીંગણી, એ સર્વ સરખે વજને લઇ ક્વાથ કરી એરંડ તેલ અથવા નીચે લખેલુ અજમોદાદિ ચુર્ણ અથવા યોગરાજ ગુગલ સાથે આપવાથી વાત રોગ મટે છે.

૭. **અજમોદાદિ ચુર્ણ**. અજમોદ, વાવડીંગ, સિંધવ, દેવદાર, ચીત્રો, પીપરીમુળ, ગંઠીઆળી, લીંડી પીપર, મરી, એ નવ ઔષધ એકેક તોલો તથા હરડે પાંચ તોલા, વરધારો તો. ૧૦, સુંઠ તો. ૧૦, એ સર્વેનું વસ્ત્રગાળ ચુર્ણ કરી ગરમ પાણી સાથે પાવાથી તમામ વાતરોગને મટાડે છે. વિશેષમાં રાસ્નાદિ ક્વાથ સાથે આપવું:

૮. આસન તો ૦। સાકર તથા ઘીમાં સવારે ખાવાથી વાતરોગ મટે છે.

૯. પીપરીમુળ, અકલગરો, મોથ, આસન, પીપર, મરી એ સર્વ સમભાગે લઈ ગોળમાં ગોળી વાલ વાલની કરી ખાવાથી વાતરોગને મટાડે છે.

૧૦. હીરાબોળ, હીંગબોક, ગુગળ એની ગાયના દુધમાં ગોળી બનાવી ખાવાથી વાતરોગ મટે છે.

૧૧. **સંધીવાયુ**:—નગોડના મુળનું ચુર્ણ ૦ાથી ૧ તોલો તેલમાં ખાવાથી સંધીવાયુ, કમરનો વાયુ તથા કંપવાયુ મટે છે. તથા ઇંદ્રામણાનું મુળ તો ૦।, પીપર તો. ૦।, અને ગોળ તો. ૦ા

ખાવાથી સંધીવાયુ મટે છે. નળીકાયંત્રથી રાળનું તેલ કાઢી ચોપડવાથી વાયુ મટે છે.

૧૨. **વિજયભૈરવતેલઃ**—પારો, ગંધક, મનસીલ હરતાલ એ સર્વેને એકત્ર કરી કજલી કરી કાંજીમાં કાલવી રેશમી કપડાં ઉપર ચોપડી તેનો વીંટો વાળી તેલમાં બોળી સળગાવવો તથા નીચે કાચનું વાસણ મુકી તેમાં તેલ ટપકવા દેવું આ તેલ ચોપડવાથી વાતરોગ મટે છે.

૧૩. ધંગેરાના બીજનું પાતળયંત્રથી તેલ કાઢી ચોપડવાથી વાતરોગ મટે છે.

૧૪. સોમલ તેલ (જે આગળ બતાવ્યું છે) ચોળવાથી વાતરોગ મટે છે. તેમજ નારાયણ તેલ અથવા વીષગર્ભતેલ ચોળવાથી પણ વાતરોગ મટે છે.

૧૫. **વાતરોગીને બાફઃ**—એરંડાના પાન, આંકડાના પાન, અરણીનાં પાન, નગોડના પાન, ધંતુરાના પાન, સરગવાના પાન, વરણાના પાન, થોડા આસનના પાન, એ આઠ પ્રકારના પાન લાવી પાણીમાં ઉકાળી તેનો બાફ આપવાથી વાતરોગ મટે છે.

૧૬. બકરાની લીંડીઓ બાફી ખાટલા ઉપર પાથરી ઉપર બતાવ્યા પ્રમાણેના આઠ પ્રકારના પાન પાથરી વાયુ વાળાએ સુવું શરીર ઉપર ગોદડુ ઓઢવું ફકત મોઢું ખુલુ રાખવું. જેથી બાફ લાગી પરસેવો છુટી વાતરોગ મટે છે.

૧૭. **સાંધાનો દુખાવોઃ**—કળીચુનો અને મધ અથવા કળી-

ચુનો અને ગોળ એકત્ર કરી ચોપડી ઉપર જુનું રૂ દાબવું જેથી દુખાવો મટી જાય છે.

૧૮. સરગવાના પાન તથા નગોડનાં પાન વરાળીઆ કરી બાંધવાથી દુખાવો મટે છે.

**૧૯. કેડનો દુખાવોઃ**—કુકડવેલના રસમાં તેલ પકાવી તે તેલ મશળવું. તથા ખાવા માટે સુંઠ, જીરૂ, હરડેદળ, લીંડીપીપર, એની ગોળમાં ગોળી બનાવીને ખાવી, જેથી કેડનો દુખાવો મટે છે.

૨૦ આંકડાના આકોલીયાનું રૂ લાવી તેની ગોદડી બનાવી દરરોજ સુવાનું રાખવાથી વાતરોગ મટે છે.

# आयुर्वेद निबंधमाळा भाग २ जो.

## નિબંધ ૧૫ મો.

## શુળરોગ, ગુલ્મરોગ, ઊદાવર્તરોગ.

વાયુને ઉત્પન્ન કરનારા એટલે પિત્તનો હીનયોગ કરનારા અને કફનો મિથ્યાયોગ કરનારા ખાનપાન અને વિહારથી તથા પિત્તનો અતિયોગ કરનારા, વાયુનો હીનયોગ કરનારા અને કફનો મિથ્યાયોગ કરનારા ખાનપાન અને વિહારથી તથા કફનો અતિયોગ કરનારા અને પિત્તનો હીનયોગ કરનારા તથા વાયુનો મિથ્યાયોગ કરનારા ખાનપાન અને વિહારથી, વાયુની, પિત્તની, કફની, સન્નિપાતની, આમની અને બબ્બે દોષ મળીને આઠ પ્રકારની શૂળ થાય છે; તેવી રીતે જે શૂળમાં ખોરાક ખાધા પછી તે ખોરાક પચી જાય અને શૂળનો વધારો કરે તેવી જાતની ઉપર લખ્યા પ્રમાણેની આઠ જાતની બીજી શૂળો થાય છે, જેને પરિણામશૂળ અથવા પંકિતશૂળ કહે છે, તે ઉપરાંત જે માણસ અત્યંત શોક કરે છે, જેથી યકૃતમાં રહેલો વાયુ યકૃતમાંના પિત્તને સુકવી જરત્પિત્ત નામની શૂળ ઉત્પન્ન કરે છે, જેને અંગ્રેજીમાં "ગૅાલસ બ્લૅાડર સ્ટોન" કહે છે; એ જરત્ પિત્તની જે પથરી બંધાય છે તેના ઉપાય નથી, પરંતુ સર્જરીવિદ્યાને જાણનારા સસ્ત્રવૈદ્યો એ પથરી ચીરીને કાઢી શકે છે, જો

એ પથરીમાં વાયુએ પિત્તને સૂકવી પથરી બનાવી હોય તો તે પથરી કેટલેક અંશે કાઢી શકાય છે, પરંતુ વાયુએ લોહીને તથા કફને સુકવી એટલે રંજક પિત્તને સુકવી જે શૂળ ઉત્પન્ન કરી હોય તેમાં કાળા રંગનો ચીકણો પદાર્થ બને છે, જેની પથરી બંધાતી નથી. જો કોઇ ચિકિત્સક તેને પથરી ધારીને શસ્ત્રક્રિયા કરે છે અને પછીથી આવો કાળો પદાર્થ જોવામાં આવે છે ત્યારે તેને એમને એમ રહેવા દઇ, પાછો જખમને સીવી લે છે. મતલબ કહેવાની એવી છે કે જરત્પિત્ત થયા પછી જો તે રોગી પોતાનો શોક, મરણના ભયને ત્યાગ કરી આનંદવૃત્તિમાં આવી પિત્તને પીગળાવનારા અને કફને શોષન કરનારા ખાનપાન તથા વિહારનું સેવન કરે તો તે બેઉ જાતનાં જરત્પિત્ત મટી જાય છે, બાકી એની ચિકિત્સા કરવી એ નિષ્ફળ છે. ઉપર લખેલા આઠ પ્રકારના શૂળ રોગ પૈકી જે શૂળ વાયુથી ઉત્પન્ન થયલી હોય તે બસ્તીમાં થાય છે. પિત્તની શૂળ નાભીમાં થાય છે. કફની શૂળ હૃદય, પાસળાં અને પેડુમાં થાય છે. સન્નિપાતની શૂળ ઉપર કહેલા ઠેકાણે થાય છે. તે પ્રમાણે દ્વંદજશૂળ બેબે ઠેકાણે થાય છે. શૂળમાં શરીરમાં ખીલા માર્યા જેવી પીડા થા છે, તરસ લાગે છે, મૂર્છા થાય છે, ઝાડો, પેસાબ અને અધોવાયુ રોકાય છે, શરીર જડ, ભારે થઇ અન્નપર અભાવો થાય છે.

સ્વકારણોથી કુપિત થયલો વાયુ કફ—પિત્તની પાસે જઈ તેને દબાવી પોતે પ્રબળ થાય છે, જેથી અન્ન પચતાં અથવા અન્ન પચ્યા પછી જે શૂળ ઉત્પન્ન થાય છે તેને પરિણામશૂળ કહે છે.

એ શળ પણ આઠ પ્રકારની અને ઉપર કહેલા શળના ઉપદ્રવવાળી થાય છે.

જે શળને અન્નદ્રવ અથવા જરત્‌પિત્ત કહેવામાં આવે છે તેમાં અન્નનું પચન થયા પછી કિંવા તે પચતાં અથવા અજીર્ણ થતાં શળ હંમેશાં એકસરખાં રહે છે, તેમજ પથ્ય સેવનથી કિંવા જમ્યાથી કે ન જમ્યાથી શમતી નથી એવા લક્ષણવાળી શળને જરત્‌પિત્ત કહે છે.

જે શળ કોઇપણ જાતની હોય પરંતુ જ્યારે રોગીના શરીરનો માંસ સુકાઇ જાય, પવનથી કોઠો પુરાઇ જાય, પેશાબ બંધ થઇ જાય અને ચામડી ઉપર રાતી ચુંદડી પડી જાય અથવા હાથે પગે સોજા આવી જાય, આંખો પીળી થઇ જાય ત્યારે જાણવું કે રોગીનું મરણ પાસે આવે છે.

ઉપર પ્રમાણે વાયુના, પિત્તના અને કફના હીન—મિથ્યા અને અતિયોગથી તેમાં ખાસ કરીને અપાનવાયુ, સમાનવાયુ અને પાનવાયુના અતિયોગથી તમામ જાતની શળો ઉત્પન્ન થાય છે. જો પિત્તનો મિથ્યાયોગ થયો હોય તો બળત્રા વગેરે પીડા થાય છે અને કફનો મિથ્યાયોગ થયો હોય તો આધમાન, અનાહ વગેરે ઉપદ્રવ થાય છે.

શળ કે પરિણામ શળની ચિકિત્સામાં વાયુને અનુલોપન કરનારા, પાચકપિત્તને વધારનારા અને કલેદન, અવલંબન અને રસન કફને સુધારનારા ઔષધોપચાર તથા ખાનપાનની યોજના કરવાની જરૂર છે.

જો પેટમાં બહુ દુઃખતું હોય તો સાગના ઝાડનાં નવાં બીજનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી ઊના પાણી સાથે ફાકે અથવા ગોળમાં ગોળી કરી આસરે બેઆનીભાર ખાય તો શૂળ તરત નરમ પડે છે. જો પેટમાં દુખવા સાથે છાતીમાં ધભરામણ થતી હોય, ઊબકા આવતા હોય અથવા ઉલટી થતી હોય તો સાગના ઝાડનું બીજ નંગ એક પાણીમાં ઘસી પાઇ દેવાથી તરત શાંતિ થાય છે. જો પેટમાં બહુ દુખતું હોય અને પેઢુ શૂળાઇ જતું હોય તો દારૂડીના બીજ બે આનીભાર તથા શ્રીફળક્ષાર એક વાલ સાથે વાટી ઠંડા પાણી સાથે ફાકવાથી તરત સારૂ આવી શૂળને બેસાડી દે છે. કાચકાની સેકેલી મીજ, અજમો, સાંજીખાર, આંબાહળધર, સેકેલી હીંગ એ સર્વ સમભાગે લઇ વાટી વસ્ત્રગાળ કરી દિવસમાં ત્રણવાર વાયુની શૂળમાં ગરમ પાણી સાથે પિત્તની શૂળમાં છાશની સાથે અને કફની શૂળમાં ગોળની સાથે આપ્યું હોય તો શૂળ તથા પરિણામ શૂળને મટાડે છે. અથવા

ગંધકવટી:—સુંઠ, મરી, પીપર, હરડાં, બેડાં, આમળાં, સંચળ, અજમો એ એકેક તોલો અને ગંધક ચાર તોલા વાટી ચૂર્ણ કરી બબ્બે વાલનાં પડીકામાં અર્ધોવાલ શ્રીફળક્ષાર મેળવી દિવસમાં ત્રણવાર આપવાથી શૂળ મટે છે. અથવા **શંખાવટી**ની ગોળી બબ્બે અથવા **ક્ષુધાસાગરરસ**ની ગોળી ત્રણત્રણ, અથવા **શીતભંજીરસ**ની ગોળી બબ્બે, દિવસમાં ત્રણવાર પાણી સાથે આપવાથી પેટનો દુખાવો મટે છે. અથવા ઉપર લખેલી ગંધકવટીના ચૂર્ણને લીંબુના રસનો એક પટ આપી વટાણા જેવડી તેની ગોળી બનાવી બે અથવા ત્રણ ગોળી આપવાથી શૂળ મટે છે. અથવા **શમીર ગજ**

**કેશરી રસ** એટલે કાચા ઝેરકચુરાનો ભૂકો, અફીણ, કાળાંમરી સમભાગે લઈ, પાનના રસમાં ત્રણ દિવસ ઘુંટી મગ જેવડી ગોળી વાળવી, અને તે ગોળી ઝાડા ઉલટી સાથે પેટમાં દુખાવો ચાલતો હોય તો એકેક અથવા બબ્બે આપવાથી દુખાવો વગેરે બંધ થાય છે. અથવા **વિશાળાક્ષાર** તોલો પા ગરમ પાણી સાથે ફાકવાથી શૂળ મટે છે. અથવા **કાળીજીરીનો ક્ષાર** આપવાથી શૂળ મટે છે. અથવા કુંવારપાઠાંને લાવી તેના કટકા કરી એક વાસણને તળીએ છિદ્ર કરી તેમાં બત્તી ઘાલી, તેમાં કુંવારના કટકા ભરી, ઉપરથી મોઢું બંધ કરી, કપડમટ્ટી કરી જમીનમાં એક ખાડો પિત્તળની અથવા કાચની તપેલી બેસતી આવે એવડો ખોદી, તે તપેલી ઉપર કુંવાર ભરેલું વાસણ મૂકી, તેના સાંધાએ માટીને લેપ કરી, તે વાસણ ઉપર આસપાસ છાણા સીંચી, અગ્નિ આપવો. એવો બે વાર અગ્નિ આપવાથી કુંવારમાંનો રસ રાતા રંગનો અર્ક જેવો તપેલીમાં પડશે તેને શીશીમાં ભરી મુકવો જ્યારે કોઈ રોગીના પેટમાં બહુજ શૂળ મારતી હોય ત્યારે આ અર્કમાંથી બે તોલાને આસરે પાવાથી તરત દુખાવો બંધ થાય છે આ અર્કમાં થોડો સાજીખાર ભેળી મૂકયો હોય તો વધારે જલદી કામ કરે છે. અથવા ભોંયરીંગણીનું લીલું પંચાંગ લાવી, તેને ખાંડી, છિદ્રવાળા માટલામાં ભરી, કુંવારના અર્કની પેઠે તેનો અર્ક કાઢી શીશીમાં ભરી રાખવો. એ અર્ક અર્ધો અર્ધો તોલો દિવસમાં ત્રણ વાર આપવાથી પેટની અને છાતીની શૂળને મટાડે છે પરંતુ વિશેષ કરીને શરીરના સાંધાઓમાં મારતી શૂળપર અકસીર ઇલાજ છે.

**બૃહત્ ક્રવ્યાદરસઃ**—ગંધક તોલા આઠ, પારો તોલા ચાર,

તાગ્રભસ્મ તોલા ચાર, અને લોહભસ્મ તોલા ચાર. પ્રથમ પારો, તાંબુ અને લોહ એ ત્રણને ભેગાં વાટી, ગંધકને લોખંડના પાત્રમાં પીગળાવી તેમાં પારો, તામ્ર અને લોહ નાંખી, અગ્નિ ઉપર એકરસ કર્યા પછી, છાણના ઉપર કેળનું પાંતરૂં મૂકી તેના ઉપર લોહપાત્રમાંનો મસાલો નાંખી, ઉપર બીજું પાંતરું ઢાંકી તે ઉપર છાંણુ ઢાંકી દેવું, એટલે પર્પટી તૈયાર થશે. તે પર્પટીને બારીક વાટી ફરીથી લોહપાત્રમાં નાંખી, પીગળી જાય એટલે કેળના પાંતરાંની પેઠે એરંડાના પાંતરામાં ઢારી ફરી ચુર્ણ કરવું. તે પછી તેને લોહ પાત્રમાં નાંખી જરા પાણી થાય એટલે તેમાં વીશ તોલા એરંડાના પાંતરાનો રસ નાંખી પકાવવું. તે રસ સુકાઈ જાય એટલે ચાર તોલા લીંબુનો રસ, ચાર તોલા સુંઠ, મરી પીપર, પીપળીમૂળ, અને ચવ્વકનો ઉકાળો, અને ચાર તોલા અમ્લવેતનો રસ, અમ્લવેતનો રસ જો નહિ મળે તો ખાટા લીંબુનો રસ નાંખી, સુકાંતાં સુધી અગ્નિ પર રાખી લોખંડના તવેથાથી હલાવતા રહેવું જ્યારે એ ત્રણે વસ્તુનો રસ સુકાઇ જાય ત્યારે પાછું એજ વસ્તુનો રસ અને એજ ઉકાળો મેળવીને ફરી પચાવવું. એવી રીતે લીંબુનો રસ, ઉકાળો અને અમ્લવેતસના રસની ઉપર પ્રમાણે પચાશ ભાવના આપવી ત્યાર પછી ઉપરના ઔષધ એટલે પારા ગંધક આદિનું જેટલું વજન હોય તેટલા વજન જેટલું સેકેલા ટંકણખારનું ચુર્ણ મેળવવું. તે પછી ટંકણખારથી અર્ધા વજને સંચળ મેળવવો, અને સઘળા ચુર્ણની બરાબર મરીનું ચુર્ણ મેળવવું. તે પછી ચણાના ક્ષારના પાણીની સાત ભાવના આપવી, અને સુકાયા પછી તેની વટાણા જેવડી ગોળીઓ વાળવી. એ ગોળી પૈકી એક અથવા બે

ગોળી છાશ સાથે આપવાથી કોઈપણ પ્રકારની પેટમાં મારતી શૂળને અર્ધા કલાકમાં નરમ પાડે છે. આ કૃવ્યાદરસથી અજીર્ણ, પેટનું ચડવું, મળનો અવરોધ અને પેટનો દુખાવો જરૂર મટે છે. જો કે શાસ્ત્રમાં સેંકડો રોગપર ચાલવાનું લખ્યું છે, પરંતુ અજીર્ણ અને શૂળ ઉપર તો આબાદ કામ કરે છે.

**હિંગાષ્ટકચુર્ણ**:—સુંઠ, મરી, પીપર, અજમો, સિંધવ, સંચળ, શાહજીરૂ અને કુલવેલી હીંગ એ આઠ વસ્તુ સમભાગે લઇ, વાટી વસ્ત્રગાળ કરી, પાણી સાથે ફકાવવાથી અજીર્ણ તથા પેટના દુખાવાને મટાડે છે. એ હિંગાષ્ટક ચૂર્ણને જમતાં પહેલાં એક કોળીયા ભાતમાં બે આનીભાર મેળવી તેમાં બે આનીભાર ઘી નાંખી, તે ભાત પહેલાંથીજ ખાઇ, ઉપરથી બીજો ખોરાક ખાય તો લાંબા દિવસના સેવનથી આઠ પ્રકારની પરિણામ શૂળને મટાડે છે. અથવા હીંગાષ્ટક ચૂર્ણ વાલ બે, શંખભસ્મ વાલ એક તથા ઝેરકચુરાનું શુદ્ધ કરેલું ચૂર્ણ (ઘીવેલમાં બનાવેલું) વાલ બે મેળવીને ઉના પાણી સાથે આપવાથી વાયુની અને કફની શૂળ તરત મટે છે. અને પિત્તની શૂળમાં છાશ સાથે આપવાથી તરત ફાયદો થાય છે.

## ગુલ્મરોગ.

જ્યારે મિથ્યા આહાર અને મિથ્યા વિહારથી આમાશયમાં રહેલો ક્લેદનકફ અને અગ્નાસયમાં રહેલાં પાચકપિત્તને વાયુ પોતાના અતિયોગથી સુકવીને તેને પેટના આંતરડાંમાં ફેરવે છે, જેથી ગોળાકાર અથવા લંબગોળાકાર જેવી એક અથવા વધારે ગાંઠો પેટમાં ફરતી જણાય છે અને તે સાથે અત્યંત

દુખાવો થાય છે તેને ગુલ્મરોગ કહે છે. જો કે વાતગુલ્મ, પિત્તગુલ્મ, કફગુલ્મ, ત્રિદોષગુલ્મ અને રક્તગુલ્મ એ રીતે ગુલ્મરોગ પાંચ પ્રકારના નક્કી કરેલા છે. તે પ્રમાણે બે બાજુના પાંસળાં, હૃદય, નાભી, અને બસ્તી એ પાંચ સ્થાનો ગુલ્મનાં સ્થાન તરીકે નક્કી કરવામાં આવ્યાં છે. જો કે ગુલ્મની ગાંઠ ગમે તે દોષથી ઉત્પન્ન થએલી હોય તોપણ તેમાં વાયુનો અતિયોગ અને જે દોષનું નામ આપવામાં આવે તેનો મિથ્યાયોગ અને બીજાનો હીનયોગ થાય છે એટલે પિત્તગુલ્મમાં પિત્તનો મિથ્યાયોગ અને કફગુલ્મમાં કફનો મિથ્યાયોગ થાય છે. તે પ્રમાણે કૂખ, નાભી, અને બસ્તીમાં થએલો ગુલ્મ ચળ છે, અને હૃદયમાં થયલો ગુલ્મ અચળ છે. એટલે ગુલ્મનો ચળાચળ ભાવ તેને ફરવાના અવકાશ ઉપર રહેલો છે. પાંચમા પ્રકારનો રક્તગુલ્મ છે તે સ્ત્રીઓનેજ થાય છે તેનું કારણ એવું છે જે રજો દર્શનના રૂધીરમાં વાયુનો અતિયોગ થવાથી અને પિતનો હીનયોગ તથા કફનો મિથ્યાયોગ થવાથી, વાયુ તેને સુકવે છે જેથી પડ વાળો ગોળો (ગાંઠ) ઉત્પન્ન થાય છે અને જેમ જેમ માસ વધતો જાય તેમ તેમ રજ કફ સાથે મળીને વાયુથી બનેલા પડને ફૂલાવતું જાય એટલે જેમ માસે માસે ગર્ભવૃદ્ધિ પામતો જાય છે તેમ માસે માસે આ ગોળો વૃદ્ધિ પામતો જાયછે. આ રક્તગુલ્મમાં કફનો મિથ્યાયોગ થવાથી તે સ્ત્રીનું શરીર, નીતંબ, અને સ્તન ભારે થતાં જાયછે અને મુખમાં રસનકફના મિથ્યાયોગથી અરૂચિ, મોળ, અને ઉબકા શરૂ થાયછે, એટલે સામાન્ય રીતે ગર્ભને લગતા તમામ લક્ષણો દેખાય છે. એટલા માટે આયુર્વેદાચાર્યોએ રક્તગુલ્મની ચિકિત્સા નવમાસ પૂરા થયા પછી કરવાની આજ્ઞા આપી છે.

નિદાનશાસ્ત્ર જોતાં રક્તગુલ્મ છે કે ગર્ભ છે? તે જાણુવાનું ચોક્કસ સ્ફૂટ પ્રમાણુ જણાતું નથી પરંતુ રક્તગુલ્મ પારખવાની એવી રીત છે કે જો પાંચ મહીનાનો અથવા સાત મહીનાનો ગર્ભ હશે તો તો તે ગર્ભની ગાંઠને ખસેડવા જઇશું તો તે પોતાના સ્થાન પરથી ખસશે નહિ, પરંતુ રક્તગુલ્મની ગાંઠ હશે તો પેઢુ પરથી દાબતાં ડાબા પાંસળામાં અથવા જમણા પાંસળામાં જેમ દબાવીશું તેમ ચાલી જશે. તે સ્ત્રીને સુવાડીને આપણે તે ગાંઠને દબાવીને ડાબા કિંવા જમણા પડખામાં અથવા પેટમાં લાવીને રોકી શકીશું, પણ તે સ્ત્રી બેઠી થઈ કે પાંસળામાંથી નીકળીને તે ગાંઠ ગર્ભસ્થાનમાં આવીને ગર્ભના જેવી દેખાશે. બીજી પરીક્ષા એવી છે કે આઠ આઠ આંગળ લાંબા પહોળા સફેદ ધોળા રંગના કપડાના કટકા લઈ, તે બેઉ કટકાને ગેરૂના પાણીમાં બોળી, સરખા નીચોવી, એક કટકો પેઢુની ગાંઠ ઉપર અને બીજો પેટ ઉપર મૂકવો. જો ગર્ભની ગાંઠ હશે તો બેઉ કટકા એકી વખતે સુકાઇ જશે, પણ રક્તગુલ્મ હશે તો ગુલ્મની ગાંઠવાળો કટકો મોડો સુકાશે, એટલે એવી રીતની પરીક્ષા કરવાથી આપણા મનમાંથી શંકા નીકળી જશે. રક્તગુલ્મની ચિકિત્સા જે નવ મહિના પછી કરવાની કહેલી છે તેનું એક કારણ એવું પણ છે કે નવ માસ પછી એ ગાંઠ પરિપકવપણાને પામે છે તેથી જો કોઈ ચિકિત્સકને શસ્ત્ર કર્મ કરવું હોય તો સહેલાઇથી કરી શકાયછે, અને ગાંઠ પરિપકવ ન થઈ હોય છતાં સસ્ત્રકર્મ કરવામાં આવે છે. તો તે સ્રીના જાનનું જોખમ થવાનો સંભવછે. સ્રીના પેટમાં ગાંઠ થયા પછી જો તે સ્રી સધવા હોય તો તો ગર્ભનારૂપમાં ગણાયા પછી કોઇ જાતનો ભય રહેતો નથી પરંતુ જો તે સ્રી વિધવા હોય તો રક્ત-

ગુલ્મ થયા પછી તે રોગ છે કે ગર્ભ છે? એવો નિશ્ચય નહિ થવાથી તેના આસપાસના કુટુંબીજનોમાં ગર્ભની શંકા ઉત્પન્ન થવાથી, તે સ્ત્રી ભારે વિપત્તિમાં આવી પડે છે એટલા માટે રક્તગુલ્મની ખાત્રી થયા પછી ભલે કોઈ ચિકિત્સ મુલ્તવી રાખે તો અડચણ નથી; પરંતુ ચિકિત્સા કરવાથી રક્તગુલ્મ સુખસાધ્ય રીતે મટી શકે છે.

૧. **વાતગુલ્મ**:—જે પદાર્થોથી વાયુનો હીન–મિથ્યા કે અતિયોગ થાય તેવા પદાર્થોનું સેવન કરવાથી અપાનવાયુમાં અતિયોગ થઈ તે સમાનવાયુમાં મિથ્યાયોગ કરી પાચકપિત્તનો હીનયોગ કરે છે, જેથી વાયુના અતિયોગને લીધે અન્નને પચાવનારાં આતરડાં સૂકાય છે, એટલે ખાધેલું અન્ન તથા વાયુને ફરવાના માર્ગનો સંકોચ થવાથી તેમાં શૂળ ઉત્પન્ન થાય છે અને તે શૂળને ઉત્પન્ન કરતો વાયુ આંતરડાંમાં ગાંઠનુંરૂપ ધારણ કરી ગોળ અથવા લંબગોળ આકારમાં વખતે નાની અને વખતે મોટી ગાંઠના આકારમાં જણાય છે, અને જે શૂળમાં સોયો ઘોંચવા જેવી પીડા થાય છે તેને વાતગુલ્મ કહે છે. વાતગુલ્મમાં અપાનવાયુનો અતિયોગ થઈ સમાનવાયુનો મિથ્યાયોગ થવાથી, અધોવાયુ છૂટતો નથી સમાનવાયુ પાનવાયુમાં અતિયોગ કરે જેથી રોગીનું ગળું મુખ સૂકાય છે. વ્યાનવયુના અતિયોગને લીધે જો રસધાતુ સૂકાય તો રોગીની ચામડી અસ્માની રંગની અને જો રક્તધાતુ સૂકાય તો ચામડીનો રંગ રતાશ પડતો દેખાય છે. વાયુના પાંચે સ્થાનમાં અતિયોગ થવાથી જેમ હવામાં વંટોળીયો થાય છે તેમ શરીરના દરેક ભાગમાં વાયુ આવર્તન કરે છે તેથી હૃદય, કૂખ, પાંસળાં, ખભા અને

આંખો દુખે છે. ખાધેલું અન્ન પાચન થયા પછી ગાંઠ વધારે ઉપસી આવે છે, એટલે વાયુના સંપૂર્ણ ઉપદ્રવો જણાય છે.

૨. **પિત્ત ગુલ્મ.** તીખું, ખાટું, તિક્ષ્ણ, ઉષ્ણ, બળત્રા કરવાવાળું તથા લુખું અન્ન ખાવાથી, ક્રોધથી, અત્યંત મદીરાપાન કરવાથી, અત્યંત તડકામાં ફરવાથી, અત્યંત અગ્નિ પાસે બેસવાથી ખાધેલા અન્નનો રસ વિદગ્ધ થવાથી તે રોગીને વિદગ્ધાજીર્ણ થાય છે. એ અજીર્ણથી પિત્ત દગ્ધ થઈ ગુલ્મના રૂપમાં ગોળો બંધાઈ પાચકપિત્તના તથા રંજકપિત્તના સ્થાનમાં ગાંઠનું રૂપ દેખાય છે, જેથી પિત્તના પાંચે સ્થાનમાં પિત્તનો મિથ્યાયોગ થાય છે, એટલે વાયુથી પિત્તના રસને આવર્ત થવું પડે છે, જેથી ભ્રાજકપિત્ત તાવ લાવે છે, સાધકપિત્ત તરસ લગાડે છે, આલોચકપિત્ત મુખનો રંગ લાલ બનાવે છે, પાચકપિત્તની સાથે રહેલો વાયુ અન્નને પાચન કરતાં શુળ ઉત્પન્ન કરે છે. સાધકપિત્ત દગ્ધ થવાથી શરીરની ભીતર બળત્રા થાય છે અને પાકેલા દરદની પેઠે ગુલ્મની ગાંઠ હાથનો સ્પર્શ સહન કરી શકતી નથી, એવા લક્ષણવાળા ગુલ્મને પિત્તગુલ્મ કહે છે.

**કફગુલ્મ**—ઠંડા, ટાઢાં, જડ, ચીકણા પદાર્થનું સેવન કરવાથી, જમ્યા ઉપર જમવાથી, દિવસે ઉંઘવાથી, કફનો અતિયોગ થઈ વાયુ સાથે આવર્ત થઈ ગાંઠનું રૂપ ધારણ કરી હૃદયમાં, કૂખમાં, બરોળમાં પીડા ઉત્પન્ન કરે છે. અને કફના અતિયોગને લીધે શરીર ભીનું લાગે છે, સુસ્તી આવે છે, ગ્લાનિ થાય છે, ખાંસી તથા શ્વાસ થાય છે, પીડા થોડી થાય છે પણ ગુલ્મની ગાંઠ ઉપસેલી હોય છે તેને કફગુલ્મ જાણવો.

એવી રીતે એકેક દોષના અથવા બબ્બે દોષના અને ત્રિદોષના મિશ્ર લક્ષણો અને મિશ્ર ઉપદ્રવો જણાય તે તે પ્રમાણે તેનું નિદાન કરવું.

જે ગુલ્મમાં ક્રમથી ધીરે ધીરે વૃદ્ધિ પામતી ગુલ્મની ગાંઠ જ્યારે આખા પેટમાં છવાઇ જાય છે અને જેને લીધે દોષો ધાતુઓને ઉત્પન્ન કરતાં અટકી જાય છે ત્યારે ગુલ્મની ઉપર નાડીઓના જાળાં વીંટાઈ વળે છે અને ગુલ્મની ગાંઠ કાચબાની પીઠ માફક ઉપસેલી હોય છે ત્યારે તેને અસાધ્ય જાણવો. એટલી સ્થિતિએ ગાંઠ આવી એટલે રોગી અશક્ત બને છે, અન્નનો અભાવ થાય છે, ગભરાટ અને સંતાપ થાય છે, ઉધરસ અને ઉલટી થાય છે, તાવ, તરસ અને ઊંઘથી આખો દિવસ ધુંધ બની રહે છે, તે રોગીને અસાધ્ય જાણવો. ઉલટી અને પાતળા દસ્તથી જે ઘણો હેરાન થાય છે, તેવા ગુલ્મરોગીના હાથ–પગ, હૃદય અને નાભી ઉપર સોજો ચઢી આવે છે, અને પછી તરત તેને તાવ અને દમ થઇ આવે છે, આવી સ્થિતિએ પહોંચતાં રોગી પ્રાણમુક્ત થાય છે. વળી દમ, શૂળ, તરસ, અન્નદ્વેષ, અને ગુલ્મની ગાંઠ એકદમ મટતાં એટલે સમાઇ જતાં રોગી તદન અશક્ત થઇ જાય તો સમજવું કે રોગીનું મોત આઘું નથી.

જો રોગીને રક્તગુલ્મ થયો હોય અને તેની ગાંઠ પરિપક્વ-પણાને પામી હોય એટલે નવ મહિના વીતી ગયા હોય તો તે રોગીને

**સ્નુહીક્ષીરગુટિકા:**—એક શીશીમાં સેકેલી ચણાની દાળ ભરવી. પછી તેમાં કંટાળા (શુંગળી) થોરનું દૂધ ભરવું. તેને ખુબ

મારી તે શીશીને ચુલાની આગમણમાં દાટવી. જો સગવડ ન હોય તો શીશીસમાંય એવડો ખાડો ખોદી તે ખાડામાં શીશી મૂકી, ઉપર છ આંગળ મંટોડું દાબી, દરરોજ પાંચ દિવસ સુધી પાંચ પાંચ શેર છાણુંનો અગ્નિ બાળવો. પાંચમે દહાડે તે શીશી કાઢી લઇ તેનું પાસું બદલી પાછી તે ખાડામાં દાટી, ઉપર પ્રમાણે અગ્નિ આપવો. એવી રીતે દશમે દહાડે તે શીશીને કહાડશું તો શીશીના બે કટકા થયલા નીકળશે, તેથી સંભાળીને કાઢી લઇ, તે દૂધવાળી દાળને બારીક વાટી, વટાણા જેવડી ગોળી વાળવી. તડકે સુકાયા પછી ભરી મુકવી. રકતગુલ્મના રોગીને દિવસમાં બબ્બે ગોળી ત્રણ વખત પાણી સાથે ગળાવી, તે ઉપર આખા દિવસમાં એક પપઈનું પાકું ફળ વગર ખાઈલું ખવડાવવું અને તે રોગીને મીઠાશ જરાપણ ખાવા દેવી નહિ. એવી રીતે ચારથી છ મહિના સુધી મીઠાશની પરેજી કરાવી, પપઈના ફળ ખવડાવી, આ ગોળીનું સેવન કરાવવાથી રક્તગુલ્મ કોઇપણ જાતની સ્વેદન, છેદન, કે ભેદનક્રિયા કર્યા સિવાય યોનિમાર્ગેથી લોહી કે પરૂ પડ્યા સિવાય, ગાંઠ પીગળીને મટી જાય છે અને રોગી તંદુરસ્ત બને છે. રોગીને ઘણો અટકાવ આવતો હોય તો તે નિયમિત્ત થાય છે અને ગુલ્મને લીધે બંધ થઇ ગયો હોય તો પાછો શરૂ થાય છે. આ ગોળીથી જુલાબ, ઉલટી, ગભરામણ કે પેટમાં દૂખાવો થતો નથી.

જો વાયુનો ગુલ્મ હોય તો દીવેલીનો ખોળ, હળદર સુકી, મીઠું, ભેગું ખાંડી, થોડું પાણી નાંખી ગરમ કરી, પેટ પર તેના પાટા બાંધવા. અથવા કાળા તલ ખાંડી તેમાં કાળી રેતી મેળવી ચેણીમાં ગરમ કરી તેની પોટલી બાંધી તે વડે શેક કરવાથી ઘણો ફાયદો થાય છે. અને શ્રાદ્ધ્ઽક્રવ્યાદરસની બબ્બે ગોળી ખાટી છાશ

સાથે આપવાથી ગુલ્મને વેરી નાંખે છે. અથવા શંખાવટી, સ્નુહીક્ષીરગુટિકા, શીતભંજીરસની બબ્બે ગોળી આપવાથી પણ વાતગુલ્મ મટે છે. જો પિત્તગુલ્મ હોય તો, જ્યારે પુષ્કળ શૂળ ચાલતી હોય ત્યારે ડુંટીના ઉપર ધાતુનું પાત્ર મૂકી તે પાત્રમાં થોડું બરફ (આઇસ) નાંખી રહેવા દેવું એટલે પિત્તની શૂળ અને પિત્તગુલ્મનો દુખાવો નરમ પડે છે. પિત્તગુલ્મમાં પિત્તને શાંત કરે અને વાયુનું અનુલોમન કરે એવા ઉપચારો કરવાથી વિશેષ ફાયદો થાય છે. પરંતુ અમારા વિચાર પ્રમાણે અમૃતહરિતકી પિત્તગુલ્મને લાંબા દિવસના સેવનથી જરૂર મટાડે છે જો કફગુલ્મ થયો હોય તો મીઠું અને રેતીમાં તલના ખોળ મેળવી, ખાંડી, થોડું પાણી નાંખી ગરમ કરી તેના પાટા બાંધવા. અથવા મીઠું, હળધર, અજમો, હીંગ અને સુવા સમભાગ મેળવીને ગરમ કરી પોટલી બાંધી તેનો શેક કરવો; અને કફગુલ્મના રોગીને રસસિંદૂર કે શીલાસિંદૂર આપી, ઉપર સ્નેહપાન કરવાથી ફાયદો થાય છે. અથવા આગળ બતાવેલો કુંવારનો અર્ક અગર લોંઘલીંગણીનો અર્ક, દિવસમાં ત્રણવાર બબ્બે તોલા આપવાથી કફગુલ્મ મટે છે. અથવા સાગના બીજની ગોળી આપવાથી વાત-કફગુલ્મમાં વધારે ફાયદો થાય છે.

**ઝાડવાની માત્રા**—અરણીના લાકડાં, મરીકથારનાં લાકડાં, દીવેલાના લાકડાં, તલના તલસરા, ખરસાણીની ડીરી કંટાળાથોરના લાકડાં, આંકડાના લાકડાં, કેળનો થોથો, તુળશી, આમલીના ફળ ઉપરના છોડાં; એ પ્રમાણેના ઝાડોનાં લાકડાં એટલે ડાંખળાં, મળે તો ફળ ફુલ પાંતરાં સાથે એકઠાં કરી, સૂકવી, એક ખાડો ખોદી તે ખાડામાં અર્ધાં લાકડા ભરી બાળી મૂકવાં. તેનો પાકો દેવતા થાય

એટલે અજમો, અજમોદ, સુંઠ, સુકી હળદર, આંબા હળદર, સાજીખાર, સંચળ, સિંધવ, બંગડીખાર, જવખાર, પાપડીયોખાર એ બધાં વસાણાં એકેક શેર લઇ, ખાંડી પેલા ખાડામાં નાંખવાં. પછી બાકીના લાકડાં તે ઉપર બાળવાં બળીને તેની ભસ્મ થઇ જાય તેવી રીતે ઠંડા પડયા પછી તે તમામ ઝાડવાંની રાખોડી, અંદર નાંખેલા ક્ષાર સાથે કાઢી લઇ, એક મોટા તપેલામાં નાંખી, તેમાં પાણી રાખોડીના વજન કરતાં ત્રીસગણું નાંખી, રહેવા દેવું. દરરોજ દિવસમાં બે ત્રણવાર, લાકડીથી તેને હલાવવું. હાથ ઘાલીને હલાવશો તો વખતે હાથે છાલાં પડશે. ચોથે દિવસે તે પાણીને નીતરવું ગાળી લઇ, ચૂલા પર ચઢાવી બાળતાં બાળતાં જ્યારે દૂધપાક જેવો ક્ષારનો રગડો થાય ત્યારે ઉતારી લઇ, તે ક્ષારને તડકે સુકવી, વાટી, મજબૂત બુચવાળી શીશીમાં ભરી લેવો. જો હવા લાગશે તો એ ક્ષારનું પાણી થઇ જશે. એ ક્ષારમાંથી ત્રણે પ્રકારના ગુલ્મના રોગીને અથવા પેટના દુખવાના રોગીને અથવા બરોળ કે યકૃતમાં સોજો આવ્યો હોય તેવા રોગીને એકેક વાલ, દિવસમાં ત્રણવાર, છાશ સાથે અથવા ગરમ પાણી સાથે આપવાથી ગુલ્મરોગ સારા થાય છે.

## ઉદાવર્ત રોગ.

જે માણસ ભયથી, શોકથી, લજ્જાથી, અને આળસથી પોતાના શરીરમાં ઉત્પન્ન થતા તેર પ્રકારના વેગો પૈકી જે પ્રકારના વેગને રોકે છે, જેથી પોતાના સ્થાનથી ચલીત થયલા દોષોને તે તે સ્થાનમાં રહેલો અપાનવાયુ બહાર કાઢવા દે નહિ, અથવા તે તે સ્થાનોમાં

રહેલા પિત્ત તથા કફને જોઇતું પોષણ મળે નહિ, બલ્કે ઉલટા તેને સુકવી નાંખે, જેથી શરીરમાં જે જે સ્થાનના વેગોને રોકવામાં આવે તે તે સ્થાનના દોષોમાં હીન-મિથ્યા અને અતિયોગ થવાથી જે પીડા શરીરમાં ઉત્પન્ન થાય તેને ઉદાવર્ત રોગ કહે છે. કેટલાક દેશોમાં એવો રીવાજ છે કે સભામાં બેઠેલા અથવા વડીલની પાસે બેઠેલા કોઈપણ માણસ અધોવાયુને અવાજ સાથે જવા દે તો તેની આબરૂ જાય. બલ્કે ભોગજોગે અધોવાયુ છૂટી ગયો તો તે માણસ એટલો બધો અફસોસ કરે કે ઘણા દિવસ સુધી કોઇને મ્હોં પણ બતાવી શકે નહિ! એવીજ રીતે અધોવાયુના વેગને, વિષ્ટાના વેગને, મૂત્રના વેગને, બગાસાંના વેગને, આંસુના વેગને, છીંકના વેગને, ઓડકારના વેગને, ઉલટી, શુક્ર, ક્ષુધા, તૃષા, શ્વાસ અને નિદ્રાના વેગને રોકવાથી જુદી જુદી જાતના તેર પ્રકારના ઉદાવર્ત રોગ થાય છે. બીજા રોગોમાં મિથ્યા અહાર અને વિહાર અથવા કોઈ આગંતુક કારણથી રોગ ઉત્પન્ન થાય છે, અથવા માનસીક વિચારથી રોગ ઉત્પન્ન થાય છે, પરંતુ આ ઉદાવર્તમાં લજ્જાથી અધોવાયુ, આળસથી મળ મૂત્ર, ભયથી બગાસાં, છીંક, ઓડકાર, શુક્ર, ક્ષુધા, તૃષા અને નિદ્રા અને શોકથી આંસું, ઉલટી, શ્વાસના વેગને રોકવા પડતા હોવાથી કાંઇ આગંતુક કારણ કહેવાય નહિ. એટલે ઉદાવર્તમાં જે જે વેગને રોકવાથી જે જે ઉપદ્રવો શરીરમાં વ્યાધિરૂપે જણાય છે તેનું નિદાન કરવામાં ચિકિત્સકો મિથ્યા અહાર અને મિથ્યા વિહારથી ઉત્પન્ન થયલા ઉપદ્રવો માનીને તેની ચિકિત્સા કરવા જાય તો તેમાં તે નિષ્ફળ નીવડે છે, કારણ કે મિથ્યા અહાર-વિહારથી દોષમાં તેનો હીન-મિથ્યા અને અતિયોગ થઇને દોષોના આશયને તથા અગ્નિની કળાને બિગાડી

ઉપદ્રવરૂપે દેખાય છે, અને આ ઉદાવર્તમાં ભયથી, શોકથી અથવા આળસ કે લજ્જાથી શરીરના ચાલતા પ્રવાહને ઉલટી દિશામાં વહેવડાવવાથી મળોમાં બગાડ થઇ, પછીથી દોષો, ધાતુઓ, આશયો અને કળાઓમાં બગાડ થાય છે; માટે જ્યાં સુધી રોગીએ કયા વેગને રોકેલો છે તે શોધી કહાડી તેનું નિદાન કરવામાં નહિ આવે ત્યાંસુધી તે રોગીના ઉપર કોઇપણ જાતની ચિકિત્સા ફળીભૂત થઇ શકતી નથી.

ઉદાવર્ત રોગમાં મુખ્યત્વે કરીને વાયુ પ્રાધાન્યપણું ભોગવે છે. એટલે અધોવાયુ, મળ અને મૂત્ર રોકવાથી અપાનવાયુનો હીન–મિથ્યા કે અતિયોગ થાય છે. ક્ષુધા, તૃષા રોકવાથી સમાનવાયુનો, બગાસાં, ઓડકાર, ઉલટી અને શ્વાસ રોકવાથી પાનવાયુનો, નિદ્રા, આસુ અને છીંક રોકવાથી ઉદાનવાયુનો તથા શુક્ર એટલે કામના વેગને રોકવાથી પાંચે વાયુનો હીન–મિથ્યા અને અતિયોગ થાય છે.

**અધોવાયુ રોકવાથી** વાયુ, મળ અને મૂત્ર કબ્જ થાય છે, પેટ ચડે છે, પેટમાં દુખાવો થાય છે અને વખતે રોગી બેહોશ થાય છે. **ઝાડો રોકવાથી** પેટમાં ગુડગુડ શબ્દ થાય છે, ચુંક આવે છે, ગુદામાં સોયા ભોંકાય એવી પીડા થાય છે, મળ કઠણ થઇ જાય છે અને વખતે મળની ગંધવાળા ઓડકાર આવે છે. **મૂત્ર રોકવાથી** મૂત્રાશય અને લીંગમાં શૂળ મારે છે, મૂત્રકૃચ્છ થાય છે, માથામાં શૂળ મારે છે, ગાત્રો શિથિલ થઇ જાય છે, અંડકોષમાં પીડા થાય છે અને વખતે અંડની સંધિ ખેંચાઇ જાય છે. **બગાસું રોકવાથી** ડોકની નસો અને ગળું તણાય છે, મસ્તકમાં વાયુની પીડા થાય છે અને તેમાંથી આંખના નાકના, મુખના અને કાનના રોગો લાગુ પડે

છે. આંસું રોકવાથી નેત્રના રોગો, અને માથા ઉપર બોજો મૂકયો હોય એવું થાય છે તથા વખતે પીનસરોગ થઇ જાય છે. છીંક રોકવાથી ડોકી ખેંચાય છે, કપાળ દુખે છે, અર્ધું મુખ વાંકું થાય છે, આદાશીશી થાય છે અને બધી ઇંદ્રિઓ દુર્બળ બને છે. ઓડકાર રોકવાથી કંઠ અને મોઢું ભર્યા જેવું લાગે છે અને તેમાં સોયો ભોંકાયા જેવી પીડા થાય છે, તોતડું બોલાય છે, શ્વાસ અને પ્રશ્વાસ લેવાતા અટકી જાય છે અને વખતે હેડકી જેવા વાયુમાંથી ઉત્પન્ન થનારા ભયંકર વિકાર ઉત્પન્ન થાય છે. ઉલટીના વેગને રોકવાથી શરીરે ખુજળી થાય છે, મોટાં મોટાં ઢીમાં થાય છે, અન્નપર અભાવો થાય છે, મુખપર કાળા ડાઘ પડે છે, સોજા અને પાન્ડુરોગ થાય છે, તાવ આવે છે અને વખતે કોઢનો અને વિસર્પનો ભયંકર વ્યાધિ થાય છે. કામના વેગને તથા શુક્રના વેગને રોકવાથી મૂત્રાશયમાં સોજો ચઢે છે અને તેમાં અસહ્ય તીવ્ર અને તિક્ષ્ણ વેદના થાય છે. પેશાબ કબજ થાય છે, શુક્રાસ્મરી (પથરી) બંધાય છે, વીર્ય ગળે છે અને વખતે ઇન્દ્રિના સોજાથી મનુષ્યનું મરણ થાય છે. ભુખના વેગને રોકવાથી આંખે અંધારા આવે છે, શરીર કળે છે, અરૂચ્ય થાય છે અને આંખોમાં ખાડા પડી જાય છે. તરસના વેગને રોકવાથી ગળું તથા મોઢું સુકાય છે, કાન બહેરા થાય છે, હૃદયમાં પીડા થાય છે અને શરીરનો રસધાતુ તથા રક્તધાતુ સુકાય છે. શ્વાસોશ્વાસના વેગને રોકવાથી હૃદયરોગ, મૂર્છા અને ગુલ્મની ગાંઠ થાય છે. નિદ્રાના વેગને રોકવાથી બગાસાંપર બગાસાં આવે છે, આખું અંગ કળે છે, નેત્ર અને માથું અત્યંત ભારે થઇ જાય છે અને ઝોકાંપર ઝોકાં આવે છે.

ઉપર પ્રમાણેના તેર જાતના ઉદ્દાવર્તના લક્ષણ ઉપરથી રોગનું સ્વરૂપ સમજાયા પછી જે જે કારણથી રોગ ઉત્પન્ન થયો હોય તે તે કારણનો ત્યાગ કરવાથી અથવા જે જે વેગો રોકાયલા છે તે તે વેગની પ્રવૃત્તિ કરાવ્યાથી તે તે ઉપદ્રવની શાંત થાય છે; પરંતુ ઉદ્દાવર્તમાં ભયંકર રૂપો ધારણ કરનારા અધોવાયુ, મળ, મૂત્ર, કામ અને શ્વાસના વેગને રોકવાથી જે રોગ થાય છે તેની ચિકિત્સા દીપન-પાચન, અનુલોમન, સમન અને ભેદન ઓષધવડે કરવી. સામાન્ય રીતે એ ચાર ઉદ્દાવર્તમાં "અમૃતહરિતકી, ક્ષુધાસાગરરસ, શ્રીફળક્ષાર, વિશાળાક્ષાર, સ્નુહીક્ષીર ગુટિકા અને હીંગાષ્ટક ચૂર્ણ" વધારે કામ કરે છે- અથવા કામના વેગને રોકવાથીથતા ઉપદ્રવનાં ચંદ્રપ્રભા ગુટિકા કે જે પ્રમેહના નિબંધમાં લખવામાં આવશે તેનુ સેવન કરવાથી ઘણો ફાયદો થાય છે. તેવી રીતે ભૂખને રોકવાના ઉદ્દાવર્તમાં તર્પણક્રિયા એટલે પેયા, યવાગુ, વિલેપી વગેરે પકવાનો, દીપન પાચન એટલે હિંગાષ્ટક જેવા ચૂર્ણો મેળવીને પાવાથી ઘણો ફાયદો થાય છે. મળને રોકવાથી મળની ગાંઠ બંધાઇ ગઈ હોય તો તેના ગુદાદ્વારમાં સ્નેહ-બસ્તી (પીચકારી) નો ઉપયોગ કરવો, અને તે પછી તેને સારક, અનુલોમન અથવા ભેદન ઓષધો એટલે હરડે, હીંગ અને કડુ જેવાં પદાર્થો જેમાં આવ્યા હોય એવા ઓષધની યોજના કરવી, એટલે ઉદ્દાવર્તરોગ મટી જશે. ઉદ્દાવર્ત રોગમાંથી ઘણી વખતે અનાહવાયુ જેને અંગ્રેજીમાં "ડિસ્પેપસીયા" કહે છે તે થાય છે, એટલે તે રોગીથી ખવાતું નથી, ખાય તો હજમ થતું નથી અને પેટ ભારેનું ભારે જણાયા કરે છે, જેથી દીનપરદીન પેટ વધતું જાય છે અને શક્તિ

મટી જાય છે, તેવા રોગમાં પથ્યાગુગળ, અમૃતહરિતકી અને કૃમિ-શત્રુ તથા શંખાવટીની બબ્બે ગોળી દિવસમાં ત્રણવાર બે ત્રણ અઠિના લાગટ આપવાથી અનાહવાયુ મટી જાય છે. इत्यलम्.

## બીજા વૈદ્યરાજો તરફથી આવેલા અનુભવી ઇલાજો.

### વૈદ્ય ધીરજરામ દલપતરામ ગુજ્જરફળીયા—સુરત.

ક્ષારામૃત ચુર્ણ:—સંચળ તોલો ૧. સિંધવ તો. ૧ સાજી તો. ૧ વરાગડુ મીઠું તો. ૧ ટંકણખાર તો. ૧ નવસાર તો. ૧. બંગડી-ખાર તો. ૧ ખડીયોખાર તો. ૧. જવખાર તો. ૧. મરી તો. ૨ હરડે તો. ૨ આમળાં તો. ૨ સુવા તો. ૨ સુંઠ તો. ૨. પીપર તો. ૨. એડાં તો. ૨. અજમો તો. ૨. લસણની કળી તો. ૫. પ્રથમ લસણ સિવાયની બધી વસ્તુઓને ખાંડી વસ્ત્રગાળ કરવું. પછી લસણને જુદું ઘુંટી તેમાં ૩–૪ લીંબુનો રસ નાંખી ઘુંટતા જવું, અને થોડું થોડું પેલું ચૂર્ણ નાંખતા જવું. સઘળું ચૂર્ણ તેમાં મળી જાય એટલે તેને છાંયામાં સુકવી બાટલીમાં ભરી રાખવું. આ ચૂર્ણમાંથી બેઆની ભાર ફાકી ઉપર આદુ ફુદનાનો ઉકાળો પીવાથી શૂળ મટે છે. આ ચૂર્ણ ગર્ભિણી સ્ત્રી અને નાનાં બાળકને આપવું નહિ.

૨. સંચળ પાક ગુટિકા:—સંચળ તોલા ૧૫. પીપર તો. ૬ મરી તો. ૬ ટંકણખાર તો. ૩ શાહજીરૂ તો. ૨ જીરૂ તો. ૨ જવખાર તો. ૫. ચીત્રો તો. ૨. અક્કલકરો તો. ૬. સુંઠ તો. ૫. સિંધવ તો. ૫. એ સર્વ ખાંડી તેમાં લીંબુનો રસ શેર ૨॥ નાંખી

તેને ચુલે ચઢાવી સારી પેઠે પકાવી પછી ખરલમાં નાંખી બે દિવસ ઘુંટીને વટાણા જેવડી ગોળી કરવી. એ ગોળી ૧ થી ૪ સુધી દિવસમાં ૩ વાર પાણી સાથે આપવાથી પરીણામ શૂળ, ઉદરરોગ, અગ્નિમાંદ્ય અને પેટના વાયુને મટાડે છે.

૩. **શંખાદિવટી.** શંખભસ્મ તોલા ૫. સંચળ તો. ૫ સિંધવ તો. ૫. અજમો તો. ૫ સુંઠ તો. ૫ મરી તો ૫. સેકેલી હીંગ તો. ૨ાા. પીપર તો. ૨ાા. લવેંગ તો. ૧ તજ તો. ૧ એ સઘળાંને લીંબુના રસમાં ઘુંટી ચણા જેવડી ગોળી વાળવી. ૧ થી ૨ ગોળી પાણી સાથે દિવસમાં ૨ થી ૩ વખત આપવાથી શૂળ મટે છે.

૪. લેપ. ઘોડાવજ, સેક્ટાનું મૂળ, સાબરસીંગુ. આંબહળદ અને વછનાગ એ સર્વને લીલીહળધરના રસમાં ઘસીને તેમાં જરા ચોખ્ખી હીંગ નાંખીને ગરમ કરીને ચોપડવાથી વાંસા તથા પાંસળાની શૂળ મટે છે.

## વૈદ્ય રૂઘનાથસીંગ ગયાદીન–સુરત.

**શૂળ ગજ કેશરી.** સેકેલા જેરકચુરા તોલા,૨, સેકેલા કાચકા તો. ૨, હીંગ તો.૦ાા. ટંકણ તો૦ાા, અજમો તો.૦ાપીપર તો.૦ા, પીપળીમૂળ, ચવ્વક, કાળાં મરી, સુંઠ, હરડે, સાજી, સિંધવ, જવખાર, સંચળ, ગંધક, પારો, એ પા પા તોલો વાટી લીંબુના રસમાં ૩ દિવસ ઘુંટી ચણાપુરની ગોળી વાળી, દિવસમાં બે થી ત્રણ વાર એકેકી ગોળી પાણી સાથે આપવાથી શૂળ મટે છે.

## વૈદ્ય અંબારામ શંકરજી મુ૦ વાગડ. વાયા રાણપુર

**શૂળ.** સુંઠ, જીરૂ, વછનાગ, મરી, વજ, હીંગ, સિંધવ સમ

ભાગે લઇ ચણા જેવડી ગોળી ગોળમાં કરી અકકેકી આપવાથી શુળ મટે છે.

૨. સાજીખાર, સુંઠ અને હીંગની ફાકી ગરમ પાણી સાથે આપવાથી શુળ મટે છે.

૩. ઘોડાની લાદનો રસ કાઢી તેમાં હીંગ નાંખી પાવાથી શુળ મટે છે.

૪. કળશીના કાઢામાં હીંગ, સુંઠ અને સિંધવ નાંખી પીવાથી શુળ મટે છે.

૫. બેડાં, સુંઠ, હીંગ ને હીમજ એકેક ભાગ, કાચકાના ગોટા ૩ ભાગ એનું ચૂર્ણ કરી એરંડીયા તેલમાં કરમોવી આપવાથી શુળ મટે છે.

૬. ત્રિકટુ, પીપરમુળ, વજ, હીંગ, જીરૂ, શાહજીરૂ. વછનાગ; સમભાગે લઈ લીંબુ તથા આદુના રસમાં ખલી મરી જેવડી ગોળી વાળી ઉના પાણી સાથે આપવાથી આઠ પ્રકારની શુળ મટે છે.

૭. સેકેલાં ઝેરકચુરા, ગંધક, સુંઠ, મરી, પીપર, સિંધવ, હરડે-દળ, ફુલાવેલી હીંગ; એનું ચૂર્ણ કરી વાલ ૧, ઉના પાણી સાથે આપવાથી શુળ મટીને ભૂખ લાગે છે.

૮. સાબરસીંગાની ભસ્મ તોલો ૦। અને હીંગ તો ૦। એ એને એકત્ર કરી ૦॥ તોલા ઘી સાથે ચાટવાથી શુળ મટી જાય છે.

૯. રાજગરીનાં બીજ ૧ વાલને આસરે પાવાથી વાઢ મટી જાય છે.

**માસ્તર નરભેરામ હરજીવન મુ. નવાગામ તા. માતર.**

૧. સુંઠ, સાજી, હીંગ સમભાગે લઇ બારીક ચુર્ણ કરી ગરમ પાણી સાથે આપવાથી શૂળ મટી જાય છે.

૨. આંબળાંનું ચૂર્ણ ઘી શાકરમાં આપવાથી મસ્તક શૂળ મટે છે.

**વૈદ્ય બાળાશંકર પ્રભાશંકર મુ૦ નાંદોદ** ( રાજપીપળા સ્ટેટ )

આસન રૂ ૨) ભાર, સુંઠ રૂ ૨) ભાર, હીમજી હરડે રૂ ૪) ભાર, સંચળ રૂ ૪) ભાર; એને વાટી વસ્ત્રગાળ કરી ૦ાા રૂપિયા ભાર વજને પાણી સાથે આપવાથી બે વખતમાં ગમે તેવી ચુંક હશે તો મટશે.

**વૈદ્ય નંદરામ પ્રાગજી વકીલ મુ. નાગેશ્રી પો૦ જાફરાબાદ.**

૧. કડું તોલો ૧. ગરમાળાનો ગોળ તો ૧, ઇંદ્રવરણા તો ૧, લસણ તો ૧, કેરડાનાં કુમળાં ફળ તો ૧, કાચકાની મીજ તો ૧, રાઇ તો ૦ાા, પીપર તો ૦ાા, હીંગ તો ૦ાા, ગુગળ તો ૧; એ સર્વને વાટી કુંવારના રસમાં ચણીબોર જેવડી ગોળીઓ કરવી પછી કુવારના રસમાં અગર ગરમ પાણીમાં, અગર ઘોડાની તાજી લાદના રસમાં ગોળી ૨ થી ૩ આપવી. એ ગોળી શૂળ, ગુલ્મ, અનાહ, પેટપીડા, બંધકુષ્ટને મટાડવામાં ઉત્તમ છે.

૨. ઊંચી હીંગ ૧ ભાગ, તેનાથી ૩ ગણો સિંધવ તેનાથી ૪ ગણું એરંડીઉં તેથી બમણો લસણનો રસ, મેળવીને અવલેહ બનાવવો. એ ચાટવાથી શૂળ, ગુલ્મ, પેટપીડ, અનાહ, ટાઢીયો તાવ, પેટનો વાયુ, સંધીવા, ઇત્યાદિ વાયુ શરદીના રોગ ઉપર એક અદ્દભુત ઇલાજ છે.

૩. સુંઠ તોલો ૧ બોળ તો. ૨ કાલા તલ તો. ૪ લસણુ તો. ૪ હીંગ તો. ૦ાા ભીલામાનો મગજ તો ૧ એને વાટી ચુર્ણ કરી રોગીને ૦ાા તોલા સુધી આપી ઉપર ગરમ દૂધ પાવાથી હૃદયરોગ, ગુલ્મ, શુળ, અનાહ અર્શ, યોની શુળ, ઝાડાની કબજીઆત, અને વાયુ ટળી જાય છે. એ સિદ્ધોપચાર છે.

## વૈદ્ય ભોળાનાથ નર્મદાશંકર સ્માર્ત મુ૦ ભુતશેરી–સુરત.

૧. લીંબુનો રૂસ શેર ૧ સિંધવ તો. ૫ નવસાર તો. ૬ એને ખાંડી એકઠું કરી જ્યારે ક્ષાર ગળી જાય એટલે ગાળીને શીશીમાં ભરી લેવો. તેમાંથી તોલો ૦। થી ૦ાા સુધી કાચની ચલાણી અથવા હાથની હથેલીમાં લઇને જીભે જીભે ચાટી જવાથી પેટનો ગમે તેવો દુખાવો હોય તેને તુરત બંધ કરે છે. અજીર્ણ તથા ગુલ્મ ઉપર પણ વપરાય છે.

૨. નેપાળો તો. ૦। હીમજ તો. ૧ નીસોતર તો. ૧ સોનામકાઇ તો. ૧ એળીઓ તો. ૧ સર્વનું ચુર્ણ બનાવી ૦ાા તોલો ગરમ પાણી સાથે સવાર સાંજ આપવું. ખોરાકમાં ફક્ત દુધ–ભાત કે દુધને રોટલોજ આપવો. ખોરાક ઉનો ઉનો ખાવો. હાથ પગ પણ ગરમ પાણીએ ધોવા. આ પ્રયોગથી કાળા કીચડ જેવા દસ્ત લાગે છે, પાણી બધું નીકળી જાય છે, પેટ બેસી જાય છે ને સોજા ઉતરી જાય છે. જો પરેજી સખત રાખે તો નાળકોટ. જળંધર, કઠોદર, વગેરે રોગો સારા થાય છે.

**વૈદ્ય અને વનસ્પતિ શોધક નુરમહમદ હમીર ધોરાજીવાળા.**

**મુ. રાજકોટ (પરા).**

રાઈ, સરગવો, ગોળ, મીઠું, હળધર, અને કુંવારના રસમાં ઘુંટી તૈયાર રાખવું. (એ દવા બગડતી નથી.) પછી શુળ નીકળતું હોય તથા સાંધાનો સોજો, ઉધરસ, દમમાં છાતીપર, ઉલટીમાં લીવર પર અને બરોળપર એનો લેપ મારવાથી ટીન્ચર આઇઓડાઇન જેટલું કામ કરે છે.

**વૈદ્ય મણીશંકર જાદવજી જોશી મુ. કાનપર પો. વળા.**

ઘોડીનાં લીંડાંના રસમાં હીંગ નાંખી પાવાથી સખત શુળ તરત બંધ થાય છે.

**વૈદ્ય (નામ તથા ઠેકાણા વગરના)**

૧. કાચકાનાં બીજ ૩ ભાગ, સંચળ ૧ ભાગ, હરડેદળ ૧ ભાગ, એળીઓ ૧ ભાગ, ટંકણ ૧ ભાગ, હીંગ ૧ ભાગ, દીકામલી ૧ ભાગ, બધી વસ્તુનું ચુર્ણ કરી પાણીમાં વાટી ગરમ કરી પેટે ચોપડવાથી બાળકોના પેટમાં રહેલો ભાર, કૃમિ, શુળ વગેરે પેટના વ્યાધિ મટે છે.

૨. ગળો, સુંઠ દેવદાર, ખપાટના મૂળ, એરંડ મૂળ, સમભાગે લઇ ઉકાળો કરી ખાવાથી હ્રદયશુળ મટે છે.



## ગુલ્મ.

### વૈદ્ય ધીરજરામ દલપતરામ ગુજ્જરફળીયું–સુરત.

**ગુલ્મહરગુટિ:**—મોટી એરંડીનો મગજ શેર ૦॥ સંચળ શેર ૦। સિંધવ શેર ૦)॥, સાજીખાર તો. ૨॥, સુંઠ તો. ૧।, કાળાં મરી તો. ૧।, પીપર તો. ૧।, તજ તો. ૧।, ગુગળ તો. ૫, લસણ તો. ૫, કડુ તો. ૫, લવેંગ તો. ૨॥, આંકડાના ફુલની કળી તો ૫, ગૌમુત્ર શેર ૩૦. એ સર્વ વસ્તુ ખાંડી ગૌમુત્રમાં મેળવી કઢાઇમાં ચુલે ચઢાવવું. નીચે ધીમો તાપ કરવો, અને ખડપાથી હલાવતા જવું. જ્યારે ગોળ જેવો પાક થાય ત્યારે નીચે ઉતારી ઠંડું પડવા દેવું. પછી તેમાંથી અગ્નિબળ પ્રમાણે વધુમાં વધુ ૦॥ તોલા સુધી દિવસમાં બે વાર કુંવારના રસ સાથે આપવું. ખટાશ અને વાયડી ચીજ ખાવા દેવી નહિ. જો આ ઉપાય બરાબર ૨૧ દિવસ ખાય તો જુનામાં જુનો ગુલ્મ મટે છે. ૨૧ દિવસથી વધારે ખાવાને હરકત નથી.

૨. સાગનાં બીજ તોલા ૨॥, વાંસની ગાંઠ તો. ૨॥, લવેંગ તો. ૦॥, સંચળ તો. ૦॥, એ સર્વને ખાંડી ઉકાળો કરી દિવસમાં એકવાર પાવાથી ગુલ્મ મટે છે.

### વૈદ્ય બાળકૃષ્ણ રત્નેશ્વર કંસારાશેરી સુરત.

**મહાકાલચુર્ણ:**—મીઠું, સંચલ, સીંધવ એ ૨૦ વીશ તોલા મરી, સંચોરો, બંગડીખાર, સમુદ્રફીણ, જવખાર, સુંઠ, સુરોખાર, અજમો, અકલગરો, એ સર્વ બબે તોલા લેવા. પીપર, હરડેદળ, બેડાંદળ, આમળા, લવીંગ, જાયફળ, જાવંતરી, ચીત્રો, હીંગ, વરી-

આળી, અજમોદ એ સર્વ એક એક તોલો લેવા. સોનામકી તો. ૪, ભીલામા નંગ ૧૫, આંકડાના પાકા પાન નંગ ૨૫. ધંતુરાના પાન નંગ ૨૫. એ સર્વને વાટીને એક માટીના વાસણમાં ભરીને તેના મુખે મુદ્રા દઈને ગજપુટ અગ્નિ આપવો. શાંગ શીતળ થયે તેને વાટીને આદુના રશની તથા લીંબુના રસની એક એક ભાવના આપીને સુકવીને રાખી મુકવું. અને અગ્નિ બળ જોઇને આપવાથી યકૃત, પ્લિહા, ગુલ્મ પેટની શૂળ, વીગેરે રોગને મટાડે છે.

## વૈદ્ય રાઘવજી માધવજી મુ. ગોંડળ.

૧. ગુલ્મ માટેઃ—આંકડાના દુધમાં કે રસમાં સાજીખારને ખરલ કરી ગોળીવાળી સુકાવી ગજપુટનો અગ્નિ આપવો જેથી સફેદ ભસ્મ થાય છે. એ ભસ્મને વાવડીંગના અનુપાનમાં આપવાથી ગુલ્મ મટે છે.

૨. ફટકડી, નવસાર, ટંકણખાર, સુરોખાર, એ સર્વ સમભાગે લઇ વાટી ગોળ સાથે આપવાથી ગુલ્મ મટે છે.

## વૈદ્ય લક્ષ્મીશંકર જાદવજી મુ. ધંધુકા.

ફુલાવેલ ફટકડી, ટંકણખાર, કાચલવણ, એળીઓ હરડેદળ, લીંડીપીપર, આમળા. અજમોદ, સાજીખાર, રાઇ, કાળીજીરી, ગોળ, એ સર્વે વાટી વસ્ત્રગાળ કરી અડધા રૂપિયાભારને આશરે ગરમ પાણીમાં આપવાથી ગુલ્મ મટે છે.

**વૈદ્ય છગનલાલ આત્મારામ મુ. ઘાંચીશેરી–સુરત.**

**વાયુકફચુર્ણ:**—કોલમ તો. ૫, કાળામરી તો. ૫, સુંઠ તો. ૫, ગુંદ સેકેલા તો. ૨ાા, એ ચારે વસ્તુઓને ખાંડી વસ્ત્રગાળ ચુર્ણ કરી બે વાલ ચુર્ણ અને એક વાલ સિંધવ અથવા સાજીખાર મેળવી આદુના રસ સાથે ખાવાથી શૂળ અને ગુલ્મ મટે છે.

**વૈદ્ય નંદરામ પ્રાગજી વકીલ મુ. નાગેશ્રી. પો. જાફરાબાદ.**

**શંખદ્રાવની સહેલીકૃતિ:**—નવસાર, સુરોખાર, ફટકી, જવખાર, એ ચારેને સમભાગ લઈ ચુર્ણ કરી, લીંબુના રસમાં કાલવી પછી રોટલા બે ઘઉંના બનાવી, વચ્ચે ખાડો કરી, તેમાં આક્ષાર કાલવેલ નાંખી, ઉપર બીજો રોટલો ઢાંકી બંને રોટલાની સંધી બીડી રોટલાને પાણી લગાવી આ લેપ કરી ફાટ પુરી દઇ તે બાટાને બંને બાજુ તવીમાં બદામી રંગને‌ા થતાં સુધી પકાવી, કપડેથી ઉઠાવી દલાવી જોવો, અંદર રસનો જમાવ થયો જણાય ત્યારે એક શીશાના અગર પ્યાલાના મુખ પર મુકી વચ્ચે સલાકાથી કાણું પાડવું, એટલે શંખદ્રાવ તેમાં દ્રવી પડશે. આ ક્ષાર અઢીથી પાંચ તોલા પાણીમાં ૫ થી ૧૦ ટીપાં નાંખી પાવાથી ગુલ્મ, અનાહ, શૂળ, યકૃત, બરોળ, વિદ્રધિ, અશ્મરી, એ રોગોને હણવામાં ઘણોજ સારો છે. અશ્મરી (પાથરી)ને કોડીની પેઠે ઓગાળી ત્રાટી નાંખે છે.

**વૈદ્ય મણીશંકર જાદવજી જોશી. મુા. કાનપર, પો. વળા.**

**ગુલ્મ માટે:**—ઘી ગરમ કરી નવટાંકથી પાશેર સુધી શકિત પ્રમાણે પાવાથી ગોળો તુરત બેસી જાય છે.



# आयुर्वेद निबंधमाळा भाग २ जो.

## નિબંધ ૧૬ મો.

### હૃદયરોગ.

અતિ ઉષ્ણ, અતિ ભારે, અતિ ખાટા, અતિ તુરા, અતિ કડવા પદાર્થો ખાવાથી, બહુ થાક લાગવાથી, ટેવ વિના ડુંગરપર કે ઝાડપર ચઢવાથી જમ્યાપર ફરી જમવાથી અતિ ચિંતાથી મળ મૂત્રાદિકના વેગને અટકાવવાથી વિકારયુક્ત થયલા દોષો હૃદયમાં રહેલા રસને દુષ્ટ કરી હૃદયમાં ઘણી જાતની પીડા ઉત્પન્ન કરે છે તેને હૃદયરોગ કહે છે. તે હૃદયરોગ વાતજ, પિત્તજ, કફજ, સન્નિપાતજ અને કૃમિજન્ય એ રીતે પાંચ પ્રકારના છે. આ ઠેકાણે કોઇ શંકા કરે કે શરીરમાં રસ ઉત્પન્ન થાય છે તે કોઠામાં થાય છે, અને જ્યારે કોઠામાંથી પ્લીહા તથા યકૃતમાં આવીને રંજકપિત્ત સાથે મળે છે ત્યારે રૂધીર કહેવાય છે, અને તે રૂધીર હૃદયમાં જઇ સ્વચ્છ થઇ શરીરને પોષણ આપવા રક્તવાહિની શિરાઓ દ્વારા શરીરમાં ફરવા જાય છે તો પછી હૃદયમાં રહેલા રસને દુષ્ટ કરવાનો સંભવ ક્યાંથી હોય ? આના ખુલાસામાં જણાવવાનું કે રસના ઉપર રંજકપિત્તે રંગ ચઢાવ્યો હોય છતાં જ્યાંસુધી રક્ત દ્રવરૂપમાં રહે છે ત્યાંસુધી તે રસ ગણાય છે. બીજી રીતે લઇએ તો આખા શરીરમાં જે જે સ્થળે

પસીનો થાય ત્યાં ત્યાં રસધાતુ રહેલી છે. એટલા માટે નિદાનશાસ્ત્રે હૃદયમાં રહેલા રસને દુષ્ટ કરવાનું લખેલું છે. વાયુ, પિત્ત, કફ અને ત્રિદોષ તથા કૃમિથી ઉત્પન્ન થતાં પાંચ પ્રકારના હૃદયરોગના વિસ્તારપૂર્વક લક્ષણ જાણવા માટે માધવનિદાન જોવો, પરંતુ ત્રિદોષસિદ્ધાંતના નિયમ પ્રમાણે જ્યારે સમાનવાયુમાં ક્લેદન કફનો મિથ્યાયોગ થાય છે અને પાચકપિત્તનો હીનયોગ થાય છે, તેથી હૃદયમાં પ્રાણવાયુનો અતિયોગ અને અવલંબન કફનો મિથ્યાયોગ થઇ સાધકપિત્તનો હીનયોગ થાય છે, તેથી જો વાયુનો વિકાર વધારે હોય તો હૃદયમાં સોયો ખોસ્યા જેવી પીડા અને શુળ થાય છે. જો કફનો મિથ્યાયોગ હોય તો ઉબકા, વારંવાર થુંકવું એ ઉપદ્રવ થાય છે, અને પિત્તનો વિકાર હોય તો આંખે અંધારાં આવે છે પરંતુ ત્રણે દોષનો છુટો નહિ પડે એવો હીન-મિથ્યા કે અતિયોગ થયો હોય તો ઉપર બતાવેલા ત્રણે જાતના ઉપદ્રવ જણાય છે; પરંતુ જ્યારે પ્રાણવાયુનો હીનયોગ, સાધકપિત્તનો અતિયોગ અને અવલંબન કફનો મિથ્યાયોગ થયો હોય તો અવલંબન કફમાં ચાર જાતના કૃમિ એટલે જંતુ ઉત્પન્ન થાય છે, તેથી હૃદયમાં તીવ્ર પીડા સાથે ટાંકણીઓ ખોસ્યા જેવું દુઃખ થાય છે અને તે સાથે ચેળ આવે છે. એવી રીતે પાંચ પ્રકારના હૃદયરોગ પૈકી કોઇ પણ પ્રકારનો હૃદયરોગ થયો હોય, છતાં દુષ્ટ અંતઃકરણવાળો અને જેની ઇંદ્રિઓ વશ નથી એવો પુરૂષ. તલ, દુધ, ગોળ ઇત્યાદિ કફને ઉત્પન્ન કરનારા પદાર્થનું સેવન કરે તો તે રોગીને હૃદયમાં ગાંઠ ઉત્પન્ન થાય છે, અને તે ગાંઠને અંતર વિદ્રધીના નામથી ઓળખવી પડે છે, કારણ કે શરીરમાં રહેલા એકસોને સાત મર્મસ્થાનો પૈકી સાંધાઓમાં અથવા ગળું, ખભા, હૃદય, વાંસો, ડોક,

હાથ, ગુદા, હાથ પગનાં સાંધાઓ તથા વૃષણ ઇત્યાદિકમાં તેમના એકાદ ભાગમાં ક્લેદન કફને લીધે શરીરના કોમળ ભાગમાં રસધાતુ મિશ્ર થઇ, વાયુના અતિયોગથી ગાંઠ ( વિદ્રધી ) બનાવે છે. જેથી શરીરના કોમળ ભાગ એટલે મર્મસ્થાન ભેદાયાથી તે સ્થાનનો આત્મા તે સ્થાનને છોડી દે છે, જેથી ત્યાં જંતુ ઉત્પન્ન થાય છે એટલે તે રોગી હરતાં ફરતાં ખાતાં પીતાં તુરત મરણ પામે છે. પાંચે પ્રકારના હૃદયરોગ પૈકી કોઇ પણ પ્રકારના હૃદયરોગમાં હૃદયમાં જો ગાંઠ બંધાઇ તો તેની ચિકિત્સા કરવી નહિ, પરંતુ હૃદયમાં અસહ્ય શુલ મારતી હોય તો મૃગશ્રૃંગ પુટપાક એક વાલ ઘી સાથે ચટાડવો. તેથી શુળ તરત બેસી જાય છે. એકંદરે હૃદયરોગ ઉપર અર્જુનાસવ ઘણું સરસ કામ કરે છે. એ અર્જુનાસવ નીચે પ્રમાણે બનાવવો.

**અર્જુનાસવઃ**- અર્જુનસાદડાની છાલ દશ રતલ, કાળીદ્રાક્ષ પાંચ રતલ, મહુડાં બે રતલ, એ ત્રણને આઠ મણ પાણી મૂકી ઉકાળવાં. જ્યારે એક મણ પાણી બાકી રહે ત્યારે ધાવડીનાં ફૂલ બે રતલ, ગોળ દશ રતલ, નાંખીને મેળવીને વાસણમાં ભરીને એક મહિના સુધી રહેવા દેવું એટલે અર્જુનાસવ અથવા અર્જુનારીષ્ટ તૈયાર થાય છે. એ આસવ દિવસમાં બે વાર રોગીને અનુકુળ પડતો ખોરાક ખવડાવ્યા પછી ઓછામાં ઓછો એક તોલો અને વધુમાં વધુ ચાર તોલા સુધી આપવાથી હૃદયના તમામ રોગો તથા ફેફસામાં આવેલા સોજા વગેરેને મટાડે છે. આ આસવ બનાવતાં સાવધાની એટલી રાખવાની છે કે દર અઠવાડીએ એને તપાસતા રહેવું, એટલે એની અંદરના પદાર્થો જે છારીના રૂપમાં ઉપર આવી થર બંધાયો હોય તે કાઢી નાંખવો. એવી રીતે જ્યારે ફુગ કે થર આવતો બંધ થાય ત્યારે તે ઉપયોગમાં લેવો.

**અર્જુનઘૃત**—અર્જુન સાદડાની છાલ શેર પાંચ લઇ તેને ખાંડી પાંચ શેર દૂધમાં ચટની બનાવી તેમાં ગાયનું ઘી શેર એક નાંખી ઉકાળતાં ઘી માત્ર બાકી રહે તે ઘી પાવાથી અથવા ખવડાવવાથી હૃદયરોગના રોગીને ઘણો ફાયદો કરે છે. પરંતુ એ જાતનું ઘી બનાવતાં પ્રથમ સાદડાની છાલને સોળગણા પાણીમાં ઉકાળી. ચોથો ભાગ પાણી રહે ત્યારે તેને ગાળી, તેમાં એક શેર ઘી તથા પાંચ શેર દૂધ નાંખી ઉકાળી, ઘીનો મૃદુપાક થાય એટલે બળતાં દુધનો માવો થઇ, ઘીમાં પાકી, કોમળ દાણો પડે ત્યારે તેમાં થોડું પાણી નાંખી, બે ઉભરા આવવા દઇ, પછી નીચે ઉતારી મુકી રાખવું એટલે બીજે દિવસે તમામ ઘી, ઉપર તરી આવશે, જેથી ઘીનો બગાડ થશે નહિ. તે ઘીને કકડાવી, પાણીનો ભાગ બળી જાય ત્યાર પછી એકથી ચાર તોલા સુધી રોગીને આપવું—અમારા વિચાર પ્રમાણે રોગીને ખાનપાનમાં આ અર્જુન ઘૃત આપવાથી અને ઔષધ તરીકે અર્જુનાસવ આપવાથી ઘણો ફાયદો થાય છે, એવો ખાસ અનુભવ છે; પણ એટલી વાત યાદ રાખવી કે રોગીના હૃદય ઉપર ફલાનલનું કપડું જરા પણ રહેવા દેવું નહિ, અને જેમ બને તેમ છાતી તદ્દન ખુલ્લી રાખવી. इत्यलम्.



# નિબંધ ૧૭મો.

## મૂત્રકૃચ્છ, મૂત્રઘાત, અસ્મરી-પ્રમેહ રોગ

શક્તિ ઉપરાંત કશરત કરવાથી, તિક્ષ્ણ ઔષધ ખાવાથી, લુખા શુષ્ક પદાર્થો ખાવાથી, દરરોજ મદીરાપાન કરવાથી, હમેશાં ઘોડાપર બેસી ફરવાથી, જળ સમીપ ઉડનારા પક્ષીઓનું માસ ખાવાથી, માછલાંનો આહાર કરવાથી, અને જમ્યાપર ફરી જમવાથી તથા કાચા પદાર્થોનું સેવન કરવાથી; પ્રત્યેક દોષથી ત્રણ. સન્નિપાતથી એક, સલ્યથી એક, મળથી એક, વીર્યથી એક, અને પથરીથી એક મળી મૂત્રકૃચ્છ આઠ પ્રકારના થાય છે. ઉપર બતાવેલા આહાર અને વિહારથી અપાનવાયુ, ક્લેદન કફ અને પાચકપિત્તનો હીન-મિથ્યા અને અતિયોગ થવાથી વાયુ મૂત્રાશયમાં જઇ મૂત્રને વહેનારા, ધારણ કરનારા અને માર્ગ આપનારા સ્નાયુઓના શ્રોતોને સુજવી, મૂત્રના માર્ગને રોકે છે, જેથી પીડાસહિત રહી રહીને થોડો થોડો પેશાબ થાય છે, જેને મૂત્રકૃચ્છ કહે છે. જ્યારે અપાનવાયુનો અતિયોગ થઇ ક્લેદન કફનો હીનયોગ કરે છે, તેથી અંડસંધી મૂત્રાશય અને ઉપસ્થ ઇન્દ્રીમાં તીવ્ર વેદના થઇ, મૂત્ર ટીપે ટીપે ઉતરે છે તેને વાતીક મૂત્રકૃચ્છ કહે છે. જ્યારે અપાનવાયુમાં પિત્તનો અતિયોગ થાય અને કફનો મિથ્યાયોગ થવાથી મૂત્રના માર્ગમાં દાહને ઉત્પન્ન કરે છે,

જેથી વેદનાસહિત પીળું, કિંચીત લાલ, અને થોડું થોડું પરાણે મૂત્ર છૂટે છે તેને **પૈત્તિક મુત્રકૃચ્છ** કહે છે. જ્યારે અપાનવાયુના હીન-ચોગથી ક્લેદન કફનો અતિયોગ થાય છે, અને પાચકપિત્તનો મિથ્યા-યોગ થાય છે ત્યારે બસ્તી ભારે થઇ તેનાપર સોજો ચડે છે, જેથી મૂત્રનો રંગ તેલીયો તથા ચીકણો જણાય છે તેને **કફજ મૂત્રકૃચ્છ** કહે છે. જ્યારે ત્રણે પ્રકારનાં લક્ષણો ત્રણે પ્રકારની પીડાવાળા જણાય છે ત્યારે **સન્નિપાતજ મૂત્રકચ્છ** કહેવાય છે.

જ્યારે મૂત્રને વહેનારી નળીઓમાં પેટમાં રહેલા ગર્ભથી સંકોચ થાય છે, અથવા ઓઝરીમાંથી કોઇ પદાર્થ બસ્તીમાં ઉતરી પડી મૂત્ર નળીઓને વીંધી નાંખી અપાનવાયુને કોપાવે છે, જેથી ભયંકર મૂત્ર કૃચ્છ થાય છે તેને **શલ્યજ મૂત્રકૃચ્છ** કહે છે. જ્યારે અપાનવાયુનો અતિયોગ, પાચકપિત્તનો હીનયોગ ને ક્લેદનકફનો મિથ્યાયોગ થવાથી વાયુ મળને અત્યંત સુકવી આધમાન, શૂળ સાથે પેશાબને બંધ કરે છે, જેને **મળથી ઉત્પન્ન થયલો મુત્રકૃચ્છ** કહે છે. અપાનવાયુ મૂત્રાશયમાં રહેલા કફને સુકવીને તેની પથરી બનાવે છે, જે પથરી વાયુથી પ્રેરાઇને મૂત્રનળીની સામે આવવાથી પીડાસહિત થોડો થોડો પેશાબ થાય છે તેને **અસ્મરિજન્ય મૂત્રકૃચ્છ** કહે છે. જ્યારે વાયુ, પિત્ત અને કફનો પરસ્પર હીનમિથ્યા અને અતિયોગ થવાથી વીર્ય-વાહિની શીરાઓમાં વીર્ય સુકાઇ જવાથી વીર્યની સાથે થોડો થોડો પેશાબ ઉતરે છે, જેથી મળદ્વાર તથા ઉપસ્થ ઇન્દ્રિમાં તીવ્ર વેદના થાય છે તેને **શુક્રજ મૂત્રકૃચ્છ** કહે છે. એવી રીતે આઠ પ્રકારના મૂત્રકૃચ્છ રોગ ગણેલા છે, પરંતુ એકંદરે જોતાં વાયુનો અતિયોગ

થવાથી પિત્તનો હીનયોગ થાય છે અને કફનો મિથ્યાયોગ થાય છે, જેથી મળ અને ધાતુઓ વિકારને પામી સુકાય છે, એટલે મૂત્રવેદના સહિત થોડું થોડું ટપકે છે તેથી મૂત્રકચ્છ્ કહેવાય છે.

## મૂત્રઘાત રોગ

મૂત્રઘાત એટલે પેશાબનું અટકીને આવવું, અથવા પેશાબ બંધ થઇ જવો. એ રોગ અપાનવાયુના અતિયોગથી અને ક્લેદનકફના હીનયોગથી તથા પાચકપિત્તના મિથ્યાયોગથી જુદાં જુદાં લક્ષણવાળો અને જુદાં જુદાં નામવાળો તેર પ્રકારનો થાય છે. જેમકે ૧ વાતકુંડલિકા. ૨ અષ્ટિલા. ૩ વાતબસ્તિ. ૪ મૂત્રાતીત. ૫ મૂત્રજઠર. ૬ મૂત્રોત્સંગ. ૭ મૂત્રક્ષય. ૮ મૂત્રગ્રંથિ. ૯ મૂત્રશુક્ર. ૧૦ ઊષ્ણવાત. ૧૧ મૂત્રશાદ. ૧૨ વિડવિઘાત. ૧૩ બાસ્ત કુંડળ એ પ્રમાણે વાયુ, પિત્ત ને કફના હીન-મિથ્યા અને અતિયોગથી પેશાબ કષ્ટથી આવે છે, પેશાબ બળત્રા સાથે આવે છે, પેશાબમાં ગાંઠ બંધાઇ જાય છે, અને પેશાબ વીર્ય સાથે આવે છે. તે તે લક્ષણવાળા રોગનાં નામ ઉપરથી તેના ગુણ દોષ જાણી શકાય છે. માટે અત્રે જુદા લખ્યા નથી. પરંતુ જુદાં જુદાં લક્ષણ જાણવાં હોય તેણે માધવનિદાનમાં જોઇ લેવા. મૂત્રઘાત રોગ પેશાબ રોકવાથી. પેશાબની હાજત થઇ હોય તેવી અવસ્થામાં મૈથુન કરવાથી, વીર્યને રોકવાથી તથા મળને રોકવાથી થાય છે, તેમાં વાતકુંડલિકા, મૂત્રજઠર, મૂત્રગ્રંથિ, મૂત્રશુક્ર, તથા વિડવિઘાત અને બસ્તિકુંડળ એટલા અસાધ્ય છે, તથા બાકીના કષ્ટ સાધ્ય છે.

## અસ્મરી ( પથરી )

જે વખતે અપાનવાયુ મૂત્રને રોકવાથી અથવા વીર્યને રોકવાથી અથવા પેટ સુધી પાણીમાં ઉતર્યા પછી, પાણીમાં ઉભા રહી પેશાબ કરવાથી બસ્તિ એટલે મૂત્રાશયમાં આવી વીર્યને અથવા પિત્તને અથવા કફને પોતાના રૂક્ષ ગુણુથી સુકવે છે ત્યારે તેની પથરી ઉત્પન્ન થાય છે. તે અસ્મરી રોગ વાયુથી, પિત્તથી, કફથી અને વીર્યથી એ પ્રમાણે ચાર પ્રકારથી થાય છે, પરંતુ ઉપરનાં કારણો સિવાય ઘણી ખરી પથરી બાળકોને થાય છે, કે જેમાં ઉપર લખેલાં કારણોને સંભવ નથી; પરંતુ બાળકોના અથવ બાળકોની માતાના ખાવામાં ભારે, મીઠા, ઠંડા અને ચીકણા પદાર્થો અત્યંત આવે છે, જેથી તેની ઇંદ્રિ નાની અને કોમળ હોવાથી તેમાં પથરી બંધાઇ જાય છે. તેવી રીતે શુક્રાસ્મરી ઘણું કરીને પુખ્ત વયના પુરૂષનેજ થાય છે, કારણ કે સ્ત્રી સંગ કરતાં સ્થાનમાંથી છુટેલા શુક્રને કામ તૃપ્તિ સંપૂર્ણપણે ન કરતાં પરાણે ધરી રાખવામાં આવે છે તો અપાનવાયુ તેવા સ્થાનભ્રષ્ટ થયલા શુક્રને ઇંદ્રિ અને અંડકોષની વચ્ચે લાવીને સુકવે છે, તે સુકાયલા વીર્યની પથરી બને છે. એ અસ્મરી રોગમાંથી શર્કરા રોગ અને સીકતા રોગ જન્મ પામે છે, તેમાં જે શર્કરા એટલે શાકર જેવી પથરી બંધાઈ પેશાબ દ્વારાએ શાકર પડે છે અને સીકતા એટલે પેશાબદ્વારાએ રેતી પડે છે તે જાણવી.

પથરીના જે રોગીની નાભી અને અંડકોશપર સોજો ચઢયો હોય છે તે, જેમાં પેશાબ બંધ થયો હોય છે તે, જે અસ્મરીમાં અસહ્ય તીવ્ર વેદના થતી હોય તે, અથવા જે અસ્મરીમાં શર્કરા અને સીકતા બંને મળેલાં હોય તે અસ્મરીનો રોગી પરિણામે મરણ પામે છે.

# પ્રમેહ રોગ.

બેસી રહીને અત્યંત આશાએશ કે સુખ ભોગવવાથી, ઘણું ઉંઘવાથી, ઘણું દહીં ખાવાથી, ગ્રામચર અને જળચર પ્રાણીઓના માંસરસથી નવું અન્ન અને નવું ઉદક ખાધા પીધાથી, શાકર, ગોળ વિગેરેથી બનતા મિષ્ટ પદાર્થો અત્યંત ખાવાથી તથા કફકારક પદાર્થોના સેવનથી મૂત્રાશયમાં રહેલા ક્લેદન કફનો અતિયોગ, પાચકપિત્તનો મિથ્યાયોગ અને અપાનવાયુનો હીનયોગ થવાથી, અંડસંધી અને મૂત્ર માર્ગમાં દાહયુક્ત ક્ષત્ પડે છે, જેથી બળત્રા સાથે કિંવા બળત્રા વિના થોડી થોડીવારે મહાકષ્ટે પેશાબ સાથે અટકી અટકીને બબ્બે ટીપાં લોહી અથવા પરૂનાં પડે છે તેને પ્રમેહ કહે છે. તે પ્રમેહમાં જો કફનો અતિયોગ, પિત્તનો હીનયોગ અને વાયુનો મિથ્યાયોગ થયો હોય તો બળત્રા વિનાના કફ સંબંધી દશ પ્રકારના પ્રમેહ થાય છે. અને તે સાધ્ય છે. જો બસ્તિ સ્થાનમાં પિત્તનો અતિયોગ, વાયુનો હીનયોગ અને કફનો મિથ્યાયોગ થયો હોય તો બળત્રાવાળા પરૂ અને લોહી કષ્ટથી ઉતરે એવા ૭ પ્રકારના પિત્તપ્રમેહ થાય છે, અને તે કષ્ટ સાધ્ય છે. જો પ્રમેહમાં વાયુનો અતિયોગ, કફનો હીનયોગ અને પિત્તનો મિથ્યાયોગ થવાથી મજ્જા, વસા વગેરે ગંભીર ધાતુનું આકર્ષણ થઇને ઘણી પીડા થાય છે, અને પ્રતિકૂળ ક્રિયા આ જગ્યાએ હોવાથી ચાર પ્રકારના વાતપ્રમેહ થાય છે તે અસાધ્ય છે. દોષોના હીન—મિથ્યા અને અતિયોગના ભેદ નહિ ઓળખાય તેવા સંજોગોમાં પેશાબના રંગમાં જે તફાવત જોવામાં આવે તે પરથી જુદી જુદી જાતના પ્રમેહને ઓળખવા. જેમ ધોળો, કાળો. પીળો, રાતો અને આસમાની એવા પ્રથક રંગોને એકત્ર કરતાં તેમાંથી બદામી,

તપખીરીઓ તથા ગુલાબી રંગ ઉત્પન્ન થાય છે, તેમ ઘણી જાતના મેહો પણ દોષોના હીન–મિથ્યા અને અતિયોગથી થાય છે. જે પ્રમેહમાં સ્વચ્છ, પુષ્કળ, ધોળું, ઠંડું, ગંધરહિત, પાણી જેવું, લગાર મેલુ અને તેલીયું મૂત્ર થાય છે તેને ૧. **ઉદકમેહ** કહેવો. જે પ્રમેહમાં શેરડીના રસ પ્રમાણે અત્યંત મીઠો પેશાબ થાય છે તેને ૨. **ઇક્ષુમેહ** કહેવો. જે પ્રમેહમાં રોગીનો પેશાબ વાસી થયા પછી ઠરી કે ઝામી જાય છે તેને ૩. **સાન્દ્રમેહ** કહેવો. જે પ્રમેહમાં પેશાબ આવે છે તે કોઇ વાસણમાં ભરેલું પાણી ઉપરથી સ્વચ્છ તથા નીચેથી મલીન જાડું રહે છે તેવી રીતનો હોય તેને ૪. **શુરામેહ** કહેવો. જે પ્રમેહમાં પેશાબ પલાળેલા લોટ પ્રમાણે જાડો, ધોળો હોય છે તેને ૫. **પીષ્ટમેહ** કહેવો. જે પ્રમેહમાં વીર્યના જેવો કિંવા વીર્યમિશ્રિત પેશાબ થાય છે તેને ૬. **શુક્રમેહ** કહેવો. જે પ્રમેહમાં પેશાબમાં રેતીના કણ જેવા મળના રજકણો દષ્ટિએ પડે છે તેને ૭. **સીકતામેહ** કહેવો. જે પ્રમેહમાં ધીમે ધીમે પેશાબ થાય છે તેને ૮. **સનૈમેહ** કહેવો. જે પ્રમેહમાં પેશાબ લાળ પ્રમાણે તંતુયુક્ત અને તેલ જેવો હોય છે તેને ૯. **લાલામેહ** કહેવો. અને અત્યંત સીતળ અને મધુર મુત્ર હોય તેને ૧૦ સીતમેહ જાણવો. એ પ્રમાણે કફથી થયલા દશ પ્રકારના પ્રમેહ ઓળખવા. તેવી રીતે જે પેશાબ સ્પર્શ ગંધ, વર્ણ અને રસમાં ક્ષારોદકના જેવો હોય તેને ૧. **ક્ષારમેહ** કહેવો. જેના પેશાબનો રંગ ચાસપક્ષીના જેવો આસમાની હોય છે તેને ૨. **નીલમેહ** કહેવો. જે પેશાબનો રંગ કાળો શાહી જેવો હોય તેને ૩. **કાળમેહ** કહેવો. જે પેશાબનો રંગ હળદરના જેવો તથા સ્વાદે તીખો અને ગુણે ઉષ્ણ હોય

તેને ૪ **હારિદ્રમેહ** કહેવો. જેનો પેશાબ મજીઠના ઉકાળા જેવો અને આમની ગંધ જેવો હોય છે તેને ૫. **મંજીષ્ઠમેહ કહેવો.** જેનો પેશાબ અત્યંત લાલ, ખારો, ઉષ્ણ, અને દુર્ગંધ યુક્ત હોય છે તેને ૬. **રક્તમેહ** કહેવો. એ પ્રકારે પિત્તના અતિયોગથી અને વાયુ તથા કફના હીન—મિથ્યાયોગથી ૭ પ્રકારના પિત્ત પ્રમેહ કષ્ટ સાધ્ય જાણવા. વાયુના અતિયોગથી વાયુ ધાતુઓને ખેંચી લાવી પેશાબને માર્ગે બહાર કાઢે છે તેમાં ચરબી સાથે જે પેશાબ આવે છે તેને ૧. **વસામેહ,** મજ્જા સાથે જે પેશાબ આવે છે તેને ૨. **મજ્જામેહ** જે પેશાબ તુરો, મીઠો અને ચીકણો હોય છે તે ૩. **ક્ષૌદ્રમેહ,** અને જે પેશાબ મદોન્મત્ત હાથીની પેઠે વેગ રહીત અને ખમચાતો હોય તેને ૪. **હસ્તિમેહ** જાણવો. કફજમેહમાં અન્ન પાચન થતું નથી, અરૂચિ થાય છે, ઉલટી, તાવ, ઉધરસ અને સળેખમ થાય છે. પિત્તજમેહમાં મળદ્વાર અને ઉપસ્થ ઇંદ્રિમાં સોયો ભોંકાય તેવી પીડા થાય છે, અંડકોશપરની ચામડી પાકીને ફાટે છે, તાવ, તૃષા, ખાટા ઓડકાર, મૂર્છા અને ઝાડો પાતળો થાય છે. વાયુનામેહમાં ઉદાવર્ત થાય છે, ગળું અને હૃદય રોકાય છે, સર્વે રસ ખાવાની રોગીને ઇચ્છા થાય છે, શૂળો ફુટે છે, ઉંઘ ઉડી જાય છે, પાણીનો શોષ પડે છે, સુકી ઉધરસ અને શ્વાસ ચઢે છે.

જે પ્રમેહ રોગીને અન્ન પાચન નાહ થાય તે, જે ઉપદ્રવ યુક્ત હોય તે, જેમાં મૂત્રશ્રાવ અતિશય થાય તે, જે મેહ સરાવિકાદિ ફોલ્લીઓ યુક્ત હોય તે, જે જડ થઇ શરીરમાં ઘર કરી બેઠો હોય છે તે મેહવ્યાધિઓ રોગીના પ્રાણ ઘાતક છે. જે મેહી પુરૂષથી ઉત્પન્ન

થયલા પુરૂષને મેહવ્યાધિ લાગુ પડે છે, તે બીજાના દોષને લીધે સાધ્ય થતો નથી.

જો તમામ જાતના મેહવ્યાધિઓ ઉપર સત્વર ઔષધ કરવામાં આવતું નથી, કિંવા વિરૂદ્ધ ઔષધ કરવામાં આવે છે તો ઉપર કહેલા વીશ પ્રકારના પ્રમેહ, **મધુમેહની** અવસ્થા પામી અસાધ્યત્વ ધારણ કરે છે. મધુમેહમાં મૂત્રનો રંગ મધ જેવો થાય છે. મધુમેહ ધાતુક્ષયથી થાય છે, તથા મધુ મેહ અન્ય દોષો વાયુનો માર્ગ ઘેરી લે છે ત્યારે થાય છે. વાયુની ગતિ રોકવાથી થતા મધુમેહમાં જો પિત્તનું બળ વિશેષ હોય તો તેના અંડકોશ અણધાર્યા ક્ષણમાં ક્ષીણ અને ક્ષણમાં પૂર્ણ થાય છે. મેહવ્યાધિમાં રોગીને ઘણું કરી મધના રંગનો પેશાબ થાય છે, તથા તેના આખા શરીરમાં મધુરપણું આવે છે, તેથી બધી જાતના મેહને મધુમેહની એક સાધારણ સંજ્ઞાથી ઓળખવામાં આવે છે.

વર્તમાનકાળમાં ઘણા લોકો મીઠી પેશાબના રોગથી પીડાતા માલમ પડે છે. હાલના ચિકિત્સકો તેના મૂત્રને રસાયણિક રીતે તપાસી અથવા ચાખી, મૂત્રમાં ક્ષાર, ખટાશ કે મિઠાશ અથવા રેતી જાય છે તે નક્કી કરે છે, પરંતુ વીશ પ્રકારના પ્રમેહમાં ઇક્ષુમેહ, શર્કરામેહ, વસામેહ અને મજ્જામેહ એનો પેશાબ મીઠો હોય છે. એ મીઠી પેશાબને પારખવા માટે અમારો અનુભવ એવો છે કે પેશાબમાં જ્યારે મીઠાશ એટલે મધુરપણું ઉત્પન્ન થાય છે, તે રોગી જ્યાં પેશાબ કરે છે ત્યાં આગળ કીડી અથવા મંકોડા આવીને વળગે છે. જો પેશાબમાં ઇક્ષુમેહની અથવા શર્કરામેહની મીઠાશ હશે તો તે પેશાબ ઉપર મંકોડા આવીને વળગશે, અને જો પેશાબમાં મજ્જા,

અસ્તિ કે વસા સાથે મીઠાશ જતી હશે, (મજ્જા, અસ્તિ, અને વસાનો સ્વાદ મધુર હોવાથી તેનો પેશાબ પણ ગળ્યો આવશે.) તે પેશાબ ઉપર મંકોડા નહિ વળગતાં કીડીઓ વળગશે. તેનું કારણ એવું છે કે મંકોડા માંસઆહારી નથી અને કીડી માંસઅહારી છે. જો કે કીડી ગળપણને માટે ગોળ, મધ કે ખાંડમાં ચઢે છે, પરંતુ તેને જ્યાં માંસની ગંધ મળે ત્યાં અસંખ્ય કીડીઓનો જમાવ થઇ જાય છે, તેનો પ્રત્યક્ષ દાખલો જોવામાં આવ્યો છે કે કોઇ રોગી વ્રણના રોગથી પીડાતો હોય અને તે રોગીનું મોત જ્યારે પાસે આવે છે, ત્યારે તેની ચામડી મરી જાય છે, જેથી તે રોગીની પથારીમાં અને તેના વ્રણમાં લાખો કીડી ભરાઇ મોટાં મોટાં કોતર પાડે છે, પણ દરદીને તેની કશી ખબર પડતી નથી. એટલા માટે વસા, મજ્જા અને અસ્થિમેહ મીઠી પેશાબનું રૂપ પકડ્યું હોય તો તે અસાધ્ય છે, પણ ઇક્ષુમેહ કે શર્કરામેહને લીધે મીઠી પેશાબ થઇ હોય તો તે રોગી સુખ સાધ્ય છે એમ જાણી તેની ચિકિત્સા કરવી. પ્રમેહનો રોગ જ્યારથી ઉત્પન્ન થાય છે ત્યારથીજ કષ્ટસાધ્ય છે, અને જો તેની ઉપેક્ષા કરવામાં આવે તો તે અસાધ્ય થાય છે, માટે પ્રમેહના રોગીએ જેમ બને તેમ તાકીદે ઇલાજ લેવાની કાળજી રાખવી જોઇએ પ્રમેહનો રોગ વારસામાં ઉતરી આવે છે, અને તે વારસો જેમજેમ પેઢીઓ વધતી જાય છે તેમ તેમ વધારે પ્રમાણમાં વધતો જાય છે, તે જ્યારે મધુમેહના રૂપમાં ફેરવાઇ કુદરતી તેને સંતતિ ઉત્પન્ન કરવાની શક્તિમાંથી અટકાવે ત્યારેજ તેનો વંશ ફેલાતો અટકે છે; પરંતુ મેહ થયા પછી જેમ જેમ તે પેઢી ઉતાર વિસ્તાર પામતો જાય છે, તેમ તેમ તેના વારસોનું વીર્ય વધારે ને વધારે સડતું જતું હોવાથી, પરિણામે છેલ્લા

પુરૂષને વાતરક્ત (પત)નો રોગ થાય છે, એટલા માટે ઇશ્વરી સૃષ્ટિમાં રોગની વૃદ્ધિ નહિ કરવા માટે, જે પુરૂષને પ્રમેહ થયો હોય તે પુરૂષે પ્રમેહ થયા પછી સંતતિ ઉત્પન્ન કરવી નહિ એવું અમારૂં માનવું છે. ઘણું બાળકોને પેશાબ કરતાં જમીનપર ધોળા ડાઘ પડે છે, અથવા કપડાં ઉપર ડાઘ પડે છે તે ઉપરથી તેના બાપને પ્રમેહ થએલો અને તે પછી તે સંતતિ ઉત્પન્ન થયલી એમ ગણાય છે, અને તે સંતતિ જ્યારે પુખ્તવયે આવે છે ત્યારે તેને પ્રમેહ, મૂત્રકૃચ્છ, પથરી અને મૂત્રઘાતના રોગો જોવામાં આવે છે તેવીજ રીતે જે પુરૂષને ફીરંગ રોગ (ચાંદી) થયો હોય અને તે મટયા પછી જો સંતતિ ઉત્પન્ન થાય તો તેને આગરૂ, બદ, અંડમાં સોજો, મોંઢામાં મધુરાના ફોલ્લા, ગળામાં રોહણી નામનો રોગ, કંઠમાળા, અર્બુદ, અપચી, ગળગંડ અને ગળતુંડી જેવા મહાન વ્યાધિઓ થાય છે, એટલુંજ નહિ પણ આંખના અને માથાના અસાધ્ય રોગો થાય છે, તેમ પાંગળાપણું, લુલાપણું, ટુંગાપણું અને કમ્પ વા પણ થાય છે. એટલા માટેજ ધર્મશાસ્ત્રે તથા વૈદ્યશાસ્ત્રે બ્રહ્મચર્ય પાળવાને સખત ફરમાન કરેલું છે. હાલમાં ચાલતા રિવાજ પ્રમાણે પરમીયાની, તનખીઓ અને મીઠો એવી બે જાત ઘણા લોકોના જાણવા તથા માનવામાં છે. બીજી જાતના પ્રમેહના ઉપર રોગીઓનું તેમ વૈદ્યોનું ઘણું લક્ષ હોય એમ જણાતું નથી. અમારા વિચાર પ્રમાણે મૂત્રકૃચ્છ, મૂત્રઘાત, અસ્મરી (પથરી) અને પ્રમેહ એ ચારે રોગ એક ગોત્રમાં ઉત્પન્ન થયલા પાસે પાસેના પીત્રાઇઓ હોય એમ જણાય છે. તેથી એ રોગોના અમારા અનુભવેલા ઉપાયો સામાન્ય રીતે નીચે પ્રમાણે લખીએ છીએ.

નિદાનશાસ્ત્રમાં મધુમેહના ટીકાકારે મધુમેહીનો પેશાબ મધ જેવો લખેલો છે, પરંતુ અમારા વિચાર પ્રમાણે મધુનો અર્થ મધ નહિ કરતાં મદીરા કરવો વધારે બંધબેસતો છે, કારણ કે મદીરા ડોહોળા-વાળી રતાશ પડતી અને ગંધ મારતી છે, તેમ સર્વે પ્રમેહીના પેશાબો તેવાજ ગંધ મારતા છે, એમ અમારૂં માનવું છે. પછી જે ચિકિત્સકોને મધુનો અર્થ મધ કરીને તેના જેવો ઘટ્ટ, રાતો અને મધની ગંધ જેવો પેશાબ માનવો હોય તેમાં અમને બાધ નથી.

**પ્રમેહની** ગોળીઃ—ચાંસકપુર, શીલાજીત, રૂમીમસ્તકી, શેરી બોબાન (ઇસેસ) રાળ, ચીનીકબાલા, એલચી, હળદર એ સર્વને બારીક વાટી સુખડના તેલમાં વટાણા જેવડી ગોળી વાળવી, તેમાંથી એક અથવા બે ગોળી પાણી સાથે દિવસમાં ત્રણવાર ગળાવવાથી તનખીયો પ્રમેહ મટે છે.

**ચંદ્રપ્રભા** ગુટિકાઃ—પડકચુરો, વજ, મોથ, કરીયાતુ, ગળો, દેવદાર, હળધ, અતિવિષ, દારૂહળધ, પીપળીમૂળ, ચીતરો, ધાણા, હરડાં, બેડાં, આમળાં, ચવ્વક, વાયવડંગ, ગજપીપર, સુંઠ, મરી, પીપર, સુવર્ણમાક્ષીક ભસ્મ, જવખાર, સાજીખાર, સિંધવ, સંચળ, ખડીયોખાર એ સત્તાવીશ વસાણા એકેક તોલો લેવાં. નીસોતર, દાંતી-મૂળ, તમાલપત્ર, તજ, એલચી, વંસલોચન એ ૭ ઓસડ ચારચાર તોલા લેવાં અને લોહભસ્મ આઠ તોલા, શાકર સોળ તોલા, શીલા-જીત બત્રીશ તોલા અને ગુગળ બત્રીશ તોલા લઈ ભેગાં વાટી તેની એકએક તોલા પ્રમાણની ગોળી બાંધવાનું શારંગધરે લખ્યું છે, પણ એ વિધિથી એની ગોળી બરાબર બનતી નથી, એટલા માટે જો બરાબર ગુણ કરે એવી (ચંદ્રપ્રભા) બનાવવી હોય તો ઉપર લખેલા કાષ્ઠિક

વસાણાં ચારગણા પ્રમાણમાં લેવાં, અને તેને અધકચરા ખાંડીને, સોળગણા પાણીમાં પલાળવાં. બત્રીશ તોલા ગુગળને બદલે બે રતલ ગુગળ લેવો અને તેને આગલે દિવસે પાણીમાં પલાળી મુકવો. પછી બીજે દિવસે વસાણાંનો ઉકાળો કરી ગાળી લેવો. ગુગળનો ઉકાળો કરી ગાળી તેમાં મેળવવો. શીલાજીતનું પાણી ઉકાળ્યા વિનાનું તેમાં મેળવવું, એ ત્રણેને ચુલા ઉપર ચઢાવી ઉકાળવું, ઉકળતાં ઘન જેવો પદાર્થ થાય ત્યારે લોહભસ્મ, માક્ષિક ભસ્મવાંસ કપુર અને શાકર મેળવીને ચાસણી કરી તેને સુકાવા દેવી. પછી તેને ઘીના હાથ દઇ ખૂબ ખાંડી, ઘીના ચીકણા હાથથી અરીઠાંની મીજ જેવડી ગોળીઓ વાળવી. તે ગોળીમાંથી દરરોજ અકકેકી અથવા બબ્બે, દિવસમાં ત્રણવાર પાણી સાથે આપવાથી મૂત્રકૃચ્છ, મૂત્રઘાત, શર્કરાસ્મરી અને સર્વ જાતના પ્રમેહ ઉપર ઘણું સારૂં કામ કરે છે, અને જો કોઈ રોગી એક વરસ સેવન કરે તો તેના મધુમેહને એટલે મીઠી પીશાબના રોગને જડમૂળથી કાઢી નાખે છે. પરંતુ તે રોગીએ ખાંડ, દહીં, હીંગ, દારૂ, મરઘી તથા તેના ઈંડા અને માછલાંનો જીવતાં સુધી ત્યાગ કરવો જોઇએ. અને સામાન્ય પ્રમેહ, મૂત્રકૃચ્છ અને મૂત્રઘાતમાં ખાંડ, હીંગ, અને દારૂનો ત્યાગ કરવો જોઇએ. આ ચંદ્રપ્રભા ગોળીથી સ્ત્રીઓ તથા પુરૂષોના મૂત્રાશયના અને પેશાબના તમામ રોગો મટે છે જો મૂત્રકૃચ્છ કે મૂત્રઘાત થયો હોય તો દર્ભનાં મૂળ, શેરડીનાં મૂળ, ડાંગર (ભાત)નાં મૂળ, કાંસનાં મૂળ અને દરોઇનાં મૂળ સમભાગે લઇને તેનો ઉકાળો કરી, વાંસકપુરનું ચૂર્ણ મેળવીને પાવામાં આવે તો પેશાબની છૂટ સુખરૂપ થાય છે. અથવા ભોંયપાંતરીની ભાજી અને લીલી હળદરનો રસ કાઢી તે બે તોલા રસમાં એક વાલ આગળ લખેલો સૂર્યાવર્તરસ મેળવી પાવાથી

મૂત્રઘાત, તથા મૂત્રકૃચ્છને મટાડે છે. અથવા નેતરનો કટકો આઠ આંગળનો લઇ તેનો એક છેડો સળગાવી, બીજે છેડેથી બીડીની માફક તેનો ધુમાડો પીધામાં આવે તો મૂત્રઘાતથી બંધ થયેલો પેશાબ તરત છુટે છે. જે માણસ ધુમાડો નહિ પી શકે તેને ચોખાના ધોવણમાં નેતરની ગાંઠને ઘસી પાવાથી પેશાબ છૂટે છે. અથવા કપુરનો ભૂકો લઈ રૂમાં લપેટી, તેની બત્તી બનાવી, પેશાબના છિદ્રમાં મૂકવાથી પેશાબ તુરત છૂટે છે. અથવા આઠ તોલા આંબાહળદર અને એક તોલો ફુલાવેલી ફટકડી વાટી, વસ્ત્રગાળ ચૂર્ણ કરી, તલના તેલમાં મેળવી ચગાડવાથી તનખીયો પ્રમેહ મટે છે. અથવા માલતિ ચૂર્ણ, સર્જરસ, રૂપરસ, અને સૂર્લાવર્ત મેળવીને બબ્બે વાલનાં પડીકાં દિવસમાં ત્રણવાર પાણી સાથે આપવાથી પ્રમેહ મટે છે. અથવા રેવંચીની ખટાઇ તોલા સોળ, તથા સુકાં શીંગોડાં તોલા આઠનું ચૂર્ણ કરી શાકરની ભુકી સાથે પા પા તોલાને આસરે ફકાવવાથી પ્રમેહ મટે છે અથવા રેવંચીની ખટાઇ તોલા સોળ, સંગજીરૂ તોલા સોળ સુવાગેરૂ તોલા બે, એનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી, બે બે વાલ, દિવસમાં ત્રણ વખત આપવાથી પ્રમેહ મટે છે. અથવા શેરી લોબાન (હસેસ) તોલા આઠ તથા સુવાગેરૂ તોલો એક વાટી વસ્ત્રગાળ કરી, એકેક વાલનું પડીકું તલના તેલ સાથે ચગાડવાથી પ્રમેહ મટે છે.

**વિલાસિની વલ્લભ રસ:**—પારો, ગંધક, ધંતુરાનાં બીજ સરખે ભાગે લઇ તેની ધંતુરાના તેલમાં ગોળી બાંધવી, એવું વૈદ્યજીવને લખેલું છે. પણ ધંતુરાના તેલથી ગોળી બનવી અસંભવિત હોવાથી, પારો, ગંધક તથા છાશમાં બાફેલાં ધંતુરાનાં બીજ લઇને તેની કાજળી કરી, તે કાજળીને ચૌદ દિવસ સુધી ખલ કરી તેમાંથી અર્ધા વાલનું

પડીકું દિવસમાં ત્રણ વખત શાકરના પાણી સાથે આપવાથી જુના પ્રમેહ ઉપર ઘણી સારી અસર કરે છે.

**ગર્ભવિલાસ રસ**—પારો, ગંધક, મોરથુથુ એ ત્રણેને સમભાગે લઇ વાટી કાજળી કરવી. એ રસ ગર્ભિણી સ્ત્રીને આપવા માટે નીઘંટરત્નાકરે ફરમાવ્યું છે, પરંતુ ગર્ભિણી સ્ત્રીને આપવાથી તેમાં વાન્તિ અને ભ્રાન્તિ થવાનો સંભવ હોવાથી અમે આપી શકયા નથી, પરંતુ જે પ્રમેહમાં તીવ્ર વેદના સાથે માત્ર પેશાબને રસ્તે લોહી પડતું હોય અને રોગી જળ વિનાની માછલી પ્રમાણે તરફડતો હોય તે વખતે એક વાલ આ ગર્ભવિલાસ રસ, બે તોલા તલના તેલમાં મેળવીને પાવો અને ઉપરથી ચારથી આઠ તોલા, તાજું તલનું તેલ પાવું એટલે બે કલાકમાં તુરત રોગીને શાંતિ થશે. એ પ્રમાણે ત્રણ દિવસ, દિવસમાં બેત્રણવાર પડીકાં આપવાથી લોહી પડતું બંધ થઇ જાય છે. અને પેશાબ સાફ ઉતરે છે. આ રસ આપ્યા પછી જો રોગીનો જીવ કચવાય અને ઉબકા આવે તો વધારે તેલ પાવું, એટલે ઉબકા તથા કચવાટ બંધ થઇ જશે આ ગર્ભવિલાસ રસ ચાલતો હોય તેવા રોગીને ખાટ, દૂધ, ઘી. હીંગ ચણાની પરેજી કરાવવી.

ઇંદ્રિજુલાબ:—સુરોખાર, ફુલાવેલી ફટકડી, રેવંચીની ખટાઇ, પાષાણભેદ, ચીનીકબાલા, એલચી, શાકર, સુખાગેરૂ એ સર્વ સમભાગે લઇ ચૂર્ણ કરી, તેમાંથી અર્ધો તોલો ચૂર્ણ લઇ, અર્ધો શેર પાણી તથા અર્ધો શેર દૂધ ભેગું કરી, તેમાં આ ચૂર્ણ મેળવી. તેને કાંસાના અથવા કાચના પાત્રમાં નાંખી, એક પાત્રમાંથી બીજા પાત્રમાં ધાર પાડી, એવી રીતે એકસોવાર ધાર પાડયા પછી, તમામ દૂધ અને

પાણી પાવું, જેથી પેશાબ પુષ્કળ આવીને પેશાબમાં બળતી અગ્નિ સાફ થઈ જાય છે. અથવા દહીંની છાશ બનાવી તેમાં ફુલાવેલ ટંકણખારનું એક વાલનું પડીકું મેળવીને પાવાથી ઇંદ્રિજુલાબ થાય છે, અને બંધ થયલો પેશાબ છુટે છે. અથવા મૃગાંકરસ મધમાં આપવાથી પ્રમેહ ઉપર સારૂં કામ કરે છે. અથવા હજરતીહાઉ નામનો અર્બસ્તાનથી ખારેકી બોર જેવો પત્થર આવે છે તેને ચોખાના ધોવણમાં ઘસી પાવાથી પેશાબ છુટે છે. નાનાં બાળકનો પેશાબ બંધ હોય તો હજરતીહાઉ ઘસીને પેઢુ ઉપર ચોપડવાથી પેશાબ છુટે છે; પણ હજરતીહાઉ વારેવારે ઘસીને પાવાથી રોગીના સાંધા રહી જાય છે, માટે જરૂર જેટલોજ પાવો. અથવા સુરત જીલ્લાને છેડે દમ્મણ ગામમાં આફ્રીકાથી પેહુબજાર નામની લીલા રંગની પથરી આવે છે, જેને સુરતમાં પાઉઝર એ નામથી પણ ઓળખે છે, તેને ચોખાના ધોવણમાં ઘસીને પાવાથી પેશાબ છૂટે છે, અને મધમાં ઘસીને ચટાડવાથી છાતીએથી પડતું લોહી મટે છે. **इत्यलम**

# બીજા વૈદરાજો તરફથી આવેલા અનુભવી ઇલાજો.

## મૂત્રકચ્છના ઉપાય.

### વૈદ્ય ધીરજરામ દલપતરામ ગુજ્જરફળીયા—સુરત.

૧. આમળાં તોલો ૧ લીંબુમાં મારેલાં પૈરવાળાં તો. ૧ મોથ તો. ૧ અને સાકર તો. ૧ એ સર્વને ઝીણા વાટી ૨ થી ૩ વખત એક વાલની માત્રા દૂધ સાથે આપવાથી મૂત્રકચ્છ મટે છે.

૨. ગોખરૂ તો. ૧ ખાખર ( પલાસ )નાં ફુલ તો. ૧ ત્રિફળા તો. ૩ વડની કુમળી મુળી તો. ૧ દારૂ હળધ તો. ૧ મોથ તો. ૧ સુંઠ તો. ૧ એ સર્વેનો ઉકાળો કરી દિવસાં બે વાર આપવાથી મૂત્રકચ્છ મટે છે.

૩. **ધાત્રી ગુટિકા**—આમળા તો. ૨ એલચી તો. ૧ જેઠી મધ તો. ૧ પ્રવાળભસ્મ તો. ૧ એ ચાર વસ્તુને વસ્ત્રગાળ કરી વરીઆળીના ઉકાળામાં ૩ દિવસ ઘુંટવું અને તેની ચણાપુરની ગોળી વાળવી. પછી દિવસમાં ૩ વાર ૧ અથવા ૨ ગોળી દુધ અથવા પાણી સાથે આપવાથી મૂત્રઘાત મટે છે.

## વૈદ્ય બાલકૃષ્ણ રત્નેશ્વર કંસારા શેરી સુરત.

૧. હીમજીહરડે, ગોખરૂ, ગરમાળાનો ગોળ, પાષાણભેદ, જવાસો એ સર્વે ચાર ચાર તોલા લઇ બશેર પાણીમાં ઉકાળી ૦। શેર પાણી રહે ત્યારે પીવાથી મૂત્રકચ્છ મટે છે.

૨. ગોખરૂ, જવખાર, સફેદ કાથો એ સરખે ભાગે લઇ વાટી વસ્ત્રગાળ કરી દિવસમાં ૧ વાર ૦॥ તોલાની ફાકી, ટાઢા પાણી સાથે મરાવે તો મૂત્રકચ્છ મટે છે.

## ઇશ્વરલાલ રતનલાલ ત્રિવેદી નાગરફળીયા—સુરત.

૧. તડબુચનો મગજ, ચીભડાંનો મગજ અને કાકડીનો મગજ એને સમભાગે લઇ વાટીને પાવાથી પેશાબ ખુલાસે આવે છે.

૨. કેસુડીના ફુલને બાફી પેઢુ ઉપર બાંધવાથી પેશાબ છુટે છે.

૩. દરરોજ રાત્રે સુતી વખતે તલ તો. ૧ ખુબ ચાવીને ખાવાથી ૨૦–૨૫ દિવસમાં ઉંઘમાં પેશાબ થઇ જતો હોય તે અટકી જાય છે.

## વૈદ્ય અને વનસ્પતિશોધક નુરમહમદ હમીર ધોરાજીવાળા

મુ૦ રાજકોટ–પરા.

**મુત્રઘાત માટે**–કેળના થડનો રસ શેર ૦। અને ચાર પાંચ આની ભાર સુરોખાર મેળવી પાવાથી દશ મીનીટમાં પેસાબ છુટે છે, કોઇને ઝાડો પણ સાફ આવે છે. ઇંદ્રીમાં નળી રાખવાનો વખત આવતો નથી એ પીવાની દવા સાથે બાહ્યોપચાર તરીકે કપુર વાટી ડુંટીપર અને ઇંદ્રીના મુખપર લગાડવું એટલે તુરતજ પીસાબ ઉતરે છે.

## બ્રહ્મચારી આત્મારામ ત્રિવેદી નર્મદા પ્રકંબા વાસી.

૧. **ચમત્કારી ભસ્મ**–સારો નવસાર શેર ૧) લઇ તેને ચોખા જેટલો બારીક ખાંડી પછી તેને એક માટીના ઢોચકામાં નાંખી તેના મોઢા ઉપર કપડમીટી કરવી કે જેથી અંદરનો ધુમાડો બહાર જાય નહિ. પછી તે વાસણને ચુલા ઉપર મૂકી ધીમી આંચથી ત્રણ કલાક આંચ આપવી ત્યાર બાદ દેવતા બહાર કાઢી નાંખવો, અને વાસણને બે ત્રણ કલાક ચુલા ઉપરજ થંડું થવા દેવું. જ્યારે થંડુ પડી જાય ત્યારે ખોલી તેની અંદરથી નવસારનો ધુમાડો બાઝેલો હશે તે ઉખેડી લેવો, (બરાસથી અગર આંગળીથી) તે આશરે ૦। શેરેક નીકળશે તેને તરતજ એક બાટલીમાં ભરી દઇ સખત બુચ મારી દેવો. હવા લાગવાથી પાણી થઇ જશે. તે ભસ્મમાંથી મોટા માણસને વાલ ૫ નાના બાળકને વાલ ૨ તથા છેક નાનાને વાલ ૧ પાણી સાથે

પાવાથી ગમે તે દરદથી પીસાબ બંધ થયો હશે તોપણ દશ મીનીટમાંજ છૂટથી પીશાબ થશે.

૨. ઝાડા તથા પિશાબ બંધ થયેલો છુટે–ઝરખની હગારને પાણીમાં વાટી દુંટીની આસ પાસ ચોપડવાથી ઝાડો થાય છે, અને ઇંદ્રી ઉપર ચોપડવાથી પીશાબ છુટે છે.

## વૈદ્ય પુરૂષોત્તમદાસ બહેચરદાસ યાજ્ઞીક.

એલચીદાણા, પાષાણભેદ, શુદ્ધ શીલાજીત, માળવી ગોખરૂ સિંધવ, કેશર, એ સર્વનું સમભાગે ચુર્ણ કરી તો. ાાા થી અડધા તોલાની માત્રા ચોખાના ધોવણમાં પીવાથી તત્કાળ મુત્રકચ્છને ભયંકર વ્યાધી મટી જાય છે. તેમજ પિસાબ બંધ થઇ ગયો હોય તોપણ આ દવા આપતાની સાથેજ પિશાબ છુટે છે. મરકી (પ્લેગ), કોલેરા વિગેરે દરદોમાં જ્યારે દરદીનો પિશાબ બંધ થઇ જાય છે ત્યારે આ દવા અલૌકિક સાધનરૂપ થઇ પડે છે. એ અનુભવસિદ્ધછે.

૨. મુત્રઘાત માટે–ચોમાસાના દિવસોમાં કુતરી નામે એક જાતનું ઘાસ થાય છે તેનાં બીજ કાંગ જેવા આવે છે તે બીજ અડધો તોલો લઇ વસ્ત્રગાળ કરી એકી વખતે નવટાંક છાશ સાથે આપવાથી તુરતજ પીશાબ છુટે છે.

૩. ચોમાસાના દિવસમાં વિંછુડા નામની વનસ્પતિ થાય છે તેના પાનનું વસ્ત્રગાળ ચુર્ણ કરી એ ચુર્ણ એકથી બે વાલ છાશની સાથે આપવાથી તરતજ પીશાબ છુટે છે.

૪. લીંબુના બીનું વસ્ત્રગાળ ચુર્ણ કરી ાા તોલો લઇ પાણી સાથે પીવાથી તુરતજ પિશાબ છુટી જાય છે.

૫. કેળનો રસ તોલા ચાર કાઢી તેમાં સુરોખાર ફુલિઆખાર નાખી ગરમ કરી મિશ્ર કરી આપવાથી બંધ થએલો પીશાબ છુટી જાય છે. પુરૂષ વર્ગ કરતાં સ્ત્રીઓને તરતજ ફાયદો જણાયો છે.

### ડા. પ્રભાકર કૃષ્ણપંગે વૈદ્ય ભૂષણ, મંત્રી-વૈદ્યસભા.

**મુત્રઘાત માટે**-મકાઇના રેસા એક તોલો લઇ તેને એક શેર પાણી મુકી ઉકાળી પાસેર પાણી અવશેષ રાખી બબ્બે કલાકે એકેક ચમચી (મોટી) આપવી જ્યાં સુધી છુટથી પીશાબ લાવવો હોય અથવા અસાધારણ રીતે વધારવો હોય ત્યા સુધી આપવું. વાત શ્લેષ્મ જ્વરમાં આપવાથી પીશાબ વધે છે, પેટ હલકુ લાગે છે, અને તાવ ઉતરી જાય છે. જળોદરમાં બહુ ઉપયોગી છે પાણી કઢાવવાની જરૂર રહેતી નથી અને જો શરૂઆતમાં આપવામાં આવે તો તદ્દન મટાડી શકાય છે. મુત્રપીંડ, મુત્રાશય, અને મુત્રમાર્ગના દરદો તથા દાહને તરતજ નરમ પાડે છે, પથરીમાં તથા વાતપ્રમેહમાં પીશાબ વધારીને સારો ફાયદો આપે છે. વૈદકમાં આ એક ફતેહમંદ સારી અને ચમત્કારી વસ્તુ છે.

### વૈદ્ય નારૂશંકર હરગોવિંદ અધ્વર્યું. મુ. બારડોલી.
### (ટાપ્ટી રેલ્વે)

**મુત્રઘાત માટે**—ઇન્જીનમાં જ્યાં સ્ટીમ તૈયાર થાય છે ત્યાં પાણીનો ખાર બાઝે છે તે ખારમાંથી એક ચોખાપુરથી ચણોઠીપુર સુધી રોગીનું બળાબળ જોઈ આપવાથી પીશાબ વગર ઇજાએ છુટે છે, તથા સળી મુકવાની જરૂર રહેતી નથી આ ખાર ઘણોજ ઉત્તમ છે.

**વૈદ્ય બાળકૃષ્ણ હરીકૃષ્ણ શાસ્ત્રી વડોદરાવાળા મુ૦ ભુવાલડી તા૦ અમદાવાદ.**

૧ **મુત્રકચ્છનો ઉપાય**-એલચી, પાષાણુ ભેદ, શીલાજીત, પીપર એ સર્વ સમ ભાગે લઈ વસ્ત્રગાળ ચુર્ણ કરી ગોળમાં ગોળી વાલ વાલની વાળી દીવસમાં બે વખત તે ગોળી ગળી જઇ ઉપર દુધ શેર ૦ાા પીવું. પરેજી—તેલ, મરચું, ખટાંસ, હીંગ વિગેરે નખાવું. જેથી મુત્રકચ્છનો વ્યાધી મટે છે. આ દવા અનુભવસિદ્ધ છે.

૨. **મુત્રઘાત માટે**-પીશાબ બંધ થઇ ગયો હોય તો ગાયનું દુધ શેર ૦ાા તથા પાણી શેર ૦ાા મેળવી તેમાં સિંધવ તોલો દોઢ નાંખી પીવાથી પીસાબ તરત છુટો થાય છે.

**ડોકટર ચંદુલાલ મુકુંદરાય મુ. પાટણ. (ગુજરાત)**

૧. **મુત્રકચ્છ માટે**—ઈંદ્રામણા મોટાના મુળ તો. ૦ાા, હીંમજ તો. ૦ાા, એને બશેર પાણી મુકી ઉકાળવું નવટાંક પાણી રહે ત્યારે પીવું જેથી ઈંદ્રિજુલાબ લાગે છે અને મુત્રકૃચ્છ મટે છે.

૨. **મુત્રકચ્છ માટે**—એલચી તો. ૦ાા, પાષાણુભેદ તો. ૦ાા, રેવંચીની તો. ૦ાા, સુરોખાર તો. ૦ાા, જેઠીમધ તો. ૦ાા, સાકર તો. ૧, એનું વસ્ત્રગાળ ચુર્ણ કરી સવારે તો ૦ાા બકરીનાં દુધ અને પાણી સાથે ફાકવાથી મુત્રકૃચ્છ મટે છે.

**વૈદ્ય બાળાશંકર પ્રભાશંકર મુ૦ નાંદોદ, રાજપીપળા સ્ટેટ.**

**મુત્રઘાત માટે**—ખડીઓખાર ફુલાવેલો તથા ફટકડી ફુલાવેલી સરખે વજને લઇ વાટી પીસાબને રસ્તે મુકે તો પીસાબ તરત છુટે છે પુરૂષને સળી ઉપર લગાડી મુકે તો જલદીથી પીસાબ છુટે છે તથા

સ્ત્રીઓને આંગળી ઉપર લગાવી મુકવાથી પીસાબ થાય છે. આ દવા ઉત્તમ છે તેમ મારી ખાસ અનુભવસિદ્ધ છે.

**વૈદ્ય અંબારામ શંકરજી પંડયા મુ૦ વાગડ વાયા રાણપુર.**

૧. મુત્રકચ્છ, બરાસકપુર, ઇંદ્રીમાં મુકવું જેથી મુત્રકચ્છ મટેછે.

૨. કેસુડા અથવા લીલ (સેવાળ) પેડુ ઉપર બાંધવાથી તેમજ સોપરો (?) પલાળી દુંટીમાં મુકવાથી મુત્રકચ્છ મટે છે.

૩. જબાદ ઇંદ્રીમાં મુકવાથી મુત્રકચ્છ મટે છે.

૪. જબાદ, સુરોખાર, કેસુડાં પાવાથી મુત્રકચ્છ, તણખાં, દાહ મટે છે.

૫. પાખાણભેદ, એલચી, શીલાજીત, વડવાઇનાં કુંપળાં અને સુરોખાર વાટી વસ્ત્રગાળ કરી ચોખાના ધોવણમાં પાવાથી મુત્રકચ્છ મટે છે.

૬. હજરતબોર ધસી પાવાથી પીસાબ છુટે છે.

૭. કપુર ટાંક ૧, સમુદ્રફળ રત્તી ૪, ઝીણું વાટી ઇંદ્રીમાં સંચારવું. અને પાણીની કુંડીમાં બેસાડી પીસાબ કરાવવો તુરતજ પીસાબ થાય છે.

૮. મુળાના રસમાં સુરોખાર નાંખી પાવાથી મુત્રકચ્છ મટે છે.

૯. ઇંદ્રામણાનું મુળ ધસીને પાવાથી પીસાબ તથા ઝાડો થાય છે.

૧૦. પાખાણભેદ તો. ૧, રેવંચીની ખટાઇ તો. ૨, સાકર તો. ૬, ચીનીકબાલા તો. ૦ાા, સુરોખાર તો. ૦ાાા, એને ખાંડી પોણો શેર પાણી મુકી ઉકળતાં ચતુર્થાંશ પાણી અવશેષ રાખી ગાળી પાવાથી પીસાબ છુટે છે.

**વૈદ્ય ચુનીલાલ હરગોવિંદ શુક્લ મુ૦ પાટડી તા૦ વીરમગામ.**

૧. **મુત્રઘાત માટે**—કલમી સુરોખાર શેર ૧, નવસાર ૩ ભાર. તથા ખડીયોખાર ૩ ભાર લેવો પ્રથમ નવસારને જરા ખોખરો કરી તે ત્રણે એક કઢાઇમાં ( પીત્તળની ) નાંખી તે ઉપર એક પીત્તળની થાળી ઢાંકી ચુલે ચડાવી નીચે ખુબ આંચ કરવી એ ત્રણે દ્રવ્ય બરાબર ગળીને રસ થઇ જાય એટલે તેને પીત્તળની થાળીમાં ઢારી પોપડી બંધાયા પછી તે પોપડી ઉંમર તથા રોગની ત્વરા મુજબ એકઆની-ભાર અગર તેથી વધતો ઓછો શીતળ પાણીમાં આપવાથી પીસાબ છુટે છે

૨. મુંજની દોરી તથા મોરની પીંછીની રાખ કરી એક વાલ ગરમ પાણી સાથે આપવાથી પીસાબ બંધ થયો હોય તો તરતજ છુટે છે.

**વૈદ્ય ગીરજાશંકર આશારામ ત્રિવેદી મુ૦ ઝરીઆ.**

**મુત્રઘાત માટે**—એલચી, ખેરસાર, નવસાર, સુરોખાર એ બબે તોલા લઇ એલચી તથા ખેરસારને ખાંડી એક માટીની ઠીબમાં મુકી (પાથરી) ઉપર નવસાર તથા સુરોખાર પાથરી ધીમી આંચે પકાવવો. જ્યારે નવસાર તથા સુરોખાર ફુલી રહે ત્યારે બધી વસ્તુઓને પાણીમાં નાંખી મેળવી પાણી ઠરી જાય ત્યારે ઉપરથી નીતરૂં પાણી ગાળી શીશીમાં ભરી લેવું. આ પાણી એક રૂપિઆભાર પાવાથી પીસાબ છુટી દરદીને તુર્તમાંજ આરામ થાય છે.

**વૈદ્ય નંદરામ પ્રાગજી મુ૦ નાગેશ્રી પો. જાફરાબાદ.**

ગોરખગાંજો તો. ૧, વડના મૂળની છાલ તોલો ૦॥, ઝેરૈર(?) તો.

૧, સુરોખાર તો. ૦।, રેવંચીની ખટાઇ તો. ૦।।, ભોખરાં કરી ક્વાથ કરી પાવો જેથી ઉનવા, મુત્રકચ્છ, મુત્રગાંઠ, પ્રમેહ મટે છે. અત્યુત્તમ છે. પીસાબની અતી છુટ કરનાર છે.

# અસ્મરી–પથરી.

વૈદ્ય ધીરજરામ દલપતરામ ગુજજર ફેળીયા–સુરત.

કુષ્માંડ રસ—રાતું પાકટ કોળું લઈ તેનો બેરૂપિયાભાર રસ કાઢી, પાવલીભાર મીઠું નાખીને દિવસમાં બેવાર પાવો એટલે જેને પથરી થઈ પેશાબ ઉતરતાં અડચણ પડતી હોય અથવા ટીપે ટીપે પેશાબ ઉતરતો હોય તેની પથરી ઓગળી જઇ પેશાબ સાફ ઉતરશે. પરંતુ આ ઉપાય બરાબર ૧૪ દિવસ કરવો. જો પથરી મોટી બંધાઇ ગઇ હોય તો ગળતા વાર લાગે છે, તો આ ઉપાય ૨૧ દિવસ કરવો.

૨. કેળનું પાણી તોલા ૨।।, સુરોખાર તો. ૨।।, દૂધ તો. ૧૮ એ બધાને એકત્ર કરી દિવસમાં બેવાર પાવાથી પથરી ગળી જાય છે. તેમજ જેનો પેશાબ બંધ થઇ ગયો હોય તેને આ દવા એકવાર પાવાથી તરત પેશાબ ઉતરે છે.

૩. પ્રવાળભસ્મ વાલ ૧, એલચીનો ભુકો વાલ ૧ સાથે મેળવી દૂધ સાથે ખાવાથી મૂત્રઘાત મટે છે.

## યતિશ્રી રવીહંસજી દીપહંસજી છાપરીયાશેરી–સુરત.

પથરી–સરપંખાનાં પાંતરાં અને શાકર વાટીને પાવાથી પથરી ઓગળી જઇ પેશાબ સાફ ઉતરે છે.

## મંગ. જમનાદાસ મદનજી વૈષ્ણુવ મુ. વેરાવળ.

અશ્મરી માટે–જાંબુડાની અંતર છાલ તથા જાંબુના ઠળીઆનું ચુર્ણ કરી ખાવાથી પીશાબની અંદર પથરી નીકળી જાય છે.

## વૈદ્ય શ્યામચંદ ગોવર્ધનરામ મુ. ખાખરેચી. પો. હળવદ.

સફેદ રાળ તો. ૫, જેઠીમધ તો. ૨, નાની એલચી તો. ૧, શુદ્ધ કપુર માસા ૨, સાકર તો. ૯ એ સર્વનું વસ્ત્રગાળ ચુર્ણ કરી ૭ માસાપુર થંડા પાણી સાથે ખાવાથી અશ્મરી મટે છે. ગરમ પદાર્થો ખાવા નહીં.

## વૈદ્ય રાઘવજી માધવજી મુ. ગોંડલ.

અશ્મરી માટે–લીંમડાના પાનને બાળી ભસ્મ કરી તેનો ક્ષાર કાહાડી રત્તિપુર ક્ષાર ગોખરૂ તથા પાષાણભેદના ક્વાથ સાથે આપવાથી પથરી (પાણુવી) રોગ મટે છે. પીસાબે નીકળી જાય છે એ અનુભવસિદ્ધ છે.

## બ્રહ્મચારી આત્માનંદ ત્રિવેદી–નર્મદા પ્રકંબાવાસી.

મીઠી પેસાબ–રેતી–પથરીની હકીમી દવા–સરફોકાના (?)પાન તો. ૧, વરીઆળી તો. ાા, બહેડાની છાલ તો. ાા, લીમડાની

ગળો તો. ૦॥, કાળીદ્રાક્ષ તો. ૦॥, ઉસતેખુદુસ તો. ૦॥, દારૂહળધર તો. ૦॥, શાહજીરૂ તો. ૦॥, ઉનાબદાણા નંગ ૧૨, ધાણા તો. ૦॥, આમલીની છાલ તો. ૦॥, સીપીસ્તાન દાણા નંગ ૧૨, ચીનીકબાલા તો. ૦॥, બનફસા તો. ૦॥, જુફો તો. ૦॥, કરીઆતુ તો. ૦॥, જેઠીમધ તો. ૦॥, રાજન તો. ૦॥, સુરીજન તો. ૦॥, મકો તો. ૦॥, કાસની તો. ૧, ચોપચીની તો. ૦॥, મોટી હરડેની છાલ તો. ૦॥ એ સર્વને અધકચરા ખાંડી એક માટીના અગર કલાઈવાળા વાસણમાં ચારશેર પાણીમાં ઉકાળી અર્ધોશેર પાણી રહે ત્યારે ઉતારી થંડુ પાડી ગાળી લઇ તેના બે ભાગ કરી સવાર સાંજ પીવો તથા બીજે દીવસે પાછો ઉકાળો પીવો તથા ત્રીજે દિવસે નવો ઉકાળો લાવી પીવો એ પ્રમાણે કરવાથી મીઠો પીસાબ મટશે. તથા જો પથરીનું દરદ હોય તો આ કવાથ પીવાથી તુરત રેતી, પથરી બંધાઇ હશે તે પીસાબવાટે નીકળી જશે. આ ઇલાજ ઘણો સર્વોત્તમ છે.

### વૈદ્ય અંબારામ શંકરજી મુ૦ વાગડ વાયા રાણપુર.

**અશ્મરીભેદક રસ**:–પારદ તો. ૮, ગંધક તો. ૧૬ની કજલી કરી તેને સુતિપણુક, પાષાણભેદ, આંશોદ, સાટોડી એ દરેકના રસની અકેકી ભાવના આપી ગોળી વાળી આઠ છાણાના અગ્નિમાં તેનું સરાવસંપુટ મુકી પકાવી બે વાલ માત્રા મોંમાં નાખી પાષાણભેદનો ક્વાથ ઉપરથી પીવો જેથી અશ્મરી મટે છે.

# પ્રમેહના ઉપાય.

## વૈદ્ય ધીરજરામ દલપતરામ ગુજજરફળીઆ–સુરત.

**પ્રમેહખંડન ગુટીકા:**—રૂમીમસ્તકી તોલા ૫, માયુંફળ તોલા ૨॥, એલચી તો. ૨॥, વાંસકપુર તો. ૨॥, કાથો તો. ૨॥, ચીની કબાલા તો. ૨॥, ફુલાવેલી ફટકડી તો. ૨॥, પાષાણભેદ તો. ૨॥, સુખડનો વહેર તો. ૨॥, ગોખરૂ તો. ૨॥, ત્રિફળાં તો. ૨॥, ખરાસ તો. ૨॥, એ સઘળાને ખાંડી વસ્ત્રગાળ કરી સુખડનાં તેલમાં ચણા જેવડી ગોળી વાળી દિવસમાં ૧ થી ૨ વાર, ગોળી ૧ થી ૨ ગોખરૂના ઉકાળામાં શાકર નાંખીને તેની સાથે આપવાથી સઘળી જાતના પ્રમેહ મટે છે.

૨. **એલાદિ ચુર્ણ**—ચીનીકબાલા ભાગ ૮, એલચી, જેઠીમધ ૩, આંબાહળદર ૩, સોનાગેરૂ ૩, ગોખરૂ ૩, ભાગ લઇ ખાંડી વસ્ત્રગાળ ચૂર્ણ કરી વાલ બે, સુખડ અને શાકરના ઘસારા સાથે દિવસમાં ૩ વાર આપવાથી પ્રમેહ મટે છે.

૩. રૂમીમસ્તકી તોલા ૫, એલચી તો. ૫, ફુલાવેલી ફટકડી તો. ૫, શાકર તો. ૧૫ સર્વને વાટી વસ્ત્રગાળ કરી દિવસમાં બેવાર દુધ સાથે બેઆનીભાર વજને આપવાથી પ્રમેહ મટે છે.

## યતિશ્રી રવીહંસજી દીપહંસજી છાપરીઆશેરી–સુરત.

**પ્રમેહગુટીકા:**—વાંસકપુર, શીલાજીત, રૂમીમસ્તકી, રાળ, આંબાહળદ, ગળોસત્વ, એલચીદાણા, ચીનીકબાલા અને પાષાણભેદ. તમામ ચીજ સમભાગે લઇ, જુદી જુદી ખાંડી, કપડછાણ કરી, તેમાં સુખડનું

તેલ (યોગ્ય પ્રમાણમાં ગોળી વળે તેટલું) મેળી, તેને એકરસ બનાવી તુવેર જેવડી ગોળીઓ વાળવી. ધ્યાનમાં રાખવું કે તેલ વધતું ઓછું પડે નહિ. વધુ પડશે તો તેની ગોળીજ વળશે નહિ. કોઇ પણ જાતનો પ્રમેહ હશે તે મટશે. જુનો પ્રમેહ હશે તો પણ લાંબો વખત સેવન કરવાથી મટશે. ટંકે ૨ થી ૫ ગોળી, સુખડના પાણીમાં, તલના તેલમાં અથવા એકલા પાણીમાં દિવસમાં ૩ વાર ગળાવવી.

## વૈદ્ય બાળકૃષ્ણ રત્નેશ્વર કંસારાશેરી સુરત.

૧. સુખડનું તેલ તોલા ૫. વાંસકપુર તો ૫. ચીની કબાલા તોલા ૫. એલચી દાણા તોલા ૫. શાકેર તોલા ૫. એ સર્વે વસાણાં વાટી, ઝીણું ચુર્ણ કરી, સુખડના તેલમાં મેળવી એના ૧૦ ભાગ કરવા. સવાર સાંજ એકેક ભાગ પાણી સાથે પાંચ દિવસ આપવો. ફક્ત દુધ ભાત સિવાય બીજું કાંઈ ખાવા આપવું નહિ. ૭ દિવસમાં પ્રમેહના રોગીને આરામ થાય છે.

૨. બેરજી તો. ૨ શેરી લોબાન તો. ૨ મસ્તકી તો. ૨ ગુગલ તો. ૨ એને પાણીમાં વાટી ચણા જેવડી ગોળી કરવી. એ ગોળીમાંથી બબ્બે ગોળી દિવસમાં ૩ વખત પાણી સાથે લેવાથી પ્રમેહ મટે છે.

૩. સીલાજીત ૭ પાષાણ ભેદ ૭ ગોખરૂ ૭ આમળાં ૭ શાકર ૨ ભાગ લઇ એકત્ર કરી તેમાંથી ૦। ૦। તોલો દિવસમાં ૩ વાર પાણી સાથે ફાકવાથી ૧૪ દિવસમાં અગ્નિ બળતો પ્રમેહ મટે છે.

વૈદ્ય અને વનસ્પતિ શોધક નુરમહમદ હમીર ધોરાજીવાળા,
મુ. રાજકોટ, પરા.

૧. પ્રમેહ અગનવાળો–ભેંસનું છાણુ પાણીમાં ચોળી લુગડે ગાળી તેમાં જરા સાકર મેળવી છ તોલા પાવાથી એકજ દિવસમાં પ્રમેહની ગરમી મટી જાય છે. અગન બંધ થયા પછી રાત્રે પાંચ તોલા બહુફળીને એક શેર પાણીમાં ચોવીસ કલાક પલાળી ગાળી લઇ તે લુઆબમાં સાકર મેળવી પાવાથી આઠ દિવસમાં પ્રમેહ મટી જાય છે. ચીકણો લુઆબ પેટમાં જવાથી બાદી જેવું જણાય તો દર ટંકે કાળા મરી ત્રણ ખાઇ જવાં. અથવા વરીઆળી પાન સાથે ખાવી. ઝાડો કબજ થાય તો રાત્રે ત્રીફળાની ફાકી આપવી. એટલે મટી જશે.

મંગ જમનાદાસ મદનજી વૈષ્ણવ મુ૦ વેરાવળ.

જવનું પાણી કરી પીવાં આપવું, જવખાર પાણી સાથે પીવાથી, તુકમરીઆ પાણીમાં નાંખી હલાવીને (પલાળીને) સાકર નાંખી પીવાથી, ત્રીફળાની ફાકી દિવસમાં ત્રણ વખત મારવાથી, સુખડનું તેલ આ દરદ માટે ઘણુંજ અકસીર છે, માટે તેનાં બે ત્રણ ટીપાં સાકરમાં અગર પતાસામાં આપવાથી, બળદાણા, શતાવરી, ગોખરૂ, એખરો, એની ફાકી દુધમાં અથવા પાણીમાં આપવાથી, અથવા બંગ ભસ્મ આપવાથી પ્રમેહ મટે છે.

વૈદ્ય અંબારામ શંકરજી પંડયા મુ. વાગડ.

૧. પ્રમેહ–બહુફળી પલાળી તેને ચોળી તે પાણીમાં થોડી સાકર તથા સુવર્ણમાક્ષીક ભસ્મ નાંખી પીવાથી પ્રમેહ મટી જાય

છે. જો ઇંદ્રી ઉપર સોજો હોય તો; વડ, પીપર. પીપળો, પારસ પીપળો, ઉંબરો (ગુલ્લર) એ દરેકની છાલ લાવી પાણીમાં ઉકાળો કરી, એ પાણીમાં બારીક કપડુ બોળી ઇંદ્રી ઉપર લપેટી, આખો દિવસ તે પાણી રેડયા કરવું, જેથી સોજો ઉતરી જશે. અંદર પીડા હોય તો આમળા ઉકાળી તે પાણીથી પીચકારી લેવી, પછી બહુફળીવાળો પ્રયોગ કરવાથી ગમે તેવો પ્રમેહ મટી જાય છે.

૨. દાડમીનામુળની છાલ તો ૦ાા, સાકર તો ૧ાા, મેળવી ત્રણ ભાગ કરી દિવસમાં ત્રણ વખત આપવાથી પ્રમેહ મટે છે.

૩. ગાયનું દુધ શેર ૦ાા, લઈ તેમાં કુંવારનો રસ તો. ૨ાા નાંખી પીવું એ પ્રમાણે સાત દિવસ કરવું ત્યાર બાદ લોહભસ્મ, હરડા, બેહેડા, આમળા, ગળો, એ સર્વ સરખે વજને લઈ મધમાં ચાટવાથી પ્રમેહને જડમૂળથી નાબુદ કરે છે.

## વૈદ્ય પ્રભાશંકર રવીશંકર ત્રવાડી મુ૦ અષ્ટગામ.

**પ્રમેહ માટે.** ફટકડી ફુલાવેલી લઇ તેને બકરીના દુધમાં નાખી ગરમ કરવી તથા બાંવળની પાલીનો રસ તથા ખેરસાલ પતાસું નાંખી પીવાથી પ્રમેહ તથા લોહીવા મટે છે.

## વૈદ્ય મણીશંકર ભાનુશંકર મુ૦ વલસાડ,

**પ્રમેહાંતક.** એલચી તો. ૧, ફુલાવેલ મોરથુથુ તો. ૦।, શુદ્ધ નિપાળાની દાળ નંગ ૭, સુંઠ તો ૦।, પીપર તો ૦।, પીપરીમુળ તો ૦।, ધોળા મરી તો ૦।, કાળા મરી તો. ૦।, ધોળી મુસળી તો ૧, કાળી મુસળી તો ૧, જાયફળ નંગ ૨, જાવંત્રી તો. ૦।, ગોખરૂ

તો. ૨, તજ તો. ०ાા, વરીઆળી તો. ०ા, કમળ કાકડી તો. ૧, બાદીયાં તો ०ા, ફુલાવેલ ટંકણ તો. ०ા, એ સર્વનું વસ્ત્રગાળ ચુર્ણ કરી આદુનો રસ શેર ०ા લઇ પ્રથમ મોરથુથુ નીપાળો અને એલચીને ઘુંટી પછી બધી વસ્તુઓ મેળવી ખુબ ખલી મગના દાણા જેવડી ગોળીઓ કરી દિવસમાં ત્રણ વખત બબે ગોળી પાણી સાથે આપવી જો દસ્ત વધારે થાય તો ગોળી કમી કરવી જેથી દસ્ત ઓછા થશે. ખોરાકમાં પુરી, રોટલી, કાંદા, મરચાનાં ભજીઆ, વગેરે ગરમ પદાર્થો વિશેષ ખાવા આખા દિવસમાં તેલ પાશેર ખાવું. થંડા પદાર્થો દુધ, ખાંડ, ભાત વગેરે બંધ કરવાં. સાત દિવસમાં દરેક જાતના પ્રમેહને મટાડે છે.

## વૈદ્ય કુમારશ્રી દેવીસીંહજી ભુપતસીંહજી મુ૦ કટોસણ.

**પ્રમેહ માટેઃ**—લાલ મરચાંના બી જીણાં ખાડી વસ્ત્રગાળ કરી તેમાંથી તો. ०ાા, દિવસમાં ત્રણ વખત થંડા પાણીમાં પીવાથી પ્રમેહ એકદમ મટી જાય છે. પરંતુ ઇલાજ અમુક દિવસ સુધી જારી રાખવો.

## વૈદ્ય આશાશંકર પ્રભાશંકર મુ. નાદોદ, નવાપુરા રાજપીપળા સ્ટેટ.

**પ્રમેહ માટેઃ**—લીમડાની અંતરછાલને પાણી શેર પાંચમાં પલાળી તેમાંથી પાશેર પાણી તથા ખાંડ રૂા. ૫) ભાર નાખી પીવાથી ઇંદ્રીમાંથી પડતું પરૂ બંધ થઇ જાય છે. જો ઉનવા બળતો હોય તો કાથાની દોરીને બાળી રાખ કરી પા, રૂપઆભાર રાખ ખાંડ રૂપિઆ એકભાર નાખી પીવાથી ઉનવા મટે છે.

### ડાકટર મગુભાઇ સામળદાસ મુ. અમદાવાદ લુણુસાવાડે.

નીરવીસી તો. ૧।।, શુદ્ધ કરેલ સફેદ કાથો તો. ૨, એલચી દાણા તો. ૧।, રૂમીમસ્તકી તો. ૨, ચીનીકબાલા તો. ૨, સોનાગેરૂ તો. ૧, માચુફળ તો. ૨, વાંસકપુર તો. ૧, મુગલાઇ બેદાણા તો. ૨, નાગકેસર તો. ૧, રાળ તો. ૨, મિરચકંકોળનાં બી તો ૧, બાલ-સમકોપેબા રૂા. ૨ ભાર, સુખડનું તેલ તો. ૨, તેલ સિવાય ચીજોને વસ્ત્રગાળ કરી તેલ મેળવી ઘુંટી ઘુંટી બધું તેલ સમાવી દેવું અને જ્યારે બધું તેલ મસાલામાં પચી જાય ત્યારે વાલવાલની ગોળીઓ વાળી દિવસમાં બે વખત બબ્બે આપવાથી જુના પ્રમેહમાંથી મુત્રકચ્છ થયો હશે તો પણ મટી જાય છે. ખાટું તથા તીખું ખાવું નહી.

### જોશી રામકૃષ્ણ રેવાશંકર કમ્પાઉંડર મુા. જાદર.

કાળી કસોંદીની છાલ ગરમ પાણીમાં ભીંજવી રાખી લેવાથી પીસાબમાં સાકર જતી હોય તો મટે છે.

### વલભદાસ નરોતમદાસ શાહ સરકારકુન કસ્ટમહાઉસ—ભરૂચ.

૧. પ્રમેહ તથા સુજાકનું—એલચી તો. ૧, રેવંચીની ખટાઇ તો. ૧, કબાબચીની તો. ૧, શંખજીરૂ તો. ૧, સુરોખાર તો. ૧ એઓને ખાંડી ત્રણ પડી કરી દુધ શેર ત્રણ તથા પાણી શેર ત્રણમાં નાખી પીએ તો તનખીઓ પ્રમેહ મટે છે. તેમજ સુજાક (મુત્રકૃચ્છ)નું દરદ પણ મટે છે.

૨. ફટકડી તો. ૧ લઇ ફુલાવી ત્રણ પડી કરી પછી એક પડી ગાયની છાશ શેર એકમાં નાંખી પીવી ઉપર દાળીઆ, મમરા ખાવા,

છાશ પીવી, સાંજે ભાત અને છાશ ખાવી એ પ્રમાણે ત્રણ દિવસ કરવાથી અવશ્ય પ્રમેહ મટે છે.

૩. **પ્રમેહ માટે**–જેઠીમધનું મુળ તો. ૧, સીલાજીત બંને ઝીણું વાટી ગુલહજારાના પાનના રસમાં ગોળી ચણા પ્રમાણે વાળી દિવસમાં બે વખત ગોળી એકેક ખાવાથી અગનીઓ, રસીત્રાળો વિગેરે મટે છે.

## વૈદ્ય મનસુખલાલ લલ્લુભાઈ નાગરફળીઉં-સુરત.

**બિંબાદિ ઘૃત**–બિલામાં નંગ બે લઇ એક સોખંડની કડછીમાં ઘી એક રૂપિઆભાર નાંખી બીલામાં નાંખી અગ્નિ ઉપર મુકી, બીલામાં બળી જાય ત્યારે નીચે ઉતારી ઘી શીશીમાં ભરી રાખવું. એક ચેવલી મોટું પાન લઇ તેના ઉપર વટાણા જેટલું ચોપડી ચાવી જવું. દિવસમાં બે વખત આપવું. જેથી પ્રમેહમાં આરામ થાય છે. આ ઉપાય મોટી ઉમરનાને માટે છે. પરેજી કાંઇ નથી.

## વૈદ્ય ધીરજલાલ માણેકલાલ વડોદરા. બાજવાડા, પ્રતાપ મડધાની પોળ.

**મેહાન્તક રસ**–કોડીભસ્મ તો. ૪, સુર્યપૂટી પ્રવાળભસ્મ તો. ૨, ગળોસત્વ તો. ૨, એ સર્વેને એકત્ર કરી ઘી સાકરમાં સવાર, બપોર, સાંજ એકેક વાલ આપવાથી પ્રમેહનો જરૂર નાશ કરે છે. આ સાથે રાત્રે સુતી વખતે ત્રિફળા, સાકર અને હળદરનું ચુર્ણ તો. ૦ાા ઘી તથા મધ સાથે આપવાથી દુસ્તર પ્રમેહનો જલદીથી જરૂર નાશ થાય છે. (અમારી બનાવટ)

**ડોકટર મગનલાલ વીજભુખણદાસ સોનીફળીયું—સુરત.**

**મુત્રાશયનો તીક્ષ્ણ વરમ**—મુગલાઈ બે દાણા તો. ૦ા તુખમે ખતમી તો. ૦ાા ઇસબગુલ તો. ૦ા એને અડધો કલાક અઢી તોલા પાણીમાં ભીંજવી ગાળી સાકર નાંખી પીવું. બે ચાર દિવસ બે ટાઈમ પીવાથી મુત્રાશયનો વરમ, દાહ, તથા મુત્રઘાત મટે છે. એવો મારો અનુભવ છે.

**વૈદ્ય ઉમીઆશંકર મહાસુખરામ ઠે. વાઘનાથ કુઇ પાસે. મુ. ઉમરેઠ.**

**ઉનવા માટે:**—વરીઆળીનું ચુર્ણ તો. ૦ાથી ૨) શેર પાણીમાં સાકર તો. ૨, સાથે પીવાથી ઉનવા મટે છે. દિવસમાં બે વખત પીવું.

**વૈદ્ય અંબારામ શંકરજી પંડયા મુ. વાગડ વાયા રાણપુર.**

**૧.બંગેશ્વરરસ:**—શુદ્ધ કથીર તથા પારાને એકત્ર ગરમ કરી મેળવી ખરળમાં કુંવારનાં રસમાં ખુબ વાટી તેની ગોળીઓ કરી કાચના વાસણમાં પકવવી જેથી સફેદ ભસ્મ થાય તે બંગેશ્વરરસ કહેવાય છે. તે પાંડુ પ્રમેહ નિરબળપણાને મટાડે છે. તેમજ કમળાને પણ મટાડે છે.

**૨, મહેનાશનરસ:**—લોહભસ્મ, રસસિંદુર, સુવર્ણમાક્ષીકભસ્મ, ગંધક એ સર્વ સમભાગે લેવાં અને ઇંદ્રજવના ક્વાથમાં ઘુંટી એક વાલ મધ સાથે ચાટવાથી પ્રમેહ મટે છે.

**૩. મેહાંકુશરસ:**—બંગભસ્મ, પારદભસ્મ, ગંધક, સમભાગે લઇ ધાવડીના રસમાં ઘુંટી સુકવી મધ સાથે બે વાલ આપવાથી પ્રમેહ મટે છે. તેમજ ઝાડો પણ મટે છે.

૧.—૪ બદ્દમ (બદ) કળીચુનો તથા સંચોરો એકેક ટાંક મીશ્ર કરી પાટો બાંધે તો બદ ગળી જઈ પાણીથઇ જાય છે.

૨. સાટોડીને વાટી ગાંઠ પર બાંધવાથી ઓગળી જાય છે.

૩. નળીઆનો સેક કરવો તથા કુંવારના લાબા બાંધવા જેથી બદ ઓગળી જાય છે.

૫. ઉનવા માટેઃ—વેવડીનો રસ સાકર નાંખી પીવાથી ઉનવા મટી જાય છે. અથવા ગળજીભીનો રસ સાકર નાંખી પીવાથી ઉનવા મટે છે.

**વૈદ્ય પ્રાણુલાલ દોલતરામ મુ. કપડવણજ.**

૧. પ્રથમ દાહ થતો હોય તે વખતે ત્રિફળાના ક્વાથમાં શુદ્ધ ચંદનનું તેલ ટીપા ૪૦) નાખી બે વખત પીવા આપવું. જેથી દાહ શાંત થાય છે. પછી ચંદ્રપ્રભા આપવાથી મટે છે.

૨. સુવર્ણમાક્ષીક ભસ્મ એક ભાગ, ગળોસત્વ બે ભાગ, ખેરી-ગુંદ આઠ ભાગ, સાકર ૧૧ ભાગ મીશ્ર કરી રોજ બેવખત પાપા તોલો આપવાથી પ્રમેહ મટે છે.

૩. વસંત કુસુમાકરરસથી પણ મટે છે.

**વૈદ્ય છગનલાલ આતમારામ મુ. ઘાંચી શેરી સુરત.**

પ્રમેહાવટીઃ—ચીનીકબાલા તો. ૧, મોટી એલચીનાં દાણા તો.૧, સોનાગેરૂ તોઃ ૨, એનું વસ્ત્રગાળ ચુર્ણ કરી તેમાં સુખડનું તેલ તો. ૨ મેળવી વાટી તેમાં સમાય તેટલું મધ મેળવી વટાણા જેવડી ગોળી વાળી દિવસમાં ત્રણ વખત પાણી સાથે એકેક ગોળી આપવાથી પ્રમેહ મટે છે.

**વૈદ્ય નારૂશંકર હરગોવિંદ અધ્વર્યુ મુ. બારડોલી. (ટાપટી રેલ્વે)**

**પ્રમેહ માટે**—આંબાહળદરનું વસ્ત્રગાળ ચુર્ણ કરી એકથી બે વાલ સુધી દિવસમાં ત્રણવાર આપવું. ઉપર કાચું તલનું તેલ નવટાંકથી પાશેર સુધી પાવું તો પ્રમેહ મટે છે. વીસ પ્રકારના પ્રમેહ પૈકી માત્ર ચાર વાતજન્ય પ્રમેહમાં ફાયદો કરતું નથી, પણ બાકીના પ્રમેહ મટશે. દરદીને જાણ ન પડે તે માટે ધાપણનું પડીકું પણ સાથે આપવું.

**ડાકટર ચંદુલાલ મુકંદરાય મુ. પાટણ (ગુજરાત).**

**પ્રમેહ માટે**—સફેદ જીરૂં તો. ૧, કલમી સુરો માસા ૬, રેવંચીની ખટાઇ માસા ૮, ચીનીકબાલા માસા ૬, ખડબુચના બીનો ગરભ તો. ૧ એ સર્વને પાશેર પાણીમાં વાટી કપડે ચાળી લેવું. તેમાં ત્રણ તોલા સાકર નાંખી બે ત્રણવાર પીવાથી પ્રમેહ મટે છે.

**વૈદ્ય નંદરામ પ્રાગજી વકીલ મુ૦ નાગેશ્રી પો. જાફરાબાદ.**

**સાકરીઆ (મધુ પ્રમેહ)નો ઉપાય**—કરાળ જમીનમાં ઉગેલ આવળનાં મૂળની છાલ, રસાયણી ગંધક, એ અકેક તોલો તથા અફીણ તો. ૦।, શીલાજીત તો. ૦।।, એનું બારીક ચુર્ણ કરી ૪ થી ૬ રત્તિ નીચે લખેલા કોઇપણ અનુપાન સાથે લેવાથી મધુપ્રમેહ અવશ્ય મટેછે.

**અનુપાન**—કાચા ઉંબરાના રસમાં, બાવળની છાલના કવાથમાં, જાંબુના ઠળીઆના કવાથમાં, ગોરખગાંજાના રસમાં, આમાંથી કોઇપણ અનુપાન સાથે આપવું. **પથ્ય**—જવ ઉત્તમ, દાળ, ભાત, દુધ. **કુપથ્ય**—મીષ્ટાંન.

## સાધુ ગંગાદાસ સેવાદાસ મુ. સુરત. સઈયદપુરા.

શીલાજીત એક આનીભાર લઇ ગરમ દુધ સાથે પાવાથી પ્રમેહની અગન બળતી હોય તો મટે છે.

## વૈદ્ય મણીલાલ ગણુપતીશંકર ભટ્ટ. ઠે. કેળાપીઠ-સુરત.

પ્રમેહ માટે-ચીનીકબાલા તો. ૦।, વડનાં અંકુર તો. ૦॥, સાંવરની છાલ તો. ૦।, એને અધકચરા ખાંડી અડધોશેર પાણીમાં ઉકાળી નવટાંક પાણી અવશેષ રાખી તેમાં મધ તો. ૦॥ તથા સુરોખાર વાલ ૧ નાંખી પીવાથી પ્રમેહની અગન તથા સોજો મટી જાય છે, પરૂ આવતું બંધ થઇ જાય છે, અગન નહીં હોય અને પ્રમેહ જુનો થઇ ગયો હોય તો તેમાં સુખડનું તેલ ટીપાં ૫ થી ૧૫, ફુલાવેલી ફટકડી વાલ ૦॥ નાંખી પીવું. દિવસમાં એકથી બે વખત આ પ્રયોગ કરવો જેથી પ્રમેહ દુર થશે.

## વૈદ્ય મણીશંકર જાદવજી જોશી. મુ. કાનપર પો. વળા.

૧. પ્રમેહ માટે-બાવળનાં કુમળાં અંકુરો એક તોલો સવાર સાંજ સાકર સાથે ખાવાં.

૨. વાંસકપુર, કંકોલ, નાગકેસર, એલચી દાણા સમભાગે ખાંડી તેમાં ચંદનનું તેલ પલળે તેટલું નાંખી નાની સોપારી જેવડી ગોળીઓ કરી હંમેશાં સવાર સાંજ એકેક ગોળી ચાર તોલા પાણીમાં ચોળી અર્ધો તોલો સાકર નાખી પીવાથી પ્રમેહની બળતરા તુરતજ શાંન્ત થાય છે.

૩. મુળાના પાનનો રસ તો. ૧, ગાયનું ઘી તો. ૧, સાથે મેળવી પીવાથી મટે છે.

૪. મુળાના કાપ ઘીમાં તળીને સાકર સાથે ખાવાથી મટે છે.

**ડાકટર દામોદર ગોપાળ રણદીવે સગરામપુરા સુરત.**

**પ્રમેહ માટે:—** દગડી, પાષાણભેદ, અને શાકર સમભાગે લઇ વાટી સવાર સાંજ અર્ધો અર્ધો તોલો લઇ દુધ અથવા પાણીના ઘુંટડા સાથે સાત દિવસ ફાકવાથી ભયંકર પ્રમેહ અને અગન મટે છે.

**વૈદ્ય લક્ષ્મણ માર્તંડ સાસવડકર મુ. પુના સીટી.**

**ઉપસર્ગિક પ્રમેહ:—** ચિનીકબાલા તો. ૧૦, એલચી તો. ૫, સુખડનું તેલ તો. ૧॥, ચિનિકબાલાનું તેલ તો. ૧॥ શુદ્ધ શીલાજીત તો. ૨॥, ગુગળ તો. ૧૦ એ સર્વને ગોખરૂના ગરમ ઉકાળા સાથે વાટીને એકેક વાલની ગોળી બાધવી. આખા દિવસમાં ત્રણ અથવા ચાર વખત. દરેક વખતે ૧॥ ગોળી દુધ અને સાકર સાથે ગળાવવી. તેલવાળું, તીખું, ખાટું, અને વિદાહી પદાર્થ અને સ્ત્રીસંગ વર્જ્ય કરવો.

૨. **મધુપ્રમેહ:—**Codive Sulphate (કાડીવ સલ્ફેટ) તો. ૦। બંગભસ્મ તો.૦॥, સુવર્ણમાક્ષિક ભસ્મ તો. ૦॥ જાંબુના ઠળીઆની મીંજ તો. ૧॥, શિલાજીત તો. ૧, એ સર્વનો એક દિવસ ખલ કરી સાઠ (૬૦) ગોળી બનાવવી. દર વખતે બબ્બે ગોળી દિવસમાં બે વાર ગાયના દુધ સાથે આપવી. એ ગોળી બે માસ સુધી આપવાની છે તે એવી રીતે કે સાત દિવસ આ ગોળી આપ્યા પછી ત્રણ દિવસ બંધ રાખવી તે પછી બીજા સાત દિવસ એ પ્રમાણે નવ અઠવાડીઆં આપવી.

# आयुर्वेद निबंधमाळा–भाग २ जो.

## નિબંધ ૧૮ મો.

### પ્રમેહ પિટિકા.

પ્રમેહનો રોગ થયા પછી તે રોગીની બરાબર ચિકિત્સા કરવામાં આવે નહિ અને રોગી ઘણી ઉતાવળ કરે, જેથી વૈદ્યો તે પ્રમેહને રીતસરની ચિકિત્સા નહિ કરતાં રસકપુર, મોરથુથુ જેવા પદાર્થો ખવાડી પ્રમેહને સુકવી નાંખે છે. પરંતુ પ્રમેહનું ઝેર શરીરમાં રહી જવાથી અને રસાયનિક ગરમીથી ધીમે ધીમે તે વિકાર યુક્ત લોહી માંસમાં જઈને મેદને દુષિત કરે છે, તેથી શરીરના એકસો સાત મર્મસ્થાનો પૈકી સંધીમર્મ, શીરામર્મ અને માંસમર્મ એટલે સાંધાઓમાં, શીરાઓમાં અને માંસવાળા ભાગોના કોમળ સ્થાનમાં દશ જાતની પિટિકા એટલે ગાંઠ સાથની ઝીણી ફોલ્લીઓ દશ પ્રકારની થાય છે તેનાં નામ તથાં લક્ષણ:–જે પિટિકા પાછળના ભાગ અને આગળના ભાગથી ઉંચી અને અંદરથી ઉંડી હોય છે તેને ૧, **સરવિકા** કહે છે. જે ફોલ્લી કાચબાની પીઠ જેવી ઉપસેલી તથા કિંચીત દાહવાળી હોય છે તેને ૨. **કચ્છપિકા** કહે છે. જે પિટિકા તિક્ષ્ણ દાહયુક્ત અને માંસના તંતુઓથી વીંટળાયલી હોય છે તેને ૩. **જાલીની** કહે છે. જે પિટિકા બરડા કે પેટપર થાય છે અને તેની પીડા ઉંડી એટલે શરીરની અંદર

રહે છે તથા તે બીની, મોટી, રંગે આસમાની હોય છે તે ૪. **વિનતા** કહેવાય છે. જે પિટિકા રંગે રાતી, કાળી તથા ઝીણી ફોલ્લીઓથી વ્યાપ્ત, ઘણી ભયંકર હોય છે તેને ૫. **અલજી** કહે છે. જે પિટિકા મસુરની દાળ જેવા રંગની તથા કદ એટલે આકારની હોય છે તે ૬, **મસુરીકા** કહેવાય છે, જે પિટિકા ધોળા સરસવ જેવી અને તેવડીજ હોય છે તેને ૭. **સર્શપીકા** કહે છે. જે પિટિકામાં એક મોટી ફોલ્લી થઇ તેની આસપાસ નાની ફોલ્લીઓ થાય છે તે ૮ **પુત્રીણી** કહેવાય છે. જે પિટિકા વિદારીકંદના જેવી ગોળ અને કઠણ હોય છે તે ૯, **વિદારિકા** કહેવાય છે. જે પિટિકામાં પરૂથી ભરેલો ફોલ્લો થાય છે, તથા જેમાં વિદ્રધી રોગનાં લક્ષણ મળતાં આવે છે તેને ૧૦ **વિદ્રધી** કહે છે. એ પ્રમાણે પ્રમેહના વ્યાધિ પછી દશ જાતની પ્રમેહ પિટિકા પ્રમેહમાંથી ઉત્પન્ન થાય છે. જેમ પ્રમેહ રોગ વાતપિત્તાદિ દોષપર આધાર રાખે છે તેજ દોષના આસરાથી ઉપર જણાવેલી પિટિકાઓ થાય છે, એટલે વાયુના અતિયોગથી વાતપ્રમેહને લીધે જે પિટિકા થાય છે, તેમાં વાયુના રૂક્ષ ગુણને લીધે કઠણાશ અને ચેળ હોય છે. પિત્તપ્રમેહની પાછળ જે પિટિકા ઉત્પન્ન થાય છે તે જલદી પાકે એવી દાહયુક્ત હોય છે કફપ્રમેહ પછી થનારી પિટિકા પીડા વિનાની, પોચી, ઉંચી તથા ઘણે કાળે પાકે એવી હોય છે એ પ્રમાણે ત્રણે દોષ પ્રાધાન્ય જે પિટિકા મળદ્વાર, હૃદય, ગર્દન. ખભા, બરડા તેમજ બીજા મર્મસ્થાનો ઉપર થાય છે, અને તે વેદનાયુક્ત હોય છે, તથા મંદ જઠરાગ્નિવાળાને થાય છે, તે પિટિકાઓ મટાડવાની .આશા રાખવી નહિ જો પિટિકા તરસ, ઉધરસ, માંસનો સંકોચ, મોહ, હેડકી,

મદ, જ્વર, વિસર્પ અને સાંધાઓનું જકડાવું એ ઉપદ્રવો સહિત હોય તો, અથવા એમાંના કોઇપણ ઉપદ્રવ સાથે હોય તો, તે રોગી બચતો નથી.

આ પિટિકાઓ પૈકી કોઈ પણ પિટિકા થઈ હોય તો તે પિટિકાને જે મલમમાં ઘી અથવા તેલ આવ્યું હોય તેવા મલમની પટ્ટી મારવી નહિ. કોઈ પણ પિટિકા ઉપર પોટીસ મૂકી શેક કરવો નહિ, તેમ શાસ્ત્રક્રિયા પણ કરવી નહિ, પરંતુ પિટિકાનું મૂળસ્થાન મેદ-ગત હોવાથી શરીરની ચરબીમાંથી આવે છે, એટલા માટે એ રોગીને વમન, વિરેચનની ક્રિયા કરવી અને ગુલે અરમાની, સુન્નાગેરૂ અથવા ખડીને અને તે નહિ મળે તો ગોરમટી (પીળી માટી)નું પાણી કરી તેમાં ગુલાબજળ મેળવી, અને ગુલાબજળ નહિ મળે તો સાદું પાણી મેળવી પિટિકાપર ચોપડયા કરવું ને સુકાવા દેવું નહિ. અથવા એમાં કપડું ભીંજવી તેનાં પોતાં ભીના ને ભીના રહે તેવી રીતે કાયમ મૂક્યા કરવાં. પિટિકા રોગમાં વમનવિરેચનના બીજા પ્રયોગો કરતાં નહિકંદ નામની એ વનસ્પતિ થાય છે, જેના વેલાના પાંતરાં આબેહૂબ ઘીલોડીના વેલાના પાંતરાં જેવાં થાય છે, પણ તેના ફળ નાનાં મરચાં જેવાં લીલાં થાય છે અને તે પાકે ત્યારે રાતો રંગ પકડે છે તે વખતે તેનાં બીયાં મરચાંના બીજ જેવાં દેખાય છે; જો નાનું મરચું અને આ નહીકંદનું મરચું કાચું અથવા પાકું, રંગે લીલું અથવા લાલ, સાથે મૂકયું હોય તો આંખે જોઇને પારખવું મુશ્કેલ થઈ પડે છે, પણ ફેર એટલો છે કે ઘીલોડી કડવી કે મીઠી ગમે તે જાતની હોય પણ તેનાં પાંતરાં કડવાં હોતાં નથી, અને આ નહીકંદનાં પાંતરાં, ઘીલોડીનાં પાંતરાંમાંથી જુદાં પાડી શકાતાં નથી, પણ

સ્વાદે કડવાં હોય છે અને ફળ પણ કડવું હોય છે; તે નહિકંદને લાવી તેમાંથી બે વાલ કરતાં વધારે નહિ એટલો કંદ લઇ તેને વાટી ગોળમાં ગોળી કરી રોગીને ઠંડા પાણી સાથે ગળાવવી. એ ગોળી ગળ્યા પછી અર્ધા કલાકમાં તે રોગીને ઝાડા અને ઉલટી શરૂ થશે જેથી તમામ ઝેર નીકળી જશે અને જે પિટિકાની ગાંઠ હોય તે ગાંઠ ઉપર એજ નહીકંદને ઘસી ચોપડવો એટલે ત્રણ દિવસમાં સારાવિકા, કચ્છપિકા, વિદ્રથી વગેરે ભયંકર પિટિકાઓ ઓગળી જશે. આ કંદથી મેદવાયુ તથા શ્લીપદ એટલે એક પગ જાડો થઇ જાય છે તે તથા અંડવૃદ્ધિ કે જેમાં ચરબી અથવા પાણી ઉતર્યું હોય તે પણ ત્રણ દિવસમાં મટી જાય છે; પરંતુ મટી ગયા પછી એક અઠવાડીયામાં પાછું ભરાઇ આવે છે તેથી એ ઉપાય નકામો થઇ પડે છે. પણ જો કોઇ ચિકિત્સક બીજા પ્રયોગથી ચરબીને વધવા નહિ દે તો આ ઉપાય ઘણોજ પ્રભાવિક છે. આ નહીકંદની ગોળી ખવડાવ્યા પછી તે રોગીને તેલ મરચું અને હીંગ બીલકુલ આપવાં નહિ. બલ્કે જે ઘરમાં રોગીને સુવાડયો હોય તે ઘરમાં તેલ મરચાંનો વઘાર પણ કરવો નહિ. જો તે ખાવામાં આવશે અથવા વઘારની ગંધ તેને લાગશે તો રોગીનું ગળું બંધ થઈ જશે એટલે તેનાથી બીલકુલ બોલાશે નહિ, માટે તેવી ભૂલ થાય અથવા ઝાડા અને ઉલટીથી રોગી ગભરાય અથવા અશક્ત બની જાય તો તે રોગીને ઘી રૂપિયા બે ભાર તથા એલચીના દાણા દશ વાટીને ઘીમાં ગરમ કરી પાવા. જેથી ઉલટી ઝાડો તરત બંધ થશે અને ગળું ઉઘડશે. જેટલા દિવસ નહીકંદનો ઉપયોગ કરવામાં આવે તેટલા દિવસ તેલ, મરચું, હીંગ, ખટાશ,

ચણા, ગોળ, ખાંડ, બીલ્રકુલ ખાવા દેવાં નહિ. આ પ્રમેહ પિટિકાઓ પૈકી સરાવિકા, કચ્છપિકા અને વિદ્રધી નામની પિટિકાઓ **પાઠાંના** નામથી ઓળખાય છે અને જાલિની નામની પિટિકા **રાંફીના** નામથી ઓળખાય છે. સર્શપિકા, મસુરિકા, પુત્રાણી એ ત્રણ પિટિકા વિસર્પ એટલે **ચેપીઆ રતવાના** નામથી ઓળખાય છે. અને વિનતા નામની પિટિકા **પહાંડીયા રતવાના** નામથી ઓળખાય છે, પણ જે પિટિકાની ગાંઠ ચામડીની નીચે હોય અને ઉપર એક ફોલ્લી થઇ હોય તે ફોલ્લીની આસપાસ જો રાતી ચામડી હોય તો તે ચિકિત્સા કરવાથી મટે છે, પણ જો કાળી ચામડી હોય તો તે પિટિકા બે ચાર કલાકમાં અથવા એક બે દિવસમાં રોગીનો પ્રાણ લે છે, માટે પ્રમેહ કરતાં પણ, પ્રમેહ પિટિકાની ચિકિત્સા ઘણીજ બુદ્ધિપૂર્વક કરવાની છે. **इत्यलम्.**



# आयुर्वेद निबंधमाळा.--भाग २ जो.

## નિબંધ ૧૯ મો.

### ઉદર રોગ શોથ રોગ અંડવૃદ્ધિ.

ઉદરરોગ વાયુથી, પિત્તથી, કફથી, સન્નિપાતથી, પ્લીહાથી, મળથી, ક્ષતથી અને પાણીથી એટલે વાતોદર, પિત્તોદર, કફોદર, સન્નિપાતોદર, પ્લીહોદર, બદ્ધોદર, ક્ષતોદર અને જળોદર મળીને આઠ પ્રકારના ગણવામાં આવ્યા છે. ઉદરરોગમાં અજીર્ણ પ્રાધાન્યપણું ભોગવે છે. જ્યારે અજીર્ણની ચિકિત્સા બરાબર થાય નહિ અને રોગી શ્રદ્ધાપૂર્વક ઉપચાર કરાવતાં કુપથ્યનું સેવન કરતો જાય ત્યારે તે તે અજીર્ણના વિકાર પામેલા ભાગો કોઠાને બગાડી જુદી જુદી જાતના પોતાના ગુણ-ધર્મ પ્રમાણેના ઉદર રોગને ઉત્પન્ન કરે છે. જે માણસને સામાન્ય અજીર્ણ થાય અને તેમાંથી મંદાગ્નિ ઉત્પન્ન થઇ તેની ઉપેક્ષા કરવામાં આવે ત્યારે મળાશયમાં રહેલો અપાનવાયુ મળને સુકવી સમાનવાયુમાં ક્લેદનકફનો મિથ્યાયોગ કરે, જેથી પાચકપિત્તનો હીનયોગ થાય એટલે તે રોગીના ખાન અને પાનના પદાર્થોના પાક નહિ થતાં આંતરડાંને બગાડે છે, જેથી તેને વાતોદર ઉત્પન્ન થાય છે. જ્યારે પાચકપિત્તનો અતિયોગ થઈ ક્લેદન કફનો હીનયોગ અને સમાનવાયુનો મિથ્યાયોગ થવાથી

વિદગ્ધાજીર્ણ થાય છે, તે અજીર્ણ શરીરના ધાતુઓને દગ્ધ કરી પોતે પોતાના ગુણ–ધર્મ પ્રમાણે **પિત્તોદર** ઉત્પન્ન કરે છે. જ્યારે અપાનવાયુ ક્લેદન કફને સુકવે છે, જેથી પાચકપિત્તનો હીનયોગ થાય છે અને અપાનવાયુ તથા સમાનવાયુનો અતિયોગ થઈ આમાજીર્ણને ઉત્પન્ન કરે છે, તે આમ કોઠામાં રહીને વાયુથી સુકાતાં સુકાતાં પોતાના ગુણ–ધર્મ પ્રમાણે **કફોદર** જેને લૌકીકમાં **શીહોદર** અથવા **કઠંદર** કહે છે તેને ઉત્પન્ન કરે છે. જ્યારે પાચકપિત્ત, ક્લેદનકફ અને સમાનવાયુનો પરસ્પર હીન-મિથ્યા અને અતિયોગ થાય છે ત્યારે પાકેલા અન્નનો રસ રક્ત, માંસ, આદિ બીજી ધાતુઓને ઉત્પન્ન નહિ કરતાં પોતે સ્થિર થઈ રહે છે, જેથી મનુષ્યને રસશેષ અજીર્ણ થાય છે અને તે રસશેષ અજીર્ણ શરીરમાં રહેલા ત્રણે ધાતુઓને દુષ્ય કરી **સન્નિપાતોદર** ઉત્પન્ન કરે છે. જ્યારે કોઈ માણસને નવજ્વર આવે છે અને તે મટ્યા પછી તે માણસ કુપથ્યનું સેવન કરવાથી તેને જીર્ણજ્વર ઉત્પન્ન થાય છે, તેને લીધે શરીરમાં રહેલા પાંચે પ્રકારના પિત્તો હીનયોગને પામીને કફનો અતિયોગ અને વાયુનો મિથ્યાયોગ કરે છે, જેથી અન્નના રસને રંજકપિત્ત રંગ આપવા માટે યકૃતમાં ખેંચી શકતુ નથી, એટલે તે પ્લીહારમાં (બરોળમાં) એકઠો થઇ, બરોળને વધારે છે, જેથી રોગીને ભસ્માજીર્ણની પેઠે અન્ન ખાવાનું વધારે જોઇએ છે, પરંતુ તે અન્નનું લોહી નહિ બનતાં તેનો રસ પ્લીહામાં એકઠો થાય છે, જેથી પેટનાં આંતરડાં દુષિત થઈ **પ્લીહોદર** ઉત્પન્ન કરે છે. કોઈ માણસને અશુદ્ધ આહાર કરવાની ટેવ પડેલી હોય, જેમાં કાંકરી, વાળ, અને એવાજ બીજા જેને હોજરી પાચન કરી શકે નહિ

તેવા પદાર્થો તે અશુદ્ધ અન્ન સાથે ખાવામાં આવે, જેથી પાચક-પિત્ત તેને પચાવી નહિ શકવાથી તેઓ આંતરડાંમાં વીંટળાઈ જાય અથવા ઠરી જઈ આંતરડામાં ક્ષત્ એટલે ચાંદી ઉત્પન્ન કરે, જેને લીધે કોઠામાં પાકતા અન્નના રસનું પાચકપિત્ત પાચન કરી શકે નહિ, જેથી ત્રણે દોષનો હીન—મિથ્યા કે અતિયોગ થઇ ઉદરને ફુલાવી આખા શરીરને ગાળી નાખે છે તેને **ક્ષતોદર** કહેવામાં આવે છે, જે માણસ ભૂખ લાગ્યા પછી પાણી પીએ છે અને તરસ લાગ્યા પછી અન્ન જમે છે, જે માણસ મળ મૂત્રાદિના વેગને રોકી રાખે છે, તથા જે માણસ અત્યંત શોક કરે છે, તથા જે માણુળ સૂર્યના તાપથી, સડેલી વનસ્પતિથી, સ્નેહવાળી માટીના સંસર્ગથી દુષિત થયલું પાણી પીએ છે તેના કોઠામાં રહેલું પાચક-પિત્ત બીલકુલ મંદ પડી જાય છે, એટલે અન્નની સાથે પીધેલું પાણી પચતું નથી, જેથી તે પાણી સાથે અન્નનો રસ અને અપા-નવાયુ મળીને પેટને ફુલાવે છે, અને જેમ જેમ વખત જતો જાય પણી ઝીલાતું જાય, તેમ તેમ પેટ વધતું જાય તેને **જળોદર** અથવા **જળંધર** કહે છે. એ પ્રમાણે પાંચ જાતના અજીર્ણોમાંથી પાંચ પ્રકારના ઉદરરોગ અને ત્રણ પ્રકારના વિકારોથી ત્રણ પ્રકારના ઉદરરોગ મળીને આઠ પ્રકારના ઉદરરોગ ગણાયલા છે. આ આઠ પ્રકારના ઉદરરોગ જ્યારથી થાય છે ત્યારથી તે કષ્ટસાધ્ય ગણાય છે, અને ભાગ્યેજ તેમાંથી કોઇ રોગી બચવા પામે છે, તેનું કારણ એવું છે કે ઉદરરોગમાં ખાસ કરીને વાયુનું પ્રાધાન્યપણું છે, તેથી અગ્નિ મંદ પડી જાય છે અને કફ સુકાય છે, એટલે અન્નને પચન કરવા માટે અર્થાત સમાનવાયુને તથા અપાનવાયુને શુદ્ધ

કરવા માટે લંઘન કરવાની અથવા થોડો ખોરાક ખાવાની જરૂર હોવા છતાં, વાયુનો અતિયોગ ખોટી ભૂખ લગાડે છે, જેથી રોગી તે ભૂખને સહન કરી શકતો નથી એટલે કફને સુકાવાથી અને પિત્તનો હીનયોગ થવાથી, પ્રકૃતિ પિત્ત ઉત્પન્ન કરનારા તથા કફ ઉત્પન્ન કરનારા પદાર્થોની માંગણી કરે છે, જેથી રોગી બળાત્કારે પણ તેને તાબે થતો જાય છે, એટલે જીભમાં રૂચિ થવાથી ખોરાક ખાઈ શકે છે; પાનવાયુ શુદ્ધ હોવાથી ખોરાકને હોજરીમાં પહોંચાડે છે પણ સમાન તથા અપાનવાયુ તે અન્નને સડવી નાંખી પેટમાં સંચકી રાખે છે, એટલે દીનપર દીન રોગી અસાધ્યત્વપણાને પામતો જાય છે. જ્યારે કોઈપણ પ્રકારના ઉદરરોગમાં ભ્રાજકપિત્તનો હીનયોગ થઇ તેની ચામડી પીળી થાય અને સોજા આવે, રોગીનો ખોરાક બંધ થાય અને શ્વાસ જણાય તથા જીભ પીળી કે સફેદ થાય ત્યારે તે રોગી સંપૂર્ણ અસાધ્ય થયો છે. એમ જાણવું આઠ પ્રકારના ઉદર રોગનાં જુદાં જુદાં લક્ષણો જાણવાની ઇચ્છા રાખનારાઓએ નિદાનશાસ્ત્રમાંથી જોઇ લેવા.

ઉદરરોગમાં એટલું તો સાબીત થઇ ચુકયું છે કે એ રોગ ખાસ કરીને અજીર્ણમાંથી ઉત્પન્ન થાય છે, એટલે અજીર્ણ વધીને ઉદરરોગનું સ્વરૂપ પકડે ત્યાં સુધીમાં એના ઇલાજ ફતેહમંદીથી થઇ શકે છે, પણ જ્યારે ઉદરરોગ સંપૂર્ણરૂપમાં દેખાવ અને કોઈ કોઈ જાતના ઉપદ્રવ જણાય ત્યાર પછી તે રોગી ભાગ્યેજ સારો થાય છે, એટલા માટે પેટ મોટું થઈ પેટની ચામડી ચળકતી થવા માંડે કે તુરત ઉદરરોગના ઉપાય શરૂ કરવા, અને તે પછી જો

તાવ, ખાંસી, શ્વાસ, અરૂચિ અને સોજા જણાય એટલે તેની વ્યર્થ ચિકિત્સા કરવી નહિ.

વાતોદરની શરૂઆતમાં "અમૃત હરિતકિ, વિશાળાક્ષાર, શ્રી ફળક્ષાર"ની પાપા તોલાની માત્રા છાશ સાથે આપવાથી એ રોગ મટી જાય છે. જો પિત્તોદરની શરૂઆત હોય તો અમૃતહરિતકી ઝાડવાની માત્રા", પાપા તોલો છાશમાં સિંધવ, હીંગ અને રાઈનું ચૂર્ણ નાંખી પાવામાં આવે તો પિત્તોદર મટી જાય છે. જો કફોદરની શરૂઆત દેખાય તો "સ્નુહીક્ષિરગુટિકા, અથવા પુનર્નવાદિ ગુગળ" ની બબ્બે ગોળી મોળી છાશ સાથે આપવામાં આવે તો તે મટી જાય છે. **સન્નિપાતોદર અસાધ્ય છે,** જો પ્લીહોદરની શરૂઆત જણાય તો "**કૃમિશત્રુ**" એટલે વાયવડંગ શેર પા, તથા ઇંદ્રજવ શેર પા એ બેને ઝીણાં વાટી તેની મધમાં ચણા જેવડી ગોળીઓ વાળી બબ્બે ગોળી દિવસમાં ત્રણવાર આપવાથી એ રોગ મટી જાય છે. જો ક્ષતોદરની શરૂઆત જણાય તો વાંસકપુર, એલચી, વાયવડંગ, ઇંદ્રજવ, અજમોદ અને કરમાણી અજમાનું ચૂર્ણ તોલો પા મોળી છાશમાં થોડી શાકર નાંખી ફ્કાવવાથી એ રોગ સારો થાય છે. જો બદ્ધોદરની શરૂઆત હોય તો "અમૃતહરિતકિ. **રજનિ-ચૂર્ણ**, એટલે આંબાહળધર સાજીખાર અને વાંસકપુર સમભાગે લઇ તેનું ચૂર્ણ કરી ગરમ પાણી સાથે પાપા તોલો આપવાથી એ રોગ મટી જાય છે. જોજળોદરની શરૂઆત જણાય તો સ્નુહીક્ષિરગુટિકા દિવસમાં ત્રણવાર ત્રણ ત્રણ આપવી. અથવા પુનર્વાદિગુગળ દિવસમાં ત્રણ વાર બબ્બે ગોળી આપવી. અથવા અમૃતાદિગુગળ દિવસમાં ત્રણવાર બબ્બે ગોળી આપવી, અથવા ઝાડવાંની માત્રા,

કાળીજીરીનો ક્ષાર, વિશાળાક્ષાર" પા પા તોલો છાશ સાથે આપવા. અથવા ખરસાણી થોરના દૂધમાં ચણાની દાળ પલાળી, સુકવી તેને શેકીને તેનું ચુર્ણ બનાવી તેમાં સુંઠ, મરી, પીપર, પારો, ગંધક વછનાગ, હરડાં, બેડાં, આમળાં, સિંધવ, સંચળ ને સાજીખાર, એ તમામને ચણાની દાળ જેટલા વજને લઈ ભેગાં મેળવી, ભાંગરાના રસમાં વાટી, એક એક વાલની ગોળી કરી, એકેક ગોળી દિવસમાં બે અથવા ત્રણવાર ગરમ પાણી સાથે આપવાથી જલોદર મટે છે. આઠે પ્રકારના ઉદરરોગમાં ગોમૂત્ર અને છાશનું સેવન અતિ ઉપયોગી છે. સોજો આવ્યા પછી કોઈપણ ઉદરરોગમાં સાટો ડીના મૂળના કવાથ સાથે ઉપર લખેલી કોઈપણ દવા આપવાથી સોજા ઉતરી જાય છે. કોઈપણ ઉદરરોગમાં ઘી, તેલ, ગળપણના પદાર્થો અને વિદાહી એટલે તેલમાં તળેલા પદાર્થો બીલકુલ આપવા નહિ. કોઈપણ ઉદરરોગીને જેમ બને તેમ અન્ન ઓછું આપવું, પરંતુ છાશ અથવા ચોખાની કાંજી તથા બીજા હલકા પદાર્થો આપવાને હરકત નથી. ઉદરરોગમાં સોજા ચઢયા હોય અને રોગી અકળાતો હોય તેવી અવસ્થામાં "પૂર્ણ ચંદ્રોદય, સ્વલ્પ ચંદ્રોદય પંચામૃતપર્પટી, લોહપર્પટી, સુવર્ણપર્પટી" યોગ્ય અનુપાન સાથે અથવા સાટોડીના ઉકાળા સાથે અગર એકલી મધમાં આપવાથી ઘણુ સારૂ કામ કરે છે; તેમાં જળોદરના રોગીને પુનર્નવાદિ ગુગળ, સ્વલ્પચંદ્રોદય, અને પંચામૃત પર્પટી ઘણો ફાયદો કરે છે.



# સોથરોગ. (સોજા)

જ્યારે વ્યાનવાયુનો હીનયોગ, ભ્રાજકપિત્તનો મિથ્યાયોગ અને સંશ્લેષણકફનો અતિયોગ થાય છે, જેથી પાનવાયુ રકતને સમાનવાયુ રસને સાથે લઇ ચામડીમાં રહેતી ત્રણ ધાતુની શીરાઓમાં ખેંચી લાવે છે અને તે શીરાઓમાં તેનું રૂંધન કરે છે તેથી વાયુ, પિત્ત અને કફ ત્વચા અને માંસનો આશ્રય કરી સોજાને ઉત્પન્ન કરે છે તે સોજો કારણભેદથી કાર્યભેદ થઇને નવ પ્રકારનો થાય છે. એટલે ત્રણદોષથી ત્રણ, દ્વંદજ દોષથી ત્રણ, સન્નિપાતથી એક, અભિઘાતથી એક અને વિષથી એક મળી નવ પ્રકાર થાય છે. જે માણસ ઉલટી તથા જુલાબના ઓસડ લેવાથી લાંબા દિવસના તાવથી, લાંઘણો ખેંચવાથી, શરીર સુકાઈ દુર્બળ થયેલા પુરૂષને ખારા, ખાટા, તીખા, ઉના અને વિશેષ જડ પદાર્થોનું સેવન કરવાથી, દહીં, કાચું અન્ન, માટી, શાકભાજી, દૂધ અને મચ્છ જેવા વિરૂદ્ધ ભોજન ખાવાથી અને કરવાથી, વિષના સ્પર્શથી, હરસના રોગથી, કસરત નહિ કરવાથી, જુલાબની અગત્ય છતાં નહિ લેવાથી, હ્રદયઆદિ લઇને મર્મ સ્થાનોમાં દોષોએ ઉત્પન્ન કરેલા રોગોથી, ગર્ભ અથવા ગર્ભપાતથી અને વમનાદિક ક્રિયાથી, શરીર શુદ્ધ કરવા માટે ખોટા પ્રયોગોથી, એવા કારણોથી અપાન અને સમાનવાયુ બગડે છે, જેથી વ્યાનવાયુનો હીનયોગ થાય છે તેથી ઉપર કહ્યા પ્રમાણે સોજાનું મૂળ ઉત્પન્ન થાય છે. વાયુ પ્રાધાન્ય સોજો, ચંચળ, પાતળી ત્વચાવાળો, ખરબચડો, રાતા કાળા મિશ્રત રંગનો, બહેરમારી ગયલો હોય છે. પિત્તપ્રાધાન્ય સોજો

નરમ, થોડી વાસવાળો અને કાળો પીળો અને રાતા રંગ મિશ્રત હોય છે. રોગીને તાવ આવે છે, પસીનો વળે છે, તરશ લાગે છે, અને ખાસ કરીને એ સોજામાં દાહ વિશેષ હોય છે. કફ પ્રાધાન્ય સોજામાં અન્ન ભાવતું નથી, લાળ ગળે છે, ઉંઘ આવે છે, અગ્નિ મંદ પડે છે, અને તે સોજો જડ, સ્થિર અને સફેદ રંગનો હોય છે. એ સોજો મટતાં ઘણીવાર લાગે છે. બે બે દોષથી અને ત્રિદોષથી થએલા સોજામાં બે બે દોષનાં લક્ષણુ જોવામાં આવે છે. જે રોગીને શરીર પર માર પડવાથી શસ્ત્ર વાગવાથી, કોઇ અંગ ચીરાવા તથા ફાટવાથી તથા રસી નીકળતા ગડગુમડાંથી, શીતળ વાયુના સ્પર્ષથી, સમુદ્ર કીનારાના પવનના ઝપાટાથી જે સોજા ઉત્પન્ન થાય છે તે આખા શરીરે ફરી વળે છે અને તેમાં તીવ્ર બળત્રા હોય છે, તે સોજાનો રંગ રાતો હોય છે, તે સોજો અભીઘ્રાતથી થયો છે એમ જાણવું. જો સોજો કોઈ ઝેરી જીવ શરીર પરથી ચાલી જવાથી કે તેના મૂત્રનો સ્પર્ષ થવાથી, કોઈ પ્રાણીના દાંત કે નખો શરીર પર લાગવાથી, વિષવાળા જીવના મળમૂત્ર તથા શુક્રથી, ખરડાયલું વસ્ત્ર અંગ પર પરિધાન કરવાથી, કોઇ ઝેરી ઝાડ તરફથી આવતા વાયુનો અંગને સ્પર્શ થવાથી શરીર પર સંયોગીક વિષને ભાર દઈ ચોળવાથી, ભીલામા જેવા ફળનું તેલ લાગવાથી, ખરસાણી જેવા ઝાડના દૂધ ઉડવાથી, કામળીયા જેવા સાપના ફુંકારથી જે સોજા આવે છે તેને વિષજસોથ કહે છે. જે સોજા છાતી ઉપર દેખાય છે તે આમાશયમાંથી આવે છે. જે સોજો પેટ અને પેટના સાંધામાં આવે છે તે પકવાશયમાં થયલા દોષને લીધે આવે છે. જે સોજો પગ પર

આવે છે તે મળાશયમાં થયલા દોષથી આવે છે અને તે તે દોષો ફેલાતાં સર્વાંગે સોજો આવે છે. જે સોજો કટી પ્રદેશમાં ચઢયો હોય છે તે, અને જે સર્વાંગપર પસરી વળ્યો હોય છે તે, પરાણે મટે છે, પણ જે સોજો નીચેના અંગ પર આવી પછી ઉપર ચઢે છે તે મોતની નિશાની છે. જે સોજાના રોગીને શ્વાસ, તરસ, ઉલટી, નબળાઈ, અને તાવના ઉપદ્રવો થયા હોય તથા જેને અન્ન દીઠું પણ ગમતું નથી તેના જીવ્યાની આશા છોડવી. પુરૂષને પગ પરથી આવી ઉપર ચઢતો સોજો અસાધ્ય છે અને જે સોજો મુખ પરથી આવી નીચે ઉતરતો જાય છે તે સ્ત્રીના સંબંધમાં જીવઘાતક છે. પણ જે સોજો સ્ત્રીપુરૂષની ગુહ્યેન્દ્રિ પર આવે છે તે સ્ત્રી પુરૂષ બંનેને ઘાતક છે સોજાના રોગમાં જે રોગની પાછળ સોજા આવ્યા હોય તે રોગની ચિકિત્સા કરવાથી તે સોજા મટે છે, પરંતુ સ્વતંત્ર કારણથી સોજા આવ્યા હોય તો સુંઠ. સાટોડી, એરંડમૂળ, પટોળ, હરડાં, બેડાં, આમળાં, લીમછાલ, દારૂ હળધર, પીપળીમૂળ, કાયફળ, એ **નાગરાદિકવાથ** પાવાથી મટી જાય છે. અથવા **પુનર્નવાદિ ગુગળ**, દિવસમાં ત્રણવાર એકેક અથવા બબ્બે ગોળી આપવાથી સોજા ઉતરી જાય છે. અથવા **આપકવસૌરાષ્ટિ** ગોમૂત્ર સાથે આપવાથી સોજા ઉતરી જાય છે. અથવા સૌરાષ્ટિ સાટોડીના ઉકાળા સાથે આપવાથી સોજા ઉપર ઘણો ફાયદો કરે છે. અભિઘાતથી ઉત્પન્ન થયલા સોજામાં **"સોજાની ગોળી"** પાણીમાં ઘસી ચોપડવાથી સોજાને ઉતારે છે. અથવા ઘઉંના લોટને તલના તેલનું મોણ દઈ તેમાં હળધર અને સાજીખાર નાંખી, કઢી જેવું પાતળું કરી તેને ખદખદતાં લાહી જેવું જાડું

થાય ત્યારે અભિઘાતના સોજા ઉપર ચોપડવાથી સોજો ઉતરી જાય છે અને લોહી બંધાયું હોય તો વેરાઈ જાય છે. કોઇ જનાવરના સ્પર્ષથી સોજો આવ્યો હોય અથવા કીડી કરડવાથી, કાનખજુરો કરડવાથી કે એવાંજ બીજાં ઝેરી જંતુના કારણથી સોજો આવ્યો હોય તેના ઉપર સોજાની ગોળી પાણીમાં ઘસી ઠંડીને ઠંડી ચોપડવાથી આબાદ ફાયદો કરે છે. જો કોઈ ગડગુમડને લીધે અથવા ત્રિદ્રષીને લીધે અથવા ગાંઠને લીધે અથવા પિત્તપ્રકોપથી સોજો આવ્યો હોય તો **ગુલેઅરમાની** ગુલાબ જળમાં મેળવી વારંવાર ચોપડવાથી તે સોજો ઉતરી જાય છે. જો કફનો સોજો હોય તો સાટોડીનું મૂળ, સુંરીજન, ફુલાવેલી ફટકડી અને જરા અફીણ મેળવી લેપ કરવામાં આવે તો સોજો ઉતરી જાય છે. જો વાયુનો તથા કફનો સોજો હોય તો સુન્નાગેરૂ પાણીમાં મેળવી વારેવારે ચોપડવાથી મટી જાય છે. જો ભીલામા જેવા ફળના તેલથી સોજો આવ્યો હોય તો કોપરાનું તેલ અથવા માલ કાકણીનું તેલ ચોપડવાથી તે સોજો મટી જાય છે. જો ખરસાણી જેવા ઝાડના દૂધ લાગવાથી સોજો આવ્યો હોય તો તે સોજા ઉપર ઘી ચોપડવાથી તે મટે છે. એ પ્રમાણે સોજાની ચિકિત્સા ઉપરાંત જો સહેજ વાગવાથી સોજો આવ્યો હોય તો દારૂડીવાના પાંતરાંનો રસ, હળદ અને મીઠું નાંખી ગરમ કરી ચોપડવાથી તે સોજો મટી જાય છે. તેજ પ્રમાણે દારૂડીનાં મૂળ, કંઓઇનાં મૂળ, મરી કંથારનું મૂળ, કાળીયા સરસવનું મૂળ, સાટોડીનું મૂળ, એ દરેક મૂળ જુદાં જુદાં ચોપડવાથી ગાંઠ જેવા કઠણ સોજા ઉતરી જાય છે.

# અંડવૃદ્ધિ

જ્યારે અપાનવાયુનો કોપ થઇ તેનો અતિયોગ થાય છે ત્યારે તે ગુદામાર્ગેથી બહાર નહિ નીકળતાં બસ્તીના સ્થાનમાં આવી પોતાની નીચે જવાની ગતિ પ્રમાણે, જે પુરૂષના અંડકોષની વીર્યવાહિની અને જળવાહિનીની નસો કે જે મિથ્યાવિહારથી નબળી પડી ગયલી હોય છે, તેમાં પોતાની સાથે રહેલા દોષોને લાવીને અંડસંધીને રસ્તે વૃષણમાં ઉતરે છે, જેથી વૃષણો સાત પ્રકારે મોટા થાય છે, તેને અંડવૃદ્ધિરોગ કહે છે, તે ત્રણ દોષથી ઉત્પન્ન થતા ત્રણ, રક્તથી એક, મેદ (ચરબી)થી, એક મૂત્ર (પાણી)થી એક આંતરડાંથી એક મળીને સાત પ્રકાર થાય છે. જો કે અંડવૃદ્ધિ રોગમાં વાયુનું પ્રાધાન્યપણું છે તો પણ જે જે દોષો સાથે સંયોગપામી તે તે દોષને અંડકોષમાં લાવે છે, તેથી તેનાં જુદાં જુદાં નામ પાડવામાં આવ્યા છે. જો વાયુ પ્રાધાન્યપણે અંડકોષમાં ઉતર્યો હોય તો અંડકોષ રબરના ફુકકા જેવો હાથને લાગે છે અને તે કારણ વિના દુઃખે છે. જો વાયુ સાથે પિત્ત ઉતર્યું હોય તો તે અંડકોષ રંગે રતાશ પડતો, દાહયુક્ત, જલદી પાકી જાય એવો, અત્યંત વેદનાવાળો અને ઝીણી ફોલ્લીઓથી વ્યાપ્ત હોય છે; અને રક્તનું પ્રાધાન્યપણું હોય તોપણ પિત્તપ્રાધાન્ય જેવાંજ લક્ષણ બતાવે છે; માત્ર ફેર એટલો છે કે તેમાં ફોલ્લીઓ થતી અને રંગ વધારે લાલ હોય છે. જે અંડવૃદ્ધિમાં કફપ્રાધાન્યપણું ભોગવતો હોય અથવા પ્રાધાન્યપણે ચરબી ઉતરી હોય તો તે અંડવૃદ્ધિ પોચી, સુંવાળી અને આકારમાં ગોળ હોય છે. જે અંડવૃદ્ધિમાં

પેશાબ એટલે પાણી ઉતર્યું હોય તે અંડવૃદ્ધિ પાણીની પખાલની પેઠે હાલે છે ને આકારમાં વેંગણ (વંતાક) જેવી લાંબી હોય છે, જેમાં દુઃખાવો ઓછો હોય છે, જેમાં દુઃખાવો ઓછો છે અને સ્પર્શ કરતાં સુંવાળી લાગે છે. જે માણસને વાયુકોપે એવા આહાર કરવાથી શીતળપાણીમાં ડુબકી મારવાથી, સંપૂર્ણ ગતિવાળા પ્રાણી કે પદાર્થને પરાણે રોકવાથી, ઉંચકી નહિ શકાય એવી વસ્તુને ઉંચકવા હોઠ પીસી બળ અજમાવવાથી, પોતાની શકિત કરતાં ભારે બોજો ઉંચકી લઈ જવાથી, ઘણી મંજલ કરવાથી, આવા વિચિત્ર કારણોથી કોપાયમાન થયલો વાયુ, નાનાં આંતરડાંનો એક ભાગ લઇ, તે આંતરડાંનો સંકોચ કરી અથવા બેવડાં વાળી પોતાના સ્થાનમાંથી જ્યારે નીચે ખેંચી લાવે છે, ત્યારે તેઓ અંડસંધીમાં (જ્યાં બદ થાય છે ત્યાં) રહીને ગાંઠના જેવો સોજો ઉત્પન્ન કરે છે, તેને અંત્રવૃદ્ધિ જેને લૌકીકમાં સારંગગાઠ કહે છે.

આજ સુધીમાં અંડવૃદ્ધિના રોગને માટે જો કે શાસ્ત્રમાં ઘણા ઉપાયો લખવામાં આવ્યા છે તથાપિ અંડવૃદ્ધિ એકવાર વૃદ્ધિ પામી એક રતલ કરતાં વધારે વજનની થઇ કે પછી તેનો ઇલાજ કરી સારી કરી હોય તેવા દાખલા ક્વચિત્ જોવામાં આવે છે, અને મોટી મોટી ચરબી ભરેલી અંડવૃદ્ધિને સારૂં કરનારા ચિકિત્સકો જોવામાં આવ્યો છે પણ તેઓ સાધારણ લોકોને ઉપકારક થઈ પડતા નથી, કારણ કે તેઓ મોટા મોટા શેઠીઆઓ પાસે બે હજારથી દશ હજાર રૂપિયા લેવાની પદ્ધતિવાળા છે, એટલે સામાન્ય લોકોને તે પોતાનો લાભ આપી શકતા નથી. એ રોગને માટે પશ્ચિમના વિદ્વાનો ટૅપ કરી પાણી કાઢી નાખે છે પણ કાઢેલું

પાણી થોડા દિવસ પછી ઘણાને પાછું ઉતરતું જોવામાં આવ્યું છે, તેમ ચરબી પ્રાધાન્ય અંડવૃદ્ધિને વઢાડકાપ કરી ચરબી કાઢી નાંખે છે તેથી જો કે ઘણાને સારું થએલું જણાયું છે, તેમ કેટલાકના જીવ ગયેલાનું પણ સંભળાએલું છે. અમારા અનુભવ પ્રમાણે જે અંડકોષમાં વાયુ ભરાયલો હોય છે તે તો મટતાજ નથી. માત્ર વાયુનું અનુલોમન થાય એવા પદાર્થનું જીંદગી પર્યંત સેવન કરે તો એ રોગ વધતો અટકી જાય છે. તેમ દરેક અંડવૃદ્ધિમાં વાયુને અનુલોમન કરનારા પદાર્થોનું સેવન અને કફને ઉત્પન્ન કરનારા પદાર્થોનો ત્યાગ કરવાથી વિશેષ ફાયદો થાય છે. જો પિત્તપ્રાધાન્ય અંડવૃદ્ધિ હોય તો તેના ઉપર ગુલેઅરમાની અને ગુલાબજળ ઉપરાચાપરી લગાડવાથી દાહની શાંતિ થઇ અંડવૃદ્ધિ મટી જાય છે. પરંતુ એ ગુલેઅરમાની અને ગુલાબજળ જો કે ઠંડક આપનારા છે, સોજો ઉતારનારા છે તોપણ દોષોને બહાર ખેંચી લાવનારા હોવાથી એજ ઉપચારથી તે અંડવૃદ્ધિ એની મેળે પાકીને ફૂટી જાય છે, અને ફૂટયાબાદ એજ ઉપચાર ચાલુ રાખવાથી રૂઝાઇને મટી પણ જાય છે. પિત્ત પ્રાધાન્ય અંડવૃદ્ધિમાં એવું પણ જોવામાં આવ્યું છે કે પિત્તને લીધે અંડ વધે છે, દાહ અને બળત્રા થાય છે, તે ઉપરાંત અંડકોષના ઉપર એક અથવા બે ગાંઠ (ગાંઠ) નીકળે છે, તેવી અવસ્થામાં ગાંઠને પકવી જલદી ફોડવા માટે કાળીદ્રાક્ષને બીયાં કાઢી ઝીણી વાટી તેની પટ્ટી મારવાથી ગાંઠ જલદી ફુટી તમામ પરૂ નીકળી જાય છે અને પછી તે ઉપર સાદા મલમની પટ્ટી મારવાથી તે રૂઝાઈને મટી જાય છે,

**સાદો મલમ:**–તલનું ચોખ્ખું તેલ શેર એક, પાંચ શેર ચોખા ચઢે એવડા તપેલામાં મૂકી ધીમી આંચથી તેલ ગરમ થઇ

તેમનો પાણીનો કકડાટ બોલતો બંધ થાય અને જરા ધુમાડો નીકળવા મંડે ત્યારે ઉંચી જાતનું, જેમાં કોઈપણ જાતનો ભેળ નહિ હોય એવું સિંદૂર શેર અર્ધો નાંખી હલાવવું, જેથી પાંચ મીનિટમાં ઉભરો આવી તેનો રંગ કાલો બની જશે તે વખતે તેમાંથી બે ચાર ટીપાં પાણીમાં નાંખીને તેની ચાસણી તપાસવી, જો મલમ જેવી થાય તો નીચે ઉતારી તેનું ફીણુ ભાંગતાં સુધી હલાવ્યા કરવું તે પછી તે મલમની પટ્ટી મરજી પડે ત્યાં મારવી જો એ મલમ બનાવતાં ચાસણી ખરી થઈ જાય અને પટ્ટી બને નહિ તો તે મલમને પાછો તપાવી પાતળો થાય એટલે ચારથી છ તોલા મીણુ મેળવી તે ઓગળી જાય એટલે ઉતારી લેવો, તેથી બરાબર પટ્ટી બનાવવાના કામમાં આવશે

સાધારણ અંડવૃદ્ધિમાં શેરીલોબાન, રેવંચીનો શીરો, ગુજ્જર, એળીઓ અને બોળ સમભાગે લઈ તેને ખાંડી પાણીમાં ખદખદાવી જરા ઠંડું પડયા પછી ચોપડી, ઉપર રૂ વળગાડી તેના ઉપર લંગોટ કસવાથી તે રસ ઉતરી જાય છે. શરૂઆતમાં પાણી ઉતરતું હોય કે ચરબી ઉતરતી હોય તો આ ખરડ અથવા "નહીકંદ" ઘસીને ચોપડવાથી બહુ ફાયદો કરે છે. વધારે પાણી ઉતર્યું હોય અથવા ચરબી હોય તો તેના પર ગુલેઅરમાની અને ગુલાબજળ સતત્ લગાડવાથી અને તે સાથે સવાર સાંજ બે વખત એકેક તોલો નારાયણ તેલ ગરમ પાણીમાં નાંખી લાંબા વખત સુધી પાવાથી અંડવૃદ્ધિ મટી જાય છે તે ફરી થતી નથી અથવા **વૃદ્ધિરસઃ**—શુદ્ધ પારો દશ તોલા, શુદ્ધ ગંધક દશ તોલા, સુવર્ણ માક્ષિક ભસ્મ વીશ તોલા, અને હીમજી હરડે ચાળીશ તોલા લઇ પારા ગંધકની

કાજળી કરી, તેમાં માક્ષીક તથા હીમજી હરડેને મેળવી એરંડાના પાંતરાંના રસની ત્રણ ભાવના આપી તેની ચણા ચણા જેવડી ગોળી વાળી, અંડવૃદ્ધના રોગીને દિવસમાં બે અથવા ત્રણ વાર એક થી બે ગોળી પાણી સાથે આપવાથી લાંબે દિવસે અંડવૃદ્ધિ મટી જાય છે તે પાછી થતી નથી પરંતુ આ ગોળી ખાતાં પેટ સાફ નહિ આવે તો ગોળીની સાથે થોડો હીમજનો ભૂકો મેળવીને ખવડાવવી એટલે વૃદ્ધિ મટે છે એટલું યાદ રાખવું કે પિત્ત-પ્રાધાન્ય અંડવૃદ્ધિમાં કોઈપણ જાતનો ચીકણો અને સુકાયા પછી ચામડીને ખેંચે એવો ખરડ કે લેપ લગાડવો નહિં, તેમ નારાયણ તેલ કે વૃદ્ધિરસ પણ આપવો નહિ. જે રોગીને આંતરડું ઉતરતું હોય તેનો ઉપાય પશ્ચિમના વિદ્વાનોએ શોધી કાઢેલા પટા સિવાય બીજો જણવામાં આવ્યો નથી પરંતુ તેની શરૂઆતમાં સવાર સાંજ અર્ધા અર્ધા રૂપિયાભાર મેથીના દણા એકલા પાણી સાથે ફાકી મારી આખાને આખા ગળી જવાથી બે ત્રણ માસમાં આંતરડું ઉતરતું બંધ થઇ જાય છે. જે વખતમાં આંતરડું ઉતર્યું હોય છે અને રોગી બુમેબુમ પાડતો હોય છે તેવી અવસ્થામાં જો વૈદ્ય સાવધાની રાખી કાળજી પૂર્વક બે આનીભાર અફીણને બે તોલા પાણીમાં પીગળાવી તેનો કસુંબો બધો એકજ વખતમાં પાઇ દે તો તેજ ક્ષણે આંતરડું પોતાને સ્થાને બેસી જાય છે તે ફરી ઉતરતુંજ નથી, પણ કસુંબો પાયા પછી અફીણના ઝેરની કંઇક અસર દેખાય તો થોડું હીંગનું પાણી કરી પાઇ દેવાથી અફીણનું વિષ તરત ઉતરી જશે; પરંતુ આ અફીણ પાવાનો ઉપચાર વિદ્વાન અને બુદ્ધિમાન વૈદ્યની હાજરી સિવાય કોઇએ કદી અજમાવવો નહિ એવી અમારી ખાસ આગ્રહપૂર્વક ભલામણ છે. इत्यलम् .

# બીજા વૈદ્યરાજો તરફથી આવેલા અનુભવી દાખલાઓ.

## ઉદર રોગનાં ઉપાય.

### વૈદ્ય ધીરજરામ દલપતરામ ગુજ્જરફળીયા–સુરત.

**અમૃતગુટિકા:**—ગળોત્સત્વ, સુરોખાર, નવસાર, એળીયો, હીરાકસી, કોશમ, કરીયાતુ, મરી, સુંઠ અને સંચળ એકેક ભાગ લેવા કડુ ૧૦ ભાગ લઈને ખાંડી વસ્ત્રગાળ ચુર્ણ કરવું. પછી ગોળી વળાય એટલો કુંવારનો રસ નાંખી, ૧ દિવસ ખળ કરી ચણા જેવડી ગોળી વાળી, દિવસમાં ૩ વખત વરીઆળીના ઉકાળા સાથે આપવાથી, તમામ જાતના ઉદર રોગ મટે છે.

૨ કપડવંજી સાબુ, સુંઠ, તજ, સંચળ, સાજી, ફુલાવેલી ફટકડી બબ્બે તોલા એળીયો, બોળ, હીકામલી ચારચાર તોલા લેવી. એનું ચુર્ણ કરી તેમાં કુંવારનો રસ શેર ૨ા તથા ગોળ શેર ૨ા નાંખી બરણીમાં ભરી ૧૫ દિવસ એકાંતમાં રાખી મુકવું. પછી તેમાંથી ગાળીને સવાર સાંજ રૂપિયા, અધાભાર, મધ મેળવી પીવાથી ઉદર રોગ નાશ પામે છે.

### વૈદ્ય બાળકૃષ્ણ રત્નેશ્વર કંસારા શેરી–સુરત.

૧. નગોડનો રસ તોલા ૨ ગૌમુત્ર તો. ૪માં મેળવી પાવાથી ૭ દિવસમાં પ્લીહોદર મટે છે.

૨. રગતરોહિડો અને મોટી હરડે ગૌમુત્રમાં ઘસીને પાવાથી યકૃતોદર મટે છે.

**વૈદ્ય અંબારામ શંકરજી મુ. વાગડ વાયા રાણપુર.**

૧. **ભસ્માર્ક**:—પાકું બીજોરૂ નંગ ૧, પાંચ મુળા, દશ રીંગણા, એરંડાની મીંજ શેર ૧, સંચળ શેર ૦।, સિંધવ શેર ૦।, સાજીખાર શેર ૦, ધંતુરાના પાન નંગ ૫૦) આંકડાના પાન નંગ ૬૪) સરસીનું તેલ શેર ૦।, થોરના કટકા નંગ ૪, કુંવારના લાબા નંગ ૪, ભોંયરીંગણીના ફળ નંગ ૬૪), તમામ ભેગા કરી ઠામમાં નાખી મોઢા પર મુદ્રા કરી ગજપુટમાં પકાવી વાટી ચુર્ણ કરવું તે રૂા. ચુર્ણ ૦। થી ૦।। ભાર છાશ સાથે અથવા ગરમ પાણીમાં આપવું જેથી તમામ ઉદરરોગ, ભગંદર. જળંધર, પાડું, અજીર્ણ, શુળ, સંગ્રહણી, અશ્મરી, મુત્રકચ્છ, શ્વાસ, કાસ, હૃદયરોગ મટે છે. આ દવા મધ સાથે પણ અપાય છે,

૨. એક પાણી ભરેલું નાળીયેર લઈ તેની છાલ ઉતારી આખો ગોળો કાઢવો પછી તેમાં બાકુ પાડી તેમાં માય તેટલું મીઠું ભરવું. પછી ડગળી બંધ કરી તેને પાણીમાં ડુબતો રાખવો. (અંદર પાણી ન જાય તેની ખાસ સાવચેતી રાખવી.) આઠમે દિવસે તે નાળીએર ફોડી તેના સાત ભાગ કરી એક ભાગ ગોળ સાથે ખાવા આપવો બીજો ભાગ બીજે દિવસે એમ એ પ્રમાણે સાત દિવસમાં ખવાડવું એવા ત્રણ નાળીએર ખવરાવવા (૨૧ દિવસ ખાવાં)થી તમામ ઉદરરોગ તથા બરોળના રોગ મટે છે.

૩. **ઉદરઅંથી** ઉપર—બીડ લવણ, કાચ લવણ, સંચળ, સિંધવ, જવખાર, ટંકણ, એ સર્વ સમભાગે લેવાં તથા તેના વજન જેટલો વાજીઆ ઘઉંનો લોટ લેવો. તમામને આંકડાના

દુધમાં કાલવી ગજપુટમાં ભસ્મ કરી તે ભસ્મમાં સુંઠ, મરી, પીપર, જીરૂં, શાહજીરૂં, સિંધવ, અજમો, શેકેલ હીંગ, મેળવવી પછી તેમાંથી બેઆની ભારથી પા તોલા સુધી ગૌમુત્ર સાથે ફાકવાથી સર્વ પ્રકારના ઉદરરોગ મટે છે.

૪. **નારાયણ ચુર્ણ**—અજમો, પલાસી, કાળીજીરી, ત્રિફળાં, ત્રિકટુ, વરીઆળી, અજમોદ, ધાણા, સુવા, પીપરીમુળ, સડકચુરો, દારૂડીનાં મુળ ચીત્રો, વાવડીંગ, એરંડમુળ, લીંડીપીપર, સાજીખાર, જવખાર, ઉપલટ, બંગડીખાર, વડાગરૂ મીઠુ, ખારી મીઠુ, સિંધવ, સંચળ, એ એકેક તોલો લેવાં, દંતીમુળ ત્રણ તોલા લેવાં, ખરસાણી થોરનાં મુળ ચાર તોલા લઈ સરવે ખાંડી ચુર્ણ કરી પ્રથમ દરદીને બે ચાર દિવસ ઘી પાઈ કોઠો ચોકણો કરી પછી રોગ તથા રોગીનું બળ જોઇ યોગ્ય માત્રા તથા યોગ્ય અનુપાનથી આપવામાં આવે તો તમામ જાતના ઉદરરોગને મટાડે છે.

૫. **બરલ માટે**—રાઇ, સિંધવ, સરગવાના મુળની છાલ, કણેરનાં મુળની છાલ, પ્રથમ કણેરનાં મુળ શુદ્ધ કરી સર્વની સાથે વાટી વાલ ૦॥ થી ૧ દહીંમાં આપવાથી બરલ મટે છે. આ દવા ખાઇને તરતજ સાકરનો શીરો ખાવો.

૬. **બરલ તથા ઉદરરોગ માટે**—અડાયા છાણાની રાખ તો. ૧, લોહ ભસ્મ તો. ૧ તથા ગાડાની મળી મેળવી ચણા પ્રમાણે ગોળી વાળી દિવસમાં ત્રણવાર એકેક ગોળી ગળી જવી જેથી બરલ મટે છે.

૭. શંખ ભસ્મ તથા પ્રવાળ ભસ્મ તો. ૫ લોહ ભસ્મ તો. ૨ સાજીખાર, સંચળ, જવખાર, મીઠું બંગડી ખાર એ બબ્બે તોલા

લઈ વાટી બીજોરાના રસની ત્રણ ભાવના આપવી, કુંવારના રસની ત્રણ ભાવના આપવી, લીંબુના રસની ત્રણ ભાવના આપવી, કેરડાની છાલના કવાથની ત્રણ ભાવના આપવી. તેમાંથી તો. ૧ સવારમાં ખાવાથી બરોળ, પેટની ગાંઠ, તથા ઉદરરોગ મટી જાય છે.

**વૈદ્ય સ્યામચંદ ગોવર્ધનરામ મુ૦ ખાખરેચી, પો. હળવદ.**

ઉદરરોગ માટે-સર પંખાની જડ તથા મરીના સાત દાણા પાણીમાં એકત્ર કરી બે મહીના પીવાથી પ્લીહ તથા ઉદરરોગ મટી જાય છે. પથ્ય-બરાબર પાળવું

**વૈદ્ય વિશ્વનાથ અમૃત મંજુરે જીજારકર—કઠોર અમરીખ.**

જળોદર માટે-સોનામકી તો ૪ શુદ્ધ નિપાળો તો. ।।। મરકીનાં બી તો. ૨ વરીઆળી તો. ૨ નિસોતર તો. ૨ ઍરકચુરો તો. ૧ એ સર્વને વાટી ચાર આનીભાર બે વખત આપવાથી જળોદર, નાળકોટ, મબારકી વિગેરે તથા સોથરોગ ઉદરરોગ મટે છે.

**વૈદ્યરાવ ગોવર્ધનરાવ મુ. પાટણ. (ગુજરાત)**

**૧. પેટમાં ગાંઠ અગર બરોળ હોય તેનો ઉપાય-**મહુડાં શેર ૧૦ છાશ મણ એક તેનો એક માટી અથવા તાંબાની ગોળીમાં ભરી તેની અંદર લોખંડની સાંકળો ગરમ લાલચોળ કરી ત્રણ ચાર વખત છમકારવી પછી તે મહુડાં તથા છાશ એક થઈ જાડો પાક થાય ત્યાં સુધી બાળવી પછી તેને એક નાના માટલામાં ભરી મુદ્રા કરી, એક ખાતર નાંખેલી જમીનમાં અથવા ઉકરડા જેવી જમીનમાં બે ત્રણ હાથ ઉંડો ખાડો કરી તેમાં દાટી તેને સાત

દિવસ પછી કાહાડી, દિવસમાં એક વખત બે તોલા આપવાથી ગાંઠ અગર બરોળ મટી જાય છે. એવો અમારો ખાસ અનુભવ છે.

૨. સવારમાં સૂર્ય ઉદય પહેલાં રોગીને જગાડીને જે વાડીની અંદર વૃતાંક (વેંગણ) વાવેલાં હોય તે વાડીની અંદર લઈ જઈ વૃતાંક તોડી (સૂર્યનું કિરણ ન પડે તેટલું જલદી) તરતજ ખવડાવી દેવું જેથી સાત દિવસમાં તે પણ ગાંઠને અવશ્ય મટાડે છે.

**વૈદ્ય આણંદજી અને સવજી પીતાંબર રાજગોર, ઉના.**

**જળોદર માટે**-નારસિંહ ચુર્ણ અને આરોગ્યવર્ધની રસ બે વખત દુધમાં બબ્બે વાલ આપવો. દરદીને ફક્ત દુધપર રાખવો. જેથી જળોધર મટે છે.

**વૈદ્ય નંદરામ પ્રાગજી વકીલ મુ. નાગેશ્રી પો. જાફરાબાદ.**

**અષ્ટ ઉદરરોગ**—પ્રથમ મળનું પાચન કરનાર કવાથ ૨-૩ વખત આપી પછી ઘીનું સ્નેહપાન બેચાર દિવસ કરાવી કોઠો સ્નિગ્ધ થયે દેશ, કાળ, વય, બળાબળનો વિચાર કરી નારાયણ ચુર્ણ તોલો પા અડધો અને છેવટ તોલા સુધી યોગ્ય અનુપાન સાથે આપવું. આ નારાયણ ચુર્ણ વિરેચક છે, માટે માફકસર આપવું. પ્રથમ પા તોલો આપવું અને પછી વધારતાં સહન કરે તેટલું આપવું. છાતીના રોગ, પાંડુ, શ્વાસ, ખાંસી ભગંદર, અગ્નિમાંદ્ય, તાવ, કુષ્ટ, ગ્રહણી, ગલગંડ, ગુલ્મ પ્લીહોદર, યકૃોદર, કઠોદર, જળોદર, સોફોદર નીલકંઠ એ ઉદરના અષ્ટરોગ શળ સોજા આદી ઉદરના હરકોઇ રોગ ટાળવામાં રામબાણ સિદ્ધોપચાર છે. આ ચુર્ણ મહા પ્રતાપી હોવાથી દરેક શાસ્ત્રકારે પસંદ કરેલ છે

**બ્રહ્મચારી આત્માનંદ ત્રિવેદી. નર્મદાપ્રકંબાવાસી.**

**ઉદરરોગ**—સાજીખાર ટાં. ૭ પાપડીઓખાર ટા. ૭ બીડલવણ ટાં. ૭ ફટકી ટાં. ૭ ટંકણ ટાં. વરાગડુ ટાં. ૭ રાઇ ટાં. ૭ એ સર્વને વાટી કંટાળા થોરમાં ભરીને માટીના હાંડલામાં ભરી મુદ્રા કરી ગજપુટ આપવો તેની ભસ્મ થાય ત્યારે પછી તેમાંથી ટાં. ૦ાા પાણી સાથે ખવરાવવાથી બરોળ, ગુલ્મ, લોહીની ગાંઠ, સારંગ ગાંઠ અંત્રવૃદ્ધિ મટે છે.

**વૈદ્ય ચંદુલાલ મુકુંદરાય, મુ૦ પાટણ (ગુજરાત)**

૧. **પ્લીહાનાશક અનુભવસિદ્ધ પ્રયોગ**—ખરણુચાની છાલનો ક્ષાર કાઢીને તે ક્ષાર અર્ધી રત્તની માત્રાથી દરરોજ ઉંટડીના મુત્ર અથવા ગરમ પાણીમાં જમ્યા પછી ખોરાક પચી ગયા પછી અથવા સવારમાં લેવાથી ગમે તેટલી જુની બરોળ હોય તોપણ સાત દિવસમાં મટી જાય છે. માત્રા ઉમરના પ્રમાણમાં અર્ધી રત્તિથી બે રત્તિ સુધી લેવી.

૨. પેટ વાયુથી ફુલી જવું હોય તો લીંડીપીપર તો. ૪ નિસોતર તો ૪ અને શાકર તો. ૪ એનું ચુર્ણ કરી માસા ત્રણ મધમાં આપવાથી પેટનો આફરો, વાયુ વિગેરે તરત મટે છે.

---

# શોથ રોગના ઉપાય.

**વૈદ્ય ચંદુલાલ મુકુંદરાય પાટણ (ગુજરાત)**

૧, પુનર્નવા ( સાટોડી ) બે પ્રકારની થાય છે એક સફેદ

ફુલવાળી તથા બીજી લાલ ફુલવાળી, એ બંનેમાં સોજા ઉતારવાનો ખાસ ગુણ છે, પરંતુ સફેદ ફુલવાળી વધારે ગુણવાળી છે શ્વેત-પુનર્નવા ( ધોળી સાટોડી )નો સ્વરસ તોલા. ૨, તથા મધ માસો એક મેળવી દિવસમાં બે અથવા ત્રણ વખત પીવાથી સોજા ઉતરી જાય છે. તેમજ તેનો સ્વરસ તાવ વિગેરેની ઔષધીઓમાં મેળવીને ઉપયોગ કરવામાં આવે તો વધારે ફાયદો કરે છે.

૨. સફેદ ફુલવાળી તાજી પુનર્નવાનું પંચાગ શેર ૦ાા લઈ પથર પર વાટી ચારશેર પાણીમાં ઉકાળી એક શેર પાણી અવશેષ રાખી ગાળી તેમાં સાકર શેર ૧, સુરોખાર તો. ૫, નાંખી એક રસ થયા પછી કપડે ગાળી, સવાર સાંજ બબ્બે તોલા પીવાથી જ્વર સહીત સોજા તથા જ્વર રહીત સોજા નિશ્ચય દુર થાય છે. તે પીવાથી પીસાબ ઓછો થાય છે. કોઇ પણ કારણથી આવેલા સોજાને મટાડે છે અને સોજામા એ ઔષધથી ઘણા ગુણ કરે છે. પથ્ય ખટાઇ મરચાં વિગેરે ગરમ વસ્તુ બંધ કરવી.

૩. **પુનર્નવાષ્ટક ક્વાથ**—શ્વેતપુનર્નવા ( તાજી અને લીલી ), લીમડાની અંતર છાલ, પટોળ (પરવળ)નાં નીલાં પાન, સુંઠ કડુ જાડી લીલી ગળો, દેવદાર, હરડે, એ દરેક ત્રણ ત્રણ માસા લેવાં અને તેને ૭ તોલા પાણીમાં ઉકાળી ચતુર્થાંશ અવશેષ રાખી. કપડે ગાળી ૭ માસા મધ મેળવી હમેશ સવારમાં પીએ તો સોજાને માટે આ એક રામબાણ ઔષધી છે.

**વૈદ્ય આણંદજી અને પીતાંબર સવજી રાજગોર મુ. ઉના**

**સોજા માટે પુનર્નવાષ્ટક** ક્વાથ તેમજ મંડુર ભસ્મ બન્ને.

વાલ સવાર સાંજ આપવાથી મટે છે. દરદીને ફક્ત દુધ પરજ રાખવો.

**વૈદ્ય અંબારામ શંકરજી પંડયા મુ. વાગડ વાયા રાધનપુર.**

**૧. શોથ રોગ માટે** સાટોડી, દેવદાર, સુંઠ, સરસવ, સરગવાની છાલ, સર્વ સરખેભાગે લઈ વાટી કાંજીમાં અથવા ખાટી છાશમાં મેળવી લેપ કરવાથી સર્વ પ્રકારના સોજા મટી જાય છે.

૨. વછનાગ, ઝેર કોચલા, મીંઢળ, એળીઓ. આંકડાના પાનનો રસ કાઢી તેમાં સર્વ વાટી ચોપડવાથી સોજા મટી જાય છે.

૩. ધંતુરાના પાનનો રસ ગુગળ મેળવી લગાડવાથી સોજા મટે છે.

૪ કાંસકીના પાન, આંકડાના પાન, એરંડાના પાન, વાટી ગરમ કરી સોજા ઉપર ચોપડવાથી ઉતરી જાય છે.

૫. ઉપલેટ ટાં. ૧, હીરાકસી ટાં. ૧, વાટી ચૌદ પડીકા કરી દરરોજ એક પડીકું ખવરાવવું ચૌદ દિવસ ખવરાવવાથી સોજા ઉતરે તેમજ પેટનો વાયુ મટે છે.

૬. એખરાનો રસ શેર ૭, અને સરગવાનો રસ શેર ૨, અરણીનો રસ શેર ૩, આખે શરીરે ચોળી તડકે બેસવું. તો તમામ જાતના સોજા મટે છે.

૭ **સોજા માટે ક્વાથ:**—સાટોડીનાં મુળ, હળદર, દારૂહળદર, દેવદાર, સુંઠ, હરડે, ગળો, ચિત્રો, ભારંગ, એનો વિધીપૂર્વક કવાથ કરી પીવાથી પગ, મ્હોં, પેટના સોજા ઉતરી જાય છે.

૮. અગથીઆના મુળ, કાળા ધંતુરાનાં મુળ બેને વાટી ગોમુત્રમાં લુબ્દી જેવું કરી ઉના પાણીમાં ખદખદાવી શરીરે ચોપડવાથી સોજા ઉતરી જાય છે. હરકોઈ પ્રકારના સોજાને મટાડે છે.

૯. અરડુસીનાં પાન તથા લીમડાના પાન વાટી બાફી બાંધવાથી સોજા ઉતરી જાય છે.

### વૈદ્ય ત્રીકમલાલ કાળીદાસ શાહ મુ. ખાનપુર.

**સોજા બહારના તથા અંદરના:—** નવસાર બબ્બે વાલ પાણી સાથે દિવસમાં ત્રણવાર પીવાથી એક અથવા બે સપ્તાહમાં સોજા મટે છે.

### બ્રહ્મચારી આત્માનંદજી નર્મદા પ્રકંબાવાસી.

**ભૈરવગુટિકા:—** કરીઆતુ તો. ૪, ચિત્રક, પીપરીમુળ, પાપડખાર, અજમો, પહાડમુળ, ઇંદ્રજવ, વરાગડુ, પીપર, જવખાર, આમળાં, સુરણ, અરડુસાનાં પાન, બંગડીખાર, સાજીખાર, બેહેડાં, અજમોદ, સિંધવ, શાહજીરૂ, સુંઠ, લસણ, હરડાં, કોષ્ટ, સંચળ, રેવંચીની ખટાઈ, લીંડીપીપર, એ બબ્બે તોલા લેવાં સર્વને ભેગાં કરી વસ્ત્રગાળ ચુર્ણ બનાવી ગોળ મેળવી ત્રણ દિવસ સુધી ખુબ ખરળ કરવું. અને તેની ચણીબોર જેવડી ગોળી વાળી દરરોજ પ્રાતઃકાળે ફક્ત એક ગોળી ગરમ પાણી સાથે આપવી. પરેજી:—તેલ, મરચું, ખટાશ તથા વાયડી ચીજો ખાવી નહીં. જેથી સોજો અંગ ઉપર નબળાઇથી આવ્યો હોય, કમળાથી થયો હોય, શરીરના સાંધામાં કળતર થતી હોય, પાતળા ઝાડા થતા હોય, આંખમાં તમર આવતા હોય, ઉલટી થતી હોય, તેને મટાડે છે. તથા વીશ પ્રકારના પ્રમેહને, કેડના સાંધાને, પીસાબ ઘણી વખત થતો હોય તેને, ગોળી મોટી થઈ હોય તેને, અજીર્ણથી છાતીમાં દાહ થયો

હોય તેને, ખાધું પચતું ન હોય તેને, તાવ કોઈ પણ પ્રકારનો હોય તેને, પેટમાં કૃમી થયા હોય તેને આ ગોળી આપવાથી સર્વ શાંત થાય છે.

### વૈદ્ય સનમુખલાલ લલ્લુભાઇ મુ. સુરત નાગર ફળીઉં.

**વિશ્વાદ લેપ:**—સુંઠ, બટાકાનું મુળ, સાટોડીનું મુળ, દારૂહળદર, આંબાહળદર, તેલીઓ દેવદાર, ઘોડાવજ, સરપંખાનો રસ અથવા મુળ, એ દરેક વસ્તુને સરપંખાના રસમાં અથવા તેલ ન મળે તો પાણીમાં ઘસી ખદખદાવી ચોપડવાથી સોજા મટે છે.

### વૈદ્ય છગનલાલ આત્મારામ મુ. ઘાંચી શેરી સુરત.

**રક્તસુદ્ધિચુર્ણ:**—મજીઠ, ત્રિફળા, આંબાહળદર, સોનામકી, કુંવાડીઆના બી, લીંબોડીના મીજ, કેવડાના દોડા, દાડેમના ફુલ, સિંધવ, સંચળ એ સર્વ સમ ભાગે લઈ વસ્ત્રગાળ ચુર્ણ કરી દિવસમાં ત્રણ વખત ગરમ પાણી સાથે ખાવાથી સોજા મટે છે.

૨. **મંજીષ્ટાદિચુર્ણ:**—મજીઠ, ત્રિફળા, સોનામકી, ગુલાબનાં ફુલ, સર્વ સમ ભાગે લઈ ખાંડી સાકરના ચુર્ણ સાથે દિવસમાં ત્રણ વખત ખાવાથી રકતશુદ્ધિ થઇ સોજા મટે છે.

### વૈદ્ય અને વનસ્પતિ શોધક નુરમહમદ હમીર ધોરાજીવાળા મુ. રાજકોટ પરા.

**સોજા માટે:**—કડવી નાઇનું ચુર્ણ દોઢઆની ભાર દિવસમાં બે વખત આપવું. પછી ત્રણ વખત આપવું અને તે પછી બે

આનીભાર માત્રા આપવી. પરંતુ પ્રથમ નીસોતરનું છઆની ભાર ચુર્ણ ગોળના પાણીમાં આપવું જેથી સારો રેચ થશે સારબાદ નાઘનો પ્રયોગ કરવાથી સોજા મટી જશે.

### વૈદ્ય (નામ તથા ઠેકાણા વગરના).

**સર્વાંગશોફ માટે:**—ભોરીંગણીનાં મુળ, ભોંયરીંગણીના મુળ, ગળો, સાટોડીનું મુળ, અરડુસો, હીમજ, ઇંદ્રામણાનાં મુળ, એનો ક્વાથ કરી પીવાથી સર્વાંગશોફ મટે છે. તાવ, ઉલટી, ઉદરરોગ, શુળ, ઉધરસ તથા પેટના દરદો માટે અકિસર છે.

### વૈદ્ય અંબારામ શંકરજી મુ, વાગડ વાયા રાણપુર.

૧. **મેદરોગ:**—(શરીરનું જાડાપણું.) લોખંડનો ગોળો લાલચોળ તપાવી તપાવી સાત વખત પાણીમાં ઠારવો. તે પાણી પીવું. તથા તેજ પાણીથી રસોઈ બનાવવી એવો રિવાજ હંમેશ રાખવાથી મેદરોગ મટે છે.

૨. ગળો, એલચી, કડાછાલ, હરડેદળ, બેડાદળ, આમળા તે તમામ રકમો એક એકથી ચડેલ ભાગે લેવી તેનું બારીક ચુર્ણ કરી તે સર્વની બરાબર યોગરાજ ગુગળ લેવો. તેને મિશ્ર કરી તેમાંથી ટાં. ૧॥ મધ સાથે લેવાથી મેદરોગ મટે છે. તથા હમેશાં મધ પાણી પીવાથી મેદ રોગ મટે છે.



## અંડવૃદ્ધિના ઉપાય.

### વૈદ્ય ધીરજરામ દલપતરામ ગુજ્જર કૂળીયા સુરત.

**લેપ** સોનાગેરૂ, આમળાં, રવંચીનો શીરો, આંબાહળધ, લોધર એને લીલી હળધના રસમાં વાટી લેપ કરવાથી અંડવૃદ્ધિ મટે છે.

૨. **પટ્ટી**—ગુગળ એળીયો અને સેલારસ એ ત્રણેને એરંડાના પાંતરાના રસમાં ઘુંટી પટ્ટી મારવાથી અંડવૃદ્ધિ મટે છે.

૩. **પટ્ટો**—ગંદો બેરંજો લાવી તેમાં થોડું સીંદુર મેળવી ખુબ ઘુંટવું. જ્યારે બરાબર એક રસ થાય ત્યારે જાડા કપડાંપર ચોપડીને પટ્ટો મારવો, જેથી અંડવૃદ્ધિ મટે છે. પણ આ પટ્ટો મારતાં પહેલાં બાલ સાફ કરવા, નાહતો પટ્ટો ઉખેડતાં વાલ તુટીને નવી ઈજા થશે. ગરમ પાણીથી પટ્ટો ઉખેડવો.

૪. **તેલ.** એરંડીયા તેલમાં તેલની બરોબર એરંડીના પાંતરાનો રસ નાંખી પકાવવું. પાણી બળી જાય ને તેલજ બાકી રહે ત્યારે તે તેલ અંડવૃદ્ધિપર ઘસીને ખમાય તેવું ઉનું પાણી ઉપર રેડવું. જેથી ઘણાં જુનાં દરદો લાંબી મુદતે મટી જાય છે.

### વૈદ્ય ( નામ તથા ઠેકાણા વગરના. )

**અંડવૃદ્ધિ મારે**—હાથલો થોર લાવી તેની ઉપરથી કાંટા કહાડી ચીરી તેની ઉપર હળદર તથા મીઠું ભભરાવી ભેગા કરી એક લુગડામાં વીંટી કપડમીટી કરી અગ્નિમાં સેહેજ ગરમ કરી કપડમીટી કાઢી નાંખી છુંદી બાંધવાથી અંડવૃદ્ધિ મટે છે.

## વૈદ્ય અને વનસ્પતિશોધક નુરમહમદ હમીર ઘોરજીવાળા, મુ૦ રાજકોટ પરા.

**અંડવૃદ્ધિ માટે**—આંકડાના લીલાં પાન લાવી તેને ઘોઇ જાડી નસો કાઢી નાંખી થોડો સિંધવ મેળવી વાટી ગરમ કરી રાત્રે સુતી વખતે વધરાવળપર લગાડવું. જેથી બેત્રણ લેપથી તદન મટી જાય છે. આ લેપથી પ્લાસ્ટર ઉઠે છે માટે સવારે ગોળમાં થોડું પાણી મેળવી જાડો લેપ અરધો કલાક રાખવાથી ઉઠેલો ભાગ શાન્ત થાય છે. એ ખાસ ધ્યાનમાં રાખવાનું છે. તેમજ આ પ્રયોગ કરતી વખતે એરંડ તેલનો રેચ પણ આપવો જેથી અવશ્ય મટી જાય છે.

## વૈદ્ય સનમુખલાલ લલ્લુભાઇ મુ૦ સુરત નાગરફળીયા.

**સ્વાગી ગુટીકા**—પાટણી ટંકણખારનું વસ્ત્રગાળ ચુર્ણ કરીને તેને તંમાકુના રસની ત્રણ ભાવના આપી બોર જેવડી ગોળી વાળી પાણીમાં અથવા તમાકુના રસની અંદર ઘસી લેપ કરી અડાયા છાણાનો એક કલાક સેક કરવો. એ પ્રમાણે ત્રણ દિવસ કરવાથી આરામ થાય છે.

## સાધુ ગંગાદાસજી સેવાદાસજી સૈયદપરા—સુરત.

સરસીયું તેલ તોલા ૧૦, અફીણ તો ૧. એ બંનેને કકડાવી કપડે ગાળી લેવું. પછી જેની કોથળીએ રસ ઉતર્યો હોય તે ઉપર ચોપડીને તેના પર પાકાં ચેવલી પાન બાંધી, તે ઉપર ગોફણના

આકાર જેવો લંગોટ બનાવી બાંધવો. અને જો દસ્ત સાફ નહિ આવતો હોય તો ચા સાથે દીવેલ પાવું જો કળતર થતું હોય તો પોસ્ત દોડાનો સેક કરવો.

**વૈદ્ય ધીરજલાલ માણેકલાલ બાજવાળા વડોદરા,**

હીરાકસી અને સિંધવ સમભાગે લઈ, એરંડીયા તેલમાં મેળવી અંડ ઉપર લેપ કરી રૂ બાંધી કચ્છો પહેરી સુઈ રહેવાથી તાજી અંડવૃદ્ધિ તુરત મટે છે.



# आयुर्वेद निबंधमाळा भाग २ जो.

## નિબંધ ૨૦ મો.

### ગલગંડ ગંડમાળા, ગ્રંથી, અર્બુદ, વિદ્રધિ રોગ.

માણસના શરીરના બંધારણ તરફ જોતાં રસનું રક્ત અને રક્તનું માંસ બને છે. તે માંસને પકવ કરનારૂં પિત્ત, અને તેને કઠણ કરનાર વાયુ જે પ્રકારે બરાબર પાકેલા સ્નાયુઓના ભાગ પાડે છે તે પ્રકારે તે વાયુ માંસમાં પ્રવેશ કરીને માંસની પીશી (કટકા)રૂપ ભાગ પાડે છે તેને માંસપીશી કહે છે. એવી માંસ પીશીઓ પુરૂષના શરીરમાં પાંચસો છે, અને સ્ત્રીના શરીરમાં પાંચસો વીશ છે. તે પૈકી ગળાના ઉપલા ભાગમાં એટલે ગરદનમાં ચાર, ડાઢીની નીચે આઠ, ગળાના સાંધામાં એક, ગળામાં એક, એ રીતે ચૌદ પેશીઓ ગળામાં ગણાય છે. એ પેશીઓમાં જ્યારે ઉદાનવાયુનો અતિયોગ થઇ રસનકફનો હીનયોગ થાય છે ત્યારે તે સાધકપિત્તથી તપીને તે પીશીઓ ફુલે છે એટલે આપણે તેને ગાંઠના નામથી ઓળખીએ છીએ. તેવી રીતે જે પુરૂષના ગળાપર એટલે કાનની નીચે ચામડીના રંગની થોડા સોજા સાથેની વેદનાવાળી જે ગાંઠ થાય છે તેને ગલગંડ કહેવામાં આવે છે. અથવા ગળામાં દુષ્ટ થએલો ઉદાનવાયુ રસનકફ મેદ સાથે મળીને ગળાની પાછલી નસોમાં રહીને વાયુ પિત્ત અને કફ પોતપોતાના

મિશ્રપણાથી પોતાના ગુણ–ધર્મયુક્ત જે ગાંઠ ઉત્પન્ન કરે છે તેને ગલગંડ કહેવામાં આવે છે. જે ગલગંડમાં વાયુનું પ્રાધાન્યપણું હોય તેમાં સોયો ભોકાયા જેવી પીડા થાય છે, અને તે ઘણી લાંબા મુદતે વધે છે તથા તે કોઇપણ ઉપાયે પાકતી નથી. જો પિત્તનું પ્રાધાન્યપણું હોય તે રોગીને તાવ આવે છે, બળત્રા થાય છે અને તે ગાંઠ જલદી પાકી જાય છે. જો કફનું પ્રાધાન્યપણું હોય તો તે ગાંઠો સ્થિર જડ અને તેમાં અત્યંત ચેળ આવે છે. તેનો રંગ ચામડીના જેવો હોય છે અને તે બહુ દિવસે વધે છે, તથા ઘણે કાળે પાકે છે તેવી રીતે ત્રણે દોષો બગડીને ગળામાંના મેદ સુધી પહોંચે છે તેથા જે ગાંઠ થાય છે તે ચીકણી જડ, ધોળા રંગની, બદબો મારતી, પીડાયુક્ત અને હાલતી તથા રોગીનું શરીર જેમ ફૂલતું કે કરમાતું જાય છે, તેમ તે ગાંઠ પણ નાની મોટી થતી જાય છે. જે ગલગંડનો રોગી શ્વાસ મૂકે છે તે, જેનું શરીર પોચું થઇ ગયું હોય તે, જે ગલગંડને એક વર્ષ થઇ ગયું હોય છે તે, જે રોગીને અરૂચિ અથવા સ્વરભંગ થયો હોય છે તે, અને જે રોગી સુકાઇને હાડપીંજર થયો હોય તેના ગલગંડ મટતા નથી, પણ તેમાંજ રોગી આખરે મરે છે.

## ગંડમાળા, અપચિ રોગ.

મેદ અને કફથી બગલ, ખભા, ગરદન અથવા ડોક અને ગળું એ ઠેકાણેનો ઉદાનવાયુ મેદ અને કફને વ્યવસ્થિત નહિ રાખી માંસ-પેશીઓની પાસે રહેલા બીજા માંસના કટકા કરી, તેને સાધકપિત્તના તાપથી તપાવી, કફ અને મેદમાં વીંટાળી મોટા બોર જેવડી અથવા આમળા જેવડી ઘણી ગાંઠોને ઉત્પન્ન કરે છે, અને તે બહુ દિવસે

**ધીરે ધીરે પાકે છે તે ગાંઠોની હારને ગંડમાળા અથવા કંઠમાળા** કહે છે. આ કંઠમાળામાં એવું જોવામાં આવ્યું છે કે પ્રથમ ત્રણ ગાંઠ જણાય, તેમાંથી એક પાકે, બીજી ફૂલે, ત્રીજી નીકળતી હોય એટલે પાકેલી રૂઝાય, વધતી હોય તે પાકે અને નવી નીકળે. એમ કરતાં કરતાં હાંસડીની ઉપરના ખાડામાં અને હાંસડીની બહાર ગળાંની સાથેથી એક બાજુ ઉપર ગાંઠોની હાર બંધાઇ જાય છે. તેને કંઠમાળા કહે છે. એજ પ્રમાણે અંડ સંધી એટલે બદ થવાને ઠેકાણે, બગલમાં, ખભામાં, ગરદનમાં, ડોકમાં નાનાં ચણીબોર જેવડી કિંવા તેથી મોટી એકેકી ગાંઠ નીકળે છે. અને જો તે વાયુપ્રાધાન્ય હોય તો પાકતી નથી, પિત્તપ્રધાન્ય હોય તો પાકયા વિના રહેતી નથી, અને કફપ્રાધાન્ય હોય તો ઘણે કાળે પાકે છે, તે ગાંઠોને **અપચિના** નામથી ઓળખવામાં આવે છે.

## ગ્રંથીરોગ.

જ્યારે શરીરમાં વાયુ પિત્ત અને કફ પરસ્પર હીન-મિથ્યા અને અતિયોગને પામી, માંસ રક્ત મેદ અને રગો અથવા નસોને દુષિત કરી સાતે ધાતુના વહનને અટકાવી, તે સ્થાને વહેતા ધાતુઓને રોકી, વાયુ તેને સૂકવી, પિત્ત અને કફ તથા વાયુ પોતાના ગુણ-ધર્મ પ્રમાણે બળત્રા, સ્થિરતા અને જડતાની પીડાવાળી ગોળ ઉંચી અને કઠણ એવી જે ગાંઠ ઉત્પન્ન કરે છે, તેનું નામ ગ્રંથી રોગ કહેવામાં આવે છે. તે ગ્રંથી રક્તમાં માંસમાં મેદમાં શીરાઓમાં અને હાડકાંઓ સાથે સબંધ ધરાવતી હોય છે, તેમાં શીરા ગ્રંથી અને હાડકાં સુધી પહોંચેલી ગ્રંથી તથા શરીરમાંના એકાદા મર્મસ્થાનપર થઇ હોય તે

અસાધ્ય જાણવી. જો એ ગ્રંથી મર્મસ્થાનપર થઇ હોય અને હાડકાં સુધી પહોંચી હોય તો તે રોગી એક બે દિવસમાં મરણ પામે છે. જો મેદ સુધી પહોંચી હોય તો વખતે બચી જાય છે અને જો માંસ સુધી પહોંચી હોય તો તે રોગી સારા થાય છે.

## અર્બુદરોગ.

શરીરના કોઇપણ ભાગ ઉપર બગડેલો દોષ માંસ અને લોહીને બગાડી પછી તે ગોળ, સ્થિર, મંદ પીડાયુક્ત, મોટી અને જેનાં મૂળ ઉંડાં ગએલાં એવી લાંબી મુદતે વધનારી તથા પાકનારી ગોળીઓ અંગ ઉપર ફુપસેલી ઉત્પન્ન કરે છે તેને અર્બુદરોગ કહે છે. તે અર્બુદ વાયુથી, પિત્તથી, કફથી, રક્તથી, માંસથી અને મેદથી એ પ્રમાણે છ પ્રકારના થાય છે. તેનાં લક્ષણો ગ્રંથી રોગ જેવા જણાય છે. અર્બુદ રોગ અને ગ્રંથીમાં અમારા વિચાર પ્રમાણે એવો ભેદ જણાય છે કે પ્રથમ એક ગાંઠ દેખાય, તે વધે એટલે તેની નીચે બાજુમા બીજી ગાંઠ દેખાય. એ પ્રમાણે ઉપર કહેલા છ પ્રકારના અર્બુદની છ ગાઠો, આબુના પહાડના શિખરની માફક એક એકની પાછળ દેખાય છે તેને અર્બુદરોગ કહેવો. આ રોગમાં કફનું તથા મેદનું પ્રાધાન્યપણું હોવાથી તે પાકતો નથી અને કદાચ પાકે છે અથવા ફાટે છે તો તેમાંથી પરૂ નહિ નીકળતા રાતું તથા કાળું લોહી અને કાળા તથા ગંધાતા માંસના કટકા નીકળે છે. જેમ જેમ દિવસો જતા જાય તેમ તેમ અર્બુદ પાકીને ધંતુરાના ફૂલની માફક તેની ચામડીની કોર વળી જાય છે અથવા બીડાયલા કરેણના ફૂલની માફક ચામડી અંદરથી વળી જાય છે અને તેમાંથી ભીતર કોતર પડતું જાય છે અને લોહી તથા

સડેલું માંસ બહાર નીકળતું જાય છે; આખરે એ સડો હાડકાં સુધી પહોંચે છે એટલે રોગી મરણ પામે છે. ઉપર કહેલા છએ પ્રકારના અર્બુદ રોગના જુદાં જુદાં લક્ષણો માધવ નિદાનમાંથી જોઈ લેવાં.

# વિદ્રધિરોગ.

અત્યંત વૃદ્ધિ પામેલા તથા હાડકાંનો આશ્રય કરીને રહેલા વાતાદિ દોષો ત્વચા, લોહી, માંસ અને મેદને બગાડી ધીમે ધીમે ભયંકર સોજો ઉત્પન્ન કરે છે, અને આ સોજાનું મૂળ હાડકાં સુધી પહોંચેલું હોય છે. આ સોજો ઘણો તિવ્ર પીડાકારક થાય છે. આ વિદ્રધિરોગ વાયુ પિત્ત, કફ, સન્નિપાત, ક્ષત અને રક્ત મળી છ પ્રકારના થાય છે. એ વિદ્રધિના છએ પ્રકારના દોષ પ્રમાણે તેનાં લક્ષણો થાય છે, પરંતુ જેમ ક્ષય રોગમાં લોમ પ્રતિલોમની રીતે તેના ઘણા ભેદ છતાં બેજ ભેદ પાડી શકાય છે, તેમ આ વિદ્રધિરોગમાં અંતર્વિદ્રધિ અને બહિર વિદ્રધિ એવા બે ભેદ પાડી શકાય છે. અંતર વિદ્રધિનું લક્ષણ એવું છે કે તેની શરૂઆત હાડકાંની પાસેથી થઇને સ્નાયુ ચરબી માંસ લોહી અને છેલ્લે રસને બગાડી ઉપર આવે છે. અને બહિરવિદ્રધિ લોહીમાંથી ઉત્પન્ન થઇ ચિકિત્સકની મૂર્ખતાને લીધે માંસમાં મેદમાં અને છેલ્લે હાડકાંમાં પહોંચે છે. એ વિદ્રધિના જુદાં જુદાં લક્ષણો માધવ નિદાનમાંથી જાણી લેવાં.

જે વિદ્રધિ હાડકાંમાંથી આવે છે તે ઘણું કરીને અસાધ્ય નીવડે છે, તેમ બહિરવિદ્રધિ જેમજેમ ઉપરથી નીચે જતી જાય છે. તેમતેમ અસાધ્ય થતી જાયછે. જો કે ગંડમાળા, અપચિ, ગ્રંથી, અર્બુદ અને વિદ્રધિ એ બધા એક

વંશમાંથી ઉત્પન્ન થયલા પિત્રાઇઓ જેવા છે, અને ઘણું કરીને તમામ વ્યાધિની ચિકિત્સા પણ એક સરખી રીતે કરવામાં આવે છે, તો પણ ગલગંડથી માંડીને વિદ્રધિ સુધીના વ્યાધિઓ ઉત્તરોત્તર વધવામાં ઉતાવળીયા, પાકવામાં મોડા અને પ્રાણ લેવામાં તાકીદ કરનારા હોય છે, તેમાં વિદ્રધિને તથા ગલગંડને બહુ સાચવવા પડે છે. એકંદરે જોતાં જે ગાંઠને રોગી પોતાની આંખે જોઇ શકતો નથી, તે ઘણું કરીને સારી થતી નથી. ગલગંડથી અર્બુદ સુધીના રોગોમાં જે ગાંઠો થાય છે તેના ઉપર શેક, બફારા નહિ કરતાં માત્ર મલમપટ્ટા કરવાથી ફાયદો થાય છે, પણ વિદ્રધિમાં મલમપટ્ટા કારગત થતા નથી. તમામ જાતની ગાંઠો જે કષ્ટસાધ્ય કે અસાધ્ય ગણાય છે તે તમામની મૂળ ઉત્પત્તિ પ્રમેહમાંથી અથવા ટાંકી (સીફીલીઝ)માંથી ઘણું કરીને થએલી હોય છે, અને તે પ્રમેહ અથવા ટાંકીનો રોગ માબાપ તરફથી જેમ જેમ ઘણી પેઢીથી ઉતરતો આવ્યો હોય તેમ તેમ વધારે અસાધ્ય થતો જાય છે, એટલા માટે ગલગંડથી માંડીને અર્બુદ સુધીના રોગોને હાથમાં લેતાં પહેલાં ચોક્ખી શરત કરવી કે એક જાતની ગોળી બાર માસ સુધી ખાવી પડશે, અને એક૦૮ જાતના મલમની પટ્ટી બાર માસ સુધી લગાડવી પડશે, અને તે રોગીને હીંગ, ચણા અથવા ચણાના પદાર્થો, ખાંડ અને આદુની પરેજી કરાવવી પડશે. એવી શરત કર્યા પછી જો પ્રમેહમાંથી વારસો મળી ગાંઠ થઇ હોય તો તેને "ચંદ્રપ્રભા ગુટિકા"ની બબ્બે ગોળી દિવસમાં ત્રણવાર પાણી સાથે આપવી, અને જો વારસામાં ટાંકીના રોગથી અથવા પોતે ઉપજાવેલી ટાંકીમાંથી ગાંઠ થઇ હોય તો "પથ્યા ગુગળ, કિશોર ગુગળ અથવા અમૃતાદિ ગુગળ"ની બબ્બે ગોળી દિવસમાં ત્રણવાર પાણી સાથે આપવી.

**તડકાનો મલમ:**—પારો તોલા ૩, ગંધક તોલા ૩, શેરી લોબાન તોલા ૩, ગુજ્જર તોલા ૩, ગુગળ તોલા ૩, કોડીઓ લોબાન તોલા ૩ અને દેશી કપુર તોલા ૧૮ પ્રથમ પારા ગંધકની કાજળી કરવી. બાકીનાં વસાણાં જુદાં જુદાં વાટવાં પછી કપુરને ખરલમાં નાખી તે ખરલને ચૈત્ર વૈશાખના સખ્ત તાપમાં તડકે મુકવો અને કપુરને વાટવાનું શરૂ કરવું. થોડીવારે શેરીલોબાન નાંખવો અને ઘુંટવું. શેરી લોબાન તેમાં ગળી જાય તે પછી ગુજ્જર ને પછી ગુગળ, તે પછી લોબાન અને છેલ્લે પારા ગંધકની કાજળી મેળવીને ખુબ ઘૂંટવું વાટતાં વાટતાં મલમ જેવો નરમ થાય ત્યારે તેને રાખી મૂકવો. એ મલમથી ગાંઠો પીગળે છે, પાકે છે, અને પાકેલી હોય તો રૂઝાય છે, તથા નાસુર પણ સારા થાય છે.

મોરથુથુનો **મલમ:**—બે તોલા કાળો મલમ લઇ તેને પીગળાવવો. પછી તેમાં મોરથુથુ તોલો અર્ધો, સોમલ તોલો અર્ધો, સંચોરો તોલો પા, અને કળીચુનો તોલો અર્ધો, વાટીને મેળવવો તે મલમને એક ડબ્બીમાં રાખી મૂકવો. જ્યારે કોઇ દરદ પાકીને તૈયાર થયું હોય ત્યારે આ મલમનું એક ટપકું જ્યાં દરદનું મ્હોં જણાતું હોય ત્યાં આગળ કરી, તેનાપર ચાલુ મલમની પટ્ટી મારવી. એટલે ત્યાંથી તે દરદ ફૂટી જશે તેથી નસ્તર મારવાની જરૂર પડશે નહિ.

**દરદને ફોડવાનો લેપ:**—બાજરીનો લોટ તોલા બે, પાપડીઓ સંચોરો તોલો પા, મીઠું તોલો પા, હળધર તોલો પા, એને લોટ સાથે મેળવી પાણીમાં કઢી જેવું પાતળું કરી, તાપ પર ખદખદાવતાં થૈંસ જેવું જાડું થાય એટલે જરા ગરમગરમ, દરદ ઉપર ચોપડવાથી કલાક અર્ધા કલાકમાં દરદને ફોડી નાંખે છે.

ગલગંડ આદિ તમામ ગાંઠો ઉપર બૈરજીના મલમની અથવા સાદા મલમની અથવા તડકાના મલમની પટ્ટી મારવી. અને જે ગાંઠ પાકીને ફૂટી જાય તેમાં રેષા કે બત્તી મુકવી નહિ, પણ જે મલમથી પાકીને ફૂટી હોય તેજ મલમ તેના ઉપર ચાલુ રાખવો, એટલે તેનું નાસુર બનશે નહિ પણ તેમાંનો કાચો ભાગ બધો નીકળી જશે અને ગાંઠ રૂઝાઇ જશે. રોગીને તમામ પાકતા, સડતા, પરૂ વહેતા અથવા શરૂઆતમાં થતી ગાંઠમાં જે પરેજી લખેલી છે તેમાં જો તે રોગી હીંગ ખાશે તો ગાંઠ બેસઇ જશે એટલે કઠણ થઇ જશે, અને જો દરદમાંથી પરૂ વહેતું હશે તો તે દરદના મુખ ઉપર ચણા જેવડી ગાંઠ બંધાઇ જશે, તે વખતે દરદ સારૂં થાય તોપણ પેલી બંધાયલી ગાંઠરૂપી ગોળી, મટતી નથી. જો ચણા ખાવામાં આવશે તો ગાંઠની અંદરનું માંસ ફૂલશે. જો આદુ ખાવામાં આવશે તો ગાંઠ સડી જશે અને તેની અંદરથી પુષ્કળ દુર્ગંધ નીકળશે. ખાંડ ખાવામાં આવશે તો દરદમાં રસી થશે અને તે દરદ પાકયા પછી રૂઝવું મુશ્કેલ થઇ પડશે.

જ્યારે કોઇ રોગીને વિદ્રધિ થતી દેખાય ત્યારે ભુલેચૂકે પણ તેના ઉપર જળો લગાડવી નહિ, અથવા તેની ઉપર ખેંચાય તેવા લેપ તથા કોઇપણ જાતના મલમની પટ્ટી મારવી નહિ, અથવા કોઇ પણ સંજોગમાં તેને નસ્તરથી ચીરાવવી નહિ; પણ જ્યારે બહીર વિદ્રધિનું સ્વરૂપ જણાય ત્યારે તેના ઉપર ગુલેઅરમાની ગુલાબજળમાં મેળવી ઉપરાચાપરી એવી રીતે ચોપડવી કે તે સુકાય નહિ, તેમ તેના પોપડા પણ બાઝે નહિ; અને તે સાથે તેને " પથ્યાગુગળ "ની બબ્બે ગોળી દિવસમાં ત્રણવાર પાણી સાથે આપતા જવી. એ ગોળી

ખાવાથી વિદ્રધિ અંદરના ભાગમાં ઉતરી જશે નહિ, કારણ કે જો વિદ્રધિ અંદરના ભાગમાં ઉતરી ગઇ, તો તેજ ક્ષણે રોગીનું મરણ થાય છે. એટલા માટે ગોળી ખવડાવવી અને ગુલેઅરમાની તથા ગુલાબજળ ચોપડયાંજ કરવું એ ગુલેઅરમાની ને ગુલાબજળ ચોપડવાથી વિદ્રધિની આસપાસનો સોજો વેરાઈ જાય છે, અને વિદ્રધિની ગાંઠ, ઉપર તરી આવી એની મેળે ફૂટી જાય છે, અને તે ફૂટી ગયા પછી પણ એજ ચોપડયા કરવાથી અંદરનું તમામ પરૂ નીકળી જઇ, એની મેળે રૂઝાઇ જાય છે. પણ આવી વિદ્રધિ ઉપર મલમની પટી તો મારવીજ નહિ. જો અંતરવિદ્રધિ હોય તો તેના ઉપર કાળીયાસરસનાં પાંતરાં વિલાયતી આમલીનાં પાંતરાં અથવા કંઓઇનાં પાંતરાં અથવા ગુલ્લરના પાંતરાં લાવીને તેમાં જરા થીહું નાંખી ખાંડીને, થોડુંક પાણી છાંટી તે પાંતરાં ગરમ-કરી તેની પોટલી બાંધી એક કલાક શેક કરી, પછી તેજ પાંતરાંનો પાટો વિદ્રધિપર બાંધી દેવો. દિવસનો બાધેલો પાટો રાતના છોડી નાંખી. તાજો પાલો લઇ, ખાંડી ઉપર પ્રમાણે એક કલાક શેક કરી પાછો પાટો બાધી દેવો કે સવારે છોડી પાછો શેક શરૂ કરવો. આવી રીતે આ શેક કરવાથી અને પાટા બાધવાથી ગમે તેવા મર્મસ્થાનની ઉપર વિદ્રધિ થઇ હશે તો પણ તે, નીચે નહિ ઉતરતાં બે ત્રણ દિવસમાં ઉપર તરી આવશે અને તેની વેદના નરમ પડી જશે. જ્યારે વિદ્રધિ, ઉપર તરી આવે અને રોગીનાથી શેક ખમાય નહિ ત્યારે કાળી દ્રાક્ષના ઠળીયા કાઢી તેને ખૂબ ઝીણી વાટી તેની પટ્ટી બનાવી તે પટ્ટી ઉપર કંકુ ભભરાવી પટ્ટી મારવી એટલે બાકીના વિદ્રધિ બહાર તરી આવશે અને એની મેળે ફુટી જશે. ફુટી ગયા પછી પણ

દ્રાક્ષની પટ્ટી ચાલુ રાખવાથી તમામ જખમ, પુરાઇ આવશે અને દરદ જરા પણ દેખાશે નહિ, તેવી અવસ્થામાં જો જખમ બાકી રહ્યો તો સદા મલમની પટ્ટી મારવાથી રૂઝાઇ જશે. અંતરવિદ્રધિના રોગીને દીવેલાના મૂળ તોલા બે લઈ અધશેર પાણીમાં ઉકાળી, ચાર તોલા પાણી બાકી રહે ત્યારે દિવસમાં ત્રણ વખત, દરેક વખતે ઉકાળી, ચાર તોલા પાણી સાથે બબ્બે ગોળી પથ્યાગુગળની આપવાથી વિદ્રધિ ઘણી ઝડપથી ઉપર તરી આવે છે. એ પ્રમાણે જુદા જુદા સ્થાનપર જુદી જુદી જાતની અપચિ, અર્બુદ, વગેરે જુદા જુદા નામથી ઓળખાતી ગાંઠો, પછી તે પાકે તેવી હોય અથવા નહિ પાકે તેવી હોય તોપણ તેના ઇલાજ કરવાની જે વૈદ્યને ઇચ્છા હોય અને જેને મલમપટ્ટા, લેપ, બફારાનો ધંધો કરી રોગીને સારા કરવાની ઇચ્છા હોય તેણે અમારૂં બનાવેલું "ત્વગ્દોષનિરૂપણ" નામનું પુસ્તક વાંચવું, કે જેમાં તમામ વનસ્પતિઓના પાંતરા છાલ, મૂળના લેપ, શેક, બફારા અને મલમપટ્ટાથી જ મોટા મોટા ભયંકર દરદો મટાડવાની ચિકિત્સા લખવામાં આવેલી છે; તેમાં કોઇપણ જાતના શસ્ત્ર વાપરવાની જરૂર પડતી નથી. इत्यलम्,



# બીજા વૈદ્યરાજો તરફથી આવેલા અનુભવી ઇલાજો.

## વૈદ્ય ધીરજરામ દલપતરામ ગુજ્જરફળીયા–સુરત.

લેપઃ—આમળાં, સુખડ, રતાંજળી એ ત્રણ વસ્તુને ગુલાબજળમાં સરખે ભાગે ઘસીને તેમાં થોડે ભાગે ગુલેઅરમાની નાખી ચોપડવાથી ગલગંડ મટે છે.

૨. ચોલાઇની ભાજીનો રસ કાઢી તેમાં મુલ્તાની માટી મેળવી ગરમ કરી ચોપડવાથી ગલગંડ મટે છે.

૩. મરીકંથારનું મૂળ, રતાંજળી અને ઘોઘર સમભાગે ઘસી તેમાં થોડી રસવંતી નાંખી ચોપડવાથી ગલગંડ મટે છે.

૪. પહાડમૂળ, તાજું લાવી તેનો રસ કાઢી તે રસમાં દારૂહળધર ઘસી ચોપડવાથી ગંડમાળા મટી જાય છે. જો પહાડમૂળ તાજું નહિ મળે તો તેના ઉકાળામાં દારૂહળધર ઘસી ચોપડવી.

૫. નાટકંદ નામનો સફેદ રંગનો એક કંદ થાય છે તેને ભાગે ત્યારે અંદરથી પીળો નીકળે છે તે લાવી તેનો રસ તથા સોનાગેરૂ ચોપડવાથી ગંડમાળા વેરાઈ જાય છે.

૬. જો ગંડમાળા પાકી હોય તો કુક્કરની ચરબી તોલા ૮, સિંદુર તો. ૨. મેળવીને મંદાગ્નિથી પકાવવું. એક રસ થાય એટલે એ મલમની દરરોજ ગંડમાળા ઉપર પટી મારવાથી પાકેલી ગંડમાળા રૂઝાઇ જાય છે.

૭. કલઇ સફેતાને ગુલાબજળમાં ઘુંટી છાંયામાં સુકવી, કુક્કરની

ચરબી સાથે મેળવીને, ઝીણા કપડા પર ચોપડીને પટ્ટી મારવાથી પાકેલી ગંડમાળા રૂઝાઈ જાય છે.

૮. લેપ:–ગુગળ તોલા ૪. સોનાગેરૂ તો. ૨. સોમલ તો. ૧. એને પાણીમાં ઘુંટી મલમ જેવું થાય ત્યારે ગાંઠ ઉપર જાડો લેપ કરી ઉપર કપડું મુકવું. જો ગાંઠ વેરાવાની હશે તો વેરાશે, નહિ તો પાકીને ફૂટી જશે. આ લેપથી પ્લેગની ગાંઠો તથા બદની ગાંઠો પણ સારી થાય છે.

## બ્રહ્મચારી આત્મારામ ત્રિવેદી. (પરતારામ)

૧. કાચબાના બરડાની કરોટ ઘસીને ચોપડવાથી કંઠમાળા મટે છે.

૨. આંકડાના દુધમાં કાથો તથા રેવંચીનો સીરો ઘસીને ગાંઠ ઉપર દિવસમાં બે વાર લેપ કરવો. એ પ્રમાણે ૩ દિવસ કરવાથી ગમે તે જાતની ગાંઠ નરમ પડી જાય છે.

## વૈદ્ય કુચરાલાલ જેઠાલાલ ગાંધી મુ. પાટણ (ગુજરાત).

પાનમાં ખાવાનો કળીચુનો તો. ૦॥, ખડી તો. ૦।, એ બે પાણી સાથે મેળવી લેપ કરવો, જેથી શરૂઆતની ગાંઠ બેસી જશે, અને બેસી નહિ જાય તો પાકીને નીકળી જશે. જો દવા ચોપડવાથી આગ બળતી જણાય તો ખડી બરાબર વજને મેળવીને લેપ કરવો. આ લેપથી ખાસ કરીને રસોળી પાકીને નીકળી જાય છે. ફુટયા પછી કાળા મલમની પટ્ટી મારવી કે રૂઝાઈ જશે.

## વૈદ્ય મણીલાલ ગણપતીશંકર ભટ્ટ મુ૦ કેળાપીઠ-સુરત.

ધોળી ગોકર્ણી જેને આપણે ગરણી અથવા ગાયના ફુલને નામે ઓળખીએ છીએ તેનાં મૂળ, ઇંદ્રવરણાની જડ, મરી કંથારનું મૂળ, વજ, દેવદાર, સેકટાનું મૂળ એ સર્વ ખાંડી વસ્ત્રગાળ ચૂર્ણ કરવું અને તે ચુર્ણને મુલ્તાની માટી અથવા ગુલેઅરમાની; ગુલાબજળ સાથે મેળવી તેનું ચંદન જેવું પ્રવાહી બનાવી તેમાં ઉપલું તૈયાર ચૂર્ણ નાંખી ચોપડવાથી થોડા દિવસમાં કંઠમાળાની ગાંઠ ઓગળી જશે, અને રસોળીને પણ ફાયદો કરશે.

## ડોકટર ભાઇલાલ કપુરચંદ શાહ મુ. નાર વાયા આણંદ.

અત્રેના એક માણસને બરડે પાઠું થએલું તેને પ્રથમ અળશીનો લોટ અને ઘઉંનો લોટ સરખે ભાગે લઇ. તેમાં જરા મીઠું નાંખી પોટીસ ઉનું કરી દિવસમાં ૮-૧૦ વાર બંધાવ્યું એટલે પાકી ગયું. તેને ચીપીયાથી વચલો કુચો કાઢી નાંખી સાદા મલમની પટ્ટી મારી. ૪ દિવસ ટ્રીટમેન્ટ કર્યા પછી આઇઓડોફોર્મ ભભરાવીને તે ઉપર જાત્યાદિઘૃતનું પહેલ કરીને મૂક્યું એવી રીતે કરવાથી ઘા પુરાઇ ગયો ને જમીન આવી ગઇ.

## સાધુ ગંગાદાસજી સેવાદાસજી સૈયદપુરા-સુરત.

૧. કંઠમાળાનો ઉપાય:-સિંદુર ટાં. ૫ એલચી ટાં. ૫ સાપની કાંચળી ટાં. ૫ એ સર્વને વાટી સાટોડીના રસમાં ઘુંટી ચોપડવાથી કંઠમાળા સારી થાય છે.

૨. **ચમત્કારીક મલમઃ**–તમાકુનો ખાર તોલો ૧, વેગણનો ખાર તો. ૧, ભોંયરેંગણીનો ખાર તો. ૧, આંકડાનો ખાર તો. ૧, ધંતુરાનો ખાર તો. ૧, થુવેરીયાનો ખાર તો. ૧, હળધરનો ખાર તો. ૧, મુળાનો ખાર તો. ૧, મોગરીનો ખાર તો. ૧, ઝંઝેરાનો ખાર તો. ૧, કેળનો ખાર તો. ૧, અરડુસાનો ખાર તો. ૧, ખાખરાનો ખાર તો. ૧, દીવેલીનો ખાર તો. ૧, પપૈનો ખાર તો. ૧, આમલીનો ખાર તો ૧; એ સર્વેને એકસો પાણીએ ધોયલા ઘીના મેળવી મલમ બનાવી પાઠા ઉપર તથા બદ ઉપર અથવા ગમે તેવા ફોલ્લા ઉપર, કાકમલઇ ઉપર ચોપડીને ઉપરથી કપડું ચોંટાડવું અને ઉપરથી કાળા પથરાથી સેક કરવો. એથી ગમે તેવી ગાંઠ હશે તોએ વેરાઈ જશે, અગર ફુટી જાય તો ત્યાર પછી આ મલમ લગાડવો નહિ, પણ સાદો મલમ લગાડવો, તેથી રૂઝાઇ જશે.

**સુચના**–ઉપરના જે ક્ષારો લખેલા છે તે તોલો તોલો લઇને તેમાં ૧૭ તોલા અજમો, ૧૭ તો. મરી, ૧૭ તો. જીરૂ, ૧૭ તોલા સુંઠ, ૧૭ તો હીમજીહરડે, ૧૭ તો. બેડાં, ૧૭ તો. હરડાં, ૧૭ તો. કોકમ, ખાંડીને ખારમાં મેળવીને ૭ પુટ ખાટા લીંબુના દેવા, અને પહોળા મોઢાની કાચની સીસીમાં ભરી મુકવું. તે કોલેરામાં છઆનીભાર વજને ઠંડા પાણી સાથે દિવસમાં ૩ વખત આપવું. બરોળને માટે ગુલમને માટે, પેઢુના દુખાવા માટે, અનાહ અને આધ્માન વાયુ માટે ગરમ પાણી સાથે આપવું. આથી બધા રોગ મટે છે.

ડોકટર દામોદર ગોપાળ રણદીવે, સગરામપુરા–સુરત.

**ખાજી ગુમડા તથા બળેલ ઉપર**–તાંબાની થાળીમાં મોરથુથુ

શુદ્ધ તો. ૧ મુકી તેમાં પારો તો ૦ાા સાથે ઘુંટવાથી પારો દેખાશે નહિ. પછી કોપરાનું તેલ શેર ૦ા નાંખી ઘુંટવું બરોબર એક જીવ થાય ત્યારે અંદર થંડુ પાણી નાંખી ઘુંટવું. એ પ્રમાણે એકસો આઠ પાણીએ ધોઇ તેમાં કપુર તો. ૧ નાંખી મેળવી દેવું. તેમાં નજર પ્રમાણે બોદાર, શંખજીરૂ, હીરાદખ્ખણ નાંખી લગાવવાથી ત્રણ દિવસમાં ગડગુમડ મટે છે. આ મલમ બહુ ઉપયોગી છે.

ગુમડું ફોડવા માટે–હળદરની રાખ તથા ચુનો એકત્ર કરી લેપ કરવાથી નસ્તરની માફક ગુમડાને કોચી નાંખે છે.



# आयुर्वेद निबंधमाळा भाग २ जो.

# નિબંધ ૨૧ મો.

## વ્રણ તથા નાડીવ્રણ.

જ્યારે શરીરમાં રહેલો વ્યાનવાયુ અવ્યવસ્થિતપણે રસ, રક્ત, માંસ, મેદને વહન થવાની નસોમાં અવ્યવસ્થા ઉભી કરી ધાતુઓને વહેતા અટકાવી રોકી રાખે છે ત્યારે તે ધાતુઓમાં ગ્રંથી ( ગોડ ) ઉત્પન્ન કરે છે, તે ગોડ રસ અને રક્તગત હોય તો સાધારણ ઉપચારથી મટી જાય છે, પરંતુ તે વિકાર માંસગત, મેદગત હોય તો તે ગોડની ચિકિત્સા કરતાં જરા ભૂલ થાય તો તેનું નાસુર બની જાય છે, જેને આયુર્વેદ વ્રણ કહે છે. જ્યારે માંસગત કે મેદગત થયલી ગ્રંથી પિત્ત અથવા કફને આશ્રિત થાય છે ત્યારે ધાતુઓને વહેવાવાળી ધમનિઓ, કંડરાઓ અથવા નસોમાં વિકારને લઇ જઇ ઉંડાણ સુધી તે તે નસોને પકવે છે એટલે પગના, ઘુંટણમાં દરદ હોય ત્યાંથી પરૂ નીકળતું હોય તથાપિ જાંગના ભાગ ઉપર દાબીએ તો ઘુંટણ આગળથી પરૂ નીકળે છે તેને નાડીવ્રણ કહે છે. તે વ્રણો વાતપ્રાધાન્ય, પિત્તપ્રાધાન્ય, કફપ્રાધાન્ય, ત્રિદોષપ્રાધાન્ય, રક્તપ્રાધાન્ય અને આગંતુક મળીને છ પ્રકારના ગણાય છે. જે વ્રણ વાયુ પ્રાધાન્ય હોય છે તે થોડો પાકે છે અને થોડો કાચો

રહે છે, જે વ્રણ પિત્તપ્રાધાન્ય હોય છે તે જલદી પાકી જાય છે. જે વ્રણ કફ પ્રાધાન્ય હોય છે તેને પાકતાં ઘણીવાર લાગે છે. જે વ્રણ રક્તપ્રાધાન્ય હોય છે અથવા આંગતુક એટલે વાગવાથી, વીંધાવાથી થએલો હોય છે તે ઘણો જલદી પાકી જાય છે. વાતપ્રાધાન્ય વ્રણમાંથી લોહી અને પરૂ થોડું થોડું વહે છે. પિત્ત પ્રાધાન્યમાંથી પાતળું પરૂ વહે છે, અથવા એકલું ચોળાવર્ણું લોહી વહે છે. કફપ્રાધાન્ય વ્રણમાંથી ધોળું, ચીકણું પરૂ વહે છે. તેમ રક્તપ્રાધાન્ય, આગંતુક અને ત્રિદોષ વ્રણોમાં. પણ જે જે દોષનો મેળાપ થયો હોય છે તે તે દોષના લક્ષણવાળી વેદના થઇને પરૂ નીકળે છે. જો વ્રણ અપકવ હોય છે તો તેના ઉપર હાથ મૂકતાં તે ગરમ લાગે છે, સોજો કઠણ હોય છે, ચામડીનો રંગ બદલાતો નથી અને તેમાં સણકા મારે છે, પણ વ્રણ પાકી ચૂકયો હોય તો તેમાં અગ્નિમાં બળ્યા જેવી બળત્રા થાય છે, અને કીડીઓના ડંખ પ્રમાણે તનખ ઊઠે છે, તથા જાણે તેને શસ્ત્રથી ચીર્યું હોય લાકડીથી માર્યું હોય, હાથથી દાબીને ચગદી નાખ્યું હોય એવી વખતે વખતે અસહ્ય તીવ્ર વેદના થાય છે, અને ચામડીનો રંગ બદલાય છે. વ્રણ પાકતાં રોગીને તાવ, તૃષા અને અરૂચિના ઉપદ્રવ ભોગવવા પડે છે. પણ વ્રણ સંપૂર્ણ પાકી ચુકયો હોય તો વેદના શાંત થાય છે, સોજો રાતા રંગનો થઇ થોડો ઉતરે છે, ચામડી ઉપર કરચલી પડે છે, અંદરના ભાગમાં ચેળ આવે છે, આસપાસનો સોજો દાબતાં તેમાં ખાડો પડે છે, તો જાણવું કે આ વ્રણ પાકી ચુકયો છે. વ્રણમાં વાયુ વિના સણકા થતા નથી, પિત્ત વિના બળત્રા થતી નથી અને કફ વિના પરૂ થતું નથી. મતલબ કે ત્રણે દોષ એકઠા થઈને દરેક સોજાને પકાવે છે. કેટલાક આચાર્યનો

એવો મત છે કે વ્રણમાં પરૂ તૈયાર થયું છે તેથી તે વ્રણને ચીરીને પરૂ કાઢી નાખવું જોઇએ. જો તેમ કરવામાં નહિ આવશે તો તે પરૂ માંસ, નસો અને સ્નાયુઓને બગાડશે. આ બાબતમાં અમારો અનુભવ એવો છે કે રક્તમાં, માસમાં, મેદમાં કે હાડકામાં ગમે ત્યાં વ્રણ થવા લાયક સોજાનું સ્થાન હોય, પરંતુ તેમાં પરૂ થયું એટલે અગ્નિતત્વની ઉત્પત્તિ થઇ ચુકી, અને અગ્નિતત્વની હંમેશાં ઊર્ધ્વગતિ હોવાથી, તે વ્રણના નીચલા ભાગને તથા બાજુ પરના ભાગને બગાડતું નથી પરંતુ માત્ર ઉપરના ભાગને બગાડીને પરૂને બહાર કાઢી નાંખે છે. આવો સિદ્ધાંત હોવાથી વ્રણમાં થોડું પણ પરૂ થયું હોય તેને ચીરીને કાઢી નાખવાની પ્રથા જે ચાલુ થયલી જે તેમાં વ્રણને ચીરીને પરૂ કાઢી નાખ્યા પછી ઉપરથી શેક જારી રાખવો પડે છે અને પરૂ વહેતું રાખવું પડે છે, તેથી વખતે ઘણા કીસ્સોના નાસુરો બની જાય છે, અને જ્યાં નાસુરો નથી બનતાં ત્યાં ચામડીની ગાંઠ પડે છે, એટલે ચીરેલી જગ્યાનો સાંધો કુદરતી ચામડી જેવો મળતો નથી, પરંતુ અંદર રહેલું પરૂ બહાર નીકળવાની ગતિવાળા ગુણ-ધર્મવાળું હોવાથી તેનો જોશ ચામડીની ઉપર આવવા માટે જે બળ કરે છે તે બળને સહાયક થઇ પરૂને ઉપર આવવાને મદદગાર થાય એવા પાલા તથા બફારા અથવા મલમથી ચિકિત્સા કરી હોય તો વ્રણ એની મેળે પાકી, પોતે જ્યાંથી નીકળવાનો માર્ગ કર્યો હોય, ત્યાંથી નીકળી, અંદર કંઇપણ વિકાર નહિ રહેતાં, જલદી રૂઝાઇ જાય છે. ધારો કે એક ગ્રંથી એટલે ગોડ જેની આસપાસ સોજો આવ્યો છે, અને તે ઠેઠ મેદમાંથી આવે છે. હવે આપણે તે ગાંઠને ચીરી પરૂને બહાર નીકળવાનો રસ્તો કરી આપીએ છીએ,

પરંતુ ઉપરથી જોતાં તેનો અસલમાર્ગ સમજાતો નથી, તેથી પરૂની ગતિવાળો માર્ગ બાજુપર રહી જાય છે અને બીજી જગ્યાએજ આપણે ચીરીએ છીએ. એટલે પરિણામ એવું આવે છે કે જે માર્ગે પરૂ બહાર નીકળવવાને પ્રયત્ન કરતું હોય તેની પીડા સાથે ચીર્યા પછી તેમાં પરૂ બની જે પીડા થાય છે તે બેવડી પીડા રોગીને ભોગવવી પડે છે, કારણ કે શારીરિક વ્રણની પીડા સાથે આગંતુક વ્રણની પીડા ભોગવવી પડે છે. એટલા માટે અમારી ભલામણ છે કે જ્યાંસુધી વ્રણ બરાબર પાકે નહિ ત્યાંસુધી તેને ચીરવાની કોશિષ કરવી નહિ, પરંતુ એટલું કહેવું પડે છે કે જો વ્રણ બરાબર પાક્યો છે તો તે પોતાની મેળેજ ફૂટી જવાનો છે, એટલે તેને ચીરવાની જરૂર પડતી નથી. આથી પણ વધીને માધવાનદાન તો એમ કહે છે કે કાચું, પાકવાને તૈયાર થયલું અને તદ્દન પાકેલું એવું ત્રણ અવસ્થાવાળું વ્રણ જે વૈદ્ય બારીકીથી ઓળખી શકે છે, તેજ વૈદ્ય. નહિ તો તે જ્ઞાન વગરના બધા "વૈદ્યના વેષમાં ચોર સમજવા." કાચા વ્રણને પાકું સમજી અજ્ઞાનતાથી જે વૈદ્ય ફાડે છે, અથવા પાકેલા વ્રણના ઔષધોપચાર કરી તેને ન મટાડતાં, તેની ઉપેક્ષા કરે છે તે વૈદ્ય, "અવિચારી ચાંડાળ જાણવો."

આગંતુક વ્રણના ઘણા ભેદો છે પરંતુ તેને છ ભાગમાં વહેંચવામાં આવ્યા છે. ૧ છિન્ન. ૨ ભિન્ન. ૩ વિદ્ધ. ૪ ક્ષત ૫ પિચ્ચિત. અને ૬ ઘૃષ્ટ નામનો વ્રણ છે. તેનાં જુદાં જુદાં લક્ષણો તથા ચિકિત્સા માધવનિદાન અને ભાવપ્રકાશમાંથી જાણી લેવાં, અને તે કરતાં વિશેષ અનુભવ મેળવવો હોય તો અમારૂં "રક્તદોષ નિરૂપણ" નામનું પુસ્તક વાંચવું. જો કોઈ ગ્રંથી પાકીને ફુટી ગઇ હોય અને

તેમાં ઉંડું ઘારૂં પડ્યું હોય છતાં દાહ થતો હોય તો ધોળો મલમ તેમાં ભરીને તેના ઉપર સાદા મલમની પટ્ટી મારવાથી તે જખમ પુરાઇ આવી રૂઝાઇ જાય છે. જો અગન નહિ બળતી હોય અને ખાડો પડયો હોય તો તેમાં કાળીયા સરસના પાંતરાંની અથવા લીમડાના પાંતરાંની રાખોડીને તેલમાં કાલવીને ભરીને ઉપર સાદા મલમની પટ્ટી મારવાથી તે રૂઝાઇ જાય છે.

**લીંમડાનું તેલ**–લીમડાના પાંતરાં દશ તોલા લઇ તેને ઝીણા ખાંડવા. પછી તલનું તેલ ચાળીશ તોલા લઇ તેને પેણીમાં ગરમ કરવું. ગરમ થયા પછી લીંમડાના પાંતરાંનો ભૂકો ચપટી ચપટી નાખતા જવો, એટલે તે ભજીયાંની પેઠે તળાઇને બળી જશે. તમામ બળી ગયા પછી તે તેલને કપડાંથી ગાળી લઈ એક શીશીમાં ભરી મૂકવું. પછી જે વ્રણનું મુખ નાનું હોય પણ પરૂ આસપાસથી આવતું હોય, અથવા નાડી વ્રણ થયો હોય તો હાથેથી ખમાય એટલું દાબી તેમાંનું પરૂ નીકળે એટલું કાઢી નાંખવું. ખાસ કરીને એવી સંભાળ રાખવી કે દબાવતાં કોઇ ભાગ વધુ દુખાય નહિ. આટલી વાત તો ખુબ યાદ રાખવી કે વ્રણની તપાસ કરતાં તે વ્રણના છિદ્રમાં સળી દાખલ કરી વ્રણ કેટલો ઉંડો ગયો છે, અથવા તે વ્રણ કેટલો આડો ગયો છે, તેની તપાસ કોઇ પણ સંજોગોમાં કરવી નહિ, પણ જેટલો વ્રણ આડો અવળો ગયો હશે ત્યાં દાબતાંજ તરત પરૂ વ્રણના છિદ્રપર આવશે. એવો વ્રણ હોય તો તે વ્રણમાં લીંમડાના તેલની પીચકારી મારવી અને તેના ઉપર બેરજીના મલમની પટ્ટી મારવી. જો આડો અવળો ગયેલો વ્રણ, જે માંસના સ્થાનમાં ન હોય એટલે હાથની હાથેલીમાં હોય, આંગળીના સાંધામાં હોય, નખના સાંધામાં હોય

અને તેમાં અત્યંત પીડા થતી હોય, આસપાસ સોજો પણ આવ્યો હોય તો તેને કોઇ પણ અવસ્થામાં કોઇ પણ જાતના મલમની પટ્ટી મારવી નહિ, પણ તે વ્રણ ઉપર ધંતુરાના લીલાં પાંતરાં વાટીને તેની લુગદી મૂકી પાટો બાંધવો. એ પાંતરાંથી જે દરદ મલમપટ્ટી કે ઓપરેશનથી એક મહિને મટે છે, તે આઠ દહાડામાં સારૂં થાય છે!!! કેટલીકવાર એવું બને છે કે નાડીવ્રણ છેક અંદરથી નહિ રૂઝાતાં વચમાંથી રૂઝાવવા માંડે છે. જો તેમ જણાય તો તે વ્રણની ઉપરની ચામડી ઉપર કાચા હીંગળોકનો ગાંગડો લઇ તેને પાણીમાં ઘસી, જ્યાંથી પરૂ આવતું હોય ત્યાંથી માંડીને વ્રણના છિદ્ર સુધી ચોપડવો, અને તે ચોપડયા પછી લીંમડાના તેલની પીચકારી મારી તેના છિદ્ર ઉપર એક પૈસા જેવડી પટ્ટી મારી દેવી અને પછી બેરજીના મલમની પટ્ટી બનાવી જેટલી જગ્યામાં હીંગળોક ચોપડયો છે તેટલી જગ્યાપર મારવી. બેરજીના મલમનો એક એવો કાયદો છે કે પટ્ટી માર્યા પછી તે મલમ, પટ્ટીના ઉપર ફૂટી નીકળે છે. તેપછી તેના ઉપર જેટલા કપડાં વળગાડો તે બધામાં પસરી રોગીની પથારીમાં પણ ચોંટી જાય છે, તેટલા માટે પટ્ટીની ઉપર મલમ ફૂટી નીકળે કે તરત તેના ઉપર કોરો અથવા છાપેલો કોઇ પણ જાતનો સફેદ કાગળ લપેટી પાટો બાંધવો એટલે કાગળની બહાર મલમ ફૂટી નીકળશે નહિ. એ પ્રમાણે કરવાથી ઉંડામાં ઉંડો અને ગમે તેટલો આડોવ્રણ હશે તો પૂરાઇ આવશે. તેને ચીરવાની જરૂર પડશે નહિ, પણ જ્યાંસુધી વ્રણ પૂરાઇને રૂઝાઇ જાય ત્યાંસુધી અને તે પછી પણ એક કે બે મહિના સુધી પથ્યાગુળની બબે ગોળી દિવસમાં ત્રણવાર પાણી સાથે ખવડાવવી, જેથી કોઇ પણ જાતની ખોડખાંપણ વિના

વ્રણ સારા થશે ઘણીવાર કોઇ માણસને શરીરના કોઇ પણ ભાગમાં લોખંડનો ખીલો વાગવાથી તે જગ્યા પાકે છે, અથવા પડી જઇ માથું ફુટવાથી જખમ પડે છે, અથવા શરીરપર વાગવાથી જખમ પડે છે. તે જખમમાં પાકીને પરૂ થયું કે તેમાં બાવળના લાકડાંનો અથવા ખેરના લાકડાંમો બળતો વગર ધુમાડાનો દેવતાનો અંગારો લઇ તેને ઓરસીયાપર મૂકી ખુબ ઝીણો વાટવો. તે વાટેલો અને મેસ જેવો થયલો ભૂકો હોય તેમાં તલનું તેલ મેળવી તે પાકતા જખમમાં ભરી દઇને ઉપર પાટો બાંધવો, જેથી ઘણી ઝડપથી તે જખમ રૂઝાઇ જશે. કેટલીકવાર એવું બને છે કે પગના તળીયામાં કે તેના મધ્ય ભાગમાં લોખંડનો ખીલો કે ચુંક, બાવળનો કાંટો કે લાકડાંની ફાંચર વાગવાથી તે જગ્યા પાકે છે, અને તેમાં અસહ્ય બળત્રા થાય છે. તેનું મોઢું નાનું રહી આસપાસની જગ્યા પાકવા માંડે છે, એટલે ઘણા ચિકિત્સકો, અંદર પરૂ રહી જવાના ડરથી તેટલી ચામડી કાપે છે એટલે બે ચાર દિવસમાં બીજી ચામડી ઉગડે છે. એવી રીતે જેમ જેમ ચામડી કપાતી જાય છે તેમ તેમ આગળ દરદ વધતું જાય છે અને તે વ્રણ ભીતરથી પાકતો જાય છે, જેમાં અસહ્ય વેદના થવાથી આખરે ઘૂંટીમાંથી પગ કાપી નાંખી લાકડાંનો પગ બેસાડવાની ફરજ પડે છે, એટલા માટે ખીલો કે ચુંક વગેરે વાગ્યું હોય અને તેમાં પાકની શરૂઆત થાય કે તરત, દીવેલના નીચેનો ઠરેલો કચરો, ગોળ, મીઠું, હળધર અને માથાના નીમાળા એ સર્વને એકઠા કરી, લોખંડની કડછીમાં દેવતા ઉપર મુકી ખદખદાવવા. તે પછી તેને કપડા ઉપર લઇ ગરમ ગરમ પેલા જખમ ઉપર ચપકા દેવા. પછી ખમાય તેવું થાય એટલે તેનો પાટો બાંધવો. આ

પાટા દરરોજ બદલવાથી બે ચાર દિવસમાં ચામડીમાં જેટલી જગ્યામાં સોજો આવ્યો હશે તેટલી જગ્યાની ચામડી ભીતરથી રૂઝાઇ, ઉપરથી મરી ગયલી સફેદ બની જશે. પણ ભૂલેચુકે તે ચામડીને કાતરી નાંખવામાં આવશે તો તેની નીચે રહેલી ગુલાબી કોમળ રંગની ચામડી પાકી જશે. એટલા માટે સફેદ ચામડી જ્યાંસુધી પોતાની મેળે નીકળી જાય નહિ ત્યાંસુધી તેને કાઢી નાંખવી નહિ. પણ જો એ ચામડીના પડમાં પરૂ કે પાણી ભરેલું જણાય તો તેને કાતરથી જરાક છિદ્ર પાડી આપવું પણ ચામડી ઉકેલવી કે કાતરવી નહિ. આ પાટાથી સેંકડો રોગી આવી ભયંકર મુસ્કેલીમાંથી બચી ગયા છે, તેમ એની ઉપેક્ષા કરવાથી ઘણા લોકોને લાકડાનો પગ ઘાલી, ઠબક ઠબક ચાલતા જોયા છે. કેટલીકવાર ગામડાના લોકોને ચોમાસાની મોસમમાં કાદવમાંથી બાવળના [illegible] કાંટા ભાંગે છે, જે નીકળી શકતા નથી, તેથી વખતે પગ પાકે છે તોતો કાંટા એની મેળે નીકળી જાય છે, પણ પગ પાકતો નથી. અને કાંટાને લીધે જમીનપર પગ મૂકાતો નથી. એવું થયું હોય તો ઝંઝેટા (અઘાડો)ના પાંતરાં નંગ ત્રણ લઇને પાવલીભાર ગોળમાં મેળવીને ત્રણ દિવસ સુધી દિવસમાં એકવાર ખાવા, એટલે પગમાં ભાંગી રહેલો સડેલો કાંટા પીગળી જશે, અથવા એવો મસાઇ જશે કે જાણે પગમાં કાંટા છેજ નહિ !!!

કેટલીકવાર એવું બને છે કે કાંઇ ચીજ વાગવાથી સીધો ચીરો એટલે ઘા પડી જાય છે તે વખતે કાળીયા સરસના ઝાડના થડમાંથી એક ગજ માટી ખસેડી તેના મૂળપરની છાલ પોચી રૂ જેવી નીકળશે તેને ઝીણી વાટી વસ્ત્રગાળ કરી રાખવી. તે ભૂકો જખમમાં તુરત દાબી દેવાથી લોહી બંધ થઇ જાય છે અને તે એકજ પાટે જખમને

રૂઝવી નાંખે છે!!! કેટલીકવાર એવું બને છે કે પગની છેલ્લી આંગળીમાં કાંઇ વાગવાથી અથવા આંટણુ પાકવાથી તેમાં ભયંકર અગ્નિ ઉત્પન્ન થાય છે અને પગની પાટલી ઉપરથી તથા નીચેથી ઝપાટાબંધ પાકી જાય છે, તેવી અવસ્થામાં તુકમરીયાંને થોડા પાણીમાં પલાળી દાહવાળી જગ્યા ઉપર તેની લેપડીવળગાડી ઉપર ઝીણા કપડનો પાટો બાંધી, તે પાટાને પાણીથી ભીનો ને ભીનો રાખવાથી વધારે પાકતું અટકી જાય છે, કાચું પાકેલું તૈયાર થઇ પાકી જાય છે, અને પાકેલું રૂઝાઇ જાય છે, તથા અગ્નિ શાંત થઇ જાય છે. કેટલીકવાર એવું બને છે કે પગની પાટલી ઉપરની આડી નસમાં વાગવાથી અગ્નિ સાથે થોડો સોજો આવી તે અગ્નિ વધતો જાય છે અને તે સ્થાને જખમ પડે છે તે પણ વધતો જાય છે. જેમ જેમ દિવસ જાય છે તેમ તેમ જખમ પહોળાઇમાં અને ઉંડાઇમાં વધતો જાય છે, તેને લૌકિકમાં કોહયો વ્રણ કહે છે. એવું હોય ત્યારે કોહયો વર્ણો નામનું એક મોટું ઝાડ થાય છે તેના પાંતરાં ગુંદી અને વડના પાંતરાંને મળતાં થાય છે. તે પાંતરાંનો સ્વભાવ એવો છે કે તે પાંતરાંને વાટીને શરીરના સારા ભાગ ઉપર લુગદી મુકી હોય તો ત્યાં ફોલ્લો આગ સાથે તઇયાર થઇ જાય છે, પણ તે પાંતરાંને વાટીને પેલા આગ બળતા અને ઝડપથી પાકી સડતા કોહયાવ્રણ ઉપર ભરવાથી તરત ઠંડક વળી જાય છે, અને એજ પાલાથી તે વ્રણ રૂઝાઇ પણ જાય છે. કોઇવાર એવું બને છે કે પગની પાટલીની આડી નસમાં વાગવાથી અગન સાથે સોજો ઘુંટણુ સુધી આવી જાય છે, અને એકદમ જેમ માણુસ દાઝયું હોય તેમ ચામડી એકદમ સડી જાય છે. તેવી અવસ્થામાં ધોળો મલમ પાતળા કપડા ઉપર ચોપડી

દરદ ઉપર વળગાડવો, એટલે પાંચ દશ મિનિટમાં તે મલમ સોસાઇ જઇ કપડું કોરૂં પડી જશે; ત્યારે તુરત બીજો એજ મલમ ચોપડી ફરી કપડું લઇ મલમ ચોપડી ઉપરાચાપરી પટ્ટી બદલતા જવી. જેમ જેમ પટ્ટી બદલાતી જશે તેમ તેમ ઠંડક વળતી જશે અને દરદ મટતું જશે. આ પ્રમાણેની ચિકિત્સા કરવામાં નહિ આવશે તો આખરે પગને કપાવ્યા સિવાય બીજો ઇલાજ નથી. इत्यलम्.



## બીજા વૈદરાજો તરફથી આવેલા અનુભવી ઈલાજો.

### ડાકટર ભાઇલાલ કેપુરચંદ શાહ પી. સી. રેલવે. મુ૦ નાર.

૧. ગ્રંથી-વ્રણ-પ્લેગની ગાંઠ—ગોળ, ગુગળ, કબુતરની હગાર, કળીચુનો એ ચારે સમભાગ લઈ ગોળીઓ વાળી એક અથવા બે ગોળી પાણીમાં ઘસી ગાંઠ, વ્રણ, પ્લેગની ગાંઠ ઉપર ચોપડવાથી ગમે તેવું સખત દરદ હશે તોપણ વેરાઇ જશે અથવા ફાટી જશે ફાટી ગયા પછી નીચે લખેલા મલમની પટ્ટી મારવાથી રૂઝાઇ જશે.

૨. ગુંમડાનો અકસીર મલમ—રાળ, મીણ, તેલ ત્રણે સરખે વજને લઇ, પ્રથમ મીણ અને તેલને ગરમ કરી મીણ ઓગળી જાય ત્યારે રાળ નાંખી થોડીવાર અગ્નિપર રહેવા દઇ નીચે ઉતારી લેવું. પછી પાણી નાંખી ફીણવું, જેથી સરસ મલમ થશે. તે મલમની પટ્ટી મારવાથી ગાંઠો ફૂટે છે, અને રૂઝાય છે, ભરનીંગળ દરદો મટે છે, દાઝેલી જગ્યાએ લગાવવાથી આરામ થાય છે.

**શા. મણીલાલ ભીખાભાઇ મુ૦ શંખલપુર, સ્ટેશન બહેચરાજી.**

**વ્રણનાશક મલમ**—સિંદુર તો. ૧, સોનાગેરૂ તો. ૧, મુરદાર શીંગ તો. ૧, મોરથુથુ તો. ૦ાા, મીણ તો. ૦ાા, તલનું તેલ તો. ૬. પ્રથમ તેલમાં મીણ નાંખી થોડા અગ્નિ ઉપર ગરમ કરી મીણ ઓગળી જાય ત્યારે તેમાં સિંદુર નાંખવું અને ઘુંટવું. બહુ ચીકણું થાય ત્યારે તેમાં બીજી વસ્તુઓ બારીક વાટી મેળવવી. આ મલમની પટ્ટી મારવાથી સર્વ પ્રકારનાં વ્રણ, ધારાં, વિગેરે રૂઝાઇ જાય છે. એક છોકરાને માથામાં લગભગ ઘણા ભાગમાં દુર્ગંધવાળા ધારાં પડયા હતાં, અને તેમાંથી પરૂ નીકળતું હતું, આ મલમની પટ્ટી એક અઠવાડીયું મારવાથી તેને મટી ગયું હતું. આ મલમ ઘણું સારૂં કામ આપે છે.

**વૈદ્ય અંબારામ શંકરજી પંડયા મુ૦ વાગડ વાયા રાણપુર.**

૧. **નાસુર માટે**—ગપેડાનાં લીંડા અરધાં તાજાં તથા અરધા વાસી એક હાંડલામાં ભરી બાળવાં, તે હાંડલા ઉપર એક થાળી પાણી ભરીને મુકવી. એ થાળીને જે મેસ લાગે તે લઇ તેમાં સમભાગ ગાયનું દુધ મેળવી મર્દન કરી એક જીવ થાય ત્યારે નાસુર ઉપર ચોપડવું જેથી નાસુર મટે છે.

૨. બકરાના ડાબા પગની નળીને બાળી ભસ્મ કરી, તે ભસ્મ તથા અડાયાની ભસ્મ, કળીચુનો, કાથો એ સર્વનું ઘીમાં મિશ્રણ કરી નાસુર ઉપર ચોપડવાથી મટી જાય છે.

૩. રાયણનાં બીનો તેલમાં મલમ કરી ચોપડવાથી નાસુર મટે છે.

૪. સાજીખાર તથા સિંદુર જળમાં મેળવી ચોપડવાથી નાસુર મટે છે.

### વૈદ્ય દેવજી આશુ.

સડેલા ચાંદા ઉપર ત્રણ વરસનું જુનું કળી ચુનાના પાણીનું પોતું રાખવાથી મટે છે.

### ડાક્ટર મગનલાલ વિજભુખણદાસ સોનીફળીઉં સુરત.

નાસુર તથા હાડ ગંભીરનો મલમ ચપટી મેથા લઈ તેમાં જરા ઘી મુકી મેથીને બાળી નાંખવી; પછી તેને ઘુંટીને મલમ બનાવવો એ મલમ લગાડી ઉપર કાળા મલમની અથવા ગમના મલમની પટ્ટી મારવાથી નાસુર પુરાઇ જશે અને રૂઝ આવશે. તેમજ ફરી ફરી ઉભળતું હસે તે પણ ફરી ઉભળશે નહીં અને જન્મારાનું દુઃખ જશે.

### વૈદ્ય મનમુખલાલ લલ્લુભાઈ મુ૦ નાગરફળીઉં–સુરત

સરજાહિ મલમ ભીલામાં શેર લેવાં તેને નવટાંક તલનાં તેલમાં તળવાં એટલે ભીલામાં ફુલી જાય અને તેલ કાળું પડી જાય એટલે નીચે ઉતારી તેલ ગાળી લઇ લેવું. એ તેલ નવટાંક, મીણ ચાર પૈસા ભાર, રાળ ચાર પૈસાભાર વાટી વસ્ત્રગાળ કરી નાંખી દેવતા ઉપર મુકી એક રસ કરી ઉતારી થંડુ થયે પટ્ટી બનાવી મારવાથી ભગંદર વ્રણ વિગેરેને મટાડે છે.

### વૈદ્ય રવિકાન્ત અને શાંન્તિકાંન્ત ઉકાણી મુ. બાલંભા.

(કાઠીયાવાડ).

વ્રણશોથહર લેપ:–( શારંગધર સંહીતા પણ ફેરફાર સહિત.) બીજોરાનું મુળ, છડીલો, દેવદાર, સુંઠ, રાસ્ના, અરણીનું

મુળ અસોંધમુળ, નવસાર સર્વ સમાન ભાગે પાણીમાં વાટી જાડો લેપ કરી દિવસમાં બે વખત ચોપડવો. આ લેપથી કોઈપણ જાતનો સોજો મટી જાય છે.

**વૈદ્ય કન્હૈયાલાલજી પુરાણી મું૦ તાલ સ્ટેશન આલોટ નાગદા રેલ્વે જી૦ જાવરા (માળવા).**

**રૂઝનો મલમ;**—સંદેસરાના ઝાડના પાલાને લાવી વાટી તેમાં સંખજીરૂ ચપ્પુવતી કાનસીને મેળવી, જખમ ઉપર મુકવાથી નાસુર વગેરે નહિં રૂઝાય તેવા જખમોને જલદીથી રૂઝ લાવે છે.

**વૈદ્ય પુરૂષોત્તમદાસ બહેચરદાસ યાજ્ઞીક. મુ. કાલોલ (પંચમહાલ).**

**અનુભવી મલમઃ**—પારો, ગંધક, ઓદારસીંગ, સિંદુર કંપીલો, ફુલાવેલું મોરથુથુ, સફેદકાથો, પાખાણભેદ, હીંગળોક, રસકપુર સર્વ સમાભાગે લઇ, પ્રથમ પારા ગંધકની કજલી કરી તેમાં એક પછી એક ચીજ નાખતાં જવું અને ઘુંટતાં જવું. બરાબર વટાઇ રહે ત્યારે તે સર્વને વજનથી ચારગણું જુતું ઘી અને અર્ધે ભાગે મીણુ લઇ એક લોઢાની કડાઇ અંગારા પર મુકી તેમાં ઘી તથા મીણુ નાંખી પીગળાવી એકત્ર કરી, તૈયાર કરેલો ભુકો થોડો થોડો નાંખતા જવું અને હલાવતા જવું. બધો ભુકો મેળવાઇ રહે ત્યારે નીચે ઉતારી થડો પડવા દઇ પટ્ટી બનાવી મારવાથી નાસુર, સર્વ પ્રકારનાં વ્રણ, નાડી વ્રણ, ભરનીગળ ગુમડાં, ચાંદી, ખીલ વિગેરેને તુરતજ રૂઝવે છે. અનુભવ સિદ્ધ છે.

**વૈદ્ય મણીશંકર નરભેરામ મુ૦ ધળાં. કામરેજ.**

**પેઢાં પાઠાંનો ઉપાય** નાઇકંદ (જેને મરચી વેલો પણ કહે

છે ) જંગલમાં થાય છે. તેનો વેલો ગીલોડીના જેવડો તથા પાંતરા પણ તેના જેવાંજ થાય છે પરંતુ ઘીલોડીના પાંતરાં કરતાં સહેજ કરકરાં, અને ફુલ ઘીલોડીના જેવાં, તથા ફળ મરચાં જેવાં થાય છે, એના પાન ચોળી શરીરના કોઇપણ ભાગ પર લગાડવામાં આવે તો ફોલ્લા થાય છે. એના કંદને પાણીમાં ઘસી ત્રણ પૈસાભાર પાણી કરી માંહે જરા ગોળ નાંખી પીવાથી સખ્તમાં સખ્ત પાઠું ફુટી જાય છે. એક દિવસમાં ત્રણ વખત પાવું. ગુણ ઉષ્ણ, વાતહર, વમન કરાવનાર, દસ્ત સાફ લાવનાર, અને શોથઘ્ન છે. એ કંદનો ઘસારો કરી મીઠું નાંખી ગરમ કરી પાઠા ઉપર ચોપડવું. પરેજી-તેલ, દુધ, ઘી ત્રણ દિવસ સુધી આપવું નહિ ખોરાકમાં ઘઉંની થુલી ગોળ નાંખી બાફી દાળના ઓસામણ સાથે દરદીએ ખાવું. જેથી ગમે તેવું ભયંકર પાઠું હશે તોપણ મટી જશે. એ અનુભવ સિદ્ધ છે.

**માસ્તર કેશવરામ હરીશંકર ભટ્ટ મુ૦ કાપોદ્રા તા૦ અંકલેશ્વર**

ઘાનો મલમ-ચંબેલીનાં પાન શેર ૦॥, લીમડાના પાન શેર ૦॥, કાચકીનાં પાન શેર ૦॥. કોઠીનાં પાન શેર ૦॥, આ ચાર જાતના પાંદડાંનો રસ કહાડી તૈયાર કરવો. પછી પટોળ, ગરમાળો, દારૂ હળધર, હળદર, કડુ, કમળ કાકડી, હરડે છાલ, લોધર, તજ, મોરથુથુ, જેઠીમધ, એ દરેક એકેક તોલો તથા મીણ શેર ૦)=, મહુડાં શેર ૦)-, મજીઠ શેર ૦)-, મીણ સિવાયની બધી વસ્તુઓ છુંદી નાંખી દશ શેર પાણીમાં ઉકાળી પાણી ૧ શેર અવશેષ રાખી ગાળી પેલા ચાર જાતના રસ કહાડેલા છે તે માંહે નાંખી, તલનું તેલ શેર ૧) નાંખી ચુલે ચડાવવું. જ્યારે ફક્ત તેલ બાકી રહે અને પાણી

બળી જાય ત્યારે નીચે ઉતારી તેલ નીતારી લઇ તે તેલમાં મીણ નાખવું તે ઓગળી જાય એટલે શીશીમાં ભરી રાખવું. આ મલમ કપડા પર ચોપડી પટી મારવાથી ગમે તેવો ઘા રૂઝાઇ જાય છે.

ડોક્ટર ચંદુલાલ મુકુંદરાય મુ. પાટણ. (ગુજરાત)

શરીરના કોઇપણ ભાગમાં ચાંદી પડી ગઇ હોય અને તે સડી ગએલી હોય તો બાવળ તથા બોરડીની છાલના કવાથથી ધોઇ ઉપર ઘી ચોપડી દારૂડીનાં મુળની છાલ વાટી તેનો લેપ કરવાથી તુરત આરામ થાય છે.

ડોક્ટર દામોદર ગોપાળ રણદીવે સગરામપુરા સુરત.

વ્રણ ઉપર રામેઠાનું લાકડું ઘસી ચોપડવાથી મટે છે.



# आयुर्वेद निबंधमाळा.–भाग २ जो.

## નિબંધ ૨૨ મો.

### ભગંદર, શુક્રદોષ, શિતપિત્ત, વિસર્પ, વિસ્ફોટક.

મળદ્વારની ઉપર અને અંડકોષની નીચે જે જાડી નસ છે તે નસના મધ્ય ભાગમાં એક ફોલ્લી મગના દાણા જેવડી થાય છે, પણ તેની નીચે સોપારી જેવડી ગાંઠ અત્યંત વેદનાવાળી હોય છે, તે ગાંઠ પાકીને ફુટે છે છતાં રૂઝાતી નથી, બલ્કે તેનું નાસુર બની જાય છે તેને ભગંદરરોગ કહે છે. એ ભગંદર જુદી જુદી રીતે પાકવાથી પાંચ પ્રકારના થાય છે ભગંદરરોગ ઉત્પન્ન થવાનું કારણ માધવનિદાને લખ્યું નથી પરંતુ અનુભવથી સિદ્ધ થયું છે કે જે રોગીને પ્રમેહનો રોગ થયો હોય તે પ્રમેહને પીચકારીની દવાથી સારો કરવામાં આવ્યો હોય, અથવા તે પ્રમેહની ઉપેક્ષા કરવામાં આવી હોય, તથા કેટલાક લોકોના એવા વિચાર છે કે પ્રમેહ થયા પછી ભાંગનું પાણી અથવા ઇન્દ્રિજુલાબના ઓસડો પેટ પુરતાં પીવા પછી પેશાબની હાજતને રોકી રાખી જોરથી પેશાબ કરવાથી પરમીયો એકદમ મટી જાય છે. વળી બીજા કેટલાકના એવા વિચાર છે કે પ્રમેહ થયા પછી પુષ્કળ સ્ત્રીસમાગમ કરવાથી પ્રમેહ મટી જાય છે, અને વળી એવું પણ જોવામાં આવે છે કે પ્રમેહરોગીને મૈથુનની ઇચ્છા પ્રબળ હોય છે તેથી

એવાં કારણોને લઇને પરૂની ગતિને અપાનવાયુ ઉલટાવીને અંડકોષની નીચેની નસમાં રોકે છે, તે નસમાં વહેતા રક્ત સાથે મળીને તેની ગાંઠ બંધાય છે અને તે પાકીને ભગંદરનું રૂપ ધારણ કરે છે.

પ્રમેહ થયા પછી જે રોગી કુપથ્યનું સેવન કરે છે તેથી જે ગાંઠવાળી ફોલ્લી થાય છે તેમાંથી લાલ રંગનું ચીકણું પરૂ તનખા મારતું વહે છે, અને ત્યાં આગળ ઘણાં છિદ્રો પડે છે, તથા આ છિદ્રમાંથી મૂત્ર, મળ અને વીર્ય પણ વહે છે. આ ભગંદરમાં ઘણાં છિદ્ર પડે છે તેથી એનું નામ **શતપોનક** ભગંદર કહે છે પ્રમેહ થયા પછી વિરૂદ્ધ ખોરાકમાં પિત્તકારક પદાર્થો ભક્ષણ કરે છે અને થએલો પ્રમેહ પણ પિત્તપ્રાધાન્ય હોય છે, તે પિત્તવાળુ પરૂ ઉલટે માર્ગે જઇ જે ભગંદર ઉત્પન્ન કરે છે તેમાંથી અત્યંત ઊનુ પરૂ વહે છે, અને તે ભગંદરનો આકાર ઊંટની ડોકના જેવો ઉંચો હોય છે તેથી તેને **ઊષ્ટ્રશીરોધર** કહે છે. જે ભગંદરમાં ચેળ ઘણું આવે છે અને તેમાંથી જાડું પરૂ આવે છે તથા ભગંદરની ગાંઠ કઠણ હોય છે અને તનખા મારે છે તેને **પરીશ્રાવી** ભગંદર કહે છે. જે ભગંદરની ગાંઠ ગાયના સ્તન જેવી તથા ઘણી હોય છે અને આ ફોલ્લીનો રંગ, તેમાંથી ઝરતું પરૂ અને તેમાં થતી વેદના વિવિધ પ્રકારનાં હોય છે તથા તેનો જખમ શંખના આકૃતિ પ્રમાણે અંદરથી ભમરીની પેઠે ગોળ ફરતો અને ઉંડો હોય છે, તેથી આ ભગંદરને **સંબુકાવર્ત** કહે છે. જે રોગીને પ્રમેહના યોગથી અંડકોષની નીચેની નસોમા વિકાર ઉત્પન્ન થએલો હોય અને તેવી અવસ્થામાં તે નસમાં કાંટો અથવા ફાંસ વાગવાથી તે પાક ઉપર ચઢે અને તે ફોલ્લો ફેલાતો ફેલાતો મળદ્વાર પર્યન્ત પહોંચી તેમાં કીડા પડી ને તે જખમ ગદગદી ફુટી જાય અને તે કીડાઓ તે જગ્યાને કાતરીને ઘણાં છિદ્ર

પાડે છે, તેથી તેને ઉન્માર્ગી ભગંદર કહે છે. બધી જાતના ભગંદરો કષ્ટસાધ્ય તો છેજ પણ તેમાં જે ભગંદરમાંથી મૂત્ર, મળ, વીર્ય, જીવડા અને વાયુ વહે છે તે રોગી જીવી શકતો નથી.

ભગંદરના રોગમાં જો શરૂઆતમાં કોઇ સારો ચિકિત્સક તેને ચીરીને રૂઝવવાની હિંમત કરે અને રોગી બ્રહ્મચર્ય બરાબર પાળે તો ભગંદર મટી જાય છે. ભગંદરના રોગીને ચંદ્રપ્રભાગુટિકા દિવસમાં ત્રણવાર બબ્બે ગોળી પાણી સાથે છથી બારમાસ સુધી ખવડાવવાથી પ્રમેહની અસર અને ભગંદર એ બેઉ સારાં થાય છે. કાંસકીની જાતનું એક ઝાડ છોડના રૂપમાં થાય છે અને તેને અમારા વિચાર પ્રમાણે "અતિબલા" કહે છે, તેના ઉપર કાંસકી જેવાં મોટાં પીળાં ફૂલ થાય છે પણ કાંસકી જેવાં ફળ થતા નથી, પણ બંધ મોંઢાના, રૂંવાટીવાળા ગોળ ફળ થાય છે છતાં તેમાંથી બીજ તો કાંસકી જેવાંજ નીકળે છે. તેનો પાલો લાવી છૂંદી તેમાં થોડો ગોળ મેળવી તેની લેપડી મૂકી પાટો બાંધવાથી થોડા દિવસમાં ભગંદર મટી જાય છે. એ પાલો લીલો નહોય અને સૂકો હોય તોપણ ચાલી શકે છે. એ પાલાથી તમામ જાતના ગંભીર ગુમડાં રૂઝાઇ જાય છે. અથવા ભાંગરાનો પાલો વાટીને તેની લુગદી બાંધવાથી ભગંદર મટી જાય છે. અથવા ઊંટનું હાડકું ઘસીને ચોપડવાથી ભગંદર મટી જાય છે. અથવા મરીકંથારનું મુળ ચોપડવાથી ભગંદરની ગાંઠ પાકીને નીકળી જાય છે. તે પછી મરીકંથારનો પાલો વાટી ને ખાડામાં ભરી પાટો બાંધવાથી ભગંદર મટી જાય છે અથવા લીમડાના તેલની પીચકારી મારી સાદા મલમની પટ્ટી મારવાથી પણ ભગંદર મટે છે, પરંતુ ભગંદરના ગમે તે જાતના ઉપાય ચાલતા હોય પણ જે ઉપાય હાથ

ચર્યો હોય તેને ભગંદર રૂઝાતાં સુધી બદલવો નહિ, અને તેની સાથે ચંદ્રપ્રભા ગુટિકા ખાવીજ જોઇએ જો તેમ કરવામાં નથી આવતું તો ભગંદર એકવાર રૂઝાઇને પાછું ફરીથી થાય છે, તે ચંદ્રપ્રભા-ગુટિકા ખાવાથી ફરીથી થતું નથી.ભગંદરના રોગીએ હીંગવાળા પદાર્થો, ચણાના પદાર્થો, આદુ અનેગળપણ બીલકુલ ખાવું નહિ.

## શુકદોષ.

શુકદોષ નામ આપવાનું એવું કારણ છે કે શુક એટલે પોપટ. પોપટની ગરદનમાં જેમ કાંઠલો છે તેમ પુરૂષલીંગની મણી બંધ નીચે જે કાંઠલા જેવો કાપો છે તે કાંઠલામાં જે ફોલ્લીઓ થાય છે તેને શુકદોષ કહે છે, અને તે ફોલ્લીઓ જે અલ્પમતિ પુરૂષ પોતાની ગુહ્યેન્દ્રિયને મોટી કરવાની તથા કઠણ કરવાની અથવા જાડી કરવાની ઇચ્છાથી તેના ઉપર કેટલીક જાતનાં જીવડા અને ઝાડ પાલાનો લેપ કરે છે તેથી તેને કાંઇપણ જાતનો ગુણ નહિ થતાં અઢાર જાતનો શુકદોષ નામનો વ્યાધિ થાય છે. જો કે આયુર્વેદમાં પ્રમેહ અને તેની પિટિકા સુધીનું વર્ણન કરવામાં આવેલું જણાય છે અને તે પિટિકાઓના નામને મળતાં નામવાળા ઘણા ખરા શુકદોષનાં નામો છે. આયુર્વેદનું ચિકિત્સાશાસ્ત્ર જોતાં પુરૂષને બળવાન થવા માટે વાજીકરણનાં ઔષધો કહેલાં છે. આયુર્વેદના સિદ્ધાંત પ્રમાણે મેહનઇન્દ્રિની મૈથુન કરવાની શક્તિનો ઉપયોગ માત્ર સંતતિ ઉત્પન્ન કરવા માટેનો જ હોવાથી, પુરૂષની આખી જીંદગીમાં તે પુરૂષ આયુર્વેદના નિયમ પ્રમાણે અને ધર્મશાસ્ત્રના બંધન પ્રમાણે દશ સંતાન ઉત્પન્ન કરે તો તેને દશ વખત મૈથુન કરવાની જરૂર પડે છે, પરંતુ જ્યારથી તે

કાળ બદલાયો અને મનુષ્યોમાં વિષયવાસનાની ઉર્મિ જાગ્રત થઇ અનાચાર થવા માંડયો ત્યારથી સંઢત્વ ઉત્પન્ન થયું. તે શંઢત્વ માટે વાજીકરણ પ્રયોગો વૈદક શાસ્ત્રને નિર્માણ કરવા પડયા. તે પછી જેમ જેમ કાળ જતો ગયો તેમ તેમ ઉપદંશ, પ્રમેહ જેવા રોગોથી અને હસ્ત મૈથુન જેવા અકુદરતી સાધનોથી વીર્યપાત કરવાનો શોખ વધવાથી ઇન્દ્રિમાં શિથિલતા ઉત્પન્ન થઇ, તે મટાડવા માટે યુનાનિ વૈદકને જાણનારા તથા ઉત્પન્ન કરનારા આચાર્યોએ તે તે પુસ્તકોમાં શિથિલ થએલી ઇન્દ્રિ ઉપર લેપ એથવા તેલનો ઉપયોગ કરવાની જે દવાઓ શોધી કાઢી તેનું નામ "તિલા" પાડયું. તે તિલાઓમાં અળસીયાં, બીર-બુહટી નામનાં રાતાં જીવડાં, દેડકાંની ચરબી અને એવીજ બીજી જાતનાં ઝેરી જંતુઓ અને વનસ્પતિઓનો ઉપયોગ થએલો જણાય છે. બીજી તરફ આર્યાવર્તમાં વસનારા આર્યજાતિમાં ગણાયલા પરંતુ કામાશક્ત અને વિષયાન્ધ થએલા પુરૂષો વાત્સાયન ઋષિએ રચેલા કામસૂત્રની રીતિ પ્રમાણેની મૈથુનક્રિયાને ભૂલી જવાથી શુક્રદોષ નામના રોગની ઉત્પત્તિ થઇ.

જે માણસ ખરાબ જળ જંતુઓનો ઇન્દ્રિ ઉપર લેપ કરે છે તેથી કફ અને વાયુ કુપિત થઇ સરસવના દાણા જેવડી ધોળી ફોલ્લી ઉત્પન્ન કરે છે તેને સર્ષપિકા કહે છે. અપ્રસરથ શુકના ઝેરી જીવડાં ચોપડવાથી વાયુ કુપિત થઇ લોખંડના રંગ જેવી કઠણ ફોલ્લી ઉત્પન્ન કરે છે તેને **અષ્ટિલીકા** કહે છે. જે માણસને હમેશાં શુકનો એક સરખો ઇન્દ્રિ ઉપર લેપ કરવાથી કફમાંથી એક મોટી ગાંઠ ઉત્પન્ન થાય છે તેને **ગ્રંથિત** કહે છે. જે માણસને રક્તપિત્ત-માંથી જાંબુના ઠળીયા જેવડી ફોલ્લી થાય છે તેને **કુંભિકા** કહે છે.

જે માણસને પ્રમેહપિટકામાં વર્ણન કરેલી અલજી નામની ફોલ્લી જેવી રાતી અને કાળી ફોલ્લીઓ થાય છે તેને અલજી કહે છે. જે માણસને સુક ચોપડયા પછી ઇન્દ્રિને દાબતાં અથવા ચોળતાં વાયુના કોપથી ઇન્દ્રિ સુઝી જાય છે તેને મૃદિત કહે છે. જે માણસને લેપ કરી રહયા પછી ઇન્દ્રિને બંને હથેલીમાં રાખી પુષ્કળ ચોળવાથી વગર મુખની એક પીટિકા ફેપડે છે તેને સંમૂઢ કહે છે. જે માણસને કફ રક્તમાંથી અંદર અંદરથી કેટલીક ફુટેલી અને લાંબી ઘણી પિટિકાઓ ઇન્દ્રિ ઉપર થાય છે, જેમાં અતિ વેદના થાય છે તેને અવમંથ કહે છે, જે માણસની પિત્તરક્તમાંથી ઉત્પન્ન થયલી પીટિકા વચમાં હોય છે અને તેના આસપાસ નાની ફોલ્લીઓ થાય છે, જેનો દેખાવ કમળના ફુલની વાટકી જેવો લાગે છે તેને પુષ્કરિકા કહે છે. જે માણસને શુકના લેપથી રક્ત દુષ્ટ થઇ તે દુષ્ટ રક્ત ચામડીમાં રહેલા સ્પર્શેન્દ્રિયના ગુણનો નાશ કરે છે, એટલે ચામડી સુન્ન બહેરી થઇ જાય છે તેને સ્પર્શહાનિ કહે છે. જે માણસને વારંવાર શુકનો લેપ કરવાથી રક્તપિત્ત કુપિત થઇ અડદના દાણા જેવડી રાતી ફોલ્લીઓ ઇન્દ્રિ ઉપર ઉત્પન્ન કરે છે તેને ઉત્તમા કહે છે. જે પુરૂષની ઇન્દ્રિય ઉપર ઘણા ઝીણા છિદ્રો પડે છે, અને તેમાંથી મૂત્ર કે વીર્ય નીકળે છે તેને શતપોનક કહે છે. શુકદોષની અંદર પુરૂષને ખાવાપીવાના અવળા ઉપાયોથી ઇન્દ્રિની ચામડી વાતપિત્તના કોપને લીધે પાકી જાય છે અને તેથી તાવ આવે છે તેને ત્વક્‌પાક કહે છે. જે પુરૂષની ઇન્દ્રિ ઉપર કાળી તથા રાતા રંગના ફોલ્લીઓ ઉઠી આવે છે અને તે પાકયા પછી તેમાં ઘણા ટણકા લાગે છે તેને શોણિતાર્બુદ કહે છે. જે ઇન્દ્રિનો માંસ દુષ્ટ થવાથી ઇન્દ્રિ ગાંઠા

ગાંઠાવાળી થઈ જાય છે તેને **માંસાર્બુદ** કહે છે. જે પુરૂષની ઇન્દ્રિનું માંસ સડીને ખરી પડે છે અને ઘણી જાતની વેદના ભોગવે છે તેને **માંસપાક** કહે છે. જે પુરૂષની ઇન્દ્રિના ભીતરના ભાગમાંથી વેદનાયુક્ત ગાંઠ બહાર આવે છે તેને **વિદ્રધિ** કહે છે. જે પુરૂષને જુદા જુદા રંગનાં ઝેરી જીવડાંનો લેપ કરતાં તેને લીધે લાગલીજ ઇન્દ્રિ પાકી જાય છે અને ઇન્દ્રિનું બધું માંસ કાળા રંગનું થઇ, તે માંસ તુટીને ખરી પડતું જાય છે તેને **તિલકાલક** કહે છે. ઉપર જણાવેલા શુક્રદોષમાં માંસાર્બુદ, માંસપાક, વિદ્રધિ અને તિલકાલક એ ચાર અસાધ્ય છે અને બાકીના કષ્ટસાધ્ય છે.

આ શુક્રરોગમાં જે ફેલ્લીઓ દાહ વિનાની કઠણ હોય તો સોનાનો ગોળી ચોપડવાથી મટી જાય છે. જો ફોલ્લીઓ દાહયુક્ત હોય તો સો પાણીએ ધોયલું ઘી લગાડવાથી અથવા ધોળો મલમ ચોપડવાથી મટી જાય છે. જે ફોલ્લીમાંથી વેદના વિનાનું ધોળું પરૂ નીકળતું હોય તેમાં ધોયલા ઘીમાં કપુર મેળવી ચોપડવાથી મટે છે. જે શુક્રદોષની ફોલ્લીઓ અસાધ્ય ગણેલી છે તેમાં "નીલકંઠ રસ"ની ગોળી ખાવાથી વખતે ઘણા રોગી બચી જાય છે.

**નીલકંઠ રસ**—મોરથુથુ તોલો એક, આમળાં તોલા બે, કરમાણી અજમો તોલો ત્રણ, ચીકણી સોપારી તોલા ચાર એ સર્વેને વાટી વસ્ત્રગાળ કરી લીંબુના રસના સાત પટ આપી વટાણા જેવડી ગોળી વાળી. સવાર સાંજ દિવસમાં બેવાર. પાણી સાથે બબ્બે ગોળી ગળાવી, ઉપરથી તેલવાળા પદાર્થો જેમાં પુષ્કળ તેલ આવતું હોય તે ખવડાવવાથી થોડા દિવસમાં ઉપદંશની, ફીરંગરોગની, શુક્રદોષની

ચાંદીઓ અને આખે શરીરે નીકળેલો વિસ્ફોટક મટી જાય છે. નીલકંઠરસની ગોળી ખાવાવાળાએ દૂધ, ઘી અને ગળપણ બીલકુલ ખાવું નહિ, પણ તેલના ભજીયાં તેલની પુરી ખાવાં જો ખવાય નહિ તો આખા દિવસમાં ઓછામાં ઓછું તલનું તેલ શેર ૦ા જરૂર પીવું. પાશેરથી વધારે પીવાય તો હરકત નથી પણ ઓછું ચાલશે નહિ. જો તેલ ઓછું પડશે તો ભૂખ ઓછી થઇ જશે, જીવ કચવાશે અને ઉલટી થશે. તે ઉપદ્રવ તેલ વધુ પીવાથી મટશે.

## શીતપિત્ત.

માણસના શરીરને ઘણો ઠંડો વાયુ લાગવાથી કફ દુષ્ટ થઇ પિત્તમાં મળી જાય છે; તે પિત્ત શરીરની અંદરના ભાગમાં રક્ત સાથે અને બહાર ચામડી ઉપર સંચાર કરે છે તેને શીતપિત્ત એટલે લૌકિકમાં શીળવા કહે છે. તે શીળવાના શીતપિત્ત, ઉદર્દ અને કોઠ એવા ત્રણ ભેદ છે. જે શીળવામાં મચ્છર કરડે તેવા ચામડી ઉપર ઝમકાં પડે છે અને તેમાં પુષ્કળ વલુર છૂટે છે તેને ઉદર્દ કહે છે. આ રોગમાં ખજવાળ આવે છે તે કફને લીધે, સોયો ખોસ્યા જેવી પીડા થાય છે તે વાયુને લીધે થાય છે અને ઉલટી, સંતાપ અને બળત્રા થાય છે. તે પિત્તને લીધે થાય છે. શીળવામાં વાયુ પ્રાધાન્ય હોય છે અને ઉદર્દમાં કફ પ્રાધાન્ય હોય છે. જે રોગીને ટાઢથી કફ કુપિત થઇ લાલ રંગના ઢીમડાં થાય છે અને ચેળ ઘણી આવે છે; જે ચાઠાં વચમાંથી ઉંડાં અને કોર જરા ઉંચી હોય છે તેને ઉદર્દ કહે છે. જે માણસ ઉલટીનું ઓસડ ખાધા પછી અથવા બીજા કારણથી ઉલટી થતી હોય, તેના ઉલટી વેગને દાબી રાખો ઉલટી

કરે નહિ, તેનાં શરીરમાં વાયુ સાથે મળેલું પિત્ત કોપ પામી ચામડી ઉપર લાલ રંગનાં જેમાં પુષ્કળ ચેળ આવે છે તેવાં ચાઠાં ઉત્પન્ન કરે છે, તેને ઉત્કોઠ કહે છે. જે ચાંઠાં ઉત્પન્ન થાય છે, વળી મટી જાય છે, વળી પાછાં થાય છે અને વળી મટી જાય છે તેને કોઠ કહે છે.

આ શીળવાના રોગમાં રોગીને સાફ ઝાડો લાવવાને માટે સોનામકી, ગુલકંદ, હરડે જેવા પદાર્થોનો હલકો જુલાબ આપવો. અથવા લઘુનારાયણ ચુર્ણ એટલે પીપર તોલો એક, નીશોતર તોલા ચાર, શાકર તોલા ચાર, એનું ચુર્ણ કરીને મધમાં ચાટવાથી પેટનું ફુલવું, પેટની શુળ, અને મળાવરોધ દૂર થાય છે. શીળવાના રોગમાં ઘણું કરીને કાળા મરીનું ચુર્ણ એઆની ભાર, ઘી સાથે દિવસમાં બેવાર ચાટવાથી ઘણો ફાયદો થાય છે. શીળવાના રોગને આખે શરીરે અડાયાની રાખોડી ખુબ ચોળીને ઘેટાંના નીગાળીની કામળમાં સુવાડી મુકવાથી ઘણો ફાયદો થાય છે. કોઇ પણ જાતનો શીળવા થયો હોય તેનો ખરેખરો અને અદ્દભુત ચમત્કાર બતાવનારો ઉપાય એવો છે કે જે લોકો હુક્કામાં પીવાનો ગડાકુ બનાવે છે અને તે ગડાકુવાળા હાથ જે વાસણમાં ધોઇ નાંખે છે તે વાસણનું ગડાકુવાળું પાણી લાવી શીળવા ઉપર ચોપડવાથી તાત્કાળિક ફાયદો થઇ સુંટ મટી જાય છે અને ચામડી સાફ થાય છે.

## વિસર્પ રોગ

જે માણસ અતિખારા ખાટા તીખા અને ઉષ્ણ એવા પદાર્થોનું સેવન કરે છે તેના વાતાદિ દોષ કુપિત થઇ સાત પ્રકારના

વિસર્પ રોગ ઉત્પન્ન કરે છે. જ્યારે વ્યાનવાયુ કુપિત થઇ ચામડીમાં વહેતા લોહી, રસ, મેદ અને માંસ એ ચારને દુષિત કરી રોકી રાખે છે અને તેની સાથે વાયુ પિત્ત અને કફ પોતાના હીન—મિથ્યા અને અતિયોગથી ચામડી ઉપર દોડતા અને જલદીથી ફેલાતા મંડળો બનાવે છે તેને વિસર્પ રોગ કહે છે. લૌકિકમાં એ રોગ રતવાના નામથી ઓળખાય છે, જે વિસર્પોમાં વાતજ્વરનાં લક્ષણ હોય છે અને તેના સોજામાં સોયો ઘોંચાય એવી પીડા સાથે રોમાંચ ખડા થાય છે તથા વિસર્પ લાંબો હોય છે તેને વાતવિસર્પ કહે છે. જે વિસર્પ રંગે લાલ હોય છે અને જેમાં પિત્તજ્વરનાં લક્ષણ માલમ પડે છે તથા વિસર્પ થતાંજ ઉતાવળે અંગપર ફેલાય છે તેને **પિત્તવિસર્પ** કહે છે. જે વિસર્પમાં કફજ્વરનાં લક્ષણ હોય છે, દેખાવમાં ચળકતો હોય છે અને જેમાં ચેળ ઘણી આવે છે, તેને **કફવિસર્પ** કહે છે. **સન્નિપાત વિસર્પ**માં ઉપર બતાવેલાં ત્રણે લક્ષણો થાય છે. જે વિસર્પમાં તાવ, ઉલટી, મૂર્છા, અતિસાર, તૃષા, ચક્રી, હાડકામાં દુખાવો, અગ્નિમંદ, આંખે અંધારા આવવા, ભ્રમણા અને દ્વેષ વગેરે ઉપદ્રવ થાય છે, તેથી કરીને આખું શરીર અગ્નિમાં બળ્યા જેવું થાય છે. શરીરના જે જે ભાગો ઉપર તે વિસર્પ ફેલાતો જાય છે તે તે ભાગ કોયલા પ્રમાણે કાળો આસ્માની કિંવા રાતા રંગનો થઇ તરત સૂઝે છે, દેવતાથી દાઝયા પ્રમાણે તે ભાગપર ફોલ્લા ઉપસી નીકળે છે અને તેમની ગતિ એટલી શીઘ્ર હોય છે કે તેઓ હૃદય સુધી પહોચે છે, એટલે તેઓ બળવાન થતાં શરીરને દુઃખદાયક થાય છે. આ વિસર્પથી શુદ્ધિ અને નિદ્રાનો નાશ થાય છે, શ્વાસ વધે છે, હેડકી આવે છે, ભોંયપર કે પથારીમાં બેસતાં

સુખ મળતું નથી, હરતાં ફરતાં દુઃખ વધે છે, મનને તથા તનને સંતાપ હોવાથી મરણરૂપ ગાઢ નિદ્રા રોગીને આવે છે. આ વિસર્પને **અગ્નિવિસર્પ** કહે છે જ્યારે માણસના શરીરમાં કફ કુપિત થઇ વાયુનો અટકાવ કરે છે ત્યારે તે વાયુ કફનો ભેદ કરી અથવા વધેલા લોહીનો ભેદ કરી, તેનો કટકો પાડે છે, પછી તે કોપેલા કફ તથા લોહીને ત્વચા, રગો, સ્નાયુ અને માંસ સુધી ખેંચી લાવી દુષ્ટ કરી, તેની લાંબી, નાની, ગોળ, મોટી, ખરબચડી લાલ રંગની ગાંઠોની હાર ઉત્પન્ન કરે છે. આ ગાંઠોમાં ઠણુકા ઘણા થાય છે, તતડીને તાવ ભરાય છે, શ્વાસ, ઉધરસ, અતિસાર, મોંઢાનું સુકાવું, હેડકી, ઉલટી, ચકરી, ભ્રમ, શરીરનો રંગ બદલાઇ જવો, મૂર્છા, શરીરમાં દુખાવો અગ્નિમંદ વગેરે ઉપદ્રવો થાય છે. આ વિસર્પ કફ અને વાયુના વિકારથી ઉત્પન્ન થાય છે તેને **ગ્રંથીવિસર્પ** કહે છે. જે વિસર્પમાં વાયુની પેઠે કફ અને પિત્ત પ્રકોપ પામી વાયુને બગાડે છે, તેથી તે વાયુ કફ અને પિત્તના ભાગ પાડી શરીરમાં ભારેપણું ઉત્પન્ન કરે છે, તેથી રોગીનું અંગ મરડાય છે, તાવ, નિદ્રા, અર્ધનિદ્રા, મસ્તકશૂળ, અંગગ્લાનિ, બેચેનાથી હાથપગ હલાવ્યા કરવા, લવારો, અરૂચ, ફેર, મૂર્છા, હાડકામાં દુખાવો, અગ્નિમંદ, ઇન્દ્રિ ભારે થવી, ઝાડાવાટે આમનું પડવું, મૂત્રનો માર્ગ કફથી ખરડાવો વગેરે ઉપદ્રવ થાય છે. આ વિસર્પ પહેલવહેલો આમાશય ઉપર થઇને ચારે તરફ ફેલાય છે, તે ઘણો દુખતો નથી, તેના ઉપર પીળી, લાલ, સફેદ ફોલ્લીઓ ઉઠે છે. આ વિસર્પનો રંગ ચળકતી શાહી જેવો કાળો, લગાર મલીન, સૂજેલો, જડ, અંદરથી પાકેલો, ઘણી બળત્રપવાળો હોય છે. આંગળીથી દાબતાં અંદરથી રસીથી ભીનો થાય છે અને તેમાં ચીરા પડે છે

એટલુંજ નહિ પણ તે કાદવ પ્રમાણે થઇ પછી તેનું માંસ ગળે છે, અને તેથી તેની નસો, સ્નાયુ ઉઘાડા પડે છે, અને તેમાંથી પ્રેતના જેવી વાસ આવે છે. આ જીવલેણ વિસર્પને કર્દમવિસર્પ કહે છે. જે વિસર્પમાં બહારના તથા અંદરના કારણથી અંગ ઉપર જખમ પડી તેમાંથી વાયુ કુપિત થઇ તે રક્તસહિત પિત્તને જખમમાં લાવી વિસર્પ ઉત્પન્ન કરે છે. આ વિસર્પની જે ફોલ્લીઓ થાય છે તે મગ, અડદ અથવા મસુરના દાણા જેવડી કાળા રંગની હોય છે. આ વ્યાધિમાં સોજો આવે છે, સણકા મારે છે, તાવ આવે છે, અને બળત્રા થાય છે. આ વિસર્પનું રક્ત કાળાશ પડતું હોય છે, તેને **ક્ષતજવિસર્પ** કહે છે.

આ વિસર્પને રતવાનું નામ આપવામાં આવ્યું છે અને તેમાં જુદા જુદા દોષો પ્રમાણે લક્ષણો જોવામાં આવે છે, પરંતુ વિસર્પના નામથી ઓળખાવવાની પરિપાટી બદલાઇ જવાથી તેને "રતવા થયો છે" એમ કહેવામાં આવે છે. વાયુ લોહીને બગાડે છે ત્યારે ચેપીયો રતવા થાય છે, પિત્તને બગાડે છે ત્યારે દઝીયો રતવા થાય છે, અને કફને બગાડે છે ત્યારે પહાડીયો રતવા થાય છે. કેટલાક વૈદ્યો હાલમાં ચાલતા પ્લેગના રોગને પણ ગ્રંથીવિસર્પ કહે છે, પરંતુ ગ્રંથીવિસર્પ કે અગ્નિવિસર્પનાં લક્ષણ તેમાં જોવામાં આવતા નથી. વિસર્પના રોગમાં એટલે રતવામાં રોગીને તેલ અથવા ઘી ખાવાને આપવું નહિ એટલુંજ નહિ પણ તેનો સ્પર્શ પણ થવા દેવો નહિ. જો જરૂર જણાય તો મંજીષ્ઠાદિ કવાથ સાથે શુદ્ધ કરેલો ગંધક આપવાથી જલદી લોહી સુધરી જાય છે. ચેપીયા રતવા ઉપર પીપળાનું છોડું અને રતાંજળી ચોપડવાથી જલદી આરામ થાય છે. દાઝીયા

રતવા ઉપર ગુલેઅરમાની તથા ગુલાબજળ ચોપડયાં કરવાથી ફાયદો થાય છે. અથવા ગુલેઅરમાની અને ચોલાઇની ભાજીનો રસ ચોપડવાથી આરામ થાય છે તથા પહાડીયા રતવા ઉપર મરીકંથારનું મૂળિયું પાણીમાં ઘસી ચોપડવાથી ફાયદો થાય છે. પરંતુ પહાડીયો રતવા જો મર્મસ્થાન ઉપર થયો હોય તો એકદમ નીચે ઉતરી અંતર વિદ્રધિની પેઠે રોગીના પ્રાણ લે છે. એજ પ્રમાણે "માકડી" નામનું ઘાસના તણખલા જેવા આકારનું એક જીવડું બેથી છ આંગળ લાંબું ઘાસ જેવા પાતળા છ પગવાળું, રંગે ઘાસ જેવું થાય છે તે જીવડું શરીરના જે ભાગ ઉપર ફરે છે તે ભાગમાં પણ દાહવાળો મોતીના દાણા જેવા જથાબંધ ફોલ્લાવાળો રતવા ઉત્પન્ન કરે છે તેને લોકો 'માંકડી ઊડી છે" એમ કહે છે તેમાં પણ ગુલેઅરમાની અને ગુલાબજળ ઘણું સરસ કામ કરે છે.

## વિસ્ફોટક.

ઘણા તીખા, ખાટા, તિક્ષ્ણ, ઉષ્ણ, દાહકારક, સુકા, ક્ષારવાળા પદાર્થોના સેવનથી, અજીર્ણથી, જમ્યા ઉપર ફરી જમવાથી, તડકાથી ઋતુ બગડવાથી, વાતાદિ દોષ કુપિત થઇ ચામડીમાં રહેલો વ્યાનવાયુ તે દોષોને પોતા તરફ ખેંચી લાવી, ભ્રાજકપિત્તમાં મેળવી, રક્ત, માંસ અને હાડકાનો બગાડો કરી, ભયંકર વિસ્ફોટકના ફોલ્લા ઉત્પન્ન કરે છે અને ફોલ્લા થયા અગાઉ જોરથી તાવ આવે છે. આ વિસ્ફોટકનાં જુદાં જુદાં લક્ષણો જાણવાની જરૂર નથી કારણ કે વિસ્તારપૂર્વક ફીરંગરોગમાં એના લક્ષણો તથા ઉપાયો લખવામાં આવશે. આ વિસ્ફોટક રોગ એક દોષથી ઉત્પન્ન થયલો હોય તે સાધ્ય, બે દોષથી

ઉત્પન્ન થએલો હોય તે કષ્ટસાધ્ય અને જે વિસ્ફોટક સઘળાં લક્ષણ યુક્ત હોય, ભયંકર અને જેમાં પુષ્કળ ઉપદ્રવ લાગુ પડયા હોય તે અસાધ્ય જાણવો. વિસ્ફોટકના ઉપાયોમાં લઘુમંજીષ્ઠાદિ કવાથ અથવા ગરમીનું ઓસડ અથવા સોનામુખી અને શાકરનું ચૂર્ણ પા પા તોલો ફાકવાથી આ વિસ્ફોટકો મટી જાય છે, પરંતુ ફીરંગરોગથી થએલો વિસ્ફોટક મટતો નથી, જેનો અધિકાર ફીરંગરોગમાં કહેવામાં આવશે. इत्यलम्.

---

# બીજા વૈદરાજો તરફથી આવેલા અનુભવી ઈલાજો.

---

## શુક રોગના ઉપાય.

### વૈદ્ય ધીરજરામ દલપતરામ ગુજર્જરફળીઆ–સુરત.

વાજીકર ચુર્ણ:–આસન, ભોંયકોળું, જંગલી મગ, જંગલી અડદ, શતાવરી, ગળોસત્વ, વડની કુંપળ, કાકડાશીંગ, ધોળીમુસળી, કવચાં, ગોખરૂ, સુંઠ, વડગુંદા, બળબીજ, એખરો. એ સઘળું સરખે વજને લઇ વસ્ત્રગાળ કરી તેની બરાબર શાકરનો ભુકો મેળવી દરરોજ સવારે ૦ાા તોલો લઇ મધમાં ચાટી ઉપર એળચી, શાકર નાંખીને ગરમ કરેલું દૂધ પીવું, જેથી ધાતુની વૃદ્ધિ થાય છે.

૨. મુસળી ચુર્ણ–ધોળીમુસળી તો. ૨ પંજાબી સાલમ તો. ૧ તુળશીનાં બીજ તો. ૧ વડના સુકા ટેટા તો. ૧ સતાવરી તો. ૧

સુંઠ તો. ૧ જેઠી મધ તો. ૧ એળચી તો. ૧ એ સર્વ ખાંડી વસ્ત્રગાળ કરી તો. ૦। સવાર સાંજ ઘી અને શાકર સાથે ચાટી ઉપરથી દૂધ પીએ તો શક્તિ વધે છે.

૩ ધીરજવટી:–પીપર તો. ૧ લવેંગ તો. ૧ અક્કલગરો તો. ૧ તમાલપત્ર તો. ૦॥ ચીનીકબાળા તો. ૦॥ જાવંત્રી તો. ૦॥ જાયફળ તો. ૦॥ કેશર તો. ૦॥ તજ તો. ૦॥ કેરબો તો. ૧ સોનાના વરખ નંગ ૨૦ ચાંદીના વરખ નંગ ૫૦ રૂમી મસ્તકી તો. ૦॥ ધોળા મરી તો. ૦॥ હીંગળોક તો. ૨ વછનાગ તો. ૦॥ કસ્તુરી વાલ ૪ અંબર વાલ ૨ બરાસ તો. ૦। સઘળાં વસાણું ખાંડી, હીંગળોક અને વરખ મેળવી, પાનના રસના બે અને તુળશીના રસનો એક તથા આદુના રસનો એક પટ આપી, બાદ તેમાં કસ્તુરી, અંબર, બરાસ મેળવી, એક દિવસ ફરીથી ઘુંટી મરી જેવડી ગોળી વાળી દિવસમાં બે વાર અકકેક ગોળી મધમાં ચટાડવાથી શરીરમાં શક્તિ આપી વાયુને મટાડી, અશક્તિ, મંદતા અને જ્ઞાનતંતુની નબળાઇને મટાડે છે. આ ગોળી યોગ્ય અનુપાન સાથે આપવાથી સઘળા રોગને મટાડે છે.

૪. જાયફળ, લવેંગ, હીંગળોક, તોલો તોલો લેવાં. જાવંત્રી, કેશર, અફીણ, ભાંગ, વછનાગ, અક્કલગરો, પીપર, એ અડધો અડધો તોલો લેવાં. હીંગળોક ૨ તોલા લેવો. સઘળાને વાટી વસ્ત્રગાળ કરી ભાંગના ઉકાળામાં એક દિવસ ખલ કરી ચણોઠીપુરની ગોળી વાળવી. સવાર સાંજ એકેક ગોળી દુધ સાથે આપવાથી શક્તિ પુષ્ટિ અને બંધેજ વધે છે.

## યતિશ્રી રવીહંસજી દીપહંસજી છાપરીયા શેરી-સુરત.

૧. સડકચુરો, દરૂદે અકરબી, બંમન સફેદ, બંમન સુરખ, કાળો છડ, એલચી, લવેંગ, તમાલપત્ર, પીપર, સુંઠ, એ અડધો અડધો તોલો. કસ્તુરી વાલ ૨, સુન્નાના વરખ નંગ ૨૫, ચાંદીના વરખ નંગ ૧૨૫, જુજબે દસ્તર તો. ૧. પ્રથમ જુજબેદસ્તરને મધમાં વાટી, પછી વસાણાં મેળવી, ચીનીબોર જેવડી ગોળી કરવી. ગોળી ૧ થી ૨ દુધ સાથે ખાવાથી ઘણી શક્તિ આપે છે.

૨. હેવટોનીક પાઉડર:—અંબર વાલ ૧, લોહભસ્મ તો. ૦।, પ્રવાળભસ્મ તો. ૦।, શાકર તો. ૧।।. એ સર્વને બારીક વાટી ૨૧ પડીકાં બનાવવાં. શરીર બળવાન હોય તો દિવસમાં બેવાર અને અશક્ત હોય તો દિવસમાં ૧ વાર ઘી સાથે ચટાડવાથી લોહીને વધારે, લોહીને ફરતું કરે છાતી તથા માથે ચઢતું પિત્ત અટકાવે, પિત્તથી ઉત્પન્ન થતા કોઈપણ જાતના વેગને અટકાવે, દાહને શાંત કરે અને ધાતુને વધારી પુષ્ટિ આપે છે.

૩. મ્હોડેથી જતી ધાત બંધ થાય:—વરીઆળી, કુંવાડીઆનાં બીજ, સુરોખાર, હરડેદળ એ એકેક તોલો. બેહેડાનું દળ ૬ તોલા, લીંબોડી ૬ તોલા અને સર્વના અડધે વજને શાકર લઇ, ખાંડી વસ્ત્રગાળ કરી સવાર સાંજ અડધા રૂપિયાભારને વજને, વાસી પાણી સાથે મટતાં લગી ફકાવવું.

## વૈદ્ય બાળકૃષ્ણ રત્નેશ્વર કંસારા શેરી—સુરત.

૧. ગજાનંદ વટી:—શુદ્ધ ઝેરકચુરો તો. ૧, શુદ્ધ વછનાગ તો. ૧, સુંઠ તો. ૧, મરી તો. ૧, પીપળ તો. ૧, હરડેદળ તો. ૧,

બેડાદળ તો. ૧, આમળા તો. ૧, એળીઓ તો. ૩, કડુ શેકેલુ તો. ૬, હીંગળોક તો. ૨. એ સર્વેને વાટી વસ્ત્રગાળ કરી પાણીમાં વાટી વટાણા જેવડી ગોળી કરી આપવાથી તાવ પછીની નબળાઇ, પેટમાંનો વાયુ તથા બંધકોશને મટાડે છે દુધ સાથે આપવાથી નબળાઇને મટાડે છે.

૨. **કસ્તુરી વટી:**—હીંગળોક, કેશર, જાવંત્રી, જાયફળ, લવેંગ, એલચી, અકલગરો, ધોળા મરી, પીપર એ સર્વે એક એક તોલો. કસ્તુરી વાલ ૪, અંબર વાલ ૪, સુનાના વરખ ૫૦), રૂપાના વરખ ૫૦) સર્વેને ખાંડી વસ્ત્રગાળ કરી કસ્તુરી વગેરે મેળવી ચેવલી પાનના રસમાં અગીયાર દીવસ ઘુંટી ગોળી અડધા મગ જેવડી વાળવી. આ ગોળી દીવસમાં ત્રણવાર દુધ સાથે આપવાથી શકતી આવે છે, કમર દુખતી તરત નરમ પડે છે. શક્તિ લાવવા માટે આ ગોળી વીજળી જેવું કામ બજાવે છે. એ ગોળીથી વાયુ અને સરદીના વ્યાધીઓ દબાય છે. શ્વાસ તથા ખાંસી ઉપર પાનની બીડી સાથે આપવાથી ચમત્કારીક રીતે કામ બજાવે છે.

૩. **કામદેવરસ**—અબરખ ભસ્મ, તામ્ર ભસ્મ, લોહ ભસ્મ, નાગ ભસ્મ, ચંદ્રોદય, કેસર, જાવંત્રી, તમાલ પત્ર, અફીણ, લવેંગ, એલચી, કંકોલ, નાગકેશર, જાયફળ, ચીનીકબાલા, અને સમુદ્રશોષ, એ સર્વેનું વાટી વસ્ત્રગાલ ચુરણ કરી ઝીણું ઘુંટી તેને મધ, સાકર અને અકલગરાનું ચુરણ મેળવીને એક એક વાલની ગોળીઓ કરી તેમાંથી દુધ સાકર સાથે ગોળી ૧ નું સેવન કરવાથી શરીર ક્ષીણ થયું હોય તે બળવાન થાય છે. અને શાયંકાલે બે ગોળી દુધ સાથે ખાવાથી સ્થંભન થાય છે.

### ઇશ્વરલાલ રતનલાલ ત્રિવેદી નાગરફળીયા—સુરત.

ઇશ્વર ચુર્ણ:—કચ્ચાં, ગોખરૂ, ધોળી મુસળી, સામર્સુ મુળ, આમળાં અને ગળો સત્વ સમભાગે લઇ ચુર્ણ કરી તેની બરાબર સાકર મેળવી ૦ાા થી ૧ તોલા સુધી દિવસમાં બે વાર દુધ સાથે ફાકી મારવાથી શરીરમાં કૌવત વધે છે, તન મન પ્રફુલ્લિત થાય છે, મંદ પડી ગયલું પુરૂષત્વ પાછું આવે છે, કમ્મરનો દુઃખાવો અને શરીરનું કળતર મટે છે, અર્થાત્ આ ચુર્ણ નબળા મગજના વિદ્યાર્થીઓ અને સ્ત્રી પુરૂષોને ખાસ માફક આવે છે એવો અમારો અનુભવ છે.

૨. હસ્ત ક્રીયાથી થતી નબળાઇમાં ગોખરૂ અને તલ સમભાગે લઇ તેનું બારીક ચુર્ણ કરી મધમાં ચાટી ઉપરથી બકરીનું દુધ પીવાથી મેહન તંતુમાં શક્તિ વધે છે.

### વૈદ્ય અંબારામ શંકરજી પંડયા મુ. વગડ વાયા રાણપુર.

૧. અમૃતાર્ણવ રસ—પારદ ભસ્મ તો. ૩, સોનાની ભસ્મ તો. ૧, ગળોસત્વ તો. ૪ એ સર્વને એકત્ર કરી એક દિવસ ખરલ કરી માત્રા ૩ થી ૪ રત્તિ મધ ઘી સાથે આપવું. દવા ખાઇ ઉપરથી આસનનું ચુર્ણ તો. ૦। થી ૦ાા દુધ સાથે પીવું. જેથી દુબળો માણસ પુષ્ટ થાય છે. શરીરમાંથી આળસ દૂર થાય છે, તથા લોહી વધે છે.

૨. કામિની વિદ્રાવણ રસ—હીંગળોક તો. ૦। ગંધક તો. ૦। અકલગરો, સુંઠ, લવિંગ, કેશર, પીપર, જાયફળ, જાવંત્રી, ચંદન એ દરેક તોલો તોલો તથા અફીણ તો. ૪, પ્રથમ હીંગળોક અને ગંધકને

બારીક વાટી બાકીની તમામ ચીજોનું વસ્ત્રગાળ ચુર્ણ કરી મેળવી પાણીમાં ત્રણ રત્તિ ભારની ગોળી વાળી ૧ થી ૨ ગોળીનો ભુકો કરી મોંમાં નાંખી ઉપર કહેલ દુધ પીવું જેથી વિર્યનું સ્તંભન થાય છે.

૩. હેમરસાયન–સોનાના વરખ અથવા ભસ્મ, આંમળાંનું ચુર્ણ, ખેરશાર ચોખ્ખો ત્રણેને સાથે મેળવી તેમાંથી ત્રણ વાલ મધ સાથે ચાટી ઉપર ગરમ કરેલ દુધ પીવું. આ દવાનું બે માસ સુધી સેવન ચાલુ રાખવાથી જે માણસનું શરીર તદન સુકાઇ ગયું હોય, ધાતુની ક્ષીણતાને લીધે મરણ તુલ્ય થઇ ગયો હોય તો પણ સાજો થઇ જાય છે.

૪. સીલાજતુ પ્રયોગ રસ–સીલાજીત, લાવડીંગ, લોહ ભસ્મ, હરડે, પારદ ભસ્મ, સુવર્ણમાક્ષીક ભસ્મ, એ સર્વે સમભાગે લઇ મેળવી ખરલ કરી મધ તથા ઘી સાથે યોગ્ય માત્રાથી સેવન કરવું. જે માણસનું શરીર દુબળું થઇ ગયું હોય, ધાતુ સુકાઇ ગયો હોય તેનું શરીર પંદર દિવસમાં ભરપુર પુષ્ટ થાય છે

૫. વીલાસીની વલ્લભ રસ–શુદ્ધ પારો, ગંધક અને ધંતુરાના બીજ પારો ગંધક એક ભાગ અને ધંતુરાનાં બી બે ભાગ એ ત્રણેને ખરલમાં નાંખી ધંતુરાના તેલમાં ખલી વાલ વાલની ગોળી બાંધી એક ગોળી સાકર સાથે સાંજે ખાવી જેથી પ્રમેહ મટે છે, વીર્ય બંધેજ થાય છે, શક્તિ આવે છે, આ રસને કામિની દર્પઘ્ન રસ પણ કહે છે.

૬. સપ્તામૃત લોહ–લોહ ભસ્મ, હરડેછાલ, બેડાછાલ, આમળા, જેઠી મધ એ સર્વે સમભાગે લઇ વાટી બેઆની ભાર

માત્રા મધ તો. ૧, ઘી તો. ૦। માં મેળવી ચાટી ઉપર દુધ પીવું. જેથી ધાતુ પુષ્ટી થાય છે, અને આંખના રોગને મટાડે છે.

૭. પુરૂષની ધાતુ જતી હોય તો પીળી કોડીની ભસ્મ તો. ૦।, ફુલાવેલી ફટકી તો. ૦॥, એલચી તો. ૨, મધ તો. ૪, સાકર તો. ૨ એ સર્વ મેળવી તેના બે ભાગ કરી સવાર સાંજ ચાટવાથી પુરૂષની ધાતુ જતી હોય તો બંધ થાય છે.

૮. ધોળી મુસળી, એખરો, મુગલાઈ બેદાણા, કૌચાં, કુતેલાના બીજ એ પાંચે સમભાગે લઇ દુધમાં ખીર કરી :સાકર તો. ૨, નાંખીને પીવું. દુધ શેર ૦॥। લેવું. આ દવા થોડા દિવસ ચાલુ રાખવાથી ધાતુ જતી બંધ થાય છે.

૯. કૌચાં, એખરો, ગોખરૂ, તલ કાળા, અડદ, સતાવરી, બળબીજ એ સર્વનું ચુર્ણ કરી દુધ તથા સાકર સાથે પીવાથી ધાતુ જતી બંધ થાય છે.

૧૦. વડનું દુધ હમેશાં પતાસામાં ખાવાથી ધાતુ બંધ થાય છે.

૧૧. સીમળાની અંતર છાલ પલાળી તેમાં સાકર નાંખી પીવાથી ધાતુ જતી બંધ થાય છે.

૧૨. કપુરીઆ ઝીપટાના પાનનો રસ સાકર નાંખી પીવાથી ધાતુ જતી બંધ થાય છે.

૧૩. સતાવરી, બળદાણા, કૌચા, એખરો, ગોખરૂ, કાળા તલ, અડદ એનું ચુર્ણ કરી દુધ તથા સાકરમાં પીવાથી ધાતુ પુષ્ટ થાય છે.

૧૪. મળોસત્વ, ધોળી મુસળી, કાળી મુસળી, આમળા, ગોખરૂ તેનું ચુર્ણ ઘી તથા સાકરવાળા દુધમાં પીવું. જેથી ધાતુ બંધાય છે અને પુરૂષાતન પ્રાપ્ત થાય છે.

૧૫. સીતળતા ઉપર—મેથીને દુધમાં રાંધી સવારે પીવી અને સાંજે દુધમાં પીપર રાંધીને પીવી જેથી મટે છે.

વાજીકરણ—ધોળી કણેરનાં મુળ શેર બે લાવવાં. તેને ખાંડી આઠ શેર પાણીમાં ઉકાળી બશેર પાણી રહે ત્યાં સુધી ઉકાળી ગાળી તેમાં ભેંસનું દુધ શેર બે નાંખી ફરી ઉકાળવું પાણી બળી જઈ દુધ બાકી રહે ત્યારે ઉતારી ગાળી તેમાં શુદ્ધ સોમળ તો. ૧, જાયફળ, જાવંત્રી, કેશર, લવિંગ, સમુદ્રફળ, કપુર એ દરેકનું ચુર્ણ એકકે તોલો નાખવું, તથા તેમાં થોડી છાશ નાંખી દહીં કરવું. જ્યારે દહીં થાય ત્યારે તેને ભાંગી તેની છાશ કરવી તેમાંથી માખણ નીકળે તે તાવી ઘી કરવું એ ઘી નાગરવેલના પાન ઉપર એક ટીપું ચોપડી ખાઇ જવું ઉપરથી ત્રયોદશ ગુણ તાંબુલ ખાવું. જેથી નપુંસકપણું મટી જાય છે, ઘી તાવતાં વરાળ આંખે નહિં અડે તે ખાસ ધ્યાનમાં લેવું.

૧૭ ભિલામાં શેર ૧ લઇ મધ શેર ૫) માં નાંખી હાડલામાં ભરી મોઢું મજબુત બંધ કરી જુવારની કોઠીમાં માસ ૭ સુધી રાખી કાઢી તેમાંથી સળી ઉપર ચડાવી નાગરવેલના પાન ઉપર ત્રણ લીટી કરી ખવરાવવાથી પુરૂષાતન પ્રાપ્ત થાય છે.

૧૮. હીંગળોકનો એક કટકો લઇ ધોળી ડુંગળી કોરી તેમાં નાંખી ડગળી મારી કપડમીટી કરી થોડા છાણામાં પકવવો ડુંગળી પાકી જાય ત્યારે હીંગળોક કાઢી લેવો. એ પ્રમાણે એકસો આઠ વખત પકવવો. પછી હીંગળોક એક તોલો હોય તો આદુનો રસ શેર ૧ પાવો. તે એવી રીતે કે એક ઠીબમાં હીંગળોકનો કટકો મુકી ફરતાં

લવીંગની પાળ કરી તે ઉપર ટીપે ટીપે આદુનો રસ રેડવો. એ પ્રમાણે આદુનો રસ શેર ૧, ધોળી ડુંગળીનો રસ શેર ૧ પાવો. જેથી સારો ગુણકારી થાય છે. તેમાંથી વા. ૦॥ થી ૧ પાનમાં આપવાથી નપુંસકત્વ મટે છે.

૧૯. ઉત્કટાનું મુળ તથા ખારેક સાથે ખાવી. અથવા તુલસીના બીજને ખારેક સાથે ખાવામાં આવે અને ઉપરથી ધોળી ડુંગળી ઘીમાં તળી ખવરાવે તો નપુંશકપણું મટે છે.

૨૦. હીંગળોક, જાયફળ, એખરો, કૌચાં, રૂમીમસ્તકી, અકલગરો, લવિંગ, મીઠી તુંબડીનાં બીની મીજ, તમાલપત્ર, ખુરાસાની અજમો, એ દરેક તોલો તથા અફીણ તો. ૦॥૨ ભાર એ સર્વનું વસ્ત્રગાળ ચુર્ણ કરી ભાંગના કવાથમાં ગોળી વાળી સાંજે ખાવાથી કામ ઉત્પન્ન થાય છે.

૨૧. સુવર્ણ માક્ષીકભસ્મ, ગજવેલ ભસ્મ, પારદ ભસ્મ અથવા રસસિંદુર અથવા ચંદ્રોદય, શીલાજીત, હરડેદળ, વાવડીંગ, ધંતુરાનાં બી, ભાંગ, જાવંત્રી, એ સર્વને બારીક વાટી સાત દિવસ સુધી જુદી જુદી આસનની તથા ગોખરૂની ભાવના આપવી અથવા આસનનો અર્ક તથા ગોખરૂના અર્કની ભાવના આપવી તેમાંથી વાલ ૧, મધ ઘીમાં ખાવું, ઉપર ગાયના દુધની ખીર ખાવી અથવા સાકરનો શીરો ખાવો, બ્રહ્મચર્ય પાળવું. જેથી નપુંસકપણું મટી પુરૂષાતન પ્રાપ્ત થાયછે.

૨૨. **વીર્યસ્તંભન પ્રયોગ**–પોસ્તના ડોડવા તો ૧૦, ધોળી મુસળી તો. ૪, સતાવરી તો. ૨, એખરો તો. ૪, મુગલાઇ બે દાણા તો. ૩, જાવંત્રી તો. ૨, કેસર તો ૧, મરી તો. ૦॥, એલચી તો.

૧, વીદારી કંદ તો. ૨, લીંડીપીપર તો. ૨, ખસખસ તો. ૫, બળદાણા, તો. ૪, ભાંગ તો. ૨॥, એ સર્વના વજન બરોબર સાકર મેળવી ચુર્ણ કરી સંગ કરતાં પહેલાં બે કલાક આગમચ બે તોલા ચુર્ણ ખાઇ ઉપર ગરમ કરેલું દુધ પીવું જેથી વીર્ય સ્તંભન થાય છે. હમેશાં સેવન ચાલુ રાખવાથી શરીર બળવાન અને વીર્ય ભરપુર રહે છે. શરીર પુષ્ટ થાય છે.

૨૩. પોસ્તનું ડોડવું તો. ૦।, સુંઠ તો. ૦। સાથે ખાંડી વીસ તોલા પાણીમા ઉકાળી પાંચ તોલા પાણી અવશેષ રહે ત્યારે ગાળી સાકર નાંખી પીવાથી વીર્ય સ્તંભન થાય છે.

## વૈદ્ય ભુરાભાઇ ઓધવજી ત્રિવેદી—મુ. ભાદ્રોડ.

૧. **કામસેવન ગુટીકા**—હીંગળોક, પારેવાની ચરખ, કેસર, જાયફળ, લવિંગ, ખુરાસાની અજમો એ દરેક તોલો અડધો અકલગરો તો. ૧, અફીણ તો. ૦। એ સર્વનું વસ્ત્રગાળ ચુર્ણ કરી પાણીમાં ચણીબોર જેવડી ગોળી વાળી બબ્બે ગોળી સવાર સાંજ દુધ સાથે સેવી જેથી કામ ઉત્પન્ન થાય છે.

૨. **નામરદાઈ માટે**—વછનાગ ૧ તોલો, કાળા મરી તો. ૩, લવિંગ તો. ૨, જાયફળ તો ૨, જાવંત્રી તો. ૨, એ સર્વનું ચુર્ણ કરી મધમાં ચણાપુરની ગોળી વાળી દુધ સાથે સાતથી ચૌદ દિવસ ખાવી. ઘી, ખીચડી, દુધ, ચોખા, ઘઉં ખાવાં, જેથી નામરદાઇ મટે છે.

૩. **ઇંદ્રીની વૃદ્ધિ**—વજ, આસન, કુપલેટ, ગજપીપર વાટી માખણમાં મેળવી ઇંદ્રિ ઉપર લેપ કરવો જેથી ઇંદ્રિની વૃદ્ધિ થાય છે.

૪. **સ્રાવ ઉપર**—બંગભસ્મ અને પ્રવાળભસ્મ મધમા લેવી.

## વૈદ્ય પ્રાણલાલ દેલતરામ મુ. કપડવણુજ.

ધાતુપુષ્ટી માટે-લોહભસ્મ, અભ્રકભસ્મ, પ્રવાળભસ્મ વિગેરે આપવાથી ધાતુપુષ્ટી થાય છે તથા અશક્તિ દુર થાય છે. અમૃતસાગરનો હીંગળોકભસ્મનો પ્રયોગ મારો અનુભવેલો છે તે ધાતુપુષ્ટી તથા કામોદ્દીપક માટે સારો છે.

## વૈદ્ય શ્યામચંદ ગોવર્ધનરામ મુ. ખાખરેચી વાયા હળવદ.

ત્રિફળા, તજ, જેઠીમધ, મહુડાના ફુલ, જાયફળ, કમલગટાનો ગુંદ એ સર્વેને ખાંડી વસ્ત્રગાળ કરી, એ સર્વેના વજનથી અડધી સાકર મેળવી પોતાને માફક આવે એવી રીતે એક તોલા સુધી આ ચુર્ણ સવાર સાંજ મધ તથા ઘી સાથે ખાવાથી તમામ રોગ નાશ પામે છે શરીરને પુષ્ટ બનાવે છે. તમામ જાતના રસ, ચુર્ણ ગુટીકા અને પાક કરતાં આ યોગ ઘણોજ ઉત્તમ નીવડેલ છે.

## વૈદ્ય દત્તાત્રય ભગવાનજી.

કામ્યસિંદુરઃ—ભિલામા શેર ૦। ખાંડી, હીંગળોક તો. ૨ નો કટકો મુકી ગોળો વાળી કપડમીટ્ટી કરી સુકવવો. સુકાયા પછી ત્રણ ચાર અડાયા છાણામાં બે ત્રણ વખત ભિલામાં સાથે પકવવો. કિદા જેવો રંગ થાય ત્યારે બરાબર થયો સમજવો. ત્યાર પછી ખુબ ખરલ કરી એક રત્તિભાર બદામની મીજ નં. ૨ સાથે વાટી મધ મેળવી ચાટવાથી યકૃતનો દુખાવો ગમે તેવો હોય તો પણ મટે છે, ભુખ સારી લાગે છે. એના ઉપર ખોરાકમાં ઘઉ, ઘી, દુધ, સાકર, મધનો લેવો. એ સિવાય કાંઇપણ ખાવું નહિ મીઠું પણ ખાવું નહિ. પડીકા દિવસમાં બે વખત સાત દીન આપવાથી ઘણો સારો ફાયદો થાયછે.

## વૈદ્ય મણીશંકર ભાનુશંકર મુ. વલસાડ.

**અરૂણોદય રસ:**—રસસિંદુર, હીરાબોળ, ગુગળ, પીપર એ સર્વે સરખે વજને લઇ પ્રથમ ગુગળ તથા હીરાબોળને સ્હેજ ઘીમાં ખલવા જેથા છુટા થઈ જશે પછી તેમાં પીપર તથા રસસિંદુરને ખુબ બારીક ખરલ કરી મેળવી આદુના રસમાં ચણા જેવડી ગોળી વાળી ઘી મધ અથવા ઘી સાકરના અનુપાન સાથે આપવાથી સ્ત્રીઓ તથા પુરૂષોની ધાતુક્ષીણતાને મટાડે છે. તથા શરીરમાં શક્તિ બહુ સારી લાવે છે.

## વૈદ્ય રૂઘનાથસીંગ ગયાદીન મુ૦ સુરત.

**ધાતુપુષ્ટીનું ચુર્ણ:**—સાકર તો. ૧૨, સાલમ તો. ૧, એલચી દાણા તો. ૧, બેમનસુરખ તો. ૧, બેમન સફેદ તો. ૧, કાળી મુસળી તો. ૨, ધોળી મુસળી તો ૨, ખારેક તો. ૨, ગોખરૂ તો. ૨, કવચાં તો. ૨, રૂમીમસ્તકી તો ૨, ગાવજબાન તો. ૨, સતાવરી તો. ૧, અકલગરો તો. ૧, જાવંત્રી તો. ૧, સકાકુલ મીસરી તો. ૪, વાટી વસ્ત્રગાળ કરી દરરોજ સવાર સાંજ તો. ૦ાા દુધ શેર ૦ાા થી ૧ સાથે પીવાથી વીર્યદોષ મટી ધાતુ પુષ્ટ થાય છે.

**મુસલ્યાદિ ચુર્ણ**—ધોળી મુસળી તો. ૩, ઉટંગણના બીજ તો. ૩, ગોખરૂ તો. ૨, કવચાં તો ૨, સતાવરી તો. ૨, રૂમી મસ્તકી તો. ૨ સાલમ તો. ૨, ચીનીકબાલા તો. ૨, એલચી દાણા તો ૨, અકલગરો તો ૨, જાયફળ તો. ૨, જાવંત્રી તો. ૧, પીપર તો. ૧, કાળીમુસળી તો. ૧, તોદરી સફેદ તો. ૨, તોદરી સુર્ખ તો. ૨, ભાંગ સેકેલી તો. ૨, હીંગબોક તો. ૧ાા એ સર્વેનું વસ્ત્રગાળ

ચુર્ણ કરી દરરોજ સવારમાં પા તોલો ચુર્ણ મધ સાથે ચાટી ઉપરથી સાકર તથા એલચી નાંખી ગરમ કરેલું દુધ શેર ૧, પીવું. જેથી વિર્યના તમામ વિકારો દૂર થાય છે, તથા વિર્યને વધારે છે.

**વૈદ્ય મનસુખલાલ લલ્લુભાઇ મુ૦ સુરત, નાગરફળીયા.**

**ગોક્ષુરાદિ ચુર્ણ**–ગોખરૂ, એખરો, નીર્ગુંડી, સુંઠ, સતાવરી, ધોળીમુસળી એ સર્વે સમભાગે લઇ વસ્ત્રગાળ કરી અડધા પૈસાભાર ચુર્ણ ગોળ તથા ઘી સાથે સવાર સાંજ ખાવાથી શુક્રદોષને મટાડે છે.

**ડાકટર ચંદુલાલ મુકુંદરાય મુ. પાટણ–ગુજરાત**

**અંબર કસ્તુરીની ગોળી**–અંબર વા. ૫, કસ્તુરી વા. ૫, કેસર તો. ૦॥, સોનાના વરખ તો. ૦॥, હીંગળોક તો ૧॥, સુંઠ તો. ૦॥, પીપર તો. ૦॥, મરી તો. ૦॥, અકલગરો તો. ૧॥, તજ તો. ૦॥, જાવંત્રી તો. ૦॥. લવિંગ તો. ૧॥, ખુરાસાની અજમો તો. ૧, મરેઠીના ફુલ તો. ૧, પીપરીમુળ તો. ૦॥, બ્રાહ્મી તો. ૦॥, પાનની જડ તો. ૦॥, કાળી તુલસીનાં બીજ તો. ૦॥, એલચી બીજ તો. ૧, ખુરાસાણી વજ તો. ૦॥, નાગકેસર તો. ૧, કમળકાકડીનાં બી તો. ૦॥, ચીનીકબાલા તો. ૧, ધંતુરાનાં બી તો. ॥, ગજપીપર તો. ૦॥, ખસખસ તો. ૧, અફીણ તો. ૧, ભાંગ તો ૧, એ સર્વે ખાંડી કુટી વસ્ત્રગાળ ચુર્ણ કરી પાનનો રસ તથા તુલસીના રસમાં ત્રણ ત્રણ દિવસ ખલ કરી ચણોઠીભાર ગોળી વાળી સવાર સાંજ એકેક ગોળી ખાઇ ઉપરથી સાકરવાળું ગરમ કરેલું દુધ પીવું. જેથી સર્વે પ્રકારના વાયુ, બંધકોષ, સુળ, અગ્નિમંદ, સંગ્રહણી, ઉલટી, પ્રમેહને મટાડે છે, વીર્યને બદ્ધ કરે છે, વધારે છે અને મર-

દાઇ આવે છે, બળવર્ધક છે. પરેજીમાં ખાંડ, ખટાસ, મરચાં વિગેરે બંધ કરવા.

**વછનાગની ગોળી**–વછનાગ તો. ૧, જાયફળ તો. ાા, જાવંત્રી તો. ાા, કેસર તો. ા, ધોળીમુસળી તો. ાા, લવિંગ તો. ાા, એલચી તો ાા, અકલગરો તો. ાા, તજ તો. ાા, હીંગળોક તો. ાા, અફીણ તો. ૧, સાકર શેર ાા. પ્રથમ હીંગળોક વાટી કેસર અને જાવંત્રી મેળવી, વછનાગ તથા અફીણ મેળવી વાટી પછી સર્વ ઔષધ મેળવી બે દિવસ સુધી ખરલ કરી મધમાં ચણીબોર જેવડી ગોળી વાળી એક ગોળી સવારે તથા એક રાતે ખાઈ દુધ શેર ૧માં સાકર નાંખી ગરમ કરી પીવાથી નપુંસકપણું જલદી મટે છે, વીર્ય વધે છે, ઉધરસ, તાવ, શ્વાસ, ક્ષય, દમ, સંગ્રહણીને મટાડે છે.

૩. **ધાતુપુષ્ટી માટે:**—હીંગળોક તો. ાા, ખજુરની ઠળીઆ તો. ાા, કેશર તો. ાા, જાયફળ તો. ાા, લવિંગ તો. ાા, ખુરાસાની અજમો તો. ૧, અકલગરો તો ૧, અફીણ તો. ાા વાટી વસ્ત્રગાળ કરી પાણીમાં બોર જેવડી ગોળી વાળી એક ગોળી રાત્રે ખાઇ ઉપર દુધ શેર ાા સાકર નાંખી ગરમ કરેલું પીવું. જેથી વીર્ય વધે છે, ધાતુપુષ્ટી થાય છે, અને કામ વધે છે.

૪. મોચરસ, અકલગરો, કાળી મુસળી, ધોળી મુસળી, બહુફળી, ઇંદ્રજવ, મીઠાં ગોખરૂ, ગળોસત્વ, સુકાં વડગુંદાં (મોટાં ગુંદા), કવચાં, ઉટંગણ, બળબીજ, એખરો, ચીનીકબાલા, વાંસકપુર, બાવચી, દરેક ચાર ચાર તોલા ગળોસત્વ બે તોલા લઇ વાટી વસ્ત્રગાળ કરી તે સર્વના વજનથી દોઢું બુરૂ લેવું. દરરોજ સવારે તોલા ાા થી ૧

સુધી રાકી ઉપરથી સાકર નાંખી ગરમ કરેલું દુધ પીવું. જેથી પીસાબે જતી ધાતુ બંધ થાય છે, સ્ત્રીઓએ પેણો તોલો લેવાથી પ્રદર રોગ મટે છે.

## વૈદ્ય આણંદજી અને પીતાંબર સવજી રાજગોર મુ૦ ઉના (કાઠીઆવાડ).

વિદારી કંદનું ચુર્ણ કરી એજ કંદના રસની એકવીસ અથવા ચૌદ ભાવના આપી બબેઆનીભારની ગોળીઓ કરી સવાર સાંજ બબ્બે ગોળી મધ ઘીમાં ખાઇ ઉપર ગાયનું દુધ શેર ૦ાા, સાકર તો. ૧, ગાયનું ઘી તો. ૧ એ ત્રણેને મીશ્ર કરી પીવું. જેથી ધ્વજભંગ મટે છે.

## વૈદ્ય બાળકૃષ્ણ હરીકૃષ્ણ શાસ્ત્રી મુ. ભુવાલડી તા. અમદાવાદ.

**ધાતુપુષ્ટી માટેઃ**—કાળી તુળસીના બીનું વસ્ત્રગાળ ચુર્ણ કરી ગોળમાં ચણા જેવડી ગોળી વાળી બે ગોળી ખાઇ ઉપર શેર ૧ દુધ પીવું જેથી ધાતુપુષ્ટી થાય છે.

## વૈદ્ય નારૂશંકર હરગોવિંદ અધ્વર્યુ મુ. બારડોલી (ટાપ્ટી રેલ્વે.)

લવિંગ શેર ૧ લઇ બારીક વાટી ગોળવાટકો કરી સુકવી રાખવો. તથા કાંદાનો રસ શેર ૧૦ કાઢી, હીંગળોક શેર ૦ાા લઇ લવિંગના વાટકામાં મુકી તે વાટકો એક વાસણમાં મુકી ચુલે ચડાવવો અને ઉપર કાંદાના રસનું વાસણ ટાંગવું તે વાસણની નીચે એક છીદ્ર એવું પાડવું કે કાંદાનો રસ હીંગળોકની ઉપર એક એક ટીપું પડે તથા અગ્નિ એવો કરવો કે કાંદાના રસનું ટીપું પડે તે સોસાઇ જાય, એવી રીતે તમામ રસ સોસાઇ જાય ત્યારે હીંગળોક, લવિંગનો વાટકો

તથા કાંદાના રસનો કીટો એ સર્વેને વાટી ચુર્ણ કરી કાંદાના રસમાં વટાણા જેવડી ગોળી કરી બે ગોળી ખાઇ ઉપર દુધ શેર એક પીવું. જેથી શક્તિ સારી આવે છે, તેમજ પેટના દુખાવા ઉપર આ ગોળી ઘણીજ અસરકારક નીવડેલી છે.

**માસ્તર કેશવરામ હરીશંકર ભટ્ટ મુ. કાપોદ્રા તા. અંકલેશ્વર.**

**ધાતુપુષ્ટી:**—અકલગરો, નગોડનાં બીજ, જાયફળ, જાવંત્રી, તજ, સીમળાના ફુલ, લવિંગ, ધોળી મુસળી, કેસર, ગોખરૂ, રૂમીમસ્તકી, આસન, કવચાં, સતાવરી, એખરો, અભ્રક ભસ્મ, સેકેલી ભાંગ, એ સર્વે સમભાગે લઇ વાટી વસ્ત્રગાળ કરી પાણીમાં બબ્બે વાલની ગોળી વાળી સવાર સાંજ એકેક ગોળી ખાઈ ઉપરથી ગરમ કરેલું દુધ પીવું જેથી ધાતુ પુષ્ટી થાય છે.

**વૈદ્ય પુરૂષોત્તમ બહેચર યાજ્ઞીક મુ૦ કાલોલ (પંચમહાલ)**

**મગજ પુષ્ટી**—બદામની મીંજ શેર ૦। લઈ રાત્રે ગરમ પાણીમાં પલાળી તેનાં ફોતરાં કાઢી નાંખી, બદામ સુકાઇ જાય ત્યારે ઘીમાં સ્હેજ સેકી તેમાં ચીનાઈ શાકર શેર ૦।, એલચી દાણા તો. ૧, કેસર તો. ૦। મીશ્ર કરી રાખી મુકવું. ગાયનું દુધ શેર ૧ લઇ તેમાં આ પાક તો ૦॥ ગાયનું ઘી તો. ૦॥ તથા અંજીરના કકડા ૬ કરીને નાંખવા. તેને પકાવતા દુધ શેર ૦॥ બાકી રહે ત્યારે ઠંડુ પડવા દઇ પ્રથમ અંજીરના કકડા ખાઇ ઉપર દુધ પી જવું. આ પ્રમાણે એક માસ સુધી સવાર સાંજ આ પ્રયોગ ચાલુ રાખવાથી મગજની ગરમી મટી જઇ મગજ તર બને છે, આંખનું તેજ વધે છે, દસ્ત સાફ લાવે છે.

## वैद्य मणीशंकर जादवजी जोशी. मु० कानपर प्रो. वळा.

**वीर्यपात्त माटे**–गुंदीना पाकां पान साकर साथे खावां, अथवा काळा तल तो. २॥, साकरनी भुकी तो. २॥ मळसके फाकळमां मुकी सवारमां खावाथी वीर्यस्राव तुरत मटे छे.

## वैद्य (नाम तथा ठेकाणा वगरना).

**शुक्रस्राव**–ऐखरानुं चुर्ण तो. ५ लइ तेने वडना दुधनी त्रण भावना आपी चणा जेवडी गोळी वाळी सवार सांज एकेक गोळी दुध साथे खावाथी शुक्रस्राव मटे छे.

## डोकटर प्रभाकर कृष्णपंगे वैद्यभुषण–मुंबाइ.

वावडींग अने आसननुं चुर्ण करी दुधमां पकावी सिद्ध करेलुं दुध जीवनीय गुण आपे छे. वृद्धावस्थामां शरीर अने हाडकांने टकावी राखे छे, शीथीलता मटाडे छे, वधेली चरबीवाळी स्त्रीओने शक्ति कायम राखी शरीर हलकु फुल जेवुं बनावे छे, चामडीना दरदोमां आ प्रयोग लोहीने सुधारे छे, भुख लगाडे छे, अजीर्णने मटाडे छे.

## वैद्य (नाम तथा ठेकाणा वगरना)

लींडीपीपर नंग १५ लइ बारीक वाटी घी तो. १) मां सेकी तेमां साकर तो. १॥ अने मध तो. १) मेळवी गायनुं दुध तो. २०) तेमां दोवरावी पीवाथी कळतर, माथानो दुखावो, चकरी, नबळाई मटाडी कामना शकितने जागृत करे छे.

**વૈદ્ય બાપાલાલ ભાઈશંકર વ્યાસ મુ. ચહેલીયા. પો. મોટી પાનેલી. (કાઠીયાવાડ).**

ધાતુસ્તંભન–અકલગરો, સુંઠ, મરી, કંકોલ, કેશર, પીપર, જાયફળ, લાવંગ, એ દરેક એકેક તોલો અફીણ તો. ૧૬, સુખડ તો. ૪, એ સર્વને વાટી વસ્ત્રગાળ કરી એક માસો ચુર્ણ મધ સાથે લેવાથી ધાતુદોષને મટાડી સ્થભન કરે છે.

૨. માલકાંકણુ શેર ૧) લઇ ગરમ પાણીમાં એક પહોર પલાળી પછી વાટવાં. પછી કપડે નીચોવી થાળામાં નાંખી તડકે સુકવા ઉપર જે તેલ તરી આવે તેને રૂ વતી એક શીશીમાં ભરતા જવું. એ તેલ એક રત્તિભાર નાગરવેલના પાનમાં આપવાથી ધાતુ સ્તંભન કરે છે તથા તમામ જાતના વાતરોગને મટાડે છે.



## સીતપીતનાં ઉપાયો.

**વલ્લભદાસ નરોતમદાસ શાહ કસ્ટમ્સ હાઉસ–ભરૂચ.**

સાજીખાર, ટંકણખાર, જવખાર, સિંધવખાર, સંચળખાર, પાપડીયોખાર, ખડીયોખાર, વરાગડુ મીઠું; એ સર્વેનું ઝીણું ચૂર્ણ કરી તેમા લીંબુનો રસ મેળવી તેમાંથી તોલો ૦। ગાયના દહીંમાં મેળવી શરીરે ચોપડવું. ૩ પહોર સુધી આ ખરડ રહેવા દેવો. પછી ૧ ટોપલો અડાયાં સળગાવી, પ્રથમ ખાટલાપર પથારી કરાવી તે ઉપર લીંબડાનાં પાંતરાં પથરાવી, તે ઉપર પીછોડી પથરાવી, તેના

ઉપર સુવાડીને ગોદડું ઓઢાડવું અને ખાટલા નીચે અડાયાં છાણાં સળગાવેલાં હોય છે તે પાથરવાં. પસીનો વળી રહે એટલે તેને ઊને પાણીએ સ્નાન કરાવવું. એ પ્રમાણે ૭ દિવસ કરવાથી ઘણા દિવસનું શીળસ જતું ન હોય તે મટી જાય છે.

**વૈદ્ય ઉમીયાશંકર મહાસુખરામ મુ. વાઘનાથ કુંડ (ઉમરેઠ)**

ગરમાળાપંચકનો ઉકાળો પાવાથી શીળસ મટી જાય છે.

**વૈદ્ય આણંદજી એન્ડ પીતાંબર સવજી રાજગોર મુ. ઊના, કાઠીયાવાડ.**

શરૂઆતમાં ઇચ્છાભેદી રસનો જુલાબ આપીને પછી સુદર્શન, સોડાબાઇ કાર્બ મેળવીને સવાર સાંજ ૦। તોલો આપવાં, અને ગરમ પાણીમાં સોડા નાખી તે પાણીથી સ્નાન કરાવવું. દુધભાત પરજ દરદીને રાખવો.

**વૈદ્ય અંબારામ શંકરજી પંડ્યા મુ૦ વાગડ વાયા રાણપુર.**

૧. પાપડીઓ ખારો તથા હળદર ભેગાં કરી પાણી કરીને પાવું. તથા શરીરે ચોપડવું. શીળસ મટે છે.

૨. ડુંગળીનો રસ ચોપડે તો શીળસ મટે છે.

૩. ઘોડાવજ, સોનાગેરૂ, જુનો ગોળ; પાણીમાં વાટી ગરમ કરી શરીરે ચોપડે તો શીળસ મટે છે.

૪. ઘઉંની પરસુલી (મેંદો) કપુરકાચલી, વરાગડુ મીઠું, પાણીમાં વાટી શરીરે ચોપડવાથી શીળસ મટે છે.

૫. કુંવારનો રસ ૪, સોનાગેરૂ ૨, સરસીયું તેલ ૪, સુરોખાર ૨, લીંબુનો રસ ૨ ભાગ લઇ સર્વને ભેગું વાટી શરીરે ચોપડવાથી શીળસ મટે છે.

૬. બાવળના મુળની છાલ પાણીમાં વાટી પાવી અથવા ગળજીભીનો રસ શાકર નાંખી પાવો, અથવા ઇંદ્રવરણાનાં મૂળ ઘસીને પાવાથી શીળસ મટે છે.

### વૈદ્ય મંગળભાઇ ભુદરભાઇ મુ. બાવળા તા. ધોળકા.

પારો, ગંધક, મનસીલ, સરખે ભાગે લઇ કાજળી કરી, પાણી સાથે લેપ કરવાથી રતવાની ગાંઠ કે સોજો મટીને લોહી ફરતું થશે. આ લેપ અમારો ખાસ અજમાવેલો છે.

### વૈદ્ય અને વનસ્પતિશોધક નુરમહમદ હમીર ધોરાજીવાળા, મુ૦ રાજકોટ પરા.

કેળનું પાણી પાવાથી રતવા મટે છે. ને રતવાની ગાંઠ ઉપર રતવેલીઓ અને હીમકંદ મેળવી લેપ કરવો.

### વૈદ્ય બાળાશંકર પ્રભાશંકર—નાંદોદ.

એક નાળીએર પાણીવાળું લાવીને તેની ઉપરનાં છોડાં કાઢીને તેને છિદ્ર પાડી તેમાંનું પાણી કાઢી લઇ જુદું રાખવું પછી તે નાળીએરમાં ધોળી મુસળી, કાળી મુસળી, સાણુદાણા, બળબીજ, એખરો તથા સાકર બબ્બે રૂપીઆભાર લઇ ઝીણી વાટી પેલા નાળીએરના પાણીમાં બોળીને નાળીએરમાં ભરવી બાકીનું પાણી વધ્યું હોય તે

ઉપરથી રેડવું અને તે નાળીએરને એક દિવસ એમને એમ રહેવા દેવું. પછી તે નાળીએરને ચીથરાનો ડાટો મારી તેના ઉપર કપડમીટ્ટી કરી તેના ઉપર રાખોડી ભભરાવી પછી એક ખાડો ખોદી તેમાં મૂકવું. ઉપર થોડું મટોડું નાખવું અને તે ઉપર તાપ કરવો તે માત્ર એક છાણાનો અગ્નિ આપવો એ પ્રમાણે આઠ દિવસ કરી નવમે દિવસે તેને બહાર કાઢી કપડમીટ્ટી દુર કરી નાળીએરને ફોડી તેમાંનું કોપરૂં જુદું કાઢવું અને મસાલો જુદો કાઢવો પછી પેણીમાં ઘી રૂા. ૧૦) ભાર મૂકીને પેલું કોપરૂં ઝીણું ખાંડીને ઘીમાં નાખવું અને તે જરા રાતું થાય એટલે નાળીએરનો મસાલો નાખવો તે જરા સંતળાય પછી થાળીમાં કાઢી લેવો તે પછી ઘઉંનો રવો શેર ૦ાા ઘીમાં શેકવો પછી કોપરૂં, મસાલો અને લોટ ભેગાં કરવાં ત્યાર પછી અડદનો લોટ શેર ૦ાા ઘીમાં શેકીને જુદો રાખવો પછી સાકર શેર ૧ાા ઝીણી વાટીને સર્વને મેળવવું અને તે પછી એલચી તો ૨ ઝીણી વાટીને મેળવવી. તમામને એકરસ કરી ઘી શેર ૦ાા ઉપર નાંખી સર્વને ઠરવા દેવું પછી તેમાંથી રૂા. ૧૦) ભાર પ્રમાણે સવારમાં ખાવું. એ ઓસડથી વંધ્યા સ્ત્રીને ગર્ભ રહે છે. ધાતુ તથા શક્તિ વધે છે. આ દવા મારી અનુભવસિદ્ધ છે. જે વરકન્યામાં છોકરો નીચો પડી ગયો હોય તે છોકરાને ખવડાવવાથી પુષ્ટ થઇ કજોડું મટી જાય છે. આ દવા શિયાળામાં ખાવાની છે.

## સાધુ ગંગાદાસજી સેવાદાસજી સૈયદપુરા–સુરત.

૧. સોપારી નંગ ૮, તંબાકુ ૨ પૈસાભાર એ બન્નેને બાળીને રાખ કરી તેમાં ફુલાવેલું મોરથુથુ રત્તિ ૨ મેળવી લીંબુના રસમાં દોઢ દિવસ ખલ કરવો તે ચોપડવા જેવું થયા પછી જે પુરૂષની ઇંદ્રિ

સડી ગઈ હોય અને તેમાં કાણાં પડયાં હોય તે ઉપર ચોપડવું અને ઉપર ચેવલીનાં પાન લપેટી પાટો બાંધવો એટલે ટાંકી મટી જશે.

૨. એખરો તો. ૫, સફેદ મુસળી તો. ૫, ઇસબગુળ (ઓથમી જીરૂ) તો. ૫, એને ઝીણાં ખાંડી ચાલણીએ ચાળી લેવું પછી તેમાંથી એક તોલો ભૂકો લઈ દોઢ શેર દુધમાં ઉકાળી તેમાં સાકર તો. ૨ નાંખી ઝીણા કપડાથી ગાળી લઇ તે દુધ સવારમાં પી જવું. આ ઉપાય સાત દિવસ કરવાથી ધાતુપુષ્ટિ થાય છે. આ ઉપાયથી રક્ત-પ્રદર અને શ્વેતપ્રદર પણ મટી જાય છે.

૩. પીપર તો. ૫, આસન તો. ૫, સુંઠ તો. ૫, પીપરીમુળના ગંઠોડા તો. ૫ આ ચાર ચીજના ઝીણા ઝીણા કટકા કરી તેના પંદર ભાગ કરવા તેમાંથી એક ભાગ લઇ ઝીણા કપડામાં પોટલી બાંધી બશેર દુધમાં ઉકાળી તે દુધ શેર ૦ાા રહે ત્યારે પોટલી કાઢી લઇ તે દુધમાં રૂપાના બે વરખ નાખી પીવાથી શક્તિ વધે છે આ પ્રમાણે પંદર દિવસ કરવું.



# आयुर्वेद निबंधमाळा भाग २ जो.

## નિબંધ ૨૩ મો.

### ઉપદંશ—ફિરંગરોગ અને તેના ઉપદ્રવો.

મનુષ્યની ગુહ્ય ઇન્દ્રિ ઉપર હાથનો પ્રહાર થવાથી, નખ લાગવાથી, દાંત લાગવાથી, ઇન્દ્રિને ન ધોવાથી, અત્યંત સ્ત્રીસંગથી, યોનિદોષથી, બગડેલા પાણીએ ઇન્દ્રિને ધોવાથી, ઇન્દ્રિમાં જે ઉપદંશ (ચાંદી) થાય છે તે પાંચ પ્રકારના છે. આગંતુક રોગમાં રોગનું કારણ બહારથી ઉપસ્થીત થયા પછી તેના કાર્ય સાથે શરીરમાં પ્રાધાન્યપણું ભોગવતા જે દોષો તેની સાથે મળે છે તે દોષોના નામથી તે રોગ ઓળખાય છે, તેવી રીતે જે ઉપદંશમાં કાળી ફોલ્લી થઇ તેમાં સોય ખોસ્યા જેવી પીડા થાય છે તેને વાતોપદંશ કહે છે. જે ઉપદંશમાં ફોલ્લીનો રંગ પીળો હોય, બળત્રા હોય અને તેમાંથી ઘણું પાણી ઝરે તથા ફોલ્લીઓ લાલ રંગની હોય તેને પિત્તોપદંશ અને રક્તોપદંશ કહે છે. જે ઉપદંશમાં સફેદ રંગની મોટી ફોલ્લી ઊઠે છે તેમાં વલુર છૂટે છે, સોજો આવે છે અને ઘટ્ટ પરૂ વહે છે તેને કફોપદંશ કહે છે. ઉપદંશ થતાંજ જે મૂર્ખ પુરૂષ તેનાપર ઔષધોપચાર ન કરતાં વિષયાસક્ત બની સ્ત્રીસંગ ચાલુ રાખે છે તેની ઇન્દ્રિ કેટલાક દિવસ પછી સુજી આવી તેમાં કીડા પડી ખવાઇ જાય છે,

તેથી પરિણામે તે માણુસ મરણ પામે છે. કોઇ માણુસને ઇન્દ્રિના કાપની ઉપલી બાજુએ મરઘીની પૂછડીની પેઠે એકએકના ઉપર ચામડીના અંદરના ભાગમાં ઢંકાયલા અંકુર કિંવા રણુગા ફૂટે છે તે રોગને **લીંગવર્તી** કહે છે, અને કેટલાક તેને **લીંગાર્શ** પણ કહે છે. આ વ્યાધિ ત્રિદોષજનિત હોવાથી વેદનાયુક્ત હોય છે અને દેખાવમાં ચીકણો અથવા ચળકતો હોય છે.

ઉપદંશના રોગીને રક્તશુદ્ધિ માટે પ્રથમ લઘુમંજીષ્ઠાદિ કવાથ, ઉપદંશ મટતાં સુધી ચાલુ રાખવો. જો વાતપ્રાધાન્ય હોય તો હરડાં, બેડાં, આમળાં સમભાગે લઇ બાળી તેની રાખોડી કરી મધમાં મેળવી ચોપડવી. જો પિત્તપ્રાધાન્ય હોય તો ધોળો મલમ ચોપડવો જો કફ પ્રાધાન્ય હોય તો સુવાગેરૂ, સફેદ કાથો, કલાઇ સફેતો અને શંખજીરૂ એને વાટી વસ્ત્રગાળ કરી ધોયલા ઘીમાં ચોપડવાથી સારૂં થાય છે. કેટલીકવાર એવું બને છે કે મણીબંધમાં ચાંદી પડીને તેમાં સોજો આવે છે, જેથી ઇન્દ્રિના પોપચાંની ચામડી ઢંકાઇ જાય છે, એટલે અંદરની ચામડીને દવા ચોપડાતી નથી, અને ઉપર ચોપડેલી દવા કામ લાગતી નથી. તેવા વખતમાં કેટલાક ચિકિત્સકો ઇન્દ્રિના ફૂલને જોર કરી ઉઘાડે છે, તે ઉઘડવાથી ઇન્દ્રિના ગળામાં ફાંસો પડી જાય છે, અને ત્યાં સોજો વધે છે એટલે રોગીની અવસ્થા ઘણી ભયંકર વેદનાવાળી બની જાય છે. જો આવો ફાંસો પડી સોજો આવ્યો હોય તો, અથવા ઇન્દ્રિનું ફૂલ ઢંકાઇ ગયું હોય તો, મોરથુથુ તોલો એક, ફટકડી તોલા બે, કપુર તોલા બે એને ખૂબ બારીક વાટી તેનું પાણી બનાવી એક બાટલીમાં ભરી રાખવું. પછી કાચના વાસણમાં ચોખ્ખું પાણી એક શેર લઇ તેમાં પેલું **લીલું પાણી** એક તોલાને આશરે

નાંખીને જો ફાંસી પડી સોજો આવ્યો હોય તો તેના ઉપર ટીપાં પાડવાં અથવા પોતાં મૂકવાં અને જો ચામડી બંધ હોય તો ચામડીની બાજુપરથી તે પાણીની પીચકારી મારવી. જો રોગીથી નહિ ખમાય તો બીજું સાદું પાણી ઉમેરવું. આ ઓસડનું નામ **લીલું પાણી** પાડયું છે.

કાળું પાણીઃ–અંગ્રેજી દવા નામે કૅલોમેલ તોલા અઢી, સુકો ચુનો તોલા પાંચ, અને બાવળનો ગુંદર તોલા દશ લઇને એ ત્રણેને જુદાજુદા પાણીમાં પલાળવા. તેમાં બાવળનો ગુંદર અને કળીચૂનો એ બેઉનું પાણી જાડી છાશ જેવું કરી, કપડે ગાળી એકઠું કરવું. પછી કૅલોમેલને પાણીમાં ડોહોવતા જવું અને તે પાણી, પેલા બે પાણીમાં મેળવતા જવું. કૅલોમેલનો એવો સ્વભાવ છે કે એકદમ પાણીમાં નહિ ઓગળતાં વાસણને તળીએ બેશી જાય છે, તેથી પાણી રેડતા જવું અને ડહોળી ડહોળીને પેલા પાણીમાં ઉમેરતા જવું, એટલે ત્રણે પાણી મળીને કાળા રંગનું પાણી તૈયાર થશે. તે પાણીને પણ ઉપરના લીલા પાણીની પેઠે વાપરવું. આ બેઉ પાણીઓના કોગળા કરવાથી મોઢામાંની ચાંદી પણ મટે છે. ઉપદંશના રોગીને હીંગ, ચણા, આદુ અને ખાંડની સખત પરેજી કરાવવી. જો પરેજી કરવામાં નહિ આવશે તો ચાંદી મસાઈ જશે. જો કોઇ માણસને ઉપર કહેલો લીંગવર્તી રોગ થયો હોય છે, તેવી અવસ્થામાં શસ્ત્રવૈદ્યો તેને કાપીને કાઢી નાંખે છે, અને ચાંદી રૂઝવી નાંખે છે, પણ એ લીંગવર્તી ફરી ફરીને પાછી થાય છે, માટે જો લીંગવર્તી થઈ હોય તો તેના ઉપર પથ્યાગુગળની ગોળી ઘસીને દિવસમાં બેવાર ચોપડવાથી થોડા દિવસમાં મટી જાય છે તે પાછી થતી નથી.

# ફીરંગ રોગ.

ફીરંગ એ શબ્દ ફારસી ભાષાનો છે. એનો અર્થ એવો થાય છે કે "એકરંગ". જ્યારથી આપણા દેશમાં ફીરંગી લોકો આવ્યા ત્યારથી એ રોગની ઉત્પત્તિ થએલી જણાય છે, કારણ કે પ્રાચિન ગ્રંથોમાં એ રોગનું નિદાન જણાતું નથી, પરંતુ ભાવપ્રકાશે ઉપદંશની પછી ફીરંગ રોગ લખ્યો છે, અને તેણે લખ્યું છે કે આ રોગ ગંધથી થાય છે. એ રોગ-ફીરંગી મનુષ્યોનાં સંસર્ગ અને ફીરંગી સ્ત્રીઓના પ્રસંગથી ઉત્પન્ન થાય છે. અર્થાપત્તિથી એવું સમજાય છે કે ફીરંગીઓની સ્ત્રીથી અથવા આપણા દેશની સ્ત્રી સાથે ફીરંગીઓના પ્રસંગથી એ રોગ ઉત્પન્ન થયો છે. ફીરંગ રોગ આગંતુક હોવાથી જે જે દોષની અધિકતા હોય તે તે દોષ આશ્રિત તેને ગણવો. વૈદ્યોએ ધ્યાનમાં રાખવું જોઇએ કે આગંતુક રોગ પ્રથમ ઉત્પન્ન થઇ, પાછળથી તેમાં દોષ મળે છે, એટલા માટે જે જે દોષનું ઉલ્વણ વધારે જણાતું હોય તે તે દોષ પ્રાધાન્ય લક્ષણ જોઇને તેની ચિકિત્સા કરવી. ફીરંગ રોગ અંદરનો, બહારનો અને અંદર તથા બહાર બેઉ પ્રકારનો એ રીતે ત્રણ પ્રકારનો બનેલો છે. બહારનો ફીરંગ વિસ્ફોટકના જેવો થાય છે, થોડી પીડા થાય છે, અને ભીતરનો ફીરંગ સાંધાઓમાં થાય છે, અને તે આમ–વાયુ જેવી પીડા કરે છે, અને તેમાં સોજો લાવે છે. ત્રીજા પ્રકારના ફીરંગમાં બેઉ પ્રકારનાં લક્ષણ થાય છે. ફીરંગ રોગમાં કૃષતા, બળનો નાશ, નાકનું બેસી જવું, અગ્નિમંદ, હાડકામાં શોષ, અને હાડકાંનું વાંકાચુંકા થઈ જવું, એટલા ફીરંગના ઉપદ્રવો છે. બહારનો ફીરંગ સાધ્ય છે, ભીતરનો કષ્ટસાધ્ય છે, અને

બહાર તથા ભીતરનો ઉપદ્રવયુક્ત હોય તે અસાધ્ય છે. ફીરંગ રોગ એટલે લૌકિકમાં ટાંકી જેને અંગ્રેજીમાં સીફીલીઝ કહે છે તે જાણવો.

જે માણસને ફીરંગ રોગ થાય છે, હાલમાં તો તેનું નામ માત્ર રહ્યું છે, કારણ કે ઘણાં વર્ષના સંસર્ગથી એ રોગનાં બીજ એવા વવાયાં છે કે ગૃહસ્થો અને ગૃહસ્થ સ્ત્રીઓ, વેશ્યાઓ અને વેશ્યાગામીઓમાં સર્વત્ર પરસ્પરના સંબંધને લીધે, એકબીજાના ચેપથી આખા દેશમાં તે ફેલાઇ ગયો છે, એટલે આ રોગ આપણા દેશનોજ મૂળ વતિ હોય એવો જણાય છે. ફીરંગ રોગની ચિકિત્સા કરવામાં જ્યારે નિદાનશાસ્ત્રના કાયદા પ્રમાણે—

कश्चिद्धि रोगोरोगस्य हेतुर्भुत्वा प्रशाम्यति ।
नप्रशाम्यति चाप्यन्यो हेत्वर्थंकुरुते पिच ॥

અર્થાત્ કેટલાક રોગો એવા છે કે બીજા રોગના હેતુ એટલે કારણ થઇને પોતે છુપી જાય છે, અને કેટલાક એવા છે કે બીજા રોગને ઉત્પન્ન કરીને પોતે પણ દેખાતા રહે છે. એ પ્રમાણે ફીરંગ રોગમાં ઘણે ભાગે જોવામાં આવે છે. જેમ એક માણસને પેશાબ ઉપર ચાંદી પડી, તે ચાંદી ઘણું કરીને પ્રથમ ઇંદ્રિના કાપામાં પડશે અને તેનીજ સાથે પસીનાનું ગંધાવું અને શરીરમાં તાવ એ બે ઉપદ્રવ જણાશે, તે વખતે ચાંદીને રૂઝવવા માટેની ઉતાવળ કરવામાં આવે અને તે ચાંદી ઉપર ધોળો મલમ અથવા કોઇ જાતની ઠંડી ભૂકી દાબવાથી ચાંદી રૂઝાઈ જાય છે, પણ તેનું ઝેર શરીરમાં રહી જાય છે, તે ઝેર શરીરમાં વ્યાપિને પ્રથમ બદ ઉત્પન્ન કરે છે. એ ભયંકર બદનું દરદ પાકીને પરૂ નીકળી જાય તો બહેતર છે, પણ કોઇ જાતના સેકથી

અથવા લેપથી, અથવા મલમપટ્ટાથી બદની ગાંઠ ઓગળી જાય તેનું ઝેર શરીરમાં વ્યાપિને વિસ્ફોટક, સંધિવા, ગંઠીયોવા, લકવા, ફાલેજ જેને આપણા શાસ્ત્રમાં અડદીયોવા કહે છે તેવો રોગ થાય છે. તે પછી તે રોગને કાઢવા માટે ઘણા વૈદ્યો તેને વાયુ ધારીને સોમલ અથવા ભીલામાના પ્રયોગો કરે છે, જેથી શરીરમાં ઉષ્ણતા વધીને એનું ઝેર જ્ઞાનેન્દ્રિયમાં પસરી, કેટલાકને આંખે મોતીયા, ફુલાં, ડૈયા થાય છે અથવા આંખે આંધળા થાય છે મોઢામાં તેનું ઝેર આવવાથી મુખમાં અને તેમાં ઘણું કરીને હોઠના બે સાંધાઓમાં તથા જીભની ઉપર અને મૂછના વાળમાં ચાંદી પડે છે. તેથી તે ચાંદી પાકતાં પાકતાં જીભ સડીને વચમાંથી અર્ધી ખવાઇ જાય છે, કેટલાકના નાક ખવાઇ જાય છે અથવા ગુંગણું બોલાય છે કેટલાકના કાન ખરી જાય છે એટલુંજ નહિ પણ એકવાર ફીરંગરોગ થયો અને તે માણસ પોતાની સ્ત્રી સાથે સંબંધમાં આવે તો તે સ્ત્રીને પણ પોતાના સંસર્ગ દોષથી પોતાના જેવી દુઃખી કરે છે. તેવી રીતે પોતને ચાંદીનો રોગ થયો હોય તે પછી તેના વીર્યથી સંતતિ ઉત્પન્ન થાય તો તે સંતતિને બદ તથા પ્રમેહ તથા આગરૂ (ગાંડ પાકે છે તે) લુલાપણું, પાંગળાપણું, ફેચાપણું વગેરે દેખીતા વાયુના લક્ષણવાળા પણ ગરમીના રોગો થાય છે. એ પ્રમાણે એવા રોગો વંશપરંપરાએ ઉતરતાં ઉતરતાં છેવટે સુજાખહેરી વાતરક્ત, રગતપિત્ત, (પતના રોગીને) જન્મ આપી, જ્યારે કુદરત તેના વંશનો અટકાવ કરે ત્યારેજ એ રોગ અટકે છે. ઘણા રોગીઓ કે જેમને પાછલા પ્રકરણમાં ગલગંડ, અપચિથી માંડીને વિદ્રધિ અને પ્રમેહપિટિકાની ગાંઠોના વર્ણન કર્યા પ્રમાણેના રોગોનું મૂળ ઉત્પત્તિસ્થાન પોતે ઉત્પન્ન કરેલા અથવા વારસામાં મેળવેલા

ફીરંગ રોગનુંજ કારણ છે. એવું સમજવામાં આવ્યું છે. એટલા માટે ઉપદંશ ફીરંગ રોગ કે ફીરંગ રોગથી ઉત્પન્ન થયલા તેના પુત્ર, પૌત્ર કે પ્રપૌત્રને જાણીને શરૂઆતથીજ તેને લઘુમંજીષ્ઠાદિ કવાથ સાથે પથ્યાગુગળ, કિશોરગુગળ કે અમૃતાદિ ગુગળનું સેવન કરાવવું અને જો ફીરંગરોગ ગાઢના રૂપમાં આવી ચુકયો હોય તો તેને પથ્યાગુગળ અથવા કંચનાર ગુગળ, મંજીષ્ઠાદિ કવાથ સાથે દિવસમાં ત્રણવાર બબ્બે ગોળી બાર માસ સુધી ખવડાવવી. મંજીષ્ઠાદિ કવાથ ઉકાળી મૂકેલો બગડી જાય છે અને આ ફેન્સી જમાનામાં ઉકાળવાની કડાકુટ બની શકતી નથી, અને એ કવાથ બાર મહિના સુધી પીવાનો હોવાથી રોગી કંટાળી જાય છે, એટલા માટે લઘુમંજીષ્ઠાદિ કવાથના દરેક વસાણા ચારચાર તોલા લઇને તેને એક માટીના અથવા કાચના વાસણમાં દશ શેર પાણી ભરી પલાળી દેવા, તેના મોં ઉપર ઢાંકણું ઢાંકી, કપડેથી તેનું મો બંધ કરી તેને છાપરાપર અગાશીમાં કે તડકે ગોઠવી રાખવું. તેનાથી કપડે ગાળીને દરરોજ અર્ધોશેર અથવા પંદર તોલાને આશરે પાણી કાઢી લઇ, તેટલુંજ બીજું પાણી તે વાસણમાં ઉમેરી તેનું મોઢું બાંધી લેવું અને ગાળી લીધેલા ઉકાળાને એક શીશીમાં ભરી, દરેક વખતે પાંચ પાંચ તોલા પાણી દિવસમાં ત્રણવાર દવાની ગોળીઓ સાથે પીવું. જો ફીરંગરોગ અત્યંત વધી ગયો હોય ને કાપડવ સાથે ચાંદી કે નાસુર પડી ગયાં હોય ત્યારે રસકપુર તોલો એક તથા મુલતાની માટી (ખડી) તોલા ચાર લઇ, એકને ઘણી બારીક વાટી, પાણીમાં મેળવી, તેની અડદના દાણા જેવડી ગોળીઓ વાળી મૂકવી. તે ગોળીમાંથી બબ્બે ગોળી, દરરોજ સવારમાં પાણી સાથે ગળાવી તે ઉપર પાકી આમલીને પાણીમાં બોળી, હાથે ચોળી,

તેનો રગડા જેવો રસ કાઢી, કપડે ગાળ્યા સિવાય તે પાવો. એ બે ગોળી ખાધા પછી આવી રીતે આમલીનું પાણી આખા દિવસમાં પાંચથી દશ રતલ લગી પેટમાં જાય છે, પણ તેથી રોગીના દાંત ખટાતા નથી, સાંધા કે હાડકાં દુઃખતાં નથી, રોગીને કંટાળો આવતો નથી, પણ તેને આમલીનું પાણી પીવાનું મન થયાં કરે છે. આ ગોળી વધુમાં વધુ એકવીશ દિવસ ખવાડવી. તે પછી એ ગોળી બંધ કરી, જેટલા દિવસ ગોળી ખવડાવેલી હોય તેટલા દિવસ દરરોજ દિવસમાં બેવાર, એકવીશ પાંતરાં લીમડાનાં લઈ, પાણીમાં વાટી તેનો રસ કાઢી પાવો. આ ગોળી ખવાતી હોય અથવા ગોળી બંધ થઇ લીમડો પીવાતો હોય ત્યાંસુધી રોગીએ દૂધ, ગળપણ અને ઘી બીલકુલ ખાવું નહિ. જો દૂધ ખાશે તો તેને શરીરમાં કમ્પવાયુ થશે, જો ગળપણ ખાશે તો તેનું ગળું બેસી જશે, અને જો ઘી ખાશે તો તેના અંગનો કોઈ ભાગ અથવા અર્ધું અંગ રહી જશે; માટે આ ગોળી વૈદ્યે જે રોગી વૈદ્યના કહ્યાસર ચાલનારો હોય તેવા વિશ્વાસપાત્ર રોગીનેજ આપવી. વાતવાતમાં દરેક રોગીને આ ગોળી આપવાથી રોગી પરેજી તોડી નાંખે છે અને લોકોમાં એમ કહેવાય છે કે ફલાણા વૈદ્યે ફલાણાને રસાયન ખવડાવ્યું તે ફૂટી નીકળ્યું ! અથવા તેથી તેનું શરીર બગડી ગયું ! ! ! એમ અપવાદ આવે છે. પણ કોઈ રોગીને ઠપકો આપતું નથી ! આવી જાતના ફીરંગ રોગમાં રોગીને નીલકંઠરસ તથા ગર્ભવિલાસરસ પણ ફાયદો કરે છે. કેટલીકવાર એવું બને છે કે ટાંકી થઇ રૂઝાઇ ગઇ. બદ થઇ ફુટીને નીકળી ગઇ અથવા વેરાઇ ગઇ. તોપણ તેની અસરથી રોગીને જીર્ણજ્વર, હાંફ, સુકી ખાસી જેવો રોગ થઇ તે રોગી ક્ષયપર જતો જણાય છે. તેવા

રોગીએ પોર્ટુગીઝ સરકારના દમ્મણ ગામમાં જઈને ત્યાંના ફીરંગી ડૉક્ટર પાસે પાંત મુકાવવી. જો કે પાંત મૂકવાની વિધિ પણ ફીરંગ રોગની સાથે સાથે નીલકંઠરત્નાકરમાં પાંતવિધિના નામથી લખેલી છે, તોપણ અનુભવી ડૉક્ટર સિવાય પાંત મુકવાથી ફાયદો થતો નથી. એક વાત અત્રે જણાવવાની છે કે આપણામાં એક એવી કહેવત ચાલે છે કે "દેખાદેખી સાંધે જોગ, પડે પિંડ કે વાધે રોગ" તે પ્રમાણે આ દમ્મણની પાંતમાં જોવામાં આવે છે. એટલે જેને ચાંદી થયા પછી ક્ષય, શ્વાસ, ખાંસી અને તાવથી શરીર ગળાઈ જતું હોય તેને એ પાંત મૂકવાથી ઘણોજ ફાયદો થઈ શરીર પુષ્ટ થાય છે. પણ જેને ટાંકીનો રોગ થયો નથી તેવા રોગીઓ, ઉપરના ઉપદ્રવોથી પીડાતા હોય તેઓ પાંત મુકાવે તો તેના શરીરની શક્તિ તથા લોહી તથા માંસ ગળી જઈ આખરે તે રોગી મરણ પામે છે, એટલા માટે ફીરંગ રોગના રોગીએજ પાંત મૂકાવવી એવી અમે ખાસ ભલામણ કરીએ છીએ. ફીરંગ રોગમાં વિસ્ફોટક થયો હોય તો ચારોળીને પાણીમાં ખૂબ ઝીણી વાટી શરીરે ચોળવાથી અથવા ખાખરના પાંતરાંની નીચેની દાંડી બાળીને રાખોડી કરી તે રાખોડી તાંબાના વાસણમાં નાંખી, તેમાં દહીં નાંખી, તાંબાના લોટાથી ખુબ ઘુંટી, દીલે ચોળી સુકાયા પછી નહાવાથી વિસ્ફોટક મટી જાય છે. ઇત્યલમ્.



## બીજા વૈદરાજો તરફથી આવેલા અનુભવી ઇલાજો.

### વૈદ્ય ધીરજરામ દલપતરામ ગુજજરફળીયા–સુરત.

૧. નીલકંઠ રસઃ—ફુલાવેલું મોરથુથુ તો. ૧, ફુલાવેલી ફટકડી તો. ૧, હરડા, બેડાં, આમળાં, મોટી હરડે, હીમજીહરડે, સમુદ્રફળ,

બોદાર, પારો, ગંધક, એ સઘળું તોલો તોલો લઈ, પારા ગંધકની કાજળી કરી, તેના બીજી વસ્તુઓનું ચુર્ણ મેળવી, તેમાં લીંબુનો રસ ૪૦ તોલા પચાવી, વટાણા જેવડી ગોળી વાળવી. ગરમી, વિસ્ફોટક, ઉપદંશ, ફીરંગ રોગ, વગેરે ગરમીના દરદમાં સવાર સાંજ જમ્યા પછી થોડા ઘીમાં લપેટીને ૧ થી ૨ ગોળી ગળાવવી. પરેજીમાં તેલવાળા પદાર્થો વધારે ખવડાવવા. હીંગ અને ચણાની પરેજી કરાવવી.

૨. ઉદ્‌વ[illegible]:—સુરોખાર, ચીનીકબાલા, એલચીના દાણા, રેવંચીની ખટાઈ સમભાગે લઇ ખાંડી વસ્ત્રગાળ કરી ૦ા શેર દુધ અને ૦ા શેર પાણીમા ૦ા તોલો ચુર્ણ નાંખી, પાવાથી ઘણો ફાયદો થાય છે.

૩. બુકની:—પીળી કોડીની ભસ્મ તો. ૦ા, જુની સોપારીનો કોલસો તો. ૦ા, સફેદ કાથો તો. ૧, શંખજીરૂ તો. ૦ા, કલઈ સફેતો તો. ૦ા, બોદાર તો. ૦। , કપુર તો. ૦ા એ સઘળું વાટી વસ્ત્રગાળ કરી ઝીણું ઘુંટી ચાંદી, ટાંકી વગેરે ઉપર આ બુકની કોરી દાબવાથી અથવા ધોયલા ઘીમાં મેળવી ચોપડવાથી ચાંદા મટી જાય છે.

## યતિશ્રી રવીહંસજી દીપહંસજી છાપરીયાશેરી–સુરત.

૧. ગુલેઅરમાની તો. ૧, સુરોખાર બેઆનીભાર, કપુર બેઆની ભાર; એને વાટી વસ્ત્રગાળ કરી પછી ચાંદી, ટાંકી, ગરમીની ફોલીઓ કે જે સ્ત્રીઓને ગુપ્ત ભાગમાં થાય છે તે ઉપર, પાણી અગર ગુલાબજળમાં ચોપડવાથી ઘણો ફાયદો થાય છે.

## વૈદ્ય બાળકૃષ્ણ રત્નેશ્વર કંસારાશેરી–સુરત.

૧. દારૂડીના મુળીયાંની છાલ તોલો ૧, એલચી તો. ૧, કાથો

તો. ૧, એ ત્રણે વસ્તુ વાટી વસ્ત્રગાળ કરી પાણી સાથે ખુબ ઝીણી વાટી ચણા જેવડી ગોળી કરવી. દિવસમાં ૩ વખત બબ્બે ગોળી પાણી સાથે આપવાથી મોઢું ગળીને તમામ બીમારી નીકળી જાય છે, પણ તેથી મોઢું આવતું નથી કે મોઢામાં ગરમી જણાતી નથી. રોગીને દુધભાત ખવડાવવો.

૨. જો ઉપદંશ અથવા ફીરંગરોગ વિક્રિયા પામી વધી ગયો હોય તો ચોબચીનીનું ચૂર્ણ તોલો ૧ લઈ તેમાં ઘી શાકર મેળવી મોદક બનાવી ખાવો. બીજે દિવસે બે તોલા ચોબચીના લેવી. એ પ્રમાણે ૨૧ તોલા સુધી વધારવું એટલે ૨૧ દિવસમાં તમામ વીક્રિયાવાળો ફીરંગરોગ મટી જાય છે. ખોરાકમાં મીઠું કે ગ્રીમ્બવ, તેલ, મરચું કે મસાલો બંધ કરવો.

૩. **નીલકંઠ રસ**—મોરથુથુ તો. ૧, લવેંગ તો. ૧, સફેદ કાથો તો. ૧, હીમજી હરડે તો. ૪ એ સર્વેને લોખંડના વાસણમાં નાંખી લોખંડના બત્તાથી ૪૦ ખાટા લીંબુનો રસ સોષાય ત્યાંસુધી ઘુંટી ૧ વાલની ગોળીઓ બનાવવી. સવાર સાંજ એકેક ગોળી ઘી સાથે આપવી. આ ગોળી ઉપર તલનું તેલ અથવા તેલવાળા પદાર્થો વિશેષ ખાવા. ઘી ગળપણ ખાવું નહિ. ૧૪ દિવસમાં મટી જાય છે.

**વૈદ્ય અને વનસ્પતિ શોધક નુરમહુમદ હમીર ધોરાજીવાળા**

**મુ. રાજકોટ પરા.**

૧. **ઇંદ્રીપરની ચાંદી**—કાથો, ચીરોડીની ભસ્મ, માણસના હાડકાની ભસ્મ, શંખજીરૂ, હરણના સીંગડાના ગરભનું ચુર્ણ, માયાં એ સર્વને બારીક વાટી ઇંદ્રીના જખમપર જરા થુંક લગાડી તેની

ઉપર આ ચુર્ણ દાબવું જેથી ત્રણ ચાર વખત લગાડવાથીજ ભીંગડું લઇ દવા નીકળી જઇ તે જગ્યા સાફ થઇ જશે. ત્યાર પછી રેચક અને શોધક દવાઓ ચાલુ રાખવી.

૨. ચાંદીને લીધે સોજો આવ્યો હોય તો કેસુડાં (ખાખરાનાં ફુલ)ને બાફી ઇંદ્રી ઉપર બાંધી તેજ બચેલું પાણી થોડેથોડે નાંખ્યા કરવાથી એક બે દિવસમાં સોજો ઉતરી જાય છે. તેમજ મીંઢીઆવળ (સોનામકી)નો પ્રયોગ ઉપર પ્રમાણે કરવાથી સોજો ઉતરી જાય છે.

૩. ઇંદ્રીનું જખમ બહુ કચકચતું જણાય તો (સોજો ઉતર્યા પછી આવા ચિન્હ જણાય છે) માટે નાની બોરડીના પાનનું ચુર્ણ દાબવું જેથી સારૂં થઇ જશે. ત્યારબાદ ઉપર લખેલું ચુર્ણ લગાડવું.

**વલભદાસ નરોતમદાસ શાહ સર કારકુન કસ્ટમ હાઉસ–ભરૂચ.**

**ગરમી ચાંદીની ધુમાડી:**—હીંગળોક તો. ૧, કાળા તમાકુના સુકાં પાન તો. ૨, નાની એલચી તો. ૧, એને ખુબ બારીક વાટી સાત પડીકા કરી એક પડીકું લઇ સવારે તથા એક પડીકું સાંજે ધુમાડી દેવી જેથી સાડા ત્રણ દિવસમાં મટે છે. ખોરાકમાં ઘહુંની રોટલી, ઘહુંની થુલી ઘી ખાવું. દિન સાત પછી ઘહું સાકર અને ઘી, અને તે સાત દિવસ પછી થોડી થોડી સરવે જણસ ખાવી. એ દવા અનુભવસિદ્ધ છે.

**વૈદ્ય લક્ષ્મીશંકર જાદવજી મુ૦ ધંધુકા.**

**જીર્ણ ઉપદંશ અને તેના વિકારો માટે:**—લવિંગ તો. ૧, મરી તો. ૧, અકલગરો તો. ૧, વાવડીંગ તો. ૧, રૂમીમસ્તકી તો.

૧, અજમો તો. ૪, દેશી ગોળ તો. ૫, ભીલામા નંગ ૩૫, સર્વને ભેગાં વાટી ગોળી ચણીબોર જેવડી વાળવી. સવારસાંજ એકેક ગોળી દુધમાં ખાવી. જેથી લગભગ પંદર દિવસમાં મટે છે, જો જલદી મટે તો પછી ખવરાવવી નહીં. ખોરાકમાં દુધભાત શીવાય કાંઇપણ આપવું નહીં. બરાબર પરેજી પળાવવી જેથી જુનો વ્યાધિ મટે છે. તેમજ જુનો વાતવ્યાધિ પણ મટે છે. ભીલામાના ઝેરને માટે કોપરૂં ખાવું તથા કોપરેલ ચોપડવું. અનુભવસિદ્ધ છે.

## વૈદ્ય પ્રાણલાલ દોલતરામ મુ૦ કપડવણજ.

**ઉપદંશ-સંધીવા:**—કેશરાદી વટી (ભાવપ્રકાશ)ની સાથે બ્રહત્ મંજીષ્ટાદી ક્વાથ આપવો. અને જો સાંધા બહુ રહી ગયા હોય તો ક્વાથ ન આપતાં કેશરાદીવટી સાથે ચોપચીન્યાદિ ચુર્ણ (નીં૦ ૨) આપવું. બે ત્રણ દિવસે મીંઢીઆવળ ૨ ભાગ, વલારી એક ભાગ, જેઠીમધ એક ભાગ, સાકર એક ભાગ, મજીઠ એક ભાગ તેનો જુલાબ આપવો. સાંધા ઉપર ચોપડવા માટે નારાયણ તેલ પણ આપી શકાય છે. જેથી મટી ઘણું સારૂં પરીણામ આવે છે.

**ચોપડવા માટે**—રસકપુર, સોપારીની રાખ, કજલી. હીંગળોક, માયાં, કાથો, સરખે વજને લઇ બારીક વાટી માખણ અથવા ધોયલા ઘી સાથે મેળવી ચોપડવાથી મટે છે.

## વૈદ્ય મણીશંકર ભાનુશંકર મુ૦ વલસાડ.

**ઉપદંશહરવટી:**—રસકપુર તો. ૦ll, ઇલાયચી તો. ૦ll, દ્રાક્ષ કાળી તો. ૦ll, લવિંગના ઉપરનાં ફુલ તો. ૦ll, પ્રથમ રસકપુ-

રને ખુબ ખલી બીજી વસ્તુઓ મેળવી કાળી દ્રાક્ષના ઠળીઆ કાઢી મેળવી ચણા જેવડી ગોળી કરી સવારે એક ગોળી દરરોજ ગોળ ઘીમાં ચાટવાથી ચાદી, વિસ્ફોટક, નવીન પ્રમેહ મટે છે. ખોરાકમાં ઘી, સાકર, દુધ, રોટલી સીવાય કાંઇપણ ખાવું નહિં. ગોળી સાત દિવસથી વધારે ખાવી નહીં. જરૂર પડે તો થોડા દિવસ બંધ રાખી પછી શરૂ કરવી.

## વૈદ્ય જમીયતરામ કેશવરામ પાઠક બારડોલીવાલા મુ. મુંબઇ.

૧. **ઉપદંશ માટે**—સુનાના વરખ તો. ૦।, સિંધવ ખાર તો. ૫, મનસીલ વા. ૭, રસસિંદુર વાલ. ૭, ધોડાવજ તો. ૫, સિંધવ તથા સોનાના વરખને સાથે મેળવી ઘુંટી મનસીલ, રસસિંદુર તથા ઘોડાવજ મેળવી તુળસીના પાનના રસની તથા કાચકીના પાનના રસની એકેક ભાવના આપી વટાણા જેવડી ગોળી વાળી દરદી તથા વ્યાધીની સ્થીતી પ્રમાણે દિવસમાં ત્રણ વખત એકથી બે ગોળી આપવી ઉપરથી ઉપલસરીનો કવાથ પાવો અથવા ફાંટ બનાવી પાવો જેથી ઉપદંશ તથા રક્તવિકારથી ઉત્પન્ન થયેલા ઝેરી સડતાં દરદોને મટાડે છે.

૨. **વિસ્ફોટક માટે**—લીંબોળીની મીંજ તથા બાવળનો ગુંદર વાટી વટાણા જેવડી ગોળી બનાવી દિવસમાં ત્રણ વખત પાણી સાથે બબ્બે ગોળી ગળાવવાથી વિસ્ફોટકને ઘણીજ ઝડપથી સુકવે છે.

**સુકની ઉપદંશ માટે**—બાવળની પત્રી તો. ૧, માયુફળ તો. ૧, ચોખ્ખો કાથો તો. ૧, હીરાદખણુ તો. ૧, બોદાર પથરી તો. ૧, રસકપુર વા. ૧ મેળવી બારીક વાટી ચાંદી ઉપર લગાડવાથી જલદી

રેચ લાવી, ચસકા, શુળ, વિગેરેને મટાડી એકદમ આરામ આપે છે. રસકપુર સિવાય પણ કામ કરે છે.

**કુમારશ્રી દેવીસીંહજી ભુપતસીંહજી મુ. કટોસણ,**

**વાયા વિરમગામ.**

**ચાંદી, ટાંકી માટે**–પારો, ગંધક, મરી, ટંકણ, હીમજ, રાળ, બોદાર પથરી, મનસીલ, હરતાલ, કપુર એ સર્વ સમભાગે લઇ, પ્રથમ પારાગંધકની કજલી કરી બાકીના વસાણા મેળવી દવા તૈયાર કરવી. એ દવા લીંબુના રસમાં દરાજ ઉપર ચોપડવી. ખસ માટે આ દવા તો. ૪, સરસીઉં તેલ તો. ૧૦માં મેળવી સો પાણીથી કાંસાની થાળીમાં ધોઇ ચોપડવું. ઘી અથવા માખણ સો પાણીએ ધોઇ આ દવા મેળવી ચોપડવી. ચાંદી, ટાંકી, ખસ તમામ જાતના ચામડીનાં દરદમાં આ દવા ઘણી અકસીર છે. આ દવા એક સાંઇ (ફકીર)ની બતાવેલી છે.

**લોહી સુધારક**–ખજુર ઠળીઆ કાઢેલું તો. ૮, ગોળ તો. ૮, અરડુસીનાં પાન તો. ૮, એ ત્રણેનો રાતી માટલીમાં કવાથ કરી બે અથવા ત્રણ તોલા કવાથ સવારે પીવો જેથી લોહી સુધરે છે.

૨. ચાક તો. ૮, રસકપુર તો. ૦।।, એ બેને ખુબ ઝીણું વાટી ગુલાબજળમાં ખુબ ઘુંટી ચણીબોર જેવડી ગોળી વાળી, દિવસમાં બે અથવા ત્રણ વખત બબ્બે ગોળી થંડા પાણી સાથે આખીને આખીજ ગળાવવી. પરેજી પળાવવી. ખોરાકમાં ભાત, ઘી, ખાંડ સીવાય કાંઇપણ ખાવા દેવું નહીં. આ દવા ઉપર સખત પરેજી પાળવાની છે માટે વૈદ્યોએ વિચાર કરી દરદીને લાયક નાલાયક જોઇ આ દવા આપવી. આ દવા ખાધા પછી જ્યારે મોઢું આળું લાગે

આરે બંધ કરવી અને મોઢું વધારે ન આવે તેવા ઇલાજો કરવા. દવા બંધ કર્યા પછી પણ ત્રણચાર દિવસ પરેજી પળાવવી જેથી તમામ જાતનો લોહીવીકાર, વાતરક્ત આદિને મટાડે છે.

## વૈદ્ય કેશવલાલ બાપુજી મુ૦ ધંધુકા.

**ઉપદંશ માટેઃ**—હિંગુલોત્થ પારદ તો. ૬, શુદ્ધ હિંગુલ તો. ૫, પારસી અજમોદ તો. ૪, બોડી અજમોદ તો. ૪, અજમો તો. ૪, અકલગરો તો. ૪, એ સર્વેનું વસ્ત્રગાળ ચુર્ણ કરી ગોળ તોલા ૧૨ાા મેળવી પાવલીભારની ગોળીઓ વાળી ઉપદંશના વ્યાધીવાળાને સવારસાંજ એકેક ગોળી ખવડાવવાથી મટે છે. જે વસ્તુ પથ્ય હોય તેજ ખાવી. પ્રયોગ એક માસનો કરવો. એક માસ પુરો થયા બાદ આઠ દિવસ એરંડતેલ ગાયના દુધમાં પીવરાવવું. અનુભવસિદ્ધ છે.

## વૈદ્ય વાસુદેવ નાગરદાસ મુ૦ જસકા.

**વિસ્ફોટક માટેઃ**—કાથો તો. ૧, બોદાર તો. ૧, શુદ્ધ નેપાળો તો. ૧. શુદ્ધ ભિલામાં તો. ૧, વાટી પાણીમાં ગોળી ત્રણ આની ભારની કરવી દિવસમાં એકજ વખત સવારે એક ગોળી ખાવી ચણાના દાળીઆ શીવાય કાંઇ ખાવું નહિ. એ પ્રમાણે ત્રણ દિવસ ગોળી ખાવી ચોથે દિવસે સાકરનો શીરો ખાવો જેથી વિસ્ફોટક મટે છે.

## વૈદ્ય પ્રભાશંકર વૃંદાવન મુ૦ ધંધુકા.

**સોમલના ફુલઃ**—સોમલ તો. ૧, કપુર તો. ૧, રસ-કપુર તો. ૧, એ સર્વ વાટી એકત્ર કરી ડમરૂયંત્રથી ચાર કલાક ધીમી આંચે પકાવવું. જ્યારે સ્વાંગ શીતળ થાય ત્યારે

યંત્ર ખોલી ઉપરની હાંડલીમાં ચોંટેલા સોમલના ફુલને કાઢી વાટી ચોખાપુર શાકરના એક કવલપુર શીરામાં મેળવી ગળી જઇ ઉપરથી બાકીનો શીરો ખાઇ જવો. એ પ્રમાણે ચારથી આઠ પડીકા દરદના પ્રમાણમાં ખાવા. પરેજી બરાબર પાળવી. ખોરાકમાં ઘઉં, ઘી, સાકરજ ખાવાં એ સિવાયની કોઇ પણ ચીજ ખાવી નહિ. હળાહળ રસાયન ફુટી શરીરે ચાંદા પડયા હોય તે પણ આ ફુલના સેવનથી મટી જાય છે. ગરમી થઇ શરીર કાળું પડી ગયું હોય તેને માટે આ ઉપાય ઘણોજ ઉત્તમ છે.

**વૈદ્ય વિશ્વનાથ અમૃત મંજુરે જુજારકર**
**હવાડીયા ચકલા—સુરત.**

૧. ભીલામા શેર ૦। ઘી શેર ૦॥ ભીલામાની ડીચો કાઢી નાંખી ઘીમાં તળી તે ઘી ગાળી લેવું. તે ઘી બેઆની ભાર લઇ ૧ રૂપિયા ભાર દહીંમાં નાંખીને પાવું. હીંગ, વાલ, કોળું, કેળું ખવડાવવું નહિ. તથા ચોલાઇની ભાજી સુકવી તેનો ભુકો, ઇસબગોળ, સુકી ગળો એ ત્રણે સરખે ભાગે લઇ, ઝીણી ખાંડી, મધ મેળવી ૦। (પા) તોલાની ગોળી વાળી દુધ અગર પાણી સાથે એકેક સવાર સાંજ આપવી, જેથી લોહીવા, પ્રદર ને ઉપદંશ મટે છે.

૨. ગંધકનું ઘી ચાંદી ઉપર ચોપડી, તેના ઉપર કલઇ સફેતો તથા હીરા દખ્ખણની ભુકી ભભરાવી આ ઉપાયો અમે લાંબા વખતથી ખાસ અજમાવેલા છે.

**વૈદ્ય મનસુખલાલ લલ્લુભાઇ મુ૦ નાગરફળીઉં—સુરત**

શુદ્ધ હીંગળોક ૬, મોરથુથુ ૬, સુંઠ ૫, મરી ૫, પીપર ૫, હરડેદળ ૫, બેહડાદળ ૫, આમળાં ૫, માંચા ૫, નાગકેશર ૫, અજમો

૫. ખોરાસાની અજમો ૫, અજમોદ ૫, લાલ સોપારી ૬, લોહ ભસ્મ ૬ ભાગ; એ સર્વનું ચુર્ણ કરી એક મણ લીંબુનો રસ એક મહીના સુધીમાં પાઇને ખલ કરવો. પછી ચણીબોર જેવડી ગોળી બનાવવી. આ ગોળી મોટી ઉમરનાં માણસને સવાર સાંજ એકેક ગોળી ઘીમાં આપવાથી વિસ્ફોટક, ટાંકી, પ્રમેહ, ચાંદા વિગેરે ચામડીના દરદ મટી જાય છે. પરેજીમાં હીંગ, મરચાં, તેલ, ખટાસ, વાલ વટાણા, કેળું, કોળું ખાવું નહિ.

## બ્રહ્મચારી આત્મારામ ત્રિવેદી. (ધરતારામ)

ગળોનો રસ ટાં. ૪) લીમડાંનો રસ ટાં. ૪) હરડાં, પીપળી-મૂળ, આમળાં, કાળી મુસળી, ધોળી મુસળી, ધાણા, સુંઠ, ગજપીપર એ એકેક ટાંક લઇ ઝીણાં વાટી જુના ગોળમાં ગોળી પાવલી ભારની વાળી દિવસમાં ૧ વાર સવારે ખવડાવવાથી ગરમી મટી જાય છે.

## વૈદ્ય ધીરજલાલ માણેકલાલ મુ૦ વડોદરા—બાજવાડા.

ધોળી અથવા લાલ કરેણનું મૂળ પાણીમાં ઘસી લેપ કરવાથી ઉપદંશ ઉપર ઘણીજ અજબ રીતે અસર કરે છે.

## સાધુ ગંગાદાસજી સેવાદાસજી. સૈયદપરા—સુરત.

સોપારી નંગ ૮, સુકો તમાકુ, ૨, પૈસાભાર, એ બંનેને બાળીને રાખ કરવી. પછી તેમાં મોરથુથાની ભસ્મ ૧ રત્તી નાંખી લીંબુના રસમાં બે દિવસ ખલ કરવો. મલમ જેવું થાય ત્યારે જેની ઇંદ્રી ઉપર ટાંકીને લીધે કાણાં પડી ગયાં હોય તે કાણા ઉપર ચોપડી ઉપરથી ચેત્રલી પાન લપેટી પાટો બાંધવો. કાણાં પુરાઇ જાય છે.

### વૈદ્ય નારૂશંકર હરગોવન મુ૦ બારડોલી, જીલ્લે–સુરત.

હીરા દખ્ખણુ ૧ નવટાંક લઈ ઝીણી વાટી તેમાં રસકપુર તો. ૦ાા મેળવી ટાંકીના ચાંદા ઉપર દાબવો. જેથી ચાંદી, ઉપદંશ ફીરંગ રોગ મટી જાય છે. ખાવાની દવામાં કેશરાદિ ગુટકા મંજીષ્ઠાદિ કવાથ સાથે આપવી.

### વૈદ્ય મણીશંકર જાદવજી જોશી મુ૦ કાનપર તા. વળા.

ચોબચીની તો. ૧૬, ખાંડ તો. ૪, લીંડી પીપર, પીપળીમૂળ, મરી, લવેંગ, અકલગરો, ખુરાસાનીઅજમો, સુંઠ, વાવડીંગ, તજ એ એકેક તોલો લઇ ચુર્ણ કરી ૦ાા તોલો ચુર્ણ, ગરમ પાણી સાથે આપવાથી ઉપદંશના પરિણામી દોષ (ત્વક દોષ, સંધીવા, અસ્થિ શોષ અને શળ) પ્રમેહ, ક્ષિણતા, ફીરંગોપદંશ મટી જાય છે ને ચાંદી ઉપર કરેણનાં મૂળ (સફેદ અથવા લાલના) ચોપડવાં.

### માસ્તર કેશવરામ હરીશંકર ભટ્ટ સ્કુલ માસ્તર.

### મુ૦ કાપોદ્રા તા૦ અંકલેશ્વર.

**વિસ્ફોટકના ઉપાય**—મજીઠ, હરડાં, બેડાં, આમળાં, લીમડાની છાલ, કડુ, વજ, દારૂહળધર અને ગળો બબ્બે તોલા લઇ ખાંડીને ૧૮ પડીકા કરવાં. તેમાંનું એક પડીકું એક શેર પાણીમાં ઉકાળી નવટાંક પાણી રહે ત્યારે ગાળીને પાવું. તેજ કુચા ઉકાળીને સાંજે પાવા. એ પ્રમાણે ૯ દિવસ પાવું, અને નીચે લખેલું ઓસડ ચોપડવું;—ધંતુરાનો રસ શેર ૦।, નાગરવેલના પાનનો રસ શેર ૦।, ચંબેલીના પાનનો રસ શેર ૦।, ધોળી દરોના પાનનો રસ શેર ૦।, મનસીલ તોલા ૨,

પારો તો. ૨, ગંધક તો. ૨ પ્રથમ પારાગંધકની કાજળી કરી તેમાં મનસીલ ઘુંટવો તેમાં પેલા ૪ જાતના રસ મેળવીને એક રસ કરી દરરોજ ચોપડવું એટલે ટાંકી, વિસ્ફોટક મટી જાય છે.

૨. હીરાદખ્ખણ, કલઈ સફેનો, બોદાર પથરી, બાળેલા ચામડાની રાખ, કાથો એ એકેક તોલો લેવાં, મોરથુથુ બેઆનીભાર લઈ સો પાણીએ ધોયલા ઘીમાં મેળવી મલમ કરી ચોપડવો અને ઉપરથી ઉપર લખેલો મંજીષ્ઠાદિ ક્વાથ મધ તથા શાકર મેળવીને પાવાથી ટાંકી, વિસ્ફોટક મટી જાય છે.

## વૈદ્ય ભવાનીશંકર ગોવીંદજી.

બોદાર, હીંગળોક, કાથો, સિંદુર, રાળ, ઇસેસ, માયાં, સોનાગેરૂ, હીરાદખ્ખણ, કપુર એ તોલો તોલો લઈ પાંચ તોલા મીણને તેટલાજ ગાયના ઘીમાં ઓગાળી મલમ બનાવી ચોપડવાથી ઉપદંશ મટી જાય છે.

## વૈદ્ય નરસંઇભાઈ માધવભાઇ રાંદેરવાળા મુ. કહોર.

રસકપુર તોલા ૮ લઇને તેના ઉપર ચણાનો લોટ પાણીમાં પલાળી સારી રીતે મર્દન કરી રસકપુર ઉપર એક આંગળ જાડો લેપ કરવો. પછી કાચા સુતરને દડાની માફક લપેટી એક આંગળ સુધી જાડો બનાવવો. પછી ગાયનું દુધ મણ ૦ાા કડાઇમાં રેડી તેમાં પેલો દડો મુકવો અને હલકી આંચ આપવી. દુધ તમામ બળી જાય ને માવો થઇ જાય ત્યારે તેને ઉતારી અંદરથી રસકપુર કાઢી લેવો. તે રસ કપુરને ઝીણો ખલ કરી ૧ ચોખાપુરમાત્રાથી મધમાં આપવો. તેથી પ્રમેહ, ચાંદાં, વિસ્ફોટક, ખરજ, ધાતુના બગાડાનો નાશ થાય

છે. રોગીને દુધ, ભાત, ઘી, પુરી સિવાય બીજું કાંઇ ખાવા આપવું નહિ. મોંમાં ગરમી જણાય તો વગળના પાણીના કોગળા કરાવવા. ગમે તેવી ચાંદી હશે તે ૭ દિવસમાં મટી જશે.

**વૈદ્ય ધનેશ્વર નાગેશ્વર મહામહોપધ્યાય મુ૦ મંગળેશ્વર—ભરૂચ.**

પારો તો ૧, હીંગલોક તો. ૧, ગંધક તો, ૧, બીલામા ટોચી કાઢેલા તો. ૪, ખોરાસાની અજમો તો. ૪ જુનો ગોળ તો. ૧૨, પ્રથમ સર્વને વાટી લોખંડની ખાડણીમાં બીલામાને એવાં ખાંડવાં કે પતરી બાકી રહે નહિ. જ્યારે એવાં ખંડાઇ રહે ત્યારે પારા ગંધકની કાજળી નાંખી, બીજાં ઓસડ મેળવી, ગોળ મેળવી કાચના એક પ્યાલામાં ભરી લેવું. તેમાંથી રોગીને ચણીબોર જેવડી ગોળી કરી સવારસાંજ એકેકી ગોળી ભેંસની છાશમાં ઘોળીને પાઇ દેવી. એટલે ૭–૮ દિવસમાં મોંઢું આવવાની તૈયારી થશે એટલે ગોળી બંધ કરવી ને ૮–૯ દિવસ સુધી મોંઢું ગળવા દેવું. પણ ધ્યાન રાખીને જોવું કે મોંઢે પડતી લાળમાં ચોખ્ખું લોહી પડતું હોય તો તે મોંઢાને વાળી લેવું. ખોરાકમાં છાશ, ચોખા અને જુવારની ઘેંસ આપવી મીઠું આપવું નહિ. દોઢ માસ સુધી ચાલુ દવામાં છાશ ભરપટ્ટે આપવી. મોંઢું ગળે ત્યાં સુધી છાશ પાયા કરવી. દરદી ગભરાય નહિ તેની તપાસ રાખવી. એ સિવાય બીજો ખોરાક ખાનાર દરદી મરી જશે. જો મોં વાળવું હોય તો મીઠા વગરની આમલીનું પાણી, રોગી જેટલું પીએ એટલું પાવું. ત્યાર પછી ૧૮ દિવસ વિત્યા પછી ઘેંસમાં ઘી તથા સાકર નાંખીને આપવું. દુધ પણ આપવું. દુધ આપ્યા પછી દરદીને બંધકોશ થાય છે તેથી તેને હલકો જુલાબ આપવો. દિવસ ૨૦ પછી

શાકરનો શીરો ખવડાવવો ને તે સાથે અનાજ જે ભાવે તે આપવું પણ લુણ (મીઠું) તો દોઢ માસ પછીજ આપવું. મોંઢુ વાળતી વખતે રોગીને બાવળ, બોરડી, જાંબુનું વગળ કરી દિવસમાં ૪ વખત કોગળા કરાવવા જેથી મોંઢાની ચાંદીઓ મટી જાય છે. જો મોંઢામાં ભારે ચાંદી પડી જાય તો સોનાગેરૂ, ગુલેઅરમાની, ફુલાવેલી ફટકડી, એલચી, ચીનીકબાલા, એનું ચુર્ણ બનાવી મોંઢાની ચાંદી ઉપર દાબવું.

## વૈદ્ય બાળકૃષ્ણ હરીકૃષ્ણ શાસ્ત્રી વડોદરાવાળા મુ. ભુવાલડી વાયા અમદાવાદ.

શંખજીરૂ, સિંદુર, કપુર, ચામડાની રાખોડી માણસના હાડકાંની રાખ; એને ખુબ બારીક વાટી રાખી મુકવું પછી તલના તેલનું ટીપું ચાંદીપર મુકી ઉપરની દવા દાબવી તેથી ચાંદી સુકાઇ જાય છે.

## વૈદ્ય બાળાશંકર પ્રભાશંકર મુ૦ નાંદોદ રાજપીપળા સ્ટેટ

મોરથુથુ વાટી એક વાલનું પડીકું ત્રણ શેર પાણીમાં નાખી ઝીણું કપડું પલાળી પોતું મુકવું જેથી દક્ષણી ચાંદાં (ઉપદંશ) મટે છે તેમજ બાળકોને આગરૂ ઉપર ચોપડવાથી પણ મટે છે. અમારી ખાસ અજમાવેલી છે.



# आयुर्वेद निबंधमाळा—गाम २ जो.

# નિબંધ ૨૪ મો.



## ક્ષુદ્રરોગ.

માણસની ચામડી ઉપર ચામડીની અંદરથી વાયુ, પિત્ત અને કફના હીન—મિથ્યા અને અતિયોગથી રસ, રક્ત, માંસ અને મેદને બગાડી ગાંઠના રૂપમાં અથવા ફોલ્લીના રૂપમાં અથવા નીચે ગાંઠ અને ઉપર ફોલ્લીના રૂપમાં જે દર્દો ઉત્પન્ન થાય છે, તેના જુદાજુદા ભાગ પાડી, ગલગંડથી માંડી ફીરંગરોગ સુધી વર્ણન કરવામાં આવ્યું છે, તથા આયુર્વેદાચાર્યોએ વિશેષ દર્દોનું વિશેષ રૂપમાં વર્ણન કરવા છતાં જે ભાગ બાકી રહ્યો તેને ક્ષુદ્રરોગમાં ગણી, તેના સામાન્ય નામો આપેલાં છે. ગલગંડથી માંડીને ક્ષુદ્રરોગના અંત સુધીમાં જે જે ફોલ્લીઓ આવેલી છે તેના તરફ જો વૈદ્ય લોકો ધ્યાન આપીને, બરાબર તેની ચિકિત્સા કરે તો પછી એ વૈદ્યને બીજા રોગો સારા કરવા માટે ધ્યાન આપવાની ફુરસદ મળે નહિ; એટલે હાલમાં બીજા રોગોના ઔષધોપચારની સાથે કેટલાક વૈદ્યો મલમપટ્ટાનું કામ પણ કરે છે, પરંતુ અમારૂં માનવું એવું છે કે, ગલગંડથી ક્ષુદ્રરોગ સુધીની ચિકિત્સા કરવા માટે એક સ્વતંત્ર વૈદ્યનીજ જરૂર છે, કારણ કે જુદીજુદી જાતના, જુદાજુદા પ્રકારના સંખ્યાબંધ દર્દોને વિચારપૂર્વક તપાસી તેના ઉપર જોઇતા ઝાડપાલા, છાલ, મૂળ, કંદ, રસ, ક્ષાર, રાખોડી

અને સંખ્યાબંધ જાતના મલમો રાખવાને માટે, એક સ્વતંત્ર દવાખાના સિવાય ચાલી શકે એમ નથી. એ વિદ્યામાં નિપુણતા મેળવીને આયુર્વેદના સિદ્ધાંત પ્રમાણે રોગને પારખી, તે રોગને ખાવાની કે ચોપડવાની ક્રિયા કરવામાં નિપુણતા મેળવે તો તેને શલ્ય સિવાયના બીજા દર્દોમાં શસ્ત્રકર્મ કરવાની જરૂર પડે નહિ. એટલું વિવેચન, કરીને ક્ષુદ્ર રોગનું વર્ણન કરતાં પહેલાં અમારે કહેવું જોઇએ કે આપણા લોકોમાં એક સાધારણ રિવાજ પડી ગયો છે કે, બુદ્ધિપૂર્વક વિચાર કરીને માણસ શરીરના જ્ઞાનેન્દ્રિઓના રોગોમાં ચિકિત્સા થવી જોઇએ; પરંતુ જેટલું ધ્યાન શરીરના ભીતરના ભાગમાં તાવ આદિ લઇને બીજા રોગોમાં આપવામાં આવે છે તેટલું ધ્યાન જ્ઞાનેન્દ્રિયના રોગો માટે આપવામાં આવતું નથી. લોકોના મનમાં એવો વિચાર છે કે, ઇન્દ્રિના દર્દો કાંઇ જીવ લેતાં નથી, તો પછી નકામા વૈદ્ય ડોકટરોના પૈસા શું કામ ખરચવા? તેથી આંખ આવે છે તો ખાપરીયું કે ચીમડ આંજે છે; કાન પાકે છે તો કોઇ જાતનું તેલ મૂકે છે. જીભે ચાંદી પડે છે તો ધમાસો ને ફટકડીના કાગળા કરે છે. ચામડી ઉપર ફોલ્લા કે ગોડ થાય છે તો છાલો પાલો ચોપડે છે, અથવા સાધારણ મલમની પટ્ટી મારી દે છે. નાકમાં ફોલ્લી થાય છે તો ફૂલ સૂંઘી મટાડવાની ઇચ્છા રાખે છે, પણ એવી બેદરકારીથી જયારે રોગ પોતાના સ્વરૂપમાં બરાબર પ્રગટ થઇ વિક્રિયાને પામે છે, ત્યારે દોડાદોડ કરીને દશગણા પૈસા ખર્ચે છે, તોપણ અંતે તે દરદ મટતાં નથી, જેથી કેટલીકવાર શરીરનો ઉપયોગી ભાગ કાપી નંખાવવો પડે છે.

ક્ષુદ્ર રોગમાં જેને ચામડીના રંગ જેવી ગાઠોવાળી, મગના જેવડી ફોલ્લીઓ થાય છે, તે અજગલ્લીકા કહેવાય છે. જેને

કફ—વાયુમાંથી જવના દાણા જેવી કઠણ ગાંઠોવાળી, માંસના આશ્રયે રહેલી જે ફોલ્લી થાય છે તે **યવપ્રખ્યા** કહેવાય છે. કફ વાયુમાંથી કઠણ, વગર મુખની, લગાર ઉપસેલી ફોલ્લી થાય છે, અને તેની આસપાસ ચઠા પડે છે તથા તેમાં પરૂ ઓછું હોય છે તેને **અંધાલજી** કહે છે. પિત્તના સંબંધથી મોટાં મુખવાળી, બળત્રા કરવાવાળી, પાકેલા ગુલ્લરના ફળ જેવી અને આસપાસ ચાઠાં પડેલી જે ફોલ્લી થાય છે તે **વિવૃતા** કહેવાય છે. કફ—વાયુમાંથી ગાંડો પડેલી સંખ્યામાં પાંચ કે છ, કઠણ અને કાચબાની પીઠ જેવી ઉપસેલી ફોલ્લી થાય છે તેનું નામ **કચ્છપિકા** છે. ગરદન, ખભો, બગલ, હાથ, પગ, સાંધાઓ તથા ગળું. આ સ્થાનોપર કીડીઓના દરપર જેવી ટેકરીઓ હોય છે તેવડી ત્રિદોષ જનીત ગાંઠ થાય છે, તેનો ઉપાય જો વખતસર કરવામાં નથી આવતો તો તે ગાંઠ ધીમે ધીમે મોટી થઇ, તેને ઘણાં મુખ થાય છે, અને તેમાંથી રસીનો શ્રાવ થાય છે. આ ગાંઠના મુખ ઉંચાં થએલાં હોય છે, અને તે ગાંઠ કીડા ઉપર થતી ખસની માફક ફેલાય છે; એ ગાંઠ જુની થયા પછી તેનું ઓસડ કરવું મિથ્યા છે, તેથી એનું નામ **વાલ્મિક** પાડ્યું છે. વાયુ અને પિત્તના યોગથી કમળફુલની વાટીકા જેવી એક ફોલ્લી વચમાં થઇ, તેની આસપાસ બીજી નાની ફોલ્લીઓ થાય છે તેનું નામ **ઇન્દ્રવૃદ્ધા** છે. વાતપિત્તમાંથી ગોળ, ઉપસી આવેલું, લાલ રંગનું, ફોલ્લીઓથી ઘેરાયલું, એવું જે ગોળાકાર ચાઠું પડે છે, અને તે ઘણું દુઃખે છે તેને **ગર્દભિકા** કહે છે વાયુ અને કફથી હડપચીના સાંધાપર કઠણ, મંદપીડાકારક તથા ચળકતો એવો જે સોજો આવે છે, તે **પાષાણગર્દભ** કહેવાય છે. કાનની અંદર વાયુ અને કફથી ફણસની ગોટલી સરખી જે કઠણ

ફોલ્લી થાય છે, તેમાં ઠણુકા ઘણા આવે છે, તેને પનસિકા કહે છે. આ ફોલ્લી વખતે કાનની બહાર પણ થાય છે. પિત્તમાંથી વિસર્પની પેઠે શરીરમાં અહિંતહિં પસરે એવો પાતળો તથા કિંચિંત પાકી શકે એવો જે સોજો આવે છે અને તેમાં તાવ તથા બળત્રા થાય છે, તેને જાલગર્દભ કહે છે વાત કફાદિ ત્રણે દોષમાંથી માથા ઉપર ગોળ, અત્યંત પીડા સાથે તાવ લાવનારી અને ત્રિદોષનાં લક્ષણયુક્ત જે ફોલ્લી થાય છે તે ઇરિવિલ્લીકા કહેવાય છે. બાહુ (આખો હાથ) બગલ, ખભા, અને પાંસળાં એ સ્થાનોપર પિત્ત કુપિત થવાથી જે ફોલ્લી થાય છે, અને તે કાળી ફોલ્લીઓથી ઘેરાયલી, વેદનાયુક્ત હોય છે તેને કક્ષા કહે છે. પિત્ત વિકારયુક્ત થવાથી ફોલ્લા સરખી મોટી એક ફોલ્લી ચામડી ઉપર થાય છે તેને ગંધમાલા કહે છે. બગલની આસપાસ માંસના ટુકડા કરનારા જે ફોલ્લા થાય છે તેમનાથી શરીરની અંદર બળત્રા બળે છે અને તાવ આવે છે. આ ફોલ્લા અગ્નિ જેવા લાલચોળ હોય છે. જો તેમાં વાયુનું પ્રાધાન્યપણું હોય છે તો છ દિવસે, પિત્તનું પ્રાધાન્યપણું હોય તો બાર દિવસે અને કફનું પ્રાધાન્યપણું હોય તો રોગી પંદરમે દિવસે મૃત્યુ પામે છે, તેથી એનું નામ અગ્નિરોહિણી કહે છે. વાયુ અને પિત્ત નખોના માંસમાં રહીને, બળત્રા કરીને માંસને પકાવે છે, તેથી તેને ચિપ્પ કહે છે. પગ ઉપર ચામડીના રંગે થોડી સજેલી પણ અંદરથી પાકેલી જે ફોલ્લી થાય છે તેને અનુસચી કહે છે. વિદારિકંદ જેવી ગોળ, બગલમાં અથવા અંડસંધિમાં ત્રિદોષના દોષથી રાતા રંગની જે ગાંઠ થાય છે તેને વિદારિકા કહે છે. કફ, મેદ અને વાયુ એ ત્રણ માંસ નસો અને સ્નાયુમાં પ્રવેશ કરી ગાંઠ ઉત્પન્ન કરે છે, તે ગાંઠ ફુટયા

પછી તેમાંથી મધ, ઘી કે ચરબીના જેવી રસી ઝરે છે. તેમાં વાયુ પાછો કુપિત થઇને વિશેષ વૃદ્ધિ પામી માંસને સુકવી નાંખી, ઝીણી ઝીણી સરસવના દાણા જેવી ગોળીઓ બનાવે છે તેને **શર્કરા** કહે છે. ઉપર વર્ણવેલી શર્કરા થયા પછી જ્યાં તે થઇ હોય ત્યાંની રગો-માંથી દુર્ગંધયુક્ત, કલેદયુક્ત, ઘૃત, મેદ અને વસા જેવું વિવિધ રંગનું લોહી ઝરવા માંડે છે તેને **શર્કરાર્બુદ** કહે છે. જે માણસને પગે ઘણી મજલ કરવી પડે છે અથવા જે માણસના પગ વાયુના સંબં-ધથી અત્યંત લુખા પડી જઇ પગના તળીયામાં કીડા પડે છે તેને **પાદદારી** કહે છે. ચાલતાં પગમાં પથ્થરની અણી ખુંચવાથી કે કાંટો વાગી ભરાઇ રહેવાથી ચીણી બોરના ઠળીઆ જેવડી જે ગાંઠો બંધાય છે તેને કદર અથવા **ખણ** કહે છે. ગંધાતો સડેલો કાદવ પગના આંગળાની વચ્ચે ભરાઇ રહેવાથી આંગળાંની વચ્ચેની ચામડી કોહી જાય છે, તેને **અલસ** કહે છે. પિત્ત વાયુ સાથે કુપિત થઇ માથાના વાળના છિદ્રમાં જઇને રહે છે તેથી નીમાળા ખરી પડે છે એટલે કફ અને રક્ત વાળના છિદ્રોને પૂરી નાંખે છે, તેથી ટાલ પડેલા માથાના તેટલા ભાગપર ફરીથી વાળ ઉગતા નથી તેને **ઇંદ્રલુપ્ત** કહે છે. કફવાયુના કોપથી વાળવાળો માથાનો ભાગ અતિ કઠણ થઇ પછી તેમાં વલુર આવે છે, અને ચામડી ખરબચડી થાય છે, તેને વલુરવાથી, થોડી રસી ફુટી આવે છે તેને **દારૂણ** કહે છે. રક્ત, કફ અને કૃમિના સંબંધથી માથાપર જે ચકામા પડે છે, અને તેને ચાળણી જેવાં પુષ્કળ મોઢાં હોય છે તથા તેમાથી રસી ઝરે છે તેને **અરૂંશિકા** કહે છે. ક્રોધ, શોક અને શ્રમથી ઉત્પન્ન થયલી શરીરની ગરમી અને પિત્ત, આ બંને માથામાં જઇને માથાના વાળને

પકવે છે, તે પ્રથમ ભુરા રંગના અને પરિણામે સફેદ થાય છે તેને **પલીત** કહે છે. કફ–વાયુના કોપથી રૂના છોડના કાંટા જેવી જુવાન માણસના મુખ ઉપર ફોલ્લીઓ થાય છે તેને **તારૂણ્ય પીટિકા** કહે છે. કમળના કાંટા જેવા કાંટાથી ભરેલું પાંડુવર્ણું અને કંડુયુક્ત જે મંડળ ઉઠે છે, અને જેમાં કફ અને વાયુ પ્રાધાન્ય છે, તેને **પદ્મિનીકંટક** કહે છે. કફ રક્તથી જન્મની સાથેજ થયલું, એક સરખું, લગાર ઉપસેલું, પીડા વિનાનું જે મંડળ થાય છે તેને **જંતુમણી** (લાખું) કહે છે. વાયુથી અંગપર અડદના દાણા જેવડી, કાળી, વેદના રહિત, સ્થિર, કઠણ, લગાર ઉપરથી અદ્ધર એવી જે માંસની ગાંઠ બંધાય છે તે **માસ (મસા)** કહેવાય છે. વાત પિત્ત અને કફના કોપથી તલ જેવડા કાળા રંગના ન દુઃખે એવા, ચામડીની લગોલગ, ડાઘા પડે છે, તે તિલકાલક કિંવા તલ કહેવાય છે. શરીરપર મુખ વગરના તેમજ મોટા કિંવા નાના, કાળા અથવા ધોળા રંગના, પીડા વિનાના જે ડાઘા પડે છે તેને **ન્યચ્છ** કહે છે. ક્રોધ અને શ્રમથી કુપિત થયેલો વાયુ, પિત્તમાં મળી જઇ, મુખ ઉપર આવી, એક મંડલ ઉત્પન્ન કરે છે તેને **વ્યંગ** કહે છે. ઉપર કહેલું મંડળ કાળું હોય છે અને તે મુખ તથા શરીર ઉપર ઉઠે છે, તેને તિલિકા કહે છે. ઉપસ્થ ઇન્દ્રિ ચોળવા કે રગડવાથી અથવા તેના ઉપર કાંઇ વાગવાથી, વ્યાનવાયુ કુપિત થઇ, ઇન્દ્રિની કોથળીમાં ભરાઇ, પછી તે ચામડીને પાછી ખેંચી લાવે છે, એટલે ઉંપર ચઢાવે છે; વળી તેનાથી ઇન્દ્રિકોષ (આખી ઇન્દ્રિ) સુજી આવી મણીની નીચે એક ઝુલતી ગાંઠ બાઝે છે, તેમાં બળત્રા થઇ ઠણકા લાગે છે, અને કોઇ વખતે ગાંઠ પાકે છે. એ ગાંઠ વાયુ પ્રાધાન્ય છે. કફ પ્રાધાન્ય થતાં તે ગાંઠ કઠણ

થય છે, અને પિત્ત પ્રાધાન્ય હોય તો પાકી જાય છે, એવી ગાંઠને **પરિવર્તિકા** કહે છે. જે સ્ત્રીની યોનિનું દ્વાર નાનું છે, તે સ્ત્રીની સાથે પરાણે સંભોગ કરવાથી, કિંવા ઇન્દ્રિની કોથળીની ચામડીને બળથી હાથે ઉલટી કરી ઉપર ચઢાવવથી, કિંવા ઇન્દ્રિને ચોળવાથી કે દાબવાથી, અથવ શુક્રની ગતિને પરાણે ખેંચી અટકાવી રાખવાથી જે યોનિ અથવા લિંગપરની ચામડી ફાટી જાય છે તેને **અવપાટિકા** કહે છે. વાયુના સંબંધથી ઇન્દ્રિ પીડિત થતાં, ઇન્દ્રિપરની ત્વચા સુજી જઈ, મણીને ઢાંકી દે છે, તે મણી ચામડીમાં ઢંકાઇ જવાથી પેશાબના માર્ગનો અટકાવ થાય છે, તેથી પેશાબની ધાર ન થતાં તેનાં ટીપાં ગળે છે તેમ છતાં મૂત્ર ટપકતાં તનખા ઉઠતા નથી પણ મૂત્ર બહાર આવી ચામડીને ફુક્કાની પેઠેમ ફૂલાવે છે અને તે મૂત્ર ટપકી ગયા પછી બેસી જાય છે, અને તે ઢંકાયલો મણી ખુલ્લો થતો નથી તેને **નિરૂધ્ધ પ્રકાશ** કહે છે. મળ–મૂત્રાદિની ગતિને પરાણે દાબી રાખવાથી ગુદાશ્રિત વાયુ ઘેરાઇને ગુદાનો અવરોધ કરી મળદ્વારનો માર્ગ સૂક્ષ્મ કરે છે, તે મળદ્વારનો માર્ગ એવી રીતે સંકોચાવાથી ઘણા કષ્ટથી મળ ઉતરે છે, આ ભયંકર વ્યાધિને **સન્નિરૂદ્ધગુદના** નામથી ઓળખે છે. ઝાડો થયા પછી બાળકની ગુદા ધોવામાં નથી આવતી, અથવા તેના ઉપર પરસેવો વળ્યા પછી બાળકને નવડાવવામાં નથી આવતું તો રક્ત કફને લીધે વલુર છૂટે છે, અને ખજવાળતાં તેનાપર ફોલ્લાઓ ફૂટી નીકળે છે, જે ઝરવા લાગતાં અન્યોઅન્યથી જોડાઇ જાય છે તેના આ ભયંકર વ્યાધિને **અહિપુતના** કહે છે. સ્નાન કરતાં જે માણસ પોતાના શરીરનો મેલ ઘસીને કાઢી નાંખતો નથી તે મેલ ઝામીને પોપડો બાઝે છે, તે આ મેલ પરસેવાથી ભીંજાતાં તેમાં ઘણી

ચેળ આવે છે અને વલુરતાં તરતજ ફોલ્લીઓ ઉઠી આવી, તે પાકી તેમાંથી રસી ઝરવા માંડે છે, ખાસ કરીને આ રોગ કોથળી ઉપર વધારે થાય છે તેથી તેને વૃષણકચ્છુ કહે છે. શરીરે સુકાયલો તથા અશક્ત એવો કોઇ પુરૂષ કરાંજીને દસ્ત કરવાને મથતાં અથવા અતિસારથી ગુદાનો થોડોક ભાગ બહાર નીસરી પડે છે તેને ગુદભ્રંશ કહે છે. બળત્રા યુક્ત, કોરપર લાલ અને જેના ઉપરની ચામડી પાકી ગયલી એવી કંડુયુક્ત તથા તિવ્ર વેદના યુક્ત જે સોજો અથવા વ્રણ થાય છે તેને સુકરદંષ્ટ્ર કહે છે. એ પ્રમાણે આયુર્વેદાચાર્યોએ પોતાના જમાનામાં થતા તેંતાળીશ રોગનું વર્ણન કર્યું છે, પરંતુ શારંગધરાચાર્યે ક્ષુદ્રરોગના સાઠ પ્રકાર લખેલા છે, એટલે ઝીણા ઝીણા સહજ કારણથી ઉત્પન્ન થતા ક્ષુદ્ર રોગનું, વરણન કરતાં પાર આવે એમ નહિ હોવાથી મુખ્ય મુખ્ય બાબતોને તપાસી તેનું વર્ણન કરવામાં આવ્યું છે. એ ઉપરથી આપણને સમજાશે કે હાલમાં ચાલતી સર્જરી–વિદ્યા તરફ આયુર્વેદના આચાર્યોએ ધ્યાન આપવાનું બાકી રાખેલું નથી, એટલે કહી શકાય કે આયુર્વેદ સર્જરીના કામમાં અપૂર્ણતા બતાવતો નથી પણ તે પૂર્ણપણે અનુભવ સાથે રચાયેલો છે એ વાત નિર્વિવાદ છે.

તમામ ક્ષુદ્રરોગોમાં બનફસાનો બેઆનીભાર ભુકો પાણીમાં વાટી જરા શાકર નાંખી દિવસમાં બેવાર પાવો. અથવા સુવર્ણમાક્ષિક ભસ્મ એક રત્તીથી એક વાલ જેટલી દીવસમાં બેવાર મધમાં ચટાડવી. સુવર્ણમાક્ષિક ભસ્મથી બહારના અને ભીતરના વહેતા પરવાળા ચાંદાં રૂઝાઇ જાય છે. અથવા ગંધક શેર એક લઇ દુધ શેર પાંચને એક તપેલીમાં મુકી, તેનાપર કપડું બાંધી તે કપડાંપર ગંધક વાટીને પાથરી, તેના ઉપર લોખંડનો તવો તપેલીના મુખ જેવડો ઢાંકીને તેનો સાંધો

ઘઉંની કણેકથી બંધ કરી લેવો. તે પછી તવા ઉપર કાયલાના તાપ કરવો, જેથી ગંધક ગળીને દુધમાં પડશે. તેને દુધમાંથી કાઢી ગરમ પાણીથી ધોઇ લેવો. એવી રીતે ગંધકને સાત વખત દુધમાં પીગળાવવો. તે દરેક વખતે દુધ જુદું જુદું લેવું. દુધને ફેંકી દેવું નહિ પણ એકઠું કરી રાખવું. સાત વખત પકાવેલા ગંધકને બારીક વાટી તેમાં થી એક ચોખાપુર, ૭ મહિનાથી અંદરના બાળકને; એક રત્તી ૭ મહીનાથી ઉપરના અને ત્રણ વર્ષની અંદરના બાળકને, અને વધુમાં વધુ એક વાલ મોટાં માણસને દુધ સાથે આપવાથી ચામડીની ઉપરનાં સુકા તથા લીલા ક્ષુદ્રરોગો મટી જાય છે. અથવા એક શેર ગંધક લઇ તેમાં બશેર મીઠું મેળવી દિવસમાં આઠ કલાક બરાબર ખલ કરવો. સાંજે તેને એક તપેલામાં કાઢી નાંખી તેમાં ચોવીશ રતલ પાણી નાંખી હલાવી રહેવા દેવું. બીજે દિવસે તેની ઉપરથી નીતરતું પાણી કાઢી નાંખી, તળીએ જે ગંધક રહે તેમાં બીજું બે રતલ મીઠું મેળવી આઠ કલાક ખલ કરવો ને રાત્રે પાછું ચોવીશ રતલ પાણીમાં પલાળી, સવારે નીતારી પાછું બશેર મીઠું નાંખી ખલ કરવો. એ પ્રમાણે એકવીશ વખત એટલે બેંતાળીશ રતલ મીઠા સાથે ગંધકને ઘુંટવો. જેથી ગંધકનો પીળો રંગ નીકળી જઇ તે સફેદ થાય છે. ગંધકમાંથી પાણી નીતારી કાઢતાં જેમ જેમ દિવસ જાય છે તેમ તેમ ગંધક બારીક વટાયલો હોવાથી પાણી સાથે ચાલ્યો જાય છે, એટલા માટે નીતરતું પાણી નીતરી જાય કે વધારાનું પાણી અટકાવી દઇ તે તપેલાને કોડવંકું મુકી, એક કપડાનો કટકો પાણીથી પલાળી, નીચોવ્યા વિના એવી રીતે મુકવો કે તેનો એક છેડો ગંધકપર પહોંચે અને બીજો છેડો ગંધકવાળા તપેલાની કોરની નીચે લટકતો રહે, એટલે

**સાયફૉનની રીતે** ગંધકમાંનું તમામ પાણી બહાર ટપકી જશે અને ગંધક પાણી સાથે જશે નહિ પણ તપેલામાં કોરો પડી જશે. તેવી રીતે એકવીશ વખત ગંધક વાટયા પછી તે ગંધકમાં ચોખ્ખું પાણી ઉમેરી તે ભુકાને ધોઇ લેવો, એટલે તેમાંનું પાણી પણ સાયફૉનની રીતે બહાર ટપકાવી કાઢવું. એકવાર બેવાર કે ચારવાર ચોખ્ખા પાણીએ ધોતાં તે પાણીને ચાખી જોતાં ખારાશ લાગે નહિ ત્યારે જાણવું કે ગંધકમાં મીઠાનો ભાગ રહ્યો નથી. પછી તેને તડકે સુકવી શીશીમાં ભરી મુકવો. આનું નામ **ગંધકરસાયન** પાડયું છે. એ ગંધકરસાયન એક રત્તીથી બે રત્તી સુધી, દુધ સાથે, ઘી સાથે અથવા મધ સાથે દિવસમાં બેવાર આપવાથી જુના પરમીઆ, જુના વિસ્ફોટક, ફીરંગરોગથી બગડીને પાકતી આંખો અથવા ફીરંગરોગથી બગડીને પાકતા અવયવોને રૂઝવી નાંખે છે.

ક્ષુદ્ર રોગોના જુદા જુદા ગમે તેટલા ભાગ પાડવામાં આવેલા છે પરંતુ તેમાં વાયુ પિત્ત અને કફપ્રાધાન્ય તથા આગંતુકમાં પણ વાયુ પિત્તને કફપ્રાધાન્ય ગણી શકાય છે, એટલે વાયુ પ્રાધાન્ય હોય તે પાકતો નથી, પણ વેરાઇ જાય છે, અથવા એમને એમ રહે છે. પિત્ત પ્રાધાન્ય હોય તે ઘણી ઝડપથી પાકી જાય છે અને કફપાધાન્ય હોય છે તે ઘણી ધીમી ગતિએ પાકે છે અને ઘણે કાળે રૂઝાય છે. આપણે આગળ જે ખાવાની દવા લખી છે તે પૈકી વાયુ પ્રાધાન્ય દર્દોમાં તથા કફ પ્રાધાન્યમાં સુવર્ણમાક્ષિક ભસ્મ વધારે કામ કરે છે, અને પિત્ત પ્રાધાન્યમાં બનફસા અથવા મંજીષ્ઠાદિ ક્વાથ અથવા ગંધક રસાયન ઘણી ઝડપથી કામ કરે છે. બેરજીનો મલમ, સાદો મલમ, તડકાનો

મલમ અને ધોળો મલમ પણ અસરકારક કામ કરે છે, એટલા માટે એ રોગોના ઉપાય કરનારા વૈદ્યોએ બુદ્ધિપૂર્વક ચિકિત્સા ગોઠવવી કે જેથી કોઇ પણ જાતનો રોગ પોતે પ્રકટ થઇ બીજા રૂપમાં પલટાઇ જવા પામે નહિ, પણ તે દરદને સારૂંજ કરે. **इत्यलम्.**

# બીજા વૈદરાજો તરફથી આવેલા અનુભવી ઈલાજો

### વૈદ્ય ધીરજરામ દલપતરામ ગુજ્જરફળીઆ-સુરત.

**૧. દરાઝનો મલમ**-મનસીલ, રસકપુર, બાવચી, બોદાર, કાથો, ગંધક, કુંવાડીયાના બીજ, સેરીલોબાન, પલાસપાપડો, સિંદુર, કપુર એ સર્વેને વાટી વસ્ત્રગાળ્ કરી ધોયલા ઘીમાં મલમ કરવો. આ મલમ ચોપડવાથી કાળી તથા લાલ દરાઝ મટે છે, અને એ ભુકાને કરંઝીવા તેલમાં ચોપડવાથી ફોલ્લા, ખસ અને માથાની ઉંદરી પણ મટે છે.

### યતિશ્રી રવીહંસજી દીપહંસજી છાપરીયા શેરી-સુરત.

**૧. ખરજવું વગેરે**-પારો તોલો ૧, ગંધક તો. ૧, સુનાગેરૂ તો. ૧, બોદાર પથરી તો. ૧ અને ફુલાવેલું મોરથુથુ બેઆનીભાર સર્વને ખૂબ બારીક ઘુંટી, ધોયલા ઘીમાં મેળવી ઘસવાથી સુકાં ખરજવાં, ખસ, ચાંદાં તથા ચામડીના દરદો મટે છે. અથવા એની ઉપર કાળીદ્રાક્ષ, સોનામકઇ, ગુલાબનાં ફુલ, મજીઠ અને ત્રિફળાની ફાકી આપતા જવું. ઉપલો મલમ લગાડતાં આંખે અથવા મોંએ નહિ લાગે તે સમાલવું.

૨—વાલની દાલના કોલસાનો ભુકો તો. ૧૦, જુના જોડાના ચામડાના કોલસાનો ભુકો તો ૫ નગોડના પાંતરાંની રાખ તો. ૫, કાળા મરી દાણા ૨૫, કપુર તો. ૧ એ સર્વને વાટીને કરંજીયા તેલમાં મેળવી ચોપડે તો ખસ અને ખુજળી મટે છે.

૩—માયું, ગંધક, ફટકડી, શાકરને વાટી પાણીમાં ગોળી વાળી પાણીમાં ઘસી ચોપડવાથી દરાઝ મટે છે.

૪—પપઈના ફળનું ડીચકું તોડવાથી જે ચીક નીકળે છે તે ચીક, દરાઝપર ઘવડીને ચોપડવાથી દરાઝ પાકીને મટી જાય છે.

## વૈદ્ય બાળકૃષ્ણ રત્નેશ્વર કંસારાશેરી—સુરત.

૧. ગુલેઅરમાની શેર ૦।, ગંધક શેર ૦)= બેરજી શેર ૦।, મોરથુથુ શેર ૦)-(અધોળ) એ સર્વને વાટી વસ્ત્રગાળ કરી રાખવું. આ ચુર્ણ ઘુપેલ સાથે ચોપડવાથી ગમે તેવાં ચાંદા મટી જાય છે. ધારામાં ભુકો ભભરાવવાથી તે પુરાઇ જાય છે. લીંબુના રસમાં ચોપડવાથી દરાઝ તથા ખરજવું મટે છે.

૨—ગાવજબાનના પાંતરાં તોલા ૨. ચીનીકબાલા તો. ૧ સફેદ કાથો તો ૨ એલચીના દાણા તો. ૦।।, સફેદ તપખીર તો ૨, ગેરૂ તો. ૧ એ સર્વને વાટીને ચુર્ણ કરી ભભરાવવાથી અથવા ધોયલા ઘી સાથે ચોપડવાથી ચાંદાં, ચાંદી, વગેરે ઘણા રોગ મટે છે.

## ઇશ્વરલાલ રતનલાલ ત્રિવેદી, નાગરફળીયું—સુરત.

૧. **ખુજળી**—કપુર તોલા ૪, રસકપુર તો. ૪ એલચી તો. ૪, કાથો તો. ૨, સીંદુર તો. ૨, એને ઝીણું વાટી ૧૬ તો. માખણ મેળવી, તાંબાના વાસણમાં નાંખી તાંબાના વાડકાથી ૨૪ કલાક

ઘુંટવું એટલે મલમ જેવું થશે. તે મલમ ચોપડવાથી અથવા માલીસ કરવાથી ખસ તથા ખુજલી મટે છે.

૨—રાળ, કાથો, આમળસારો ગંધક, કપુર, કંપીલો અને કલઇસફેતો સમભાગે લઇ, કપડછણુ કરી એકસો વાર ધોયલા ધીમા મેળવી ચોપડવું અથવા ઘસવાથી ફોલ્લા ખુજળી, ખસ તથા ચામડીના તમામ દરદો મટી જાય છે.

૩. મોરથુથુ, ગંધક, બોદાર પથરી, હડતાળ, કલઇસફેતો, ફટકડી, મનસીલ, કાળાં મરી, કપુર, કંકુ એ સર્વે સમભાગે લઇ વસ્ત્રગાળ કરી કરંજીયા તેલમાં મેળવી ચોપડવાથી ખસ, ખુજળી. ચાંદાં વગેરે ત્વકદોષ મટે છે.

૪. ધંતુરાનાં પાંતરાંનો રસ કાઢી તડકે સુકવવો. ચોપડવા જેવો જાડો થાય ત્યારે તેને ખુજળીવાળી જગ્યાપર ચોપડી, બે કલાક બાદ ધોઈ નાંખવો. એ પ્રમાણે ૧૫ દિવસ સુધી બરાબર કરવાથી ખુજળીને ખસ મટી જાય છે.

૫. ભોંયપાંતરીનાં પાન ૦॥ તોલો લાવી પાણીમાં વાટી ૦। શેર પાણી બનાવી તેમાં શાકરનો ભુકો તો. ૦॥ નાંખી પાવાથી ગરમીના રોગમાં સારસાપરીલા કરતાં વધારે ફાયદો કરે છે. ખસ તો માત્ર ૩ દિવસમાં મટે છે. આંખની બળત્રા શાંત કરે છે અને તપી ગયલા લોહીને ઠંડું પાડે છે.

૬. ઠંડી—પડી—ઉન્નાબ, સાથરા, ગાવજુબાન, બનફસા, નીલોફર, કાસની, ગુલાબનાં ફુલ, ગળો, વરીઆળી, ચીનીકબાલા ને સોનામકઇ એ ૧૧ ચીજ તોલો તોલો સમભાગે લઇ, બરાબર સાફ કરી, તેને ખાંડી તેમાંથી બે તોલા ભુકો લઇ ૧૦ તોલા પાણીમાં પલાળી ચોળીને

કપડે ગાળી, સાંજની પલાળેલી સવારે અને સવારની પલાળેલી સાંજે ઠંડીને ઠંડી પાવાથી ગરમીથી રહી ગયલા સાંધા છુટી, તેનાપર આવેલો સોજો મટાડે છે, ને શરીરમાંની તમામ ખોટી ગરમીને ઝારી કાઢે છે.

૭. **દરાઝના ઉપાયઃ**—કાંટાસરીયાનાં પાંતરાં દિવસમાં બેવાર ૪ દિવસ સુધી દરાઝ ઉપર ચોળવાથી દરાઝ મટી જાય છે ને ફરીથી થતી નથી

૮. ગુલખાસનાં પાંતરાં અને મીઠું વાટીને દરાઝને ઘસી તે ઉપર ચોપડવાથી દરાઝ મટી જાય છે.

**વૈદ્ય અંબારામ શંકરજી મુ. વાગડ વાયા રાણપુર.**

૧. **ભરનીગળ માટેઃ**—ચોખું મધનું મીણ તથા ચંબેલીનું તેલ મેળવી આગળી (પટ્ટી) બનાવી લગાડવાથી ગમે તેવું ભરનીગળ તથા દાઢોડી મટી જાય છે.

૨. દાંતીઓ પાણો (ધાપણ) જે થાય છે તેને લાવી બાળવો. પછી ઘીમાં મેળવીને ૧૦૮ પાણીએ ધોવો. એ મલમ લગાડવાથી ભરનીગળ ગુમડાં તથા દાઢોડી મટે છે.

૩. **નહીં રૂઝાતા ગુમડાં તથા ચાંદીઃ**—કાથો, મોરથુથુ, લોબાન, રાળ એ ચારે સરખે વજને લઇ તલના તેલમાં મેળવી ૧૦૮ પાણીએ ધોઇ લગાડવાથી ભોંય આવી ગમે તેવી ચાંદી તથા નહીં રૂઝાતાં ગુમડા રૂઝાઇ જાય છે.

૪. **ભરનીંગળ ગુમડા માટે પટ્ટીઃ**—સીંદુર ત્રણ ભાગ, રાળ અડધો ભાગ, મીણ એક ભાગ, મંજીઠ અડધો ભાગ, કપુર પા ભાગ,

કાથો પા ભાગ, સપેતો અડધો ભાગ, કપુરકાચલી પા ભાગ, મોરથુથુ પા ભાગ, તીખાં પા ભાગ, કોડીયો લોબાન પા ભાગ, એરજી પા ભાગ, એરંડતૈલ ૧૩ ભાગ, પ્રથમ એરંડતૈલ ગરમ કરી તેમાં સિંદુર નાંખવું, જ્યારે તેનો કાળો રંગ થાય ત્યારે રાળ નાંખવી. પછી મીણુ નાંખવું. પછી તેને ઘુંટી તેમાં કપુર તથા સપેતો નાંખવા, અને ત્યાર પછી બાકીની ચીજો મેળવી તેમાં કાચબાના અસ્થિની ભસ્મ વાલ ૨ નાંખવી (કાચબાના ખોખાં હોય તેની ભસ્મ કરવી) પછી તે બધી વસ્તુને ૨૧ પાણીથી ધોવું. તે લગાડવાથી ભરનીંગળ ગુમડા મટે છે.

## વૈદ્યશાસ્ત્રી એસ. એલ બર્મન બાલાજીરોડ-સુરત.

**દરાજની સોગઠી:**—ગંધક, ગુજ્જર, ફટકડી, ખડીયોખાર, બારીક વાટી દુધમાં ખરલ કરી સોગઠી બનાવી એ સોગઠી સ્લેટપર ઘસી પાતળી પાતળી દરાજપર ચોપડવાથી સારી થઇ જાય છે.

## વૈદ્ય દુર્ગાપ્રસાદ ગંગાધર મુ૦ પોરબંદર.

**રતવા માટે:**—સોનાગેરૂને છાશમાં વાટી ચોપડવાથી રતવા મટી જાય છે.

## વૈદ્ય રાઘવજી માધવજી મુ૦ ગોંડલ.

૧ **મોરથુથાનો અર્ક:**—મોરથુથુ ફુલાવેલું તો. ૦ા, બોદાર તો. ૧, ગાયના દુધનું દહીં શેર ૧ા, તેમાં ઉપલું ચુર્ણ મેળવી તેને કપડામાં બાંધી લટકાવવું તેમાંથી અર્ક ટપકાવા માટે એક કાચનું વાસણ મુકવું અને જે પાણી ટપકીને પડે તે પાણીથી ધારા, ચાંદી ધોવાથી જલદી રૂઝ આવી જાય છે.

૨. મોરથુથુ તો. ૨॥, જસત તો. ૨॥, લઇ પહોળા મોંઢાની બાટલીમાં ભરી તેમાં પાણી તોલા ૨૦ નાંખી તડકે રાખવું. આમાં મોરથુથુ અને જસત બંને એકરસ થઇ જશે. ત્રીજે દિવસે તેને હલાવ્યા સિવાય ઉપરથી નિતર્યું પાણી કાઢી લઇ તે પાણીને તડકે સુકવી શીશીમાં ભરી રાખવું આને ઝીંક કહે છે. આ ઝીંકનાં ટીપાં બનાવવા એનાથી ખીલ તાપોડીઆ મટે છે.

વૈદ્ય નંદરામ મોરારજી મુ૦ કંથારીઆ.

ખરજવા માટે–શીનાઇન અને તપખીર દાબતા રૂઝ આવે છે.

**માસ્તર નરભેરામ હરજીવન મુ૦ નવાગામ તા૦ માતર.**

૧. ખરજવા માટે—કરંજીયુ તો. ૫, મધ તો. ૫, મીણુ તો. ૫, મોરથુથુ તો. ૧, કપુર તો. ૦॥ એનો મલમ કરી ચોપડવાથી લીલું, સુકું અને કચકચતું વીગેરે ખરજવું હશે તોપણુ મટી જશે. તેમજ દાદર, ખસ વિગેરે ઉપર ચોપડવાથી મટશે.

૨. ખસ માટે–આંબા હળદર અને કાળીજીરી બારીક વાટી ઘીમાં મેળવી ચોપડવાથી ખસ મટે છે. અથવા એ ચુર્ણને પાણી સાથે બારીક વાટી શરીરે ચોળવાથી લુખસ તથા કરડ મટે છે.

**વૈદ્ય અંબારામ શંકરજી મુ, વાગડ વાયા રાણપુર.**

**મલમ શીલસ માટે**–બોદાર ટાં. ૪, મોરથુથુ ટાં. ૨, ખાપરીઉં ટાં. ૧, મનસીલ ટાં. ૪, કંપીલો ટાં. ૨, હીરાદખ્ખણુ ટાં. ૮, મરી ટાં. ૪, ફુલેલ તેલ અથવા સરસીયા તેલમાં વાટી ખરડ કરવાથી સીળસ મટે છે.

**કંઠમાળાની આગળી** (પટ્ટી) કંઠમાળા પાકી ફુટી ઝરે છે, ત્યારે આ મલમ લાગુ પડે છે તે નીચે પ્રમાણે છેઃ-

અફીણુ તો. ૧, સિંદુર તો. ૧, ચોખ્ખું મીણુ તો. ૧, ચોખ્ખું તલનું તેલ તો. ૫, ચોખ્ખુ એરંડીયુ તો. ૫, એ સર્વને મેળવી તેની આગળી બનાવવી તૈયાર થવા આવે ત્યારે તેમાં લીમડાના કુંપળાં નાંખી હલાવવાં. ઉકાળો આવે ત્યારે ટીસીયું હલાવી પછી ટીસીયું લીમડાની કાઢી લઇ તે મલમની ઝીણું લુગડા ઉપર પટી બનાવી લગાડવાથી કંઠમાળ રૂઝાઇ જાય છે.

## વૈદ્ય પ્રભાશંકર વંદ્રાવન મુ૦ ધંધુકા.

**દરાઝની સોગઠી**-લાકડીયો ગંધક તો. ૪, મોરથુથુ તો ૧, ખડીયોખાર તો. ૧, સાકર તો. ૧, ગુગળ તો. ૦ાા કુંવાડીયાના બી તો. ૧, બાવચી તો ૧, રાળ તો. ૧, એ સર્વનું ચુર્ણ કરી લીંબુના રસમાં ખુબ ઘુંટી ગોળી વાળવી. આ ગોળી પાણીમાં ઘસી દાદર ઉપર ઘસી લગાવવાથી કાળી તથા લાલ દરાઝ મટે છે.

## છગનલાલ લલ્લુભાઇ દેશીનામાવાળા ડભોઇ-વડોદરા.

લીપવાની પીળી માટી લઇ, નાહાતી વખતે દાદરના ભાગને પલાળી, તેના ઉપર માટી ઘસવી, સારીપેઠે રગડયા પછી થંડા પાણીથી ન્હાઇ લેવું. જેથી દાદર મટે છે.

## જોશી રામકૃષ્ણ રેવાશંકર કમ્પાઉંડર મુ૦ જાદર.

૧. **ખસ માટે**-મેંદીના પાન વાટી ખુબ મસલવાથી ખસ

મટે છે. ખસમાં ખુજલી બહુ થતી હોય તો કુંવાડીઆના બીજ છાશમાં વાટી ચોપડવાથી મટે છે.

૨. ખીલ માટે-કચ્ચાનાં બીનું તેલ ચોપડવાથી મટે છે. તેમજ ચંદન ઘસી ચોપડવાથી તણાઇ પાકી ફુટે છે.

૩. પીતપાપડો લીંબુના રસમાં વાટી ચોપડવાથી ખસ મટે છે.

૪. રતાંજણી (રક્તચંદન) મધમાં ઘશી ચોપડવાથી ખસ મટે છે.

૫. ગળાનો સોજો, જાંબુ ખાવાથી મટે છે.

૬. બદામની પોટીસ ગુમડાં અને ત્વચા રોગપર બાંધવાથી ગુમડાં મટે છે.

૭. ગાંઠવાળા ગુમડા-આમલીનાં બી (ચીચોડા) ને વાટી પાણી સાથે મેળવી ચોપડવાથી જલદી પાકી ફુટે છે.

૮. ગુમડું પકવવા માટે-કુંવારનો પોટીસ બાંધવાથી ગુમડું પાકે છે.

૯. ગળાનો સોજો-સમુદ્રફળ ઘસીને ચોપડવું.

મંગ જમનાદાસ મદનજી વૈષ્ણવ મુ૦ વેરાવળ.

ઝીણાં ઝીણા તથા ગડ થવાની શરૂઆત હોય ત્યારે કુંભારના ચાકડાની માટી જરા પાણી સાથે મેળવી ચોપડવી. મેંગલોરના નળી-આની ભુકી જરા પાણીમાં મેળવી લગાડવી.

શંખજીરૂ ૨, કાંસાંજણુ ૧, સફેદ ચાક ૧, કપુર ૦।, મિશ્ર કરી થંડા પાણીમાં વાટી અથવા ગુલાબજળમાં મેળવી ચોપડવાથી પાક્યા વગર મટે છે. તેમજ શીતળાના ચાંદાઓને પણ મટાડે છે.

ગુમડા પાક ઉપર આવે તો ઘઉંનો લોટ તથા અળસીની પોટીસ

મારવી જેથી ફુટી જાય છે. ફુટી ગયા બાદ આંબાના પાનની રાખ દબાવવી જેથી જલદી રૂઝ આવી જાય છે.

વૈદ્ય શ્યામચંદ ગોવર્ધનરામ મુ૦ ખાખરેચી, હળવદ થઇને.

દાદર, પામા, માટે—આમલસારો ગંધક, સિંદુર, બોદાર, ફટકડી, મનશીલ, એને વસ્ત્રગાળ કરી પછી તેને કડવા તેલમાં મેળવી ચોપડવી અને ખુબ ઘસવાથી દાદર તથા પામા મટે છે.

વૈદ્ય પ્રભાશંકર વંદ્રાવન મુ૦ ધંધુકા.

ખસનો મલમ—મરી તો. ૧, ચુલાની પાકી લાલ માટી તો. ૦၊, એને વસ્ત્રગાળ કરી તેમાં પચે તેટલું સરસીઉં તેલ નાંખી પીત્તળની થાળીમાં પીત્તળના વાટકાથી બે દિવસ સુધી ઘુંટી ચોપડવાથી ખસને જલદી મટાડે છે.

વૈદ્ય જમીયતરામ કેશવરામ, નાગદેવી સ્ટ્રીટ—મુંબઈ.

ખરજવું, દાદર—કપુર તો. ૦॥, ચોખ્ખો કાથો તો. ૨, મરી તો. ૧, મોરથુથુ ફુલાવીને તો. ૦၊, કૃતીઃ—કાળા મરીને બાળી રાખ કરવી પછી એ સર્વને મેળવીને બારીક વાટવું ગાયનું ઘી શેર ૦၊, એકસો પાણીએ ધોઇ તેમાં મેળવી ચોપડવાથી ખરજવું, દાદર, ઝેરી ચાંદા, જુના દરદોને મટાડે છે. આ મલમ બહુજ થોડા પ્રમાણમાં આંગળી ઉપર લઇને ઘસવો, નહી તો દરદીને એકદમ અગન બળશે આ મલમથી સેંકડે નવાણું સારા થયા છે.

## વૈદ્ય વાસુદેવ નાગરદાસ મુ. જસકા.

**ખરજવાનો ઉપાય**–અડાયા છાણા શેર ૫, લઇ તેના કડકા કરી તેની ઉપર એરંડ તેલ તો. ૨ાા છાંટવું, મોરથુથુ તો. ૧ છાંટવું, આંકડાના મુળ શેર ૦ા, બકરાની લીંડી શેર ૧ાા, એ સર્વે એક માટીનો વાસણમાં ભરી તળીએ કાણું પાડી પંદર છાણાની અગ્નિમાં પકાવી ચુવો પાડવો. ખરજવાને સાબુથી ધોઇને ચોપડવું જેથી સાત દિવસમાં મટે છે.

## માસ્તર લલ્લુભાઇ નાથાભાઇ મુ૦ બોરૂ. તા. વિજાપુર.

**ખરજવાનો મલમ**–સિંદુર, સિંધવખાર, સાકર, હળદર, દારૂ હળદર, મનસીલ, ઉપલેટ સર્વ સમભાગે લઇ વાટી ઘીમાં મેળવી, ચોપડવાથી ખરજવું મટે છે.

## વૈદ્ય દત્તાત્રય ભગવાનજી.

**ચાંદી ટાંકીનો મલમ**–ગધેડાનાં લીંડા બાળી રાખ કરી ધુપેલમાં લગાડવાથી ત્રણ દિવમાં ચાંદી મટે છે.

**ચાંદી ટાંકીનો મલમ**–શંખજીરૂ શેર ૦)ાા કલઇ સપેતો તો. ૨, આરતી કપુર તો. ૦ા, મીણબત્તી તો. ૧, ઘી શેર ૦)ાા જુનું ઘી તથા મીણબત્તીને તાવીને ઉતારીને તેને ખુબ પાણીએ ધોઈ ફીણીને પછી ભુકો મેળવી મલમ બનાવી ચોપડવાથી ચાંદી મટે છે.

## વૈદ્ય અંબાશંકર લીલાધર પાન્ડે મુ. મુંબઇ.

**ખસ, ખુજલીનો ઉપાય**–તાંદલજાની ભાજીમાં થોડોક સુરોખાર મેળવી વાટી ચોપડવાથી ખસ ખુજલી (ખાજી) તરત મટે છે.

### વૈદ્ય (નામ નથી) મુ. ચહેલીયા.

ગડ કે પાઠું—શેમળાની છાલ વાટી તેમાં મીઠું મેળવી ગૌ-મુત્રમાં રાંધી લેપ કરવાથી એકદમ ફુટી જાય છે.

કંઠમાળ, દાદર, ખરજવું—ચાંદી માટે—સાઠી ચોખા શેર ૦।, ભેંસનું દહીં શેર ૧, હળદર તોલા ૨, પ્રથમ ચોખામાં હળદર નાંખી એક કાચના પ્યાલામાં ભરવા અને દહીંને એક કપડામાં બાંધી અધર ટીંગાડવું તેની નીચે ચોખા તથા હળદરવાળું પ્યાલું મુકી, એક રાત્રિ રહેવા દેવું. સવારે પાણીમાંથી ચોખા કાઢી સુકવી ઉંચો સ્પીરીટ લઈ તેમાં તે ચોખાને ખુબ વાટવા, જ્યાં સુધી તાર ન થાય ત્યાંસુધી વાટવું. મલમ તૈયાર થયે કપડાપર પટ્ટી બનાવી લગાવી દેવાથી છ માસની અંદરની કંઠમાળ, દાદર, ખરજવું, ચાંદી વગેરેને મટાડે છે.

### વૈદ્ય દેવજી આશુ.

ગુમડાં માટે—નવસાર ૨ ભાગ, કપુર એક ભાગ પાણી સાથે વાટી ગુમડાં ઉપર ચોપડવાથી ઠંડક આવશે.

### ડાકટર પ્રભાશંકર કૃષ્ણપંગે મંત્રી વૈદ્યસભા—મુંબાઈ.

૧. રસવંતી ઘસી પાણીમાં લેપ કરવાથી ગંથી, સોજા, ઘા. સાંધાનો દુખાવો, જખમ ઉપર ચોપડવાથી પાકી, ફુટી, પરૂ નીકળી રૂઝાઇ જાય છે.

### વૈદ્ય કનૈયાલાલજી પુરાણી મુ. તાલ, (જાવરા) માલવા.

૧. પાકા મુલાનો રસ ચોપડવાથી ચામડી ઉપર થતા કરોળીઆ તેમજ પગના તથા હાથના તલીઆમાં ફાટ પડે છે તે મટે છે.

વૈદ્ય નારૂશંકર હરગોવીંદ મુ. બારડોલી. (ટાપટીલાઇન)

૧. કુહર્ડી—નામની વનસ્પતિ થાય છે, જેને હાથે મસલતાં ખરાબ ગંધ આવે છે તેના સાડાત્રણ પાંતરાં ગોળમાં મેળવી ખવાડી દેવાં આથી શરીરનાં કોઇપણ ભાગમાં કાંટો (બાવળનો) ભોકાયો હોય અને અંદર રહી ગયો હોય તે કાંટો અંદર ગળી જાય છે અને પીડા મટી જાય છે. એકજવાર ગળવાથી ફાયદો થાય છે.

વૈદ્ય કેશવરામ હરીશંકર ભટ્ટ કાપોદ્રા. તા. અંકલેશ્વર (ભરૂચ)

૧. ખરજવું—ખરજવાવાળી જગ્યાને સાબુથી સાફ કરી પછી દાતણ કર્યા વીના વાંસી મુખે બાવચીના બીયાં ચાવી ચાવીને લુગદી કરી ખરજવા ઉપર ચોટાડી ઉપર પાટો બાંધવો તે પાટો એક મહીને છોડવો એટલે મટી જશે.

૨. ધવડાનો ઉપાય—ઘોડાવજ ૦)ᓀ દારૂહળધર ૦)ᓀ કડુ ૦)ᓀ આમળા ૦)ᓀ હરડાં ૦)ᓀ બેડા ૦)ᓀ લીમછાલ ૦ા શેર, ગળો ૦ા શેર, મજીઠ ૦)ᓀ એને ખુંદીને સાત ભાગ કરવા તેમાંથી એક ભાગ પાણીમાં પલાળી સવારે ઉકાળવો. પાસેર પાણી રહે ત્યારે પાવું કુચા સાંજે ઉકાળવા, એમ સાત દીવસ પાવાથી ધવડો ચાંદા મટે છે.

વૈદ્ય આણંદજી અને પીતાંબર સવજી રાજગોર મુ૦ ઉના (કાઠીઆવાડ).

પત્થર ફોડી—પત્થર ફોડીનાં પાન પાણીમાં વાટી લુગદી લગાવવાથી ભરનીંગળ ગુમડાં તત્કાળ મટે છે. ઓપોરેશન કરાવવાની જરૂર નથી તેમજ ઓપોરેશનથી નહિં મટેલાં ગુમડાં આ વનસ્પતિથી મટયાં છે.

## વૈદ્ય ( નામ તથા ઠેકાણા વગરના. )

૧. **ખસ માટે:**—બાવચી, રાળ, આંબાહળધર, મોરથુથુ, પારો, ગંધક, પારા સીવાયની સર્વ ચીજોને ખાંડી ઝીણું ચુર્ણ કરી પારો મેળવી સરસીઉં તેલ તો. ૧૦ મેળવવું. તેને એકસોઆઠ પાણીથી ધોઇ લગાડવાથી ખસ મટે છે.

૨. ગધેડાનાં લીંડાનો અરક કાઢી લગાડવાથી ખરજવું મટે છે.

૩. **ભયંકર વ્રણ:**—ઘી તોલા ૧૦) લઇ એકસો પાણીથી ધોઇ મીણ તોલા ૨॥ ગરમ કરી મેળવી તેમાં નીચેની ચીજોનું ચુર્ણ મેળવવું. એલચી તો. ०॥, સિંદુર તો. ०॥, મીઠા પાણીના કાચબાની પીઠની ભસ્મ તો. ૨, કાગડાની હગાર તો. ૧, તેનું ચુર્ણ કરી મેળવી તૈયાર કરેલ મલમ લગાડવાથી નહિ રૂઝાતા ભયંકર વ્રણો તરતજ રૂઝાય છે.

## રાવ ગોવર્ધનરાવ મુ. પાટણ. (ગુજરાત)

**તજાગરમીનો ઉપાય:**—એળીઓ તો ૧, દીકામલી તો. ૧, એ બંનેનું જુદું ચુર્ણ કરી સવારમાં તો. ०ભાર દીકામાલી આપવી, તથા સાંજે બેઆનીભાર એળીઓ સુતી વખતે આપવો આ ઉપાય સાત દિવસ કરવાથી ખોટી ગરમી, દાદર તથા ખસ વિગેરે તમામ દરદો મટે છે.

## ગાંધી કચરાલાલ જેઠાલાલ મુ૦ પાટણ.

**માંકડી મુતરે છે તેનો ઉપાય**—અઠાયાની રાખ ગલાડવાથી જો કે મટે છે, પરંતુ લીંબુનો રસ કહાડી તેમાં ચુલા ઉપરનો ધુમાસ મેળવીને તે ઉપર ચોપડવું. એથી બળતરા જરા પણ બળતી નથી

અને જલદી સુકાઇ જાય છે અને જલદી ચેપ પ્રસરતો નથી એ અનુભવસિદ્ધ છે.

### વૈદ્ય ભવાનીશંકર ગોવિંદજી મુ૦ સુરત.

દરાજનો ઉપાય—પારો તો. ૧, ગંધક તો. ૧, મોરથુથુ તો. ૧, શેરીલોબાન તો. ૧, સરસવ તો. ૧, ટંકણખાર તો. ૧, આમળા તો. ૧, કુંવાડીઆના બીજ તો. ૧, બાવચી તો. ૧, આંબાહળદર તો. ૧, ધોળા મરી તો. ૧, દારૂ બંદુકનો તો. ૧, સોનાગેરૂ તો. ૧, બોદાર તો. ૧, શંખજીરૂ તો. ૧, એ સરવે વાટી કુંવાડીઆના પાનના રસમાં મેળવી ચોપડવાથી દશ વરસની જુની દરાજ મટે છે. ચાંદી મટે છે.

### બ્રહ્મચારી આત્મારામ ત્રિવેદી (ફુરતારામ).

ખરજવું—વાંદરાની હગાર, આમલીના છોડા, ઉમરાના (ગુલર) છોડા, સરવેને બાળી રાખ કરવી તે રાખને દોડીયા તેલમાં મેળવી ચોપડવાથી ખરજવું મટે છે.

### વૈદ્ય ભોળાનાથ નર્મદાશંકર સ્માર્ત, મુ૦ ભુતશેરી-સુરત.

ખસ, ચાંદા માટે—કંકુ, કાથો, કપુર, કંપીલો, ગંધક, મોરથુથુ, હરતાલ, મનસીલ, પારો, બોદાર, કાળા મરી, એલચી, ચીનીકબાલા, ટંકણામ્લ, એ સર્વ સરખે વજને લઇ બારીક ખલ કરી ધુપેલમાં, કરંજીઆમાં અથવા કોપરેલમાં મેળવી ચોપડવું જેથી ખસ, ચાંદા મટે છે.

### વૈદ્ય નંદરામ પ્રાગજી મુ૦ નાગેશ્રી પો૦ જાફરાબાદ.

૧. ગલગંડ, કંઠમાળાના ઉપાય—સરસવ, સેકટાની છાલ (સરગવાના મુળની) અળસી, મુળાનાં બી, ચીત્રકમુળ, એરૂની કાંચ-

ળીની ભસ્મ, એઓનું બારીક ચુર્ણ કરી લીંબુના રસમાં, અથવા છાશમાં, કે આંકડાનાં દુધમાં ઘુંટી ઘાટો લેપ કરી લગાવવાથી ગ્રંથીને ફોડી નાંખે છે. આ લેપ ગ્રંથીને ફોડી નાંખવાને ઘણોજ ઉત્તમ છે.

૨. ઉપરની ચીજોનું સમભાગે કરેલું ચુર્ણ તો. ૨, મરી તો. ૦။, નિપાળાની મીજ તો. ૦။, બાવચી તો. ૦။, હીંગુલ તો. ૦။, બારીક વાટી સરસીઉં તેલ તો. ૮ ભાર લઇ ગરમ કરી તેમાં મીણ તો. બે નાંખી પીગાળી ચુર્ણ મેળવી મલમ કરવો. આ મલમની પટ્ટી ગલગંડ, કંઠમાળા અને હરેક નહીં ફુટતાં દરદો ઉપર લગાવવાથી તે ગ્રંથીને ફોડી નાંખે છે.

૩. ધારાં તથા ચાંદા રૂઝવવાનો મલમ—તલનું તેલ તો. ૧૦, મીણ તો. ૨, પ્રથમ તેલને કડાઇમાં ગરમ કરી તેમાં લીંમડાના પાનનો તથા ખીજડીના પાનનો પાંચ પાંચ તોલા રસ નાંખી ફીણ બેસી જઇ તેલ સિદ્ધ થાય એટલે ગાળી લેવું. પછી તે તેલને પાછું કડાઈમાં નાંખી તેમાં મીણ મેળવી ઓગળી ગયા પછી રાળ તો. ૦။, બેરજી તો. ૦၊, લોબાન તો. ૦။, રસકપુર તો. ૦။, મોરથુથુ વાલ ૧, હીરાદખ્ખણ તો. ૦၊, ગાયના સીંગડાની રાખ તો. ૦။, બોદાર તો. ૦။, સિંદુર તો. ૦။ એઓનું સુરમા જેવું ચુર્ણ કરી મેળવી હલાવતાં કાળાશ પડતો રંગ પકડે ત્યારે અગ્નિ ઉપરથી નીચે ઉતારી લેવું. આ મલમની પટ્ટી મારવાથી પાઠાં, ચાઠાં, ગુમડા આદિ ગમે તેવાં વ્રણ જખમ જલદી રૂઝાય છે. આ મલમ અતિ ઉત્તમ છે. અનેક વખત અજમાવ્યો છે.

૪. શંખજીરાદિ મલમ—પારો તો. ૧, આમલસારો ગંધક તો. ૨, મોરથુથુ તો. ૦။, શંખજીરૂ તો. ૧૦, બોદાર તોલો ૧,

પ્રથમ પારો ગંધકની કજળી કરી તેમાં બાકીની ચીજો મેળવવી, (શંખજીરૂ જુદું ખલવું) બારીક ખલી માખણમાં અથવા સાધેલ તેલમાં મેળવી તાંબાના વાસણમાં તાંબાના વાસણથી રગડી લુખસ અથવા ખસ ઉપર ચોપડી સાંજે છાણ લગાવી ગરમ પાણીથી ન્હાવું એ પ્રમાણે ત્રણ દિવસ કરવાથી બળતરા શીવાય ખસ અવશ્ય મટે છે. ખસ માટે આ પેટંટ લાયક અજમાવેલો ઉપાય છે.

તેલમાં કે માખણમાં મેળવ્યા સીવાય ચુર્ણ ધારાં ચાંદા ઉપર દાબવાથી તેને રૂઝવે છે. કર્ણસ્ત્રાવ તથા નસ્કોરીમાંથી વહેતા લોહીને તે જગ્યાએ કાગળની ભુંગળીથી આ ચુર્ણ ફુંકવાથી અટકાવે છે.

૫. રક્તવિકાર, ગંડમાળા, અપચી, વિદ્રધિ, અરૂજવણ, કંઠમાળા માટે–વરણાની છાલ તો. ૪, મજીઠ તો. ૪, ઉસબો તો. ૪, ખનેરી (સારીવા) મુળ તો. ૪, ચોપચીની તો. ૪, જુઇનાં પાન તો. ૪, ખોખરાં કરી તોલા ચારનાં પડીકાં કરી સવારે તથા સાંજે એકેક પડીકાનો કવાથ બનાવી પીવો. આ કવાથ ચાંદી વિસ્ફોટક, મંડળ, અજીર્ણ તથા ઉપર બતાવેલા રોગો તથા ( વાશી વિકારથી શરીર ઉપર થયેલ ફોડા ) પ્રમેહ પીટીકા અને હરેક રક્તવિકાર હણવામાં અત્યુત્તમ છે.

## ડાકટર ચંદુલાલ મુકુંદરાય મુ. પાટણ–ગુજરાત.

૧. **અરૂઝ ચાંદી માટે**–રસકપુર, સોનાગેરૂ, ચીકણી સોપારીના કોલસા, કાથો, બોદાર, ફટકી ફુલાવેલી એ સર્વ સમભાગે લઇ બારીક વાટી દાબવાથી અરૂઝ ચાંદી રૂઝાવા માંડશે. આ દવાની આગ બળતી નથી પણ ઠંડી છે.

૨. ખસ માટે અકસીર—પારો તો. ૧, લાકડીયો ગંધક તો. ૧, ગુગળ તો. ૧, પ્રથમ પારાગંધકની કજલી કરી ગુગળને પથ્થર ઉપર નરમ કરી કજલીમાં મેળવી ઘી નાંખી ખુબ બારીક લસોટી હાથ વિગેરે જ્યાં ખસ થઈ હોય ત્યાં ચોપડવી જેથી ખસ, ચાંદી, ફોડા મટી જશે. આ દવા ઠંડી છે તેમજ ફરીથી ખસ થતી નથી એ અનુભવસિદ્ધ છે.

૩. દરાઝ માટે—ગમે તેવી સખત કાળી અથવા લાલ દરાઝ થઇ હોય તો દારૂડીનાં મુળ તો. ૧ તથા કાળા મરી પાંચથી સાત વાટી એક માસ પીવાથી દરાઝ મટી શરીર સોના જેવું બને છે.

૪. ખરજવું, દાદર—લાકડીઓ ગંધક, ટંકણખાર, રાળ એનું વસ્ત્રગાળ ચુર્ણ કરી બકરીનાં દુધમાં ત્રણ તોલાની સોગઠી બનાવી સુકવી પાણીમાં ઘસી દાદર અથવા ખરજવા પર ચોપડવાથી થંડક વળે છે અને મટી જાય છે. ચેળ આવતી નથી અનુભવસિદ્ધ છે.

૫. લુખસ માટે—દારૂડીનું મુળ શેર ૧ લઇ કપડે ચાળી તેમાં તલનું તેલ શેર ૧ મેળવી ધીમી આંચે સીજવી લુગડાથી ગાળી લુખસ ઉપર ચોપડવાથી તરત આરામ થાય છે.

### મહારાજ મગનલાલજી રણછોડદાસજી મુ. ધંધુકા.

કપાસના છોડવા જગપ્રસિદ્ધ છે. તે કપાસ કાઢયા પછી જે ઢાલીયા (કાંલા) રહે છે તે ઢાલીયાને બાળી ભસ્મ કરી જાડા કપડાથી ચાળી તે ભસ્મ એક તોલો ફુલાવેલુ મોરથુથુ વાલ ૧ મેળવી સારૂં ધુપેલ મલમ થાય તેટલું મેળવી ખુબ ઘુંટી મલમ તૈયાર કરવો. ખરજવાને બાવળની અંતર છાલ, બોરડીની અંતર છાલ, પીપરની

અંતર છાલ, અરડુશાની અંતરછાલ, લીમડાની અંતરછાલ, લાવી ઉકાળો કરી થંડો પાડી તે ઉકાળાથી ખુબ ધોઇ ઉપર લખેલો મલમ દિવસમાં બે અથવા ત્રણ વખત લગાડવો. જેથી ગમે તેવું અસાધ્ય ખરજવું હશે તોપણ એક અઠવાડીયામાં ચોકસ આરામ થઇ જશે. આ મલમ લગાવવાથી અગન બળશે પણ થોડીવાર સહન કરવું આ દવા ખસ, લુખસ વિગેરે ઘણા રોગો ઉપર ચાલે છે અને ભોંય પણ જલદી લાવે છે. શાળસમાં શરીરે ચેળ આવતી હોય તો શરીરે આ ભસ્મ ચોળવાથી મટી જાય છે અને આ ઠાલીયાનો ધુમાડો કરવાથી ચાંચડ દુર થાય છે.

## ઇશ્વરલાલ રતનલાલ ત્રિવેદી નાગરફળીયા–સુરત.

૧. ખુજળી માટે–તલના તેલમાં ધંતુરાનાં પાંતરા નાંખી તળી નાંખવા, પાંતરા બળી જાય ત્યાંસુધી તળવા. પછી થંડુ પાડી તેને કપડેથી ગાળી લઇ તે તેલ શીશીમાં ભરી રાખવું અને દરરોજ ખુજળી મટતાં સુધી માલીશ કરાવવું.

૨. ખરજવા માટે–મકાઇના દોડાના દાણા કાઢી લીધા પછી તેનું ખાલી બોખું જે રહે છે તે એક લઇ તેને અધકચરૂં બાળી (કોલસો કરવો) તેમાં ૫–૭ દાણા કાળા મરી નાંખીને બારીક કુંટવું. બાદ તેને કરંજીયા તેલમાં મેળવી ખરજવાપર માલીસ કરીને ચોપડાવવું. આ ઉપાયથી ઘણાના ખરજવા મટી ગયાં છે.



# आयुर्वेद निबंधमाळा.--भाग २ जो.

## નિબંધ ૨૫ મો.

## મુખરોગ, કર્ણરોગ, નાસારોગ, મસ્તારોગ, નેત્રરોગ.

### મુખરોગ.

મુખરોગના પાંસેઠ પ્રકાર માધવનિદાનમાં વર્ણવ્યા છે, પરન્તુ શારંગધરે મુખરોગના ચુમ્મોતેર પ્રકાર વર્ણવ્યા છે, એટલા માટે અત્રે શારંગધરના મત પ્રમાણેના ચુમ્મોતેર પ્રકારનું વર્ણન કરીએ છીએ. એ ચુમ્મોતેર પ્રકાકના રોગનું લક્ષણ સાથે વર્ણન જોવું હોય તેણે તો શારંગધરની ટીકા વાંચવી. અત્રે માત્ર ચુમ્મોતેર પ્રકારના રોગના નામો તથા સ્થાનો આપવામાં આવે છે.

વાતજ, પિત્તજ, કફજ, ત્રિદોષજ, રક્તજ, ક્ષતજ, માંસાર્બુદ, ખંડૌષ્ટ, જલાર્બુદ, મેદાર્બુદ, અર્બુદ એ પ્રકારે અગીઆર રોગ હોઠમાં થાય છે. તથા દાલન, કૃમિદંતક, દંતહર્ષ, કરાળ, દંતચાલ, શર્કરા, અધિદંત, શાવદંત, દંતભેદ, કપાલિકા એ પ્રમાણે દશ પ્રકારના રોગ દાંતમાં થાય છે. તથા શીતાદ, ઉપકુશ, દંતવિદ્રધિ, પુપ્પુટ, અધિમાંસી, વિદર્ભ, મહાશૌષિર, શૌષિર, વાતનાડી, પિત્તનાડી, કફનાડી, સન્નિપાતનાડી, રક્તનાડી એ પ્રમાણે તેર પ્રકારના રોગ દાંતના મૂળમાં થાય છે. તથા વાતજ, પિત્તજ, કફજ,

અલસ, અધિજીહ્વા, ઉપજીહ્વા એ પ્રમાણે છ પ્રકારના રોગ જીભમાં થાય છે. તથા અર્બુદ, તાલુપીટિકા, કચ્છપિ. તાલુસંહતિ. ગલતુંડી, તાલુસોથ, તાલુપાક, પુપ્પુટ, એ પ્રકારે આઠ પ્રકારના તાલુરોગ થાય છે. તથા વાતરોહિણી, પિત્તરોહિણી, કફરોહિણી, ત્રિદોષરોહિણી, મેદોરોહિણી, વૃંદ, ગલૌઘ, ગલવિદ્રધિ, ખરદા, ખરહા, તુંડકેરિ, ક્ષતઘ્નિ, તાલુક, અર્બુદ, ગિલાયુ, વલય, વાતગંડ, કફગંડ, મેદો ગંડ, એ પ્રમાણે અઢાર પ્રકારના કંઠરોગ થાય છે. તથા વાતજ, પિત્તજ, કફજ, રક્તજ, સન્નિપાતજ, દુર્ગંધાસ્ય, ઉર્ધ્વગુદ, અર્બુદ, એ પ્રકારે આઠ પ્રકારના મુખપાક થાય છે. એ રીતે ગણતાં મનુષ્યના મુખમાં ચુમ્મોતેર પ્રકારના રોગ થાય છે, તેની ચિકિત્સા સમ્યક પ્રકારે વાયુ પિત્ત અને કફ તથા રક્તદોષના નિયમ પ્રમાણે કરવી.

**કાળું મંજનઃ**—જુના સડેલા સોપારીના કોયલા શેર ૦।, બદામના છોડાંના કોયલા શેર ૦।, સુથાર લોકો વાપરે છે તે ચાક-શેર એક, બોળ તો. ચાર, શેરીલોબાન તોલા ચાર, રૂમીમસ્તકી તો. બે, કર્પુર તોલા આઠ; એ સર્વને ખાંડીને તેનું વસ્ત્રગાળ ચૂર્ણ કરવું જો દાઢ દુખતી હોય તો આ કાળું મંજન વાલ અર્ધો લઈ રૂમાં લપેટીને દુખતી દાઢ આગળ દાબવું. જો દાંતમાંથી પરૂ નીકળતું હોય અથવા લોહી નીકળતું હોય અથવા દાંતમાં કળતર થતું હોય, ઠંડું પાણી પીતાં દાંત અત્યંત કળતા હોય તો દાંતે કાળું મંજન હલકે હાથે દિવસમાં બેવાર ઘસવું. એકંદરે દાંતના તથા દાંતના મૂળના તથા દાંતના મસોડાના રોગમાં આ કાળું મંજન ઘણું સરસ કામ કરે છે.

**અવાળુ (રાતુંમંજન)**:—શેરીલોબાન શેર એક, તેની છોડી વણી કાઢી, પછી તેમાં સોનાગેરૂ શેર ૦। મેળવી ખાંડી વસ્ત્રગાળ કરી

ભરી મૂકવું. ગમે તેવો અવાળુ સુજેલો હોય તેમાં આ "અવાળુ" એક વાલ લઇ રૂમાં લપેટી સુજેલા અવાળુ ઉપર દાબવું, એટલે એકજ દિવસમાં તે અવાળુ ફુટીને દરદ નરમ પડી જશે. એક દાંત હાલતો હોય કે દુઃખતો હોય તો વડનું દુધ રૂના પુમડામાં લઇને દુખતા તથા હાલતા દાંત આગળ દાબવું. એથી દાંત પડવાનો હશે તો એની મેળે ઝટ પડી જશે, અને જો નહિ પડવાનો હશે તો દુખાવો મટી હાલતો મટી જશે. જો દાંતના મૂળમાં જીવડા પડ્યા હોય અને દાઢે સોજો આવી અત્યંત દુઃખતી હોય તો રોગીને તડકે સુવાડી તેના કાનમાં તલનું તેલ મુકવું. બે મીનીટ પછી તે તેલ કાઢી નાંખી તે કાનમાં આબવાના પાંતરાંનો રસ નીચોવવો, એટલે દાઢમાંના તમામ કીડા જીવતાને જીવતાં કાનને રસ્તે બહાર નીકળી જશે!!! અથવા ભોંય-રીંગણીનાં બીજને દેવતા ઉપર મુકી તેના ઉપર ઉંધું વાસણ ઢાંકી, તે વાસણમાં છીદ્ર કરી તેમાં ભુંગળી ભેરવી, તે ભુંગળી વાટે ધુમાડો દાઢને લગાડે તો દાઢમાંના તમામ જીવડા મરીને બહાર નીકળી જશે. આ બેઉ ઉપાય કર્યા પછી દાઢ ઉપર જે સોજો રહે તેના ઉપર **સોજાની ગોળી** અથવા આંબાહળધર લોધર, અને બોલ ઘસી ઉના કરી ચોપડવાથી સોજો ઉતરી જાયછે. જો ગાલ યા દાંતનીનાડી પાકવાથી ગલસુણા થયાં હોય તો ઝેરકચુરો, આમળું અને જુનું કામડું પાણીમાં ઘસી ગરમ કરી ચોપડવાથી ગલસુણા મટી જાય છે. જો મોઢું, તાળવું, પાક્યું હોય તો કાળા પાણીના અથવા લીલા પાણીના કોગળા કરવાથી તે મટી જાય છે, પણ એટલું યાદ રાખવું કે તે પાણીમાં બીજું સાદું પાણી ઉમેરી, તે મોંમાં ખમાય તેવું બનાવી કોગળા કરાવવા. જો ગળામાં રોહિણી રોગ થયો હોય તો છ માસ સુધી પથ્યાગુગળની બબ્બે ગોળી દિવસમાં ત્રણવાર ખવડાવવાથી તે મટી જાય છે.

# કર્ણરોગ.

કાનમાં થતા રોગો ત્રીશ પ્રકારના ગણવામાં આવ્યા છે, તેમાં વાતકર્ણ, પિત્તકર્ણ, રક્તકર્ણ, કફકર્ણ, સન્નિપાતકર્ણ, વિદ્રધિ, કર્ણસોથ, અર્બુદ, પુતિકર્ણ, કર્ણાર્ષ, કર્ણહલ્લિકા, બાધિર્ય, તંત્રિકા, કંડુ, શષ્કુલી, કૃમિકર્ણ, કર્ણનાલ, પૂતિનાલ, એ પ્રમાણે **અઢાર જાતના રોગો કાનની નળીમાં થાય** છે. તથા ઉત્પાત, પાલિશોષ, વિદારી દુઃખવર્ધન, પરિપોટ, લેહી, પિપ્પલી એ રીતે **સાત પ્રકારના કર્ણપાલી રોગ થાય છે.** તથા વાત, પિત્ત, કફ સન્નિપાત, રકત એ પ્રમાણે **પાંચ પ્રકારના કર્ણ મુળ** રોગ કહેવાય છે. એ ત્રીશે પ્રકારનાં જુદાં જુદાં લક્ષણ માધવનિદાન તથા શારંગધરની ટીકામાંથી જાણી લેવાં.

કાન દુઃખતો હોય, કાનમાં ચસકા મારતા હોય, કાનમાં ચેળ આવતી હોય તો તે કાનમાં સરસીયું તેલ મુકવાથી સારૂં થાય છે. કાનમાંથી પરૂ વહેતું હોય અથવા પાણી વહેતું હોય તો તે કાનને સળી ઉપર રૂ લપેટી લૂછી લઇ તેમાં સમુદ્રફીણ, અબીલ, કોડીની ભસ્મ, અથવા ફટકડી ફુલવેલીનું બારીક ચુર્ણ કરી એ ચાર પૈકી ગમે તે ચુર્ણ કાગળની ભુંગળીમાં રાખી ફુંકવાથી ઘણો ફાયદો થઇ સારૂં થાય છે. અથવા વડના પાકાં પાન, કરંજનાં પાન અને કાળીયા સરસના પાન લાવી છુંદીને તેલમાં તળી કાઢવાં ને તે તેલ કાનમાં મુકવાથી પરૂ તથા પાણી વહેતું બંધ થઈ જાય છે. ઘણીવાર કાનમાંથી એક મસો (કર્ણાર્ષ) વધતો વધતો કાનની નળીને પુરી નાંખી અસહ્ય વેદના ઉત્પન્ન કરે છે, અને તેને જોઇએ છીએ તો ચામડીથી કાન પુરાઇ ગયો હોય એવું

દેખાય છે, તેવા દર્દમાં કાનની આસપાસ જેટલી જગ્યામાં દુખાવો હોય તેટલી જગ્યા ઉપર સોજાની ગોળી ચોપડાવવી અને કાનની નળીમાં પણ સોજાની ગોળી ઘસીને ભરી દેવી, જેથી એક અથવા બે દિવસમાં તે મસો ફાટી જઇ તેમાંથી લોહી અને પરૂ નીકળી જાય છે. અને એજ ગોળી ભરવાની ચાલુ રાખવાથી તે રૂઝાઇ જાય છે તે ફરીથી થતું નથી. કર્ણપાળી તથા કર્ણમૂળના દર્દોને માટે પાછળ લખેલા કોઇ પણ ઇલાજ કરવાથી તે મટે છે, પરંતુ કર્ણમૂળ ઉપર તેલ અથવા ઘીવાળો પદાર્થ લાગવા દેવો નહિ.

## નાશા ( નાક ) રોગ.

નાકના રોગ અઢાર પ્રકારના કહ્યા છે. વાત પ્રતિસ્યાય, પિત્ત પ્રતિસ્યાય, કફ પ્રતિસ્યાય, રકત પ્રતિસ્યાય, સન્નિપાત પ્રતિસ્યાય, આપિનસ પૂતિનાશ નાશાર્શ, ભ્રષ્યથુ, ક્ષત્ર, નાશાનાહ, પૂતિરકત, અર્બુદ, દુષ્ટપીનસ, નાશાશોષ, ઘ્રાણપાક, પુટશ્રાવ, દિપ્તક, આ રીતે અઢાર પ્રકારના નાકના રોગો જાણી લેવા, પરંતુ એનાં જુદાં જુદાં લક્ષણો જાણવા માટે અમે શારંગધરની ટીકા વાંચવાની ભલામણ કરીએ છીએ.

નાકના રોગમાં પ્રતિષ્યાય એટલે સળેખમનો રોગ સાધારણ છે. એ સળેખમમાં માથા ઉપર દીવેલ ઘસાવવું. અથવા માથાપર તથા કપાળ ઉપર અફીણનું પાણી કરી ચોપડવું. જો નાક નહિ ખુલે અને બહુજ અકળામણ થતી હોય તો કાયફળનું છોડું ઘણું બારીક વાટી મગની દાળ જેટલું સુંઘાડવાથી પુષ્કળ છીંકો આવીને નાક ખુલી જશે.

વધારે સુંઘવાથી પુષ્કળ છીંકો આવી વખતે નાકમાંથી લોહી પડે છે, એટલા માટે સાચવીને સુંઘાડવું.



## મસ્તક તથા કપાલરોગ

મસ્તકરોગ દશ પ્રકારના થાય છે. અર્ધાવભેદક, વાતજશિરોભિતાપ, પિત્તજ શિરોભિતાપ, કફજ શિરોભિતાપ, રક્તજ શિરોભિતાપ, સન્નિપાતા શિરોભિતાપ, સૂર્યાવર્ત, શિર:પાક, કૃમિજ શિરોભિતાપ, શંખક; એ પ્રમાણે દશ પ્રકારના મસ્તક રોગ જાણવા, તથા ઉપશિર્ષક, અરૂષિકા, વિદ્રધિ, દારૂણ, પીટીકા ઇંદ્રલુપ્ત, ખાલિત્ત અને પલીત એ પ્રમાણે નવ પ્રકારના કપાળરોગ જાણવા.

કેટલાક રોગીના કપાળના ઉપર અને માથાના સાંધામાં ભયંકર દુ:ખાવો થાય છે, તેવા રોગીના નાકમાં ફૂળઘ્રત જરા ગરમ કરી તેના ટીપાં મુકવાથી તે મટી જાય છે. અથવા નારાયણ તેલના ટીપાં મુકવાથી મટી જાય છે. કેટલાક રોગીના કપાળના અને નાકના સાંધામાં ચાંદી પડે છે ત્યારે નારાયણ તેલના ટીપાં મુકવાથી અથવા ફળઘ્રતના ટીપાં મુકવાથી તે મટી જાય છે. કેટલાકને સવારથી બપોર સુધી અર્ધું માથું દુ:ખે છે તેને **નાકછીંકણી** (જાળા છીંકણુ)નો ભુકો સુંઘાડવાથી મટી જાય છે. અથવા કાયફળનું છોડું વાટી તેનો ભુકો સુંઘાડવાથી મટે છે. અથવા પલાળેલો ચુનો અને નવસાર, હાથમાં ફીણીને તેની વાસ લેવાથી આદાશીશી તરત બંધ થઇ જાય છે. આડા તેડા બીજા ઉપાય કરવાથી આદાશીશી નહિ મટે તો નેપાળાનું

પાંતરૂં એક કટકો લઈ, જે પાસેનું કપાળ દુઃખતું હોય તે પાસેના આંખની ભમરના વાળ છોડીને કપાળના ભાગપર બે આની જેટલો ગોળ કટકો ચોંટાડવો એટલે તેટલી જગ્યામાં ફોલ્લો થશે, તે ફોલ્લો ફુટી જઈ તેમાંથી પાણી નીકળી જશે, એટલે આદાશીશી દુઃખતી મટી જશે. કેટલીક વાર એવું બને છે કે રોગીના નાકમાંથી ખરાબ દુર્ગંધ નીકળ્યા કરે છે, જેની પાસે સારાં માણુસ બેસી શકતાં નથી એવી નહિ ખમાય તેવી ગંધ મારે છે, તે પછી થોડા વખતમાં નાક અને કપાળ ઉપર પુષ્કળ સોજો ચઢી આવી રોગીને અસહ્ય વેદના થાય છે, તેવી અવસ્થામાં સરસીયું તેલ નાકમાં મુકવું એટલે નાકમાંથી લાંબી પુંછડીવાળા મોટામોટા કીડા (જીવતા) પડવા માંડશે. ( એટલા બધા પડતા જોયા છે કે જેની ગણત્રી કરી શકાય નહિ ! ! ! ) તેવી અવસ્થામાં પણ સરસીયું તેલ મૂક્યાંજ કરવું એટલે તમામ કીડા નીકળી જશે અને તેમાં રહેલા કીડાના ઈંડાં પણ મરી જશે, સોજો ઉતરી જશે, અને કીડાને લીધે નાકમાંથી લોહી અથવા પરૂ નીકળતું હશે તે પણ મટી જશે. તે કીડા નીકળી ગયા પછી તે રોગીને ત્રણ મહિના સુધી કિશોરગુગળ, અથવા પથ્યાગુગળની બબ્બે ગોળી દિવસમાં ત્રણવાર પાણી સાથે ખવડાવવાથી, ફરીથી એ રોગ ઉભળતો નથી.

---

## નેત્રરોગ.

આંખના રોગને માટે આયુર્વેદાચાર્યોએ બહુ લાંબો વિચાર કરી તેના ઘણા પ્રકાર ઠરાવેલા છે; શારંગધરે આંખના ૯૪ ચોરાણું પ્રકારના રોગ લખ્યા છે, અને માધવનિદાને આંખના છોત્તેર પ્રકારના રોગ લખ્યા છે, પરંતુ માધવનિદાનનો ખુલાસો ઉપયોગી લાગવાથી

આંખના રોગના સંપૂર્ણ નિદાન સંપ્રાપ્તિ વગેરે માધવ મતાનુસાર લખવામાં આવે છે.

નેત્રરોગના કારણમાં જણાવે છે કે ગરમીથી અંગ તપ્યા પછી શીતળ જળમાં પેસવાથી ( એમ કરવાથી એકદમ ઠંડી શરીરમાં વ્યાપિ જવાથી શરીરની અંદરની ગરમી, ઉપર ચઢી નેત્રના તેજનો પરાભવ કરી, પછી તે ગરમી ) નેત્રરોગ ઉત્પન્ન કરે છે. આકાશમાં ખૂબ છેટે ઉંચે કોઇ ચીજ પરાણે ધારીને જોવાથી, દિવસે ઉંઘવાથી, રાત્રે જાગવાથી, આંખમાં વરાળ કિંવા તપ્ત થયલી હવા પેસી જવાથી, પરસેવો થઇ તે પાછો નેત્રમાં સમાઇ જવાથી, નેત્રમાં ધૂળ ઉડવાથી, ઉલટીના વેગને રોકવાથી, અથવા ઘણી ઉલટી થવાથી, પાતળા અન્નપાનનું ઘણું સેવન કરવાથી, મળ મૂત્ર અને અપાનવાયુની ગતિને રોકવાથી, હંમેશાં રડવાથી, ખેદ રાખવાથી, ગુસ્સે થવાથી, મસ્તકપર કોઇ જાતનો પ્રહાર થવાથી, ઘણું મદ્યપાન કરવાથી, ઋતુવિપર્યય ( ઉનાળામાં ઠંડી અને શિયાળામાં ગરમી ) થવાથી, કલેષથી, કાંઇ વાગવાથી, ઘણા મૈથુનથી, આંસુ આવતાં રોકવાથી અને ઘણા સૂક્ષ્મ પદાર્થો જોવાથી વાતાદિ દોષ નેત્રમાં રોગોત્પત્તિ કરે છે. કુપિત થયલા વાતાદિ દોષ નેત્રની રગોમાં પ્રવેશ કરી, નેત્રનો ભાગ જ્યારે ઘેરી લે છે, ત્યારે તેમાંથી ભયંકર નેત્રરોગ ઉત્પન્ન થાય છે. વાયુ, પિત્ત, કફ, રક્ત, સન્નિપાત અને આગંતુક આ દોષોથી થનારા બધા મળી છોત્તેર નેત્રરોગ છે.

નેત્રરોગ થવાની અગાઉ તેનું કારણ અભિષ્યંદ થાય છે. વાયુ, પિત્ત, કફ અને રક્તમાંથી ચાર પ્રકારના અભિષ્યંદ ( આંખો દુઃખવા આવવી) થાય છે. તેની વેદના સહેવાતી નથી અને આ અભિષ્યંદ વ્યાધિ બધી જાતના નેત્રરોગનું ઉત્પત્તિસ્થાન છે.

વાયુના સંબંધથી આંખો દુઃખવા આવતાં નેત્રની અંદર સોયો ખોસ્યા જેવી પીડા ઉત્પન્ન થાય છે. નેત્ર જડ બને છે, રોમાંચિત થઇ શરીર ધ્રૂજે છે, નેત્રમાં રેતી પડી હોય તેમ ખટકા થાય છે મસ્તક દુઃખે છે, આંખમાંથી પાણી ગળે છે, પણ તેમાં પીયા કે પાચના થેપડા બાઝતા નથી અને આંખમાંથી જે પાણી ગળે છે તે ટાઢું હોય છે, તેને **વાતાભિષ્યંદ** કહે છે. પિત્તથી આંખો દુઃખવા આવતાં નેત્રમાં આગ ઉઠે છે, ઘણીવાર તેની આસપાસ પાકેલા ફોલ્લા ઉઠે છે, આંખપર શીતળ પદાર્થ બાંધવાની ઇચ્છા થાય છે, નેત્રમાંથી ધુમાડો નીકળતો હોય તેવી વેદના થાય છે, નેત્રમાંથી આંસુનો એકસરખો પ્રવાહ નીકળ્યા કરે છે, તેમાંથી ઉષ્ણ પાણી ટપકે છે અને નેત્રોનો રંગ પીળાશ પડતો થાય છે. તેને **પિત્તાભિષ્યંદ** કહે છે. કફને લીધે આંખો દુઃખવા આવી હોય તો નેત્રપર ઉષ્ણ પદાર્થ બાંધવાની ઇચ્છા રોગી કરે છે, નેત્ર જડ બને છે, તેનાપર સોજો આવે છે, વલુર આવે છે, આંખનાં પોપચાં ઢાંક ઉઘાડ એની મેળે થયાં કરે છે, આંખે સ્પર્શ કરતાં શીતળ લાગે છે, અને તે પરૂથી ભરાયલી હોય છે તથા તેમાંથી ચીકણું પાણી ઘણું ઝરપે છે તેને **કફાભિષ્યંદ** કહે છે. લોહીથી જો આંખો દુઃખવા આવી હોય તો આંખમાંથી લાલ આંસું ટપકે છે, નેત્ર લાલચોળ બને છે, નેત્રની આસપાસ લાલરંગની નસો દ્રષ્ટિએ પડે છે, અને પિત્તાભિષ્યંદનાં લક્ષણો દેખાય છે તેને **રક્તાભિષ્યંદ** કહે છે.

અભિષ્યંદ રોગપર વખતસર દવા નહિ કરવાથી તે વૃદ્ધિ પામે છે, એટલે તેમાંથી ચાર પ્રકારના **અધિમન્થ** રોગ નેત્રમાં થાય છે. તેનાથી નેત્રમાં તિવ્ર વેદના થાય છે, અને તે વેદના ચારે પ્રકારના

અધિમન્થનું સામાન્ય લક્ષણ છે. બધું મસ્તક ઉપરથી કોઇએ ફોડી નાંખ્યું હોય એવી વેદના થાય છે. વલોણું વલોવાતું હોય તેવું કળતર થાય છે. વ્યાધિના પ્રભાવથી અર્ધા મસ્તકમાં દુઃખ થાય છે, આ રોગને અધિમન્થ રોગ કહે છે અને તે ચારે અધિમન્થમાં જુદાં જુદાં લક્ષણો ઉપર કહેલા ચાર પ્રકારના અભિષ્યંદ રોગ જેવાજ થાય છે. શ્લેષ્મિક અધિમન્થ સાત દિવસમાં દ્રષ્ટિનો નાશ કરે છે. રક્તઅધિમન્થ પાંચ દિવસે, વાતિક અધિમન્થ છ દિવસે અને પૈતિક અધિમન્થ ત્રણ દિવસમાં રોગીને આંધળો બનાવે છે.

જે નેત્રરોગમાં વેદના ઘણી થાય છે, નેત્રમાં લાલી ઘણી હોઈ તે ડોહોળાયલા જેવી મલીન રહે છે, તેની અંદર રેતી ભરાઈ હોય તેમ ખુંચે છે, શોયો ખોસ્યા જેવી પીડા થાય છે અને પાચ તથા પીયાના લોચા આવે છે તેને આમયુક્ત નેત્રરોગ જાણવો. એવા રોગીની આંખમાં અંજન ન કરતાં હલકો ખોરાક રોગીને ખવાડવો અને આમને પચાવવા માટે ત્રિફળાનો ઉકાળો પાવો, જેથી નેત્રમાં થતા ઠણકા ઓછા થાય છે, વલુર આવે છે, સોજો ઉતરી જાય છે, પીયા આવતા ઓછા થાય છે તો જાણવું કે હવે આમ પચી ગયોછે.

જે આંખમાં પાકેલા ઉમરાના ફળ જેવો ચળયુક્ત નરમ સોજો થાય છે તેને નેત્રપાક કહે છે. નેત્રમાંથી પાણી અત્યંત ગળ્યા કરે છે અને પાચ તથા પીયાના થેબ બાઝે છે. જે આંખમાં સોજો ચઢયા વગર નેત્રપાક થાય છે તેમાં સોજા સિવાય બીજા બધાં લક્ષણો થાય છે તે **ત્રિદોષ અભિષ્યંદ** જાણવો. વાતજ અધિમન્થની ઉપેક્ષા કરતાં એટલે વખતસર તેની દવા ન કરતાં, તે નેત્રને શોષી નાંખે છે, અને સોયો ખોસ્યા જેવી પીડા તથા બળત્રાદિક મોટી

પીડા થાય છે, તેને **હતાધિમન્થ** નામનો નેત્રરોગ કહે છે, અને તે અસાધ્ય છે. વાયુ ક્રમથી કોઇ કોઇ વખત ભ્રકુટિમાં આવે છે અને કોઇ વખતે નેત્રમાં આવે છે, અને પછી ઘણી જાતની તીવ્ર પીડા ઉત્પન્ન કરે છે. આ રોગને **વાતવિપર્યય** કહે છે. જે આંખો ઉઘડતી નથી અને પોપચાં કઠણ તથા સુકાં થાય છે અને તેમાં બળત્રા ઘણી થાય છે તથા તે ડોળાયલી મલીન દેખાય છે અને તે આંખો ઉઘાડતાં અથવા ફાડતાં રોગીને ઘણું મુસ્કેલ લાગે છે તે રોગને **શુષ્કાક્ષિપાક** કહે છે. ગળું, કાન, મસ્તક, હડપચી અને ગરદનની પાછળની નસોમાં કિંવા બીજી જગ્યાએ રહીને વાયુ જ્યારે ભ્રકુટિમાં કિંવા નેત્રમાં તોદ ભેદાદિ પીડા ઉત્પન્ન કરે છે ત્યારે તેને **અન્યતોવાત** કહે છે. વચ્ચે જરા આસ્માની અને આસપાસ લાલરંગના થયલા એવા આખા નેત્ર પાકે છે એટલે તેમનાપર પીળારંગના ફોલ્લા ઉઠે છે, તેમાં થોડી બળત્રા થઈ સોજો ચઢે છે અને નેત્રમાંથી પાણી ટપક્યાં કરે છે; ઘણા ખાટા પદાર્થ ખાવાથી આ વ્યાધિ થાય છે માટે તેને **અમ્લાધ્યુષિત** કહે છે. જે રોગીના નેત્રમાંથી રગો વેદના રહિત અથવા વેદનાયુક્ત થઇ લાલરંગની થાય છે અને તે ઘડીએ પલકે વિશેષ લાલ થતી જાય છે, તેને **શીરોત્પાત** કહે છે. મૂર્ખતાથી શીરોત્પાત રોગની ઉપેક્ષા કરતાં આંખમાંથી લાલરંગનાં સ્વચ્છ આંસુ ગળે છે, અને રોગીથી નેત્ર ઉઘાડી જોવાતું નથી તેને **શીરાપ્રહર્ષ** કહે છે.

## આંખની કાળી કીકી પર થનારા રોગો.

**સવ્રુશુક્રનાં લક્ષણ**–નેત્રના કાળા ભાગપર એટલે કીકીપર જે ફુલ પડે છે, કિંવા થાય છે, તે આંખની અંદર ઉંડું બેઠેલું અને

તેની અંદર સોયથી છિદ્ર પાડયું હોય તેવું દેખાય છે. તેને લીધે આંખમાંથી અતિ ગરમી અને પુષ્કળ પાણી વહે છે. આ રોગને સવ્રણશુક્ર કહે છે, અને તેનાથી આંખની અંદર પીડા થાય છે. જે ફુલ આંખની કીકીની ઉપરજ થયું નથી તથા જે આંખની અંદર ઉંડું ગયું હોતું નથી, તથા જેમાં પાણી ઘણું નીકળતું નથી, જેમાં ખટકા આવતા નથી તથા એકની પડોશમાં એક એમ જોડકાં થયાં નથી તે ફુલ કદાચિત સાધ્ય થાય છે.

**અવ્રણશુક્રનાં લક્ષણઃ**—અભિષ્યંદમાંથી ઉત્પન્ન થઇ કાળા ભાગમા જે ફૂલ પડે છે અને જેમાં રૂમડી સુકયા જેવી પીડા થાય છે, તથા જે ફૂલ શંખ, ચંદ્ર કે કરેણુના ફૂલ જેવું ધોળું હોય છે, અથવા આકાશના વાદળા જેવું પાતળું હોય છે, અને અવ્રણ એટલે ક્ષતરહીત હોય છે તે સહેલાઇથી મટી શકે છે. જે અવ્રણશુક્ર આંખની અંદર ઉંડું ગરક થયલું અને જાડું થયલું, ઘણા દિવસનું જુનું થયલું હોય છે તેને સાધ્ય જાણવું. જે શુક્રની વચમાંનો માઉંસ તુટી પડવાથી વચમાં છિદ્ર એટલે ખાડો પડે છે, અથવા તેમ નહિ થતાં તેની વિરૂદ્ધ થાય છે, એટલે શુક્રની આસપાસનું માંસ વૃદ્ધિ પામી શુક્રને ખાડામાં ઉતારે છે, એટલે તે વૃદ્ધિ પામેલો માંસ તેની ફરતું ઉપસી આવે છે, તથા જે શુક્ર એક જગ્યાએ ટકી ન રહેતાં આંખમાં ફરતું રહે છે અને જે રગોથી વ્યાપ્ત થવાને લીધે પાતળું થાય છે, તથા જે આંખના અંદરના પડદામાં ઉતરી પડયું હોય છે, અને જે આસ પાસ લાલ તથા વચમાં ધોળું હોય છે, જે ઘણા દિવસનું જુનું થયલું હોય છે, આવા લક્ષણયુક્ત ફુલાને મટાડવાની આશા રાખવી નહિ. ફુલ પડેલી આંખમાંથી અત્યંત ગરમ આંસુ વહી તેમાં

ફેલી ઉઠે છે અને આંખમાં પડેલું ફુલ મગના દાણા જેવડું અને મગના જેવુંજ હોય છે તે ફુલ અસાધ્ય જાણવું. જે ફૂલ તીતર પક્ષીના રંગ જેવું કાળું હોય છે તે પણ અસાધ્ય જાણવું.

**અક્ષીપાકાત્યયનાં લક્ષણ:**-આંખના કાળા ભાગ ઉપર ચારે તરફ દોષના સંબંધને લીધે જે ફુલું ફેલાય છે તે સન્નિપાતજન્ય અક્ષિપાકાત્યય જાણવું. આ વ્યાધિ અસાધ્ય છે.

**અજકાજાતનાં લક્ષણ:**-આંખના કાળા ભાગપર બકરીની સુકાયલી લીંડી જેવડો કિંચિત રાતો, જેનાથી લાલ તથા ચીકટું પાણી વહે તેવો, માંસનો ડચકો થાય છે તેને અજકાજાત કહે છે.

**આંખના પહેલા પટળમાં ગયલા દોષનાં લક્ષણ:**-જ્યારે આંખના પહેલા પટલમાં દોષ સંચાર કરી દ્રષ્ટિના ઉપર રહે છે ત્યારે ઘટપટાદિક મોટા પદાર્થો ઝાંખા દેખાય છે.

**આંખના બીજા પટળમાં ગયલા દોષનાં લક્ષણ:**-નેત્રના બીજા પડમાં દોષનો સંચાર થતાં દ્રષ્ટિ અત્યંત વિહ્વળ થાય છે, એટલે સામેના પદાર્થો જોવાને અશક્ત બનતી જાય છે, અને તેના નેત્ર આગળ માખી, ડાંસ, વાળ, જાળાં, કુંડાળાં, ધજા કિર્ણો, ત્રિકુણ આકૃતિઓ, નાના પ્રકારના પાણીના વરસાદ, વાદળાથી ઘેરાયલું આકાશ તથા અંધકાર વગેરે પદાર્થો નહિ હોવા છતાં રોગીના જોવામાં આવે છે, તેમજ આઘેના પદાર્થો પાસે અને પાસેના પદાર્થો આઘે દેખાય છે, અને ઘણું ધારી ધારીને જોવા છતાં પણ સોયનું છિદ્ર દીઠામાં આવતું નથી.

**ત્રીજાં પટળમાં ગયલા દોષનાં લક્ષણઃ**—આંખના ત્રીજા પડદામાં દોષને સંચાર થવાથી રોગીને ઉપર દેખાય છે પણ નીચે કશું દેખાતું નથી. મોટી ડોળદાર વસ્તુઓ પણ સ્પષ્ટ ન દેખાતાં, વસ્ત્રના પડદામાંથી દેખાય તેવી દેખાય છે, તથા નાક, કાન, આંખ વગરના પ્રાણીના શરીર તથા વાંકાચુંકા રૂપો દ્રષ્ટિ આગળ ફરતા રહે છે. વાતપિત્તાદિ જે દોષોને રક્ત, માંસ, કિમ્વા મેદાદિની સહાય હોય છે અને જે દ્રષ્યના સંબંધથી જે દોષ પ્રબળ થયો હોય છે, તે તે દોષને જે રંગ હોય છે તેવો દ્રષ્ટિનો પણ થાય છે. જો દોષ નેત્રના નીચેના ભાગમાં રહેલો હોય છે તો પાસેનું કશું દેખાતું નથી, અને દોષ ઉપર હોય છે તો દૂરનું કશું દેખાતું નથી. જો દોષ નેત્રની એક બાજુપર હોય છે તો બાજુપરનો પદાર્થ દેખાતાં નથી પણ દોષ આંખની ચારે બાજુએ પ્રસરતાં પદાર્થોના સ્વરૂપ એકબીજાથી મળેલાં, દ્રષ્ટિએ પડે છે. આંખની વચમાં કિંવા મધ્યે દોષનો સંચાર થતા મોટાં પદાર્થ નાના દેખાય છે. આંખના બેબે સ્થાનમાં એટલે ઉપર નીચે દોષ રહેલો હોય તો એકના બે પદાર્થો જોવામાં આવે છે. પણ જો દોષ અવ્યવસ્થિત હોય તો એક પદાર્થના અનેક પદાર્થો દેખાય છે. જો દ્રષ્ટિગત્ રોગ તેના સ્થાનમાં વાંકો રહ્યો હોય તો એક પદાર્થના બે કટકા કર્યા હોય તેવું દેખાય છે.

**ચોથા પટળમાં ગયલા દોષના લક્ષણઃ**—જ્યારે દોષ આંખના ચોથા પડદામાં પ્રવેશ કરે છે ત્યારે તે દ્રષ્ટિનો ચારે બાજુએથી અટકાવ કરે છે. તે વ્યાધિને **લીંગનાશ** કહે છે. આ અંધકારમય રોગ પુરેપુરો વ્યાપ્યો નથી હોતો તે સમયે રોગીને આકાશમાંના ચંદ્ર, સૂર્ય, તારા, વીજળી, અને ચળકતા પ્રકાશ દેખાય છે. આંખના ત્રીજા

પડદામાં સંચાર થયલા કાચની (મોતીયાની) ઉપેક્ષા કરતાં એટલે સમયાનુસાર દવા નહિ કરતાં જો એમનો એમ પડયો રહે તો તે દોષ તેમાંથી ખસી, ચોથા પડદામાં આવતાંજ, તેને લીંગનાશ અને **નીલીકા**ની સંજ્ઞા આપવામાં આવે છે. આ રોગ અસાધ્ય છે. જો વ્યાધિમાં વાયુનો સંબંધ વિશેષ હોય છે તો રોગી મલીન, લાલાશ પડતાં વાંકાં અને લગાર ફરતાં હોય એવાં રૂપ જુએ છે. પિત્તના સંબંધથી રોગી સુર્ય, આગીઆકીડો, ઈંદ્રધનુષ્ય, વીજળી, તેમાંના રૂપ અને નૃત્ય કરતા મોર તથા સર્વે વસ્તુ આસ્માની રંગની જુએ છે. કફથી જેનાં નેત્રો દોષને પામેલા છે તેવા પુરૂષો સર્વે રૂપને ચીકણા, ધોળા અને જાડા દેખે છે. રક્તના સંબંધથી લાલ અને કિંચિત ધોળા, કાળા અને પીળા રૂપ દેખાય છે. સન્નિપાતના સંબંધથી વીવિધ જાતના વિપરીત એટલે એકના બે અથવા અનેક રૂપ ચારે તરફ રોગીની દૃષ્ટિએ પડે છે. વળી તે હીન અંગના કિંવા અધિક અંગનાં રૂપ અને ઘણા રંગના પ્રકાશ જુએ છે. રક્તના તેજથી મિશ્ર થયલા પિત્તમાંથી **પરીમ્લાયિ** રોગ થાય છે. આ રોગને લીધે રોગી દિશા, આકાશ અને સુર્ય પીળા રંગના તથા ઝાડો આગીયા કીડાઓથી છવાયલા દેખે છે. જુદાં જુદાં લક્ષણો ઉપરથી લીંગનાશના છ પ્રકાર ગણેલા છે. વાતપ્રાધાન્યનો લાલ રંગ હોય છે. પિત્તપ્રાધાન્યનો ઝાંખો લીલો અથવા આસ્માની હોય છે. કફલિંગનાશ સફેદ અને રક્તજન્ય, લાલ હોય છે. અને જે સર્વજન્ય દોષ હોય છે તે ઘણી જાતના રંગોનો થાય છે. વાતિક **પરિમ્લાયિ રોગમાં** દૃષ્ટિમા જાડા કાચ જેવું રાતું મંડળ થાય છે, જે કોઇ વખત દોષ ઓછો થઈ જાય છે ત્યારે કરમાઇ ગયલું અને કાળા રંગનું દેખાયછે.

**દૃષ્ટિમંડળગત્ રોગનાં લક્ષણઃ**—વાયુથી દૃષ્ટિમંડળ લાલ, ચંચળ, અને ખરબચડું થાય છે. પિત્તથી દૃષ્ટિમંડળ આસમાની અને કાંસાના રંગ જેટલું પીળું થાય છે. કફથી જાડું, ચીકણું, તથા શંખ જેવું ધોળું થાય છે. અને આંખો ચોળતાં કમળના પાંતરાં ઉપર પડેલા પાણીના બિંદુ પેઠેમ હાલે છે. રક્તથી દૃષ્ટિમંડળ પ્રવાળા જેવું લાલ થાય છે. ત્રિદોષજ લિંગનાશમાં ઘણી જાતના રંગવાળું દૃષ્ટિમંડળ થાય છે.

**દૃષ્ટિરોગની સંખ્યાઃ**–આગળ કહી ગયલા લીંગનાશ છ, અને હવે પછી વિદગ્ધ, દ્રષ્ટયાદિ કહેવાના છ. તે મળી બાર દ્રષ્ટિરોગ થાય છે. **પિત્તવિદગ્ધ દૃષ્ટિનાં લક્ષણઃ**–પિત્ત દુષ્ટ થઇ વૃદ્ધિ પામવાથી જે માણસની દ્રષ્ટિ પીળી થાય છે, તેને લીધે તે માણસ સઘળા પદાર્થોને પીળા રંગના જુએ છે, તે પિત્તવિદગ્ધ દ્રષ્ટિ જાણવી. **દિવાંધ્યનાં લક્ષણઃ**–નેત્રના ત્રીજા પડદામાં પિત્તનો પ્રવેશ થતાં રોગીને દિવસે દેખાતું નથી પણ રાત્રે ઠંડીને લીધે પિત્ત ઓછું થવાથી સુઝે છે તેને દિવાંધ્ય જાણવો. જે રોગી પિત્તવિદગ્ધની પેઠે ધોળાં રૂપ જુએ તેને કફવિદગ્ધ દ્રષ્ટિ જાણવો. **નક્તાંધ્યનાં લક્ષણ**–જે કફ ત્રણે પડદામાં રહીને રોગીને રતાંધળો કરે છે તેથી રાત્રે કશું સુઝતું નથી, પણ દિવસે સૂર્યના તાપથી કફ ઓછો થવાને લીધે સારી પેઠે દેખાય છે. **ધુમ્રદર્શીનાં લક્ષણઃ**–શોક, જ્વર, પરિશ્રમ અને મસ્તક તાપથી પિત્તકુપિત થઇ દ્રષ્ટિમાં વિકાર ઉત્પન્ન કરે છે તેથી સર્વ પદાર્થ રોગીને ધુમ્રમય ધુંધણા દેખાય છે; આ વ્યાધિને શોકવિદગ્ધ દ્રષ્ટિ પણ કહે છે, અને તેનાથી ફક્ત દિવસના પદાર્થો ધુમાડા સરખા દેખાય છે, પણ રાત્રે પિત્તનું બળ ઓછું થતાં તે નિર્મળ દેખાવામાં આવે છે.

જ્યારે પિત્ત દ્રષ્ટિની વચ્ચે પ્રવેશ કરી રહેલું હોય છે ત્યારે તેને મોટા પદાર્થો દિવસે નાના દેખાય છે, તેને **હ્રસ્વદ્રષ્ટિ** કહે છે. જે પુરૂષની દ્રષ્ટિ દોષોથી વ્યાપ્ત થઇ નોળીઆની આંખ પેઠે ચળકે છે તે માણુસ દિવસમાં ઘણા પ્રકારના રૂપ કિંવા આકૃતિઓ નીરખે છે. આ રોગને **નકુલાંધ્ય** કહે છે. જે દ્રષ્ટિ વાયુથી વિકારયુક્ત થઇ અંદર સંકુચિત થાય છે અને તેમાં ડણકા મારે છે તેને **ગંભીરદ્રષ્ટિ** કહે છે. **આગતુજ લિંગનાશનાં લક્ષણો:**–અભિઘાતજ લીંગનાશ બે પ્રકારના થાય છે. એક નિમિત્તજન્ય અને બીજો . અનિમિત્તજન્ય. તે બેમાંથી શિરોભિતાપથા એટલે ઝેરી ઝાડનાં ફુલપરથી આવતા વાયુનો મસ્તક સાથે સ્પર્ષ થવાથી જે થાય છે તે **નિમિત્તજન્ય** જાણવો, જેમાં રક્તાભિષ્યંદનાં લક્ષણો થાય છે. દેવ, ઋષિ, ગંધર્વ, મહાસર્પ અને સૂર્ય તરફ તાકીને જે માણુસ થોડીવાર ટગરમગર જોઈ રહે છે, અને જેથી તેની દ્રષ્ટિ નષ્ટ થાય છે તેને **અનિમિત્ત લીંગનાશ** કહે છે. આ વ્યાધિમાં રોગીની આંખ સ્વચ્છ અને દ્રષ્ટિ આસમાની રંગની હોય છે નેત્રના ધોળા ભાગ ઉપર પાતળું, વિસ્તીર્ણ શ્યામ રંગનું રતાશ પડતું માંસ વૃદ્ધિ પામે છે તેને **પ્રસ્તર્યર્મ** કહે છે. નેત્રના ધોળા ભાગપર ધોળું અને મૃદુ માંસ ઘણા દિવસે વૃદ્ધિ પામે છે તેને **શુકલાર્મ** કહે છે. કમળની પેઠે લાલ અને મૃદુ માંસ વૃદ્ધિ પામે છે તેને **રક્તાર્મ** કહે છે. જે માંસ વિસ્તીર્ણ મૃદુ અને કાળજાના રંગ જેવું દેખાય છે તેને **અધિમાંસાર્મ** કહે છે જે માંસ કઠણ ફેલાતું અને સ્નાવરહિત વૃદ્ધિ પામે છે તેને **સ્નાયવર્મ** કહે છે. નેત્રના ધોળા ભાગપર શ્યામવર્ણ માંસના જેવું અને છીપના જેવું બિંદુ ઉઠે છે તેને **સુક્તી** રોગ કહે છે. નેત્રના ધોળા ભાગપર સસ-

લાના લોહી જેવું એક બિંદુ ઉઠે છે તેને **અર્જુનરોગ** કહે છે. કપ–વાયુના કોપથી નેત્રના ધોળા ભાગ ઉપર પીઠાના સરખુ જે માંસ વૃદ્ધિ પામે છે તેને **પિષ્ટકરોગ** કહે છે; તે દેખાવમાં મલીન અર્શના જેવું હોય છે. નેત્રના ધોળા ભાગપર રગોનું મોટું તથા જાડું ગુંછળા જેવું જે જાળું બંધાય છે તેને **જાલરોગ** કહે છે. નેત્રના ધોળા ભાગપર રગોથી વ્યાપ્ત એવી ધોળી ફોલ્લીઓ ઉઠે છે તેને **શીરાજ પીટકા** કહે છે. તે ફોલ્લીઓ કાળા ભાગની સમીપ થાય છે. નેત્રના ધોળા ભાગપર કાંસાના જેવી કઠણ, કિંવા પાણીના બિંદુ જેવી લગાર ઉંચી જે ગાંઠ થાય છે તેને **બલાસ** કહે છે. નેત્રના સાંધા ઉપર સોજો ચઢી, પછી પાકીને તે ફૂટે છે અને તેમાંથી દુર્ગંધ યુક્ત પરૂ વહે છે અને તેમાં ઠણકા મારે છે તેને **પુયાલસ** રોગ કહે છે. નેત્રના સાંધાપર જે મોટી ગાંઠ ઉઠે છે તે લગાર પાકે છે અને તેમાં વલુર ઘણી આવે છે, અને તે દુઃખતી નથી તેને **ઉપનાહ** કહે છે. વાતાદિ દોષ અશ્રુ માર્ગે સાંધામાં સંચાર કરી પછી તેને દોષના ગુણોયુક્ત જે રસી ઝરે છે તેને **નેત્રનાડી** કહે છે; તેના ચાર પ્રકાર છે. નેત્રનાડીમાં નેત્રના સાંધાપર સોજો આવી તે પાકે છે અને તેમાથી પરૂ વહે છે તેને **પૂયશ્રાવ** કહે છે. નેત્રનાડીમાં સફેદ જાડું અને ચીકણું પરૂ વહે છે તેને **શ્લેષ્મશ્રાવ** કહે છે. નેત્રનાડીમાં પુષ્કળ ઉનું રકત વહે છે તેને **રક્તાશ્રાવ** કહે છે. નેત્રનાડીમાં સાંધામાંથી હળધરના રંગનું પીળું ઉષ્ણ પાણી વહે છે તેને **પિત્તાશ્રાવ** કહે છે. નેત્રના ધોળા અને કાળા ભાગના સાંધાપર લાલ, નાની અને ગોળ જે ફોલ્લી થાય છે તે ફોલ્લીમાં બળત્રા થઇ પાકે છે તેને **પર્વણી** કહે છે;

અને તે સ્થાનપર પાંચ લક્ષણયુક્ત જે મોટી પીટિકા ઉઠે છે તેને **અલજી** કહે છે. આંખના ડોળા અને પોપચાના સાંધામાં પડેલા ઘણી જાતના કૃમિ વલુર અને ગાંઠ ઉત્પન્ન કરે છે, અને કાળા તથા ધોળા ભાગનો જ્યાં સાંધો આવેલો છે ત્યાં જઇ ડોળાના અંદરના ભાગને દુષ્ટ કરી, અંદર ફરે છે તેને **કૃમિગ્રંથી** કહે છે. નેત્રના ડોળાપર ઉંચકાઇ આવેલી તથા જેનું મોઢું અંદર આવેલું છે એવી, જે પીટિકા રાતી, મોટી અને ચેળયુક્ત હોય છે તેને **ઉત્સંગ પીટિકા** કહે છે. ડોળાની કોરપર કુંભોના બીજ જેવી પીટિકા થાય છે અને તે પીળી થતાં ફુલે છે, તથા ફાટવા પછી જેમાંથી રસી ઝરે છે તે **કુંભિકા** કહેવાય છે. લાલ સરસવ જેવી, ચેળવાળી, જડ ખુંચનારી તથા લોહી ઝરનારી એવી જે પીટિકા થાય છે તેને **પોથકી** કહે છે. આંખના ડોળાપર કઠણ અને મોટી પીટિકા થઇ આવી, તેની આસ પાસ ઝીણી ફોલ્લીઓ ફુટી નીકળે છે, એટલે તે મોટી પીટિકા, તેમનાથી ગુંથાય છે તેને **વર્ત્મસર્કરા** કહે છે. (વર્ત્મ એટલે પાંપણ) કાકડીના બીયાં જેવડી, મંદ વેદનાવાળી, સુંવાળી, ચળકતી, લગાર કઠણ એવી જે પીટિકા ડોળાપર થાય છે તેને **અર્શોવર્ત્મ** કહે છે. આંખના ડોળાની અંદર લાંબો, ખરબચડો, કઠણ, તથા દુઃખદાયક એવો જે માંસનો અંકુર થાય છે તેને **શુષ્કાર્ષ** કહે છે. બળત્રા કરનારી તથા ખુંચનારી લાલ રંગની, પોચી, નાની તથા થોડી પીડાકારક એવી જે પીટિકા આંખના ડોળા- પર થાય છે તેને **અંજના** કહે છે. જેના નેત્રનો ડોળો ત્વચાના રંગનો અને કઠણ ફોલ્લીઓથી ચારે તરફ વ્યાપ્ત થાય છે તેને **બહુલવર્ત્મ** કહે છે. જે રોગીના આંખના ડોળા સુજી આવ્યાથી

આંખ બરાબર બંધ થતી નથી અને તે સોજાપર વલુર આવે છે તથા સોયો ઘોંચ્યા જેવી પીડા થાય છે તેને વર્ત્મબંધક કહે છે. આંખના નીચે ઉપરના બંને ડોળા મૃદુ, થોડા વેદના કરનારા, લગાર રાતા રંગના થઇ આવી, પછી અકસ્માત લાલચોળ બની જાય છે તે રોગને ક્લિષ્ટવર્ત્મ કહે છે. ક્લિષ્ટ વર્ત્મજ રોગ જ્યારે ફરીથી પિત્તયુક્ત રક્તથી બળવા માંડે છે ત્યારે તે દેખાવમાં દહીં, દૂધ કે કાદવના જેવો થાય છે, તેને વર્ત્મકર્દમ કહે છે આંખનો જે ડોળો અંદરથી અને બહારથી કાળો પડી જઈ સૂઝે છે તથા ખટકે છે તેને શ્યાવવર્ત્મ કહે છે. ડોળો થોડી વેદનાકારક, બહારથી સુજી આવેલો અને કોરપર ચીકાશવાળો હોય છે તેને પ્રક્લિન્નવર્ત્મ કહે છે. જે રોગીના નેત્રના પોપચાં ધોયાં છતાં અથવા ન ધોયા છતાં ચીકણી રસીથી એક બીજા સાથે ચોંટી જાય છે તેને અક્લિન્નવર્ત્મ કહે છે. પોપચાંનો સાંધો છુટો પડવાથી આંખ મીંચાતી કે ઉઘડતી નથી તેને વાતહતવર્ત્મ કહે છે. આંખના ડોળાની અંદરની બાજુએ ગોળ, મંદ, થોડી પીડાકારક, લગાર રાતા રંગની અને ઉતાવળે વધનારી જે ગાંઠ થાય છે તેને અર્બુદ કહેછે. પોપચાંમાં રહેલો વાયુ, જે રગોથી પોપચાં ઉઘાડ મીંચ થાય છે તે રગોમાં સંચરી પોપચાંને ઉઘાડમીંચ કરાવે છે, તેમાં વિકાર થવાથી પોપચાંની ઉઘાડમીંચ અવ્યવસ્થિત થાય છે તેને નિમેષ કહે છે રક્તના સંબંધથી આંખના ડોળાની અંદરના ભાગપર રાતા અને પોચા અંકુર થાય છે તેને શોણીતાર્ષ કહે છે. આ અંકુરને વારંવાર કાપ્યા છતાં પણ તે પાછા વધે છે. નેત્રના ડોળાપર બોરના જેવડી મોટી, કઠણ, ચેળવાળી અને ચીકટી ગાંઠ ઉઠે છે, અને તે પાકતી નથી તેને લગણ કહે છે. વાતપિત્તાદિ ત્રણે દોષ

કુપિત થવાથી આંખના ડોળા સુઝી આવે છે અને તેમાં છિદ્ર પડે છે, જેમાંથી કમળતંતુ પ્રમાણે અંદરથી પાણી ઝર્યા કરે છે તેને **વિસવર્ત્મ** કહે છે. વાતાદિ દોષ જ્યારે પોપચાંનો સંકોચ કરે છે ત્યારે રોગીથી નેત્ર ઉઘાડી જોવાતું નથી તેને **કુંચન** કહે છે. વાયુથી નેત્રનાં પોપચાં, ઉપરના નીચે થઇ જવાથી તે પરના કેશ ડોળાથી વારંવાર ઘસાય છે, તેથી ડોળાનો કાળો અને ધોળો ભાગ સુઝી આવે છે, અને વાળ મૂળમાંથી ખરી પડે છે; આ રોગને **પક્ષ્મકોપ** કહે છે. વર્ત્મપક્ષ્મના મૂળમાં રહેનારૂં પિત્ત કુપિત થઇ વાળને ઉતારે છે તેથી આંખે વલુર આવે છે અને બળત્રા બળે છે; આ રોગને **પક્ષ્મસાત** કહે છે. એ પ્રમાણે ઉત્સંગપીટિકાથી પક્ષ્મસાત સુધીના જે રોગનું વર્ણન કરવામાં આવ્યું છે, અને જેના લક્ષણમાં ડોળા ઉપર, ડોળા નીચે, ડોળાના સાંધામાં એવું લખવામાં આવ્યું છે તે તમામ, આંખના ઉપરના અને નીચેના પોપચાંમાં ગણવું, આંખનો ડોળો એટલે કાચ સમજવો નહિ. તેમ વર્ત્મ શબ્દનો અર્થ પાંપણ થાય છે, માટે તે ઉપર ધ્યાન આપવું. ફરીથી સંખ્યારૂપ ચિકિત્સાથી નેત્રરોગને કહું છું. સાંધાઓમાં જેનો આશ્રય છે એવા નવ, પાંપણ વિષે થનારા એકવીશ, ધોળા ભાગમાં અગીયાર, કાળા ભાગમાં થનારા ચાર, આખી આંખમાં સત્તર, દૃષ્ટિથી થનારા બાર, બહારથી થવાવાળા બે છે. કુલે મળીને છોત્તેર રોગની ગણત્રી માધવમતાનુસાર કરવામાં આવી છે, પણ શારંગધરે આંખના ચોર્યાંણું રોગ ગણ્યા છે તેમાં પાંપણના ચોવીશ, ડોળાની સંધિના રોગ નવ, ડોળાના ધોળા ભાગના તેર, ડોળાના કાળા ભાગના પાંચ, દૃષ્ટિના મધ્ય ભાગમાં મોતીયા બિંદુ થાય છે તેના છ, ડોળામાં તીમિરરોગ થાય છે તેના છ, લીંગનાશના સાત,

અને દષ્ટિમંડળની અંદર થનારાં આઠ, અભિષ્યંદરોગ ચાર, અધિમન્થ રોગ ચાર, અને સર્વાક્ષિરોગ આઠ પ્રકારના એ પ્રમાણે ચોર્યાણું પ્રકારના રોગની ગણના શારંગધરે કરેલી છે.

આ નિબંધમાળામાં જ્યારથી ગલગંડ રોગની શરૂઆત થઇ ત્યારથી તે આંખના રોગની ગણત્રી લક્ષણપૂર્વક વાંચતાં જણાય છે કે એ તમામ રોગોમાં વાયુ, પિત્ત અને કફ, અને તેમાં પિત્તના બે ભાગ પાડીએ તો ચોથો રકતનો હીન-મિથ્યા અને અતિયોગ થએલો જોવામાં આવે છે. જો કે તમામ રોગોની ગણના કરતાં તેનો પાર આવતો નથી તો પણ ત્રિદોષ અને લોહીનો હીન-મિથ્યા અને અતિયોગનો વિચાર કરતાં, જેમ જેમ બુદ્ધિપૂર્વક ઉંડા ઉતરતા જઇએ તેમ તેમ રોગોના ભેદ વધારેને વધારે જણાય છે. કારણ કે વાયુના હીન-મિથ્યા અને અતિયોગથી હેંશી પ્રકાર ગણેલા છે, તેમ પિત્તના ચાળીશ પ્રકાર ગણેલા છે, અને કફના વીશ પ્રકાર ગણેલા છે તેમ લોહીવિકારના દશ પ્રકાર ગણેલા છે, એટલે ત્રિદોષસિદ્ધાંતના નિયમ પ્રમાણે પાંચ પ્રકારના પિત્ત, પાંચ પ્રકારના કફ, અને પાંચ પ્રકારના વાયુ મળી પંદર પ્રકારથી શરીરની સામ્યાવસ્થા રહે છે; પરંતુ તે જ્યારે મિથ્યા આહાર અન મિથ્યા વિહાર તથા આગંતુક કારણોથી અથવાઅનુલોમ પ્રતિલોમની રીતે વિક્રિયાને પામે છે ત્યારે શરીરના જુદા જુદા ભાગમાં અસંખ્યાત રોગો ઉત્પન્ન કરે છે, પરંતુ ચિકિત્સા શાસ્ત્રના ઉપદેશ કરનારા આયુર્વેદાચાર્યોએ આવા અસંખ્યાત અને ભયંકર દેખાતા રોગોની વિધિપૂર્વક ચિકિત્સા કરતાં વૈદ્યોને એવો ઉપદેશ કર્યો છે કે, ધીરજથી, ખંતથી, બુદ્ધિપૂર્વક વિચાર કરીને અપાનવાયુ, સમાનવાયુ, પ્રાણવાયુ, પાચકપિત્ત, રંજકપિત્ત અને

સાધકપિત્ત તથા ક્લેદન કફ, અવલંબન કફ, અને રસન કફની શુદ્ધિ કરવાથી આખી દુનિયાના મનુષ્યમાત્રના અથવા પ્રાણિમાત્રના ભીતરના અથવા સપ્તધાતુમય કે ચામડી ઉપર થતા તમામ રોગો, અથવા ચામડીની ઉપર થઇને વીર્યસુધી પહોંચતા કે વીર્યમાં ઉત્પન્ન થઇને ચામડી સુધી આવતા તમામ રોગોની શાંતિ થાય છે. ભલે કોઇપણ જાતનો, કોઇપણ નામથી ઓળખાતો શરીરના કોઇપણ ભાગમાં દેખાતો રોગ હોય, તોપણ ત્રિદોષ સિદ્ધાંતના નિયમ પ્રમાણે વાયુ, પિત્ત અને કફના હીન-મિથ્યા અને અતિયોગનું કારણ છે એમ જાણવું; અને તે જાણ્યા પછી હીનયોગવાળાને વધારવાની, અતિયોગવાળાને ઘટાડવાની અને મિથ્યાયોગવાળાને સુધારવાની યુક્તિ રચવામાં આવે તો તમામ રોગો એટલીજ ચિકિત્સાથી મટી શકે છે પરંતુ વૈદ્યે બુદ્ધિપૂર્વક જે યોજના કરેલી હોય તે યોજનાને ધીરજથી વહન કરીને તેનો ભાર સહન કરવાની શક્તિ રોગીમાં હોવી જોઇએ. એટલા માટે આંખના ચોર્યાંશી પ્રકાર ગણો કે છોતેર પ્રકાર ગણો, અથવા એનાથી વધારે કિંવા ઓછા પ્રકાર ગણો, પરંતુ આંખના ઔષધને માટે લેખન, રોપણ, આશ્ચોતન, સ્નેહન, અને તર્પણ આદિ ક્રિયાઓ કરવાથી તમામ રોગો સારા થાય છે. આ નિબંધમાળાના પ્રથમ ભાગના દશમા નિબંધમાં આંખના રોગો માટેના ઔષધો ઘણા પ્રકારના લખવામાં આવ્યા છે, તોપણ તે સિવાયના બીજા થોડાં ઔષધો જે અમારા અનુભવમાં આવેલાં છે તે લખીને આ નિબંધ સંપૂર્ણ કરીશું.

**ધાણાનો પાકઃ**—ધાણા એક શેર લાવીને તેને એવા ખાંડવા કે છોડાં જુદાં પડી જાય. પછી તેને ઝાટકીને છોડાં કાઢી નાંખી, તે

ધાણાની જેટલી દાળ નીકળે તેને ખૂબ ઝીણી ખાંડવી. (જેટલી ઝીણી ખંડાય તેટલો ગુણ વધે છે) તે ખાંડેલા ભુકામાં બે તોલા ચાંદીના વરખ ચોળી નાંખવા. પછી તે ભુકાને એક શેર ગુલકંદમાં ચોળીને રહેવા દેવો. જેની આંખ વારંવાર દુઃખવા આવતી હોય, જેની આંખમાં વારંવાર ખીલ બંધાતા હોય, જેની આંખ વારંવાર લાલ થઇ પાણી ગળતું હોય, તે રોગીને આ ધાણાનો પાક દરરોજ રાત્રે સુતી વખતે એકથી બે તોલા સુધી ચાવીને ખવડાવવો, જેથી મગજપરનું પિત્ત શાંત થઇ આંખમાં ઉતરતી ગરમીને શાંત કરે છે, પણ તે આખમાં દરરોજ દિવસમાં બેવાર બબ્બુલાદિ સ્વરસ આંજવો.

**વાસાદિ ક્વાથ:**—અરડુસો, સુંઠ, ગળો, દારૂહળધ, રતાંજળી, ચિત્રો, કરીયાતુ, લીમછાલ, કડુ, પટોળ, હરડાં, બેડાં, આમળાં, મોથ, જવ, ઇન્દ્રજવ, કડાછાલ; એ સત્તર ઓસડ અર્ધો અર્ધો તોલો લઇ, બશેર પાણીમાં ઉકાળી, ॰। શેર પાણી રહે ત્યારે પાવો. એવી રીતે દિવસમાં બે વાર ઉકાળીને પાવો. તે ઉકાળો એનો એજ સાત ટંક પાયા પછી, બીજો બદલવો. એ ઉકાળો એકલો પાવાથી અથવા એની સાથે પથ્યાગુગળની બબ્બે ગોળી આપવાથી આંખની છારી, રતાશ, આંખ પાકતી હોય તે, ધુંધ, ઝાંખ વગેરે આંખના રોગોને ઘણોજ ફાયદો કરે છે.

**પથ્યાદિ ક્વાથ**—હરડાં, બેડાં, આમળાં, કરીયાતુ, હળધ, લીમછાલ, ગળો આ સાત ઓસડનો ઉકાળો કરી તેને ગાળી લઇ, તેમાં એક રૂપિયાભાર ગોળ મેળવી દિવસમાં બેવાર પાવાથી આંખનાં દરદ સાથે, માથામાં શૂળ મારતી હોય તે અથવા મોંઢાથી માંડીને દાંત,

લમણા, આંખ, કાનની આસપાસ અથવા માથામાંનું દારૂણ શૂળ શાંત થાય છે.

**કાળો સુરમો**—કાળો સુરમો તોલા વીસ લાવીને તેને ખૂબ બારીક વાટવો. પછી તેમાં બેડાંની બીજ તોલા બે, કોડીની ભસ્મ તોલો એક, વગર વીંધેલાં ઝીણાં મોતી તોલો એક, મનસીલ તોલો એક એને બારીક વાટી કાળા સુરમામાં મેળવવાં. પછી મોરથુથુ તોલો એક લઇ, તેનું એક શેર પાણી બનાવી. તે પાણી સુરમામાં નાખતા જવું અને ખરલ કરતા જવું. તે વાટતાં વાટતાં સુકાઈ જાય એટલે તે પ્રમાણે પાંચશેર ગુલાબજળ પચાવવું. ગુલાબજળ પચાવતાં પહેલાં તેમાં બે તોલા બરાસ મેળવવો. ગુલાબજળ પચાવતાં પચાવતાં જ્યારે તે સુકાઇ જઇ ઘણો બારીક સુરમો થાય ત્યારે શીશીમાં ભરી લેવો. આ સુરમો એકલો આંજવાથી અથવા બબ્બુલાદિ સ્વરસમાં સળી બોળી, પછી સુરમામાં સળી બોળી, આંખમાં આંજવાથી આંખનાં ફુલાં, છારી, ઝાંય, આંખનાં ખીલ, આંખમાં પડતી ચાંદીઓ, આંખમાં ફુલતું માંસ વગેરે આંખના ઘણા રોગને સારા કરે છે.

**આંખમાં આંજવાનું કાજળ**—ફટકડી તોલા ચાર, એલચી તોલા આઠ (છોડાં સાથે) એ બેને વાટીને વસ્ત્રગાળ ચૂર્ણ કરવું પછી તેમાં સોળ તોલા ગાયનું ઘી મેળવવું. ત્યાર પછી જુના ચોપડાના કાગળ લખેલા હોય તે અથવા તે ન મળે તો અમદાવાદી હાથના બનાવેલા સ્વદેશી કાગળ લઇને, તે કાગળપર ઘીમાં મેળવેલો ભૂકો ચોપડવો. તે જેટલા કાગળપર ચોપડાય તેટલા કાગળના જુદા જુદા વીંટા વાળવા તેમાંથી એક વીંટાને ચીપીઆથી પકડી, એક બાજુથી સળગાવી તેમાંથી જે ઘી ટપકે તેને તાંબાના વાસણમાં ઝીલવું અને

જે વીંટા બળી રહે તેની રાખોડી પણ તેજ ઘીમાં નાંખવી. એવી રીતે તમામ કાગળના વીંટા બાળવા. પછી તે ટપકેલા ઘી તથા કાગળની રાખને એકઠી કરી, ખરલમાં નાંખી બરાબર આઠ કલાક મર્દન કરવું. જો ઘી બળી ગયું હોય અને મેસ લુખી પડે તો, બીજું ગાયનું ઘી ઉમેરવું. પછી તે બારીકમાં બારીક વટાય એટલે હાથેલીમાં મુકી આંગળી ફેરવી તપાસી જોવું. હાથેલીમાં જરાપણ કાંકરી ખુંચે નહિ એવું થાય ત્યારે તે કાજળને દાબડીમાં ભરી લેવું. પછી તેમાંથી સ્ત્રીઓ જેમ આંખમાં કાજળ નાંખે છે તેવી રીતે આંગળીપર લઇ, જેની આંખ દુઃખવા આવી હોય, જેની આંખમાં મોટા ખીલ થયા હોય, જેની આંખમાંથી પરૂ અને પીયા નીકળતા હોય, જેની આંખ વાખર થયલી હોય, તેની આંખમાં દિવસમાં એકવાર આંજવાથી ઘણીજ ફતેહમંદીથી આંખના રોગ સારા કરે છે, એમાં ખાસ કરીને દુખવા આવેલી આંખ ઉપર આ કાજળ અકસીર ઇલાજ છે.

**સૌભાગ્યવંતી સ્ત્રીઓની આંખમાં આંજવાનું કાજળ—** દીવેલનો દીવો કરી તે દીવાથી મેસ તોલા ચાર પાડવી, મોરથુથુ તોલો અર્ધો ફુલાવીને લેવો, ફટકડી તોલો અર્ધો ફુલાવીને લેવી. ઘોડાવજ તોલો એક તથા આમળાં તોલો એક એ એને બાળીને તેની રાખોડી લેવી. પછી એ સર્વને મેસમાં નાંખીને તેમાં ચાર તોલા ચોખ્ખું ઘી મેળવીને એક દિવસ ખલ કરવો. બીજે દિવસે તે ખલમાં ૦। શેર પાણી નાંખી વાટવા માંડવું, એટલે પાણી મેલું થઈ જશે તે પાણીને કાઢી નાંખી બીજું પાણી નાંખવું. એ રીતે જ્યાં સુધી પાણી મેલું નીકળે ત્યાંસુધી પાણી નાંખતા જવું અને વાટતા જવું. જ્યારે ચોખ્ખું પાણી નીકળે ત્યારે તેમાં બરાસ તોલો એક મેળવી ખુબ ઘુંટવું. પછી તે મેસની દાબડી ભરી

મુકવી. સૌભાગ્યવતી સ્ત્રીઓ કે જેઓ દરરોજ આંખમાં કાજળ આંજે છે તેમની આંખમાં આ કાજળ આંજ્યા કરવાથી આંખે તેજ વધે છે, આંખપર ગરમી આવતી નથી, અને આંખમાં ઠંડક વળે છે. આ કાજળ બનાવતાં કોઇના મનમાં એવી શંકા આવે કે મોરથુથુ, ફટકડી વગેરેથી આંખમાં બળત્રા થશે, પણ આ કાજળને પાણી નાંખીને વાટતાં વાટતાં જે મેલ નીકળી જાય છે તે મેલની સાથે ફટકડી, મોરથુથુ વગેરે પદાર્થોનો ભાગ પાણી સાથે નીકળી જાય છે, અને માત્ર તેનો પ્રભાવિક ગુણ કાજળમાં રહી જાય છે, તેથી આંખને ઘણીજ ઠંડક વળે છે. અને આંખનો મેલ કપાઇ, આંખ હંમેશાં નિર્મળ રહે છે.

ઉપર પ્રમાણે આંખના વ્યાધિઓ મટાડવાના ઉપાયો આ નિબંધમાળાના પ્રથમ ભાગના દશમા નિબંધમાં અને ઉપર લખ્યા છે તેથી, આંખના મોતીયા, પાંપણમાં ઉગતા વાળ ( પ્રવાળા ) અને આંખમાં થતો ઠેંયો એ ત્રણ સિવાયના તમામ આંખના રોગો સારા થાય છે. જેણે એ વિદ્યામાં વધારે શોધખોળ કરવી હોય તેણે શારંગધરસંહિતાના ત્રીજા ખંડમાં નેત્રકર્મનો પ્રકાર તથા રસરત્ન સમુચ્ચયના ૨૩માં અધ્યાયમાં નેત્રરોગના લખેલા ઉપાયો અજમાવી જોવાની અને અનુભવ મેળવવાની અમે ખાસ ભલામણ કરીએ છીએ. નેત્રરોગને માટે આપણા વૈદ્યરાજો ઘણા પાછળ જણાયા છે એટલા માટે આ નિબંધમાં નેત્રરોગનું વર્ણન સંપૂર્ણ રીતે કરી, તેના ઉપાયો જે જે અમારા અનુભવમાં હતા તે લખી, બાકીનો અનુભવ કરવાનો પ્રયાસ અમારા વિદ્વાન અને ઉદ્યોગી વૈદ્યરાજોને સોંપી આ નિબંધ સમાપ્ત કરીએ છીએ. **अलमिति विस्तरेण विपश्चिद्वरेषु किमधिकम्.**

# બીજા વૈદરાજો તરફથી આવેલા અનુભવી ઈલાજો.



## મુખરોગનાં ઉપાય.

### યતિશ્રી રવીહંસજી દીપહંસજી છાપરીયા શેરી-સુરત.

આગરૂ-પુતિગંધા-જાયફળ, જાવંત્રી, ડમરાની માજર અને પાંતરાં, કેશર અને ગોળ સમભાગે લઇ બારીક વાટી ચણા જેવડી ગોળી કરી, દિવસમાં ૩ વાર એકેક ગોળી મોંમાં રખાવી રસ ગળાવવો, જેથી મોઢાની દુર્ગંધ મટે છે.

૨. **મોંઢાની દવા**:-આમળાં શેર ૦। લાવી પાણી શેર ૫ માં ખુબ ઉકાળવાં. તે ઠંડુ પડેથી તેમાં હાથ ઘાલી ખુબ ચોળવાં અને ગાળીને કાચના શીશામાં ભરી રાખી તેના કોગળા, બબે ત્રણ ત્રણ કલાકે કરાવવા. ગમે તે કારણથી મોં આવ્યું હશે તોપણ તે મટી જશે.

૩. ખેરસાલ તોલો ૧, બરાસ તો. ૧ એલચી તો. ૧ ધોળી તપખીર તો. ૧ કલઇસફેતો તો. ૧ જીરૂ તો. ૧ હીરાદખ્ખણ તો. ૧ જેઠી મધ તો. ૧ ગુલાબના ફુલ તો. ૧ ચીનીકબાલા તો. ૧ જેઠી મધનો શીરો તો. ૧.

ઉપલી તમામ ચીજ જુદી જુદી બારીક ખાંડી, કપડછન કરીને જીરી અથવા કોઠીના પાંતરાંનાં રસમાં ખલ કરવો. ખલ કરતાં કરતાં સુકાઇ જાય ત્યારે તે ભુકાને કાચના સારા બુચવાળા શીશામાં ભરી

લેવો. ઉપલી દવા મોંમાં તમામ ઠેકાણે ઘસી મોં નીગળતું મુકે તો મોં આવેલું સારૂં થાય છે. દિવસમાં ૨–૪ વાર એ મુજબ કરાવવું અને મોમાંથી તમામ ઓખાર બરાબર નીતરીને મોં સાફ થઇ જાય ત્યાંસુધી ધીરજ રાખીને દરદી મોં નીગળતું રાખે તે ખાસ ધ્યાનમાં રાખવું.

૪. દાઢમાં, દાંતમાં કળતર થતું હોય તો લીલાં અથવા લાલ મરચાંના બીયાં કાઢી નાંખી તે મરચાંને જરાક પાણીમાં ખૂબ ખલ કર્યા પછી તેમાં જોઇતું પાણી ઉમેરી તેનો રસ બનાવવો. પછી જે બાજુની દાઢ દુઃખતી હોય તે બાજુના કાનમાં તેનાં ૪–૫ ટીપાં પાડવાં. એટલે દાંત દુઃખતા મટી જશે. પણ જો કાનમાં બળત્રા બળે તો તેમાં લાલ ખાંડ લઇ તે કાનમાં જરાક ભભરાવવી. એટલે દાહ તરત નરમ પડશે.

૫. ભોંયરીંગણીના બીજની બીડી બનાવી પાવાથી દાંત હાલતા, અવાળું ચઢયું હોય તો તે ઉતરી સોજો નરમ પડે છે.

ઇશ્વરલાલ રતનલાલ ત્રિવેદી, નાગરફળીયું—સુરત.

૧. રતનજોતના દુધમાં ચોખ્ખો કાથો પલાળી પછી તેને બારીક વાટી દાંતે ઘસવાથી હાલતા દાંત અને ઘણી વેદના થતી હોય તો તે મટે છે.

૨. કોગળાઃ—કાળી દ્રાક્ષ, દારૂહળધર, ધમાસો, ત્રિફળાં અને જાઇનાં પાંતરાં સમભાગે લઇ, ઉકાળીને તેના કોગળા કરવાથી મોંઢાની ગરમી, ચાંદી અને ફુલેલા અવાળુ વગેરે મટે છે.

૩. દંતમંજનઃ—ફુલાવેલું મોરથુથુ ભાગ ૧૦, ફુલાવેલો ટંકણખાર ભાગ ૨૦, ફુલાવેલી ફટકડી ભાગ ૩૦, સુથારી ચાક ભાગ

૪૦, તજ ભાગ ૨, લવેંગ ભાગ ૨, એ સર્વ વસ્તુ ઘણીજ બારીક કરી વસ્ત્રગાળ ચૂર્ણ બનાવવું અને દાતણ કરતી વખતે તેનું મંજન કરીને ઘણીવાર સુધી મોં નીગળતું રાખી મોઢામાંનું પાણી બરાબર ઝરી જવા દેવું એટલે દાંત સ્વચ્છ થઈ તેનાપરનો મેલ ઉખડી જાય છે. દાંતના પેઢામાંથી લોહી નીકળતું બંધ થાય છે ને ચઢેલાં અવાળુ પણ મટી જાય છે. આ મંજન ઘસતી વખતે પેટમાં જશે તો ઉલટી થશે માટે પેટમાં જવા દેવું નહિ.

૪. લોધર, રસવંતી અને મોથ સમભાગે લઇ બારીક વાટી દાંતપર ઘસવાથી દાંતના પેઢાં મજબુત થાય છે અને દાંતમાંથી લોહી નીકળતું હોય તો બંધ થાય છે.

૫. કોગળા:—ટંકણખાર વાલ ૪, ૧૦ તોલા પાણીમાં મેળવી તેના કોગળા કરાવવા જેથી મોંઢામાંની ચાંદી તથા જીભ ઉપરની ચાંદી મટી જાય છે.

૬. દંતમંજન:—દીવેલીનો ખોળ શેર ૦॥।, બદામનાં છોડાં શેર ૦॥।, જીરૂ શેર ૦)≈, માયાં નંગ ૬, મીઠું શેર ૦।. ખોળને ઝીણો ખાંડી હવાલેથી ચાળવો. બદામનાં છોડાંને ડીકરામાં નાંખી બાળતાં અંગારા જેવા થાય એટલે વાટી નાંખવાં. જીરૂ તથા માયાંને પણ બારીક વાટવાં. અને એ સર્વેને મેળવી ફરીથી વાટી એકરસ કરવું. મીઠાને સેકીને બારીક વાટીને એક બીજી મજબુત બુચવાળી બાટલીમાં ભરી લેવું. પછી સવારે દાતણ કરતી વખતે મંજનનો ભુકો લઇને તેમાં બીજી શીશીમાંનું મીઠું જરા મેળવીને, એ મંજન મોઢામાં દાંત ઉપર બધે ચોપડીને, મોંને ગળતું મુકવું ઉતાવળ કરીને ઉઠી

જવું નહિ, તેમ કોગળા કરી દેવા નહિ, પણ ધીરજથી જ્યાં સુધી મોઢું ગળે ત્યાં સુધી ગળવા દેવું. જેથી દાંત તથા અવાળુના સર્વ રોગ મટી જાય છે.

**વૈદ્ય અંબારામ શંકરજી પંડયા મુ૦ વાગડ વાયા રાણપુર.**

૧. **માથાની ઉંદરી માટેઃ**—સર્પની કાંચળી ધુપેલમાં નાંખી ગરમ કરવાથી મળી જશે તે તેલ ઉંદરી ઉપર લગાડવાથી મટી જાય છે.

૨ દરરોજ ગરમ પાણીથી માથું ધોઇ સાફ કરી ભેંસનાં સિંગડાંને બાળી રાખ કરી તેલમાં મલમ કરી લગાડવાથી માથાની ઉંદરી મટે છે.

૩. ચંબેલીનાં પાન, કાચકાનું મુળ, કરેણનું મુળ, ચિત્રો, એ ઓસડને તેલમાં પકવી લગાડવાથી માથાની ઉંદરી મટે છે.

૪. **મુખપાક માટેઃ**—મોઢું આવી જાય ત્યારે ચણોઠીના પાન, સોનાગેરૂ, સફેતરી એલચી, મોરથુથુ ફુલાવેલ, સમભાગે લઇ વસ્ત્રગાળ કરી તેમાંથી ચપટી ભરી મ્હોંમાં ભભરાવી મ્હોં બંધ કરી પુષ્કળ લાળ ભેગી થવા દઇ કાઢી નાંખી બીજીવાર એ પ્રમાણે કરવું તથા ત્રીજી વખત લગાવી મ્હોંઢું અળગણ (ગાળ્યા વિનાનું) પાણીથી સાફ કરવું. એ પ્રમાણે ત્રણ દિવસ કરવાથી સારૂં થાય છે. આ દવા પેટમાં જશે તો તુરતજ ઉલટી થશે માટે પુરતી સંભાળ રાખવી.

૫. ફુલાવેલ ટંકણ મધ સાથે મેળવી મ્હોંમાં ચાંદી પડી હોય ત્યાં ચોપડવાથી રૂઝાઇ જાય છે.

૬. **દંતમંજનઃ**—પતંગનું લાકડું, લોધર મજીઠ, હીરાકસી, ફુલાવેલ ફટકી. માયુફળ, એ અકેક તોલો તથા કપુર તો. ૦। મેળવી ચુર્ણ કરી દાંતે ઘસવાથી દાંત હાલતા હોય તે મજબુત થાય છે.

૭. **દંતમંજન બીજું**:—ફુલાવેલ ફટકી તો. ૨, ચાક તો. ૮, ફુલાવેલ મોરથુથુ તો. ૦॥, સમુદ્રફીણ તો. ૪, સોનાગેરૂ તો. ૩, કપુર તો. ૦॥, બધાં એકત્ર કરી દાંતે ઘસવાથી દાંતના પારામાંથી નીકળતું લોહી બંધ થાય છે.

૮. **દંતમંજન ત્રીજું**:—ફુલાવેલ ફટકી, હીરાબોળ, બદામના છોડાના કોલસા, એ દરેક અઢી તોલા, સમુદ્રફીણ તો. ૫, સાથે મેળવી દાંતે ઘસવાથી દાંત સફેદ થાય છે.

૯. ખજુરના ઠળીઆ, ભોરીંગણીના બીજ, રાયણના બીજ, મુળાના બીજ, કેરડાનાં કુંપળાં, સાજીખાર, અને ઘી બધાં મિશ્ર કરી દેવતા ઉપર મુકી તેની ધુણી લેવાથી દાંત તથા દાઢ દુખતી મટે છે.

૧૦. આંકડાનું મુળ દાંતે ઘસવાથી કળતર મટે છે.

૧૧. પીપળાની વડવાઇનું દાતણ કરવાથી દાંત મજબુત થાય છે.

૧૨. દાઢ **પોલી હોય** તો તમાકુ, અફીણ, લીમડાનાં કુંપળાં, સરખે વજને લઇ વાટી નાની ગોળીઓ બનાવી દાંત અગર દાઢની પોલમાં મુકવાથી આરામ થાય છે. તેમજ સરગવાનો ગુંદર દાઢમાં રાખવો, અથવા ચમારદૂધેલીનાં પાન દાઢમાં રાખવાથી કળતર પીડા મટે છે.

**માસ્તર નરભેરામ હરજીવન મુ. નવાગામ, તા. માતર.**

૧. **દંતકૃમિ માટે**—લોઢીને ખુબ ગરમ કરી તેના ઉપર ઇંદ્રિ-વરણીના પાકાં ફુલ મુકી તેની મોંમાં ધુણી લેવાથી દાંતમાંના કીડા ખરી પડે છે.

૨. ભોંરીંગણીનાં બી દેવતા ઉપર મુકી ધુણી લેવાથી દંતકૃમિનો નાશ થાય છે.

**વૈદ્ય કેશવરામ હરીશંકર ભટ્ટ સ્કુલ માસ્તર.**
**મુ૦ કાપોદ્રા તા૦ અંકલેશ્વર.**

**મુખપાક માટે**—બોરડીના મુળ તથા બાવળની છાલનો ક્વાથ કરી જરા ફટકી નાંખી કોગળા કરવાથી મુખપાક મટે છે.

**વૈદ્ય નારૂશંકર હરગોવિંદ અધ્વર્યુ મુ. બારડોલી** (ટાપ્ટી રેલ્વે.)

બીલીના પાંતરાનો ક્વાથ કરી તેના કોગળા કરવાથી મોં આવી ગયું હોય તે મટે છે. સંગ્રહણીના દરદીનું મોઢું જ્યારે આવી જાય ત્યારે આ કોગળા કરાવવાથી સારૂં થાય છે.

**વૈદ્ય ધીરજલાલ માણેકલાલ મુ૦ વડોદરા—બાજવાડા.**

**દંતરક્ષક ચુર્ણ**—મોરથુથુ ફુલાવેલ તો. ૦ાા, ટંકણ તો. ૨, ફટકડી તો. ૩, ચાક તો. ૮, કાથો તો. ૨, માયાં તો. ૨, કપુર તો. ૧, સિંધવ તો. ૧ સર્વનું વસ્ત્રગાળ ચુર્ણ કરી દાંતે ઘસવું. આ ચુર્ણ સંન્નિપાતમાં કફ સુકાઇ ગયો હોય તેને બહાર ખેંચી કાઢવા માટે દાંતના પેઢવા ઉપર તથા જીભે ઘસવું જેથી આખો દિવસ કફ નીકળ્યા કરે છે.

**વલભદાસ નરોતમદાસ શાહ સર કારકુન કસ્ટમ હાઉસ—ભરૂચ.**

નવસાર, કળીચુનો, કંકુ એ ત્રણેને પાણીમાં હાથ ઉપર ઘસી નાકમાં સુંઘે તો દાઢ દુખતી મટે છે.

**વૈદ્ય અને વનસ્પતિ શોધક નુરમહમદ હમીર ધોરાજીવાળા મુ. રાજકોટ પરા.**

**મોઢાના છાલા માટે**—બાવળનાં પાન તથા પરડા, ફટકી, આરારૂટ, મેંદીના પાન, ચણોઠીનાં પાન એ સર્વનું સમભાગે ચુર્ણ કરી મોંમા રાખવાથી મોઢાના છાલા ગરમી મટે છે.

**બ્રહ્મચારી આત્મારામ ત્રિવેદી.** (ફરતારામ)

**આગરૂ મોઢાનું**—ઉપલેટ, દારૂ હળધર, લોધર, મોથ, મજીઠ, કાળીપાડ, કડુ, માલકાંકણી, કાંટાસરીયાના મુળ, હળદર સર્વ સમભાગે લઇ વાટી ચુર્ણ કરી દાંતે ઘસવાથી આગરૂ પીડવાળું અથવા લોહીવાળું મટે છે.

**વૈદ્ય અક્ષર પુરૂષોત્તમ ઔષધાલય મુ. સારસા વાયા આણંદ.**

**મુખપાક માટે**—બાવળનાં (પીળાં) ફુલ છાંયડે સુકવી વસ્ત્રગાળ કરી મધમાં ચણા જેવડી ગોળી વાળી મોંમાં રાખી થુંકતા જવું. જેથી મોઢામાં ગમે તે જાતના ફોલ્લા થયા હોય, એક પાઇ જેવડી ચાંદી પડી હોય, ખોરાક ખાઇ શકાતો નહોય, ગમે તેવો દુષ્ટ મુખપાક થયો હોય તેને પણ આ ગોળીથી મટી જાય છે. આ ગોળી

મોમાં રાખી રસ બહાર થુંકતા જવું અથવા પેટમાં જવા દેવાથી પણ કાંઇ નુકસાન નથી. ઉપરોક્ત ઉપચારથી બે ત્રણ દિવસમાં દુષ્ટ રોગનો સદંતર નાશ થાય છે.

### વૈદ્ય પ્રભાશંકર વૃંદાવન મુ૦ ધંધુકા.

**દંતમંજનઃ**—જીરૂં તો. ૧, મીઠું તો. ૦ા મુલતાની માટી તો. ૦ા વાટી ચુર્ણ કરી દાતણ સાથે ઘસવાથી દાંત ઉપરનો પીળો થર નીકળી જઇ સાફ થાય છે. તથા મોં સ્વાદીષ્ટ થાય છે.

### ડાકટર ઠાકોરલાલ સુરજરામ પાણીની ભીંત સોનીફળીઉં મુ. સુરત.

૧. દાઢ ચઢી હોય તો—હીરાબોળ લાવી તેનું મંજન કરવાથી દાઢ ચઢી હોય, અવાળું ફુલ્યા હોય તો તરતજ દરદ નરમ પડી જાય છે.

૨. દાંત થોડા દિવસે હાલશે એવી દહેસત લાગે તો વડની વડવાઇનું દાતણ કરવાથી હાલતા દાંત મજબુત થશે તથા બીજા હાલશે નહિ.

૩. રતનજોતના ઝાડની દાંખળીનું દાંતણ કરવાથી દાંત હાલતા હોય તો મજબુત થાય છે.

### વૈદ્ય બાળાશંકર પ્રભાશંકર મુ૦ નાંદોદ રાજપીપળા સ્ટેટ.

મોરથુથુ ફુલાવેલું તો. ૫, ફટકડી ફુલાવેલી તો. ૧૦, સોનાગેરૂ તો. ૧૦, એલચી તો. ૨, વાટી વસ્ત્રગાળ કરી વાલ ૦ા મોંમાં રાખી લાળ નીકળી જવા દઇ બંધ થાય ત્યારે પાણીના કોગળા કરી

સાફ કરવું. નાના બાળકને હીમજી હરડેના પાણીમાં એક વાલનો ચોથો ભાગ આપવાથી મટે છે. આ દવા મ્હોંમા ચોપડયા પછી લાળ બરાબર નીકળી જાય પછી મોં સાફ કરી ઘી ચોપડવું જેથી ગમે તેવો મુખપાક હોય તો તેને પણ મટે છે.

**વૈદ્ય કુમારશ્રી રૂવીસીંહજી ભુપતસીંહજી મુ. કટોસણ, વાયા વિરમગામ.**

**દાઢ દુખતી હોય તો**:—સરસીઉ તેલ શેર ૧, લઇ તેમાં લાલ મરચાં શેર ૦।. નાંખી અગ્નિ પર મુકી ખુબ કકડી મરચાં બળી જાય ત્યારે નીચે ઉતારી ગાળી રાખી મુકવું. ઉપયોગ—જો જમણી બાજુની દાઢ દુખતી હોય તો ડાબી બાજુના કાનમાં તેલ નાંખવું. અને ડાબી દાઢ દુખતી હોય તો જમણા કાનમાં તેલ પાડવું. આ તેલ પાંચ મીનીટ કાનમાં રહેવા દેવું જેથી તીવ્રપીડા કરતી દાઢ એકદમ નરમ પડે છે.

**મંગ જમનાદાસ મદનજી વૈષ્ણવ વેરાવળ.**

**દંતમંજન**:—ચાક ૨, કપુર ૦।, તજ ૦।, અજમો ૧, માયુફળ ૧. મોરથુથુ ફુલાવેલું તો. ૦)= ભાર વાટી ચુર્ણ કરી દાંતે ઘસવાથી દાંતના રોગ મટે છે.

**વૈદ્ય રવિકાંત અને શાંતિકાંત મુ. બાલંભા. (કાઠીયાવાડ).**

**સૌભાગ્ય પ્રવાહી**:—(અમારી બનાવટ) ફુલાવેલી ફટકડી તો. ૧।, જેઠીમધનું ચુર્ણ તો. ૧।, ટંકણખાર ફુલાવેલો તો ૨।।, વીસ તોલા સાકરનું સરબત (ચાસણી) બનાવી ઠર્યા બાદ ઉપરની વસ્તુઓ

મેળવી શીશીમાં ભરી રાખવું. તે ૩ વતી અથવા પીંછી વતી મોંઢામાં તથા ગળામાં ફેરવવાથી મુખક્ષત, ધારાં, ફોલ્લા, રતવા, ચોરીઆ વીગેરે મટે છે. હમો આ દવાનો ઘણો વખત થયાં ઉપયોગ કરીએ છીએ.

વૈદ્ય **ધીરાબાવા ગુમાનબાવા, મુ૦ સણીઆ-તળાવ.**

**દાઢનો દુખાવો**-આંકડાની કુપળના ઝીણાં પાન લાવી સહેજ પાણી મુકીને રસ કહાડી તે રસ કાનમાં મુકવાથી દાઢ નરમ પડે છે. આ રસ ડાબી દાઢ દુખતી હોય તો જમણી બાજુના કાનમાં મુકવો અને જમણી દાઢ દુખતી હોય તો ડાબા કાનમાં રસ મુકવાથી દરદીને આરામ થાય છે. એ અનુભવસિદ્ધ છે.

**વૈદ્ય આણંદજી અને પીતાંબર સવજી-રાજગોર ઉના, (કાઠીયાવાડ)**

**દાંતનાં પેઢા ચઢવા**-તાવડીની મેસ દિવસમાં બે વખત પોચે હાથે ઘસી ફટકડીના પાણીના કોગળા કરવાથી દાંતના પેઢા ચઢેલા હોય તે મટે છે.

**સાધુ ગંગાદાસજી સેવાદાસજી સૈયદપુરા-સુરત.**

**દંતમંજન**:-ચાક તો. ૬, દાડમના ફુલ તો. ૬, આમળા તો. ૬, હીમજ તો. ૬, હીરાકસી તો. ૪, હરડા તો. ૪, બેહેડા તો. ૪, મોચરસ તો. ૩, હીંગદખ્ખણુ તો. ૩ વાટી વસ્ત્રગાળ કરી દાંતે ઘસવાથી સર્વ પ્રકારના મુખ રોગ મટે છે. દાંત મજબુત થાય છે.

વૈદ્ય **(નામ તથા ઠેકાણા વગરના).**

રોહીશના ફુલ (રોહીસ નામનું સુગંધી ઘાસ થાય છે.) એક હાંડલીમાં ભરી તેના ઉપર સિંધવનું ચુર્ણ પાથરવું, તેના ઉપર બીજા

ફુલ પાથરવાં તથા પાછું સિંધવનું ચુર્ણ પાથરવું. ત્યાર બાદ મુદ્રા કરી ગજપુટ અગ્નિ આપવો. સ્વાંગ શીત થયે કાઢી વાટી દાંતે ઘસવાથી દાંત સાફ તથા મજબુત બને છે. તેમજ દાંતના તમામ વ્યાધિઓનો નાશ કરે છે.

### વૈદ્ય શ્યામચંદ ગોવર્ધનરામ મુ૦ ખાખરેચી પો. હળવદ.

કાંટાળા માયા તો. ૨, હીરાદખ્ખણ તો. ૨, બરાસ તો. ૨, ચીણીકબાલા તો. ૨, કાથો તો. ૪, ચાક તો. ૮, વાટી વસ્ત્રગાળ કરી શીશીમાં ભરી મજબુત બુચ મારવો. આ મંજન દાંતે દાતણ સાથે ઘસવાથી દાંત મજબુત તથા મુખ સુગંધીદાર બને છે.

### વૈદ્ય રાવ ગોવર્ધનરાવ મુ૦ પાટણ.

મોરથુથુ તો. ૧ લઇ પાકા લીંબુની ચીરીઓમાં ભરી ગરમ કરી દુખતી દાઢ ઉપર દાબવાથી આરામ થાય છે.

### વૈદ્ય ભુરાભાઇ ઓધવજી ત્રિવેદી–મુ. ભાદરોડ.

ટંકણખાર અને કાથો વાટી મધમાં મેળવી ગળામાં તથા મ્હોંમાં પીછીથી અથવા આંગળીથી ચોપડવાથી તુરત દાહ શાન્ત થાય છે.

### વૈદ્ય કચરાલાલ જેઠાલાલ ગાંધી, મુ૦ પાટણ–ગુજરાત.

દાઢનું કળતર તથા દુખાવો:–દાંતમાં સડો લાગે તો ગરમ પાણીમાં મીઠું નાંખી વારંવાર કોગળા કરવા, પોલાણ થઇ ગઇ હોય તથા દુખાવો હોય ત્યાં અકલગરો તો. ૧, શુદ્ધ ટંકણ તો. ૦।,

મેળવી ધીમે ધીમે ઘસવું. અગર દબાવવું, અને લાળ નીકળવા દેવી. જેથી કળતર તથા દુખાવો જલદીથી મટી જશે. અને નસ્તર મુકાવવાની જરૂર રહેતી નથી. પાન ખાવું નહિ. તેમજ અથાણા વિગેરે ગરમ ખોરાક ખાવો નહિં.

### વૈદ્યશાસ્ત્રી એસ. એલ. બર્મન. બાલાજીરોડ-સુરત.

તમાકુ ઉંચો સારો ભરૂચી તો. ૧, અકલગરો તો. ૦ાા, ઘોડાવજ તો. ૦ાા, સુઠ તો. ૦ાા, મરી તો. ૦ાા, પીપર તો. ૦ાા, સિંધવ તો. ૦ાા, શેકેલુ જીરૂ તો. ૦ાા, બારીક વાટી દાંતે ઘસવાથી દાંતનો દુખાવો તુરત મટે છે.

### વૈદ્ય પ્રાણશંકર મુ૦ સમની, વાયા-ભરૂચ.

મુખપાક માટે-શંખજીરૂ, સોનાગેરૂ, વરીઅળી, હીમજીહરડે, ફટકી, ચીનીકબાલા, ગુલાબના ફુલ, એલચી એ સર્વ સમભાગે લઇ વાટી મોંઢામાં ઘસવાથી સર્વ પ્રકારનું આવેલું મોઢું મટે છે. તેમજ કોઇએ મોઢું આપ્યું હોય તો તેપણ મટે છે.

### વૈદ્ય (નામ તથા ઠેકાણા વગરના)

૧. દંતમંજન-દાડમની છાલનું વસ્ત્રગાળ ચુર્ણ કરી, તે ચુર્ણ અરૂણોદય વેળાએ દાંત ઉપર ઘસવાથી હાલતા દાંત વજ્ર સમાન મજબુત થાય છે.

૨. દાંત હાલતા હોય તો અને દુખાવો થતો હોય તો તે દાંતમાં અક્કલગરો મુકવાથી એકદમ આરામ થઇ જાય છે.

૩. લવિંગના અર્કમાં પુમડું બોળીને દુઃખતા દાંત ઉપર મુકવાથી આરામ થાય છે.

**ઇશ્વરલાલ રતનલાલ ત્રિવેદી–નાગરફળીયા–સુરત.**

દાંતના અવાળુ–પુલ્યા હોય તો કરમદીના ઝાડનું સુકુ અથવા લીલુ મુળ ચંદનની માફક ઘસી મંજન કરી મ્હોં નીતરતું મુકવાથી મટે છે.



## કાનના રોગના ઉપાય.

**યતિશ્રી રવીહંસજી દીપહંસજી છાપરીયાશેરી–સુરત.**

૧. ધંતુરાના પાંતરાંનો રસ કાઢીને ચાર પાંચ ટીપાં કાનમાં નાંખવાં અને ઉપરથી કોરૂ કંકુ ભભરાવવું એટલે કાનમાંનું પરૂ વહેતું બંધ થશે ને ચસકા મટશે.

૨. તલનું તેલ શેર ૦ાા, વછનાગ રૂ રાા ભાર, અફીણુ તો. ૦ાાા. વછનાગ તથા અફીણને તેલમાં નાંખી ચુલે ચડાવી, વછનાગ બળી જતાં સુધી ઉકાળી, તે તેલને ટંકું પાડી કપડેથી ગાળી કાચની શીશીમાં ભરી લેવું. કાનમાં ચસકા મારતા હોય, નળીમાં સોજો હોય, કાનમાં ધાક પડી ફડફડાટ અવાજ થતો હોય તો આ તેલનાં ચારેક ટીપાં કાનમાં નાંખવા. જો કાન પાકી પરૂ નીકળતું હોય તો કાનને પીચકારીથી ધોઇ, પછી આ તેલનાં ટીપાં નાંખવાં.

૩. તલનું તેલ શેર ના, ડમરાના પાંતરાંનો રસ શેર ૦। એ બેને એકઠાં કરી ચુલે ચડાવવું. રસ બળી જાય અને તેલ માત્ર બાકી રહે એટલે ઉતારવું. આ તેલ બનાવતાં વાસણ મોટું લેવું કારણ કે પુષ્કળ ઉભરો ચડે છે અને ઉકળતાં રસનો લોચો અથવા ગોળો બની જાય તોપણ ગભરાવું નહિ, કારણ કે રસ બળી ગયા પછી બધું એકરસ થઈ જાય છે. એ તેલથી પણ કાનનાં તમામ દરદો મટે છે.

## ઇશ્વરલાલ રતનલાલ ત્રિવેદી, નાગરફળીયા—સુરત.

૧. લોધરને બારીક પીસી તેમાંથી કાનમાં ફુંકે તો દુર્ગંધ તથા પરૂ નીકળતું બંધ થાય છે.

૨. આદાનો રસ, મધ તથા તલનું તેલ તોલો તોલો, મીઠું તો. ૦ાા એ સર્વને એકઠું કરી, ઉનું કરીને, ઠંડું પડેથી કાનમાં મુકે તો કાનના ચસકા મટે છે.

૩. બહેરાપણું:—બદામનું તેલ તો. ૫, નગોડના પાંતરાંનો રસ તો. ૨ાા, વરણાના પાંતરાંનો રસ તો. ૨ાા, અઘેડાના બીજનો ભુકો તો ૨ાા. બકરીનું મૂત્ર, તો ૨ાા. બીલીના ગર્ભને પાણીમાં વાટી કરેલો રસ તો. ૨ાા, આ સર્વને એકઠું કરી ધીમે તાપે ઉકાળી, સર્વ રસ બળી જાય ને ફક્ત તેલજ બાકી રહે ત્યારે તેને ઠંડું કરી કપડેથી ગાળી શીશીમાં ભરી, પછી એક માસ સુધી કાનમાં નાંખવાથી બહેરાપણું જરૂર મટે છે.

## વૈદ્ય મનમુખલાલ લલ્લુભાઈ મુ૦ નાગરફળીઉં—સુરત

**ભીમસેનાદી તેલ**:—તલનું તેલ શેર ૦।, લસણ તોલો ૧,

અજમો તોલો ૧, લેવાં. પ્રથમ તેલ લઈ ચુલે ચડાવી કકડી રહે રહે એટલે તેમાં લસણ તથા અજમો નાંખી તે બળીને કોલસા જેવું કાળું પડી જાય ત્યારે નીચે ઉતારી થંડું પાડી ગાળી સવાર સાંજ બબ્બે ટીપાં કાનમાં કાનમાં પાડી રૂ દબાવવું તથા બહાર સાબરસીંગુ, ઘોડાવજ, સુંઠ, હીંગ, સેકટાનું મુળ પાણીમાં ઘસી કાનની આજુ-બાજુ ચોપડવું આ લેપ ખદબદાવી ચોપડવો જેથી કાનના તમામ રોગોને મટાડે છે.

### મંગ જમનાદાસ મદનજી વૈષ્ણુવ. મુ૦ વેરાવળ.

કાનમાં દુખાવો બહુ થતો હોય તો અફીણના અર્કનું ટીપું પાડવું તથા કાનની આસપાસ ચોપડવું. કાનમાં ઠળીઓ વિગેરે કાંઇ ભરાઈ ગયું હોય તો તલનું તેલ મુકી બીજે દિવસે ગરમ પાણીની પીચકારીથી કાન ધોવો, જેથી સહેલાઇથી બહાર નીકળી જશે.

### વૈદ્ય નારૂશંકર હરગોવન મુા૦. બારડોલી, જીલ્લે–સુરત.

ભોંયરીંગણીનાં બી કડછીમાં મુકવાં, પછી તે કડછીને દેવતાપર મુકી ઉપર એક ભુંગળી મુકી ધુમાડો કાનમાં બરાબર જઇ શકે તેમ રાખવો કાનમાં જંતુ કરડતા હોય તો કોઇપણ ઇલાજ કરવા છતાં ફાયદો ન થતો હોય તો આ ઇલાજ કરવાથી કાનમાંથી ઘણા જંતુ બહાર નીકળી પડશે આ ઉપાય એક વૃદ્ધ ડોસી કરતા હતા, અને ઘણા દરદીઓ ઉપર અજમાવેલો છે. દરેકને ફાયદો થયો છે.

### વૈદ્ય ( નામ તથા ઠેકાણા વગરના. )

આંકડાનાં લીલાં ત્રણ લાકડાં લાંબા લાવી, તેમાંના એક લાકડાને છેડે તલના તેલનું નીતરતું ચોખ્ખું (સારૂ) કપડું વીટાળી બીજે છેડે

દોરી બાંધી ઉંધું લટકાવી નીચે ચીનીનું વાસણ મુકી કપડું સળગાવવું. જેથી તેલ ટપકી વાસણમાં પડશે. જ્યારે તેલ ટપકી રહે ત્યારે લાકડું છોડી નાંખવું, અને બીજા લાકડાને એક છેડે દોરી બાંધવી અને બીજે છેડે સ્વચ્છ કપડું ટપકેલા તેલમાં ભીંજવી વીંટાળી સળગાવી તેલ ટપકાવવું, અને ત્રીજી વખત પણ તેજ પ્રમાણે તેલ ટપકાવી શીશીમાં ભરી લેવું એ તેલનાં ટીપાં કાનમાં નાંખવાથી કર્ણશૂળ, કર્ણનાદ કર્ણપાક મટે છે અને બાળકોની છાલીને માટે આ તેલ અકસીર છે.

## રાવ ગોવર્ધનરાવ મુા. પાટણ. (ગુજરાત)

મરી ગએલા મોરના પગને બાળી ભસ્મ કરી બારીક વાટી ભુંગળીદ્વારા કાનમાં ફુંકવાથી કર્ણપાક તથા કર્ણશૂળ મટે છે.

## વૈદ્ય કચરાલાલ જેઠાલાલ ગાંધી મુ૦ પાટણ (ગુજરાત).

ગાયનું મુત્ર જેમ જુનું થાય છે તેમ જલદી ફાયદો કરે છે. ગાયનું મુત્ર તો. ૧, વરાગડું મીઠું આસરે એક વાલ, તથા ચોખ્ખી હીંગ બે ઘઉંભાર, સિંધવખાર ચાર ઘઉંભાર મેળવી તેમાં લીંબુનો રસ આસરે દશ ટીપાં નાખી દીવા ઉપર અથવા અંગારા ઉપર ખદખદાવવું ઉભરો આવે ત્યારબાદ નીચે ઉતારીને સહેવાય તેવું થાય ત્યારે રૂવતી કાનમાં ટીપાં પાડવાથી દુખાવો ચસકા મટે છે. હંમેશાં ગરમ કરીને ઉપયોગમાં લેવું. દુધ, ખાંડ ખાવાં નહિ. બહેરાસ માટે લાંબા દિવસ સેવન કરવું.

## વૈદ્ય શ્રીધર ભાઉરાવ દાણે-આકોટ (વરાડ).

કર્ણ નાડી રોગ—જેના કાનમાંથી પરૂ નીકળતું હોય, પરૂ

દુર્ગંધ મારતું હોય, કાનની નળીમાં સોજો હોય અને માથું દુખતું હોય તેવા રોગીના કાનમાં ચોખ્ખા ટરપેનટાઇન તેલનાં ત્રણ ત્રણ ટીપાં સાંજ સવાર નાખવાથી જલદી આરામ થાય છે. એક કર્ણ નાડીના દરદીને ઘણા ઓસડ કરવા છતાં નહિ મટેલા ને આ ઉપાયથી તરત ફાયદો થયો હતો.

---

## નાકના રોગના ઉપાય.

### ઇશ્વરલાલ રતનલાલ ત્રિવેદી નાગરફળીયું-સુરત

૧. ગધેડાના સુકા લીંડાં ઉપર પાણી છાંટી તેના ગંધનો નાસ લેવાથી નાકમાંના વહેતું લોહી બંધ થાય છે. તેમજ વાગવાથી ઘા પડયો હોય તો ગધેડાના લીંડાંપર પાણી છાંટી તે દબાવી દેવાથી ઘાનું લોહી પણ બંધ થઇ જાય છે.

### વલ્લભદાસ નરોતમદાસ સર કારકુન કસ્ટમ હાઉસ ભરૂચ.

**પીનસ**–આરસી કપુર અને કળીચુનો ગાયના ઘીમાં ખુબ વાટી સુંઘવું મગજમાં બરાબર ઉતરવા દેવું. આ પ્રયોગ દિન ત્રણથી સાત સુધી કરવાથી પીનસ મગજમાં જંતુ હોય તો તે નીકળી સારૂ થાય છે.

### મે૦ ડી૦ પી૦ માડન સુ સુરત લાલગેટ આગળ

**પીનસ**-એ નાકનું દરદ છે. શરૂઆતમાં નાકમાંથી ખરાબ વાસ નીકળે છે, પછી પરૂ જેવી રસી નીકળવા માંડે છે, પછી ચીપડા

બંધાય છે, પછી લોહી પડે છે, પછી કીડા નીકળે છે, અને છેવટે નાક બેસી જાય છે. તેને માટે અમારો અનુભવ સિદ્ધ ઉપાય નીચે પ્રમાણે છે:—

ઢોરમોરો-( ધાવરો ) એના પાન અજમાના પાન જેવા થાય છે, પણ નરમ છે, ઉપલી બાજુ મખમલના જેવી સુંવાળી થાય છે, તેની દાંડી ચોરસ છે. એ પાનના રસમાં ઘી મેળવી પકાવી ઘી તૈયાર કરવું. એ ઘી નાકમાં મુકવું મસળવું અને મગજમાં જવા દેવું; પેટમાં જાય તો નુકસાન નથી. જેમ તંબાકુની બીડી પીવાય છે, તેમ ઢોરમોરાના સુકા પાનની બીડી બનાવી દીવસમાં ત્રણ વખત પીવી અને ધુમાડો નાકવાટે બહાર કાઢવો. પરેજી:-તેલ, મરચું, કાંદા, મચ્છી ખાવી નહિ. આ પ્રયોગ કરવાથી પીનસ જરૂર મટી જાય છે. આ પ્રયોગ ખાસ અજમાવેલો છે.

વૈદ્ય અને વનસ્પતિશોધક નુરમહમદ હમીર ધોરાજીવાળા.
મુ૦ રાજકોટ પરા.

૧. પીનસ-ડાભડાના લીલા પાન લાવી તેનો રસ કહાડી તે રસ એક ચતુર્થાંસ ગંધકનું ઘી નાંખી ધીમે તાપે પકાવવું, પકાવતાં ઘી રહે અને રસ બધો બળી જાય ત્યારે બાટલીમાં ભરી પીનસવાળાને દિવસમાં ત્રણ ચાર વખત સુંઘાડવું. તથા નીચે લખેલી છીંક લાવનારી દવા સુંઘાડવી.

૨. છીક લાવનારી દવા. અડાયા છાણાની રાખ લઇ તેમાં આંકડાનું દુધ મેળવી પલાળી છાંયડે સુકવી બારીક વાટી સુંઘાડવી

જેથી માથાનું દરદ, પીનસ, આધાશીશી, ચકરી, વીંછીનું ઝેર છીંક આવેથી ઉતરી જાય છે. તાવવાળાને, નસકોરાં બંધ રહેતાં હોય, તેને નાકમાંથી કફ નહિં નીકળતો હોય અને ગળામાં ઉતરી ફેફસામાં જતો હોય તેને, હીસ્ટીરીઆ, વાઇ, ઉન્માદ, સંનિપાત જ્વરમાં સુંઘાડવાથી ઘેન–મુર્છા મટી જઇ શુદ્ધિમાં આવે છે, કોઇ બાળકને નાકમાં કાંઇ વસ્તુ પેસી ગઇ હોય તો બાજુના ખાલી નસકોરામાં આ દવા સુંઘાડવી જ્યારે છીંક આવવા માંડે ત્યારે દવાવાળા નસકોરાને આંગળીવતી દબાવી દેવું એટલે છીંકના જોરથી ભરાઇ ગયેલી વસ્તુ નીકળી જશે. પ્રસવ જલદી ન થતો હોય તો આ દવા આપવી નહિં, કારણ કે છીંકના જોરથી ગર્ભ આડો પડી જાય છે તાવના દરદીને શરીરે ગરમ કપડા ઓઢાડી દવા સુંઘાડવાથી પરસેવો થઇ તાવ નરમ પડી જાય છે. ખાસ સુચના એટલી કરવી કે છીંકો ખાતી વખતે મોઢું બંધ રાખવું, કારણ કે મોઢું ખુલ્લું રાખવાથી દવા ગળામાં જઇ સોજાને ઉત્પન્ન કરે છે તથા અગન બળે છે. પીનસવાળાને ઘીનું તથા આ દવાનું બંનેનું નસ્ય સાથેજ આપવું.

૩. **નસકોરી ફુટવી**—નસકોરી ફુટતી હોય તો ફટકડીનું ચુર્ણ સુંઘાડવું તથા તેનું પાણી બનાવી નાકમાં મુકવું. જેથી તુરત બંધ થઇ જાય છે.



# માથાના રોગના ઉપાય.

## યતિ શ્રી રવીહંસજી દીપહંસજી છાપરીયાશેરી–સુરત.

૧. ત્રણ દાણા બદામનો મગજ અને ત્રણ દાણા કાળા મરી ગાયના ઘીમાં કકડાવી, બદામ અને મરી કાઢી લઈ, ખમાય તેવું ગરમ ઘી, નાકમાં સુંઘવું અને તળેલી બદામ તથા મરી ચાવી જઇ ઉપરથી દુધ પીવું. એ પ્રમાણે ૩ દિવસ સવાર સાંજ કરવાથી સખતમાં સખત આદાશીશી મટી જાય છે.

૨. સુખડનો વહેર તો. ૨, વાળો તો. ૧, એ બેને બારીક વાટી તેની લુગદી થાય એટલું તેમાં એરંડીઉં તેલ મેળવી તે લુગદી તાળવા ઉપરના વાળ સાફ કરાવીને તે ઉપર મુકવાથી, ગરમીથી, લોહી ઉકાળાથી, પિત્તથી, મૂર્છા આવ્યા પછી બેશુદ્ધ થયા પછી માથું અત્યંત દુઃખતું હોય તે ત્રણ દિવસમાં મટી જાય છે.

## ઈશ્વરલાલ રતનલાલ ત્રિવેદી–નાગરફળીયા—સુરત.

**૧. નબળાઇથી માથું દુઃખવું:**–કવચાં તો. ૪, ધોળી ચણોઠી છોડાં કાઢેલી તો. ૪ એખરો તો. ૧ ગોખરૂ તો. ૧ ધોળીમુસળી તો. ૧ વાંસકપુર તો. ૨ અબરખ ભસ્મ તો. ૦ાા, પીપર તો. ૦ાા, પીપળીમુળ તો. ૧ નિર્મળી તો. ૧ લોહભસ્મ તો. ૧, નિગુંડી તો. ૧, સુગલાઇ બેદાણા તો. ૨, એલચી તો. ૧ કેશર તો. ૦ાા, જાયફળ તો. ૦ાા, જાવંત્રી તો. ૦ાા, તજ તો. ૦ાા, રૂમીમસ્તકી તો. ૩, અકકલગરો તો. ૧, એ સર્વ વસાણાં પૈકી કૌચાનાં બીજને પાણીમાં ઉકાળી છોડાં કાઢી નાખવાં ને સફેદ ચણોઠીને દુધમાં ઉકાળી છોડાં કાઢી

નાંખવાં. તેમાં ખાસ ધ્યાન આપવું કે ચણોઠીના મગજપર જરા પણ છાલ કે અંતર છાલ રહે નહિ. જો રહી જશે તો પુષ્કળ ઝાડા તથા ઉલટી કરાવશે માટે સંભાળ રાખી છોડાં દૂર કરવાં. પછી તે મીંજોને છુંદીને બારીક થાય એટલે બાકીનાં વસાણાં મેળવી ખૂબ ઘુંટવાં. એ ભુકામાંથી બેઆનીભાર ભુકો લઇ તેમાં તેટલી શાકર મેળવી ફાકી મારી ઉપરથી દુધ પીવાથી, શકિત આપે છે, મગજનાં તમામ દરદોને મટાડે છે અને યાદદાસ્ત શકિતને વધારે છે.

## વૈદ્ય દત્તાત્રય ભગવાનજી.

૧. પીપળાપરનો વાંદો (એક જાતના પાંતરા થાય છે.) લાવી લેપડી કરી બાંધવાથી માથાનો જે ઝામરવા થાય છે તે મટે છે, તથા ઝામરવાને લીધે ઓછું દેખાય છે તે પણ દેખાતું થાય છે.

૨. **મગજની શરદીથી થતો દુખાવો તથા પીનસ માટે**—પીનસ થતો માલમ પડે કે તરતજ બીલીના પાનનો રસ કહાડી નાકમાં મુકવો અથવા બીલીનાં પાનનું ચુર્ણ સુંઘવું. જેથી શરદીથી માથામાં થતો દુખાવો તથા પીનસ મટે છે.

૩. સળેકમ—હમેશાં સળેકમ રહેવાથી આગળ ઉપર દમનો રોગ લાગુ પડે છે, તેને જેમ બને તેમ પાણીમાં કાળા મરી નંગ ૯ વાટી એક બે માસ પીવાથી મગજની શરદી મટી જાય છે.

## વૈદ્ય પ્રભાશંકર વંદ્રાવન મુ. ધંધુકા.

**માથાનો દુખાવો**—થોડા કાચા ચોખા લઈ તેમાં બે લવિંગ નાખી, ખુબ બારીક વાટી પાણી મુકી લસોટી, ચંદનની માફક લેપ કરવાથી માથાનો દુખાવો જલદી મટી જાય છે.

**માસ્તર નરભેરામ હરજીવન મુ૦ નવાગામ તા૦ માતર.**

૧. **ઝામરવા માટે**—ચણોઠીનું મુળ પાણીમાં ઘસી થોડા દિવસ સુંઘવું.

૨. આંકડાના દુધમાં પલાળી સુકવેલી અડાયાની રાખ સુંઘવાથી પીનસ મટે છે, છીંકો આવી શ્લેષ્મ નીકળી જાય છે.

**વૈદ્ય મણીશંકર ભાનુશંકર મુ. વલસાડ.**

**નાગની માત્રા**-ફુલાવેલુ મોરથુથુ તો. ૧, વછનાગ તો. ૨, કાચી ફટકડી તો. ૨, કાળા મરી તો. ૮ પ્રથમ મોરથુથુ ફુલવી રાખવું તથા વછનાગને લોઢાની કડાઇમાં રાખોડી રંગ થાય ત્યાંસુધી બાળવો, પછી બધી વસ્તુ ભેગી કરી બારીક વાટી એકથી બે રત્તી સુધી પીપર વાલ ૧ તથા મધ સાથે ચાટવું, અથવા ઘી મધમાં ચાટવું અને તરતજ ઉપરથી કાંઇપણ ખાવું. નહિં તો ઉલટી થઇ જશે, દવા નીકળી જશે, અને ગભરામણ થશે. આ દવાથી અગ્નિની મંદતા, નગજનું ફરવું, વાયુ, મૃગી, કૃમી, જીર્ણજ્વર આદિને મટાડે છે. જાયફળ તો. ૦। ઘસી તેમાં આ દવા વા. ૧, મેળવી ચોપડવાથી માથાનો દુખાવો મટી જાય છે.

**વૈદ્ય અંબારામ શંકરજી પંડયા મુા. વાગડ વાયા રાણપુર.**

**ઝામરવા માટે**—નગોડનાં પાન વાટી ગાયના દુધમાં ખદખદાવી માથે બાંધવાથી મટી જાય છે.

૨. શારંગધર સંહીતામાં કહેલું નારાયણ તેલ લગાડવાથી મટી જાય છે.

**ઠાકોર ધીરાબાવા ગુમાનબાવા મુ. સણીયા તલાવ.**

**માથાનો દુખાવો**—લીમડાનું છોડું પાણીમાં ઘસી ચંદનની આડ્ક લગાવવાથી માથાનો દુખાવો મટી જાય છે.

**સરદીથી માથાનો દુખાવો**—કુતરીયા ઘાસની પાંતરી લાવી હથેળીમાં મસળી તેનો રસ સુંઘવાથી અતિશય છીંક આવી સરદીથી થતો માથાનો દુખાવો મટી જશે. આ ઘાસના મથાળાપર બાજરીના ફુંડાં જેવું થાય છે અને તે કપડાને ચોંટી જાય છે. તેને કુતરીઉ ઘાસ કહેવાય છે..

**સંગ-જમનાદાસ મદનજી વૈષ્ણવ મુ. વેરાવળ.**

૧. **માથાનો દુખાવો**—તજનો અર્ક ચોપડવો. પીપરમીટનું તેલ ચોપડવું, ગુલાબજળ, કોલનવોટર, બરફ વિગેરેનાં પોતાં મુકવાં.

૨. ઓથમીજરૂ, સાકર અને ઘી અથવા બદામ, સાકર અને ઘીનો આથો કરી ખાવો.

૩. **આધાશીશી**—આદુનો રસ તથા તુલસીનો રસ સુંઘવો, અને મુંકવો.

૪. અરીઠાને પાણીમાં ઘસી તેનું ટીપું દુખતા ભાગ તરફના નસકોરામાં મુકવું.

**વૈદ્ય મનમુખલાલ લલ્લુભાઇ મુ૦ સુરત, નાગરફળીયું.**

૧. **મસ્તકરોગ**—સિંધવ ઘીમાં વાટી સુંઘાડવો.

૨. પટોળાંનાં લીલાં મુળ ઘસીને (પાણીમાં) ચોપડવા.

૩. ભાંગરાનું મુળ ઘસીને ચોપડવું.

૪. ધોળી કરેણનુ મુળ ઘસીને સુંઘાડવાથી મસ્તકરોગ મટે છે.

**માસ્તર કેશવરામ હરીશંકર ભટ્ટ મુ. કાપોદ્રા તા. અંકલેશ્વર.**

૧. મસ્તકનો દુખાવો—દુધેલીનું મુળ તગર, સતાવળી, મોટી હરડે, દાડીનો રસ, રાસ્ના, સિંધવ, વાવડીંગ, જેઠીમધ, સુંઠ, એરંડમુળ, એ દરેક તોલો વાલો અને ભાંગરાનો રસ તો. ૫, તલનું તેલ તો. ૧૫, બકરીનું દુધ તો ૧૦, એ સર્વને વાટી તેનું તેલ કાઢી, તે તેલનાં ૭ ટીપાં નાકમાં મુંકવાથી માથાનો દુખાવો મટી જાય છે.

૨. મગજતની બધી જાતની મળી શેર ૦॥, બદામ શેર ૦॥, સાકર શેર ૨, ખસખસ શેર ૦।, ધોળા મરી તો ૦॥, નાગકેશર તો ૧, એલચી તો. ૧, સાકર સિવાય સર્વ વસ્તુનું વસ્ત્રગાળ ચુર્ણ કરી. અડધો શેર દુધ લઇ તેમાં આ ચુર્ણ એક અધોળ નાંખવું તથા સાકર તોલો ૧, અને ઘી તો. ૧, નાંખી ઉકાળી માત્ર સવારમાં પીવું. ભુખ લાગે ત્યારે જમવું આ પ્રયોગથી અવસ્ય મસ્તકના તમામ વ્યાધિ મટે છે.

**વૈદ્ય (નામ લખ્યુંનથી) મુ. અમદાવાદ.**

**આધાશીશી માટે**—પીપર, મરી, અને લોધર સમભાગે લઇ બારીક વાટી ત્રણ દિવસ નસ્ય આપવાથી આધાશીશીનો વ્યાધિ મટે છે.

**૨. કપાળના કીડા**—કડવા કુકડ વેલના પાનનો રસ કાઢી ત્રણ વખત નસ્ય આપવાથી કપાળના કીડાની વ્યથા નાશ પામે છે.

## પુરૂષોત્તમ [illegible] યાજ્ઞીક મુ૦ કાલોલ (પંચમહાલ)

**ઝામરવાની અકસીર દવા.** બદામનો મગજ શેર ૦। તજ તો. ૧, સુંઠ તો. ૨।।, સાકર તો ૫, ખસખસ શેર ૦)॥ સર્વેને વાટી કલઇવાળા વાસણમાં ભરી બંધ રાખવું. એ ચુર્ણ તોલો એક તથા ગાયનું દુધ શેર ૦। મેળવી ઉકાળી પીવાથી ઝામરવા માથાનો કળાપો, આંખમાંથી ઝરતું પાણી, શરદી, જીર્ણજ્વર, તેમજ દરેક જાતના શીરો રોગનો નાશ કરે છે.

## વૈદ્ય શ્રીધર [illegible] દાણુ આકોટ [ વરાડ ]

**માથાનો દુખાવો** (બે મીનીટમાં ફાયદો કરે છે) શુદ્ધ નિપાળો કે જેના વચમાંની [illegible] તથા છાલ કાઢેલી હોય તે ભાગ ૧૨, કપુર ભાગ ૧ એ બેને બારીક વાટી પાતાળ યંત્રથી તેલ કાઢવું અને તે મજબુત બુચવાળી શીશીમાં ભરી મૂકવું. જેનું માથું દુખતું હોય તેને ફકત બાટલીના બુચ ઉઘાડી શીશી નાક આગળ ધરી જોરથી સુંઘાડવું એટલે તરત માથું દુખતું મટી જશે. અંગ્રેજી ફીન્યાસીટીન વગેરેના મિશ્રણથી [illegible] કમી વીસ મીનીટ લાગે છે પણ આ ઓસડથી બે મિનિટમા મટી જાય છે. આ ઓસડ ઘણા દિવસ પછી કમજોર થઇ જાય છે પણ આવી જાતની ચમત્કારિક ગુણ બતાવનારી ઔષધિ આયુર્વેદમાં છે તે જોઇને આયુર્વેદના કૌતુક ( વખાણ ) કરો તેટલાં ઓછાં છે



# આંખના રોગના ઉપાય.

વૈદ્ય ધીરજરામ દલપતરામ ગુજરકૂળીયા-સુરત.

**માતંગી અંજન;**-મનસીલ, શંખની નાભી. સિંધવ, ધોળા મરી, અને બરાસ એ સરખે ભાગે લઇ પ્રથમ મનસીલને બકરીના દુધમાં, શંખની નાભીને ગાયના દુધમાં સિંધવને વરસાદના પાણીમાં અને મરીને સ્ત્રીના દૂધમાં એકેક દિવસ ખલ કરી, બરાસ મેળવી ભેગાં વાટી પાણી સાથે ગોળીઓ વાળવી. એ ગોળી પાણીમાં ઘસીને આંજવાથી આંખની ઝાંખ, ફુલાં, ગરમી વગેરે આખના ઘણા રોગ મટે છે.

૨. **ગુરૂવટી:**-ફુલાવેલો ટંકણખાર, છોડાં કાઢેલી ચોમેડ, ધોળી ચણોઠી, સફેતો એ સર્વે એકેક તોલો લેવાં. ફુલાવેલું મોરથુથુ ॥ તોલો મેળવીને લીંબુના રસમાં ૧૨ કલાક ઘુંટવું. સુકાય ત્યારે શીશીમાં ભરી તાંબાની સળીથી આંખમાં આંજવાથી ફુલાં, છારી, ઝાંખ વગેરે મટે છે.

૩. **અંજનવર્તી;**-નિર્મળી, શંખનાભી, મરી, સમુદ્રફીણ, શાકર, રસવંતી, મનસીલ, મરઘીના ઇંડાંના ફોતરાં સરખે ભાગે લઇ ઝીણાં વાટી ત્રિફળાના ઉકાળામાં એક દિવસ ખલી ગોળી કરવી પાણીમાં ઘસીને આંજવાથી આંખનાં તીમીર, પડળ, કાચબીંદુ, છારી, ઝાંખ તથા ફુલાને મટાડે છે.

૪. **ફુલાની ગોળી;**-હીમજી હરડે, પલાસપાપડો, સિંધવ, રતાંજલી એ ચારેને પાણીમાં ખલી ગોળી કરી. આંજવાથી ફુલું જાયછે.

૫. **નયનામૃત અંજન**:-પારો તોલો ૧, શીશું તો. ૧ કાળો સુરમો તોલા ૨. બરાસ તોલો ૧, એ સર્વને સાથે ઘુંટી સુરમો બનાવી સળીથી આંખમાં આંજવાથી આંખના ઘણા રોગ મટે છે. સારી આંખવાળા આંજે તો આંખમાં કોઇ રોગ થતો નથી.

૬, ઠંડો સુરમો;-કાળો સુરમો તોલા ૪, મોતીનો ભુકો તો. ૧. બરાસ તો. ૨।, ટંકણખાર ફુલાવેલો તો. ૦।।, એ સર્વેને ગુલાબજળમાં આઠ દિવસ ખલ કરી ખલતાં ખલતાં સુકાય ત્યારે શીશીમાં ભરી, સીસાની સળીથી આંજવાથી આંખના ઘણા રોગો મટે છે અને આંખને ઠંડક આપે છે.

૭. ધોળો સુરમો:-ફુલાવેલી ફટકડી તો. ૧. બરાસ તો. ૧, ફુલાવેલો ટંકણ તો. ૦।।, ધોળા મરીના દાણા નંગ ૧૧, સર્વને ખલમાં વાટી સારીપેઠે ઘુંટી આંજવા જેવું થાય છે એટલે શીશીમાં ભરી, સળીથી આંજવાથી આંખના ઘણા રોગોને મટાડે છે.

૮. **નીલમણી અર્ક**:-ગુલાબજળ તોલા ૨।। માં ફુલાવેલું મોરથુથુ રત્તી ૧ નાંખી આંખમાં ટીપાં મુકવાથી આવેલી આંખો, છારી અને આંખના ખીલ મટી જાય છે.

**યતિશ્રી રવીહંસજી દીપહંસજી છાપરીઆશેરી-સુરત.**

૧. **આંખનું ફુલું**;--નિર્મળીના બીજ મધમાં ઘસીને આંજવાથી ફુલું મટે છે.

૨. **સુરમો**.—સીસાને માટીની ઠીબમાં મુકી નીચે પુષ્કળ તાપ કરવાથી સીસું ઓગળી જાય ત્યારે તેમાં તલનું તેલ રેડવું એટલે તે સીસાનો મેલ નીકળી જશે. પછી તેને ઢાળી દેવું. એ

પ્રમાણે એક સો વખત તેલ પાવું. પછી તેને ખાયણીમાં ઘાલી કુટતાં કુટતાં તેનાં પાંતરાં થઇ જાય તોપણ તેને કુટયાંજ કરવું. એટલે કુટતાં કુટતાં એ ભુકો થઈ જશે તેને કપડછણ કરવો. એ કપડછણ કરેલા ભુકામાંથી એક રૂપિયાભાર ભુકો લઇ એક ચણોઠી ભાર ભીમસેની બરાસ, ૦। તોલો ચોનીકબાલા અને ૦। તોલો એલચી છોડાં સાથેજ વાટીને આંખમાં આંજવા જેવું થાય ત્યારે શીશી ભરી મુકવી. એ સુરમો આંજવાથી આખના પડળ, છારી, ટુંકીદ્રષ્ટિવાળાને દોઢ માસ લગી આંજ્યા કરવાથી સારૂં થાય છે. અને સારી આંખવાળા જો આ સુરમાનો હમેશાં ઉપયોગ કરે તો કોઇપણ પ્રકારનો આંખનો રોગ થતો નથી.

## ઇશ્વરલાલ રતનલાલ ત્રિવેદી નાગરફળીયા-સુરત.

૧. ફુલું. વડના દુધમાં કપુર મેળવીને કેટલાક દિવસ અંજન કરવાથી ૧૨ માસનું જુનું ફુલું મટે છે.

૨. અક્કલગરો લઇ બારીક વાટી કપડછાણ કરી તેને ઘેટીના દુધમાં ૩ દિવસ ઘુંટવો, પછી તેની ચણા જેવડી ગોળી વાળી, છાંએ સુકવી, પાણીમાં ઘસી સવાર સાંજ આંજવાથી એક મહિનામાં ફુલું મટી જાય છે.

૩. આંખમાં નાંખવાનાં ટીપાં;-ધંતુરાનાં પાન, આમલીનાં પાન, જીરૂ, કાચી ફટકડી, એ સર્વ અર્ધો અર્ધો તોલો અને અફીણ એ આનીભાર એ સર્વને ઝીણું વાટીને તેનું પાણી કરી કપડેથી ગાળી લઇ, એક શીશીમાં ભરી તેમાંથી દિવસમાં બે વખત આંખમાં ટીપાં નાંખવાથી આવેલી આંખો મટે છે અને ૩ માસની અંદરનું તાજું

ફુલું કપાય છે. ઉપરની વાટેલી ચીજોની પોટલી કરી આંખ ઉપર દાબ્યા કરવાથી આંખનો સોજો અને રતાશ મટી જાય છે.

૪. ત્રિફળાનું ચૂર્ણ તો. ૧, ઘી તો. ૧, મધ તો. ૨ એ ત્રણને મેળવી રાત્રે સુતી વખતે દરરોજ ચાટે તો આંખનું તેજ વધે છે.

૫. **રતાંધળાનો ઉપાય**—૧. પીપરને છાશમાં ઘસીને આંખમાં અંજન કરવું. ૨. વરીઆળીના અર્ક સાથે મધ મેળવી આંખે આંજવું! ૩. મરી અને લવેંગ, ઘોડાના મોંના ફીણ સાથે ઘસીને આંખમાં આંજવાથી જલ્દી આરામ થાય છે. આ ત્રણે ઉપાયો રાત્રે આંજવાના છે.

૬. સમુદ્રફીણ, પીપેર, કાળાં મરી સમભાગે લઇ વાટીને સુરમા જેવું કરવું અને રાત્રે સુતી વખતે આંજવાથી ફુલું, પડદો, રતાંધળાપણું વગેરે આંખના વ્યાધીને ઘણો ફાયદો કરે છે.

૭. મરઘીના બેદાની સફેદી તથા ચંપેલીનું તેલ એ બેઉને મેળવી આંખ ઉપર ચોપડવાથી આંખની પાંપણના ખરી ગયલા વાળ પાછા ઉગે છે.

૮. હીમજ ઘીમાં તળેલી તોલા ૧૦, ગાયના દુધનો માવો તો. ૫, મોરથુથુ તો. ૧, ટંકણખાર તો. ૧, રસવંતી તો. ૧, શોધેલી ચીમડ તો. ૧, જેઠી મધનો શીરો તો. ૧, એ સર્વને વાટી વસ્ત્રગાળ કરી પછી તેને ધંતુરાનો રસ કાઢી કપડેથી ગાળી, તે રસ તેમાં મેળવી ખુબ ખલ કરવો. પછી તેની લુગદી બનાવી લાંબી વાટો બનાવી છાંએ છકવવી. બાદ તે સળીને ઠંડા પાણીમાં ઘસીને સવાર

સાંજ આંજવાથી આંખ દુઃખવા આવી હોય, આંખમાં નાસુર કે ફુલું પડયું હોય, આંખમાં ખીલ હોય અને વારંવાર આંજણી થતી હોય, પાણી ઝરતું હોય, છારી થઈ હોય, પાંપણની કોરો ખવાઇ ગઇ હોય, તાજો મોતીયો હોય અને ઝાંપ હોય તે સર્વ મટી જાયછે.

૯. સુરમો—કાળો સુરમો શેર ૧ લાવી તેને બારીક વાટી લીંબુના રસમાં ખલ કરી એક દિવસ તડકામાં સુકવવો. પછી ત્રિફળાનું ચૂર્ણ કરી રાતના તેને છગણા પાણીમાં પલાળી સવારે ગાળી લેવું. પેલા સુરમાને અગ્નિ ઉપર તપાવી ત્રિફળાના પાણીમાં ડંકો પાડવો અને ઘુંટવું. એવી રીતે ૭ દિવસ ત્રિફળાના પાણીની ભાવના આપવી ત્યાર પછી ધોળાં મરી ૧૦ દાણા, એલચી ૧૫ દાણા, તથા ૦ા તોલો ભીમસેની કપુર નાંખી ખરલ કરવો. તે પછી ગુલાબજળની ૩ ભાવના આપવી, છેલ્લી ભાવનાએ સુકાય ત્યારે ફરી એક વાલ ભીમસેની કપુર નાંખી શીશીમાં ભરી રાખવું. એ સુરમો સીસાની સળીથી દરરોજ આંજવાથી આંખના રોગને ઘણો ફાયદો કરે છે અને બીજા રોગ ઉત્પન્ન થતા નથી.

૧૦. અસાળીઆને દુધમાં પલાળી તેમાં રૂ બોળી આંખ ઉપર મુકવાથી આવેલો સોજો ઉતરી જાય છે.

૧૧. ચશ્માનો ઉપાયઃ—હરડે, બદામ, ધોળી દુરવાની જડ, એલચી એને ઝાકળે મુકેલા વાસી પાણીમાં ઘુંટીને નયણે કોઠે પાવું અને ઝાકળે મુકેલા કોરા માટલાના પાણીથી આંખ મોઢુ ધોવું. ઉપરની વસ્તુઓ વાટીને જરા મીઠું નાંખી ૧૭ દિવસ પીવાથી ચસ્મા ઉતરી

જાય છે; તેની સાથે દરરોજ રાતના ઉપર જણાવેલો સુરમો આંખમાં આંજવો.

## વલ્લભદાસ નરોતમદાસ શાહ કસ્ટમ્સ હાઉસ–ભરૂચ.

**નેત્રાંજનઃ**—નરમાના રૂનું સુતર એક અધોળ, ગાયનું ઘી શેર ૦ાા, સુરમો તો. ૦ાા, ધોળી ચણોઠીનાં બીજ તો. ૧, ખાપરીયું (જસતના ફુલ) તો. ૧, બરાસ તો. ૦ા, કુંવારનો ગરભ તો. ૧, વાઘણનું દુધ તો. ૦ા, લીંબુ નંગ એકનો રસ, એલચી દાણા તો. ૦ા, તેજસ્વી તો. ૦ાં, આ સર્વ વસ્તુ પૈકી સુતરની આટીને ગાયના ઘી શેર ૦ાા માં બોળી મેસ પાડવી. સુતરની આટીની રાખોડી તથા મેસ ભેગી રાખવી અને બાકીની તમામ જણસોને ખુબ બારીક વાટી મેસ મેળવી કાંસાની થાળીમાં કાંસાના વાટકાથી સાત દિવસ ઘુંટવું, રાતે કપડું ઢાંકવું. સાત દિવસ પુરા થયા પછી સીસાની દાબડીમાં ભરી રાખવું આ નેત્રાંજન આંજવાથી આંખ ગળતી હોય તો બંધ થાય, મોતીઓ કપાય, પીઓ મટે, છાંયા મટે, આંખનું તેજ વધે, આંખ દુખવા આવી હોય તે મટે તથા એ સિવાયના આંખના ઘણા વ્યાધિઓને મટાડે છે એ અનુભવસિદ્ધ છે. તેજસ્વી એટલે સાચાં મોતી એ પ્રમાણે મ્હેં જેની પાસેથી આ નેત્રાંજન ઉતારી લીધું હતું તેણે કહ્યું હતું આ અંજન આંજવાથી આંખ લાલચોળ થઇ જાય છે અને ઉપડી આવે છે. માટે પ્રથમ એક આંખમાં આંજવું એવું કહ્યું હતું, તેમજ એક જણની આંખે બીલકુલ દેખાતું નહોતું તેને આ અંજન સાત દિવસ આંજવાથી દેખાતું થયું હતું. પણ પ્રથમ આંખો લાલચોળ થઇ ઉઠી આવી હતી.

## વૈદ્ય મનસુખલાલ લલ્લુભાઇ મુ. નાગરફળીઉં, સુરત.

**સૂર્યાદિ ભીક્ષચરઃ**—સુરોખાર એક ચણોઠીભાર, ફટકડી બે ચણોઠીભાર, જસતની ભસ્મ આઠ ચણોઠીભાર લઇ એક તોલા ગુલાબ જળમાં નાંખી, હલાવી એક દિવસ ઠરવા દઇ બ્લોટીંગ પેપરની વગર કાણુાની ગરણી બનાવી દવા ગાળી સવાર સાંજ બબ્બે ટીપાં આંખમાં નાંખવાથી દુખવા આવેલી આંખ, ફુલાં, છારાં વિગેરેને મટાડે છે.

## મંગ. જમનાદાસ મદનજી વૈષ્ણવ મુ. વેરાવળ.

૧. **નેત્રરોગના ઉપાય**—આંખ દુખવા આવી હોય તો બકરીના દુધનાં પોતાં મુકવાં, આંખમાં જરા મધ આંજવું, ગુલાબજળના પોતાં મુકવાં તથા ટીપાં પાડવાં.

૨. ટંકણખાર ફુલાવેલો તથા ફટકડી ફુલાવેલી એ બંને એકેક ચોખાભાર તથા પાણી તો. ૨॥ મેળવી તેનાં ટીપાં આંખમાં મુકવાં ફુલાવેલ ટંકણખારના બનાવેલ ટીપાં આંખમાં મુકવાથી ઠંડક વળે છે અને ઘણો ફાયદો થાય છે. ફુલાવેલ ટંકણખારનું બોરાસીક એસીડ બને છે, જે આંખનાં તમામ દરદ, ચાંદાં, જખમ ધોવાને તેના લોશન બને છે, તેના જેવોજ ગુણ ફુલાવેલ ટંકણખારનાં કરે છે.

૩. આવળનાં ફુલ લાવી વાટી આંખે બાંધવા, આંખની પાપણુ ઉપર રસવંતી તથા અફીણુ ચોપડવાં, ખસખસના દોડવાનો શેક કરવો, ફુલાં ઉપર સાબરસીંગુ ઘસીને ચોપડવું, પાપણુના ખીલ ઉપર તથા તાપોડીયા ઉપર ફુલાવેલ ટંકણખારની ભુકી દાબવી, પાણી અથવા ગુલાબજળમાં મેળવી ટીપાં મુકવાં.

**માસ્તર નરભેરામ હરજીવન મુ. નવાગામ. તા. માતર.**

૧. **આંખોની ગરમાઇ**—જીરૂ શેર ૦ાા બારીક વાટવું, સાકર શેર ૦ાા બારીક વાટવી તેને ઘી શેર ૧) માં મેળવી કાચના વાસણમાં ભરી મોઢું બંધ કરી પંદર દિવસ સુધી અનાજના ઢગલામાં દાટી પંદર દિવસ રહેવા દઇ કાઢી સવાર સાંજ બબ્બે રૂપિઆભાર ચાટવાથી આંખોની ગરમાઇ મટે છે.

૨. આંખની ઉપર એલચીનું તેલ ચોપડવું, વધારે ચોપડવું નહિ તેમજ આંખમાં પણ ઉતરે નહિં તેની ખાસ સંભાળ રાખવાની છે. આંખની અંદર ફટકડીના પાણીનાં ટીપાં મુકવાથી ગરમાઇ ઝરી જઇ આંખો દુખવા આવી હોય તો મટી જાય છે.

૩. વેવનાં પાનનો રસ કહાડી કાચના વાસણમાં ઠરવા દેવો અને તેના ઉપર જે પડ બંધાય તે માથે તથા કપાળે ભરવું. તથા આંખો ઉપર બાંધવું જેથી ઠંડક વળે છે અને આરામ થાય છે.

**વૈદ્ય પ્રભાશંકર વંદ્રાવન મુ૦ ધંધુકા.**

**નેત્રાનંદ ગુટીકા**—સુરમો તો. ૨, સાકર તો. ૧, હીમજ તો. ૧, ચીમડનાં બીજ તો. ૨, મરી તો. ૦ાા, લીમડાની ટીસીયો તો. ૧, મનસીલ તો. ૧, એલચી તો. ૧, કપુર તો. ૧, સોનાગેરૂ તો. ૧, ઉપરની ચીજો વાટી વસ્ત્રગાળ કરી કાસાંની થાળીમાં સાબરસીંગાના કટકાથી ઘુંટવું, અને લીંબુનો રસ શેર ૧ પાવો અને ઘુંટતા જવું. સુકાય એટલે સોગઠી વાળી સુકવી પાણીમાં ઘસી આંજવાથી ઝાંખ, થતું ફુલું, તાપોડીયાં, આંખમાંથી પાણીનું ગળવું તથા એ સિવાયના આંખના ઘણાખરા દરદોને મટાડે છે.

## વૈદ્ય (નામ લખ્યું નથી) મુ૦ ચહેલીયા.

૧. **નેત્રરોગ**—આંખમાં સાવા પડયા હોય ત્યારે ગળોનો રસ ટાંક ચાર, જુનું મધ ટાંક ૪, સિંધવ ટાંક ૪, એ ત્રણે વસ્તુઓ ભેગી કરીને શીશીમાં ભરી રાખવી. પંદર દિવસ બાદ એ દવાના ટીપા મુકવાથી આંખનાં સાવા નાબુદ થાય છે.

૨ **નેત્રમાં ફુલુ પડે તો**—બરાસ માસો ૧, કનકબીજ માસો ૧, સુંઠ માસો ૧, મરી માસો ૧, પીપરીમુળ માસો ૧, સમુદ્રફીણ માસો ૧, એ સર્વને બારીક વાટી જાયના ફુલના રસમાં ગોળી બનાવી પાણીમાં ઘસી એક માસ સુધી અંજન કરવાથી ફુલું મટી જાય છે.

૩. ઉજળું વસ્ત્ર (મલમલ) લઇને આંકડાના દુધના સાત પટ દઇ કોરી ઠીબમાં બાળી ભસ્મ કરીને ગાય તથા બકરીનાં માખણમાં કાલવી અંજન બનાવી આંજવાથી આઠ દિવસમાં મનુષ્ય તથા ઢોરના ફુલાનો નાશ કરે છે.

૪ **શીતળાનાં ફુલાં ઉપર**—મોરથુથુ ટાંક ૧, સાઠી ચોખા ટાંક ૧, એ બંનેને ગધેડીનાં દુધમાં એક પહોર પીસીને ચણા જેવડી ગોળી વાળી સુકવી ગધેડીનાં દુધમાં ઘસી આંજવાથી દિવસ અગીયારમાં શીતળાના ફુલાને મટાડે છે.

## વૈદ્યશાસ્ત્રી એસ. એલ. બર્મન બાલાજીરોડ-સુરત.

ફુલાવેલી ફટકડી, લોધર, અફીણ, સુનાગેરૂ બારીક વાટી લીંબુના રસમાં જરા ગરમ કરી આંખો ઉપર લેપ કરવો, જેથી દુખવા આવેલી આંખોને મટાડે છે.

**વૈદ્ય ધીરજલાલ માણેકલાલ મુ૦ વડોદરા,** પ્રતાપ મઢધાની પોળ.

**રસકેશ્વર વટી**—કલખાપરી, સિંધવ, મોરથુથુ, ટંકણ, સુંઠ, મરી, પીપર સર્વ સમભાગે લઈ બારીક ખલી લીંબુના રસના સાત પટ આપી ગોળી વાળી આંખમાં આંજવાથી આંખના તમામ વ્યાધિને મટાડે છે, ભયંકર આંખના દરદોનો અકસીર ઉપાય છે.

**વૈદ્ય કુમારશ્રી દેવીસીંહજી ભુપતસીંહજી મુ. કટોસણ** પો. કટોસણ.

**આંખની દવા**—એરંડતેલ શેર ૧ લઈ એક વાસણમાં નાંખી ખુબ ઉકાળવું ઉકળ્યો પછી તેમાં મોરથુથુ તો. ૨, બારીક વાટી, નાંખી ઉકાળવું અને ઉતારી લઈ ગાળીને ભરી રાખવું એ દીવેલ દિવસમાં એકથી ત્રણ વખત આંજવાથી ખરી ગએલી પાંપણો પાછી ઉગે છે. વાખર, ચળ, લાલાસ વિગેરે આંખના રોગોને મટાડે છે. આ બાળ-વૃદ્ધ સર્વેકોને આ દવાથી સારો ફાયદો થાય છે. અને વૈદ્યને જશ મળે છે. આ દવા અનુભવસિદ્ધ છે (અમારી બનાવટ)

**વૈદ્ય રવિકાંત અને શાંતિકાંત** ઉદ્ધાણી **મુ૦ બાલંભા** (કાઠીયાવાડ).

રત્નાકરફેનાદિ ચુર્ણ-(અમારી બનાવટ)-સમુદ્રફીણ તો. ૨, ફટકડી તો. ૧, ભીમસેની વાલ ૧, સાકર વાલ ૮, બારીક વાટી કોઈને કોઈજ દિવસમાં બે વખત એકેક રત્તિ આંજવું. આંજવાની વિધિ—પ્રથમ ત્રિફળાના પાણીથી આંખ ધોઈ રત્નાકરફેનાદિ ચુર્ણ આંજવુ, અને પાણી ઝરી જાય ત્યારે નીચે લખેલી દવા આંજવી—મીઠા સર-ગવાનો રસ તો. ૨॥, મધ તો. ૧, ભીમસેની વાલ ૧, મિશ્ર કરી ત્રણથી ચાર ટીપાં આંખમાં નાખવા. એ પ્રમાણે દિવસમાં બે વખત કરવાથી ડોળઆંખ, પડળ, ગર્મીપડદા, આંખનું લાલ રહેવું વિગેરે મટેછે.

**વૈદ્ય (નામ લખ્યું નથી) મુ૦ અમદાવાદ.**

**નેત્રરોગ ઉપર ગોળી**—કડાછાલ, હળદર, દારૂહળદર, પીપર, અને ઉપલેટ એ સર્વે સમાનભાગે લઇ વાટી કુંવારના રસમાં તેની ગોળી વાળી સુકવી, પાણીમાં ઘસી આંજવાથી આંખમાં છાયા પડી હોય તે મટે છે. તથા આંખના તમામ વ્યાધિને મટાડે છે.

**માસ્તર કેશવરામ હરીશંકર ભટ્ટ મુ. કાપોદ્રા તા. અંકલેશ્વર.**

**આંખની ઝાંખ**—શંખની ડુંટી, બેડાંની મીંજ, હરડાની મીંજ મનસીલ, પીપર, વચ્યકાવળી, ઘોડાવજ, એ સર્વ સમભાગે લઇ વાટી વસ્ત્રગાળ કરી બકરીના દુધમાં ગોળીવાળી સુકવવી. એ ગોળી બકરીનાં દુધમાં ઘસી અંજન કરવાથી આંખની ઝાંખ મટે છે.

**વૈદ્ય અને વનસ્પતિશોધક નુરમહમદ હમીર ધોરાજીવાળા મુ૦ રાજકોટ, પરા.**

**શરૂઆતનો મોતીઓ તથા ઝાંખ**—શરપંખાના બીનું સુરમા જેવું બારીક ચુર્ણ કરી દિવસમાં બે વખત આંજવાથી શરૂઆતનો મોતીઓ તથા ઝાંખ મટે છે.

**આંખના સાધારણ દરદો માટે**—ત્રીફળાનો કવાથ કરી તેના ટીપાં મુકવાં, તે પાણીથી ધોવું તથા તે પાણીનાં પોતાં મુકવાં. જેથી ખીલ, તાપોડીયા, ખુજલી, આખોની ગરમાઇ, લાલાસ મટે છે.

**વૈદ્ય આણંદજી એન્ડ પીતાંબર સવજી રાજગોર મુ. ઊના, કાઠીયાવાડ.**

**આંખનું ફુલુ**—ચંદ્રોદયાવર્તી કાંસાના વાસણમાં ઘસી બે વખત અંજન કરવાથી આંખનું ફુલું મટે છે.

### ડોકટર ચંદુલાલ મુકુંદરાય મુ૦ પાટણ (ગુજરાત)

**આંખનું ફુલુ**—એક માણસને આંખમાં મ્હોટું કેર જેવું ફુલુ પડયું હતું, તેણે ઘણા ઉપાય કર્યા છતા મટયું નહિં. પછી એક ગામડાનો માણસ આવ્યો તેને કહેતાં રાયણનાં બી આપ્યાં એબી વડના દુધમાં ઘસી ત્રણ વખત આંજવાથી ફુલુ મટી ગયું. એ નજરે જોયેલું તેમજ મેં આ પ્રયોગને અજમાવી જોયો છે.

૨. રાયણના બી બારીક વાટી સરસડા (કાળીઆ સરસ)ના પાનના રસમાં ચાર પાંચ દિવસ ખુબ ખરલ કરી વડનાં દુધમાં પાંચ છ દિવસ ખરલ કરી આંજવાથી ફુલુ મટે છે.

### સાધુ ગંગાદાસજી સેવાદાસજી. સૈયદપરા—સુરત.

૧. **નેત્રરોગ માટે**—ભીમસેની કપુર ભાગ ૧, એલચી ભાગ ૧, સિંદુર ભાગ ૧, સારો મમીરો ભાગ ૧, શુદ્ધ પારદ ભાગ ૧, શીસુ ભાગ ૧, પ્રથમ સીસુ ગાળી પારો રેડી ખુબ ખલ કરી બાકીની વસ્તુઓ મેળવી બેટીના દુધમાં બત્રીસ પહોર સુધી ખલ કરવો દુધ તાજુ વાપરવું. એ અંજન આંજવાથી મોતીઓ, કાચપડળ, નીલપડલ ફુલુ, રતાંધળાપણું વિગેરે દરદો મટે છે. અનુભવસિદ્ધ છે.

૨. સિંદુર ભાગ ૧, નવસાર ભાગ ૧, બારીક વાટી જેની આંખો આવી હોય તેને આંજવાથી મટી જાય છે.

### વૈદ્ય નંદરામ પ્રાગજી મુ૦ નાગેશ્રી, પો. જાફરાબાદ.

**પુષ્પાનષ્ટ ગુટીકા**—સફેદ અથવા લીલો કાચ, ધંતુરાનાં બી, મોરથુથુ, શંખ, મનસીલ, ગોચંદન, સુવર્ણ માક્ષીક, માણસની

ખોપરી, મોર તથા મરઘીનાં ઈંડાનાં છીલટાં, સર્વ સમભાગે લઈ બારીક સુરમા જેવું વાટી સરગવાના પાનના રસની ભાવના આપી ગોળીઓ વાળી એ રસમાંજ ઘસી આંજવાથી જન્મ ભરનું ફુલુ, તાપોડીયા અને ત્રિદોષથી દુખતી આંખો મટે છે.

### વૈદ્ય મણીશંકર નરભેરામ મુ૦ ધોળા.

**નેત્રાંજન**—પીપર તો. ૦।, અરડુસાનો રસ તો. ૧, મધ તો. ૧, પ્રથમ પીપરને બારીક વાટી વસ્ત્રગાળ કરી ચોવીશ કલાક સુધી કોરી વાટવી. ત્યાર બાદ તે પીપરને એક કાંસાની થાળીમાં નાંખી મધ તથા અરડુસીનો રસ રેડી એક દિવસ કાંસાની વાટકીથી ઘુંટી સીસાની અથવા ચાંદીની સળીથી અંજન કરવાથી રતાંધળાપણું, આંખની છારી, પડળ, ઝાંખ, ફુલુ નાબુદ થાય છે, આ અંજન આંજવાથી પ્રથમ જરાક ઝાટકા લાગશે પણ પછીથી ઠંડક વળી જશે.

### વૈદ્ય ચંચળલાલ જાદવજી મુ૦ કચ્છભુજ.

**નેત્રાંજન**—સાફ રસવંતીનું સત્વ માસા ૬, ભીમસેની કપુર માસો ૧, સુરોખાર માસા ૩, ફુલાવેલ મોરથુથુ માસો ૧, સાકર માસા ૩, ફટકડી કાચી માસા ૩, અફીણ માસો ૧, એ સર્વે એક શેર પાણીમાં પકાવવું, જ્યારે બે તોલા શેષ રહે ત્યારે ઠંડુ પડવા દઇ સળીથી આંજવું. આ નેત્રાંજન નવાં ફુલા આદિ ઘણા નેત્ર-રોગને મટાડે છે. ઘણુંજ ઉત્તમ છે.

### વૈદ્ય [નામ તથા ઠેકાણા વગરના]

ફટકડી, લોઢાનો કાટોડો, રસવંતી તેનો આંખ ઉપર લેપ કરવાથી દુખવા આવેલી આંખો મટે છે,

## ડૉકટર દામોદર ગોપાળ રણદીવે, સગરામપુરા–સુરત.

**નેત્રરોગ**–આમળા શેર ૦।, શુદ્ધ મોરથુથુ વા. ૨, કડવા લીમડાના પાન એક મુઠ્ઠી એકત્ર કરી કાળા થાય ત્યાં સુધી (કાલસા કરવા) બાળી અંદર દિવેલ નાંખી રાબડા જેવું કરી લેપડી બનાવી રાત્રે આંખ ઉપર મુકવાથી ગમે તેવી આંખ બગડેલી એટલે હંમેશ લાલ રહેતી હોય ચીપડા વળતા હોય સોજો હોય તેને મટાડી આંખને ચોખ્ખી કરે છે.

આવેલી આંખો ઉપર લીંબુનો રસ મધ ફટકડી વાટી લગાડવાથી બહુ સારો ગુણ આપે છે.

## ઇશ્વરલાલ રતનલાલ ત્રિવેદી, નાગરફળીયા–સુરત.

જુના લોખંડનો કાટ તથા ફુલાવેલી ફટકડી સમભાગે બારીક વાટી એકત્ર કરી તેને લોખંડની તવીપર લોખંડના દસ્તાથી ઘુંટી, તેમાં લીંબુનો રસ જોઇએ તેટલો નાંખી, ચંદન જેવું બનાવી દિવસમા ચાર પાંચ વાર આંખની આસપાસ લેપ કરવો. આંખમાં ફટકડીના પાણીના ટીપાં નાંખવાં.

આંખપર સોજો હોય તો ઉપલી દવામાં લોધર મેળવવું અને લોહીથી રાતી હોય તો તેમાં આંબાહળધર ઉમેરવી.

**સર્વ નેત્રરોગ માટેઃ**–મધ સાથે સરગવાના પાનનો રસ નેત્રમાં નાખવામાં આવે તો તેથી સર્વ નેત્રરોગ મટે છે.

ગેરૂ, સુરમો, હરડે, સિંધવ અને દારૂહળધર પાણીમાં વાટી નેત્ર બહારથી તેનો લેપ કરવામાં આવે તો સર્વ નેત્રરોગ મટે છે.



# आयुर्वेद निबंधमाळा भाग २ जो.

# નિબંધ ૨૬ મો.

## સ્ત્રીરોગના ઉપાય.

## બીજા વૈદ્યરાજો તરફથી આવેલા અનુભવી ઇલાજો.

### યતિશ્રી રવીહંસજી દીપહંસજી છાપરીયાશેરી-સુરત.

૧. અટકાવ લાવવા માટે—સરસીયું તેલ જરા ઉનું કરી તેમાં થોડું પાણી નાંખી, ગરમ કરતાં પાણી બળી જાય ત્યારે તેમાં ગોળ નાંખી ખુબ હલાવવું. એકરસ થાય એટલે ઉતારી લઇ ૩ દિવસ પાવાથી અટકાવ આવે છે.

૨. લોહીવા---રાતી ખાંડ, ગોખરૂ, કરીયાતુ, અડાયાની રાખ, ધાવડીનાં ફુલ, પડવાસ, શાકર, માયાં, મરીકંથારની છાલ, કાચકીનાં બીજ, દાડેમનાં છોડાં, રસવંતી ને પપેટાના બીજ. ઉપલી સર્વ ચીજ સમભાગે લઇ વાટી વસ્ત્રગાળ કરી તેને ચોખાના ધોવણમાં ખુબ વાટી ચીનીબોર જેવડી ગોળી વાળવી. લોહીવા, ધુપણી, ધાતુનું પડવું વગેરે રોગમાં ૧ થી ૩ ગોળી પાણી સાથે ગળાવવી.

૩. **અટકાવ લાલવા માટે**-હીરાબોળ અને એળીયો સમભાગે લઈ બારીક વાટી બોર જેવડી ગોળી વાળવી એ ગોળી વાપરવાથી ૨૪ કલાકમાં અટકાવ લાવે છે-જો અટકાવ નહિ આવે તો ૨૪, કલાકે બીજી ગોળી વાપરવી ( વાપરવી એટલે યોનીમાં રાખવી ).

૪ તજ, અને ટંકણખાર સમભાગે લઇ એક વાલને આસરે પાણી સાથે ફકાવવાથી અટકાવ આવે છે.

૫. **રક્તપ્રદર**—માયાં તોલા ૪, પડવાસ, ધાવડીનાં ફુલ, લોધર, રસવંતી અને વાંસકપુર બબ્બે તોલા લેવા. તમામ ચીજ ખાંડી વસ્ત્રગાળ કરી, બબ્બેઆનીભારને આસરે દિવસમાં ૩ વાર પાણી સાથે આપવું. જો પ્રદરનું જોર અતિશય હોય તો બબ્બે કલાકે અક્કેકું પડીકું ચોખાનું ધોવણ તથા રસવંતી સાથે આપવું અને જેમ નરમ પડતું જાય તેમ પડીકાં ઓછાં કરતાં જવું.

૬. કાળીજીરી, એળીઓ, દીકામાલી; સમભાગે લઇ બારીક ખાંડી પાણીમાં ગરમ કરી સ્ત્રીના સ્તન ઉપર લેપ કરવાથી જે સ્ત્રીનું બાળક મરી ગયા પછી સ્તનમાં દુધ ભરાઇ પીડા કરે છે તે પીડાને મટાડે છે ને દુધને સુકવી નાંખે છે

## વૈદ્ય બાળકૃષ્ણ રત્નેશ્વર કંસારાશેરી-સુરત.

૧. **નારીકેલાદિ ચુરણ**—પાણીચું નાળીએર નંગ ૧ મોટું લેવું, સુંઠ, તજ, બળબીજ, કેશર, મરી, તમાલપત્ર, મરેઠી, અતિવિષ, પીપર, અકલગરો, ભરમી, પીપરીમુળ, સતાવરી, કાકોાછડ, દેવદાર, અગર, તગર, લવેંગ, ચાંદીના વરખ, ઝેરી કોપરૂ, દરેક ૦ાા તોલો

લઇ વાટી વસ્ત્રગાળ કરી નાળીએરને કાણું કરી તેનું પાણી કહાડી લઇ તે પાણીમાં કેશર ઘુંટી તે પાણીનો સર્વ વસાણુાને પટ દેવો. અને તે ભુકો નાળીએરમા ભરી દેવો પછી તેનું મુખ બંધ કરી એ કપડમિટ્ટી કરી તેને છાણુાનાં અંગારામાં બાફવું પણ કાચલી બળે નહીં તે ધ્યાનમાં રાખવું. તાઢું પડયા પછી માંહેથી ભુકો કાઢી લેવો તેને છાંયે સુકવીને તેમાંથી સવારસાંજ બેઆનીભાર મધમાં ચાટવો અને નાળીએરના કોપરાને ઘીમાં તળી મુકવું અને ઓસડ ચાટયા ઉપર ૦ાા તોલો કોપરૂ ચાવી ખાવું તો સ્ત્રીની સુવાવડની અશક્તિને મટાડી ધાવણુને વધારી દુધ ઉતારે છે. ખટાશ ખાવી નહીં.

૨. ફુલાવેલી ફટકડીના એક વાલનાં પડીકાં પતાસાના પાણી સાથે દિવસમાં ૩ વખત આપવાથી ૭ દિવસમાં રક્તપ્રદર મટે છે.

૩. સામલના છોડાં ચોખાના ધોવણુમાં ઘસીને મધ મેળવી દિવસમાં ૩ વાર પીવાથી લોહીવા મટે છે.

૪. બીલીપત્રનો રસ તોલો ૧ તથા ઘી તો. ૧ એકત્ર કરી દિવસમાં બે વખત પાવાથી ૩ દિવસમાં લોહીવા બંધ થાય છે અને અતિ આર્તવમાં ઘણો સારો ફાયદો કરે છે.

૫. કબૂતરની હગાર તો. ૦।. ૦ાા તોલા સફેદ ખાંડમાં મેળવી ફાકી મરાવી ઉપરથી ચોખાના ધોવણુમાં શાકર નાંખીને પાવાથી ૩ દિવસમાં લોહીવા બંધ થાય છે.

૬ ઉંદરની લીંડી ભાગ ૫, કબૂતરની હગાર ભાગ ૫, મોચરસ ભાગ ૫, સુખડનો વહેર ભાગ ૫, ધાવડીના ફુલ ભાગ ૫, અને

શાકર ૩૭ ભાગ મેળવી વસ્ત્રગાળ ચૂર્ણ કરી સવારસાંજ ૦। ( પા ) તોલો બકરીના દુધ સાથે ફાકવાથી રક્તપ્રદર અને લોહીવા મટી જાયછે.

૭. કબૂતરની હગાર ઉંદરની લીંડી અને શાકર સરખે ભાગે લઇ ચૂર્ણ કરી બબ્બેઆનીભાર, દિવસમાં ૩ વખત પાણી સાથે આપવાથી શ્વેતપ્રદર મટે છે.

૮. કેસુડાના ફુલ તો. ૪, દર્ભનાં મુળ તો. ૪, વાટી વસ્ત્રગાળ કરી તેના ૧૪ ભાગ કરી સવારે ૧ ભાગ, પાણી સાથે ફકાડવો. ૧૪ દિવસમાં ગમે તેવો પ્રદર શાંત થાય છે.

૯. ગાયનું ઘી તોલા ૨ માં ભીલામાનું તેલ ૭–૮ ટીપાં સુધી નાંખીને પાવાથી એકજ દિવસમાં લોહીવા બંધ થાય છે. આ દવા દિવસમાં ૩ વાર આપવી.

**વૈદ્ય અંબારામ શંકરજી પંડયા મુ૦ વાગડ વાયા રાણપુર.**

૧. પ્રતાપલંકેશ્વર રસ—પારદ તો. ૧, ગંધક તો. ૧, અભ્રક ભસ્મ તો. ૧, ચીત્રક તો. ૨, લોહભસ્મ તો. ૪, શંખભસ્મ તો. ૮, અડાયાની રાખ તો. ૧૬, વછનાગ તો. ૧, એ સર્વે એકત્ર કરી ભાંગરાના રસમાં ઘુંટી વાલવાલની ગોળીઓ વાળી આદુના રસમાં અથવા બીજા કોઇપણ અનુપાન સાથે આપવાથી દાંતખીલી, પ્રસુતી, વાતરોગ, સુવારોગ મટે છે. બીજા કોઇપણ રોગ ઉપર અનુપાનની યોજના કરી આપવાથી સારૂ કામ કરે છે.

૨. પ્રદરરિપુ રસ—પારદ તો. ૧, ગંધક તો. ૧, નાગભસ્મ તો. ૧, રસાંજન તો. ૩, પઠાણીલોધર તો. ૬, પ્રથમ પારદ ગંધકની કજલી

કરી બાકીની સર્વ વસ્તુઓનું વસ્ત્રગાળ ચુર્ણ કરી મેળવી અરડુસાના રસની એક ભાવના આપી વાલ પ્રમાણે ગોળી વાળી આપવાથી જીર્ણ પ્રદર મટી જાય છે.

૩. **બોળબદ્ધ રસઃ**—પારદ તો. ૧, ગંધક તો. ૧, ગળોસત્વ તો. ૧, રક્તબોળ તો. ૩, એ સર્વને એકત્ર કરી વાટી સેમળાની છાલના કવાથની એક ભાવના આપી બબ્બે વાલની ગોળી વાળી મધ સાથે આપવાથી પ્રદર, પ્રમેહ તથા મુત્રકૃચ્છ મટે છે,

૪. **ચતુર્મુખ રસઃ**—પારદ, ગંધક, લોહભસ્મ, અભ્રકભસ્મ એ દરેક એકેક તોલો તથા સુવર્ણભસ્મ તો. ૦। એ સર્વને એકત્ર કરી વાટી કુંવારના રસમાં ઘુંટી ગોટી બાંધી તેની ઉપર એરંડાના પાન વીટી ધાન્યના ઢગલામાં દાટી રાખવું. અનુપાન—ત્રિફળા અને મધ સાથે સર્વે રોગ ઉપર આપવું, ખાસ કરીને આ રસથી થતો ક્ષય, પાંડુ. પ્રમેહ, શુળ, શ્વાસ, મેદરોગ, મંદાગ્નિ, હીક્કા, અમ્લપિત્ત વિગેરે મટે છે.

૫. **ધાતુ જતી હોય તેનો ઉપાય**—કેળું નંગ ૧, એખરો તો. ૦।, મુગલાઇ બેદાણા તો. ૦।।, નાગકેસર વાલ ૧, કાકડીના બીની મીંજ વાલ ૪ એ સર્વનું ચુર્ણ કરી કેળામાં ભરી સાકર તો. ૧ નાખી દુધ શેર ૦। મેળવી તેમા ઘી તો. ૦।। ભાર નાંખી પીવાથી સ્ત્રીઓને ધાતુ જતી હોય તે બંધ થાય છે.

### વૈદ્ય મણીશંકર ભાનુશંકર મુ૦ વલસાડ.

ગર્ભાશય **શોધિની વટી**—હીરાબોળ તો. ૧૦, એળીયો તો. ૧૦, હીરાકસી તો. ૭।।, ઇલાયચી તો. ૫, સુંઠ તો. ૫, સચળ તો.

૧૦ એ સર્વેનું બારીક ચુર્ણ કરી ગુલાબના ફુલની પાંખડીમા વાટી ચણીબોર જેવડી ગોળી વાળી એક સવારે અને એક સાંજે દુધ શેર ૦। સાથે અથવા પાણી સાથે ગળવાથી ગર્ભાશયના તમામ દરદો અનીયમીત ઋતુશ્રાવ, પ્રદર, આદિ રોગોને મટાડે છે. આ ગોળીથી દસ્ત વધારે થાય તો એક ગોળી લેવી.

## ડોકટર મગનલાલ વીજભુખણદાસ સોનીફળીઉં–સુરત.

રક્ત પ્રદર—માયાં નંગ ૪, સફેદ કાથો, મેથી, ફટકડી, સુનાગેરૂ એ દરેક માયા જેટલે વજને લેવું. એનું વસ્ત્રગાળ ચુર્ણ કરવું અથવા ચાલણીથી ચાળી પોટલી બનાવી વાપરવાથી રક્ત પ્રદર મટેછે.

## મંગ. જમનાદાસ મદનજી વૈષ્ણવ મુ. વેરાવળ.

અત્યાર્તવ—ટંકણખાર તથા ફટકડી એ બંને ફુલાવીને બેથી ત્રણ ચોખાભાર ખાવું તથા તેનાજ પાણીથી ધોવું જોઇએ. માયુફળની લુગડે ચાળેલ ભુકીની પોટલી કરી સારા રૂમાં વીંટાળી વાપરવી જોઇએ તથા એજ ચુર્ણ પાણીમાં પીવું. મંડુર ભસ્મ, લોહભસ્મ, ગળોસત્વ, યોગ્ય માત્રા તથા અનુપાનમાં આપવાથી અત્યાર્તવ મટે છે.

## વૈદ્ય દુર્ગાપ્રસાદ ગંગાધર મુ૦ પોરબંદર.

૧. રક્ત પ્રદર (ગર્ભીણીનો) કેટલીક વખત ગર્ભીણી સ્ત્રીઓને રક્ત પ્રદર થાય છે. તેમાં રસવંતી મોટા પ્રમાણમાં પાવાથી અને પેડુ ઉપર દશાંગ તથા શંખજીરૂ ગુલાબજળમાં વાટી તેના પોતાં મુકયા કરવાથી અને દરદીને બીછાનામાં સુતા રાખવાથી ઘણા ખરા કેસો થોડાજ કલાકમાં સુધરી જાય છે.

૨. આવા પ્રદરના કેસોમાં શંખજીરૂ તો. ૦। થી વધારેમાં વધારે તો. ૧, સુધી પાણીમાં પીવાથી મટે છે.

**વૈદ્ય રાઘવજી માધવજી મુ૦ ગોંડલ.**

૧. **યોનીનું ક્ષત**–એક સ્ત્રી પોતાના પતિથી સંતોષ ન પામતાં પોતાના હાથની મધ્યમાં અંગુલીથી યોનીમાં મૈથુન કરવાથી તેની યોનીમાં નખ વાગવાથી પ્રદર જેવો ચીકણો અને સફેદ રસી જેવો પદાર્થ નીકળતો હતો તેને મીઢળ ખાંડી તેની ગોળમાં ગોળી બે વાળી (બોર જેવડી) વાપરવા આપી જેથી યોનીનું ક્ષત, સોજો, પરૂ, પ્રદર બંધ થયું આ ઉપાય અનુભવસિદ્ધ છે.

૨. **નષ્ટાર્તવ**–એક સ્ત્રીને માસીક ઋતુ નહિ જેવું આવતું હતું. જેથી માથાનો દુખાવો રહેતો હતો. તેને અરીઠાની મીજની ભુકીની ગોળમાં ગોળી વાળી વાપરવા આપી જેથી પીળા તથા રાતા પાણી પડી રૂતુ સારૂ આવ્યું.

૩ **સોમરોગ**–એક સ્ત્રીને સુવાવડમાંથી ઘણા દિવસ થયાં સોમરોગ થયો હતો તેને સોમનાથ રસ આપ્યો જેથી આરામ થયો છે. **સોમનાથ રસ**–લોહ ભસ્મ તો. ૧, પારદ તો. ૦।।, ગંધક તો. ૦।।, તમાલપત્ર, દારૂ હળધર, જાંબુના બીજ, વાળો, ગોખરૂ, વાવડીંગ, જીરૂ, ઓથમી જીરૂ, કાળીપાડ, દાડેમના છોડા, ટંકણ, લોધર, ગુગળ, સીલાજીત, આસોદરાની છાલ, એ દરેક અડધો અડધો તોલો લઇ વાટી બકરીના દુધમાં પાવલીભારની ગોળી વાળી દુધ સાથે આપવાથી સોમરોગ મટે છે, અતીમુત્ર, પ્રદર, યોનીશુળ, મેદશુળ મટે છે.

**વૈદ્ય ઉમીયાશંકર મહાસુખરામ મુ. વાઘનાથ કુઇ (ઉમરેઠ)**

**રક્ત પ્રદર**—માયા, મોચરસ, ફટકી એ દરેક એકેક રત્તિ ગળઝીબી (ભોંયપાથરી)નો રસ તથા સાકર સાથે લેવાથી રક્ત પ્રદર મટે છે. ઉપર પ્રમાણેના માપના પડીકા ત્રણ દિવસમાં ત્રણ વખત લેવાં. એવી રીતે દિવસ અગીઆર લેવાથી સારૂ થાય છે.

**વૈદ્ય ડાહ્યાભાઇ મણીશંકર મુ. બારડોલી.** (ટી. વી. રેલ્વે.)

૧. **રક્ત પ્રદરના ઉપચાર**—ગાયનું ઘી રાત્રે સુતી વખતે ગરમ કરી ચાલતા ચાલતા પીવું ઉપરથી પાણી પીવું નહિં, જેથી તુરતનો રક્તપ્રદર મટે છે.

૨. બાવળનો કોલસો તો. ૦।, લોધર તો. ૦।, સાકર તો. ૦॥, સર્વેને વાટી માખણ તો. ૧ માં મેળવી સવારેજ ચાટવું તથા સિતોપલાદી ચુર્ણ તો. ૦॥, ગળોસત્વ વા. ૧, ઘી તો. ૦॥ માં મેળવી સાંજે ચાટવું. જેથી જુનો તથા નવો રક્તપ્રદર હોય તે પણ મટી જાય છે. લાંબા વખતનો હોય તો વધારે દિવસ આ દવાનું સેવન રાખવું.

**શ્વેત પ્રદર માટે**—ભોંયકોળુ તો. ૪, ચોરઆમલીના છોડા તો. ૪, સતાવરી તો. ૪, પત્રીની સાકર તો. ૪ એ સર્વનું વસ્ત્રગાળ ચુર્ણ કરી સવાર સાંજ અડધો તોલો પાણી સાથે ખાવાથી સાત દિવસમાં શ્વેત પ્રદર મટે છે.

**વૈદ્યશાસ્ત્રી એસ. એલ. બર્મન. બાલાજીરોડ–સુરત.**

**પ્રમેહ પ્રદરહર ચુર્ણ**-ચીનીકબાલા તો. ૫, ઉંચો કાથો તો. ।।। ફુલાવેલી ફટકડી તો. ૦।, એ સર્વને વસ્ત્રગાળ કરી એથી ચાર આનીભાર સવાર સાંજ ઠંડા પાણી સાથે પીવું. તથા બે શેર કોકીલા પાણીમાં ફટકડી તો. ૦।। નાંખી યોની ધોવી. જેથી શ્વેત પ્રદર મટે છે

**વૈદ્ય ત્રીકમલાલ કાળીદાસ મુ. ખાનપુર પો. રખીયાલ.**

સુવારોગ માટે-નિર્ગુડીના પાન છાંયે સુકવી ચુર્ણ કરી પા.વલી ભાર ચુર્ણનો ઉકાળો કરી તેમા પ્રકૃતી પ્રમાણે ગોળ અથવા સાકર પાવલીભાર નાંખી સવાર સાંજ સાત પંદર અથવા એકવીસ દિવસ સુધી પીવાથી સુવારોગ મટે છે.

**વૈદ્ય કૃષ્ણારામ ભવાનીશંકર કણબીવાડ, દેવીદાસ સ્ટ્રીટ.**

ગર્ભપ્રદ-(ફલઘૃત) જેને ઘરવૈદામાં ત્રિફળા ઘૃતના નામથી લખ્યું છે. એ ઘૃતનો મેં સેંકડો સ્ત્રીયો ઉપર ઉપયોગ કર્યો છે. પાચ પાંચ વખત ગર્ભપાત થયેલી સ્ત્રીઓના ગર્ભાશય સુધરી બાળકો ઉછર્યા છે. આ ઘૃત ખાલી કોઠે (ગર્ભ નહીં હોય તે વખતે) એક માસ પાઇ ગર્ભ રહયા પછી દર માસે આઠ આઠ દિવસ સવાર સાંજ એક રૂપિઆભાર ઘી દુધમાં નાંખી પીવું. જેથી ગર્ભાશય સુધરી ગર્ભ ધારણ કરી શકે છે. તથા આ ઘૃતથી પ્રદર પણ મટે છે.

**વૈદ્ય દેવજી આશુ.**

ગર્ભીણીનો ગર્ભ અધુરે માસે પડી જતો હોય તો શતાવરી તથા જેઠી મધ સમભાગે લઇ વાટી સવાર સાંજ ૦ તોલો સાકરવાળા

દુધ સાથે પીવું પ્રસવ પુરે માસે થાય ત્યાં સુધી ખવરાવવું આ દવા ગર્ભ રહ્યા પછી શરૂ કરવી. ધાવણ પણ ઘણું વધે છે,

**જોશી રામકૃષ્ણ રેવાશંકર કમ્પાઉંડર મુ૦ જાદર.**

**ગર્ભીણીની** ઉલટી-લવિંગના તેલના ૬-૭ ટીપાં સાકર સાથે લેવાથી ગર્ભિણીની ઉલટી બંધ થાય છે.

**કસુવાવડનો ઉપાય** કસુવાવડ થતી હોય તો કચ્ચાંના બીજને રેશમી દોરામાં પોરવી માળા બનાવી પહેરવાથી કસુવાવડ થતી અટકે છે.

**વૈદ્ય ભુરાભાઇ ઓધવજી ત્રિવેદી મુ૦ ભાદરોડ.**

**સુવા રોગ માટે**-દેવદાવ્યાદિ ક્વાથ પીવાથી સુવારોગ મટે છે.

સુવારોગ, પિત્તરોગ, વિષમજ્વર-સવારે સુદર્શન ચુર્ણ આપવું. અને સાંજે હરડે, કડુ અને કરીઆતાની પાંદડીનું ચુર્ણ કરી બેત્રણ વાલની ફાકી મારવી જેથી સુવા રોગ, પિત્ત રોગ અને વિષમજ્વર મટે છે.

પિસાબે ગરમી જણાય તો-ગળો, ગોખરૂ અને ધાણાનો ફાંટ બનાવી પીવાથી ગરમી મટે છે.

શ્વેત પ્રદર-ધાવડીના ફુલના ક્વાથમાં શીવલીંગી અને નાગકેસરનું સમભાગે કરેલું ચુર્ણ તો. ૦।, નાંખી સવારસાંજ પીવાથી શ્વેત પ્રદર ગમે તેવો હશે તોપણ નાબુદ થશે.

પ્રદર-દારૂહળદર, રસવંતી, મોથ, ભીલામાં, બીલીનો ગર્ભ, અરડુસો, અને કરીઆતુ એનો ક્વાથ કરી થંડો પડયા પછી મધ નાંખી પીવાથી યોનીશુળ, શ્વેતપ્રદર, પીળો, કાળો તથા રક્તપ્રદર મટે છે.

**ગર્ભ પડતો હોય તો**—ધાવડીનાં ફુલ અને સાકર પાણીમાં પીવાથી ગર્ભ પડતો અટકે છે.

**છોડનું વધવું**—સતાવરી, સુંઠ, આસંધ, જેઠીમધ, ભાંગરો એ બકરીના દુધમાં પાવું જેથી છોડ પળસે છે.

**માસ્તર નરભેરામ હરજીવન મુ૦ નવાગામ તા. માતર.**

**પ્રદર અને પ્રમેહ**—બંગભસ્મ વા. ૧, શાકર તો. ૧, એ બેને સીમળાના મુળના ઘસારા સાથે પીવાથી પ્રદર તથા તનખીયો પ્રમેહ મટે છે

૨. ઉમરડાના મુળને ઘસીને તેમાં ઉપર પ્રમાણે શાકર તથા બંગ ભસ્મ મેળવી પીવાથી પ્રદર તથા તનખીયો પ્રમેહ મટે છે.

૩. પ્રદર **માટે**—કેવડાની મુળીના રસમાં સાકર મેળવી પીવાથી પ્રદર મટે છે.

**વૈદ્ય (નામ તથા ઠેકાણા વગરના).**

૧. **પ્રદર માટે**—બોલસરીની અંતરછાલનું ચુર્ણ કરી પા તોલો ચુર્ણ સાકર મેળવી થંડા પાણી સાથે પીવાથી પ્રદર મટે છે.

૨. આશોપાલવની અંતરછાલનું ચુર્ણ ચોખાના ધોવણ સાથે મધ મેળવી દિવસમાં બે વખત પીવાથી રક્તપ્રદર તથા રક્તાતિસાર મટે છે અથવા શંખજીરાનું ચુર્ણ સમાન ભાગ સાકર મેળવી થંડા પાણી સાથે પીવાથી રક્તપ્રદર મટે છે.

**વૈદ્ય પુરૂષોત્તમ બહેચર યાજ્ઞીક મુ. કાલોલ, પંચમહાલ.**

૧. **શ્વેત પ્રદર**—ગાયનું દુધ તો. ૧૪, પાણી તો. ૨૧, સુંઠનું ચુર્ણ માસા ૪ મેળવી પાણી બળી જતાં સુધી મંદાગ્નિથી પકાવી

કપડેથી ગાળી તેમાં ચાર પાંચ માસા સાકર મેળવી એકવીસ દિવસ સુધી દિવસમાં બે વખત પીવાથી શ્વેતપ્રદર ગમે તેવો હોય તેને ઘણીજ ઝડપથી મટાડે છે.

૨. આસોપાલવની છાલ, નરમાનાં મુળ, દારૂહળદર, ડાભના મુળ એ દરેક એકેક તોલો લઇ કલ્ક કરી બાર તોલા ચોખાના ધોવણમાં રાત્રે પલાળી સવારે ખુબ ચોળી કપડે ગાળી એક શીશીમાં ભરી રાખવું. દિવસમાં ત્રણ વખત દર ટંકે ચાર તોલા પીવું. જેથી ત્રણ દિવસમાંજ દરેક જાતના પ્રદરને મટાડે છે.

## ડાકટર ચંદુલાલ મુકુંદરાય વૈદ્ય મુ. પાટણ (ગુજરાત)

૧. **રક્ત પ્રદર માટે**—લાખ તો. ૧, આસોપાલવની છાલ માસા ૩, મોચરસ માસા ૬, એ સર્વને એકત્ર ખાંડી અડધો શેર પાણીમાં ઉકાળી પાશેર પાણી અવશેષ રાખી ગાળી થંડુ પડયા પછી તેમાં નવટાંક દુધ તથા બે તોલા સાકર નાંખીને દિવસમાં બે વખત પીવું જેથી રકત પ્રદર મટે છે.

૨ દાડમની કળી નં. ૪ અને કાચાં ગુલર નં. ૨ દુધની સાથે વાટી થોડી સાકર મેળવી સવાર સાંજ પીવાથી રકત પ્રદર મટે છે.

૩. અરડુસાનો રસ અને આમળાનો રસ મધ સાકર મેળવી દિવસમાં બે અથવા ત્રણ વખત પીવાથી રક્ત પ્રદર મટે છે.

૪. **શ્વેત પ્રદર માટે**—વડનાં અંકુર, ધાવડીનાં ફુલ, નાગકેશર, આંબાની છાલ, જમરૂખની છાલ, આમળા એ સર્વ સરખે વજને લઈ તેનો કવાથ કરી ચતુર્થાંશ પાણી રહે ત્યારે ગાળી મધ નાંખી દિવસમાં બે વખત બબ્બે તોલા કવાથ પીવાથી શ્વેત પ્રદર મટે છે.

૫. પાશેર આમલીના બીજ (કચુકા) દેવતા ઉપર સેકવા તેની બરોબર ચણા લઇ સેકી ફોતરા કહાડી સાફ કરી બંનેને એકત્ર વાટી વસ્ત્રગાળ કરી તેના પ્રમાણમાં ઘી અને સાકર મેળવી એકેક તોલાની લાડુડી કરી સવાર સાંજ ગાયના દુધની સાથે ચોળીને એકેક લાડુડી ખાવી અને ઉપરથી ગાયનું દુધ પીવું. જેથી શ્વેત પ્રદર મટેછે.

**વૈદ્ય નારૂશંકર હરગોવન મુ૦ બારડોલી, જીલ્લે–સુરત.**

૧. ચાટણુ—બીજોરા નં. ૨, મોસંબી નં. ૬, મીઠા લીંબુ નં. ૬, ખાટા લીંબુ નં. ૧૨, જમરૂખ નં. ૬, કેળા નં. ૬, પપનાસ નં. ૨, મકાઇ નં. ૬. દાડેમ ખાટા નં. ૬, સંત્રા નં. ૬, ચીકુ નં. ૬, લાલ છાલના કેળા નં. ૬ એ સર્વેનો રસ કહાડી રાખવો. એ રસમાં ગુલાબજળ શેર ૪ તથા સાકર પત્રીની શેર ૩, નાંખી કલઇવાળા વાસણમાં ભરી ચુલે ચડાવવું, રેસમને ગુલાબ જળમાં બારીક વાટી મેળવી રસ સાકર તથા ગુલાબજળની ચાસણી થવા આવે ત્યારે તેમાં કેસર તો. ૨ બરાસ તો. ૧, અંબર તો. ૦।, દરૂંદે અકરબી તો. ૨, એરૂપીતા તો. ૧, કાચુ રેશમ તો. ૧, એલચી નાની તો. ૨, કાગદી એલચી જાડી તો. ૨, પીપર તો. ૧, તજ તો. ૧, લવિંગ તો. ૧, સુનાના વરખ નં. ૧૫, ચાંદીના વરખ નં. ૧૦૦, મધ શેર ૨, સર્વ વસાણાનું વસ્ત્રગાળ ચુર્ણ કરી બરાસ, અંબર, ચાંદીના તથા સુનાના વરખ મધમાં ઘુંટી થોડું થોડું મધ તથા ચુર્ણ નાંખી એકત્ર કરી ચાસણીમાં મેળવી દેવું અને અવલેહ જેવું બનાવવું. આ ચાટણુ વધુ અટકાવ (આર્તવ)ને રોકે છે, પીતશામક છે, ગર્ભપાત થતો અટકાવે છે, શક્તિ આપે છે, ભુખ લગાડે છે, લોહી વધારે છે.

૨. આમલીના ચીચુડા, આંબાહળદર, ગોખરૂ અને ગળોનું ચુર્ણ કરી પાણી સાથે વાલપુર આપવાથી શ્વેત પ્રદર મટે છે.

૩. **પ્રવાળ પીષ્ટી**—પરવાળાને વસ્ત્રગાળ કરી એકવીસ દિવસ સુધી ગુલાબજળમાં ખલ કરી તૈયાર કરવા. માત્રા વાલ ૦।| થી ૧ સુધી ઘીમાં આપવાથી પીતને બેસાડે છે, લોહી વધારે છે, રક્ત પ્રદરને મટાડે છે.

૪. **પ્રદર માટે**—લાલ ગુલબાસના પાંતરા ત્રણથી પાંચ લઇ બારીક વાટી રસ કહાડી જરા સાકર નાંખી એક વાલ ફુલાવેલી ફટકડી નાંખી દિવસમાં ત્રણ વખત પીવાથી શ્વેત પ્રદર તથા રક્ત પ્રદરને મટાડે છે આ પ્રયોગમાં લાલ ગુલબાસજ હોવો જોઇએ (લાલ ફુલનો) પીળા ફુલના ગુલબાસથી ફાયદો થતો નથી

૫. લાલ જાસવનનાં ફુલની બરાબર સાકર નાંખી ખરલમાં ઘુંટી અંદર લીંબુનો રસ નાંખી ચાટણ તૈયાર કરવું આ ચાટણ તો. ૦।| થી ૦।।| દિવસમાં ત્રણ વખત આપવાથી શ્વેત પ્રદર તથા રક્ત પ્રદર મટે છે. આ દવા ઘણા વખત સુધી રહે તોપણ બગડતી નથી.

**વૈદ્ય મણીલાલ ગણપતીશંકર ભટ્ટ મુ. કેળાપીઠ સુરત.**

૧. **સગર્ભાની ઉલટી**—મયુરપીચ્છભસ્મ વા. ૦।। સુખડના પાણીમાં મેળવી દિવસમાં બે વખત પીવાથી સગર્ભાની ઉલટી બંધ થાય છે.

૨. **ગર્ભવિનોદ રસ**—સુવર્ણમાક્ષીક ભસ્મ તો. ૪, હીંગળોક તો. ૪, સુંઠ તો. ૩, લવિંગ તો. ૩, મરી તો. ૩, જાવંત્રી તો. ૩,

એ સર્વેને આદુના રસમાં ખલી બબ્બે રત્તિની ગોળીઓ વાળી દુધ સાથે અથવા પાણી સાથે દિવસમાં ત્રણ વખત એકેક ગોળી ખાવાથી ઉપદંશાદિક દોષોને લઇને અથવા અન્ય કારણોથી ગર્ભ વખતોવખત સ્ખલિત થતો હોય તો તેને સ્થિર કરવા માટે આ ગર્ભવિનોદ રસ અતિ ઉત્તમ છે. પૌષ્ટીક તરીકે એના ગુણ લોહને મળતા છે. મુત્ર રોગ, પાંડુરોગ, જળોદર, સોજા અને નેત્રરોગમાં આ રસ અતિ ઉપયોગી છે. જીર્ણપ્રમેહ, અર્શ, ઉપદંશ વિગેરે રોગોમાં બહુ સારો છે. જીર્ણપ્રમેહ માટે આ રસ બનાવતી વખતે ગળોસત્વ તો. ૩, વધારામાં ઉમેરવું. પ્રદરને મટાડવા માટે ગાયના દુધમાં સતાવરીનું ચુર્ણ તો. ૦ા નાંખી ઉકાળી સાકર નાંખી, તે દુધ સાથે આ ગોળી ખવાડવી વળી આ રસમાં હીંગળોક છે જેમાં મુખ્ય પારો હોવાથી ઉપદંશ આદિ વ્યાધીને મટાડે એ નિસંશય છે.

**વકીલ વાસુદેવજી રાજારામજી મહેતા મુ૦ સાજાપુર (માળવા).**

**કમ્મરનો દુખાવો**—ટીમરુ નામના વૃક્ષના પાકા ફળ લાવી તેમાંથી બી કાઢી નાંખી તેનો પાકો ગર કેટલાક દિવસ ખાવાથી કમરનો ગમે તેવો દુખાવો પણ મટી જાય છે. પાકાં ફળ નહીં મળે તો તેના કાચા ફળ લાવી તેમાંથી બીયા કાઢી નાંખી તે ફળને સુકવવાં. બરાબર સુકાયા બાદ વસ્ત્રગાળ કરી ટીમરૂના ફળના રસની સાત ભાવના આપી બારીક વાટી શીશીમાં ભરી રાખવું. એ ચુર્ણ એક પાવલીભાર દિવસમાં ત્રણ વખત ખાવાથી આરામ થઇ જાયછે.

પાકાં ટીમરૂનો ગર રહી ગયલા સાંધાપર તથા ફુલી ગયલી હાડકીપર કેટલાક દિવસ ચોપડવાથી મટી જાય છે.

ટીમરૂના વૃક્ષપરનો ગુંદર દેવતાપર નાંખી તેનો દરદીને ધુપ દેવાથી પિશાચપીડા પણ અવશ્ય દૂર થાય છે.

નાકની નસ્કોરી ફુટતી હોય તો બાવળના લીલા પરડા લાવી તેને ભાંગી તેમાંનો ચીક માથાપર ( તાળવે ) ચોપડયા કરવાથી તે વ્યાધિ દુર થાય છે.

**વૈદ્ય કચરાલાલ જેઠાલાલ ગાંધી મુ૦ પાટણ (ગુજરાત).**

ગર્ભપાત માટે—સ્ત્રીઓને ગરમીથી ચાર પાંચ અગર છ માસે ગર્ભ પડી જાય છે, અને તાવ રહે છે. તે માટે સગર્ભા સ્ત્રીઓએ તે રોગ મટાડવા સારૂ રોઝ (વગડામાં ગાય જેવું જનાવર થાય છે તે)ના લીંડા નંગ બે રાત્રે પાણીમાં પલાળી આસરે બે ત્રણ રૂપિઆભાર પાણી કરી ગાળી જરા સાકર નાંખી પીવું. એ પ્રમાણે ચાર દિવસ કરવાથી મટી જાય છે. અને પુરે માસે પ્રસવ થશે. ખારા તીખા તથા ગરમ પદાર્થોનો ત્યાગ કરવો તથા પચે તેવો સાદો ખોરાક તથા દુધનો ઉપયોગ કરવો જેથી ગર્ભપાત થતો અટકે છે.

**વૈદ્ય મંગળભાઇ ભુદરભાઇ મુ૦ બાવળા તા. ધોળકા.**

સુવારોગ માટે—દેવદાર, વજ, ઉપલેટ, પીપર, સુંઠ, કરીઆતુ, કાયફળ, કડુ, ધાણા, હરડે, ગજપીપર, ભોંયરીંગણી, ગોખરૂ, ધમાસો, મોટી રીંગણી, અતીવીસ, ગળો, કાકડાસીંગ, કાળીજીરી, એ સર્વ સમભાગે લઇ અષ્ટાવશેષ ક્વાથ કરી તેમાં સુંઠ તથા હીંગ નાંખી પ્રસુતા સ્ત્રીને પાવું. જેથી શુળ, મુર્છા, જવર, કાસ, શ્વાસ, ધ્રુજારી, માથાની પીડા, લવારો, તૃષા, દાહ, ઘેન, અતિસાર, ઉલટી, વાયુ તથા કફ એ સર્વને મટાડે છે. ગમે તેવા સુવારોગ ઉપર આબાદ કામ કરે છે.

૨. પ્રદર માટે--પાકાણી લોધર તો ૦।, ધાવણુ તો. ૦।, દેશી ખાંડ રાતી, તો. ०॥ એ સર્વને વસ્ત્રગાળ કરી સવારસાંજ તો. ૧ પાણીમાં લેવાથી પાંચ દિવસમાં પ્રદરને મટાડે છે. પરેજીમાં તેલ તથા આમલી ખાવી નહિ.

વૈદ્ય ભવાનીશંકર ગોવિંદજી મુ૦ સુરત.

પ્રદર માટે—અરડુસો, હળદર, દારૂહળદર, કરીઆતુ, ભીલામા, જાંબુડાની છાલ, બીલીનો ગર્ભ, લીમડાના પાન, એ સર્વ સમભાગે લઇ વાટી વસ્ત્રગાળ ચુર્ણ કરી સાથે સાકર મેળવી અડધો તોલો ચુર્ણ ફાકવાથી પ્રદર મટે છે.

વૈદ્ય–પુરાણી કન્હૈયાલાલજી મુ. તાલ્લુ વાયા આકોટ નાગદા રેલ્વે જી જાવરા (માળવા).

સ્ત્રીને ધાવણ વધારવાનો ઉપાય—સતાવરી તો ૭, જીરૂ તો. ૩, પીપર તો. ०॥, સાકર શેર ०।, પ્રથમ પીપરને એક દિવસ છાશમાં પલાળી કકડાથી લુછી જરા ઘીમાં તળી નાખવી. બરાબર સેકાયા પછી બારીક વાટી બાકીના ત્રણ વસાણાને પણ બારીક વાટી એકત્ર કરવાં. પછી એ ચુર્ણના સાત ભાગ કરી દરરોજ સવારમાં એક ભાગ થંડુ દુધ શેર ०॥ લઇ તેમાં મેળવી પાવાથી સ્ત્રીને ધાવણ વધે છે એટલે દુધ વિશેષ ઉતરે છે.

વૈદ્ય નંદરામ પ્રાગજી મુ૦ નાગેશ્રી પો. જાફરાબાદ.

૧. પ્રદરરોગે-પલાસાદિ કવાથ--ખાખરાનું મુળ રોહીડાનું મુળ, કાળી પાડનું મુળ, કાસમુળ, ધોળી ગ્રો, અઘેડાના પાન, કડાછાલ, એનો કવાથ કરી આપવાથી રક્તપ્રદર મટે છે આ કવાથ એક આશીર્વાદરૂપ છે.

૨. તાદળજાનું મુળ, કડાછાલ, રસવંતી, આસોપાલવની છાલ, ધાતકી પુષ્પ, સમાંસે ચાર તોલાનો સોળ ઘણા પાણીમાં અષ્ટાવશેષ ક્વાથ કરી ઠંડું પડયા પછી મધ તો. ૨ નાંખી પીવું અને ઉપરથી ચોખાનું ધોવણ પીવું. જેથી રક્તપ્રદર મટે છે, આ કવાથ પીતી વખતે તેમાં ઘસી ઉતારેલ ચંદન તો. ૦॥ મેળવવાથી જાદુઇ ગુણ જણાય છે.

-૩. પુષ્પમુલાદી ગુટીકા પ્રદર ઉષ્ણવાત, બાવળની પાલી, કડાછાલ, લોધર, પડવાસ પેપડી, માચાં, ફટકી, કેશર, અફીણ, કબુતરની ચરક, ખેરસાર, સુખડ, વાળો, ધાવડીનાં ફુલ, એ સર્વે સમ ભાગે લઇ બારીક બાટી ચણીબોર જેવડી ગોળીઓ વાળી, કાચા ઉંબરાના રસ સાથે, અથવા બોડી કલ્હારના રસ સાથે, અથવા કેળાના રસ સાથે અથવા આસોપાલવની છાલના રસ સાથે, અથવા વણના મુળની છાલના રસ સાથે સવાર સાંજ લેવાથી પ્રદર, અત્યાર્તવ, પીડીતાર્તવ, ઉષ્ણવાત, બધાં અવસ્ય મટે છે.

૪. કબુતરની ચરકનું બારીક ચુર્ણ કરી વાલ એક મધ તોલા ૦॥ સાથે આપવું. જેથી કસુવાવડ, અત્યાર્તવ, પીડીતાર્તવ મટે છે.

અત્યાર્તવ પીડીતાર્તવ, કસુવાવડ, તથા ઋતુદોષે-કપાસના મુળની છાલ વાટી તોલો ૧ મધ તો. ૧સાથે ચાટવી. અથવા આસોપાલવની છાલ તો. ૪, બકરીનું દુધ તો. ૩૨, પાણી તો. ૩૨ પકાવી દુધ માત્ર રહે ત્યારે પીવું. અથવા કબુતરની ચરકનું ચુર્ણ વાલ ૩, મધ તોલા ૦॥માં ચટાડી ઉપર મેટ માટીનું પાણી પાવું અથવા "સનિપાત" નામની વનસ્પતિ તો, ૦। સાકર તો. ૦॥ વાટી પાણી સાથે

पीवी कसुवावड टाळवानो सिद्धोपचार छे. अथवा "पुत्रजीवा" नामनी वनस्पतिनुं मुळ उपर प्रमाणे पावुं. उलट कंम्बल अथवा कमळनुं नाळ अथवा तेना फुलनी पांखडी उपर मुजब पावाथी अतिआर्तव, पीडीतार्तव, कसुवावड तथा ऋतु दोष मटे छे.

६. सुवारोग माटे दश मुळादि क्वाथ—बे जातनी भोरींगणीना मुळ, अघेडामुळ, राती तथा धोळी दाडमडीना मुळ, सेवननुं मुळ, गोखरुनु मुळ अरडुसानुं मुळ, काळीपाडनुं मुळ, बीलीमुळ, ए दश मुळ दरेक चार चार तोला लइ खोखरा करी चार चार तोलानुं अकेक पडीकुं करी एक पडीकुं एक शेर पाणीमां नांखी मंदाग्निथी उकाळी आठ तोला पाणी रहे त्यारे गाळीने पीवो. एक पडीकुं बे वखत उकाळी सवार सांज पीने कुचो फेंकी देवो. अने बीजे दिवसे नवुं पडीकु लइ क्वाथ करी बे वखत पीवो. ए प्रमाणे दश दिवस सुधी पीवाथी सुवारोग मटे छे.

७ उपर जणावेला दश मुळ तथा नाग दमनी (नाडरीया झीपटी)ना पंचांगना क्वाथ उपर मुजब बनावी आपवाथी पण सुवारोग मटे छे.

८, प्रसुती कष्टे—झीलना मुळनी छाल तो. १, पाणीमां वाटी पावाथी तुरत प्रसव थाय छे.

९, सुळीयाना मुळनुं चुर्ण तो. ०॥ पाणीमां पावुं जेथी तुरत प्रसव थाय छे

१०. गुगळ, एरुनी कांचळी, कुटरडी तेनी धुणी फक्त जननेंद्रियने आपवी

११. भेंश अथवा गायना छाणुने कपडांमां दाबी जे रस नीकळे ते रस तोला बे पावो जेथी मृतक गर्भने पण हडसेली काढे छे.

**વૈદ્ય આણંદજી અને પીતાંબર સવજી-રાજગોર ઉના,**
**(કાઠીયાવાડ).**

**સુતિકા રોગઃ**-દેવ દાર્વ્યાદિ કવાથ સાથે એકેક વાલ સુવર્ણ માક્ષીક ભસ્મ સવાર સાંજ આપવાથી સુતિકારોગ મટે છે.

**વૈદ્ય મણીશંકર જાદવજી જોશી મુ. કાનપર પો વળા.**

૧. પ્રદર માટે-ઉંદરની લીંડીઓ ચોખાના ધોવણમાં વાટી પાવી તથા પ્રમેહવાળાને ત્રણ લીંડીઓ દુધમાં વાટીને પાવી જેથી પ્રદરને તથા પ્રમેહને મટાડે છે.

૨. ડાભના મુળ ચોખાના ધોવણમાં વાટી તે પાણીમાં જીરાનું ચુર્ણ તથા સાકર નાખી પાવાથી પ્રદર મટે છે.

**ડૉ. પ્રભાકર કૃષ્ણપંગે વૈદ્ય ભુષણ મંત્રી મુંબઇ વૈદ્ય સભા.**

**ગર્ભપાતઃ**-જેઠીમધ તો. ૧, નાગકેશર તો ૧, કાટાળો મઠનું પંચાંગ તો. ૪, એના ચતુર્થાંશ કવાથ કરી દિવસમાં ત્રણ વખત બબ્બે ચમચી પાવાથી સ્ત્રીઓના ગર્ભાશયને મજબુતી આપે છે. એ ઉપરાંત જ્ઞાનતંતુને પોષણ આપનાર, તથા ગર્ભ ઉપર ચરબીના દબાણને લીધે ગળીનગર્ભની ટેવ, તથા અનિયમીત ઋતુ પ્રાપ્તિ, મૃત વત્સલની ટેવ, પહેલી સુવાવડ પછી સ્ત્રીઓને ધાતુક્ષયના લક્ષણોમાં, ગર્ભધારણાની પહેલાથી શરૂ કરવાની અને ચાલુ રાખવાની જરૂર છે. જ્યારે પોષણની જરૂર જણાય ત્યારે દુધમાં ખુબ ઉકાળી સાકર નાંખી ગાળીને પીવાથી વધારે ફાયદો થાય છે. મોટા શહેરની શ્રીમંત સ્ત્રીઓને આ દવાના પ્રયોગની ઘણી જરૂર છે.

**વૈદ્ય અને વનસ્પતિ શોધક નુરમહુમદ હમીર ધોરાજીવાળા મુ. રાજકોટ પરા.**

૧. **ઋતુ સાફ લાવનાર**—કુમાર્યાસવ ઉપરા ઉપર મોટા ડોઝમાં આપવાથી અંજીર્ણ જેવું રહેશે પણ ઋતુ સાફ આવી જશે. તેના પેઢુ ઉપર ભુકરા પાણાને ખાંડી દુધમાં ખદખદાવી લેપ મારવો અને તેની ઉપર આંકડાના પાન મુકી પાટો બાંધવો. આ બંને ઉપાય ઉતાવળે કરવાથી ઋતુ ન આવતું હોય તેને તથા કમી આવતું હોય, તેને સાફ આવશે, કુમાર્યાસવ ગર્ભવતીને, રજસ્વળાને, મરડો, અતીસાર તથા સંગ્રહણીવાળાને આપવો નહિ.

૨. **સ્ત્રીનો પીસાબ બંધ થયો હોય તો**—પાશેર કોળાના પાણીમાં પીગાળેલ ઘી મેળવી પાવું જેથી પીશાબ ઉતરે છે. અથવા સુરોખારવાળી દવાનો ઉપયોગ કરવો.

૩. **ઉષ્ણવાત**—(ઉનવા) લાલ માટી પલાળી તેમાં લુગડું ભીંજવી તે લુગડું યોની ઉપર રાખવું તથા કોળાનું પાણી શેર ૦। પાઇ દેવું.

૪. **શ્વેત પ્રદર**—કાળીપાડ, ખાખરાનું મુળ તથા રક્ત રોહીડાની છાલ એ ત્રણેનો ક્વાથ કરી ઠંડો થયા પછી મધ મેળવી પાવું. તથા આવળના ફુલને વાટી સોગટી બનાવી વાપરવી. જેથી પ્રદર મટે છે.

૫. મેંદીના બીજનું ચુર્ણ શાકર મેળવી પાવાથી રક્ત-પ્રદર મટે છે. જો પાંડુ થએલ જણાય તો લોહાસવનો ઉપયોગ કરવો.

૬. **યોનીશુળ**—સ્ત્રીઓની ડુંટી નીચે દરદ શળ અથવા સ્ત્રીની પધરાવળપર પેઢુ ઉપર કીડા મારી બાફી લગાડવી. અને અરણીના પાન વાટી તેના ગોળી છ આંગળની બનાવી સુકવી વાપરવાથી યોની

શળ મટી જશે. તેવીજ રીતે સાટોડીના મુળનું ચુર્ણ કરી દિવેલમાં મેળવી ઉપર મુજબ ઉપયોગમાં લેવું.

૭. પ્રસુતાને માટે પડી—નગોડ, ધમાસો, ભોરીંગણી, અરણી, સમેરવો, સેંદરડી, ગળો ભરમાદી, લીમડાની છાલ, ભાંગરો, ચીત્રક, ધાણા, પીલુડી, કાંટાસળીયો, એરંડો, ગોખરૂ, ખડસલીયો, સાઠોડીનો ક્વાથ કરી પાવાથી પીસાબ સાફ આવે છે, દાહ, બળતરા બંધ થઇ ઉબકો, ઉલટી, સોજા ઉતરી ભુખ લાગી ટુંક સમયમાં રોગ દૂર થશે, અને તેથી મકલ રોગ પણ મટે છે.

### ડાકટર દામોદર ગોપાળ રણદીવે, સગરામપુરા—સુરત.

**પ્રસવ થાય**—પમાડીયાનું મુળ (કોઈ કસુંદરી) અંબોડામાં રાખવાથી જલદી પ્રસવ થાય છે. એજ પ્રમાણે કરવાથી ગર્ભપાત પણ થાય છે.

### ઇશ્વરલાલ રતનલાલ ત્રિવેદી, નાગરફળીયા—સુરત.

**મહારક્ત પ્રદર ત્રણ દિવસમાં મટે**—કરમદીનું મુળ ઘસી દિવસમાં ૧ થી ૩ વાર દુધમાં પાવાથી ભયંકર લોહીવા મટી આબાદ ચમત્કાર માલમ પડે છે. કદાચ એ ત્રણ દિવસમાં પુરેપુરૂં ન મટે તો બીજા ત્રણ ચાર દિવસ દવા આપ્યા વિનાના કાઢી પાછું ત્રણ દિવસ ઉપર પ્રમાણે પાવું.

### વૈદ્ય બાળાશંકર પ્રભાશંકર મુ૦ નાંદોદ, રાજપીપળા સ્ટેટ

૧. ઇદ્રજવને ખાંડીને વસ્ત્રગાળ કરવો પછી દાણા ભરવાની ગુણનો ટાટ બાળીને રાખોડી કરવી તે રાખોડીમાંથી તો. ૦ાા તથા ઇંદ્રજવનું ચુર્ણ તો. ૦ાા વાટીને પાણી સાથે પાય તો સ્ત્રીને લોહીવા

(રક્ત પ્રદર) મટે એના ઉપર વાલ, કોળું અને કેળું ખાવું નહિ. આ દવા દિવસમાં બેવાર પાવી.

૨ ઇંદ્રજવ, મરડાસિંગ એ બન્નેને સરખે ભાગે ખાંડી પાંચ રૂપિઆભાર પાણીમાં રૂા. ૦। ભાર ભુકો વાટો તેમાં ઠીકરી છમકારી સાથે અગ્નિકુમારનું પડીકું મેળવીને પાવાથી સુવાવડના ઝાડા બંધ થાય છે.

૩ જે સ્ત્રીને પેસાબને માર્ગે પેઢુમાં નાળિએર જેવી ગાંઠ થઇ હોય, ઝાડો થતો ન હોય અને દુખાવો તથા શૂળ મારતી હોય તો તે બાઇને ખુરસી ઉપર બેસારી પાણી ગરમ કરી ઉપર ઢાંકીને ખુરસી તળે મૂકી બાફ લેવડાવવી. પછી લીમડાનાં પાન શેર ૪, હરડાં, બેહેડાં, આમળાં શેર એક મોરથુથુ રૂા. ૦। ભાર નાખીને તે પોણો મણ પાણીનાં ઉકાળી બશેર પાણી રહે ત્યારે ગાળીને કાચની શીશીમાં ભરી લેવું અને તે પાણીની યોનીમાર્ગમાં પીચકારી મારવાથી તે ગાંઠ પીગળી જાય છે.

સાધુ ગંગાદાસજી સેવાદાસજી સૈયદપુરા-સુરત.

**સંકોચન વિધિઃ**—માયાંફળ ૧ ભાગ, ભાંગનાં બી ૧ ભાગ, હીરાકસી ૧ ભાગ, કડાયોં ગુંદર ૧ ભાગ એ સર્વેને વાટી કપડછાંડ કરી શીળારસમાં મેળવી તુવેરના દાણા જેવડી ગોળી વાળવી એ ગોળી યોનિમાં રાખવાથી યોનિ સંકોચન થાય છે અને પ્રદર બંધ થાય છે.

# आयुर्वेद निबंधमाळा—भाग २ जो.

## નિબંધ ૨૭ મો.

## બાળકના રોગના ઉપાય.

## બીજા વૈદરાજો તરફથી આવેલા અનુભવી ઈલાજો.

### કુબેરલાલ રતનલાલ ત્રિવેદી—નાગરફળીયા—સુરત.

૧. બોદાર વિરેચન—બોદાર પથરી ભાગ ૩, વરીઆળી ભાગ ૩, ગંધક ભાગ ૨. એલચી ભાગ ૧ પ્રથમ બોદારને ખૂબ ઝીણી વાટી બીજાં વસાણાં વસ્ત્રગાળ કરી, બટલમા ભરી રાખવાં. ૩ વર્ષ ઉપરનું બાળક હોય તેને માટી ખાવાની ટેવ પડયા પછી તેનું પેટ કઠણ અને મોટું થઇ ગયું હોય તો તેને વાલ ૧ થી ૨, ગાયના દુધમાં આપવાથી જુલાબ થઇ પેટ નરમ થઇ જાય છે.

### વૈદ્ય રાઘવજી માધવજી મુ. ગાં સ.

૧. હેડકી માટે—કડુ મધમાં આપવાથી બાળકની હેડકી મટે છે.

૨. મુત્રકૃચ્છ—સુરોખાર તથા સુંઠ સમભાગે લઇ વસ્ત્રગાળ ચુર્ણ કરી વાસી પાણીમાં આપવાથી બાળકનો મુત્રકૃચ્છ મટે છે.

૩. **સંગ્રહણી**–ચવક, દેવદાર, હરડે, ભોરીંગણી, ગજપીપર, વરીઆળી, ચોખાના મુળ એ સર્વેનું ચુર્ણ કરી ૧ માસો મધમાં આપવાથી બાળકની સંગ્રહણી મટે છે.

૪. પડવાસ આંબાગોટલી તથા સુંઠનું ચુર્ણ કરી બે માસા છાશ સાથે આપવાથી બાળકની સંગ્રહણી મટે છે.

૫. મોચરસ, ધાવડીનાં ફુલ મજીઠ, કમળફુલ, એ સર્વેનું ચુર્ણ કરી ચોખાના ધોવણ સાથે આપવાથી બાળકને રક્તાતીસાર મટે છે.

૬. **આમણુ માટે** ચણોઠીના પાનનો રસ આમણુ ઉપર ચોપડવો. તથા ખાવા માટે હીંગ તો. ૧ાા, અતિવીસ તો ૦ાા, અજમોદ તો. ૧ાા વાટી ચુર્ણ કરી દહીમાં એકેક વાલ ત્રણ દિવસ આપવાથી આમણુ મટે છે.

૭. ઝેર કોચલા શુદ્ધ કરી ધંતુરાના રસમાં આપવાથી ત્રણ દિવસમાં આમણુ બેસી જાય છે. (સંકાસ્પદ છે.)

૮. **નાભીના સોજા ઉપર**–પીળી કોડી બાળી પાણીમાં વાટી ચોપડવાથી નાભીનો સોજો ઉતરે છે.

૯. **નાભીનો પાક**–ધહુંલા, હળદર, લોબાન મધમાં વાટી ડુંટીએ ચોપડવાથી નાભીનો પાક મટે છે.

૧૦. **ઉલટી માટે**–પીપરીમુળ, લીંડીપીપર, ચિત્રકમુળ, ચવક એનું ચુર્ણ કરી ભોરીંગણીના ડોડવાના રસમાં એક માસો આપવાથી બાળક ભળતું મટે છે તથા ધાવણુ ઓકતું મટે છે.

૧૧. **આંચકી**–ટંકણખાર મધમાં અથવા ધાવણુ સાથે આપવાથી બાળકની આચકી મટે છે.

૧૨. ખાંસી—ભોરીંગણીના મુળ, નાગકેસર અને લવિંગનું ચુર્ણ કરી મધમાં આપવાથી બાળકની પાચ પ્રકારની ખાંસી દૂર થાયછે.

૧૩. રક્તપિત્ત—ખાખરાના ફુલ તો. ૪, અરડુસીનો રસ તો. ૪ લઇ તેમાં ઘી સિદ્ધ કરી આપવાથી બાળકનું રક્તપિત્ત મટે છે.

૧૪. હેડકી—એલચી તો. ૧, કેશર તો. ૦ાા, હીંગળોક તો. ૦ાા એ સર્વેને એકત્ર કરી બારીક વાટી એક રત્તિ આપવાથી બાળકની હેડકી મટે છે.

૧૫. બાળકના પેટમાં ભાર થયો હોય તો એક રીંગણું સેકી તેમાં સાજીખાર નાંખી પેટે બાંધવું. અને ખાવા માટે પારેવાની ચરક મધમાં આપવાથી બાળકના પેટમાંનો ભાર મટી જાય છે.

**વૈદ્ય ડાહ્યાભાઇ મણીશંકર મુ. બારડોલી (ટી. વી. રેલવે).**

ઓછાના ચાંદા માટે—હીરાદખણ, માયા, કપુરકાચલી, કપુર, ગંધક, પારો, બોદારપથરી, કંપીલો, મોરથુથુ, આંબાહળદર, એ સર્વે સમભાગે લઇ વાટી વસ્ત્રગાળ કરી ધુપેલમાં મેળવી ચોપડવાથી ચાર પાંચ દિવસમાં ઓછાના ચાંદા મટી જાય છે.

**જોશી રામકૃષ્ણ રેવાશંકર કમ્પાઉંડર મુ૦ જાદર.**

૧. બાળકનો ઝાડો બંધ કરવા માટે—લીંબુના ઝાડની છાલનો તાજો રસ કહાડી બકરીના દુધની સાથે મેળવીને આપવાથી બાળકના ઝાડા બંધ થાય છે.

૨. ખાંસીનો ઉપાય—હરડે, પીપર, દ્રાક્ષ એના ચુર્ણમાં મધ અને માખણ મેળવી આપવાથી બાળકની ઉધરસ મટે છે.

૩. અતીવીસ, નાગરમોથ, જવખાર એ ત્રણે સમભાગે લઇ મધ સાથે આપવાથી બાળકની ઉધરસ મટે છે.

**વૈદ્ય ભુરાભાઇ ઓધવજી ત્રિવેદી–મુ. ભાદરોડ.**

૧. ભરાઇ ગયા ઉપર–કરીઆતુ તથા વાવડીંગનો કવાથ કરી પાવો. નેવળીનું બંધાણુ બાંધવું તથા તેનુંજ પાણી જરા પાવું અથવા ચકલાની હગાર પાવી અથવા કેસર પાવું તથા બને પાંસળીઓ ઉપર કેસરનો ખરડ કરવો, હલકો રેચ આપવો જેથી મટે છે.

૨. **ખાંસી માટે**–કાયફળ અને વાવડીંગનો કવાથ પાવો અથવા કાકડાસીંગી, અતિવીસ, પીપર એ સર્વે સમભાગે લઇ ચુર્ણ કરી વાટી મધમાં આપવું અથવા ટંકણખાર ફુલાવેલો દુધમાં આપવાથી આંચકી મટે છે.

૩. **તાવ તથા ઉધરસ માટે**–કાકડાસીંગી, પીપર અને અતિવીસની કળી, એ ત્રણેનું ચુર્ણ કરી જો બહુ ઉધરસ હોય તો પાણીમાં અને તાવ હોય તો મધમાં તથા શ્વાસમાં અરડુસાના રસ સાથે આપવાથી મટે છે.

૪. ગળું પડયું હોય તો ઉમરાનું દુધ બાળકના તાળવાના ખાડા ઉપર ચોપડવું અથવા રાળની થેપલી મારવાથી પણ મટે છે.

**વૈદ્ય ચુનીલાલ હરગોવિંદ શુકલ મુ. પાટડી. તા. વિરમગામ.**

૧. **આંચકી તથા વરાધ માટે**–ગેંગડાનાં બીજ (કાઠીયાવાડમાં એને ઇંગોરીઆ કહે છે) વીસનગરી હળદર એ બંને સમભાગે લઇ ૭ કલાક સુધી બરાબર ઘુંટી, બાળકને આંચકી ઉપર અડધી રત્તિભાર ઉમ્મરની યોગ્યતા મુજબ પાણીમાં મેળવીને આપવી.

૨. ફુલાવેલો ટંકણખાર મધ અને ગરમ પાણી સાથે અડધી રત્તિભાર આપવો. રોગની ત્વરા વિશેષ હોય તો કલાક કે તેથી કંઈક ઓછા વખતે આપવો જેથી આંચકી તથા વરાધ મટે છે.

## વૈદ્ય પોપટલાલ બહેચર વ્યાસ મુ. ચહેલીઆ સ્કુલ પો. મોટી પાનેલી (કાઠીયાવાડ).

આગરૂ—ઉપલેટ, દારૂહળદર, લોધર, મોથ, મજીઠ, કડુ, માલકાંકણાં, અજમો, વજ, સિંધવ, હરડેદળ એ દરેક એકેક તોલો તથા નાગરવેલનાં પાન નંગ ૨૧ એ સર્વેને વસ્ત્રગાળ કરી સવારે દાતણ સાથે ઘસવાથી આગરૂ તથા મુખરોગ મટે છે.

## વૈદ્ય દત્તાત્રય ભગવાનજી.

સફેદ ફુલનો ઉંટકંટો થાય છે તેને શનીવારે નોતરી (એટલે ચોખા મુકી આવવા) રવિવારે સવારમાં વગર બોલે જઇ તેના મુળ કહાડી લાવી જે છોકરાને ખોંખલી (હડખી ઉધરસ) થઇ હોય તેને તે સુતરે બાંધી લોબાનનો ધુપ દઇ ગળે બાંધવાથી ખોંખલી બહુ જલદી મટી જાય છે.

સસણી નહિં થવા માટે—બચ્ચું એક માસનું થાય ત્યાંથી પાંચ વરસનું થાય ત્યાંસુધી પહેલે માસે વાવડીંગનો એક દાણો બીજે માસે બે, ત્રીજે માસે ત્રણ એ પ્રમાણે પાંચ વરસના સાંઠ દાણા થાય છે. એ પ્રમાણે દરમાસે એકેક દાણો વધારતા જઇ આપવાથી સસણી બીલકુલ થતી નથી. પરંતુ એકપણ દિવસ પાડયા વગર દિવસમાં ગમે તે વખતે દુધમાં અથવા પાણીમાં પાવાથી બાળકને સસણી થતીજ નથી.

## વૈદ્ય ( નામ તથા ઠેકાણા વગરના. )

૧. **સીતળા અટકાવવા માટે**-શુદ્ધ કાળા સુરમાનું બારીક ચુર્ણ કરી ઉમર પ્રમાણે યોગ્ય માત્રાએ પાણી સાથે આપવાથી સીતળા નીકળતા નથી. અને જો તેની નીકળવાની શરૂઆતમાં આપવામાં આવે તો ઘણાંજ આછાં અને સુખરૂપ નીકળે છે. આ પ્રયોગ માતા (સીતળા) નીકળવાની મોસમમાં તંદુરસ્ત છોકરાંઓને ત્રણ દિવસ આપવાથી સીતળા નીકળતાં અટકાવે છે. અને એજ પ્રયોગ જાનવરો માટે કરવામાં આવે તો તેને પણ ફાયદો થાય છે.

૨. રતવા-કાસોંદરી અથવા કાસુંદરીના પાન વાટી ચોપડવા તથા પીવાથી રતવા મટે છે.

૩. **ખસ માટે**-જુની કોરડ બાળી ધુપેલ તેલ સાથે ઘુટી લગાડવાથી બાળકોને શરીરમાં નીકળતી ઝીણીઝીણી લુખસની ફોડલીઓ જે આખા શરીરને ખરાબ કરે છે તે મટે છે.

## વૈદ્ય પુરૂષોત્તમ બહેચર યાજ્ઞીક. મુ. કાલોલ (પંચમહાલ).

**સસણીવરાધ માટે:**—તળાવની અંદર જે શંખલા થાય છે તેને લાવી સરાવસંપુટમાં ભરી બાળી ભસ્મ કરી શંખલાના વજન જેટલો સેકેલો અજમો લઇ મેળવી બારીક વાટી નાગરવેલના પાનના રસમાં મેળવી આપવાથી પાંસળીઓનું ઉછળવું, વરાધ, સસણી, ભરાણી વિગેરે મટી જાય છે. આ દવા એકજ વખત આપવાથી પાંસળીયોનું ઉછળવું બંધ પડે છે.

ડાકટર ચંદુલાલ મુકુંદરાય મુ. પાટણ (ગુજરાત).

**ખાંસી માટેઃ**—ટંકણખાર ફુલ વેલો, કેસર, લવિંગ કાળામરી, એ સર્વ સમ ભાગે લઇ વાટી વસ્ત્રગાળ કરી પાનમાં સવારસાંજ એકેક ગોળી ધાવણમાં ઘસી પાવાથી ઝાડો તથા ઉધરસ તુરત નરમ પડે છે.

નારૂશંકર હરગોવિંદ અધ્વર્યું મુ આરડોલી (ટાપ્ટી રેલ્વે.)

**બાળાગોળીઃ**—લવિંગ, પીપર, એલચી, લીંબોડી, મયુરપીચ્છ ભસ્મ, એ સર્વ સમભાગે લઇ વસ્ત્રગાળ ચુર્ણ કરી મધમાં મગ જેવડી ગોળી વાળી પાણીમાં અથવા દુધમાં આપવાથી કૃમિ, તાવ ઝાડો તથા ઉલટી મટે છે.

વૈદ્ય મણીલાલ ગણપતીશંકર ભટ્ટ મુ. કેળાપીઠ-સુરત.

**આમણ માટેઃ**—રૂમીમસ્તકી તો. ૦।, કલઇ સપેતો તો. ૦॥, માયુફળ તો. ૦॥, લઇ ખાંડી બારીક ચુર્ણ કરી આમણ ઉપર ભભરાવી આમણ અંદર બેસાડવી. એ પ્રમાણે થોડી વખત કરવાથી પછી આમણ બહાર નીકળતી નથી.

વૈદ્ય મંગળભાઇ ભુધરભાઇ મુ. ભાવળા તા. ધોળકા.

**તાવ ઉતારવા માટેઃ**—પાકા આંકડાના પાન લાવી જરા સેકી રસ કહાડી, પવન ન આવે તેવા સ્થાનમાં દરદીને રાખી આખે શરીરે રસ ચોપડી સુવાડી ગરમ કપડા ઓઢાડવા જેથી એક કલાકમાં તાવ ઉતરી જશે કોઇપણ દવા પેટનાં નહિ જઇ શકે ત્યારે તાવ ઉતારવા માટે વપરાય છે. તેથી તાવ ફરી આવશે ખરો પરંતુ અણ ઉતાર રહેશે નહિ.

**વૈદ્ય અને વનસ્પતિ શોધક નુરમહુમદ હમીર ધોરાજીવાલા મુ. રાજકોટ પરા.**

**ભરાણી સસણી:**—પાતાળ તુંબડીના ઘસારા સાથે ફુલાવેલ ટંકણખાર, તથા થોડું ભોંયરીંગણીનું ચુર્ણ મેળવી દિવસમાં ત્રણ વખત પાવું. છાતી ઉપર અને વાંસા ઉપર ડુંગળીનો રસ લગાડવો તથા નાકે સુંઘાડવો. આંકડાના પાનપર એરંડતેલ ચોપડી ગરમ કરી ફેફસાં ઉપર મુકવ. તેમજ જો કાળજામાં દરદ જણાય તો તે પર પણ એજ પાન મુકવાં જેથી એ ત્રણ દિવસમાં મટે છે.

**ડોક્ટર પ્રભાકર કૃષ્ણપંગે-વૈદ્યભુષણ, મંત્રી મુંબઇ વૈદ્યસભા.**

**પંચલવણ**—પંચલવણ (પાંચ જાતના ક્ષાર-દરેક તોલો તોલો) વાટી એક શેર પાણી બનાવી રાખવું. એ પાણીમાંથી નાના બચ્ચાંને નાની અડધી ચમચી અથવા ત્રીસ ટીપાં આપવું મોટા માણસને બે ચમચા આપવું. એક વરસની અંદરના બાળકને પેટમાં દરદ થાય ઝાડાની કબજીયાત, શરદી, ખાંસી શુળ, આમ વિગેરેમાં દર કલાકે પાણીમાં આપવાથી એકજ દિવસમાં આરામ થાય છે. ગમે ત્યારે ગમે તેવા બાળકના દરદમાં આપી શકાય છે. તેમજ બહારના ઉપચારોમાં પણ સારો ફાયદો કરે છે. આંખ આવે, સોજો હોય, રસી વહેતી હોય તેને માટે હુંકા પાણીમાં શેક કરવો. બચ્ચાઓના શરીરપર ફોલ્લા, ખસ, માથામાં ખોડો વિગેરેમાં લગાડવાથા તેને મટાડે છે.

**વૈદ્ય ઉમીયાશંકર બાપુભાઈ મહેતા મુ. વીરમગામ (ગુજરાત)**

**શ્વેત ખર્પર**—ધાપણ ભસ્મને હમે શ્વેત ખર્પર નામ આપ્યું છે. અને તે ઘણા પ્રમાણમાં વાપરીએ છીએ; એનાથી ઝાડાની તથા

અપાનં વાયુની છુટ રહે છે તથા બાળકના વ્યાધિમાં હમોને બહુ ઉપયોગી જણાયું છે. સામાન્ય તબીયતમાં એકલુંજ વાપરીએ છીએ, અને ખાસ જરૂર જણાય તો બાળ ચાતુર્ભદ્ર ચુર્ણ સાથે યોજના કરીએ છીએ.

**ચાતુર્ભદ્ર ચુર્ણ**—અતિવીષ, પીપર, મોથ, કાંકડાસીગીનું સમભાગે વસ્ત્રગાળ ચુર્ણ કરી રાખી મુકવું. અતિવિષ—બાળકોને માટે બહુ ઉત્તમ છે. દસ્તની જરૂર જણાય તો હરડે સાથે આપવું. અને દસ્તની જરૂર નહિ હોય તો એકલુંજ આપવું.

**વૈદ્ય નરસિંહભાઇ માધવભાઇ મુ૦ કઠોર, વાયા સાયણ.**

**મબારખી માટે**—ફટકડી ફુલાવેલી ગૌમુત્રમાં એક આનીભાર આપવાથી મબારખી મટે છે.

**આમણ માટે**—કલઇસપેતો અને શંખજીરૂ ગુલાબજળમાં મેળવી લગાડવાથી આમણ બેસી જાય છે.

**વૈદ્ય મણીશંકર નરભેરામ મુ૦ ધળાં.**

૧. **અશ્વચોળી ગુટીકા**:—રસત્રિસ ગંધકને હરતાલ, ત્રિકટુ ત્રિફળા ટંકણખાર; અજેપાળ ભુંગરસે બાંધે ગોળી, ચોસઠ રોગહણે અશ્વચોળી. આ ગોળી ઘટીત અનુપાન સાથે એક ટંક આપવો. અને બીજી ટંકે માણેકરસ પાન અને કેસરમાં વાટી પાવાથી પણ ઘણાં બાળકો સારા થએલા છે. અને જો ખાંસી બહુ હોય તો નિબંધ માળાના પહેલા ભાગમાં બતાવ્યા પ્રમાણે ખોખલીની દવા બનાવી એ દવાનું વાલ એકનું પડીકુ અજમો તથા પાનના રસમાં પાવું.

૨. આણેકરસ—હરતાલ વરખી તો. ૧, હીંગળોક તો. ૧ ખરલમાં વાટી અબરખના પત્રા ઉપર આછુ પાથરી ઉપર ઘઉંની કણેકની પાળ બાંધી ઉપર બીજું પતરૂં ઢાંકી નિર્ધુમ અગ્નિ ઉપર રસ પરીપકવ કરવો. જ્યારે થંડો પડી જાય ત્યારે ખરલમાં બારીક વાટી રાખી મુકવો.

૩. વાવળી માટે—કુતરીઆ વાઘ (એક જાતનો વાઘ)ની જીભ એક ચોખાપુર તેની માતાના ધાવણમાં ઘુંટી એક દિવસમાં ત્રણ વખત પાવાથી વાવળી તુરત મટે છે.

૪. કૃમિ માટે—સીતાફળીનો રસ તો. ૦ાા માં અશ્વચોળી ગુટીકા ઓછા પ્રમાણમાં આપવાથી કૃમિ મટે છે.

૫. કૃમિ માટે—કંપીલો બૈરવસીંગ (અથવા કૌવચ)ની ખજુરી, સાકર એ ત્રણે સમભાગે લઇ ખરલ કરી સુખડ અને હીંગના ઘસારા સાથે ત્રણ ટંક પાઈ બીજે દિવસે ઘેર કાઢેલું દિવેલ જરા ચાહ સાથે પાવાથી ઝાડામાં કૃમિ નીકળી જાય છે.

## વૈદ્ય (નામ લખ્યું નથી) મુ૦ અમદાવાદ.

સાકર તો. ૧ તથા ધાણા તો. ૧ લઈ પાણી નાંખી કુલડીમાં ઉકાળી પાવાથી નાના બાળકોની આંચકી મટે છે.

## બ્રહ્મચારી આત્મારામ ત્રિવેદી. (પરતારામ)

બાળકની આંકડી—માલવી ગોખરૂ નંગ ૫, અને આમલી (સુકા કાતરા)નો રસ એકત્ર વાટી કપડાથી ગાળી બે તોલાં પાવાથી બાળકની આંકડી મટે છે.

**વૈદ્ય ભોળાનાથ નર્મદાશંકર સ્માર્ત મુ૦ ભુતશેરી–સુરત.**

બાળકોની દવા–મોટી હરડે તો. ૧, કોલમ કરીઆતાની પાંદડી પીપરીમુળ, કંપીલો, કાયફળનું છોડું, સફેદ મરી, એ દરેક અડધો તોલો લઈ ખાંડી વસ્ત્રગાળ કરી વાલ ૨ થી ૪ પાણી અથવા ગોળના પાણી સાથે આપવાથી તાવ, કૃમિ, ઉધરસ વિગેરે મટે છે. જરૂર પડે તો અંદર સુરોખાર મેળવી આપવો. તાવ તથા પેટમાં દુખાવો હોય તો સોડા મુકી આપવો.

**માસ્તર કેશવરામ હરીશંકર ભટ્ટ કાપોદ્રા. તા. અંકલેશ્વર**

૧. વરાધ માટે–એળીઓ તો. ૨, વાવડીંગ તો. ૦॥, રેવચીનો શીરો તો. ૦।, સોનામખી તો. ૦॥, કરમાણી અજમો તો. ૦॥, ઈંદ્રજવ તો ૦॥, મરી તો. ૦॥, કાચકાની મીંજ તો. ૦।, એ સર્વને વાટી પાણીમાં મગ જેવડી ગોળી વાળી મધ અથવા પાણી સાથે દિવસભરમાં ત્રણ વખત એકેક ગોળી આપવાથી વરાધ, તાવ, સુસ્તી વિગેરે મટે છે.

૨ બાળકને ઉંઘમાં મુત્ર પડે તો–બાજરી, ખસખસ અને સુવા સમભાગે લઇ ચટાડવાથી મટે છે

૩ બંગભસ્મ, લોહભસ્મ, અભ્રકભસ્મ એ ત્રણે ભભ્ભે આની-ભાર લઇ મધમાં એક દિવસ ખરલ કરી એક ચણોઠીભાર ચટાડી ઉપરથી એક પાકું ગુલ્લર ખવાડવું. આ પ્રમાણે સાત દિવસ કરવાથી બાળકને ઉંઘમાં પિશાબ થતો હોય તો બંધ થાય.

**વૈદ્ય ચંચળલાલ જાદવજી મુ૦ મુદ્રા, (કચ્છ)**

**સર્વોત્તમ બાળા ગોળી**–વાવડીંગ તો. ૦।, કરમાણી અજમો વા. ૧. એલચી વા. ૪, અફીણ એક ચણાભાર, છુઆરી ખારેક

તો. ૦।, વંશલોચન વા. ૪ અંબર એક મગભાર, કુલીંજન વા. ૪, કેશર વા. ૪, અતિવીશની કળી તો. ૦।, જાયફળ તો. ૦।, પીપરીમુળ વા. ૪, લવિંગ વા. ૨, ધોળા મરી વા. ૪, મોટી હરડે વા. ૪, સોનાના વરખ નંગ ૨, આદુનો રસ તો. ૦।, નાગરવેલના પાનનો રસ તો. ૦।, એ સર્વેને બારીક વાટી મધમાં મગ જેવડી ગોળી કરવી.

## ઈશ્વરલાલ રતનલાલ ત્રિવેદી-નાગરફળીયા—સુરત.

તવાઇ ગયલાં બાળક અગર મોટાં માણસને ઉંબરાના (ગુલ્લરના) દૂધની ગોળી બનાવીને પાણી સાથે ગળાવવાથી સારૂં થઇ જાય છે.

## વૈદ્ય લક્ષ્મણ માર્તંડ સાસનાકર-પૂના સિટી.

છોકરાની વરાધ ચાવળી-(ભરાઇ આવવું)-વગર શોધેલો મોરથુથુ તો. ૦।, શોધેલો નીપાળો તો. ૧, જવખાર તો. ૧।।, શુંઠ તો. ૩ એ સર્વને વાટી તુલસીના રસમાં અગર નાગરવેલના પાનના રસમાં ખલ કરી બાજરીના દાણા જેટલી ગોળી વાળવી. બાળકની છાતીમાં કફ બોલતો હોય, પેટ જોરથી ઉછળતું હોય, પેટ ચઢયું હોય ત્યારે એક ગોળી મધમાં મેળવી દુધ સાથે પાવી. ગોળી આપ્યા પછી બે ત્રણ ચમચા દુધ પાવું એ ગોળી બાળકના વયના પ્રમાણ પ્રમાણે આપવી. એક રોગીને બે વખત કરતાં વધારે વાર આ ગોળી આપવી નહિ. આ ગોળીથી ઉલટી અગર જુલાબ થઇને બાળક સારૂં થઇ જશે.



# आयुर्वेद निबंधमाळा भाग २ जो.

# નિબંધ ૨૮ મો.

## ધાતુ ઉપધાતુ શોધન મારણ.

યતિ શ્રી રવીહંસજી દીપહંસજી છાપરીયાશેરી–સુરત.

૧. ચાંદીમારણઃ—ગોટીની ચાંદી એક તોલો લઇ તેને બારીક કાતરી ૧૦ તોલા કમરખના રસમાં ખલ કરવો. ખલ કરતાં કરતાં જ્યારે કઠણ ગોળી વળાય તેવું થાય ત્યારે તેને ચીનીની બે પ્યાલીના સંપુટમાં મુકી તેના ઉપર ૩ કપડમટ્ટી કરવી; પછી બે મોટા ટોપલા અડાયાં લઇ તેની વચમાં પેલો સંપુટ મુકી આંચ આપવી એટલે સફેદ ભસ્મ થઇ જશે. જો કાંઈ કચ્ચાસ માલમ પડે તો ફરીથી કમરખના રસમાં વાટી એ પ્રમાણે આંચ આપવી.

૨. ૪ તોલા અક્કલગરાને ૬૪ તોલા પાણીમાં ઉકાળી જ્યારે ૮ તોલા પાણી રહે તેમાં ૧ તોલા ચાંદીનું પતરૂં ગરમ કરી બુજવવું. એમ કરતાં કરતાં જ્યારે તે પતરૂં તેજ રહીત ઝાખુ થઇ જાય ત્યારે તેને અક્કલગરાનો ભુકો તથા ઝંઝેટાના પાંતરાને ઝીણા વાટી એકત્ર કરી તેની વચમાં ચાંદીનું પતરૂં મુકી ચીનીની પ્યાલીનું સંપુટ કરી ઉપર પ્રમાણે આંચ આપવી એટલે સફેદ ભસ્મ થશે. પણ યાદ રાખવું

કે આ ક્રમમાં ગજપુટ અગ્નિ આપવાનો નથી. સાધારણ ખાડામાંજ ગોઠવીને ફુંકવાનું છે. વધારે અગ્નિ લાગવાથી ભસ્મનો ગુણ ઓછો થઇ જાય છે.

૩. **સોમલમારણ**—જેટલા તોલા સોમલ મારવો હોય તેટલો મોટો સોમલનો એક કકડો લેવો. પછી લગભગ ૧ શેરના વજન કરતાં ઓછો નહિ હોય એવો જેટલા તોલા સોમલ હોય તેટલા નંગ બીજોરાં લઇ તેના રસમાં સોમલનો કટકો ૪૦ દિવસ સુધી પાલાળી રાખવો એટલે મોમીયો થશે. પછી ચીનીની પ્યાલીનું સંપુટ કરી તેમાં સોમલ મુકી બાકીની જગ્યામાં લીંબુનો રસ ભરવો, ને ત્રણ કપડમટ્ટી કરી, થોડા અડાયામાં ફુંકી દેવું એટલે સફેદ નિરધુમ ખાખ રશે.

૪. **હીંગલોકમારણ**:—હીંગલોકને વાટીને સાટોડીના રસના દુવા દઇ સાટોડીના રસમાંજ ખલ કરવો, અને જો દુવા દેતાંજ ભસ્મ થઇ જાય તો અગ્નિ દેવાની જરૂર નથી. ભસ્મ જો નહિ થાય તો થોડા અડાયાનો અગ્નિ આપવો એટલે ભસ્મ થઇ જશે.

૫. **ત્રાંબાનો ઢબુમારણ**:—એક ઢબુને ૧૦૮ વાર બકરીના દુધના પટ દેવા. એટલે તેને ગરમ કરી દુધમાં બોળવો. પછી ૦। શેર ઉંદરકાનીને વાટી તેની વચમાં ઢબુને મુકી, ત્રણ કપડમીટ્ટી કરી, ૧૩ શેર અડાયા છાણામાં ફુંકવું એટલે સફેદ ભસ્મ થશે.

૬. નેપાલો શેર ૦। અને ભીલામા શેર ૦। એ બંનેને ખાયણીમાં ખાંડી બારીક કરી, પછી કલઇ શેર ૦। ની એક ડબ્બી એવી બનાવવી કે જેમાં ૦॥ શેર ભુકો માય. પછી તેમાં ૦॥ ભુકો નાંખી દબાવી ઉપર પેલો ઢબુ મુકી, તેના ઉપર બીજો ભુકો દાબી, ડબ્બી

બંધ કરવી. પછી તેના ઉપર ચીથરાં શેર ૧૦થી ૧૫ લગી લઇ લપેટવાં અને એક ઠીબમાં મુકી સળગાવી દેવું. ત્રીજે દહાડે બરાબર ટંડું પડયા પછી તપાસવું. રાખને યુક્તિથી ખસેડવી એટલે કલઇના ગટ્ટા જુદા પડી જઈ સફેદ ભસ્મ નીકળશે. પણ યાદ રાખવું કે નેપાલે અને ભીલામાં ખાંડતાં હાથને કે શરીરના કોઇ ભાગને લાગે નહિ તેવી સંભાળ રાખવી.

૭. જેટલા તોલા તાંબું મારવું હોય તેટલા તોલા તાંબાનાં પતરાં લઇ તેના પાઇ પાઈ જેવડા કકડા કરી, તેના વજનથી ચાર-ગણી સુવર્ણમાક્ષીક (સોનમખ્ખી ગાંગડા) લઇ, તેને ખાંડી ભુકો કરી બે કોડીયાં મોટાં પહોળાં લઇ, તેમાં સોનમખ્ખી ભુકો પાથરી તેના ઉપર પેલા તાંબાના કકડા મુકવા. વળી તે કકડા પર સોનમખ્ખીનો ભુકો નાંખી તેના ઉપર પાછા પેલા તાંબાના કકડા ગોઠવવા, એમ કર્યા કરવું. એમ કરી તેના ઉપર કુંવારનો ગલ નાંખવો. બાદ એક રાત પલાળવા દેવું ને ઉપર કોડીયું ઢાંકવું. બીજે દિવસે તેને ત્રણ કપડમટ્ટી કરી ગજપુટ અગ્નિ દેવી, એટલે કાળા રંગની ભસ્મ થશે. સોનમખ્ખીની પણ કાળી ભસ્મ થશે. તે ભસ્મ પણ કહાડી લઇ જુદી રાખવી. આ બંને ભસ્મો રસોના કામમાં વાપરવા માટે ઘણી સારીછે.

૮. ત્રાંબાના પતરાંના કકડાના વજનથી ગંધક વજનમાં બમણો લઇ વાટી, ઉપર જણાવેલી સોનમખ્ખી માફક થર કરી, તેજ પ્રમાણે કોડીયામાં મુકી, ૩ કપડમટ્ટી કરી ઉપર પ્રમાણેજ ગજપુટમાં ફુંકી મુકવું એટલે ભસ્મ થશે. ભઠ્ઠી મુકયા પછી ત્યાંથી ખસી જવું. ટઢું થયેથીજ ત્યાં જવું.

૯. તંબાકુના મૂળ વાટીને દડો કરવો. તે મધ્યે તાંબાના પતરાં ઘાલવાં ઉપર ૩ કપડમટ્ટી કરવી ને ગજપુટમાં બાળી દેવું. મરદાઇ તથા પેટના દરદપર પાનમાં આપવું.

૧૦. **મોતી અને મોતીની છીપની ભસ્મઃ**—સાચાં મોતી વીંધેલા અગર વગર વીંધેલા લઇ તેને ખાંડી ખાટા લીંબુના રસમાં ૨૪ કલાક પલાળવાં, પછી તેને ખલમાં ઘુંટી નાંખવાં, બાદ તેને એક ચીનાની પ્યાલીમાં ભરી, તેનાપર ચીનીની બીજી પ્યાલી ઢાંકી સંપુટ બનાવી એક કે બે કપડમટ્ટી કરી, બે ટોપલા અડાયાં છાણાંથી તેને ફુંકો, તદન ઠંડુ પડેથી તેને કાઢી સાચવીને ઉકેલી તેમાંથા ભસ્મ કાઢી લેવી. સફેદ ભસ્મ નીકળશે.

સુચના—મોતી જો વીંધેલાં હોય તો તેના વેહેમાં વીંધારા લોકની સોય ભાગી ગએલી કોઇ કોઇવાર તેમાંથી નીકળે છે તે જો હોય તો નુકશાન કરે છે માટે અધખોખરા ખાંડયા પછી તે તપાસી જોવું અને જો તેમાં સોયની ભાંગી ગયલી કકડી માલમ પડે તો તેમાંથી કાઢી લેવી. બનતાં લગી વીંધ્યા વગરનાંજ મોતી લેવાં. મોતીની છીપની ભસ્મ પણ ઉપર મુજબની રીતિથી થશે.

૧૧. **શંખભસ્મઃ**—આખા શંખના કકડા કરવા. પછી તેને તાપમાં સુની ખુબ ગરમ કરી બકરીના દુધમાં છમકારવા. એવું ૮–૧૦ વાર કરવું એટલે તેમાં ફાટ પડી ચીરાડા પડશે. પછી તે કટકાઓનું તોલ કરવું. તેના વજનથી ચોથે ભાગે કાળીજીરીનો ખાડેલો ભુકો લઇ, તેને માટીના સરાવળામાં પાથરી તેનાપર પેલા શંખના કકડા ગોઠવવા. પછી તેનાપર બીજો ભુકો નાખી પાછા તેનાપર બાકી

રહેલા કકડા ગોઠવવા. તે ગોઠવાઇ રહ્યા પછી તેનાપર બીજું સરાવળું ઢાંકી, તેનાપર એક કપડમટ્ટી કરી, તેને બે ટોપલા અડાયા છાણાંથી ફુંકી મુકવું એટલે સફેદ ભસ્મ તૈયાર થશે.

૧૨. **કલઇ મારણ**:—શોધેલી અગર વગર શોધેલી કલઇના ઝીણા ઝીણા કકડા કરી, એક ગુણપાટના કકડાપર મેંદીનો વાટેલો પાલો પાથરી, તેના ઉપર કલઇના કકડા આંગળ દોઢ આંગળને છેટે ગોઠવવા. કલઇપર મેંદીનો પાલો ને પાલાપર કલઇ એમ ગોઠવ્યા કરવું. પહેલા અને છેલ્લા પડમાં પાલો વધારે રાખવો. એમ ગોઠવીને તેનું યુક્તિથી પોટલું બાંધવું ને ઉપર દોરડીથી ખૂબ લપેટવું. બાદ તે પોટલું એક મોટા કલેડામાં ગોઠવી, તેને ગજપુટ અગ્નિ કાંઇક ઓછો ઓછો દેવો એટલે સફેદ ભસ્મ થશે. એને કપડમટ્ટી કરવાની નથી માટે પોટલું એમને એમ કલેડામાં ગોઠવી દેવું. એજ રીત પ્રમાણે **અજમામાં, ભાંગમાં અને સેકટાના પાલામાં** પણ ભસ્મ થશે.

સુચના—મેંદીના પાંતરાંથી બનાવેલી ભસ્મ મેંદીના બીજ સાથે ખવડાવવાથી ધાતુ વધારે, મગજની ગરમી ઓછી કરી શરીરમાં બળ સારૂં આપે ને લોહીની વૃદ્ધિ કરી ધાતુને પુષ્ટ કરે છે.

૧૩. **સીસું અને જસત મારણ**:—સીસાને લોખંડની કઢાઇમાં તાપ દઇ ગાળવું, ગાળ્યા પછી વડના વૃક્ષની જાડી મૂળાથી તે હલાવવું, હલાવતાં હલાવતાં ભસ્મ થતી જશે, છેક ભસ્મ થઇ જાય ત્યારે હલાવવું બંધ કરવું. એ ભસ્મ **લીલા** રંગની થશે. ભસ્મની અંદર સીસાની કાંકરી જરાપણ રહેવી જોઇએ નહિ, જો રહી ગઇ હોય તો તેને વસ્ત્રગાળ કરી તે કાંકરી ફરીથી કઢાઇમાં નાંખી ચુલે ચડાવી પેલી મુળાથી હલાવવું એટલે સાવ ગળી જશે. એ સીસાની

જો સફેદ ભસ્મ કરવી હોય તો ગાળેલા સીસામાં એલચીના છોડાંનો ભુકો નાંખતા જવો અને વડની મૂળીને બદલે બાવળનું પાતળુ લાકડું લઇ તેનાથી હલાવવું એટલે સફેદ થશે. જો **પીળી** ભસ્મ કરવી હોય તો ભોંયપાંતરીનો રસ થોડો થોડો રેડતા જઇ બાવળના પાતળા લાકડાથી હલાવવું એટલે પીળી ભસ્મ થશે. જો **લીલી** ભસ્મ કરવી હોય તો આંકડાના મૂળીયાંવડે હલાવવાથી લીલી થશે.

૧૪. **પ્રવાલ અને સાબરસીંગા ભસ્મઃ**—પ્રવાલને માટીના વાસણમાં કુંવારનાં રસમાં ડુબતાં રાખી મુકવાં ત્રણ દિવસ પછી તેને કપડમીટ્ટી કરી ગજપુટની આંચ આપવી, એટલે ભસ્મ થશે. એજ પ્રમાણે આંકડાના દુધમાં, વડના દુધમા અને દુધ નહિ મળે તો તેના પાંતરાંના રસમાં અને પાંતરામાંથી જો રસ નહિ નીકળે તો તેના ઉકાળામાં બોળી મુકવાથી પણ તેવીજ ભસ્મ થશે.

૧૫. **સાબરસીંગાની ભસ્મઃ**—સાબરસીંગાને કુંવારના રસમાં તથા ધંતુરાનાંના રસમાં બોળી મુકી ગજપુટ અગ્નિ આપવાથી સફેદ ભસ્મ થશે.

૧૬. **પ્રવાળ ભસ્મઃ**—સારા કાચની સ્ટોપર બુચની બાટલીમાં પ્રવાળાને ભરી તેને ખાટા લીંબુના રસમાં ડુબાવી તડકે મુકી રાખવાથી સૂર્યપુટીભસ્મ થશે. જો લીંબુનો રસ સુકાઇ જાય તો નવા લીંબુનો રસ નાંખતા જવું એટલે લગભગ એકાદ માસમાં ભસ્મ થશે.

૧૭. **હડતાલ ભસ્મઃ**—વરકી હડતાલ તોલો ૧ લઇને કુંવારના એક શેર રસમાં વાટતા વાટતાં ગોળો વળી જાય ત્યારે તેને ચીનીની પ્યાલીના સંપુટમાં ગોઠવી, ૩ કપડમટ્ટી કરી, એક વેંત (કુકડુટપુટ) ખાડામાં મુકી આંચ આપવાથી સફેદ ભસ્મ થશે.

વૈદ્ય અંબારામ શંકરજી પંડયા મુ. વાગડ વાયા રાણપુર.

૧. **સુવર્ણ ભસ્મઃ**–ઢીંગણા (કાંટાવાળો તાંદલજો)ના રસમાં સોનાને રેતરડીથી ભુકો કરાવી (અથવા સોનાના વરખ લેવાં) રસની સાથે ખુબ ખરલ કરી ગોળી બનાવી શરાવસંપુટમાં મુકી ગજપુટનો અગ્નિ આપવાથી ભસ્મ થાય છે.

૨. **બીજી વીધીઃ**– પ્રથમ સોનાના પત્રાંને જળજાંબુના રસમાં સાંઠ (૬૦) વખત છમકારવું. પછી જળજાંબુના રસમાં સાત વખત ગજપુટ આપવાથી સોનાની ઉત્તમ ભસ્મ થાય છે.

૩. **સુવર્ણ શોધનઃ**-સોનાના પતરાંને તેલ, છાશ, ગૌમુત્ર, કુલથી, કાંજી તથા આંકડાના દુધમાં સાત સાત વખત છમકારી શુદ્ધ કર્યા પછીજ સોનાની ભસ્મ કરવાથી ઉત્તમ પ્રકારની ભસ્મ થાય છે.

૪. **રૌપ્ય ભસ્મઃ**–ચાંદીના પાંતળાં પત્રા કરાવી (ગોટીની ચાંદી પણ ચાલશે) ગૌમુત્ર, તેલ, છાશ, કાંજી, કુળથી, આંકડાનું દુધ એ દરેકમાં સાત સાત વખત છમકારવું જેથી શુદ્ધ થાય છે. પાણકંદાને વાટી લુબદી કરી ઉપર મુજબ શુદ્ધ કરેલ ચાંદીનાં પત્રાંને લુબ્દીમાં મુકી છાણા શેર બેનો અગ્નિ આપવો. એ પ્રમાણે બાર વખત અગ્નિ આપવાથી ભસ્મ થાય છે.

૫. **બીજી વિધી**–ચાંદીના પત્રાંને શુદ્ધ કરી મેંદીનો રસ, બાવળના પાનનો રસ, કેરડાના મુળની છાલનો રસ, કાઢી તેમાં તારનો ભુકો બે પહોર સુધી વાટી ગોળો કરી શરાવ સંપુટમાં મુકી ગજપુટ અગ્નિ આપવાથી શુદ્ધ ભસ્મ થાય છે. તોલમાં પુરેપુરી ઉતરે છે.

૬. ત્રીજી વિધી—તારની શુદ્ધ કરેલી ભુકીને અઘાડાના રસમાં ખુબ ઘુંટી તેની (અઘાડાના પાનની) લુબ્દીમાં મુકી સંપુટમાં મુકી ગજપુટનો અગ્નિ આપવો. એવા ત્રણ ગજપુટ આપવાથી સફેદ ભસ્મ થાય છે.

ચોથી વિધી—અમરવેલનો રસ શેર ૦ાા તથા લીંબુનો રસ શેર ૦ાા એકત્ર કરી પછી બે છાણા મોટા પાંચ પાંચ શેરના કરી વચેથી કાતરી તેમાં રસ ભરી વચ્ચે પતરૂ મુકી સળગાવવા જેથી ચાંદીના ભસ્મ થાય છે.

૮. પાંચમી વિધી—કેતકીની ગાંઠ શેર ૧ા, લઇ તેની અંદર રૂપાનું પતરૂં તોલા ભારનું મૂકી કપડમીટી કરી ગજપુટનો અગ્નિ આપવા. જેથી ભસ્મ થાય છે.

૯. તામ્ર ભસ્મ—પ્રથમ તાંબાના ઝીણાં કંટક વેધી પત્રાં કરાવવાં. (અથવા ખોટા કસબને બાળી તેમાંથા ભુકો કાઢવો) પછી તેને એક દિવસ આંબલીના કોરના પાણીમાં ઉકાળવાં. પછી તેલ, ગૌમુત્ર, કુલથીનો કવાથ, કાંજી, ત્રિફળા, થોરનું દુધ, આંકડાનું દુધ, ગાયનું દુધ, આમલી, લીંબુ, કુંવાર, કેળનું પાણી, નાળીએરનું પાણી, ગાયનું ઘી, સુરણનો રસ, દહીંનું પાણી એ દરેકમાં સાત સાત વાર છમકારવાથી અમૃત જેવું શુદ્ધ થાય છે.

ભસ્મ વિધી—ધોળી ચણોઠી શેર એક લાવી ખાંડી બારીક ચુર્ણ કરી એક વાસણમાં ભરી તેની અંદર વચ્ચો વચ્ચ શુદ્ધ કરેલ તાંબાનું પતરૂં મુકી વાસણના મોઢા ઉપર સંધી લેપ કરી ચુલે ચડાવી

એક દિવસ તીવ્ર અગ્નિ આપવો. જ્યારે ચણોઠી બળી ધોળી ખાખ થઇ જાય ત્યારે થંડું પડવા દઇ તૈયાર થયેલી ભસ્મ કાઢી લેવી.

**બીજી વિધી**—કેરડાના કુંપળાં લાવી વાટી લુગદી કરી તેની અંદર તાંબાનું પતરૂં મુકી કપડમીટી કરી ગજપુટ આપવો. એ પ્રમાણે ત્રણ ગજપુટ આપવાથી ભસ્મ થાય છે.

**ત્રીજી વિધીઃ**—રીસામણીના રસમાં તાંબાને ખુબ ખરલ કરી તેની ગોળી વાળી તેની લુગદીમાં મુકી ગજપુટ આપવાથી ત્રણ ગજપુટમાં ભસ્મ થાય છે

**ચોથી વિધીઃ**—શુદ્ધ કરેલ તાંબાનું પતરૂ તોલા ૧, ભાર, નેપાળાનાં બીજ તો. ૫, બીલામાં તો. ૫, પ્રથમ નેપાળો તથા બીલામાં વાટી લુગદી કરી તાંબાનું પતરૂં મુકી તે લુગદીની ઉપર ચીથરા શેર ૨૦) વીંટી એકાંત સ્થાનમાં (પવન બીલકુલ નહીં આવે તેવી જગ્યાએ) તે ગોટાને ફુંકી દેવો. સ્વાંગશીત થયે તૈયાર થયેલી ભસ્મ કાઢી લેવી.

**પાંચમી વિધીઃ**—પૈસાને લાલચોળ તપાવી વડના દુધમાં ૨૧) વાર, ગૌમુત્રમાં ૧૦૮) વાર, છાશમાં ૧૦૮) વાર, છમકારવો. પછી શીવલીંગીના પાન શેર ૦ાા લઇ વાટી લુગદી કરી તેમાં પૈસો મુકી કપડમોટી કરી ગજપુટ આપવાથી ભસ્મ થાય છે.

**બંગભસ્મ**—લોઢાના કડછાગાં કલઇને રસ કરી એક ઠામમાં તેલ ભરી તેમાં કલઇને રસ રેડવો એ પ્રમાણે સાત વખત રેડવો. પ્રથમ જે ઠામમાં તેલ ભર્યું હોય તે ઠામની ઉપર એક ઘંટીનું નાનું પડ ઢાકવું અને તે પડની વચમાં જે છીદ્ર હોય તેની ઉપર

બીજો નાનો પથર ઢાંકવો. પછી રેડતી વખતે નાનો પથર જરા અસેડી રેડવું ને તરત ઉપર નાનો પથ્થર ઢાંકી દેવો જેથી કલઇ ઉડી પાછી ઠામમાં પડશે. નહિં ઢાંકવાથી કલઇ ઉડી જાય છે અને શુદ્ધ કરનારને વગાડી બેસે છે. માટે ઘંટીના પડ વગર કલઇ, સીસુ તથા જસત એ ત્રણ ધાતુને શુદ્ધ કરવી નહિં. એ ત્રણે ધાતુની શુદ્ધિ તેલ, છાશ, ગૌમુત્ર, કાંજી, કુલથીનો ક્વાથ, આંકડાનું દુધ તથા ત્રિફ-ળાનો ક્વાથ દરેકમાં સાત સાત વખત રેડવાથી ઉત્તમ પ્રકારની શુદ્ધ થાય છે. પ્રથમ શુદ્ધ કરી પછી મારણ કરવું. **ભસ્મવિધી**–કલઇના કંટક વેધી પત્રાં તોલો ૧ લઇ તેની ઝીણી કાતરી કરી, રાઇ શેર ૦।, લસણ શેર ૦।, ગોળ શેર ૦।, એ ત્રણેને એકત્ર કરી વાટી છાણા ઉપર અરધું પાથરવું તેની ઉપર કલઇ મુકી ઉપર બાકીનું ચુરણ દાબવું તથા તેની ઉપર છાણુ મુકી સુડલા બે છાણાનો અગ્નિ આપવો જેથી ભસ્મ થાય છે. આ ભસ્મ કામદેવને જાગૃત કરવામાં પહેલા નંબરનું કામ કરે છે.

**બીજી વિધી**–લીમડાના પાન લાવી બારીક ખાંડી એક છાણા ઉપર પાથરી ઉપર કલઇનાં પત્રાં મુકી ઉપર લીમડાના પાનનો અડધો ભુકો દાબી છાણું ઢાંકી સળગાવવાથી શ્વેત ભસ્મ થાય છે.

**ત્રીજી વિધી**—અરડુસીના પાન લાવી ખાંડી તેના બે ભાગ કરી એક ભાગ છાણા ઉપર પાથરી ઉપર કલઇના પત્રાં ગોઠવી બીજો ભાગ પાથરી છાણું ઢાંકી સળગાવવાથી ભસ્મ થાય છે. આ ભસ્મ ઉધરસ તથા ક્ષય ઉપર સારૂં કામ કરે છે.

**ચોથી વિધી**—બાવળના પાન, ખીજડાના પાન, મેંદીના પાન એ ત્રણમાંથી ગમે તેના પાન લાવી વાટી એક છાણા ઉપર અરધા

પાથરી ઉપર કલઈનાં પત્રાં ગોઠવી અડધી લુગદી (બાકી વધેલી) ઢાંકી ઉપર છાણું મુકી સળગાવવાથી ભસ્મ થાય છે.

**પાંચમી વિધી**—અજમો શેર ૧ લાવી છાણા ઉપર અરધો પાથરી ઉપર કલઈના પત્રાં મુકી વધેલો અજમો પાથરી છાણું ઢાંકી સળગાવવાથી ભસ્મ થાય છે. આ ભસ્મ વાયુ ઉપર સારૂ કામ કરેછે.

**છઠ્ઠી વિધી**—આમલીના છોડા અથવા પીપળાના છોડા અથવા બંને ભેગાં વાટી છાણા ઉપર પાથરી ઉપર કલઈના પત્રાં મુકી બાજે ભુકો પાથરી છાણું ઢાંકી સળગાવવાથી ભસ્મ થાય છે.

**સાતમી વિધી**—પારેવાની હગાર વાટી છાણા ઉપર પાથરી વચ્ચે કલઈના પત્રાં મુકી છાણું ઢાંકી સળગાવવાથી ભસ્મ થાય છે.

**આઠમી વિધી**—હળદર શેર ૧, પીપળાનાં છોડાં શેર ૧, પીપરીમુળ શેર ०।, વાટી છાણા ઉપર પાથરી વચ્ચે કલઈના પત્રાં મુકી છાણું ઢાંકી સળગાવવાથી ભસ્મ થાય છે. આ ભસ્મ ગુણમાં સારી છે.

**નાગભસ્મ**—સીસાને કલઈની માફક શુદ્ધ કરવાથી શુદ્ધ થાય છે. **ભસ્મ વિધી**—સીસાને એક કીબમાં ગરમ કરી રસ કરવો. પછી તેને જાંબુડાના સોટાથી, કીંવા કેવડાના સોટાથી, કીંવા લીમડાના સોટાથી, કીંવા આંકડાના મુળના સોટાથી, કીંવા કેરડાના મુળના સોટાથી, કીંવા કેતકીના મુળના સોટાથી ચાર પહોર સુધી ઘુંટયા કરવું જેથી ભસ્મ થાય છે. પરંતુ જે વનસ્પતિથી ભસ્મ કરવામાં આવે તેના જેવો ગુણ ભસ્મમાં ઉતરે છે, એટલે વનસ્પતિ પ્રમાણે ગુણમાં ફેર પડે છે. ખાખરાના મુળથી ચાર પહોર સુધી ઘુંટવાથી પણ ભસ્મ થાય છે.

**ખરપર (જસત) ભસ્મ**–(કલઇ પ્રમાણે શુદ્ધ કરવું) જસતને ઠીબમાં ગરમ કરી તેમાં ભોંયપાતરીનો રસ થોડો થોડો નાંખતા જવું તથા લીમડાના સોટાથી હલાવતા જવું. એ પ્રમાણે છ શેર રસ નાંખવાથી ભસ્મ થાય છે.

**બીજી વિધી**–જસતમાં કાંટાળા થોરનું દુધ જસતના વજન પ્રમાણે નાંખી થોરના મુળના સોટાથી બે પહોર સુધી ઘુંટવાથી ભસ્મ થાય છે.

**લોહભસ્મ**–( ગજવેલ ) ગજવેલ સારી ઉંચી ( સ્ટીલ ) ઘોડા છાપ અથવા તરવાર જે વટની સારી ગણાય છે તેના કટકા મળે તો વધારે સારૂં અથવા ઘડીઆળની કમાનો લાવી પછી તેના પાતળા પતરાં કરાવવાં અને જો કમાનો હોય તો વાળથી બાંધવી. પછી તેને ગરમ કરી તેલ, છાશ, ગૌમુત્ર, કાંજી, કુલથીનો કવાથ, આંકડાનું દુધ એ દરેકમાં સાત સાતવાર છમકારવું અને છેવટે ત્રિફળાના કવાથમાં ૨૧ વાર છમકારવું જેથી શુદ્ધ થાય છે. શુદ્ધ કર્યા પછી રેતરડીવતી તેનો બારીક ભુકો કરાવી લેવો. **ભસ્મ વિધી**–શુદ્ધ કરેલ ગજવેલના ભુકાથી બમણાં પાકા દળદાર જાંબુ લાવી તેની લુગદી કરી તેમાં ગજવેલનો ભુકો નાંખી તેને સંપુટમાં ભરી કપડમીટ્ટી કરી ગજપુટ આપવો. એ પ્રમાણે એકવીસ ગજપુટ આપવાથી ભસ્મ થાય છે.

**બીજી વિધી**–ગજવેલના ભુકાને આંકડાના દુધમાં પલાળવો, દર અઠવાડીએ દુધ બદલવું, એ પ્રમાણે ચાળીસ દિવસ કરવું. દર અઠવાડીએ ગજપુટ આપવો. એ ભસ્મને થોરના દુધના સાવ, ધોળા

ફુલના અગથીઆના ત્રણ તથા ગળજીભીના સાત પુટ દઇ ગજપુટ આપવાથી ઉત્તમ ભસ્મ થાય છે.

**ત્રીજી વિધી**–ગજવેલના ભુકાને ખાખરાના પાનમાં ખરલ કરી ગજપુટ આપવો. પછી કુંવારના રસમાં સાત ગજપુટ આપવા, પછી આંકડાના દુધના ત્રણ પટ દઇ ગજપુટ આપવો, પછી થોરના દુધના સાત પટ દઇ ગજપુટ આપવો, પછી ત્રીફળાના ક્વાથમાં સાત સાત ગજપુટ આપવા, પછી દોડીના રસના સાત ગજપુટ દેવાથી અતિ ઉત્તમ ભસ્મ થાય છે.

**ચોથી વિધી**–ગજવેલના ભુકાને ગળજીભીના રસમાં એકવીસ દિવસ પલાળી ગજપુટ આપવો, પછી સરગવાના મુળની છાલના રસમાં ૨૧ દિવસ પલાળી સુકવો, દરરોજ રસ તાજો રેડવો તથા તડકે સુકવું. પછી ગજપુટ આપવો, પછી બાવળના પરડાના ગર્ભમાં વાટી ત્રણ ગજપુટ આપવાથી ભસ્મ થાય છે.

**પાંચમી વિધી**–દાડમડીના પાનનો રસ કાઢવો, એ રસ કાઢતી વખતે તેમાં પાણી ત્રણ ચારઘણું નાખવું. તે રસમાં ગજવેલના ભુકાને પલાળી તડકે સુકવો. હંમેશાં રસ તાજો નાખવો એ પ્રમાણે સાત દિવસ કરી ગજપુટ આપવો. એ પ્રમાણે ત્રણ વખત (સાત દિવસ રસમાં પલાળી તડકે સુકવું તથા દરરોજ તાજો રસ નાંખવો તથા આઠમે દિવસે ગજપુટ આપવો.) જેથી સારી ભસ્મ થાય છે. જો કદાચ પછીથી દાડમના ફળના બીજના ત્રણ ગજપુટ આપવામાં આવે તો અતિ ઉત્તમ ભસ્મ થાય છે.

**છઠી વિધી**–ગજવેલના ભુકાને મુળાના પાકા પાનનો રસ તથા દાડમના દાણાનો રસ, એ દરેકમાં ચાર ચાર દિવસ એક સરખો

(ખરલ કરતી વખતે વીસામો આવો નહિં.) ખરલ કરી રામપાત્રમાં સંપુટ કરી કપડમિટ્ટી કરી ગજપુટ આપવો. એ પ્રમાણે ત્રણ ગજપુટ આપવાથી ઉત્તમ ભસ્મ થાય છે. એ ભસ્મ સર્વ પ્રકારના કૃમી રોગમાં તથા પાંડુરોગમાં સારૂ કામ કરે છે.

**મંડુર ભસ્મ**—લોખંડના કાટની ભસ્મ) જુનો કાટોડો એટલે લગભગ એકસો વર્ષનો ઉત્તમ ગણાય છે. તેને લાવી બેહેડાના લાકડાના અગ્નિમાં અથવા કોલસાના અગ્નિમાં લાલચોળ તપાવી ગૌમુત્રમાં એકવીસ વખત બુઝાવવો જેથી ભુકો થઇ જાય છે. એ ભુકાને ત્રિફળાના કવાથમાં એકત્રીશ ગજપુટ આપવાથી ભસ્મ થાય છે. જો ઉત્તમ બનાવવો હોય તો ત્રિફળાના, ગૌમુત્રના, કુવારના, પંચામૃતના, એ દરેકના એકવીશ એટલે બધા થઇ ચોર્યાસી પુટ આપવાથી ઉત્તમ ભસ્મ થાય છે.

**હીંગુલ ભસ્મ**—હીંગળોક ને લીંબુના રસની અને ઘેટીના દુધની સાત સાત ભાવના આપવાથી શુદ્ધ થાય છે.

**ભસ્મ વિધી**—હીંગળોકને આંકડાના દુધમાં બારીક વાટી થેપલી કરી સુકવવી. એ પ્રમાણે ત્રણ વખત કરી પછી પીપળાના છોડા લીંમડાના છોડા, વડના છોડા, એ ત્રણેનું વસ્ત્રગાળ ચુર્ણ કરી છાણું એક લઇ વચ્ચે સારી રીતે ખોદી ખાડો કરવો તેમાં ઉપલુ ચુર્ણ અરધુ પાથરી હીંગળોકની થેપલી મુકી બાકીનું ચુર્ણ ઉપર પાથરી છાણું ઢાંકી છીદ્ર ન દેખાય તેમ છાણથી બંધ કરી એ ત્રણ છાણામા મુકી દેવાથી ભસ્મ થાય છે. એ ભસ્મ પાનમાં ખાવાથી તમામ જાતના શ્વાસરોગ મટે છે.

**ત્રિબંગ ભસ્મ**—કલઈ, સીસુ, તથા જસત એ ત્રણેને જુદા જુદા શુદ્ધ કરી એકરસ કરવાં. (એટલે એ ત્રણેને ઠીપમાં નાખી ચુલે ચડાવી રસ કરવો.) તેમાં કુંવારનો રસ નાંખતા જવું અને કુંવારના મુળથી ઘુંટતા જવું. જ્યારે તમામ બળી કાળુ પડેલું જણાય ત્યારે કાઢી ચાળી નાંખવું. જો કાચું નીકળે તો તેનો રસ કરી ઉપર પ્રમાણે ભસ્મ કરી ચાળી કુંવારના રસમાં ખુબ ખરલ કરી ટીકડી કરી સુકવી સંપુટમાં ભરી ગજપુટ આપવો. જો તેનાં પારદ મેળવવામાં આવે તો એ ચતુર્બંગ ભસ્મ કહેવાય છે. પારદ મેળવ્યો હોય તો તે ઉડી જાય છે પરંતુ ગુણમાં ઉત્તમ બને છે.

**અભ્રક ભસ્મ**—વજ્રાભ્રક લાવી તેને લાલચોળ તપાવી સાત વખત દુધમાં છમકારવો, પછી તાદળજાતનો રસ તથા લીંબુનો રસ એકત્ર કરી તેમાં ચોવીસ કલાક બોળી રાખવો પછી ગરમ પાણીથી ધોઈ ત્રિફળાના કવાથમા તથા ગોમુત્રમાં સાત સાત વખત છમકારવાથી શુદ્ધ થાય છે. હવે **ધાન્યાભ્રકની વિધી**-એક શેર અભ્રકમાં કમોદ શેર ૦ા નાંખી ધાબળીમાં બાંધી ત્રણ અહોરાત્ર સુધી ખાટી છાસમાં બુડાડી રાખવું પછી કાઢી બે હાથે ચોળી ધાબળીમાંથી રેતી જેવો અભ્રક નીકળે ત્યાં સુધી ચોળવું પછી છાશમાંથી કાઢી લેવું.

**ધાન્યભ્રકની બીજી વિધી**—વજ્રાભ્રકને તપાવી બોરડીના પચાંગના કવાથમાં બુઝાવી બે હાથે ખુબ ચોળવાથી ધાન્યાભ્રક કરતાં સારો થાય છે.

**ભસ્મ વિધી**—ધાન્યાભ્રકને આંકડાના દુધમાં આખો દિવસ ઘુંટી ગોળો કરી ઉપર આંકડાના પાન વીંટી સપુટમાં મુકી ગજપુટ

આપવો. એ પ્રમાણે સાત ગજપુટ આપવા, સાત ગજપુટ સાટોડીના દેવા, સાત ગજપુટ મોથના દેવા, સાત ગજપુટ નાગરવેલના રસના, સાત ગજપુટ વડવાઇના ક્વાથના, સાત કુંવારના, સાત મજીઠના, જેથી ભસ્મ ઉત્તમ બને છે.

**બીજી વિધી–(સહસ્રપુટી)** વડની કુણી વડવાઇ, આકડાનું દુધ, વડનું દુધ, ખરસાણી થોરનું દુધ, કુંવારનો રસ, ગરમાળાના મુળ, પીલુડી, મોથ, બોકડાનું મુત્ર, બીલીનાં મુળ તથા પાન, અરણી, અરડુસી, કાંકચ, સીવણ, ઉભો સમેરવો, બેઠો સમેરવો, ઉભી રીંગણી, બેઠી રીંગણી, કદંબની છાલ, ગોખરૂ, તલવણી, રાન તુલસી, ગોળ, ઘોડા સરસવ, ટાંકો, ચંબેલી ગોમુત્ર, મોટી હરડે, આમળા, બેડા, તાલીસપત્ર, ચીત્રાના મુળ તથા પાન, જળ જાંબવો, મુસળી, અરડુસો, ઘોડા આહોદ, અગથીઆના પાન, ભાંગરો, કેળનો કંદ, સાતવીણુ, દેવદાર, ગળો, ધતુરો, કાસોંદરી, દંતીમુળ, લોધર તુળસી, દરો, હરમો, ઉંદરકાની, દાડમનાં પાન, ઉપલસરી, શંખાવળી, નાગરવેલ, તગર, સાટોડી, મચ્છવેલ, બ્રાહ્મી, કડુ, મીંઢળ, એ ઔષધોમાં જેનો રસ નીકળે તેનો રસ કાઢી વાપરવો તથા જે ઔષધો સુકાં મળે તેનો ક્વાથ કરી તેમાં અભ્રક ઘુંટી ગજપુટ આપવો. એ દરેક ઔષધના સત્તર પુટ આપવાથી સહસ્રપુટી અભ્રક ભસ્મ થાય છે.

**ત્રીજી વિધી ( શતપુટી )** અભ્રકને વડના દુધના ૧૩ પુટ, ખરસાણી થોરના દુધના ૧૩ પુટ, આંકડાના ૧૩ પુટ, કુંવારના ગર્ભના ૧૩ પુટ, મોથના ક્વાથના ૧૩ પુટ, ગૌમુત્રના ૧૩ પુટ, વડની વડવાઇના ૧૨ પુટ, બકરીના મુત્રના ૧૨ પુટ, આપવાથી શતપુટી અભ્રક થાય છે.

**ચોથી વિધી**–એરંડાના પાનનો રસ કાઢી અભ્રક જેટલા વજને ગોળ નાંખી ગોળ ગળી જાય એટલે તેમાં ધાન્યાભ્રક નાંખી મસળી ગોળાવાળી ઉપર નીચે વડના પાન લપેટી ગજપુટ આપવો. એ પ્રમાણે સાત પુટ આપવાથી ભસ્મ થાય છે. જો ચંદ્રિકા જણાય તો વધુ ભઠી આપવી.

**પાંચમી વિધી**–કાળા ધંતુરાના લીલા ડોડવા ખાંડી અભ્રકના પત્રાં ઉપર ચોપડવાં (પ્રથમ ડોડવાંનો ભુકો નાંખી અભ્રક પાથરી ઉપર ડોડવાનો ભુકો નાંખી સંપુટમાં ભરી કપડમીટી કરી ઇંગોરીઆ શેર ૧૦) લઇ તેને ભઠીમાં નાંખી વચમાં સંપુટ મુકી સળગાવી દેવી. એ પ્રમાણે ત્રણ ભઠી આપવાથી ભસ્મ થાય છે.

**છઠી વિધી**–વજ્રાભ્રકને ગરમ કરી સાત વખત દુધમાં બુઝાવવાં પછી ભાંગના પાણીમાં અભ્રકને બેપહોર સુધી વાટી લુગદી કરી કાળી દરાખ વાટી તેનાં કુલડાં કરી તેમાં અભ્રક મુકી કપડમીટી કરી ગજપુટ આપવો. પછી આંકડાના દુધમાં ખરલ કરી ગજપુટ આપવો. પછી હાડસાંકળના રસમાં ખરલ કરી ગજપુટ આપવો. જેથી ગુલાબી રંગની ઉત્તમ ભસ્મ થાય છે.

**સાતમી વિધી**–આમળા તો. ૧૦, અજમો તો. ૫, એ બંનેને જુદા જુદા બારીક વાટી એક છાણા ઉપર પ્રથમ આમળાનો ભુકો પાથરી ઉપર અભ્રક મુકી ઉપર આમળાનો ભુકો પાથરી અજમાનો ભુકો પાથરવો. એ પ્રમાણે પત્રા અને ચુર્ણનો થર કરી પછી ઉપર છાણું ઢાંકી છાણા સુદ્ધલા બેનો અગ્નિ આપવાથી ભસ્મ થાય છે.

**હરતાલ શોધન—મારણ—**હરતાલની એક કપડામાં પોટલી બાંધી એક વાસણમાં કાંજી ભરી દોલાયંત્રથી એક પહોર પકાવવી. તે પ્રમાણે કોળાના રસમાં, તલના તેલમાં તથા કળીચુનાના પાણીમાં પકવવું. એ દરેકમાં હરતાલને બાફી ગરમ પાણીએ ધોઇ લેવી જેથી શુદ્ધ થાય છે.

**ભસ્મ વિધી—**હરતાલને કુંવારના રસમાં ત્રણ દિવસ ખુબ ખરલ કરી ટીકડી વાળી સુકવવી. પછી પીપળાના બાકડાની ભસ્મ કરી એક માટલુ લઇ અરધુ માટલુ રાખ ખુબ દાબીને ભરી કેળના પાનમાં ટીકડીઓને લપેટી સુકી ઉપર બીજી રાખ આસ્તે આસ્તે દાબી દેવી પછી ચુલે ચડાવી પાંચ અહોરાત્ર સુધી અગ્નિ આપવાથી ચંદ્રિકા જેવી ભસ્મ થાય છે.

**બીજી વિધી—**હરતાલને ગળજીભીના રસમાં પલાળવી અને બીજે દિવસે વાસી રસ કાઢી નાંખી બીજો નવો તાજો રસ નાંખવો. એ પ્રમાણે દશ દિવસ કરી પછી એક ઠીબમાં ચુલે ચડાવી તેમાં ગળજીભીનો રસ થોડે થોડે નાખ્યા કરવો. રસ રેડતાં હ તાલને ઉઘાડી થવા દેવી નહિં. પછી હરતાલ કાઢી સુકવી ખાખરાની રાખમાં ઉપર પ્રમાણે ચાર પહોર સુધી અગ્નિ આપવાથી ભસ્મ થાય છે.

**ત્રીજી વિધી—**હરતાલ તોલો એક લઇ તેને આકડાના પાન શેર ૫ નો રસ કહાડી તેમાં દોલાયંત્રે શુદ્ધ કરવી. પછી ચુનાના પાણીમાં એજ રીતે શુદ્ધ કરી તે હરતાલના ચોખા ચોખા જેટલા કટકા કરી એક પીતળની થાળીમાં પાથરવા, તેની ફરતી ઝીણી બોરડીના પાનની લુગદી કરી (કુલડી) મુકવી તથા તે થાળી ઉપર બેસતી

આવે તેવી એક ઠીબ ઢાંકી લોટ તથા માટીથી મુખમુદ્રા કરી ચાર કલાક સારી રીતે અગ્નિ આપવાથી ભસ્મ થાય છે.

**ચોથી વિધી**–શુદ્ધ હરતાલ તોલા ૧૦ ભાર લઇ ખરલમાં વાટી, રાતી ડુંગળીનો રસ શેર ૧૦ પાવો. તે દોઢથી બે માસે પી રહેશે. હમેશાં રસ નાંખી ઘુંટયા કરવું. પછી તેની ગોળી કરી ખાખરાના લાકડાની રાખ શેર ૫ લઇ એક માટીના વાસણમાં અરધી ભરી ગોળી ગોઠવી બીજી રાખ ઉપરથી મુખ દાબીને ભરી ત્રણ અહોરાત્ર અગ્નિ આપવો. જ્યારે સ્વાંગશીત થાય ત્યારે વાસણ ફોડી હરતાલ કાઢી લઈ એક શીશીમાં ભરી દેવી. એ ભસ્મનો કુષ્ટરોગ માટે નીચે પ્રમાણે ઉપયોગ કરવો;–

હરતાલ ભસ્મ રતિ ૦।, ધમાસો તો. ૦)= લીમડાની અંતર છાલ તો. ૦)= મજીઠ તો. ૦)= ગળો તો. ૦)= તથા સાકર તો. ૦। માં દરરોજ આપવું. પથ્યમાં ચણાનો રોટલો મીઠા વગરનો તથા દુધ આપવું. જેથી કુષ્ટ રોગનો નાશ થાય છે.

**પાંચમી વિધી**–હરતાલને શુદ્ધ કરી તેનો માણેક રસ બનાવી એક ચોખાપુર માત્રા તુલસીના પાનના રસ સાથે આપવાથી વાતજ્વર, છાતીમાં કફ, કળતર, વિગેરેને મટાડે છે. તેવીજ રીતે મનશીલનો માણેક રસ બનાવી તુલસીમાં આપવાથી તાવને મટાડે છે.

**મનશીલ ભસ્મ**–મનશીલને શુદ્ધ કરી વીલાયતી થોરના પાંનમાં વાટી ટીકડી કરી સુકવી એક સંપુટમાં કળી ચુનો ભરી વચ્ચે ટીકડી મુકી ઉપર ચુનો દાબી સંપુટ બંધ કરી ઉપર કપડમીટી કરી ગજપુટ આપવો. જ્યારે સ્વાંગશીત થાય ત્યારે કાઢી સંપુટ ખોલી જોશો તો

ચુનાનો રંગ પીળો થઇ ગયલો તથા મનશીલ સફેદ થઇ ગએલો જણાસે તે મનસીલ ભસ્મને કાઢી એક ચોખાપુર માત્રા સાકર સાથે આપવાથી તમામ જાતના તાવ જાય છે.

**મનશીલની શુદ્ધિ**–મનસીલને બકરીના મુત્રમાં ત્રણ અહોરાત્ર સુધી દોલાયંત્રથી બાફી આદુના રસની ( ખરલમાં ) સાત ભાવના આપવાથી શુદ્ધ થાય છે.

**સાબરશ્રૃંગ ભસ્મ**–સાબરશ્રૃંગને આંકડાના દુધમાં કટકા કરી સાત દિવસ સુધી પલાળી પછી સંપુટમાં ભરી કપડમીટી કરી ગજપુટ આપવો. એ પ્રમાણે સાત ગજપુટ આપવાથી ઉત્તમ ભસ્મ થાય છે. એ પ્રમાણે કુંવારના રસના સાત ગજપુટ આપવાથી પણ ઉત્તમ ભસ્મ થાય છે.

**બીજી વિધી**–સાબરસીંગાના કટકા કરી તેના ઉપર અડદના લોટને પાણીમાં મેળવી જાડો કરી ચોપડી આંમલીની છાલ વાટી તેના ઉપર ભભરાવવી. પછી આંમલીના લીલા છોડીયા નીચે પાથરી ઉપર ઓષધ મુકી તેની ઉપર છાણા સીંચી સળગાવવાથી ભસ્મ થાય છે.

**ત્રીજી વિધી**–હાડસાંકળના રસમાં સાબરસીંગાના કટકાને પલાળી સંપુટમાં ભરી બીજો રસ નાંખી સંપુટ બંધ કરી કપડમીટી કરી ગજ-પુટ આપવાથી ભસ્મ થાય છે.

**ચોથી વિધી**–સાબરસીંગુ તોલા ૫ લઇ ગૌમુત્રમાં સાત દીવસ પલાળી એક કુલડીમાં ગોમુત્ર ભરી તેમાં સાબરસીંગુ મુકી કુલડીનું મોઢું બંધ કરી સંધીલેપ કરી ગજપુટ આપવાથી ભસ્મ થાય છે. તે ભસ્મમાં અકલગરો, જાયફળ, પીપર, સાબર-

શ્રૃંગભસ્મ એ સર્વ સમભાગે લઇ બારીક વાટી ફીડામારીના રસમાં ખુબ ઘુંટી ચણા જેવડી ગોળીઓ વાળી આપવાથી તમામ પ્રકારના શ્વાસ રોગ મટે છે. તેમજ એ ભસ્મ ભોંરીંગણીના રસમાં વાલ બે આપવાથી ઉધરસ તથા શ્વાસરોગ મટે છે.

**ધાપાણુભસ્મ**–ધોળી કુંગળીને ચીરી વચ્ચે ધાપણની કટકી મુકી કપડમીટી કરી થોડા છાણામાં ફુંકી દેવાથી સારી ભસ્મ થાયછે.

**બીજી વિધી**–એક માટીના વાસણમાં કુંવારનો રસ ભરી તેમાં ધાપણ નાંખી મુખમુદ્રા કરી ગજપુટ આપવાથી ભસ્મ થાય છે. આ ભસ્મના ગુણ ઘણા છે. વિશેષમાં આ ભસ્મ બાળકના રોગમાં બહુ ફાયદો કરે છે.

**પ્રવાળભસ્મ**–પરવાળાને એક અહોરાત્ર લીંબુના રસમાં પલાળી મુકવા. પછી તેને કુંવારના લાબામાં ગજપુટ આપવાથી ભસ્મ થાયછે.

**બીજી વિધી**-પ્રવાળને આંકડાના દુધમાં ત્રણ અહોરાત્ર પલાળી એક સંપુટમાં આંકડાનું દુધ ભરી તેમાં પરવાળા ભરી ઉપર કુંવારનો ગર્ભ નાંખી કપડમીટી કરી ગજપુટ આપવાથી ભસ્મ થાય છે.

**ત્રીજી વિધી**–નાગલા દુધેલીના રસમાં ઉપર પ્રમાણે કરવાથી ભસ્મ થાય છે.

**ચોથી વિધી**–કાળી દ્રાક્ષ શેર ૧ લઇ ઠળીઆ કાઢી નાંખી દ્રાક્ષને વાટી લુગદી કરી તેમાં પરવાળા ભરી સંપુટમાં ભરી ગજપુટ આપવાથી ભસ્મ થાય છે.

**પાંચમી વિધી**–ગુલાબજળમાં ત્રણ અહોરાત્ર પ્રવાળને ઘુંટવાથી ભસ્મ થાય છે.

**શંખભસ્મ**—શંખના કટકા લઇ લીંબુના રસમાં પલાળી રાખવાથી શુદ્ધ થાય છે. પછી કુંવારના રસમાં નાંખી એક વાસણમાં ભરી ગજપુટ આપવાથી ભસ્મ થાય છે. તેવીજ રીતે ભોરીંગણીના રસમાં અથવા થોરના દુધમાં ઉપર પ્રમાણે કરવાથી ભસ્મ થાય છે.

**કપર્દ ભસ્મ**—(કોડી) કોડીને લીંબુના રસમાં પલાળી ગજપુટ આપવાથી ભસ્મ થાય છે.

**ગંધકની શુદ્ધિ**—ગંધકની બરાબર વજને ઘી લઇ એક લોખંડની પેણીમાં ઘી ઓગાળી તેમાં ગંધક નાંખી એકરસ થાય ત્યારે એક તપેલીમાં દુધ ભરી ઉપર એક કપડું ઢીલુ બાંધી તેમાં રસ રેડી દેવો જેથી કપડામાંથી ગળીને ગંધક દુધમાં પડી ઠરી જશે તે ગંધકને કાઢી વાટી ઉપર પ્રમાણે ત્રણ વખત કરવાથી શુદ્ધ થાય છે.

**ગંધક ભસ્મ**—દાડમને વચમાંથી કોરી અંદર ગંધક ભરી ઉપર કપડું લપેટી થોડા છાણાના અગ્નિમાં પકાવવો. એ પ્રમાણે સાત દાડમમાં પકાવવાથી ગંધકની ભસ્મ થાય છે.

**ગંધક તેલ**—એક પાકુ રીંગણું લઇ તેની નીચેથી ગંધક અંદર ભરવો. પછી એક વાસણમાં રીંગણું એવી રીતે લટકાવવું કે નીચે અડકે નહીં તે વાસણની નીચે બાકુ કરી એક કાચનો પ્યાલો મુકી પાતાળ યંત્રથી તેલ કાઢવાથી તેલ નીકળે છે.

**બીજી વિધી**—લોઢાની પેણીમાં ગંધકને ઓગાળી તેમાં એરંડ તેલના ૧૦ થી ૧૫ ટીપાં નાંખી લોઢાની સળીથી હલાવવું જેથી ગંધક ફુલે છે પછી તેમા ચંબેલીનું તેલ અથવા સુખડનું તેલ નાંખવાથી તેલ બને છે.

ત્રીજી વિધી–ધંતુરાના બીજને સાત પુટ ગાડરના દુધના આપવા તથા માલકાંકણી તો. ૧૦ તથા ગંધક એ ત્રણેને મીશ્ર કરી તેમાં ખાખરાના ફુલ નાંખી પાતાળયંત્રથી તેલ કાઢવું. જેથી તેલ નીકળે છે. આ તેલ ચોપડવાનાં કામમાં વપરાય છે.

સોમલ તેલ–સોમલ તો. ૧, કાળા તલ તો. ૫ માખણ ગાયનું તો. ૫, એ ત્રણેને ખુબ વાટી એક શીશીમાં ભરી તે શીશીને લીંબડાની સળીનો બુચ મારવો (એટલે લીમડાની સળીઓ ભેગી કરી શીશીના મોંઢાપર ઘોચવી) પછી પાતાળયંત્રથી તેલ કાઢવાથી તેલ નીકળે છે. આ તેલમાં ચારઘણું તાજું તલનું તેલ મેળવી વાયુના દરદવાળાને ચોળવા આપવાથી સારૂં કામ કરે છે.

બીજી વિધી–અઘાડાની રાખ શેર બે લઇ એક તાંબાના વાસણમાં પાણી શેર ૫ ભરી તેમાં રાખ નાંખી ચોળી ચાર દિવસ રહેવા દઇ પછી ઉપરથી પાણી નીતારી લઇ લોઢાની કડાઇમાં સોમલ તો. ૧ નાંખી નીચે અગ્નિ કરી તેમાં થોડું થોડું એ પાણી સોમલ ગળી જાય ત્યાં સુધી નાંખવું. તે મીણ જેવું થઇ જાય ત્યારે એક ડાબડીમાં ભરી લેવું. તેમાંથી લઇ ગરમ કરવાથી તેલ જેવું થાય છે એ તેલ ચોપડવાથી સંધીવાયુ મટે છે. પટી મારવાથી નામર્દી મટે છે. તે તેલમાં લવિંગ પકવી એક દિવસમાં એક લવિંગ ખવરાવવું. એ પ્રમાણે સાત દિવસ સુધી ખવરાવવાથી નામર્દી મટી જઇ પુરૂષાતન પ્રાપ્ત થાય છે. પરંતુ પરેજી બહુ સખત પળાવવી તથા ઘી ખુબ ખવરાવવું.

સોમલ શોધન–મારણ–તાંદળજાના રસમાં સોમલને દોલાયંત્રથી બે પહોર સુધી મંદાગ્નિથી પકાવવો પછી તેમાં દુધ ભરી

બે પહોર મંદાગ્નિથી પકાવવો. જેથી શુદ્ધ થાય છે. પછી ખરસાણી થોરના કુંપળાની રાખ કરી એક તોલો સોમલ હોય તો પંદર તોલા રાખ લેવી. એક કુલડીમાં અરધી રાખ ભરી સોમલનો કટકો મુકી ઉપર બીજી રાખ ખુબ દાબીને ભરી દઇ છાણાં શેર ૩, લઇ કુલડીની આજુબાજુ ગોઠવી સળગાવવાં. જ્યારે સ્વાંગશીત થાય ત્યારે બાકી ગએલો સોમલ પતાસા જેવો થઇ જાય છે. આ ભસ્મ નિર્ધુમ થાય છે.

**સુવર્ણમાક્ષીક ભસ્મ**—સુવર્ણમાક્ષીક ત્રણ ભાગ સિંધવ એક ભાગ લઈ એ બંનેને વાટી લોઢાની કડાઇમાં નાંખી અગ્નિ ઉપર મુકવું તથા લીંબુનો રસ નાંખવો અને હલાવવું જ્યારે કડાયું લાલચોળ થઇ જાય ત્યારે નીચે ઉતારી તેમાંથી સોનામુખી કાઢી લેવી. એ પ્રમાણે કરવાથી સોનામુખી શુદ્ધ થાય છે. **ભસ્મવિધી** સોનામુખીને ઉપર મુજબ શુદ્ધ કરી કુલથીના કવાથમાં ઘુંટી ગજપુટ આપવો. એ પ્રમાણે સાત ગજપુટ આપવાથી ઉત્તમ ભસ્મ થાય છે. તેમજ કુલથીના કવાથને બદલે તેલમાં અથવા છાશમાં ગજપુટ આપવાથી પણ ભસ્મ થાય છે.

ઉપર પ્રમાણેની તમામ ભસ્મો થાય છે તે વનસ્પતિના યોગથીજ મારા હાથથી બનાવેલી જણાવેલી છે. તેનો ઉપયોગ અનુપાનની યોજના કરીને જુજ વજને કરવાથી ઘણા રોગોમાં ફાયદો કરે છે. અનુપાન તમામ વૈદ્યો જાણતા હોવાથી જણાવ્યા નથી. તેમજ યંત્રો વિશે પણ વૈદ્યોને માહીતી હોવાથી લંબાણથી લખ્યું નથી. માટે વૈદ્યોએ બુદ્ધિ પહોંચાડી ઉપયોગ કરવો વળી વનસ્પતિના ગુણ પ્રમાણે ધાતુ વિગેરેની ભસ્મોના ગુણમાં તફાવત પડે છે. તો જેવી વનસ્પતિથી ભસ્મ તૈયાર કરવામાં

આવી હોય તે વનસ્પતિના જેવાજ ગુણ તે ભસ્મમાં હોય છે તે યાદ રાખવું. અનુપાન વજન તથા કયા કયા રોગ ઉપર આપવામાં આવે છે તે વૈદરાજો જાણતા હોવાથી લંબાણથી લખ્યું નથી.

## પારસી વૈદ ધનજીશાહ મે. હાથીખાનાવાળા ગોપીપુરા-સુરત.

**અભ્રક ભસ્મ**—અભ્રક (કાળી) બેઆની જેવડાં એક તોલાના પતરાં લઇ, એક તોલા આંકડાના દુધમાં પાતોલો સુરોખાર મેળવી અભ્રકપર ચોપડી સરાવસંપુટમાં ભરી ગજપુટ આપવો. કાચા રહેલાં પત્રાપર એ પ્રમાણેજ બીજી એક બે આંચ આપવી. પછી બારીક વાટી ફક્ત દુધમાં વાટી ગજપુટ આપવો. એ પ્રમાણે ૫ થી ૭ ગજપુટ આપવાથી ચમક વગરની (નીશ્ચંદ્ર) ઉમદા ભસ્મ થાય છે. ખાસગુણ—દમ, ખાંસી વિગેરેને મટાડે છે.

**બીજી વિધી**—સફેદ અભ્રકના બેઆની જેવડા કકડા કરી તેટલાજ વજને સુરોખાર અને ચાર આંગળ ડુબતું રહે તેટલો મુળાના કંદ તથા પાનનો રસ રેડી ધાડવો અધુરો રાખી મોઢું બંધ કરી કપડમીટી કરી ગજપુટ આપવો. સ્વાંગશીત થયે કાઢી સફેદ ચુના જેવા કટકા જુદા કાઢી લઇ કાચા રહેલાને તેવીજ બીજી એક આંચ આપવાથી ભસ્મ થઇ જાય છે. ખાસ ગુણ—સુકી ખાંસી, દમ, ગરમીવાળાને તથા પ્રમેહવાળાને યોગ્ય અનુપાનમાં આપવાથી સારૂં કામ કરે છે.

**સુવર્ણ રસાયન**—સોનાના વરખ તો. ૦।, ચાંદીના વરખ તો. ૦।, પીપરનાં બીજ તો. ૮, એ સર્વને સાત દિવસ ખરલ કરી મજબુત બુચવાળી શીશીમાં ભરી રાખવું. આ દવાની સાધારણ માત્રા

એક વાલની છે. ખાસ ગુણ-આ દવા મધમાં આપવાથી સરદીથી ઉત્પન્ન થતા તમામ વ્યાધિને મટાડે છે. દમ તથા ખાસીને મટાડે છે તથા શુદ્ધિ લાવવા માટે યોગ્ય અનુપાન સાથે ઉપયોગ કરવાથી બેશુદ્ધિને મટાડે છે.

રૌપ્ય રસાયન-ચાંદીના વરખ, વંશલોચન, ગળોસત્વ, નાની એલચીના દાણા, પાડિઝર (પત્થર) એ સર્વ સમભાગે લઇ બમણા ગુલાબજળમાં ચાર પહોર સુધી સારા ખરલમાં ખરલ કરી મરી જેવડી ગોળી વાળી સવાર સાંજ એકેક ગોળી યોગ્ય અનુપાન સાથે આપવાથી ગરમ બુખારો, શરીરની નબળાઇ તથા ધાતુક્ષયને મટાડે છે. ક્ષયના તાવ માટે દુધાનો પુટપાકથી સ્વરસ કાઢી તે રસના અનુપાન સાથે આ દવા આપવાથી ક્ષયના તાવને મટાડે છે.

પોલાદ-પોલાદના ભુકાને ત્રિફળાના કવાથમાં દિવસે ઘુંટી રાત્રે ગજપુટ આપવો. એ પ્રમાણે સાત ગજપુટ આપ્યા પછી પોલાદથી અષ્ટમાંશ હીંગળોક મેળવી કુંવારના ગરભમાં ઘુંટી રાત્રે ગજપુટ આપવો. દિવસે ઘુંટવું તથા રાત્રે ગજપુટ આપવો એ પ્રમાણે સાત ગજપુટ આપવા જેથી શુદ્ધ અને અકસીર ભસ્મ થાય છે. તે સઘળા રોગોપર આપવાથી સારૂ કામ કરે છે.

બંગભસ્મ-કલઇ તોલા દસ લઇ તેના વાલ વાલ જેવડા કટકા કરી મેંદીના લીલા પાન લાવી વાટી એકેક રતલની બે રોટલી બનાવી ટાટપર એક રોટલી મુકી ઉપર કલઇના કટકા પાથરી મેંદીની રોટલી મુકી યુક્તિથી બાંધી એક ખાડામાં અડાયા શેર ૩ થી ૪ ગોઠવી તે ઉપર આમલીની છાલ શેર બે પાથરી મેંદીવાળી પોટલી

મુકી બીજી છાલ તથા અડાયાં ગોઠવી ઉપરથી આંચ કરવી. જ્યારે સ્વાંગશીત થાય ત્યારે સંભાળીને સફેદ ચુના જેવી ભસ્મ કહાડી લેવી. તે સઘળા રોગો ઉપર સમજીને વાપરવાથી સારૂં કામ કરે છે.

### પારદને ષડગુણ ગંધક જારણ કરવાની સરલ ક્રીયા—

જ્યારે પારદને ષડગુણ ગંધક જારણ કરવું હોય ત્યારે એક લોઢાની કઢાઇ તથા ડંડો ખુબ માજીને સાફ કરવાં. પછી કઢાઇને મધ્યમ અગ્નિ ઉપર મુકી તેમાં પારો રેડી તેમાં તેટલોજ (પારા જેટલો) ગંધક નાંખી ડંડાથી રગડવું, ધુમાડો નીકળે અથવા બળતું થાય તોપણ ઘુટયા જવું જ્યારે ધુમાડો નીકળતો બંધ થાય કે તરત બીજો તેટલોજ ગંધક નાંખી ઘુંટવું. એ પ્રમાણે જેટલા ગુણ ગંધક જારણ કરવું હોય તેટલો ગંધક આ પ્રમાણે પચાવી શકાય છે. ગંધક જારણ કર્યા પછી ખરલમાં પારા બરાબર ગંધક નાંખી કજલી કરવી. આ કજલી સાધારણ કજલી કરતાં બહુજ ઉત્તમ છે. એ કજલીની સઘળા રોગોપર યોજના કરવી. આ પ્રમાણે ગંધક જારણ કરતા પારો ઉડી જવાની ધાસ્તી રહેતી નથી તેમજ ધીરજથી અને સહેલાઇથી કરી શકાય છે.

રસકપુર—રસકપુરને દડવી કુંવારના રસમાં ત્રણ દિવસ ખલ કરી સુકવીને જાણીતી રીતીએ એના ફુલ ઉડાવવાં. એ ફુલ એક ચોખાપુર લઇ કાળી દ્રાક્ષનો ઠળીઓ કાઢી તેમાં મુકી બંધ કરી ગળાવવી એ પ્રમાણે સવાર સાંજ આપવી. આ દવા વિસ્ફેટક વિગેરે ટાંકીના વ્યાધિ પર બહુજ અકસીર છે. શુદ્ધ છે માટે કોઇ પણ પ્રકારના નુકસાનનો ભય નથી.

હીંગળોક-હીંગળોક તોલો એક લઇ તેના નાના કટકા કરી ભીલામાં તોલા દશ લાવી વાટી એક કડાઇમાં અરધા પાથરી હીંગળોક મુકી ઉપર બીજા ભીલામા પાથરી હલકી આંચ કરવી. જ્યારે ભીલામાનું તેલ ઝરપવા માંડે ત્યારે દિવાસળીથી સળગાવી દેવું. તે બળીને થંડુ પડી જાય ત્યારે જાંબુડા રંગનો હીંગળોક કાઢી ખુબ બારીક વાટી એક રત્તિની માત્રા આદુના રસ સાથે આપવી. એ સંન્નિપાત, તાવ, મગજપર થયેલી અસર ઉપર બહુજ અકસીર છે. બીજા રોગો ઉપર યોગ્ય અનુપાન સાથે આપવાથી સારૂ કામ કરે છે.

સોમલ-સોમલનો એક તોલાનો કટકો લઇ તેને દુધમાં દોલાયંત્રથી એક પહોર મંદાગ્નિથી પકાવવો. ત્યાર બાદ ખરલમાં નાંખી વાટી તેમાં બેઠી ભોંયરીંગણીનો રસ તો. ૨૦) ખરલ કરી પચાવવો એટલે શુદ્ધ થાય છે. ખાસગુણ-દમ, ખાંસી, શકિત વિગેરે માટે વૈદરાજોએ તર્ક પહોંચાડી યોગ્ય માત્રાથી સઘળા કામમાં વાપરવાથી ઘણું સારૂં કામ કરે છે.

હરતાલ-વરખી હરતાલ લઇ તેનો માણેક રસ બનાવવો. અને તે માણેકરસમાંથી નીચે પ્રમાણે ગોળીઓ બનાવવી. માણેકરસ, અક્કલગરો, લવિંગ, સુંઠ, પીપર, પીપરીમુળ, નાની એલચીના દાણા એ સર્વ સમભાગે લઇ માણેકરસ સિવાયની સર્વ વસ્તુઓનું વસ્ત્રગાળ ચુર્ણ કરી માણેકરસને બે પહોર સુધી ખરલમાં વાટી ચુર્ણ મેળવી ત્રણ દિવસ સુધી કુંવારના રસમાં ઘુંટી ચણા જેવડી ગોળી વાળી આપવાથી ખાસ કરી વાતકફના વ્યાધિઓ, સરદી, ખાંસી, તથા દમ માટે ઘણીજ ઉત્તમ છે. દમનો હુમલો નરમ પડ્યા પછી દરરોજ રાત્રે એક ગોળી સેવે તો જુનો દમ મટી જાય છે. અને શરીરમા

શક્તિ પણ સારી આપે છે. આ માણેકરસ હરતાલની જગ્યાએ દરેક કામમાં વપરાય છે.

**પ્રવાળ ભસ્મ**–ચોધારા ડાંડલીયા થોરના ડંડામાંથી વચમાંનો ગર કાઢી નાંખી વેંતભરના ડંડામાં આસરે એક તોલો પરવાળા અને ગર દાબીને ભરી કપડમીટી કરવી. એવા પાંચ પંદર ડંડા બનાવી ગજપુટમાં ફુંકો દેવાથી ભસ્મ થાય છે. આ પ્રમાણે તૈયાર કરેલી ભસ્મ સરદ બીમારી દમ, ખાંસી માટે અકસીર છે. તથા ગરમીની બીમારી પર વાપરવા માટે પ્રવાળ તો. ૧૦ ગુલાબના ફુલની પાંતરીમાં વાટી ગજપુટમાં ભસ્મ કરવી. આ પ્રમાણે તૈયાર કરેલી ભસ્મ ગરમીની બીમારી માટે અકસીર છે.

સાબરશિંગુ–સાબરસીંગાનો રેતરડીથી બારીક ભુકો કરી એક વાસણમાં ભરી તેમાં આંકડાનું દુધ સાબરસીંગુ ડુબતાં બે આંગળ રહે તેટલું નાંખી એક દિવસ તર રાખવું. પછી બીજે દિવસે ગજપુટ આપવો. આ ભસ્મ ચાર રત્તિ દિવસમા ત્રણથી ચાર વખત મધમાં આપવાથી ત્રિદોષ, ફેફસાંનો વરમ, ખાંસી, દમ, લોહી પડવું, વિગેરે માટે અકસીર છે. ઇન્ફ્લ્યુએન્ઝાના હુમલા વખતે હમે બહુ ફતેહમંદીથી વાપર્યું છે.

**બીજીવિધી**–કડવી કુંવારના ગરભમાં સાબરસિંગાના કટકા એક દિવસ ભીજવી રાખી બીજે દિવસે ગજપુટ આપવો. આ ભસ્મ પણ અકસીર છે. યોગ્ય અનુપાન સાથે આપવાથી સારૂ કામ કરે છે

ઝેરકચુરા–ઝેર કચુરાને માટે ઘણી તદબીર છે. પરંતુ તે તમામ પૈકી આને હું શ્રેષ્ટ માનું છું. ઝેરકચુરાની બરાબર વજને ગાયનું ઘી લઇ સાંકડા વાસણમાં મંદાગ્નિથી પકાવતાં જ્યારે ફુલીને કાળાશ મારતાં લાલ રંગના થાય ત્યારે અગ્નિપરથી નીચે ઉતારી છાલ કાઢી નાંખી વાટી વસ્ત્રગાળ કરી સઘળા કામમાં વાપરવા. ઘી બરાબર વજને લેવું એ એની ચાવી છે.

### વૈદ્ય પ્રાણશંકર મુ૦ સમની વાથા ભરૂચ.

ઉત્તમ પ્રકારની સોમલ ભસ્મ વિધી-શંખીઓ સોમલ તો. ૫ થી ૧૦ લાવીને આંકડાના એક શેર દુધમાં ડુબે તેવી રીતે દશ બાર દિવસ પલાળી રાખવો. ત્યાર બાદ સોમલ કાઢી બીજા આંકડાના દુધમાં ખરલ કરી તેનો ગોળો બનાવી છાયડામાં સુકવવો. પછી ખરસાણીની ડીરીઓ લાવી તેની પાંચ શેર રાખોડી બનાવી એક હાંડલીમાં અરધી રાખોડી ખુબ દાબી દાબીને ભરી ગોળો મુકી બીજી રાખોડી ખુબ દાબી દાબીને ભરવી. પછી તે હાંડલીને ચુલે ચડાવી મધુરો મધુરો તાપ આપ્યા કરવો. આસરે શેર બસેર ખીચડી ચડે તેવો તાપ આપવો, પછીથી ધીમે ધીમે તાપ વધારવો. એ પ્રમાણે આઠ અહોરાત્ર સુધી આંચ કર્યા કરવી. ત્યાર બાદ સ્વાંગશીત કરી સોમલ કહાડી લેવો, (આજુ બાજુનો રાખોડો પણ કામમાં આવશે) આશરે એક ચોખાપુર ભસ્મ મોટા માણસને ઘી સાથે આપવી. પરેજીમાં 'કકા" ઉપર જે નામ આવે તે ખાવું નહિં જેમકે;–કરમદાં, કારેલાં, કેરી, કોકમ, કઢી, વિગેરે ખાવું નહિં. પથ્યમાં દુધ, દહીં, ઘી, મોળીછાશ, સીખંડ, સાકર, ખાંડ વીગેરે ખવાય છે. બુદ્ધિપૂર્વક તમામ ઘણા ખરા રોગોમાં આપી શકાય છે.

**વૈદ્ય બાળકૃષ્ણ હરીકૃષ્ણ શાસ્ત્રી, વડોદરાવાળા મુ૦ ભુવાલડી.**

**પ્રવાળભસ્મ**—પરવાળાને આંકડાના દુધમાં સાત દીવસ પલાળી સરાવ સંપુટમાં ભરી ગજપુટ આપવો. પછી વાટી રામપાત્રમાં ભરી તેમાં લીંબુનો રસ નાંખી સુર્યના તડકામાં રાખી સુકાય ત્યારે ખરલમાં બારીક વાટી એ તોલા ભસ્મમાં કેશર તો. ના મેળવી એ વાલ માત્રા મધ સાથે આપવાથી શ્વાસ, દમ તથા અશક્તિ મટે છે. લોહી સુધરે છે. દવા ખાઇ ઉપરથી દુધ શેર એક અથવા પચે તેટલું પીવું.

**વૈદ્ય દયાશંકર મોરારજી ધંધુકાવાળા મુ૦ કળીઆણા.**

**તામ્રભસ્મ**—એક અધેળ તાંબાને શુદ્ધ કરી વનગોળાની લુગદીમાં મુકી સંપુટમાં ભરી કેરડાના લાકડામાં ફુંકી દેવું પછી કેળાની કુણી કુંપળીઓની લુગદીમાં મુકી સંપુટમાં મુકી કપડમીટી કરી સુકવી ગજપુટ આપવાથી ભસ્મ થાય છે. એ ભસ્મ એક ચોખાભાર પુર અનેક રોગપર જુદા જુદા અનુપાનમાં આપવાથી સારૂં કામ કરે છે.

**પારદભસ્મ**—પારદ એક અધોળ લઇ કુવારના રસમાં, થોરના રસમાં, તથા લીંબુના રસમાં એકેક દિવસ ઘુંટી પછી તે શુદ્ધ પારાને દુધેલીના રસમાં મર્દન કરી એક કુલડીમાં ભરી મોઢા સુધી દુધેલીનો રસ ભરી ત્રણ દિવસ સુધી દેવતાની ભરસાડમાં રાખી સુકવું ( ભરસાડ પર હમેશ અંગારા નાખવા ) પછી તે પારદ લઇ ગુલરના દુધમાં ગોળી કરી હીંગની એક મુસ બનાવી તેમાં પારદની ગોળી મુકી કપડમીટી કરી સુકવી એક ખાડો ખોદી તેમાં વચ્ચે નાનો ખાડો કરી મુસ મુકી ઉપર વાલુકા પાથરી નાનો ખાડો પુરી મોટા ખાડામાં ડાંગરના ફોતરા નાખી સળગાવવો. જ્યારે સ્વાંગશીત થાય

ત્યારે ભસ્મ કાઢી અડધી રત્તિ યોગ્ય અનુપાન સાથે આપવાથી તમામ રોગનો નાશ કરે છે.

**સોમલ પ્રયોગ**-સોમલને ત્રણ દિવસ આંકડના દુધમાં, એક દિવસ દુધેલીના રસમાં, એક દિવસ કેળના રસમા, એક દિવસ તાંદળજાના રસમાં, એક દિવસ લીંબુના રસમાં ખરલ કરી યોગ્ય અનુપાન સાથે એક ચોખાપુર આપવો. ઉપરથી સાકરનો શીરો ખાવો.

**હીંગુલ પ્રયોગ**-રૂમી હીંગળોકનો અધોળનો ગાંગડો લઇ રૂ વીંટી એક લોઢાની કડાઇમાં મુકી સરસીયું તેલ શેર ાા નાંખી નીચે ધીમો તાપ કરવો. જ્યારે અધોળને આશરે તેલ બાકી રહે ત્યારે ગાગડો કાઢી રૂ કાઢી નાંખી ત્રણ દિવસ ગાયના દુધમાં ખરલ કરવો. પછી સાત દિવસ સુધી દરરોજ અડધો શેર ડુંગળીના રસ નાંખી ઘુંટયા કરવું. ત્રણ દિવસ સુધી દરરોજ અડધો શેર લસણના રસમાં ઘુંટવું. પછી ત્રણ દિવસ લીંબુના રસમાં વાટી એક ચોખાપુરથી એક રત્તિ સુધી તમામ રોગ પર અનુપાનની યોજના કરી આપવો.

**લોહભસ્મ**-પોલાદના પત્રાને ગરમ કરી તેલ વિગેરેમાં શુદ્ધ કરી રેતરડીથી બારીક ભુકો કરી ચણોઠીના પાનના રસમાં ડુબતો રાખી ખલ કરવો. પછી જાંબુનો રસ નાખી ખલ કરવો. એ પ્રમાણે પાંચ પાંચ સાત સાત દિવસ કરવાથી અત્યુત્તમ ભસ્મ થાય છે.

**તામ્રભસ્મ**-તાંબાને નગોડના રસમાં છમકારવાથી શુદ્ધ થાય છે. પછી તેનો ભુકો કરાવી ગળજીભીના રસની ભાવના આપી ગજપુટ આપવો. પછી કેરડાની કુંપળોના રસની સાત ભાવના આપી

એજ કુંપળોની લુબ્દી કરી તેમાં ભસ્મ નાંખી ભાખરી બનાવવી. ત્યાર બાદ કેરાંને વાટી કલ્ક કરી એક રામ પાત્રમાં અડધો કલ્ક પાથરી કુંપળીઓની લુબ્દી કરી મુકી તેની ઉપર ભસ્મવાળી ભાખરી મુકી કુંપળીઓની લુબ્દી મુકી તેની ઉપર કેરાંનો કલ્ક મુકી બીજું રામપાત્ર ઢાંકી કપડમીટી કરી ગજપુટ આપવો જેથી સફેદ અત્યુત્તમ ભસ્મ થાય છે. એ ભસ્મ પીત્તપર સાકર તથા માખણ સાથે, વાત રોગ પર ગુગળ સાથે, કફ વાત પર મધ પીપર સાથે, ગુલ્મપર હીંગ સાથે અર્શરોગ પર સુરણના રસ સાથે, સંગ્રહણી તથા પ્રમેહ પર ગળો સત્વ સાથે, અજમો સાકર મધ સાથે અથવા મધ સાકર ઘી સાથે આપવાથી પુષ્ટી આપે છે.

હરતાલ ભસ્મ—વરખી હરતાલનો ગાંગડો લઇ કળીચુનાના પાણીમાં ત્રણ દિવસ બુડતો રાખી ચોથે દિવસે બહાર કાઢી ધોઈ ઇંદ્રવરણાના ફળમાં મુકી ચાર પાંચ કપડમીટી કરી સુકવી સવા શેર અડાયા છાણામાં ફુંકી દેવું. એ પ્રમાણે એકવીસ ઇંદ્રવરણામાં ફુંક-વાથી શુદ્ધ ભસ્મ થાય છે.

અભ્રક ભસ્મ—વજ્રાભ્રક લઇ તેને શુદ્ધ કરી ધાન્યાભ્રક કરવી. પછી મહુડાના શીરામાં ગજપુટ આપવો. ગૌમુત્રમાં ત્રણ ગજપુટ તથા ડુંગળીમાં, હડ સાંકળમાં, થોરના દુધમાં, પંચામૃતમાં મુળાના રસમાં, આંકડાના દુધમાં, આવળના રસમાં, એ દરેકમા ઘુંટી એકેક ગજ-પુટ આપવાથી ઉત્તમ ભસ્મ થાય છે.

રૌપ્ય ભસ્મ—ઝીણી દુધેલીના પાન લાવી છાંયડે સુકવી ચુર્ણ કરી એક છાણા પર પાથરી શુદ્ધ ચાંદીનો કંટક વેધી પત્રાં ગોઠવી ઉપર બીજું ચુર્ણ પાથરી છાણુ મુકી ફુંકી દેવાથી ભસ્મ થાય છે.

બંગભસ્મ—કલઇને શુદ્ધ કરી તેના પત્રાં કરી મેંદી અને કેસુડાના પાન શેર એક લઇ ચુર્ણ કરી એક મોટા છાણા પર પાથરી ઉપર કલઇના પત્રાં ગોઠવી બીજું ચુર્ણ પાથરી તેની ઉપર એક છાણું ઢાંકી પુંકી દેવાથી ભસ્મ થાય છે.

વૈદ્ય સાધુ ગંગાદાસજી સેવાદાસજી. સૈયદપરા—સુરત.

બગીચા ભસ્મ—બગીચામાં શોભાને માટે જે ચીપા વપરાય છે તે લાવીને ખાંડીને તેના એક શેર ભૂકો થયો હોય તેમાં ત્રણશેર કુંવારનો રસ નાખી એક માટલીની અંદર ભરી કપડમિટ્ટી કરી સુકાવા દેવું. સુકાયા પછી ગજપુટની આંચ આપવી પણ એ ગજપુટના ખાડામાં પ્રથમ એક મણ લાકડાં ગોઠવવાં તે ઉપર પેલી માટલી મૂકી પછી છાણાં ભરી અગ્નિ સળગાવવો એમાંથી જે ભસ્મ નીકળે તે વાયુના દરદીને આદુના રસમાં આપવી, ખાંસીવાળાને પાનના રસમાં, પેટમાં દુખતુ હોય તેને લીંબુના રસમાં આપવી, કોલેરાવાળાને લીંબુનો રસ અને મુળાના પાનના રસ સાથે આપવાથી ઘણો સારો ફાયદો કરે છે.

# आयुर्वेद निबंधमाळा भाग २ जो.

## નિબંધ ૨૯ મો.

### રસવિદ્યા વિજ્ઞાન.

#### રસ, પારદ, રસેન્દ્ર.

**हरिविर्यं हरितालं कमलविर्यं मनःशिला**
**गंधकं तवविर्यं च ममविर्यं च पारदः ॥**

સૃષ્ટિની ઉત્પત્તિથી સૂર્ય પિતારૂપે અને ચન્દ્ર માતારૂપે પ્રાણિમાત્રને પોષે છે. જો એક ઘડી સૂર્ય પૃથ્વી ઉપર પોતાના કીર્ણો ન ફેંકે નહિ તો પૃથ્વીનાં અનંત જીવોનો નાશ થાય ! એવી ગણુતરી કરવામાં આવી છે કે ખગ્રાસ સૂર્યગ્રહણ વખતે સૂર્યના પ્રકાશીત કીરણ વિના ઘણી જાતના પક્ષીઓ તથા ભૂચરજીવો મરણ પામે છે ! જો કે તેમાં સૂર્ય કંકણાકાર ઘેરાય છે કારણ કે સૂર્યનાં કરતાં પૃથ્વી ઘણી નાની હોવાથી પૃથ્વીની છાંયા સૂર્યને સંપૂર્ણ આચ્છાદિત કરી શકતી નથી, જેથી ખગ્રાસ એટલે આખો સૂર્ય ઘેરાયો હોય તોપણ તેની ફરતી કોર ઉઘાડી રહે છે અને તેથીજ બળવાન પ્રાણીઓ બચી જાય છે. એટલે સૂર્ય જેમ વીર્યપોષક છે તેમ ચન્દ્ર રજપોષક છે, જેથી મનુષ્યને અમાવાસ્યાની રાત્રી ચન્દ્ર વિના

પસાર કરવાથી નુકસાન થતું નથી પણ જો એક દિવસ સૂર્ય વિના ચલાવવું પડે તો આખી સૃષ્ટિનાં પ્રાણીઓનો નાશ થાય !!! એ ઉપરથી આપણે સમજી શકીએ છીએ કે જગત્‌ની ઉત્પત્તિથી તે અંત સુધી સૂર્ય અને ચન્દ્ર પ્રાણિમાત્રનાં જીવન માટે નિર્માણ થએલા છે. પરંતુ સૂર્ય અને ચન્દ્રના સામાન્ય પોષણમાં ઋતુઓના હીન અને મિથ્યા–યોગથી મનુષ્ય પ્રકૃતિમાં જે ફેરફારો થાય છે તેનું નિવારણ સામાન્ય સૂર્ય અને ચંદ્રનો પ્રકાશ કરી શકતો નથી. એટલા માટે સૂર્યનું વીર્ય (તેજ) અને ચન્દ્રના રજ (શીતળતા)ને યોગે ઈશ્વરી સૃષ્ટિમાં તેના સંગ્રહરૂપે પારો અને ગંધક એવા બે પદાર્થો ઉત્પન્ન થએલા છે. જેમ શિવ (પુરૂષ) પાર્વતી (શક્તિ) વિના, રહીશકતો નથી તેમ પુરૂષ (શિવ) વિના શક્તિને રહેવાનું સ્થાન નથી. તેમ પારો ગંધક વિના કાર્ય કરી શકતો નથી અને ગંધક પારાવિના નકામો છે. એટલે મનુષ્ય પ્રાણીના ત્રિગુણાત્મક શરીરમાં ષડરસાત્મક આહારથી અને સપ્ત રશ્મીરૂપ પ્રકાશથી જે ફેરફાર થાય છે તેને સમાનભાવે વર્તાવવાને પારો અને ગંધક સિવાય બીજો કોઈ બળવાન પદાર્થ જણાતો નથી. રસાયનશાસ્ત્ર પારા તથા ગંધકને નૈસર્ગીક ગુણવાળા ગણે છે, એટલે જેમ લાકડું બળીને કોલસો થયા પછી, પત્થર બળીને ચુનો થયા પછી અને બીજી ધાતુઓ બળીને ભસ્મ થયા પછી પાછી પોતાના સ્વરૂપમાં એટલે લાકડું, પત્થર કે ધાતુ બની શકતી નથી, તેમ પારા અને ગંધકને માટે નથી, પણ પારા અને ગંધકને બાળીને ધુમાડાના રૂપમાં ફેરવી નાંખ્યો હોય તોપણ તે ધુમાડાને એકઠો કર્યો હોય તો પારો અને ગંધક પોતાના અસલ

રૂપમાં પ્રગટ થાય છે. એટલા માટે અમારા આયુર્વેદે પારાને મૂર્છિત અવસ્થામાં લાવીને તેને વાપરવાનો ક્રમ સિદ્ધ કર્યો છે. પારાને ગમે તે વસ્તુ સાથે વાટવામાં આવે તોપણ તે વસ્તુ સાથે પારો લીન થતો નથી, પરન્તુ જો ગંધક સાથે વાટવામાં આવે તો પારો અને ગંધક પોતાના સ્વરૂપને બદલી બેઉજણ પોતાના રૂપ, રંગ છોડી કાળા રંગમાં એટલે આકાશતત્વમાં (પોતાના સ્વભાવને કાયમ રાખી) લીન થઈ જાય છે, અને પાછો કોઇ પણ યુક્તિથી તે માંહેલો ગંધક છુટો પાડવામાં આવે તો પારો પોતાના મૂળ રૂપમાં પ્રકાશિત થાય છે; એટલા માટે પારા અને ગંધકને નૈસર્ગિક એટલે કોઈ પણ અવસ્થામા પોતાના સ્વરૂપનો ત્યાગ નહિ કરે તેવો પદાર્થ માનેલા છે. અને તેથીજ રસશાસ્ત્રના જ્ઞાતાઓએ પારાને શંકરનું વીર્ય અને ગંધકને પાર્વતીનું વીર્ય (રજ) માનેલું છે. અને તે વીર્ય તથા રજને અત્યંત શ્રેષ્ઠપણું આપી જેટલી મર્યાદા શંકર અને પાર્વતિની રાખવામાં આવે છે તેટલીજ મર્યાદા પારા અને ગંધકને માટે પણ માનેલી છે. અને તેથી રસશાસ્ત્રના ગ્રંથોમાં પારાના દર્શનનું, સ્પર્શનનું, મુર્ચ્છનનું ઉત્થાપનનું (હાલના જમાનાની આંખે) અતિશયોક્તિ ભરેલું વર્ણન કરવામાં આવ્યું છે. અને રસવિદ્યા મૂર્ખોના હાથમાં ન જાય તથા વિદ્વાનો અને ધનવાનોજ માત્ર જગતના ઉપકારને માટે રસવિદ્યામાં પ્રવેશ કરી શકે, એટલા માટે રસશાળામાં જોઈતા પદાર્થો, રસશાળાને ચલાવનારા ઉત્તમ ગુણવાળા વૈદ્યો, રસશાળાને નિભાવનારા ઉદાર ચરિત ધનવાનો, તથા શુદ્ધ, સરળ, શાંત, દક્ષ અને ઉદ્યોગી પરિચારકોની યોજના ઘડી રસશાળાનું વર્ણન કરવામાં આવ્યું છે, કે જેથી

પારાને ગંધકયોગ થાય નહિ. પરંતુ જે કાળમાં એ વર્ણન લખાયું તે કાળને માટે ભલે તે બંધ બેસતું હોય ! કેમકે તે સમયમાં પારો અને ગંધક એ બેઉ બહુ દુર્લભ્ય, અપ્રાપ્ય અને અપરિચિત વસ્તુઓ ગણાતી હતી, પણ હાલના જમાનામાં જ્યારે જ્યારે જેટલા જેટલા પ્રમાણમાં જોઇએ ત્યારે ત્યારે તેટલા તેટલા પ્રમાણમાં તે મળી શકે છે. છતાં હાલના વૈદ્યરાજો તેનો ખરો લાભ મેળવી શકતા નથી એ ઘણું દિલગીરી ભરેલું છે.

આયુર્વેદના ઉપલબ્ધ ગ્રંથો તપાસતાં અમને એમ સમજાયું છે કે આયુર્વેદમાં ઋષિ પ્રણિત અને સિદ્ધ (યોગી) પ્રણિત એ બે જાતની ચિકિત્સાઓ છે. **ઋષિ પ્રણિત** ચિકિત્સામાં રોગ, રોગનું પૂર્વરૂપ, તેની સંપ્રાપ્તિ, લક્ષણ, ઉપશય, દેશ, કાળ, વય, વન્હિનો વિચાર કરી રોગીને આરોગ્યતા આપવા માટે પાંચકર્મનો નિશ્ચય કરી ચિકિત્સા નિર્માણ કરેલી છે. અને **સિદ્ધ પ્રણિત** ચિકિત્સામાં ઉપરની તમામ ખટપટને દૂર કરી સિદ્ધોએ ઉપદેશેલા રસો વાપરવાથી ઋષિવિદ્યાથી નહિ મટતા અને અસાધ્ય ગણાતા રોગોને દૂર કરી અજરામર પ્રાપ્ત કરવા સુધીનો વિધિ લખવામાં આવ્યો છે !!! વૈદ્યજય રત્નાવળીનો કર્તા લખે છે કેઃ—

**न दोषाणां न रोगाणां नपुंस्रा च परिक्षणम् ।**
**न देशस्य न कालस्य कार्यं रस चिकित्सिते ॥**

ઉપરનાં વચનથી રસ ( પારા )માં કેટલું બળ રહેલું છે તે આપણને સમજાવે છે. પરન્તુ શ્રી શંકર જેમ ભક્તોને જેવા રૂપમાં અને જેટલા પ્રમાણમાં ભક્તિ કરનાર હોય છે તેને તેવા

રૂપમાં અને તેટલા પ્રમાણમાં ફળ આપે છે, તેમ પારદ પણ જેટલા પ્રમાણમાં અને જેવા રૂપમાં મનુષ્યો તેની ભક્તિ એટલે સેવા ઉઠાવે છે તેટલા પ્રમાણમાં તેને તે ફળ આપે છે. ભકતરાજ તુલસીદાસે કહ્યું છે કે

રામ જરૂખે બેઠકે, સબકા મુજરા લેત
જૈસી જીનકી ચાકરી, વયસા ઉનકુ દેત.

આ ભકતરાજનું માર્મિક વચન આપણા વિષયને સંપૂર્ણ બંધબેસ્તું છે, પરંતુ જેમ કેટલાક લોકો પોતાને મોંઢે ભકિત ભકિત બુમ પાડે. પણ અંતઃકરણમાં જ્ઞાન શુદ્ધિનો લેશ પણ સ્પર્શ થવા દે નહિ, તેને માત્ર વેશ કાઢયા બદલ ખાવા જેટલું અન્ન મળે છે, પણ મોક્ષનું નૈસર્ગિક સુખ મળતું નથી. તેમ પારદને વાપરવાના પ્રયોગો વાંચીને બજારમાંથી દશ દોષ અને સપ્ત કંચુકીયુક્ત પારદને લાવીને ગંધક સાથે વાટીને તેને મૂર્છિત કરીને ખવાડનારા વૈદ્યરાજો, ઉપર કહ્યા પ્રમાણે માત્ર મોંઢાની ભક્તિ કરવાવાળા જેવા છે. પણ જે રસવૈદ્યો રસને લાવીને તેને આઠ સંસ્કાર આપી, તેમાંથી મિશ્રિત વસ્તુનો ત્યાગ કરીને માત્ર રસનેજ રહેવા દઇને તેનું મૂર્છન કરી વાપરે છે તેઓ જેમ યોગીઓ શારીરીક અને માનસીક વિકારોને દૂર કરી, આત્માને શુદ્ધ બનાવી મુકિતનો લાભ મેળવે છે તેમ પારદને વિકારરહિત કરવાથી તે પારદ અસાધ્ય રોગના આવરણમાંથી શુદ્ધ કરી મનુષ્યને નિરામય બનાવી, અજરામર પદને આપે છે.

આયુર્વેદનાં **સિદ્ધ સિદ્ધાંત** પ્રમાણે જો પારદને શુદ્ધ કરવામાં આવે, તો પારદ અસંભવિત વાતને સંભવિત કરી બતાવે એવું

અમારા ધ્યાનમાં અને વાંચવામાં આવ્યા પછી અમે બીજાઓની પેઠે અનુભવ મેળવ્યા સિવાય શાસ્ત્રમાં લખેલી ગમે તેવી પ્રક્રિયાને અસંભવિત છે! ખોટી છે! ગપ મારેલી છે! સાયન્સથી વિરૂદ્ધ છે! એમ માનનારા નહિ હોવાથી પણ જ્યાંસુધી શાસ્ત્રમાં લખેલી પ્રક્રિયા પ્રમાણે તેના ઉપર પરિશ્રમ કરી વસ્તુને તૈયાર કરી અનુભવ લીધા પછી, તેમાં લખેલા ફળ પ્રમાણે ફળ ન થાય પણ તેથી ઓછે ભાગે ફળ જણાય તો તે ગ્રંથકર્તાનો દોષ નહિ કાઢતાં, અમારી ક્રિયામાં કોઈ જાતની ખામી છે એમ માનનરા હોવાથી અમને દેશ, કાળ અનુસાર જે સાહિત્ય મળી આવ્યું તે સાહિત્ય પ્રમાણે. હમે પ્રથમ રસશાસ્ત્રના–રસરત્ન સમુચ્ચય, રસરત્નાકર, રસેન્દ્ર ચિન્તામણિ, રસચિન્તામણિ, રસરાજસુંદર, રસસારસંગ્રહ, રસસંકેત-કલિકા, રસહૃદયતંત્ર આયુર્વેદ સુધાકર, શારંગધર, ભાવપ્રકાશ, આદિ રસવિદ્યાના ગ્રંથોનું અવલોકન કર્યું, અને તેની સાથે શ્રીમન્ નૃસિંહાચાર્ય તરફથી પ્રકટ થયલી યોગીની કુમારીની વાતોમાં ગુંથાયલું રસસિદ્ધી શાસ્ત્ર વાંચ્યું. એ વાંચવાથી એકંદરે એવા નિશ્ચયપર આવવું પડ્યું કે તમામ રસશાસ્ત્રોના ગ્રંથોમાં પારદને સમકંચુકિ અને દશ દોષ મુક્ત કરી, ૮ સંસ્કાર આપી બુભુક્ષિત કરવા સુધીની વૈદ્યોને આજ્ઞા છે, અને તે પછીના દશ સંસ્કાર કરવાનો અધિકાર સિદ્ધો તથા યોગીઓને છે. એટલુંજ નહિ પણ રસસિદ્ધિ શાસ્ત્રમાંથી એક ઉપદેશ એવો લેવામાં આવ્યો કે આ વિદ્યા સિદ્ધ લોકોની શોધેલી છે અને તે માત્ર જગતના ઉપકારને માટે પ્રકટ કરવામાં આવેલી છે, માટે વૈદ્યોએ પારદની ઉપાસના કરવાનું આરંભ કરતાં પહેલાં પોતાના અંતઃકરણમાં શંકલ્પ કરવો કે આ પારદને હું જે સંસ્કારિત કરૂં છું તે મારે માટે ધન એકઠું

કરવાને કરતો નથી પણ માત્ર જગતના ઉપકારને માટે હું આ કાર્યમાં પ્રવર્ત થાઉં છું" એવો નિશ્ચય કરીને પારદના કામમાં પ્રવેશ કરશો તો સિદ્ધ મહાત્માઓ તરફથી વખતો વખત ગુપ્ત સુચનાઓ મળશે, જેથી ગુરૂપરંપરાની જરૂર રહેશે નહિ. એવું જાણ્યા પછી પારદને સંસ્કારિત કરવા માટેના શાસ્ત્રોનો ધ્યાનપૂર્વક અભ્યાસ કરી એકબીજાના પાઠો મેળવી જોતાં જણાયું કે પુસ્તકો જુદાં જુદાં છે પણ ક્રિયાઓમાં બહુ ફેર દેખાતો નથી, તેથી પ્રથમ અમે રસરત્ન સમુચ્ચયમાં કહ્યા પ્રમાણે બુભુક્ષિત પારદ બનાવવા માટે તેને આઠ સંસ્કાર આપવાનો આરંભ કર્યો. તેની સંપૂર્ણ વિધિ અને તેમાં પ્રકટ થયલું ફળ આ નિબંધમાળાના ક્ષયના નિબંધમાં લખવામાં આવ્યું છે. જો કે બુભુક્ષિત પારદને ષડ્ગુણ ગંધક સાથે જારણ કરી **ચંદ્રોદય** બનાવવામાં આવ્યો હતો તોપણ તેમાં કેટલીક ખામી રહી જવાથી ચંદ્રોદય **વળી અને પળી** નાશ કરશે એવી સિદ્ધિવાળો છે એમ જાણવામાં હતું, છતાં તેણે શરીરની ઘડપણની કરચલી (વળી)ને દુર કરી, પણ પળી (સફેદ બાલ) ઉપર જોઇતી અસર કરી નહિ, તેથી બીજીવાર ચંદ્રોદય બનાવવા માટે શારંગધરસંહિતમાં લખેલી ક્રિયાઓ પ્રમાણે પારદને વિષરહિત ક્રિયાથી બુભુક્ષિત બનાવ્યો અને તેને સુવર્ણનો ગ્રાસ આપ્યો. તે પછી હાલ તેના ઉપર શત (૧૦૦) ગુણ ગંધક જારણ કરવાનું કામ ચાલે છે તેને માટે હમારી તો ખાતરી છે કે ચંદ્રોદય વળી અને પળીને દુર કરી જગતને આસીરવાદરૂપ થશે. દરમ્યાન બનારસનિવાસી લાલા શ્યામસુંદરાચાર્યના બનાવેલા **રસાયનસાર** નામના ગ્રંથમાંથી **અભ્ર સિંદુર, તાલ સિંદુર, શિલા સિંદુર, રસ સિંદુર** વગેરે

બનાવવાનું મન થવાથી પારદને શુદ્ધ કરવા માટે શ્યામસુંદરાચાર્યની રીતિ નહિ પકડતાં અમે રસરત્નાકરમાં લખેલી તપ્ત ખરલની વીધિ કે જેનાથી સ્વેદન મર્દન અને મુખ કરણુ (દીપન) સંસ્કાર થઇ પારો બુભુક્ષિત થાય છે તે ક્રિયા પ્રમાણે પારાને શુદ્ધ કરી તેને ષડગુણુ ગંધક જારણુ કરી, ઉપર લખેલા સિંદુરો બનાવ્યાં છે, અને તે રોગીઓ ઉપર અસરકારક ગુણુ બતાવનારા નીવડયા છે. તેનો લાભ અમારા વૈદ્ય બંધુઓ જાતે બનાવી જગતના ઉપકાર માટે લોભ રહિત થઈ યશ અને કીર્તિ મેળવે એવા હેતુથી તે શુદ્ધ કરવાની વિધિ અને સિંદુરો બનાવવાની વિધિ તથા તે ખવાડવાની રીત સાથે પ્રકટ કરીએ છીએ કે જેથી વૈદ્યો પોતાને હાથે બનાવી ઉપયોગમાં લે, કારણુ કે અમારો બનાવેલો ચંદ્રોદય અથવા સિંદુરો અમે કોઇને પણુ કોઈપણુ ભાવે વેચતા નથી. માત્ર વૈદ્યોએ પોતાને હાથે બનાવીને વાપરવા એવી સિદ્ધ આજ્ઞા કરીને તેને બનાવવાની વિધિ, નીચે લખીએ છીએ;—

રસ રત્નાકરમાં લખ્યા પ્રમાણે તપ્ત ખરલની વિધિમાં ઉતરતાં પહેલાં ૨૪ ઇંચ લાંબો, ૯ ઇંચ પહોળો અને ૮ ઇંચ ઉંડો એક લાકડાનો ખલનો માપ અને ઘાટ કરાવ્યો અને તે ઘાટ પ્રમાણે બીડ લોખંડનો ખલ ભરાવ્યો. તેવી રીતે એક બત્તો ૧૪ ઇંચ લાંબો અને ૨ ઇંચ જાડો બનાવ્યો. તે બેઉનું વજન સુરતી ૮॥ મણુ થયું. તે ખલને તાપ ઉપર મુકવા માટે એક ભઠ્ઠી ફાયર-પ્રુફ ઇંટની, ફાયરપ્રુફ સીમેન્ટથી એવી ચણાવી કે તેમાં ખલની નીચે અગ્નિ રહે અને તે અગ્નિ એક લોખંડની જાળી ઉપર રહે, અને તે જાળીની સાથે એક એવું છિદ્ર રાખ્યું કે જે દ્વારાએ પંખાની

ધમણથી પવન ફુંકી દેવતા સચેત રખાય અને રાખોડી નીચે પડતી જાય. એવી ભઠ્ઠીના ખાડામાં લાકડાં સળગાવી, દેવતા બનાવી તે ઉપર તપ્ત ખરલ ગોઠવી, હિંગળોકમાંથી કાઢેલો પારો તોલા ૨૦૦ નાંખી પ્રથમ ઇંટનો ભુકો હળધર અને લીંબુનો રસ મેળવી એક દિવસ ખલ કર્યો અને બીજે દિવસે ધોઈ લીધો. પણ લોખંડનો બત્તો જેનું વજન ૧૪ રતલનું થવાથી તે ખેંચી શકાયો નહિ, તેથી તે બત્તાના છેડા ઉપર કાણું પડાવી તેમાં કડી ઘાલી, તે કડીમાં સાંકળ જોડી તે સાંકળને ઉંચી બાંધી, જેથી બત્તાને માત્ર હાથનો ઇશારો લાગવાથી ઘુંટવાની સવળતા થઇ. આ પારદ શુદ્ધિના તપ્ત ખરલના વિધિમાં એટલું યાદ રાખવાનું છે કે જે જે વનસ્પતિમાં પારદને ઘુંટવાનો પ્રયોગ કહેલો છે પણ તપ્ત ખરલમાં તાપના યોગથી તે તે વનસ્પતિનો રસ સુકાઈ જાય તે પછી તેની સાથે કુંવારપાઠાનો રસ કાઢી પારદને ડુબતો રાખી, ખરલને તપ્ત રાખી ઘુંટયા કરવું અને જેટલો રસ બળી જાય તેટલો કુંવારપાઠાનો બીજો રસ ઉમેરતા જવું. (૨) બીજે દિવસે ૨૦૦ તોલા પારદ ખરલમાં નાખી તેને ૧૬મે ભાગે એટલે આસરે ૧૩ તોલા અંકોલના બીજ અને ઇંદ્રવરણાનાં ફળના ઘુંદામાં કુંવારનો રસ મેળવી સવારના ૮ વાગનાથી સાંજના ૬ વાગતા સુધી એવી રીતે ૭ દિવસ મર્દન કર્યું. ૮ મે દિવસે ખરલને ઠંડો પાડી પારદને ગરમ પાણીથી ધોઈ લઇ લીંબુનો રસ શેર ૧ તથા સિંધવ ક્ષાર શેર ૧ મેળવીને ઠંડા ખરલમાં ૧ દિવસ મર્દન કરાવ્યું. (૩) પછી ગરમાળાની શીંગો શેર પાંચ લાવી તેને ખાંડી પાણી મણ ના માં ઉકાળી, પાંચ શેર પાણી બાકી રહ્યું ત્યારે તેને ચોળીને ગાળી લઈ

પેલા તપ્ત ખલમાં નાંખ્યું અને ૭ દિવસ સુધી કુંવારપાઠાનો રસ તેમાં નાંખતાં નાંખતા પારાનું મર્દન કરાવ્યું અને ૮ મે દિવસે તે પારદને ગરમ પાણીથી ધોઈ પાછો સિંધવ અને કાંજીમાં ૧ દિવસ ખરલ કર્યો. (૪) પછી ચિત્રાનું ચૂર્ણ શેર ૧ નાંખી, કુંવારનો રસ મેળવી ૭ દિવસ તપ્ત ખરલમાં મર્દન કરાવ્યું. તે પછી ૮ મે દિવસે તેને ગરમ પાણીથી ધોઈ પાછો કાંજી અને સિંધવમાં ૧ દિવસ ખરલ કરાવ્યો. (૫) તે પછી ધંતુરાના પાંતરાનાં રસ શેર ૨ માં ૭ દિવસ સુધી મર્દન કરતા ગયા અને કુંવારપાઠાનો રસ ઉમેરતા ગયા. ૮ મે દિવસે તેને ગરમ પાણીથી ધોઇ કાંજી અને સિંધવમાં ૧ દિવસ ખરલ કરાવી. (૬) તે પછી ત્રિફળાનું ચૂર્ણ શેર ૩ મેળવી કુંવારનો રસ નાંખી તપ્ત ખરલમાં ૭ દિવસ મર્દન કરાવ્યું. ૮ મે દિવસે પારદને ગરમ પાણીથી ધોઇને કાંજી તથા સિંધવમાં ૧ દિવસ મર્દન કરાવી, (૭) બીજે દિવસે સુંઠ, મરી, પીપરના ૩ શેર ચૂર્ણમાં કુંવારના રસ સાથે તપ્ત ખરલમાં ૭ દિવસ મર્દન કરાવ્યું. ૮ મે દિવસે તેને ગરમ પાણીથી ધોઈ, સિંધવ અને કાંજીમાં મર્દન કરાવી (૮) ગોખરૂના બશેર ચૂર્ણમાં કુંવારનો રસ નાંખી ૭ દિવસ મર્દન કરાવી ૮ મે દિવસે ગરમ પાણીથી ધોઇને તેને લીંબુનો રસ શેર ૪ અને સિંધવ શેર ૨ તથા કુંવારનો રસ શેર ૫ મેળવીને ૭ દિવસ સુધી ઠંડા ખરલમાં મર્દન કરાવી ૮ મે દિવસે ગરમ પાણીથી ધોઇ તે પારદને શુદ્ધ થયલો જાણી સારા બુચવાળી શીશીમાં ભરી લીધો. આ પ્રયોગમાં વસાણું રીતસર નંખાયાં પણ કુંવાર ૩૦ મણ ખપી અને પારદ ૧૮૫ તોલા શુદ્ધ રહ્યો છે, તે કુંવારપાઠાની સબળતા ઉપર ધ્યાન રાખી વૈદ્યોએ આ કાર્યમાં પ્રવેશ કરવો.

રસરત્નાકરના નિયમ પ્રમાણે તપ્ત ખરલમાં પારદને ઘુંટવામાં અમે એટલો સુધારો કર્યો કે દર અઠવાડીએ એકવાર ૧ દિવસ કાંજી અને સિંધવમાં ઘુંટાવ્યો, કારણ કે રસશાસ્ત્રના ગ્રંથો વાંચતાં અમને સમજાયું કે ખાટો રસ પારાનું મુખ કરે છે અને ખારો રસ પારાને પ્રબોધે છે, જેથી રસરત્નાકર **ગરમ કાંજીમાં** ધોવાનો પ્રયોગ બતાવે છે તેને બદલે અમે **ગરમ પાણીથી** ધોયો અને કાંજી તથા ખારના યોગથી ૧ દિવસ ઘુંટયો એટલે એકંદરે પારદને ૬૫ દિવસનો મુખ કરવા માટેનો **દીપનસંસ્કાર** મળ્યો અથવા થયો.

## ૧. રસસિંદુર.

૧. તે પારદમાંથી ૪૦ તોલા પારદ લઈ ૨૪૦ તોલા ગંધકમાં કાજળી કરી અને તેને અગનશીશીમાં ભરી વાળુકાયંત્રમાં ૩૨ પ્રહર અહોરાત્ર આંચ આપી; તે સ્વાંગશીતળ થયા પછી તેમાંથી રસસિંદુર કાઢી લીધો તો ૧ શેરમાં ૪ તોલા ઓછો એટલે ૩૬ તોલા રસસિંદુર અમારા હાથમાં આવ્યો. તે ૩૬ તોલા રસસિંદુરમાંથી ૧૬ તોલા રસસિંદુરને ૩ દિવસ સુધી કોરો વટાવી એક શીશીમાં ભરી લીધો. તેમાંથી ૧ ચોખાપુર માત્રા દુધની મલાઇ તોલા ૧ સાથે દિવસમાં બેવાર રોગીને ચટાડવાથી શ્વાસ અને જુની ખાંસી તથા જીર્ણજ્વર ઉપર ઘણોજ ફાયદો કરનારો નીવડયો છે.

## ૨. સ્વલ્પચંદ્રોદય.

બાકી રહેલા ૨૦ તોલા રસસિંદુરમાં જાયફળ તોલા ૫, લવેંગ તો. ૫, બરાસકપુર તો. ૫ અને કસ્તુરી તો. ૧। (સવા) તથા સોનાના વરખ તો. ૧। મેળવીને પાનના રસમાં ૭ દિવસ સુધી મર્દન

કરીને તેનો સ્વલ્પચંદ્રોદય ૧ તોલાની ૧૦૦ ગોળી થાય એટલા માપથી બનાવ્યો. એ ગોળીમાંથી ક્ષયના, ધાતુક્ષીણતાના રોગીને તથા સંગ્રહણીના રોગીને દિવસમાં એકજવાર ૧ ગોળી મધમાં ચટાડી ઉપરથી ઘીવાળો ખોરાક આપવાથી ઘણી સરસ અસર નીપજાવી છે. આ ગોળીમાં એક એવો ચમત્કાર જોવામાં આવ્યો છે કે સંગ્રહણીના દર્દીઓ ત્રીજે દરજજે પહોંચેલા હોય અને તે બેરૂપિઆભાર અન્ન પચાવી શકતા નહિ હોય અને આપણે જેને માત્ર છાશ ઉપર રાખી અન્નનો ત્યાગ કરાવ્યો હોય તેવા દર્દને ૧ ગોળી સવારે મધમાં ચટાડી, ઉપર ૨ તોલા ઘી ગરમ કરીને પાઇએ. એ પ્રમાણે ૩ દિવસ કર્યાં પછી ૨ તોલા ઘી ઉપરાંત ઘઉંની પાતળી રોટલી જેના ઉપર પુષ્કળ ઘી ચોપડેલું હોય તેવી, એકએકથી ક્રમેક્રમે દરરોજ વધતા જઇએ તો ૭ દિવસમાં ૪ રોટલી સુધી પચાવી શકે છે. તેની સાથે ઝાડો કઠણ થતો જાય છે, ઝાડા ઓછા થતા જાય છે અને રોગીની શક્તિ વધતી જાય છે! એટલે પૂર્ણચંદ્રોદય સિદ્ધ મકરધ્વજના કરતાં ઘણે ઓછે અંશે પણ બીજી અન્ય દવાઓ કરતાં ગણો સારો ફાયદો કરે છે.

## સીંદુરો બનાવવા માટેની અનુભવી સૂચના.

રસસિંદુર વગેરે તમામ સિંદુરો બનાવતાં પારાગંધકની કાજળી કરવામાં આવે છે તેમ કાજળી કરીને, અગન શીશીમાં ભરીને વાળુકા યંત્રમાં ચઢાવીએ છીએ તો તેમાં ઉભરો આવીને દવા ઉભરાઈ જાય છે. પરન્તુ આપણે એવું કરવાનું છે કે એક પતરાપર ચઢાવેલા કાચવાળા વાસણો કે જે અગ્નિપર ચઢી શકે છે તેવું એક

વાસણ જેમાં ાા મણ પાણી માય એવડું લઇને તે વાસણમાં ૨૦૦ તોલા ગંધકને ધીમે તાપે પીગળાવવો એટલે તેનું પાણી બની જશે. પછી ૪૦ તોલા ગંધકમાં ૪૦ તોલા પારો મૂર્છિત કરી (વાટી) પેલા ગંધકના રસમાં થોડો થોડો નાંખી હલાવતા જવું અને એ રીતે તેમાં બધો પારો મેળવી દેવો. પછી તેને બીજા વાસણમાં લઇ લેવો, જેથી એક કઠણ ગઠ્ઠો બંધાઈ જશે. તે ગઠ્ઠાને ખાયણીમાં ખાંડી હવાલે ચાળી, અગનશીશીમાં ભરશો તો ઉભરો આવશે નહિ. ૪૦ તોલા પારો અને ૨૪૦ તોલા ગંધકની કાજળી એકી વખતે ચઢે એવડી વિલાયતી અગનશીશી આવતી નથી, તેથી **કપડવંજ ગામમાં** બનતી શીશીઓ કે જે અમારે ત્યાં રસકપુર તથા હિંગળોક બનાવનારા વાપરે છે, કે જે શીશીમાં ૩ મણ હિંગળોક અને ૨ મણ રસકપુર એકી વખતે પાકે છે તે શીશી કે જેમાં ાા મણ પાણી સમાય એવડી લેવી અને તે શીશી ઉપર ૭ કપડમટ્ટી કરવી. કપડમટ્ટી કરવાની એવી રીત છે કે પ્રથમ માટીને પલાળી તેને રગડા જેવી કરી કપડેથી છણી લેવી અને તે છણેલી માટીમાં જો તે માટી ૧ મણ હોય તો ૧૦ શેર કાળી રેતી, ૫ શેર રાખોડી અને ૨ાા શેર મીઠું નાંખીને તેનો કાદવ બનાવવો, પછી તે કાદવને બારીક કપડા ઉપર ચોપડી શીશી ઉપર પ્રથમ પડ ચઢાવવું. **ખાસ ચેતવણી આપવામાં આવે છે કે** કપડવંજની શીશી ઘણીજ પાતળી આવે છે તેના ઉપર જાડું માટીનું પડ પ્રથમથી ચઢાવવા જઇએ તો તે માટીના ભારથી શીશી તરતજ ફુટી જાય છે, એટલા માટે પ્રથમનું પડ પાતળું ચડાવવું અને તે સંપૂર્ણ સુકાઈ રહે ત્યારે બીજું પડ તે કરતાં જરા વધારે જાડું

ચડાવવું. તે સુકાઈ રહે પછી ત્રીજું પડ તેથી વધારે જાડું ચડાવવું. એ પ્રમાણે ૭ પડ ચડાવતાં શીશીની ઉપર ૦।। ઇંચથી ૧ ઇંચ સુધી કપડમટ્ટીનું જાડું પડ થવું જોઇએ. તે પછી તે શીશી સમાય અને આસપાસ ત્રણ ત્રણ ઇંચ જગ્યા ખાલી રહે એવડું માટીનું કુંડું લાવવું પણ તે કુંડું એવું મજબુત હોવું જોઇએ કે ૪ ને બદલે ૮ દિવસ સુધી અહોરાત્ર અગ્નિ ઉપર રહે તોપણ ફાટી કે ખદખદી જાય નહિ તેવા કુંડાને તળીએ મધ્ય ભાગમાં ૦।। ઇંચ પહોળો ૧ છેદ કરવો. તે છેદ ઉપર એક પાતળી ઠીકરી મુકી તેના ઉપર પેલી શીશી ગોઠવવી અને પછી શીશીની આસપાસ ઘણી મોટી નહિ તેમ ઘણી ઝીણી નહિ એવી રેતી એક સરખી ચાળીને ભરવી જો કુંડા કરતાં શીશી ઉંચી રહે તો તે કુંડા ઉપર બીજો કાંઠો ગોઠવી તેને પેલા મટોડાથી સાંધો પુરી તે કાંઠામાં રેતી પુરવી તે એટલે સુધી કે શીશીની ઉપર બે આંગળ થર આવે પછી શીશીના મોંઢા ઉપર એક માટીનું પાત્ર છાછરા ઘાટનું લઈ શીશીના મોંઢામાં બેસતું આવે તેવી રીતનું તેમાં કાણું પડી, શીશીના મોંઢા ઉપર બેસતું કરવું કારણ કે વખતે ઉભરો આવી શીશી માંહેલી વસ્તુ બહાર નીકળે તો આ પાત્રમાં ઝીલાઈ રહે. જો એ પાત્ર મુકવામાં નહિ આવે તો ઉભરાયલી વસ્તુ રેતીમાં મળી જાય તે પાછી હાથમાં આવે નહિ. એટલું કર્યા પછી વાળુકાયંત્રની નીચે ધીમો અગ્નિ શરૂ કરવો. અને બીજે દિવસે તે અગ્નિને વધારવો એટલે પારો અને ગંધક ઓગળીને શીશીમાંથી ધુમાડાના ગોટેગોટ નીકળવા માંડશે. તે પછી થોડીવારમાં શીશીમાં ભડકો થશે તેથી વૈદ્ય જરા અકળાવું નહિ. એ ભડકો કોઇવાર ૪ કલાક કોઈવાર ૮ કલાક અને કોઈવાર ૧૨

કલાક ચાલુ રહે છે. તે ભડકો નરમ પડી જાય કે શીશીના મોંઢાને બંધ બેસતો **જુની ઇંટને ઘસીને એક બુચ તૈયાર કરી રાખવો.** તે બુચ શીશીના મોંઢાપર ઢાંકી દેવો, પણ તેને મુદ્રા કરવી નહિ. કલાક બે કલાક થાય કે પેલો બુચ ઉઘાડી નાંખવો એટલે ગંધકનો રોકાયલો ધુમાડો બહાર નીકળી જશે. એમ કરતાં જયારે શીશીના મુખપર મારેલા બુચની અણીપર હીંગળોક જેવો રંગ વળગતો દેખાય ત્યારે તે બુચને ગોળ અને ચુનામાં ખરડીને શીશીના મોંઢામાં બેસાડી દેવો અને તે પછી ૩૨ પહોર પુરા થાય ત્યાંસુધી આંચ આપ્યા કરવી, એટલે શીશીને તળીએથી તમામ પારો ઉડી રાતા હિંગલોક જેવો રસસિંદુર શીશીના ગળાની આસપાસ વળગી જશે જો કે રસસીંદુર ૩ દિવસમાં પણ તૈયાર થઇ જાય છે, પરન્તુ તે શીશી સાથે એવો ચોંટી જાય છે કે તેને અને કાચને છુટા પાડતાં ઘણી મુશ્કેલી પડે છે, અને વખતે કાચ સાથે રસ-સિંદુર ચાલ્યો જાય છે અથવા રસસિંદુરમાં કાચ આવી જાય છે, એટલા માટે બરાબર ૪ દિવસ એટલે ૩૨ પ્રહરની આંચ આપવી કે જેથી શાશી ફોડયા પછી તેમાં કાચનો ભેગ આવે નહિ. રસસિંદુરની ભટ્ટી ચઢાવતી વખતે એક મોટી સાણસી અને એક લોખંડના બે દોરા જાડી અને ૧॥ ગજ લાંબી સીક કે જેનું એક પાસું અણીદાર બનાવેલું હોય અને એક પાસે પકડાય એવો આંકડો વળાવ્યો હોય તેવી સીક તૈયાર રાખવી, કારણ કે શીશી-માંથી કોઇ વખતે ઉભરો ચઢી શીશીનું મ્હોં બંધ થઈ જાય છે, અને જો તેવી સ્થીતિમાં ૦ કલાક રહે તો શીશી અગર તો કુંડાને ભાંગી સર્વ પારો ગંધક સાથે ચુલામાં પડે છે અથવા શીશી

કુંડામાંથી ઉંચે ઉડી વૈદ્યનું માથું ફોડી, પોતે ફુટી પારા અને ગંધકને આકાશમાં ઉડાવી દે છે. તેમાં જો યંત્રના ઉપર છાપરૂં હોય તો બળતા ગંધકથી તે છાપરૂં બળીને ભસ્મ થઈ જાય છે. તેટલા માટે શીશીનું મુખ બંધ થાય કે તુરતજ પેલી લોખંડની સીકવડે શીશીનું મુખ બનતી ત્વરાએ ખુલ્લું કરતા જવું. જ્યારે ૩૨ પહોર આંચ આપવાવાળું અથવા ૬૪ પહોર આંચ આપવાવાળું વાળુકાયંત્ર ચઢયું હોય ત્યારે વૈદ્ય રાત અને દિવસ ઉંઘને તજીને તેના ઉપર જાતે પોતે દેખરેખ રાખવાની છે, કારણ કે કયે વખતે અકસ્માત થઇને પારો ઉડી જશે તે કહી શકાતું નથી! ૩૨ પ્રહરની આંચ આપ્યા પછી શીશીને ફોડતાં તેની નીચે ૮ થી ૧૦ તોલા રાખોડી હાથ લાગશે, પણ તે રાખોડીમાં કોઈ જાતનું તત્વ હોય એમ અમને લાગ્યું નથી તેથી તે રાખોડી ફેંકી દઇએ છીએ. એ પ્રમાણે રસસિંદુર બનાવીને વાપરવાની સર્વ વૈદ્યરાજોને ભલામણ કરીએ છીએ જો બરાબર ઉપર લખ્યા પ્રમાણે પારાને શુદ્ધ કરી રસસિંદુર અથવા બીજા સિંદુર બનાવશો તો કોઇપણ દર્દીને સારો કરતાં મુઝાવાનો વખત આવશે નહિ.

## ૨. મલ્લસિંદુર.

— ૨. તપ્ત ખરલમાં શુદ્ધ કરેલો પારો, તો. ૪૦, ગંધક તો. ૪૦, અને સોમલ તો. ૨૦ લઇ વાટીને તેની કાજળી બનાવી તેમાં ૨૦૦ તોલા ગંધકને દુધમાં શુદ્ધ કરી મેળવીને ઉપર પ્રમાણેની અગન શીશીમાં ભરી વાળુકા યંત્રમાં ૩૨ પ્રહર એટલે ૪ અહોરાત્ર અગ્નિ આપ્યો. આ મલ્લસિંદુર બનાવતાં લાલા સ્યામસુંદરાચાર્યે

સુચના કરેલી છે કે એના ધુમાડાથી બચવું પણ અનુભવ કરતાં એવું જણાયું કે ધુમાડાથી બચવાનો ડર રાખે તો મલ્લસિંદુર બની શકેજ નહિ, કારણ કે થોડી થોડીવારે લોહસલાકા (સીક) શીશીના મ્હોંમાં મારવાની ખાસ જરૂર પડે છે. જો શીશીનું મ્હોં બંધ થઈ જાય તો શીશી ફુટી જાય! અને ધુમાડો લાગે તો આંખે આંધળો થાય! પરંતુ અમે એવો અનુભવ મેળવ્યો છે કે જ્યાં સુધી ગંધક બળે છે ત્યાં સુધી પારદ ઉડી શકતો નથી. તેવીજ રીતે સોમલના કરતાં ગંધક વધારે જવાળાગ્રાહી પદાર્થ હોવાથી, ગંધકના ધુમાડા સાથે સોમલ ઉડશે નહિ, અને ગંધક બળી રહેશે એટલે શીશીને મોઢે દાટ મારી મુદ્રા કરવાની છે તેથી સોમલનો ધુમાડો બહાર આવી શકશે નહિ. એ પ્રમાણે ૨૦ પ્રહર સુધી ગંધકનો ધુમાડો નીકળ્યો અને તે પછી શીશીના ઉપર ઇંટનો બુચ બનાવી ગોળ અને ચુનામાં રગદોળી શીશીનું મુખ બંધ કર્યું એટલે બાકીના ૧૨ પ્રહરમાં તમામ મલ્લ-સિંદુર શીશીના મુખ આગળ આવીને એકઠો થયો. તે પછી સ્વાંગ શીતળ થએ શીશીને ફોડતાં તેમાંથી મલ્લસિંદુર નામનો પદાર્થ પર) તોલા નીકળ્યો. તેમાંથી અમે મલ્લસિંદુર ગુટિકા નીચે પ્રમાણે બનાવી છે:—

**મલ્લસિંદુર ગુટિકાઃ**—ઉપર પ્રમાણે બનાવેલો મલ્લસિંદુર તો. ૧, સુંઠ, મરી, પીપર, પીપળીમૂળ, અકલગરો, જાયફળ, એલચી, લવંગ અને કેશર એ સર્વે એકેક તોલો લઇ, વાટી વસ્ત્રગાળ કરી, પછી મલ્લસિંદુરને ૧ દિવસ સુધી જુદો વાટી, બાકીનાં વસાણાંનું ચુર્ણ થોડું થોડું મેળવતા ગયા અને ઘુંટતા ગયા. તમામ ચૂર્ણ એકરસ થયા પછી પાકાં ચેવલી પાન નંગ ૧૦૦ ના રસમાં તેને

ઘુંટી મઠના દાણા જેવડી ગોળી બનાવી. આ ગોળી દિવસમાં બે વખત એકેકી અથવા બબ્બે, મધ સાથે અથવા પાણી સાથે આપવાથી વાયુનાં તમામ દર્દો મટાડી શકાય છે. અમે એ ગોળી પાણી સાથે આપવાથી મન્યાસ્તંભ અને આર્દીતવાયુ સારા કર્યા છે. અને એ ગોળી દિવસમાં બેવાર, બબ્બે તોલા અરણીના (અગ્નિમંથ) રસ સાથે આપવાથી ઉન્માદ (ગાંડપણ)ના રોગી સારા થયા છે એ પ્રમાણે બુદ્ધિ પહોંચાડી કોઈપણ જાતના વાયુના રોગ, કફના રોગ અને ત્રિદોષમાં આપવાથી ઘણુંજ સારૂં કામ કરશે. આ ગોળી ખાતાં કોઇપણ દર્દીને કોઇપણ જાતની પરેજી કરવાની જરૂર પડતી નથી! માત્ર જે રોગ ઉપર એ ગોળી આપીએ તે રોગને વધારનારી વસ્તુ ખાવાની પરેજી કરાવીએ છીએ. જેમકે ઉન્માદ રોગમાં રાઈ, કોળું અને ખાંડ ખાવાથી ઉન્માદ વધે છે તેથી તેનો નિષેધ કરવો અથવા વાયુના રોગમાં વાયુને વધારનારી વસ્તુનો ત્યાગ કરાવવો. વૈદ્યે પરેજી પાળવાની કહી હોય છતાં રોગી પરેજી તોડે તો તેના રોગને ફાયદો થાય નહિ પણ મલ્લસિંદુર પોતે કોઈપણ જાતના કુપથ્યથી વીક્રિયા કે નુકસાન કરતો નથી.

## ૩. તાલસિંદુર.

૩. તપ્ત ખરલમાં શુદ્ધ કરેલો પારો તોલા ૪૦ અને વરખી હડતાલ તો. ૨૦ તથા ગંધક તો. ૪૦ ને વાટી કાજળી કરી તેમાં બીજો ૨૦૦ તોલા ગંધક ઉમેરી, ઉપર પ્રમાણે અગનશીશીમાં ભરી વાળુકાયંત્રમાં ૩૨ પ્રહર એટલે ૪ અહોરાત્રની અગ્નિ આપી એ વાળુકાયંત્રમાં ૨૪ પ્રહર ગયા પછી ડાટ મારવાનો વખત આવ્યો

હતો; તે પછી બીજા ૮ પ્રહર તીવ્ર અગ્નિ આપ્યો એટલે જ્યારે સ્વાંગ શીતળ થએ શીશીને ફોડી તો તેમાંથી ૫૬ તોલા **તાલસિંદુર** મળી આવ્યો. તે તાલસિંદુરના બે પ્રયોગ અમે બનાવ્યા છે.

૧. **લવીંગાદિ તાલસિંદુર**:—તાલસિંદુર તોલા ૨૦, લવીંગ, બરાસકપુર, એલચી, તજ, નાગકેશર, જાયફળ, વાળો, સુંઠ, શાહજીરૂ, અગર, વાંસકપુર, જટામાસી, નીલકમળ, પીપર, સુખડ, ત્રાયમાણુ, કાળો વાળો અને ચીનીકબાલા એ પ્રમાણે શારંગધર સંહિતાના લવીંગાદિ ચૂર્ણના ઉપર લખ્યા પ્રમાણેનાં વસાણાં એકેક તોલો લઈ તેને વસ્ત્રગાળ કરી ૨૦ તોલા તાલસિંદુરને ૩ દિવસ સુધી ખરલમાં કોરો વાટયો. પછી તેમાં ઉપર લખેલું વસ્ત્રગાળ ચૂર્ણ થોડું થોડું નાંખતા જઈ ખરલ કર્યો. તે પછી ઉપર લખેલા લવીંગાદિ ચૂર્ણને તોલો તોલો લઇ એ ૧૮ તોલા વસાણામાં પાણી શેર ૪ મુકી તેનો ઉકાળો કરી તે ઉકાળામાં ૦। શેર પાણી રહ્યું ત્યારે તેને ગાળીને તાલસિંદુરમાં નાંખી ખરલ કર્યો. એ પ્રમાણે લવેંગાદિ ચૂર્ણના ક્વાથના ૩ પટ એવી રીતે પાયા કે એકવાર નાંખેલો ક્વાથ વાટતાં વાટતાં સુકાઈ જાય, એટલે બીજો ક્વાથ નવા વસાણાં લાવીને ઉકાળીને નંખાય તે પ્રમાણે ત્રીજીવારનો ક્વાથ નાંખી ગોળી વાળવા જેવું થયું ત્યાંસુધી ઘુંટી તેની મગમગ જેવડી ગોળીઓ વાળી. આ ગોળીમાંથી કેટલાકને દરરોજ એકજ ગોળી, કેટલાકને સાંજ સવાર એકેક ગોળી અને કેટલાકને સવાર, બપોર અને સાંજે એકેક ગોળી મધ અથવા પાનના રસમાં, અથવા આદુના રસમાં, રોગીની પ્રકૃતિ જોઇને આપવાથી ખાંસી શ્વાસ, (દમ) અને ક્ષયની ખાંસી ઉપર તેણે ઘણી સારી અસર નીપજાવી

છે. જો કે એ ગોળી ઉપર કાંઇ પણ પથ્ય કરવાની જરૂર નથી તોપણ ગળામાં ધુમાડો કે ધુંસ પેસતી હોય તેવા સ્થાનથી બચવું, શ્રમ લાગે એટલું કાંઇપણ કાર્ય કરવું નહિ ને તેનાથી બચવું. ઉરક્ષત અને શ્વાસ (દમ)વાળાએ મૈથુનથી બચવું અને સામાન્ય રીતે વિદાહી પદાર્થો (તેલમાં તળેલા) ખાવાથી બચવું અને જેમ જેમ પાચન થતું જાય તેમ તેમ ઘી વધારે ખવાય એવી ગોઠવણ કરવી, એ ગોળી કફ, કફનાં દર્દો તથા ફેફસાં અને હૃદયના રોગમાં ઘણી સારી અસર નીપજાવે છે.

૨. **મંજીષ્ઠાદિ તાલસિંદુરઃ**-ઉપર પ્રમાણે તૈયાર કરેલો તાલ-સિંદુર તોલા ૨૦ અને નીઘંટરત્નાકરના ત્વક્‌દોષમાં લખેલો મંજીષ્ઠાદિ ચોસઠો કવાથ એટલે મજીઠ, હરડાં, બેડાં, આમળાં, ધાણેલા, ગરૂડ-વેળ, બ્રાહ્મી, ઘોડાવજ, પુષ્કરમૂળ, ભાંગરો, સુંઠ, મરી, પીપર, કરીઆતુ, અતિવિષ, નગોડ, ગરમાળો, ત્રાયમાણ, ખેરસાલ, આલુ, પહાડમૂળ, કડુ, પિત્તપાપડો, બાવળની છાલ, ઇંદ્રજવ, નાનવેલો, ઇન્દ્રવરણાની જડ, લતા કસ્તુરી (મુશ્કદાના), એરંડમૂળ, લીમછાલ, ચિત્રો, શતાવરી, ભારંગમૂળ, આંબાહળદર, પડકચુરો, બીલીનો ગર, ધાવડીનાં ફુલ, માલકાકણી, વાળો, દંતીમૂળ, પલાશપાપડો, રતાં-જણી, પતંગનું લાકડું, ગોરખમુંડી, વાયવડંગ, આંકડાનું મૂળ, અરણીનું મૂળ, કરંજનાં છોડાં, કડાછાલ, ભોંયરીંગણી, દેવદાર, નાગરમોથ, રાતાં કમળ, કેવડો અને પટોળ એ પ્રમાણે ૬૪ વસાણાં પૈકી બાકીનાં ઉપલબ્ધ નહિ થવાથી આ ૫૬ વસાણાં તોલો તોલો લઇ તેનું ચૂર્ણ કરી, તાલસિંદુર તોલા ૨૦ ને ૩ દિવસ સુધી કોરે વાટી તેમાં ૨૦ તોલા મંજીષ્ઠાદિ ચૂર્ણ મેળવ્યું. તે પછી બાકીનાં

ચૂર્ણને ૪ શેર પાણીમાં ઉકાળી ૧ શેર પાણી રહ્યું ત્યારે કપડે ગાળી, તેમાં તાલસિંદુરનો ખલ કર્યો. એવી રીતના ૩ પટ પાયા પછી તેની મગ જેવડી ગોળીઓ વાળી. આ ગોળી એકેક અથવા બબ્બે, દિવસમાં ૩ વાર માત્ર પાણી સાથે આપવાથી ખસ, વિસ્ફોટક વગેરે ચામડીનાં તમામ દરદોને મટાડવામાં ઘણી અસરકારક નીવડી છે. એ પ્રમાણે તાલસિંદુરના બે પ્રયોગ કોઈપણ જાતના ઉપદ્રવ કર્યા સિવાય કામ કરી રહ્યા છે માટે વૈદ્યરાજોએ શ્રમ લઇને આ પ્રયોગો જાતે બનાવી વાપરવાની અમે ખાસ ભલામણ કરીએ છીએ. આ પ્રયોગથી નીલકંઠ ગુટિકા અથવા રસકપુરની ગોળી વાપરતી વખતે વૈદ્ય તથા રોગીને ભયમાં રહેવું પડે છે તેવો ભય આ ગોળી ખવાડતાં અને ખાતાં જરાપણ રહેતો નથી.

## ૪ શીલાસિંદુર.

૪. **શીલાસિંદુર**:–ઉપર પ્રમાણે તપ્ત ખરલમાં શુદ્ધ કરેલો પારદ તોલા ૪૦ અને મનસીલ તો. ૨૦ તથા ગંધક તો. ૪૦ ને વાટી કાજળી બનાવી. તે પછી તેમાં ૨૦૦ તોલા ગંધક તાપે ઓગાળીને તેમાં કાજળી મેળવીને ઠંડો પડયા પછી વાટીને અગનશીશીમાં ભરીને વાલુકાયંત્રમાં ૪ દિવસ એટલે ૩૨ પ્રહર અગ્નિ આપ્યો. એ અગનશીશીને ૨૦ પ્રહર વીત્યા પછી દાટ મારવાનો સમય આવ્યો. ૪ પ્રહર સુધી કલાક કલાકે દાટને કાઢી લઇ ધુમાડાને નીકળી જવા દીધો. તે પછી ગોળ અને ચુનાથી દાટને મુદ્રા કરી બીજા ૮ પ્રહર તીવ્ર અગ્નિ આપ્યો. જ્યારે સ્વાંગશીતળ થયું ત્યારે શીશી ફોડી તેના મુખ ઉપર વળગેલો શીલાસિંદુર કાઢી તોળતાં ૬૦ તોલા નીકળ્યો.

**શીલાસિંદુર ગુટિકા:**–શીલાસિંદુર તો. ૨૦, આમળાં તો. ૧૦ અને બાવચી (અવલગુંજા) તો. ૧૦ એ બેનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી શીલાસિંદુરને ૩ દિવસ ભાંગરાના રસમાં ઘુંટી તે પછી થોડું થોડું ઘુંટતાં ૨૦ તોલા ચૂર્ણ મેળવી દીધું. તે પછી આમળાં શેર ૧ અને બાવચી શેર ૧ ને ખાંડી ૧૨ શેર પાણીમાં ઉકાળી ૧॥ શેર પાણી બાકી રહ્યું તેનાવડે શીલાસિંદુરને ૧ પટ આપ્યો. એવી રીતે આમળાં અને બાવચીના જુદીજુદી વખતે નવા નવા ઉકાળા કરી ૫ પટ આપ્યા. પછી તેની વટાણા જેવડી ગોળી બનાવી. શીલાસિંદુર કુષ્ટરોગ માટે ઘણું સારૂં કામ બજાવે છે તથા મેદો રોગને માટે પ્રખ્યાત છે એવું લાલા સ્યામસુંદરાચાર્યે લખેલું છે, પણ અમને કુષ્ટરોગપર વાપરવાનો વખત મળ્યો નથી પરન્તુ મેદોરોગ એટલે ચરબીથી ફુલી ગયલા દર્દીઓ કે જેની છાતીમાં બહુ ગભરામણ થાય, શરીર પાણી પાણી થઈ જાય અને કાંઈ વાતે ચહેન પડે નહિ એવા રોગીને આપવાથી ઘણો ફાયદો થયો છે. અમે ધારીએ છીએ કે કુષ્ટરોગ અથવા ચામડીનાં તમામ દર્દો માટે તથા કંઠમાળા, અપચી, અર્બુદ, અને ગલગંડ જેવા રોગોને પીગળાવી નાખવાના ગુણ એનામાં છે. મેદોરોગવાળાને મેદને વધારનારી એટલે ઘી, ખાંડ, દહીં અને બીજી અભિસ્યંદી વસ્તુઓની પરેજી કરાવવી. આ સિંદુર ઉપર તેલ, ખટાશ, મરચું ખાવાથી કાંઈ નુકસાન થતું નથી. શીલાસિંદુરની ગોળી એકેક વખતે એકેક કરતાં વધારે આપવી નહિ. આખા દિવસમાં ૩ ગોળી કરતાં વધારે આપવામાં આવે છે તો રોગીની ભૂખ ઓછી કરી નાખે છે, પણ આખા દિવસમાં ૩ અથવા ૨ ગોળી આપ-

વાથી ભૂખ લગાડે છે, ખાધું પચાવે છે, દસ્ત સાફ લાવે છે અને મેદને પીગળાવે છે, તથા શરીર તેજસ્વી અને સુંવાળું બનાવે છે. અને ખસનાં ચાંદા તથા વિસ્ફોટક કે રતવા ઉપર આબાદ નીવડી છે.

## સંધાતસિંદુર.

**સંધાતસિંદુરઃ**—અમારે ત્યાં રસસિંદુર, તાલસિંદુર, મલ્લસિંદુર અને શીલાસિંદુર બનાવતાં શીશીને તળીએ જે મેલ પડી રહેલો હતો તથા કેટલાક સિંદુરનો ભાગ કાચ સાથે વળગી રહયો હતો, જેમાં કાચ પણ રહેલો હતો તે કાચવાળા સિંદુરોને એકઠાં કરી તેમાં શીશીની નીચેનો રહેલો કચરો મેળવી ૮૦ તોલા ગંધકની સાથે તેને વાટી, તેને એક પટ કુંવારના રસનો આપી સુકવીને અગન શીશીમાં ભરી વાળુકા યંત્રમાં ૨૪ પ્રહરનો અગ્નિ આપ્યો. ૧૮ પ્રહર થયા પછી ચુના અને ગોળથી મુદ્રા કરી ૬ પ્રહર તીવ્ર અગ્નિ આપ્યો. સ્વાંગ શીતળ થએ શીશી ફોડી તેને ગળે વળગેલો સિંદુર કાઢી લેતાં ૩૦ તોલા સંધાત સિંદુર હાથ લાગ્યો, એટલે કાચ અને રાખોડીમાંથી ઉપર લખેલા ચારે સિંદુરના ભેગવાળો સંધાતસિંદુર મળ્યો, અને કાચ વગેરે નીચે રહી ગયા. તે સંધાતસિંદુરનો ભૈષજ્ય રત્નાવળીના પાઠ પ્રમાણે **સ્વલ્પ-ચંદ્રોદય** બનાવ્યો તે એવી રીતે કે જાયફળ તો. ૭ લવીંગ તો. ૭ મરી તો. ૭ બરાસકપુર તો. ૭ સુન્નાના વરખ માસા ૭ (૧૦ આની ભાર) કસ્તુરી માળા ૭ (૧૦ આની ભાર) તથા સંધાતસિંદુર તો. ૩૦ ને એકત્ર વાટી તેને પાનના રસના ૪ પટ આપ્યા. જો કે ભૈષજ્ય રત્નાવળીમાં પાનનો રસ લખ્યો નથી પણ ૪ ગુંજા

પ્રમાણે ગોળી વાળવાનું લખ્યું છે એટલે ગોળી વાળવા માટે ચંદ્રોદયને પાનનું અનુપાન હોવાથી પાનના રસમાં ઘુંટીને ૧ ગુંજા (ચણોઠી) ભારની ગોળી બનાવી. આ ગોળી અમે પોતે તેલ, મરચું, હીંગ, આમલી, ખટાશ, વાલ, વટાણા, કેળું, કોળું સાથે ખાઇએ છીએ પણ કોઈ જાતની વિક્રિયા કરી અગર જણાતી નથી. માત્ર ૧ ગોળી પ્રાતઃકાળમાં મધ સાથે ચાટી તેના ઉપર ૪ થી ૬ તોલા ઘી ગરમ કરીને પીએ છીએ, જેથી કામ કરતાં થાક લાગતો નથી. ચંદ્રોદય ખાવામાં રોગી ઘી નહિ ખાય તો તેની અગ્નિમંદ પડી જાય છે, પણ જો ક્રમે ક્રમે ઘીવાળા પદાર્થનું કાયમ સેવન કરતો જાય તો તેનો અગ્નિ પ્રદિપ્ત થઇ શરીરમાં નવું લોહી ઉત્પન્ન થાય છે. એ પ્રમાણે તપ્ત ખરલમાં ઘુંટેલા અને શુદ્ધ કરેલા પારદમાંથી ૪ પ્રકારના સિંદુર અને પાંચમો સંઘાત સિંદુર બનાવ્યા પછી, બાકીનો પારદ રસો બનાવવાના કામમાં વાપરવા માંડયો છે. તે પહેલાં હમે પ્રથમ તો બજારમાંના પારા ગંધકની કાજળી બનાવી રસો બનાવતા હતા. તે પછી પારદને ઇંટનો ભુકો તથા રાઇમાં ખરલ કરી રસો બનાવતા હતા. તે પછી સુકી હળધર-માં પારદને હળધર કાળી થઇ જાય ત્યાંસુધી ઘુંટી તે પારદના રસો બનાવતા હતા. તે પછી હીંગળોકમાંથી પારદ કાઢીને તેના રસો બનાવતા હતા. અને હાલમાં તપ્ત ખરલમાં શુદ્ધ કરેલા પારદના યોગથી રસો બનાવીએ છીએ. તે ઉપરથી એવો અનુભવ થયો છે કે જેમ જેમ પારદની શુદ્ધિ (ઉપાસના) વધારે કરતા ગયા તેમ તેમ, તેનાથી બનાવેલા રસો ઉત્તરોત્તર વધુ બળવાન અને વધુ કામ કરનારા જણાયા. કહેવાની મતલબ એ છે કે જો વૈદ્યો પારદને બરાબર સંસ્કાર આપે અને તેના વડે કોઇપણ જાતનો

રસ બનાવે તો આ વિષયને મથાળે લખેલા ભૈષજ્યરત્નાવળીના શ્લોક પ્રમાણે કોઈપણ રોગમાં ફતેહમંદ રીતે કામ કરીને વૈદ્યરાજોને ધન, યશ, કીર્તિ અને પુન્ય અપાવે છે માટે સિદ્ધ ભગવાન્ તથા યોગીરાજોના નિર્માણ કરેલા રસશાસ્ત્રનો અભ્યાસ કરી ધનનો લોભ નહિ રાખતાં જગતને ઉપકાર કરવાનો લોભ રાખી, રસશાસ્ત્રમાં કહેલી વીધિ પ્રમાણે પારદને ૮ સંસ્કાર આપી વાપરવાની અમે સર્વ વૈદ્યરાજોને ફરીથી ભલામણ કરીએ છીએ.

રસશાસ્ત્રના ગ્રંથોમાં પારદના ૧૮ સંસ્કાર કરવાને કહેલું છે અને તે પછી વૈદ્યોને માટે ૮ સંસ્કારની રજા આપેલી છે. પરંતુ હાલના કેટલાક વૈદ્યરાજો પારદના ૧૮ સંસ્કાર થયા પછી પારદમાં જે જાતની અદ્ભુત શક્તિ ઉત્પન્ન થાય છે, તેવી શક્તિ સંસ્કાર આપ્યા વિના મેળવવા માટે મથન કરે છે અને તેમાં નિષ્ફળ થવાથી શાસ્ત્રના ઉપર અપવાદ મુકે છે! પણ પારદનો ૯ મો સંસ્કાર જે ગ્રાસ-ભક્ષણ એટલે અબરખના સત્વનો ગ્રાસ આપવો એમ લખ્યું છે. હવે તેનો ગ્રાસ આપવા માટે અબરખના સત્વનું એટલે પાર્વતીના વીર્યનું પાતન કરવું જોઇએ. તે સત્વપાતન વિદ્યાનો સ્વપ્ને પણ વિચાર કર્યા સિવાય માત્ર અબરખમાં વાટીને ૯ મો સંસ્કાર પુરો કરનાર વૈદ્યરાજને સિદ્ધિ શી રીતે પ્રાપ્ત થાય? સિદ્ધિ મેળવવા માટે જે લોકો પ્રયત્નવાન થાય છે તે લોકોએ યાદ રાખવું જોઇએ કે **જે વસ્તુનો જેને ખપ નથી તે વસ્તુજ તેની પાસે આવે છે.** એટલે યોગીઓ તથા સિદ્ધોને ધનનો ખપ નથી તો તેનેજ સુવર્ણસિદ્ધિ મળે છે, અર્થાત્ તેને હાથેજ પારદ સહસ્રવેધી, લક્ષવેધી કે કોટિવેધી થઇ

તે પ્રમાણે ધાતુનો વેધ કરી, તેનું સુવર્ણ બનાવે છે, અને તેવાજ સિદ્ધોને હાથે જળોકાબંધ, ઉડીઆનબંધ, ખેચરી, ભૂચરી, અગોચરી સિદ્ધિને આપનાર પારદ તૈયાર થાય છે! એટલા માટે આપણે વૈદ્ય લોકોએ ૮ સંસ્કારની ઉપર બીજા સંસ્કાર કરવાને પ્રવર્ત થવું એ આપણી ભૂલજ છે. આપણે તો રસશાસ્ત્રમાં આપેલા અધિકાર પ્રમાણે વીધિપૂર્વક લોભરહીત થઈ ૮ સંસ્કાર કરી પારદને બુભુક્ષિત બનાવી, તેના પ્રયોગો એટલે રસો તૈયાર કરી રોગીના રોગને હઠાવી તેને આરોગ્ય આપી સહજમાં જે મળે તે ઉપર સંતોષ રાખી કામ કરવાનું છે; અને જેઓ એ પ્રમાણે પારદની ઉપાસના કરી વીધિપૂર્વક રસો બનાવી તેનો ઉપયોગ કરશે તેઓના હાથમાં અમૃતસિદ્ધિ પ્રાપ્ત થશે એવો અમારો નિશ્ચય છે. તથાસ્તુ.

---

## પૂર્ણચંદ્રોદય સિદ્ધ મકરધ્વજ.

**સારંગધર સંહિતાના** નિયમ પ્રમાણે પારદની શુદ્ધિ કરી તેને બુભુક્ષિત બનાવી, સુવર્ણગ્રાસ આપી, જેનો **પૂર્ણચંદ્રોદય સિદ્ધ મકરધ્વજ** બનાવવાનો પ્રયોગ હાલ ચાલુ છે તેનો વિધિ નીચે પ્રમાણે લખીએ છીએ:—

બજારમાં વેચાતો પારો ૪૦૦ તોલા લાવી, પ્રથમ ૧ શેર રાઇને ખરલમાં ખુબ ઝીણી વાટી, તેમાં ૧।। શેર લસણની કળી નાંખી તે બેઉને ખુબ ઝીણું વાટી તેની મુસ બનાવી. તે મુસમાં ૪૦૦ તોલા પારો ભરી તેનું મુખ બંધ કરી જાડા ડોટીના (ખાદી) કપડાંની ૪ બેવડ કરી તેમાં તેની પોટલી બાંધી ૧ માટીના વાસ-

જુમાં તે પોટલી લટકાવી, પોટલી ડુબે એટલી કાંજી ભરી ચુલે ચડાવી સ્વેદન કરવા માંડયું. જેમ જેમ કાંજી બળતી ગઈ તેમ તેમ બીજી કાંજી તેમાં ઉમેરતા ગયા, પણ ૪ પ્રહર સ્વેદન થયા પછી માટીનું વાસણ નીચેથી ફાટયું જેથી કાંજી ચુલામાં પડવાથી ચુલો ઓલવાઈ ગયો ! જેથી બીજે દિવસે તાંબાનું વાસણ ચડાવી તેમાં કાંજી ભરી બીજા ૩ દિવસ અહોરાત્ર સ્વેદન કર્યું અને ૪ થે દિવસે તે દોલાયંત્રમાંથી પોટલી કાઢી તેને ગરમ પાણીથી ધોઈ પારાને જોખી જોયો તો વજનમાં પુરો ઉતર્યો, અને તાંબાના વાસણને કાંઈ નુકશાન થયું નહિ. આ ઉપરથી ચેતવણી આપવાની કે ૩ અહોરાત્ર સુધી માટીનું વાસણ તાપ ખમી શકે એવું મળવું અસંભવિત હોય તો તાંબાના વાસણમાં પારાનો દોલાયંત્ર ગોઠવવો. તે પછી તે પારાને ખરલમાં નાંખી બશેર કુંવારપાઠાના રસમાં ખરલ કર્યો. પછી ચિત્રાનો ઉકાળો બશેર લઈ તેમાં ખલ કર્યો. પછી કાકમાચી એટલે પીલુડીના બશેર રસમાં ખલ કર્યો. પછી ત્રિફળાના બશેર ઉકાળામાં ૧ દિવસ ખલ કર્યો. એ ખલ એવી રીતે કરવામાં આવ્યો

હતો કે રસ કે ઉકાળો નાંખ્યા પછી તે સુકાઈ જાય એટલે તે વનસ્પતિનો ભુકો તેમાં હોય તે ઉપર બીજો રસ નાંખીને ઘુંટતા હતા. એ પ્રમાણે ઘુંટતા અમને ૧૬ દિવસ લાગ્યા. તે પછી તે પારાને ગરમ પાણીથી ધોઈ સાફ કરીને ૧ દિવસ કાંજી અને સિંધવમાં ખરલ કર્યો. તે પછી પારાના વજનથી અર્ધો સિંધવ મેળવીને લીંબુના રસમાં ૪ દિવસ ખલ કર્યો અને પછી રાઇ, લસણ અને નવસાર એ ત્રણે મળીને પારાના વજન પ્રમાણે લઇને કાંજીમાં ખરલ કરવાનું શરૂ કર્યું. એ ખરલમાં ૬ દિવસ વટાયો એટલે તે ઔષધીમાં પારો

મૂર્છિત થઈ ગયો. તે પછી વાટતાં વાટતાં જ્યારે ગોળી વળે તેવો પારો મૂર્છિત થયો ત્યારે તેની એક રૂપિયા જેટલી પહોળી અને બે રૂપિયા જેટલી જાડી ટીકડીઓ બનાવી તેને તડકે સુકવી તે તડકે સુકાયા બાદ ચોખ્ખી રસની હીંગ શેર ૧ લઈ તેને પાણીમાં એવી રીતે વાટી કે દુધપાક જેવો નરમ રસ થયો. તેમાં પેલી મૂર્છિત પારાવાળી ટીકડીઓ બોળીને તડકે સુકવી. તે પછી જે ટીકડીઓના ૫ ભાગ કરી તેમાંનો ૧ ભાગ માટીના પહોળા મોંઢાના (વાસણ) પાટીયામાં તળીએ ગોઠવી તેના ઉપર મીઠું શેર ૫ ઢાંકી, બીજો પાટીયો ઉંધો વાળી તેના સાંધાને ખડી, મીઠું અને નવસાર મેળવીને સંધાલેપ કરી ૩ કપડમટ્ટી કરી તડકે સુકવી એ ડમરૂયંત્રને ૩ પ્રહર સુધી ચુલે ચડાવી નીચે અગ્નિ આપ્યો અને ડમરૂયંત્રની ઉપર પાણીમાં પલાળેલા કપડાંનાં પોતાં મુકતા ગયા. બીજે દિવસે ડમરૂ છોડી જોતાં જણાયું કે ૩ ભાગ ટીકડીમાંનો પારો ઉપર ઉડયો છે અને ૧ ભાગની ટીકડી બળ્યા વિનાની કાચી રહેલી છે! તેથી બીજે દિવસે આગલા દિવસની વધેલી કાચી ટીકડીઓ અને ૧ ભાગની બીજી ટીકડીઓ મુકી, આગલા દિવસવાળું મીઠું અને તેમાં ઘટતું બીજું ઉમેરી ૫ શેર વજન કરી તે ટીકડી ઉપર દાબીને આગળની માફક ડમરૂયંત્ર બનાવી ચુલે ચઢાવી અગ્નિ આપ્યો. એવી રીતે ૫ વખત ૫ ડમરૂયંત્રમાં ૫ શેર પારાને ઉડાવ્યો. એ પ્રમાણે પારાને ડમરૂયંત્રમાં ઉડાવ્યો અને છેલ્લે તમામ પારાને જોખી જોતાં તે પારો ૮૪) તોલા થયો. આ ક્રિયામાં અમારી કાંઈ ભૂલ થયલી જણાય છે, કારણ કે પારો ઘણો ઓછો ઉતર્યો !! પણ એકલું અનુમાન થાય છે કે હીંગ અને મીઠું એ પારદની ભસ્મ કરવાવાળા પદાર્થો

છે, તેથી કેટલોક પારો ભસ્મરૂપ બનવાથી ઘટ પડી હોય ! છતાં જો બીજા વૈદ્યરાજો પારાના ડમરૂ યંત્રને ૪ પ્રહર કરતાં વધારે વાર આંચ આપે અને ડમરૂની ગોઠવણ કરતા સાવધાની રાખે તો અમારા કરતાં વધારે પારો મેળવી શકે એમ અમારૂં માનવું છે. એ પ્રમાણે તૈયાર થયલો પારો લઈ તેને સુંઠ, કાળાં મરી, પીપર જવખાર, સાજીખાર, સિંધવખાર, સંચળખાર, બંગડીખાર, મીઠું, તલની કરાંઠીની રાખોંડી, લસણ, નવસાખાર અને સેકઠા (સરગવા) ની છાલ એ ૧૩ ઔષધી પારાને સરખે ભાગે લઈ લીંબુના રસમાં ખરલ કરવો એમ લખેલું છે, તેને બદલે અમે ૫) શેર લીંબુનો રસ લઈ ઉપરની ૧૩ ઔષધી સાથે પારાને ઘુંટયો તે એવી રીતે કે તે પારાને તપ્ત ખરલમાં નાંખી ખરલની નીચે અગ્નિ સળગાવી જેમ જેમ રસ બળતો ગયો તેમ તેમ કાંજી ઉમેરતા ગયા. એ પ્રમાણે ૩ દિવસને બદલે ૪ દિવસ એટલે ૯૬ કલાક, એક મિનિટ પણ અટકયા સિવાય તપ્ત-ખરલમાં પારાને ઘુંટયો, જેથી પારો દીપન સંસ્કારવાળો એટલે બુભુક્ષિત થયો તે બુભુક્ષિત થયલા પારામાંથી ૪૦ તોલા પારદ લઇ તેમાં ૧૦ તોલા સોનાના વરખ મેળવી ખરલ કર્યો અને તે પછી ગંધક શેર ૧)ને દુધમાં શોધી તેમાં તેની કાજળી બનાવી, તેને વડની મૂળીના ઉકાળામાં ઘુંટી તે ઘુંટતાં ઘુંટતાં સુકાઈ ગયો ત્યારે તેમાં બીજો ૫) શેર ગંધક મેળવી, વાટીને અગનશીશીમાં ભરીને, ૩૨ પ્રહરની વાળુકા-યંત્રમાં આંચ આપી. સ્વાંગ શીત થએ શીશી ફોડી તેમાં તૈયાર થયલો રાતા રંગનો હીંગળોક જેવો પદાર્થ અને નીચે રહેલી ગંધ-કની રાખોડીને ભેગા વાટી, વડની મૂળીના ક્વાથમાં ઘુંટી, ઉપર

પ્રમાણે બીજો ગંધક મેળવી વાળુકાયંત્રમાં ૪ અહોરાત્ર એટલે ૩૨ પ્રહરની આંચ આપી. એ પ્રમાણે દર વખતે ગંધક શેર ૬) સાથે પારાને શીશીમાં ભરી વાળુકાયંત્રમાં પકાવી, શતગુણ (૧૦૦) ગંધકનું જારણ કરવાનું કામ હાલ ચાલે છે, તેમાં ૭૨) રતલ ગંધક વપરાયો છે અને બાકીનો ૩૦) રતલ બાકી છે, તે બીજી ૫, ભઠ્ઠીમાં પુરો થશે.

એ પ્રમાણે ૧૦૨) રતલ ગંધકનું જારણ કર્યા પછી ૧૮મી ભઠ્ઠી ચંદ્રોદય બનાવવા માટેની ચઢવાની છે તેને માટે ગંધકની શુદ્ધિનું કામ એક તરફ ચાલે છે, તેમાં ગંધક શેર ૬) લઈ તેમાં ઘી શેર ૧॥ નાંખી ગંધકને પીગળાવી વીશ શેર દુધમાં ઠંડો પાડયો. એ પ્રમાણે તલનું તેલ, એરંડીઉ, કોપરેલ, સરસીયું, ડોળીયું, અળસીનું તેલ, લીમડાની લીંબોડીનું તેલ, કરંજીયું તેલ, અશ્વાળીયાનું તેલ, કપાસીઆનું તેલ દોઢ દોઢ શેર લીધું, તેમાં પેલો ગંધક ઉકાળી ઉકાળીને દરેક વખતે વીશ શેર દુધમાં ઠંડો પાડતા ગયા. તે પછી ભીલામાના, લવેંગના, જાયફળના, દારૂડીના, બદામના, ખસખસના, બાવચીના, દુધીના, કાજુના, ચીનીકબાલાના તેલને બદલે તે વસ્તુઓ એકેક શેર લઈ તેને ખાંડી ૧ શેર તલના તેલમાં પીગળાવી ગાળીને તેમાં ગંધકને ગળાવી, ૦॥ મણ દુધમાં ઠંડો પડવાનું કામ ચાલુ છે. તે પછી મધુરસના એટલે ભીંડાના મૂળ, કાંસકીના મૂળ, શેરડીના મૂળ, દાભડા (દર્ભ)ના મૂળ, શતાવરી, ધોળી મુસળી, એખરો, ગોખરૂ, નીગુંડી, સાલમ, ધાણા, અને વડની છાલ ૪ શેર ૪ શેર લાવી તેને ૧ મણ પાણીમાં ઉકાળી, ૧૦ શેર પાણી રહે ત્યારે પેલા ગંધકને ગરમ કરી આ ઉકાળા

ઠંડો પાડીશું. તે પછી ખાટો રસ એટલે આમલી, કરમદાં, લીંબુ, કાચી કેરી, અંબાડા, કોકમ, ચુકાની ભાજી, બોર, બીજોરાં, કમરખ, લીલી દ્રાક્ષ અને ચણાનો ક્ષાર એ ૧૨ વસાણાનો ઉપર પ્રમાણે ઉકાળો કરી, તેમાં ગંધકને ઠંડો પાડીશું. તે પછી ખારો રસ એટલે લુણી, મોરસ, મછીઓ, મોટી લુણી, ઝંઝેટાની રાખ, કેળની રાખ, ખરસાણીની રાખ, આકડાની રાખ, અરણીની રાખ, થોરની રાખ, જવખાર, અને સિંધવખારના ઉપર પ્રમાણે જુદા જુદા ઉકાળામાં ગંધકને ઠંડો પાડીશું. તે પછી તીખો રસ એટલે સુંઠ, મરી, પીપર, અજમો, તજ, લવંગ, તેજબળ, અકલગરો, મુળા, જાવંત્રી, પીપરી મૂળ અને ચવ્વક શેર શેર લઈ તેનો ઉપર પ્રમાણે જુદો જુદો ઉકાળો કરી, તેમાં ગંધકને પીગળાવી ઠંડો કરીશું. તે પછી કડવો રસ એટલે કુંવાર, લીમડો, કાચકી, કોલમ, કરીઆતુ, કાળીજીરી, કડું, ઇન્દ્રજવ, સાથરા, ઉન્નાબ, કરમાણી અજમો, અને અજમોદ બબ્બે શેર લઇ પાણી મણ ૧)માં જુદો જુદો ઉકાળી, ૧૦ શેર પાણી રહે ત્યારે તેમાં ઉપરના ગંધકને પીગળાવી ઠંડો પાડીશું. તે પછી કષાયરસ એટલે હરડાં, બેડાં, આમળાં, હીમજી હરડે, ભાંગરો, મોથ, અતિવિષ, સુવા, વરીઆળી, દગડફુલ, હળધર, દારૂ હળધર, ચીત્રો, ચવ્વક, ધંતુરો, કાંટાસળીઓ, પીત્તપાપડો, કાકડાસીંગ એ સર્વ જૂદા જૂદા બબ્બે શેર લઇ તેને પાણી મણ ૧)માં જૂદા જૂદા ઉકાળી, ૧૦) શેર પાણી બાકી રહે ત્યારે તેમાં ઉપલા ગંધકને પીગળાવી ઠંડો પાડીશું એટલે જેમ પારદ શતગુણ ગંધકથી જારણ થશે તેમ ગંધકનું ૧૦૦) વખત શોધન થશે, અને તે પારા-ગંધકનું મિશ્રણ કરી છેલ્લે વાળુકાયંત્રમાં તેનો પુર્ણચંદ્રોદય-સિદ્ધ

મકરધ્વજ થશે. આ પ્રમાણે કરવાનું એવું કારણ છે કે લાલા-શ્યામસુંદરાર્યે પારદને તથા ગંધકને જેમ જેમ જુદી જુદી વનસ્પતિમાં ઘુંટવામાં અથવા પકવવામા આવે તેમ તેમ તે તે વનસ્પતિનો ગુણ તેમાં આવે એટલુંજ નહિ પણ પારદને ઘણો ઉ-તેજક બનાવે એવું લખેલું છે, તે ઉપરથી આ પૂર્ણ ચંદ્રોદયને ષડ રસાત્મક વનસ્પતિઓની ભાવના આપી બનાવવામાં આવે તો તેમાં અપૂર્વ ગુણ ઉત્પન્ન થાય એમ જાણી આ ક્રિયામાં પ્રવૃત્ત થયા છીએ. બીજી તરફ જુદી જુદી જાતના તેલોમાં અને તૈલી પદાર્થોમાં પ્રથમ ગંધક પીગળાવી દુધમાં ઠંડો કરવામાં આવે છે તે દુધવાળા તેલને ઉકાળી તેલ માત્ર આવી રહે અને દુધ બળી જાય એવી રીતે ક્રિયા ચાલે છે. તે પછી તે બાકી રહેલા ગંધક-વાળા તેલને ઉપર લખેલા છએ રસોના જુદા જુદા વસાણાના કવાથોમાં સિદ્ધ કરવામાં એટલે બાળવામાં આવશે જેથી સુશ્રુતાચાર્યે લખેલું શતપાક નામનું એક તેલ તૈયાર થશે. જો કોઇ વૈદ્યરાજ પુરૂષાર્થ કરી સુશ્રુતાચાર્યે લખેલા શતપાક અથવા સહસ્ત્રપાક તૈલો બનાવે તો તેમાં લખ્યા પ્રમાણે વૃધ્ધોને યુવાન બનાવી શકાય !!! પણ આજકાલના જમાનામાં જેઓ મહેનત વગર આઇતું મેળવવાના લોભમાં ફસાયલાઓ પૂર્વાચાર્યોએ નિર્માણ કરેલા ઔષધોના નામ ધારણ કરી, મહેનત કર્યા વિના માત્ર ધન કમાવાની આશા અને લાલસા રાખે છે તેઓ વૈદ્યો નથી, પરંતુ આયુર્વેદના ગૌરવને નષ્ટ કરનારા છે એમજ સમજવું !!! इत्यलम्.



# आयुर्वेद निबंधमाळा भाग २ जो.

## નિબંધ ૩૦ મો.

## પરચુરણ રોગોના ઉપાયો.

### બીજા વૈદરાજો તરફથી આવેલા અનુભવી ઇલાજો.

### વાળો ( નારૂ ).

યતિ શ્રી રવીહંસજી દીપહંસજી છાપરીયાશેરી–સુરત.

૧. જ્યાં ડાંગર પાકે છે તે કયારડામાં ડાંગરના છોડવા ઉપર લટકતો કોશેટો થાય છે તે એક લાવી, સુકવી, વાટીને ગોળમાં મેળવી તેની ૭ ગોળીઓ બનાવવી. ૭ દિવસ સુધી દરરોજ સવારમાં એકેક ગોળી પાણી સાથે ખાવાથી ૭ દિવસમાં વાળાનું દરદ મટી જાય છે.

૨. વાળાના મોં ઉપર કવચાની સીંગની રૂંવાટી ચોપીયાવતી ઉપાડીને મુકવી, એટલે વાળો તરત બહાર નીકળી પડે છે.

૩. એળીયો, હીંગ, અફીણ, કબૂતરની હગાર એ ચારે વસ્તુઓ સરખે ભાગે લઇ, અરીઠાના ફીણમાં વાટી, આખા વાળપર ચોપડી તે ઉપર આંકડાનું પાન બાંધવાથી ૨૪ થી ૩૬ કલાકમાં વાળો નીકળી પડે છે. આ દવાથી ઘણાં માણસોના વાળા મટયા છે.

૪. સેકટાના ઝાડનાં મૂળ, છાશમાં ઘસી જાડો લેપ કરવાથી વાળો બળી જાય છે.

૫. નમૂળી અથવા અમરવેલ જેને આકાશવેલ પણ કહે છે તેને વાટી વાળાપર બાંધવાથી વાળો મરીને નીકળી જાય છે.

૬. બાદીઆન તોલો ૦૧ થોડા દહીં સાથે ૩ દિવસ સુધી દિવસમાં ૩ વાર ખાય તો વાળો ગળી જઇ આરામ થાય છે.

વૈદ્ય મણીલાલ ગણપતીશંકર ભટ્ટ મુ. કેળાપીઠ—સુરત.

**વાળો અથવા નારૂનો ઉપાય**—કાચકીના પાન તો. ૧, લીમડાના પાન તો. ૧, વરાગડુ મીઠું વાલ ૦ાા, હીંગ વાલ ૦ાા, ચુલા ઉપરની મેસ વા. ૦ાા એકત્ર કરી વાટી છાશમાં મેળવી લેપડો બનાવી વાળાની જગ્યાએ મુકવી તથા આજુબાજુ સોજા ઉપર પણ એજ દવા પાતળી કરી ચોપડવી અને પાટો બાંધવો જેથી વાળો બહાર આવી જશે તેને એક કપડાની નાની વાટ બનાવી તેની સાથે વાળાનો બહાર આવેલો તાર બાંધી વીંટાળવો જેમજેમ વાળો બહાર આવતો જાય તેમ તેમ તેને વીંટાળતા જવું જેથી તદ્દન બહાર નીકળી જઈ દર્દ મટી જશે પછી વાળાનો રોગ ફરી નહિં થવા માટે નીચેનો ઉપાય કરવો,

**વાળાનો રોગ ફરી નહીં થવા માટે**—મોટી હરડેનું દળ, બેહેડાની છાલ, આમળા, સુંઠ, ગરમાળો, જેઠીમધ, પીપરીમુળ, સર્વે સમભાગે લઇ અધકચરાં ખાંડી તેમાંથી દરરોજ પા તોલો લઇ પાશેર પાણીમાં ઉકાળી તેમાં મધ નાંખી પીવાથી વીસ દિવસમાં વાળાનું ઝેર

નાબુદ થઇ જંતુઓનો નાશ થાય છે, ઉપલા ચુર્ણને વખતસર કરી મધ સાથે ચાટવામાં આવે તોપણ ચાલે છે.

### વૈદ્ય ( નામ તથા ઠેકાણા વગરના. )

વાયવરણાના પાનને વાટી તેનો લેપ કરવાથી એકજ દિવસમં વાળો મટે છે.

### વૈદ્ય વાસુદેવ નાગરદાસ મુ. જસકા.

પારેવાની ચરક, કળીચુનો, મુળાના બીજ, સાબુ એ સર્વને એકત્ર વાટી પાણીમાં મેળવી વાળા ઉપર થેપલી મુકવાથી વાળો મટેછે.

### વૈદ્ય મણીલાલ જાદવજી જોશી મુ. કાનપર. પો. વળા.

સસલાની લીંડી વાટી ગોળમાં ગોળી કરી દીન સાત આપવી. ઉંદરની લીંડી તથા સાબુ તેલમાં ખદખદાવી બાંધવું.

### વૈદ્ય નંદરામ પ્રાગજી વકીલ મુ. નાગેશ્રી. પો. જાફરાબાદ.

ઇંગોરીઆના મુળની છાલ વાટી તેની થેપલી વાળા ઉપર મુકી પાટો બાંધવો અને નીચે જણાવેલું તેલ સહેજ ગરમ સીંચવું. તેલ ઝેરી પરબોળીયો કે જે થોર ઉપર થાય છે તેના પાનનો રસ શેર ૦॥, ઇંગોરીઆના મુળની છાલ તો. ૫, (ખોખરી કરેલી) બજરના પાનનો રસ તો. ૫, રસકપુર તો. ૧, બારીક વાટીને તલનું તેલ શેર ૧ લઇ કડાઇમાં નાંખી ચુલે ચડાવી ધીમે તાપે ગરમ કરી તેમાં ઉપરના રસ તથા છાલનું ચુર્ણ ધીમેધીમે નાખતા જવું અને રીણુ બેસી જઇ તેલ માત્ર રહે ત્યારે ગાળી લેવું. આ તેલ વાળા ઉપર સીંચ્યા કરવાથી વાળાના ઢુંચળા નીકળી પડશે.

**ડૉકટર દામોદર ગોપાળ રણદીવે સગરામપુરા–સુરત.**

કેળા નંગ બેમાં ભીલામુ નંગ ૧ વાટી ત્રણ દિવસ ખાવાથી વાળો મટે છે.



## દાઝવું.

**વૈદ્ય અંબારામ શંકરજી મુ. વાગડ. વાયા રાણુપુર.**

અગ્નિદગ્ધ–(અગ્નિથી દાઝે તે ઉપર) દાઝે કે તરત કુંવારનો રસ અથવા લોહી અથવા તલનું તાજું તેલ ચોપડવું. પછી બળતરા થાય અને બહુ દાઝેલ હોય તો વાંદરાની વીષ્ટા પાણીમાં વાટી ચોપડવાથી દાહ શાન્ત થાય છે તથા મટે છે.

૨. આંબાના પાન લાવી સુકવી બાળી તેની રાખોડીનો તેલમાં મલમ કરી ચોપડવાથી મટે છે.

૩ બાવળની છાલનું વસ્ત્રગાળ ચુર્ણ કરી કોપરાનું તેલ (કોપરેલ) નાંખી મલમ કરી ચોપડવાથી સાત આઠ દિવસમાં આરામ થઇ જાય છે.

**માસ્તર કેશવરામ હરીશંકર મુ૦ કાપોદ્રા તા૦ અંકલેશ્વર.**

તાત્કાળીક શાન્તીને માટે ચુનાનું નીતર્યુ પાણી અને તેલ ફીણવું, પછી રાળ નાંખી ફીણીને ચોપડવું અથવા તેલ શેર ૦ાા, રાળ શેર ૦)॥, મીણ તો. ૨ પ્રથમ તેલમાં મીણ મેળવવું પછી રાળ વાટીને નાંખવી, ધોળું ફીણ આવશે જ્યારે લાલ થાય ત્યારે ઉતારવું. થંડુ પડયા પછી ચોપડવાથી દાઝયા પછી જો પાક્યું હોય તોપણ મટી જાય છે.

**વૈદ્ય અક્ષર પુરૂષોત્તમ ઔષધાલય મુ. સારસા વાયા આણંદ.**

ગમે તેવી રીતે અગ્નિદાહ થઇ મનુષ્યનું કોઇપણ અંગ દાઝી ગયું હોય અને ફોલ્લા ઉઠયા હોય તથા તેમાં અત્યંત પીડા થતી હોય તો ફોલ્લા ફોડી સિદ્ધ કરેલું તેલ (ઘહુંની પુરી વિગેરે તળી પાકુ થયેલું તેલ) દાહ ઉપર ચોપડી બાવળની છાલ (અંતરછાલ નહિં પણ ઉપરનીજ છાલ લેવી)નું ચુર્ણ કરી ઉપર ભભરાવવું. જેથી ગમે તેવો દાહ હશે અને કોઇપણ ઉપચાર કરવાથી નરમ પડતું નહોય તથા બીજા કોઇ ઉપચારથી પાકવાની દહેશત રહેતી હોય ત્યાં આ દવાનો દિવસમાં ત્રણુચાર વખત ઉપયોગ કરવાથી મટે છે.

**વૈદ્ય પુરૂષોત્તમ બહેચર યાજ્ઞીક મુ. કલોલ.**

હીરાદખણુ તો. ૧, સફેદ કાથો તો. ૧, કપુર તો. ૦)= બાર લઇ વાટી વસ્ત્રગાળ કરી સો પાણીએ ધોયલા ઘીમાં મેળવી ચોપડવાથી ઠંડક આપે છે, રૂઝ લાવે છે, અંદરની કીડને મારે છે. દાઝેલા ઉપર તથા ગાંઠી ઉપર અકસીર છે.

**વૈદ્ય છગનલાલ આત્મારામ મુ. ઘાંચીશેરી સુરત.**

દાઝેલાનો મલમ–રાળ તો. ૨।।, મીણુ તો. ૧।।, તલનું તેલ તો. ૧૦ પ્રથમ રાળને વાટી વસ્ત્રગાળ કરી પછી તેલ અને મીણુ ગરમ કરી અંદર રાળ નાંખી હલાવતા જવું, જ્યારે બે ઉભરા આવી જાય ત્યારે અગ્નિપરથી ઉતારી એક તપેલામાં પાણી શેર ૧૦ લઇ તેમાં એ મલમ રેડી દેવો અને તેમાં ફીણુવો એટલે સફેદ ઘી જેવો મલમ તૈયાર થશે. આ મલમની દાઝેલા, ફોલ્લા વિગેરે ઉપર તથા ચાંદા ઉપર પટી કરીને મુકવી અથવા આછો આછો ચોપડવાથી રૂઝ લાવી અગનને નરમ પાડી શાન્તિ આપે છે.

## ચોટ—વાગણું.

### વૈદ્ય હેવજી આશુ.

**ભીલામા સ્વરસઃ**—ભીલામાનો પાતાળયંત્રથી સ્વરસ કહાડી તે રસ તો. ૧, લવિંગ તો. ૨, જાયફળ તો. ૦ા૦ ભાર નાખી ખરલમાં ચાર પહોર એક સરખો ઘુંટવો. માત્રા વાલ ૧ ઘી સાથે અથવા સાકરના શીરા સાથે ખાવી ઘી તથા દુધ ખુબ ખાવું જેથી ગરમ પડે નહિ. ગુણ—મુંઢમાર, ઉંચેથી પડી જવાથી હાથ પગ છાતી અથવા આખે શરીરે ધકકો લાગ્યો હોય તો આ દવા વાપરવાથી તરત આરામ થઇ જાય છે. વાયુથી શરીર જકડાઇ ગયું હોય તોપણ કામ કરે છે. આ દવા એકાંતરે દિવસે વાપરી. ઓછામાં ઓછી ત્રણ વખત અને વધારેમાં વધારે આઠ વખત વાપરવી. દરરોજ વાપરવી નહિ. આ દવા ખાનારે શરીર સેકવું નહિ, તડકામાં ફરવું નહિ. કદાચ તેમ કરવાથી શરીરે ફૂટી નીકળે તો કોપરૂ ખવાડવું તથા શરીરે છાણનો લેપ કરવાથી મટી જશે. ઘી સાકર અને દુધ પુષ્કળ ખાવા આપવું. દવા શ્રેષ્ઠ છે. હજારો રૂપીઆ ખરચવાથી ન મટે તેવું દરદ આ દવાથી મટી જાય છે.

### માસ્તર નરભેરામ હરજીવન મુ. નગાગામ તા. માતર.

**આગંતુક (હથીઆરનો) ઘા વાગ્યો હોય ત્યાં**:—અરણીના પાન વાટી ઘીમાં તળી બાંધવાથી રૂઝ આવે છે. અથવા ઘાની અંદર ઘા બાજરીઆનું રૂ ભરી પાટો બાંધવાથી રૂઝ આવે છે. અથવા ઘાબાજરીઉ બાળી તેની રાખ તેલમાં મેળવી ઘામાં ભરી પાટો બાંધવાથી રૂઝ આવે છે. અથવા વડના દુધમાં રૂનું પુમડું બોળી ઘામાં મુકી પાટો બાંધવાથી રૂઝ આવે છે.

# કોઢ અને આમ-વાયુ.

## વૈદ્ય મનસુખલાલ લલ્લુભાઈ જાની મુ૦ નાગરફળીઉં-સુરત.

હરીદ્રાદિગુટીકાઃ—લીલી હળદર એક અધોળ તથા ખરસાણીની પાલી શેર ૦)= લઇ બંનેને વાટી પાવલી ભારની ગોળીઓ બનાવવી. પહેલા દશ દિવસ એકેક ગોળી પાણી સાથે આપવી. બીજા દશ દિવસ બબ્બે ગોળી, ત્રીજા દશ દિવસ ત્રણ ત્રણ ગોળી, ચોથા અગીઆર દિવસ ચાર ચાર ગોળી પાણી સાથે લેવી અને ઉપરથી એક ગોળીએ અધોળ માખણ ખાવું. એ પ્રમાણે જેટલી ગોળીઓ જેમ લેવાય તેમ તેટલા અધોળા માખણ પણ સાથે લેતા જવું. પછી ગોળી લીધા પછી એક કલાકે ઘી સાકરનો મારો રાખવો. આ ઔષધથી ઉલટી તથા ઝાડો થશે, તેથી ખવાશે નહિ પણ ધીમે ધીમે થોડુ થોડુ ઘી પાયા કરવું. એટલે ફીકર નહિ, પણ રાત્રે તો ખવાસે (ઘી, સાકર, ઘઉં, મગની દાળ, મીઠું. ગરમ મસાલો વિગેરે) પરેજીમાં તેલ મરચાં, હીંગ, આમલી, કેળુ, કોળુ, વાલ, વટાણા બીલકુલ ખાવાં નહિ. વાલને વાલના છોડને તથા કેળાં વિગેરેને ત્રણ માસ સુધી અડકવું પણ નહિ. તેમજ ગોળને તો ત્રણ વરસ સુધી અડકવુંજ નહિ. આ ઉપાયથી ઉલટી તથા ઝાડા થતા અમળાશે તેની ફીકર કરવી નહીં.

## વૈદ્ય નારણભાઇ બળવંતરામ મુ. નડીઆદ.

કુષ્ટનો ઉપાયઃ—બાવચી શેર ૨, લીમડાના પાન શેર ૩, લઇ બારીક વાટી સવારસાંજ એકેક તોલો ચુર્ણ પાણી સાથે ખાવું. પથ્ય ખાટુ, ખારૂ, લવણ, ઘી, તેલ, નો ત્યાગ કરે તથા ચણાની લુખી રોટલી ખાય અથવા ચણા બાફીને ખાય અને જો ચણા ખાતા થાકી

જાય તો મગ ભાત ખાય તો કુષ્ટરોગ મટે છે. એક માણસને આશરે બારેક વર્ષથી કુષ્ટ થયેલો હતો તેણે રસકપુર મોરથુથુ વિગેરે અનેક દવાઓ કરેલી પણ કોઇ દવાથી મટયું નહિ. પછી હમે આ દવાનો અગીઆર માસ સુધી પ્રયોગ ચાલુ રાખ્યો તથા ઉપર પ્રમાણે પથ્ય પળાવ્યું જેથી જડમુળથી કુષ્ટનો નાશ થયો છે.

### વૈદ્ય નંદરામ પ્રાગજી મુ. નાગેશ્રી પો. જાફરાબાદ.

૧. ગલતકુષ્ટઃ—છાલમોગરાનું તેલ બાહ્યાભ્યંતર વાપરવું. જેથી મટે છે. સિદ્ધોપચાર છે.

૨. ધમાસો તો. ૪, ખેરસાર તો. ૨, કુકડવેલનું ફળ તો. ૦॥, લીમડાનું પંચાગ તો. ૪ ભીલામાનો મગજ તો. ૪, બારીક ચુર્ણ કરી ત્રણ તોલાનો કવાથ કરી આપવાથી ગલતકુષ્ટ મટે છે.

### બ્રહ્મચારી આત્મારામ ત્રિવેદી. (ફરતારામ)

હીમજ શેર ૦।, બહેડો શેર ૦।, આમળા શેર ૦।, મીઠી-આવળ શેર ૦।, એ સર્વનું વસ્ત્રગાળ ચુર્ણ કરી સુતી વખતે તો. ૦। પાણી સાથે એકત્રીસ દિવસ ફાકવાથી મટી જાય છે.

### વૈદ્ય નરસિંહભાઇ માધવભાઇ મુ૦ કઠોર, વાયા સાયણ.

વડની વડવાઇનો રસ કાઢીને પાણી બાળી ઘનસત્વ બનાવી તેની સાથે શંખજીરૂ વાલ ૨, ઘી સાકર મેળવી ખાવાથી વાતરક્ત (ક્ષત)ને મટાડે છે. તથા આમણ બહાર નીકળતી હોય તો તેને મટાડે છે.



# અપસ્માર (ફેફરૂ-મૃગી)

## યતિશ્રી રવીહંસજી દીપહંસજી છાપરીયાશેરી-સુરત.

બાળવામાં નહિ આવી હોય એવી માણસના ગાથાની સુકી ખોપરી લાવી તેને બારીક વાટી, ફેફરાના દરદીને ફેફર આવતી વખતે સુંઘાડવી. એક વખત અથવા બીજી વખત સુંઘાડવાથી, ફેફર ફરીથી આવતું નથી.

## ઈશ્વરલાલ રતનલાલ ત્રિવેદી-નાગરફળીયા—સુરત.

૧. કુતરાની સુકી વિષ્ઠાનું ચુર્ણ બેઆનીભાર વજને જે વખતે ફેફર આવ્યું હોય તે વખતે બે તોલા પાણીમાં મેળવીને એકજ વખત પાવાથી હમેશને માટે એ રોગ જાય છે. ભાગ્યેજ બીજીવાર પાવું પડે છે.

૨. ઓડીયા કલારનો રસ નાકમાં મુકી નાસ લેવાથી ફેફર મટેછે.

## માસ્તર નરભેરામ હરજીવન મુ. નવાગામ, તા. માતર.

અપસ્માર માટે—જે રોગમાં માણસના દાંત બંધાઇ બોલાતુ ન હોય ત્યારે નિર્ધુમ દેવતા ઉપર કપુર મુકી તેની ધુણી આપવાથી (નાસ લેવાથી) થોડી વારમાં દાંત છુટસે તથા શુદ્ધિમાં આવશે.

## વૈદ્ય પ્રભાશંકર રવિશંકર ત્રવાડી, મુ૦ અષ્ટગામ.

**અપસ્મારની ગોળી**-કડવા તુરીઆનો ગર તથા કડવી તુંબડીનો ગર સમ ભાગે લઇ કારેલીના રસમાં ગોળી વાળી આપવી તથા રસ નાકમાં મુકવાથી મટે છે.

**વલભદાસ નરોતમદાસ સર કારકુન કસ્ટમ હાઉસ ભરૂચ.**

ભવરમાલ (ભમરીનું માળ) તથા વડનું પાંદડું લઇ મૂગી આવે ત્યારે ધુમાડો દેવાથી મટે છે. તથા ફરીથી આવતી નથી આ ઉપાય અનુભવસિદ્ધ છે.

## ઝેરી જનાવરના ડંખ.

વૈદ્ય નારૂશંકર હરગોવિંદ અધ્વર્યુ મુ. બારડોલી (ટી. વી. રેલ્વે)

**કનઇશાલનો ડંખ**—કાનખજુરાથી નાનું કનઇશાલ નામનું જંતુ થાય છે. તે કોઇ વખત કાનમાં ભરાઇ જાય છે, અને અંદર સખત કરડે છે. તે કોઇ પણ ઉગ્ર દવાથી અંદરથી બહાર નીકળતું નથી તેમ મરતું પણ નથી અને દરદી ઘણોજ પીડાય છે. તો તેને માત્ર ખાંડનું પાણી બનાવી કાનમાં નાંખવામાં આવે તો તે અંદર મરી જાય છે. બાકી બીજા ઉપાય નિષ્ફળ નીવડયા છે.

મંગ જમનાદાસ મદનજી વૈષ્ણવ. મુ૦ વેરાવળ.

**વીંછીનો ડંખ**—અઘેડાનું મુળ ઘસીને ચોપડવું. અથવા ફટકડી લીંબુના રસમાં ખરલ કરી ચોપડવી અને સેક કરવો. અથવા નવસાર અને કળીચુનો એકત્ર કરી ચોપડવું તથા સુંઘાડવું. જેથી ઝેર ઉતરી જાય છે.

**સર્પનો ડંખ**—પ્રથમ ડંખવાળી જગ્યાની ઉપર તથા નીચે મજબુત પાટાઓ બેત્રણ ઉપરા ઉપરી બાંધવા, કરડેલ જગ્યાએ કોઇ ધારવાળા ઓજારથી જખમ કરી લોહી કાઢી નાંખવું અને લોખંડની કોઇ પણ વસ્તુ ગરમ કરી ડંખ ઉપર ડામ દેવો. ફુલાવેલ મોરથુથુ

સહેજ ગરમ પાણી સાથે આપી ઉલટી કરાવવી. અથવા અરીઠાનું પાંણી કરી ઉલેટી કરાવવી. અઘેડાનું પંચાંગ વાટી ડંખ ઉપર જાડો લેપ કરવો, તથા કેળનો રસ પાવો. જેથી સર્પનું ઝેર શરીરમાંથી નીકળી જઈ આરામ થાય છે.

વૈદ્ય ઉમીયાશંકર મહાસુખરામ મુ૦ વાઘનાથ કુંડ પાસે, ઉમરેઠ.

વીંછીનો ડંખ—આમલીનો કચુકો ઘસી ચોપડી શેક કરવાથી મટે છે. અથવા ધોળા આંકડાનું મુળ ઘસી ચોપડી શેક કરવાથી મટે છે. અથવા સાંગડાનું બીજ ઘસી ચોપડી શેક કરવાથી મટે છે.

ગરોળી (પલવડી)ના વીષ ઉપર—ખાંડ અધોળ તથા હળદર અધોળ મીશ્રીત કરી ફાકવાથી મટે છે.

માસ્તર નરભેરામ હરજીવન મુ૦ નવાગામ તા. માતર.

વીંછીનો ડંખ (ધુમ્રપાન)—અરીઠા નંગ ૫, લઇ તેનાં છોડાં કાહાડી તે છોડાં ચલમમાં મુકી અથવા તેની બીડી બનાવી પીવાથી ઝેર ઉતરે છે. એક વખત પીવાથી નહિ ઉતરે તો બે ત્રણ વખત પાવાથી ઝેર ઉતરી જાય છે.

વૈદ્ય (નામ લખ્યું નથી) મુ. અમદાવાદ.

૧. સર્વ પ્રકારના વિષ—કોઇ પણ જાતની ઝેરી ચીજ ખાવામાં આવી હોય તો એક ચમચી બારીક વાટેલી રાઇ તથા દળેલું મીઠું એક ચમચી પાણીમાં મેળવી પીવાથી તુરત ઉલટી થઇ ખાધેલું વિષ તદન ઉતરી જાય છે. આ ઉપાય એક વખત કરવાથી ફાયદો નહિ જણાય તો બે ત્રણ વખત કરવાથી ફાયદો થાય છે.

૨. ગરમ પાણી પાવાથી પણ ઉલટી થઇ ઝેર ઉતરી જાય છે.

૩. વારંવાર ઘી પાવાથી ઉલટી થઇ સ્થાવર વિષ ઉતરે છે. આ ઉપાય અમુલ્ય છે.

૪. **વિંછીના ડંખઃ**–વીંછીના ડંખ ઉપર મધ ચોપડવાથી તુરત આરામ થાય છે. અથવા પાકાં કેરાને છુંદી ડંખ ઉપર બાંધવાથી તુરત આરામ થાય છે. અથવા નવસાર તથા હરતાલ સમભાગે લઇ પાણીમાં વાટી ડંખ ઉપર ચોપડવાથી ડંખની મહા પીડા પણ શાંત થાય છે. અથવા ડંખ ઉપર બરફ મુકવાથી ફકત પાંચ સાત મીનીટમાંજ ઝેર ઉતરી જશે.

૫. **ભીલામાઃ**–ભીલામાના વિકાર ઉપર લીંબુનો રસ પીવાથી તથા આમલીના પાંદડાનો રસ ચોપડવાથી ભીલામાની મહા પીડા શાંત થાય છે.

૬. **વીંછીનો ડંખઃ**–નાગરવેલના પાન બે લઇ તેના ઉપર ચપટી ભરી બારીક મીઠું મુકી ચવરાવી ઉપરથી પાણી પાવું અને મોઢું ધોઇ નંખાવવું. આ ઉપાયથી ફકત પાંચ મીનીટમાંજ વીંછીની વેદના મટે છે. કદાચ એક વખત કરવાથી આરામ નહિ થાય તો બે ત્રણ વખત કરવાથી આરામ થઇ જાય છે. ડંખને થંડા પાણીથી ધોઇ દળેલુ મીઠુ ઘસવું. જેથી ઝેર ઉતરી જાય છે.

### વૈદ્ય પુરૂષોત્તમ બહેચર યાજ્ઞીક. મુ. કાલોલ (પંચમહાલ).

**વિષહરયાજ્ઞિક ચુર્ણઃ**–ખાખરાના મુળની અંતરછાલ, આંકડાના મુળની છાલ, અરીઠાની છાલ, ઇંદ્રવારૂણીનાં મુળ, મીંઢળની છાલ, મોરથુથુ, સાકર એ સર્વ સમભાગે લઇ વસ્ત્રગાળ કરી તો.

ાાથી ૧, સુધી પાશેર દુધમાં મેળવી પાવાથી સર્વે પ્રકારનું ઝેર ઉલટી થઇ નીકળી જાય છે. તમામ ઝેર પેટમાંથી ઉલટીમાં નીકળી ગયેલું માલમ પડે ત્યારે ઉલટી બંધ કરવા માટે પાશેર ઘી પાઇ દેવું. આ તમામ જાતના ઝેર માટે અકસીર છે."

**વૈદ્ય આણંદજી એન્ડ પીતાંબર સવજી રાજગોર મુ. ઊના, કાઠીયાવાડ.**

**કલમરી મધમાખી વિગેરેના ડંખઃ**–ખેતરમાંની અથવા રાફડામાંની માટી પાણીમાં ચોપડવાથી તુરત આરામ થાય છે.

**વૈદ્ય બાળશંકર પ્રભાશંકર નાંદોદ.**

**વીંછીના ઝેરની દવાઃ**–દળેલી હળદર શેર ૦ા માં અફીણ રૂા. ૦ા ભાર વાટીને શીશીમાં ભરી મુકવું પછી જેને વિંછી કરડ્યો હોય તેને દેવતા ઉપર ભુકો નાખી ધુમાડો આપવો જેથી વિંછીનું ઝેર ડંખમાંથી નીકળી જશે. આ દવા અમારી ખાસ અજમાવેલી છે.

**સાધુ ગંગાદાસ સેવાદાસ સૈયદપુરા-સુરત.**

જેને વિંછી કરડ્યો હોય તેને સાડાત્રણ પાન બોરડીનાં અને સાડાત્રણ પાન લીંબડાનાં વગર બોલ્યે તોડી લાવી હાથમાં મસળી હાથ ખુલ્લો કરી બતાવીને પૂછવું કે આ શું છે એટલે તે કહેશે કે ઓસડ. પાછો હાથ બંધ કરી પેલાં પાન મસળી દરદીને બતાવી આ શું છે એમ પૂછી હાથ બંધ કરવો એ પ્રમાણે તેનાં તે પાન મસળવાં અને બતાવવાં. અગીઆર વખત એ પ્રમાણે કરવાથી વિંછી ઉતરી જશે. પછી એજ પાલો ડંખ ઉપર બાંધી દેવો.

## દાહરોગ.

વૈદ્ય અંબારામ શંકરજી પંડ્યા મુ૦ વાગડ વાયા રાણપુર.

૧. ચંદનાદિ ચુર્ણ-સુખડ સારી, અગર, તગર, વાંસકપુર, વાળો, સાકર એ સર્વ સમભાગે લઇ ચુર્ણ કરી આપવાથી દાહરોગ મટે છે.

૨. ઘીને એકસો પાણીથી ધોઇ ચોપડવાથી દાહ મટે છે.

૩. ધાણા અને દાક્ષ પલાળી પાવાથી દાહ તથા તૃષા મટે છે.

૪. ગળજીભીનો રસ એકથી બે તોલા સાકર સાથે પીવાથી દાહ મટે છે.

૫ શંખને પાણીમાં ઘસી વારંવાર પાવાથી દાહ તથા તૃષા મટે છે.

૬. લીમડાની અંતરછાલ અથવા કુંપળાં પાણીમાં વાટી હાથે ફીણી ફીણ ચોપડવાથી દાહ મટે છે.

૭. બોરડીનાં લીલા પાન લીંબુના રસમાં વાટી ચોપડવાથી દાહ શાન્ત થાય છે.

---

## ઉન્માદ.

વૈદ્ય અંબારામ શંકરજી મુ૦ વાગડ, વાયા રાણપુર.

૧. ઉન્માદ માટે-બ્રાહ્મી, કોળુ, વજ, શંખાવળી, એનો અંગરસ જુદો જુદો કાઢી તેમાં મધ તથા ઉપલેટનું ચુર્ણ મેળવી પાવાથી તમામ જાતના ઉન્માદ મટે છે.

૨. સુંઠ, મરી, પીપર, હીંગ, સિંધવ, વજ, કડુ, સરસડાના બીજ, કરંજના બીજ, સરસવ, એ સર્વને ગૌમુત્રમાં વાટી વાટ કરી આંખમાં આંજવાથી ઉન્માદ મટે છે.

૩.-બ્રાહ્મી, વજ, સિંધવ, શંખાવળી, છીણી, માલકાકણું, ઇંદ્રવરણા, લીંડીપીપર એ દરેક ત્રણ ત્રણ જવભાર તથા તેમાં સોનાનો વરખ બે જવભાર મેળવી ઘી સાથે ચાટવું. તે પચ્યા બાદ સાઠી ચોખાનો ભાત મગ તથા ઘી સાથે ખાવો. એ પ્રમાણે કરવાથી ઉન્માદ તથા વાઇ (અપસ્માર)નું દરદ મટે છે. બરાબર મટતાં સુધી દવા ખવરાવવી.

૪. સુખડનો ભુકો, ગાવજબાન, ધાણા, વાળો, આમળા, એ સર્વ સરખે વજને લઇ ફાંટ બનાવી પીવાથી ચોત્તભ્રમ વાયુ મટે છે.

૫. ગુલાબના ફુલ, કમળના ફુલ, સુખડનો વહેર, બનફસા, આમળા, ગાવજબાન, એનો પાણીમાં કવાથ બનાવી ગાળી કેશર નાંખી શીશીમાં ભરી રાખવું. આ કવાથ બે તોલાભાર હમેશ પાવાથી ઉન્માદ મટે છે.

## માસ્તર નરભેરામ હરજીવન મુ૦ નવાગામ. તા. માતર.

માલકાંકણુ, અજમો અને સુંઠ સમભાગે લઇ બારીક વાટી દરરોજ સવાર સાંજ અડધાભાર ફાકવું. જેથી ઉન્માદ મટે છે.

## વૈદ્ય બાળકૃષ્ણ હરીકૃષ્ણ શાસ્ત્રી વડોદરાવાળા મુ૦ ભુવાલડી. તા. અમદાવાદ

૧. સ્મરણ શક્તિ—એકેક અથવા બબ્બે માલકાકણા અધકચરા વાટી દદરોજ ગળવાનું જારી રાખવાથી સ્મરણ શક્તિ વધે છે. અથવા માલકાંકણાનું તેલ ટીપાં ૫, દુધમાં ૫ દર વીસ દિવસ પીવાથી સ્મરણ શક્તિ વધે છે.

૨. જટામાસીનું ચુર્ણ બેઆની ભાર મધમાં ચાટવાથી સ્મરણ શકિત વધી બુદ્ધિની મંદતા દુર થાય છે.

# आयुर्वेद निबंधमाळा भाग २ जो.

## પરિશિષ્ટ.

આયુર્વેદ નિબંધમાળાનો ભાગ બીજો પૂરો કર્યા પછી અમને સમજાયું કે, જે જે રોગના પ્રકરણમાં જે જે ઉપાયો લખવામાં આવ્યા છે, તે અમારા અનુભવાસદ્ધ છે તોપણ તે તે રોગોના પ્રકરણમાં અમારા અનુભવેલા ઉપાયો લખવાના રહી ગયલા તેનું શોધન કરીને, યાદ કરીને, વિચાર કરીને, અમારો અનુભવ બાકી નહિ રહી જાય એટલા માટે જે જે અનુભવેલા ઉપાયો અમે જાતે બનાવેલા અને હાલ પણ દવાખાનામાં ચાલુ વપરાસમાં છે તે ઉપાયો, તેની બનાવટ તથા વાપરવાની રીત સાથે આ પરિશિષ્ટમાં લખીએ છીએ, તે વાંચીને તે તે ઉપાયો જે જે રોગને અનુકુળ જણાય તે, રોગીની પ્રકૃતિ, દેશકાળ, વય વન્હિનો વિચાર કરી જે વૈદરાજો ઉપયોગમાં લેશે તેમને યશ, કીર્તિ, ધન અને આખરે પુન્યની પ્રાપ્તિ થશે.

૧. **સુવાવડની પડી:**—રાસ્ના, દેવદાર, ઇંદ્રવરણું, દારૂહળદર, અતિવિષ, પીપળીમૂળ, ચિત્રો, ભારંગમૂળ, હળધર, કડુ, પોકરમૂળ (દીવેલો) નગોડ, ખેરાસાની અજમો, ઉપલેટ, સુવા ગોખરૂ. હરડે, અરમી, અરડુસો, કાંટાસરીયો, ગળો, મોથ, જવાસો, અરણી, સાટોડી, પહાડમૂળ, બળદાણા, રેણુકબીજ, વરધારો, કલાર, નીશોતર, સુંઠ, અરણીમૂળ, સોરાષ્ટિ, ઉપલસરી, શતાવરી, કરીયાતુ, પીપર, વાળો,

ત્રાયમાણુ,* ભોંયરીંગણી, હીંગોવરી, ગરમાળો, વાયવડંગ, હીમછાલ, પટોળ, ઈંદ્રજવ, લસણુ, ગુગળ, પ્રસારણી અને સુંઠ એ સર્વે અર્ધો અર્ધો તોલો લઇ તેના ચાર ચાર ભાગ કરી ચાર પડીઓ કરવી. પછી દોઢશેર પાણીમાં એક પડી ઉકાળી, પાશેર પાણી બાકી રહે ત્યારે કપડેથી ગાળી લઇ, એક પૈસાભાર મધ નાંખી પાવી. એવી રીતે એની એ પડી સવારસાંજ ઉકાળીને સાત ટંક પાવી. પછી બીજું પડીકું ઉકાળવું તે એવી રીતે કે આગલી પડીનું વસાણું ઉકાળાની હાંડલીમાં કાયમ રાખી તેમાંજ બીજું પડીકું નાંખવુ અને બીજીવાર ઉકાળતાં બશેર પાણી મૂકવું, ૦ા શેર રહે ત્યારે મધ નાંખીને સાત ટંક પાવું. એવી રીતે ત્રીજી, ચોથી, પડી ઉમેરતાં અર્ધો અર્ધો શેર પાણી વધારતા જવું પણ પીવાના કામમાં ૦ા શેર કરતાં વધુ પાણી લેવું નહિ. એ રીતે ચાર પડીકાં ચૌદ દિવસમાં પૂરાં કરવાં. જો ઉપદ્રવવાળી સુવાવડ હોય તો આ ઉકાળો દશઉઠણુ નાહ્યા પછી સુવાવડીને શરૂ કરવો અને સુવાવડ ગયા પછી પણ તાવ, છાતીની ગભરામણુ, ઉલટી, ઝાડા, સોજા, કેડ પાકેલી વગેરે ઉપદ્રવ થતા હોય તો આ ઉકાળાથી મટી જાય છે.

૨. **ભીલામાની ગોળીઃ**—ભીલામા તોલા ૮, ગોળ તોલા ૫, પીપળીમૂળ તોલો ૧, પીપર તોલો ૧, અકલકરો તોલો ૧, સુંઠ તોલો ૧, માલકાંકણી તોલો ૧ એ સર્વને વાંટી, ગોળમાં મેળવી, બોર જેવડી ગોળી કરવી. પછી રોગનું બળ જોઇને એક અથવા બબ્બે ગોળી સવાર સાંજ ખવડાવવી. એ ગોળી ખાનારને તેલ તથા તેલનાં ભજીયાં વધારે ખાવાની રજા આપવી. પણ ઘી, દૂધ, ગળપણની સખત પરેજી કરાવવી. જેટલું તેલ ખાશે તેટલો વધારે ફાયદો થશે

અને ગળપણુ, દૂધ, ઘી તથા ખટાશ ખાશે તો સારૂં થશે નહિ. આ ગોળી ગ્રંથીવા, લકવા, વગેરે વાયુના દર્દ ઉપર રામબાણ ઇલાજ છે.

૩. દારૂડીઃ—આ છોડને સુવર્ણક્ષિરી, દારૂડીયો, ઉત્કંટો, બ્રહ્મદંડી, કાંટાસરીયો, જંગલી ધંતુરો, અને સત્યાનાશી એટલા નામથી ઓળખીએ છીએ. એનાં બીજમાં તેલ રહેલું છે, તેથી તેને વાટી મુકીએ તો તે ઉપર ફુગ ચઢી બગડી જાય છે, પણ એનાં આખા બીજ, પાંચ વર્ષે પણ સડતાં કે બગડતાં નથી. આ છોડ અદ્દભૂત ચમત્કારિક છે.

જેને એકાંતરીયો કે ચોથીયો તાવ આવતો હોય તેના ઉપર એક વાલથી બે વાલ બીજ લઇ, તેને પાણીમાં ઝીણું વાટી, તેમાં અર્ધા ખાટા લીંબુનો રસ નાંખી તાવ આવતા પહેલાં એક અથવા બે વાર પાવાથી તાવ અટકી જાય છે. અંગ્રેજી દવામાં ક્વીનાઇન, જેટલું કામ કરે છે, તેટલું કામ દારૂડીયાના બીજ કરે છે. ક્વીનાઇન વધારે આપવાથી કાનમાં અહેરાશ લાવે છે અને જો શરીરમાં ૯૯ કે ૧૦૦ ડીગ્રી તાવ હોય અને તે અરસામાં ક્વીનાઇન આપ્યું હોયતો તે તેટલો તાવ કાયમ રાખે છે અને તેનો આખરે જીર્ણજ્વર થઇ જાય છે, તેવો ગુણ આ બીયામાં નથી. એ બીયાનું પ્રમાણ વધારે પડવાથી કોઇ પણ જાતનું નુકસાન થતું નથી. અથવા જો કોઇને પેટમાં દુખવાનો રોગ હોય તો બેઆની ભારને આસરે આ બીયાં વાટી તેમાં એક વાલ શ્રીફળક્ષાર મેળવી, પાણી સાથે પકાવીએ તો ઝાડો થઇને પેટમાં દુઃખવાનું બંધ કરે છે. અંગ્રેજીમાં સોડાબાઇકાર્બ, જેમ પેટનો દુઃખાવો મટાડે છે તેમ આ બીજ પેટનો દુઃખાવો મટાડી પેટને પોચું બનાવે છે. જો કોઇની આંખ દુઃખવા આવી હોય તો દારૂડીના

ઝાડ પાસે જઇ તે ઝાડને ચપ્પુથી કાપે એટલે પીળું દુધ નીકળશે તે દુધ આંખમાં આંજવાથી આંખ સારી થાય છે. જો પેશાબે ચાંદી પડી હોય તો એ પીળું દુધ અને તલનું તેલ ફીણીને ચોપડવામાં આવે તો ચાંદી મટે છે. જો વિસ્ફોટક થયો હોય તો દારૂડીના પાંતરાનો રસ તોલા બે અને ઘી તોલા બે મેળવીને દિવસમાં એક વાર ૧૪ દિવસ સુધી પાવામાં આવે તો વિસ્ફોટક મટી જાય છે. જો કોઇને વાગ્યાનો અથવા કરડયાનો સોજો આવ્યો હોય તો દારૂડીના પાંતરાનો રસ, જરા મીઠું, હળદર નાંખી ગરમ કરી ચોપડીએ તો સોજો ઉતરી જાય છે. જો કોઇને હાથે-પગે રસ આવ્યો હોય તો દારૂડીનું મૂળ પાણીમાં ઘસી ગરમ કરી ચોપડવાથી રસ મટે છે. દારૂડીનો છોડ થાય છે, કાંટાવાળા પાંતરા થાય છે, તેને પીળાં ફુલ આવે છે, જીંડવાં કાંટાવાળાં ઉભાં થાય છે, તેમાં દારૂ જેવા બીજ થાય છે. આશો મહિનામાં ઉગવા માંડે છે અને ફાગણમાં ફૂલ, ફળ આવી, ઉનાળામાં મરી જાય છે.

૪. અતીવિષની કળી—અતીવિષની કળીને ઝીણી વાટી વસ્ત્રગાળ કરી રાખી મુકવી જો રોગીને સખત તાવ ભરાયો હોય તો તે વખતે આ ભૂકો વાલ બે. એક કાચના પ્યાલામાં નાંખવો અને તેના ઉપર ખખળતું ગરમ પાણી તોલા ચાર રેડીને તેને ઢાંકી દેવું. તે ઠંડુ પડયા પછી કપડે ગાળી રોગીને પાવું. જેથી પસીનો વળી તાવ ઉતરી જશે. આ ક્રિયાને ફ્રાન્ટ કહેવામાં આવે છે. આ ફ્રાન્ટ બનાવતાં એટલી વાત ધ્યાનમાં રાખવાની છે કે, તેને ગાળતી વખતે બીલકુલ નીચોવ્યા વગર ગાળી લેવું. જો નીચોવીને ગાળવામાં આવે તો પસીનો થતો નથી. અંગ્રેજીમાં ઍન્ટિફેબ્રિનમ્ વગેરે પસીનો લાવવાની દવાઓ ઘણી ઝડપથી પસીનો લાવે છે પણ તેથી હૃદય

નબળું પડી જાય છે, તેવી રીતે આ અતિવિષની કળીના ફ્રાન્ટથી હૃદયના ધબકારા ઓછા થતા નથી. અથવા અતિવીષની કળીનું ચૂર્ણ મધ સાથે મેળવી તેની વટાણા જેવડી ગોળીઓ વાળી તે ગોળી ૧ થી ૩ સુધી કોઇપણ જાતના તાવમાં પાણી સાથે આપવાથી કોઇપણ જાતના તાવને મટાડે છે. અતિવિષની કળીનો ભૂકો એકલો પાણી સાથે આપવાથી અંગ્રેજી "સીન્કોના ફેબ્રીફ્યુજ" જેટલું કામ કરે છે. અમે એક વાર નીચે પ્રમાણેની ગોળી બનાવી હતી:—

અતીવિષની કળીનો ભૂકો તોલા ૧૦, સીન્કોના બાર્ક તોલા રાા સીન્કોના ફેબ્રીફ્યુજ તોલો ૧ા. એ સઘળાંને એકઠાં કરી મધમાં મેળવી, વટાણા જેવડી ગોળી વાળી, દરેક તાવના રોગીને આપવાથી તાવના રોગીને બરાબર ફાયદો દેખાતો હતો. અતિવિષની કળીના ગુણ જાણતાં પહેલાં અમે ક્વીનાઇન એક આઉંસ, સીન્કોના ફેબ્રીફ્યુજ એક આઉંસ, સીન્કોના બાર્ક એક આઉંસ અને એક્સટ્રેક્ટ જનશીયન એક આઉંસ મેળવીને તેની ગોળીઓ આપતા હતા જેથી એકાંતરીયા, ચોથીયા અને ટાઢીયા તાવ જતા હતા પણ જ્યારથી અતીવિષની કળીને પ્રયોગમાં લેવા માંડી ત્યારથી ક્વીનાઇન વગેરેની જરૂર રહી નહિ. એક રોગીને એવો તાવ આવ્યો કે થરમામેટરથી માપતાં ૧૦૪ ડીગ્રી તાવ જણાતો હતો. પણ બહારથી સ્પર્શ કરવાં તેનું શરીર ઠંડું લાગતું હતું ૧૦૪ ડીગ્રી ભીતરમાં ગરમી હોવા છતાં તે રોગીને તાવના કોઇપણ જાતના ઉપદ્રવ દેખાતા હતા નહિ. માત્ર માથું જરા દુ:ખતું હતું, અને તે રોગીને હરતાં ફરતાં, ખાતા પીતાં અડચણ પડતી ન હતી, પરંતુ જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ તે રોગી અશક્ત થતો ગયો. એવી જાતના તાવને માટે અમે ઘણાંએ ફાંફાં માર્યાં પણ તાવ ૧૦૪ ડીગ્રીથી ઓછો થયો નહિ આખરે અમે કલ્પના

કરીને અતીવિષની કળી તોલા ૮, કડુ તોલા ૪, કવીનાઇન તોલા ૨, સીન્કોના ફેબ્રીફ્યુજ તોલા ૨, એન્ટી ફેબ્રીન તોલા ૨, સીન્કોના બાર્ક તોલા ૨, એકસટ્રેકટ જનશીયન તોલો ૧, એ સર્વેને મેળવીને તેની મધમાં વટાણા જેવડી ગોળીઓ વાળી, તેને સીન્કોના બાર્કમાં રગદોળી તેનું **પીળી ગોળી** એવું નામ પાડયું અને તે ગોળી બબ્બે, દિવસમાં ત્રણવાર, પાણી સાથે આપી, જેથી તે રોગીનો તાવ ગયો અને શક્તિ પણ એનાથીજ આવી. એ ગોળી અમારા દવાખાનામાં ત્રણા વખત સુધી વપરાતી હતી અને તેથી ઘણી જાતના તાવ જતા હતા. અતીવિષની કળીનું ચૂર્ણ **નાનાં બાળકને તાવ સાથે ઝાડા** થતા હોય તેને માટે ઘણોજ અકસીર ઇલાજ છે. નાનાં બાળકના કૃમિને માટે પણ આ ઉપાય અકસીર છે. અતીવિષની કળીનું ચૂર્ણ વધુમાં વધુ ત્રણ મહિના સુધી સારૂં રહે છે, તે પછી એમાં જાળા બંધાઇ લોચો થઇ જાય છે એટલે નકામું થઇ જાય છે. તેમ આખી અતિવિષની કળી સડી જાય છે, એટલાં માટે તેને ચુનાની ફાકમાં મૂકે છે. પણ ઉપર મુજબ બનાવેલી ગોળીઓ લાંબા દિવસ સુધી બગડતી નથી.

૫. સોરાષ્ટ્રિઃ—ફટકડીને લાવી સારી રીતે ફુલવી, વાટીને તેની શીશી ભરી મુકવી. જો **એકાંતરીઓ** તાવ આવતો હોય તો એક વાલ ફટકડી, એક પતાસામાં કાણું પાડી, તેમાં ભરી, તાવ આવતી વખતે તે પતાસું ખવાડી, ઉપર પાણી પાવું એટલે તાવ આવતાંજ અટકી જશે જો **ચોથીઓ** તાવ આવતો હોય તો જે દિવસે તાવ નહી હોય તે દિવસે રાત્રે એક પડીકું પતાસામાં આપવું. બીજે દિવસે પણ રાત્રે એક પડીકુ પતાસામાં આપવું અને ત્રીજે દિવસે એટલે તાવની પાળી હોય તે

દિવસે દિવસ ઉગતા પહેલાં એક પડીકું પતાસા સાથે આપવું અને બીજું પતાસું તાવની શરૂઆત વખતે આપવું એટલે ચોથીયો તાવ અટકી જશે. ચોથીયા કે એકાંતરીયા તાવવાળાને ગોળ ખાવામાં આવશે તો તાવ ફરીથી આવશે, પણ જો પતાસું નહિ મળતું હોય તો તેને ઠેકાણે ગોળમાં મેળવીને આ દવા આપી શકાય છે, તેમાં ગોળ નડતો નથી. પણ તે સિવાયના વખતમાં ગોળ ખાવાથી તાવ પાછો આવે છે. જો કોઇને **પ્રમેહ** થયો હોય અને પેશાબે તનખ મારતી હોય અથવા **સ્ત્રીને લોહીવા** (રક્તપ્રદર) થયો હોય તો ફટકડીનું એક પડીકું શાકરના પાણી સાથે દિવસમાં બેવાર ફકાવવું. જો **નાળકોર** અથવા **પાંડુરોગ** થયો હોય, અને આખે શરીરે સોજા આવ્યા હોય તો દશ તોલા ગોમૂત્રને એકવીશ વખત ગાળીને બે વાલ જેટલું ફટકડીનું પડીકું તેમાં નાંખીને પાવું. તે રોગીને મોળું દૂધ અને ભાત ખવાડવો, તથા ચીકટ અને ગળપણની પરેજી કરાવવી, તો થોડા દિવસમાં સોજા ઉતરી જશે. જો કોઇની **આંખ દુખવા** આવી હોય અને આંખમાં ખીલ થઇ લાલચોળ આંખ બની ગઇ હોય તથા તેમાં કાંકરા ખુંચી પાણી ગળતું હોય તો ત્રણ તોલા પાણીમાં એક વાલ ફુલાવેલી ફટકડી નાંખી તેને હલાવી તેનાં ટીપાં આંખમાં મુકવાથી અંગ્રેજી કાષ્ટિક લોશનનાં ટીપાં મુકવા કરતાં વધારે કામ કરે છે. જો **નાનાં છોકરાનું મોં આવ્યું** હોય તો હીમજી હરડે નંગ એક પાણીમાં ઘસવી, તેમાં અર્ધો તોલો મધ મેળવવું, પછી તેમાં એક વાલ ફટકડીનું પડીકું મેળવી, દિવસમાં બે ત્રણ વાર આંગળીથી મોંમાં ચોપડી, મોં ગળતું રાખ્યું હોય તો **થુલીસું, ગરમી, અધુરાને મધપાક** હોય તોપણ તે સારા કરે છે.

૬. ઝેરકચુરા—ઝેર કચુરા શેર ૨ લઇને લોખંડની પેણીમાં નાંખી, તેમાં બે તોલા દીવેલ નાંખી તવેતાથી હલાવતાં હલાવતાં સેકવા. એટલે ફુલીને દડા જેવા થશે. તેમાં વખતે કોઇ દાણો અવાજ સાથે ફુટીને ઉડે પણ છે. જ્યારે એ ફુલીને દડા જેવા થાય ત્યારે તેમાંથી એક ઝેરકચુરો લઇ જમીનપર મુકી, ઉપર હાથની મુક્કી મારવી. મુક્કી મારવાથી તે જો ભાંગી જાય તો તે સેકાઇ રહયાં છે એમ જાણી નીચે ઉતારી, ઠંડા પડયા પછી ખૂબ ઝીણા વાટી રાખી મુકવાં. એ ઝેરકચુરામાંથી વાલ ૦ા જરા ફટકડી મેળવી દિવસમાં ૩ વાર પાણી સાથે આપવાથી ઘણી જાતના તાવ જાય છે. એ ઝેરકચુરા ૦ા વાલ લઇ ખાંડ સાથે મેળવી ફકાવવાથી કૃમિ મટી જાય છે. જો કોઇના સાંધા રહી ગયા હોય અથવા કમ્મર રહી ગઇ હોય તો ઝેરકચુરાનો ભુકો વાલ એક અને અંગ્રેજી એન્ટિફેબ્રીનમ વાલ ૦ા મેળવીને દિવસમાં ૩ પડીકાં પાણી સાથે ફકાવ્યાં હોય તો બીજે દિવસેજ દુઃખાવો નરમ પડેલો દેખાય છે. ઝેરકચુરા કાચાં લઇ તેને દેવતાપર મુકી તેના કોયલા બનાવવા. તે કોયલાના ભારોભાર અજમો અને સિંધવ મેળવી બારીક વાટી તેમાંથી એક વાલ, દિવસમાં ૩ વાર, પાણી સાથે ફકાવવાથી નઠારા હોડકાર આવતા હોય અને પેટ ચઢતું હોય તેને મટાડે છે. કાચા ઝેરકચુરા તોલો ૧ લઇ તેને પત્થર ઉપર પાણી મુકીને ઘસી નાંખવાં. પછી તે ઘસારામાં બે તોલા કાળાં મરી અને ૦। તોલો અફીણ મેળવી ખલમાં વાટી, મઠના જેવડી ગોળીઓ વાળવી. તેમાંથી એક ગોળી પાણી સાથે આપવાથી પેટમાનો વાયુ મટી જાય છે. આ ગોળી વધારે પ્રમાણમાં આપવાથી પેટમાં આંકડી આવી, શરીરની નસો ખેંચાય છે, તેથી ખુબ સંભાળ રાખીને એક ગોળીથી વધારે

આપવી નહિ. ઝેરકચુરાથી ભૂખ લાગે છે, શક્તિ વધે છે, કૃમિ નાશ પામે છે, પેટમાં અજીર્ણને દુઃખાવો હોય તો મટે છે અને તાવ જાય છે. દીવેલમાં સેક્યા પછી તે કોઇપણ જાતની ઉપાધી કરતાં નથી. પણ સેકતાં કાચો રહી જાય તો વખતે તોફાન મચાવે છે. જો ઝેરકચુરાનું વિષ ચઢ્યું હોય તો આમળા પાણીમાં વાટીને પીવાથી તેની ઉપાધી શાંત થઇ જાય છે.

૭. **શેરીલોબાનઃ**—શેરીલોબાન ખાંડીને તેમાં જરા ગેરૂ મેળવી રંગ આપીને તૈયાર રાખવો. જો દાંતના અવાળુ ફુલ્યા હોય તો રૂમાં લપેટીને ફુલેલા અવાળુ ઉપર દાબવો એટલે દાઢમાં રાખવો, તેથી ઘણીજ ઝડપથી અવાળુ સારા થાય છે. શેરી લોબાનનો ભુકો બે વાલ, આઠવાલ શાકર સાથે મેળવી ફાકી મરાવવાથી પરમીયા સારા થાય છે. શેરીલોબાન લીલી હળદરના રસમાં વાટીને ગરમ કરીને ચોપડવાથી કોથળી પર ઉતરેલો તાજો રસ વેરાઇ જાય છે.

૮ **બુચઃ**—અંગ્રેજી દવાની બાટલી ઉપર પોચા લાકડાના બુચ આવે છે તે નકામા અને જુના થઇ ગયલા બુચ લાવી. તેને બાળી કોયલા કરવા. તે કોયલાના ભુકામાંથી બે વાલને આસરે દહીંના પાણીમાં મેળવીને પાવાથી લોહી અને પરૂ પડતો ભયંકર મરડો સારો થાય છે.

૯. **મકઇઃ**—મકકઇના દોડામાંથી મકકઇના દાણા કાઢી લીધા પછી જે મકકઇનો દોડો નકામો પડે છે તેને બાળી કોલસાં કરી વાટી નાંખવો. તેમાંથી વાલ એક અથવા બે, પાણી અગર છાશ સાથે પાવામાં આવે તો બાળકના દાંત ઉગતી વખતના કુચા પાણી જેવા ઝાડાને તથા મોટા માણસના અતિસારને બંધ કરે છે.

૧૦: **એળીઓ**:–સારો ચોખ્ખો સીકોતર એળીઓ લઇ તેને વાટીને ગેરૂ મેળવી વસ્ત્રગાળ કરી રાખી મુકવો. તેમાંથી થોડા ભુકામાં ગોળ મેળવી વટાણા જેવડી ગોળી કરી દાંતને અડકાડયા સિવાય પાણી સાથે ગળાવી, ઉપરથી એક ચમચો ઘી પાવું. એક અથવા બે ગોળી આપવાથી મોટા માણસને હાંફ તથા દમ તરત નરમ પાડશે. આ ગોળી જે દર્દીને આપતા હોઇએ તેને શાકરનો શીરો ખવડાવવો. એળીયો એક રત્તી, ગોળ એક વાલ અને હીંગ એક રત્તી, એનું પાણી બનાવી રાતના ચાર વાગતાને સુમારે પાવાથી બાળકના પેટમાંથી તમામ કૃમિ નીકળી જાય છે, કોઇ સ્ત્રી હિસ્ટીરીયા અથવા આંકડીનો ઢોંગ કરતી હોય ને પ્રયત્ન કરવા છતાં દાંત નહિ ઉઘાડતી હોય ને અમારી ખાતરી થાય કે બરાબર ફેલ કરે છે ત્યારે અમે એળીયાના ભુકાની એક ચપટી ભરી તેની દાઢમાં ઘસી દઇએ અને જરાક પાણી દાંતપર મુકીએ. પછી પાણી પાઇએ નહિ. એટલે એળીયો પલળીને જીભને અડકયો કે તુરત દાંત ખુલી જાય અને બધા ફેલ ભુલી જાય.

૧૧. **સરસીયું તેલ**–સરસીયું તેલ કાનમાં મુકવાથી કાનના ચસકા, કાનનું શૂળ, કાન પાકતો હોય તે મટે છે. એક દર્દીના નાકમાંથી છોડ પડી પછી પરૂ પડવા માંડયું. પછી નાકમાં દુખાવો વધી નાક બંધ થવા માંડયું. તેણે ઘણી દવા કરી; આખરે તેના નાકમાં સરસીયું તેલ મુકવાને આપ્યું, તેથી થોડા દિવસમાં શરૂઆતનું થતું **પીનસનું** દરદ મટી ગયું. સરસીયું તેલ ચોળવાથી ખુજળી મટે છે, ચાંદા સારાં થાય છે, ચામડીને સ્વચ્છ કરે છે અને કાનમાં મુકવાથી કાનની બહેરાસ નરમ પાડે છે.

૧૨. **હરડેપાક**—હરડેદળ તો. ૧૦, સોનામકી તો. ૧૦, મજીઠ તો. દશ હીમજીહરડે તો. ૧૦, શાકર તો. ૧૦, ઘી તોલા ૧૦, કાળી દ્રાક્ષ તો વીશ; પ્રથમ કાળી દ્રાક્ષનાં બીયાં કાઢી નાંખી બાકીના વસાણાને બારીક ખાંડી, ઘી અને કાળી દ્રાક્ષ મેળવી, ફરીથી ખાંડી, એકરસ લોચા જેવો થાય ત્યારે ૦। તોલાને આશરે દિવસમાં બે વાર ખાવાથી **વિસ્ફોટકની ગરમી** અને તેને લીધે માથામાં મારતી શૂળ, અને ગરમીને લીધે ચામડી પર થતા ફોલ્લા વગેરે સારા થાય છે, ને દસ્ત સાફ આવે છે, તથા મગજની ગરમી મટે છે.

૧૩. **મરીકંથાર** (કંથાર):—મરીકંથાર એક ઝાડ થાય છે. તે વૃક્ષના રૂપમાં થતું નથી પણ જાળના રૂપમાં થાય છે. તેના પાંતરાં લંબગોળ, જાડાં અને બરડ થાય છે. તેની ડાળી સાથે ઝીણા ઝીણા પણ કઠણ અને અવળા ચપટા કાંટા થાય છે. તેનાં ફળ મરી જેવડાં પાંચ દશના જુમખાના રૂપમાં આવે છે. તે ફળ રંગે લીલાં અને અને સુંવાળાં થાય છે. જેઠ માસની આખરે પાકે છે ત્યારે કાળા જાંબળી રંગના દેખાય છે, એ કંથારનું મુળીયું ઘસીને ચોપડવાથી અદ, ગાંઠ, અથવા ગોડને અંદરથી પકાવી ફોડી નાખે છે, અથવા તેને વેરી નાંખે છે. રસ ઉપર ચોપડયું હોય તો રસને પીગળાવે છે. **પાસાની** શૂળ તથા **સાંધાની** શૂળને મટાડે છે. બાળકને પલ્હાડીયો રતવા થયો હોય ત્યારે તેને આ મૂળ ઘસીને પાવાથી તે મટે છે. જો કે મરીકંથાર ઘણી ગરમ છે પણ દાહક નથી. એના **પાંતરાં** વાટીને **લેપડી** કરી વળગાડી હોય તો નાસુરને સારાં કરે છે.

૧૪. **કાથીયો સરસ**:—આ સરસના ઝાડને કોઇ કાંટી એ નામથી ઓળખે છે. એનું મોટું વૃક્ષ થાય છે. એનું થડ કાળું અને

ખરબચડું થાય છે. એનાં પાંતરાં લંબચોરસ આમલીના પાંતરાના આકારના પણ એક ઇંચ લાંબા અને અડધો ઇંચ પહોળાં થાય છે. એની શીંગો એક ઇંચ પહોળી, પાતળી અને છથી બાર ઇંચ લાંબી થાય છે અને તે પાકીને સુકાય ત્યારે સફેદ થાય છે. આ ઝાડ માણસને માટે અતિ ઉપયોગી છે. એ ઝાડના થડમાં એક ગજનો ખાડો ખોદીએ એટલે પોચી રૂ જેવી છાલ આવે છે, તે પોચી છાલને લઇ, વાટી, વસ્ત્રગાળ ચુર્ણ કરી રાખવી. કોઇને વાગ્યું હોય, માથું ફુટયું હોય, કપાઇ ગયું હોય, જેથી લોહી નીકળતું હોય તો આ ચુર્ણ દાબી દેવાથી લોહી નીકળતું બંધ થાય છે અને તે એકજ પાટે રૂઝાઇ જાય છે. જો એનાં **બીજનો** હાર કરી નહાના છોકરાંના ગળામાં પહેરાવીએ તો નહાના **છોકરાંને દાંત** આવતાં જે પીડા થાય છે તે થતી નથી. એનાં **પાંતરા** ગમે તે જાતની ગાંઠ થઇ હોય અથવા ગાંઠ થવાનો સંભવ હોય અને દરદ ભીતર દેખાતું હોય તો એ પાંતરાને છુંદીને ગરમ કરી બાંધીએ અને ટાઢા પડી ગયા પછી બદલીએ, એવી રીતે સવાર સાંજ બબ્બે કલાક એ પાંતરાંનો સેક ચાલુ રાખીએ તો તે ગાંઠને ભીતરથી પકાવી, ઉપર ખેંચી લાવી, ફાડી નાંખે છે; કોઇપણ ગાંઠને એ પેટમાં ઉતરી જવા દેતી નથી. એના પાતરાંને બાળી રાખ કરી ઘી અગર તેલમાં મેળવી ચોપડવાથી ટાંકી (સીફીલીઝ) જેવા **ઝેરી ચાંદાને** તાકીદથી રૂઝાવે છે. એનાં પાંતરાંનો પાણી મુકીને કાઢેલો રસ, જરા શાકર મેળવીને પાવાથી બગલ, મુખ અને પેશાબને મા માર્ગે જતી ધાત બંધ થાય છે.

૧૫. **દરદમ**;–કાચો હીંગળોક વાટીને ઘણુંજ બારીક ચુર્ણ કરવું. જો કોઇને હાંફ ચઢી હોય અથવા **સન્નિપાત** તથા ઘણા

વાયુવાળા રોગીને આદુ તો. ૧. ફુદનો તો. ૧, વાટીને રસ કાઢી તેમાં જરા મધ મેળવી તેને ગરમ કરી, પછી આ હીંગળોકનું એક રતીથી એકવાલ સુધીનું પડીકું, મધમાં ચટાડી, ઉપરથી આ રસ પાવાથી હાંફને તરત બેસાડે છે. પીપરને ઝીણીવાટી તેની સાથે મધમાં આપવાથી હાંફને ઘણો ફાયદો કરે છે.

૧૬. વાસાદિઃ–અરડુસાના પાતરાં શેર પાંચ લાવી તેની વચલી નસો કાઢી નાંખી તે પાંતરાને અર્ધો મણ પાણી મુકી ચુલે ચડાવવાં. પછી તેમા સંચળ તોલા વીશ, સિંધવ તોલા વીશ, જવખાર તોલા દશ, તથા સંચોરો તોલા દશ ખાંડીને નાંખવા. જ્યારે પાંતરાં રંધાઇ જાય અને બધું પાણી બળી જાય ત્યારે તેને સુકવી ખાંડીને વસ્ત્રગાળ ચૂર્ણ કરવું. એ ચૂર્ણમાંથી નાના અથવા મોટા માણસને અર્ધાથી એક વાલ સુધીનું પડીકું દિવસમાં ત્રણ વાર, મધમાં અથવા પાનમાં અથવા ઘીમાં અને છેવટે પાણીમાં આપવાથી **ખાંસી**, જુની ખાંસી, લુખ્ખી ખાંસી, બળખા પડતી ખાંસીના દરદોમાં ઘણો ફાયદો કરે છે. આ દવા સાધારણ પડીકાં બાંધવાને ઘણી સગવડ પડતી છે અને ઓછા ખર્ચમાં યશ અપાવનાર છે.

૧૭. જાયફળને લીંબુના રસમાં ઘસીને પાઇએ તો **અનાહવાયુ** આફરો અને પેટ ચડેલુ હોય તેને તરત મટાડે છે.

૧૮. લઘુનારાયણ ચૂર્ણઃ–નીશોતર ચાર તોલા, પીપર બે તોલા શાકર એક તોલો; એને વાટી વસ્ત્રગાળ ચૂર્ણ કરી, તોલો ૦॥ ફાકવાથી જુલાબ થઇ પેટની પીડાને મટાડે છે. ગરમીવાળાને માટે ઘણો સારો છે.

૧૯. **ભૂતભૈરવ રસઃ**—સોમલ, મનસીલ, હરતાલ, હીંગળોક, સમભાગે લઇ વાટીને પાનના રસમાં ૩ દિવસ ઘુંટીને રાઈના દાણા જેવડી ગોળી વાળવી. એક અથવા તેમાંની બે ગોળી શાકરના પાણી સાથે આપવાથી **એકાંતરીયો, ચોથીયો,** તથા **ટાઢીયો તાવ** જાય છે

બીજો—સોમલ, કાથો, લવંગ, હીંગળોક, સમભાગે વાટી પાનના રસમાં ૩ દિવસ ઘુંટી રાઇ જેવડી ગોળી વાળવી તાવના દર્દીને કાળી દ્રાક્ષનો એક દાણો લઇ તેમાંથી ઠળીયો કાઢી જો એક ઠળીયો નીકળે તે તે ઠળીયાને ઠેકાણે એક ગોળી અને બે નીકળે તો બે ગોળી મુકી લપેટીને દર્દીને આપવી ચવડાવ્યા પછી તેના પર પાણી પાવું તો તાવ અટકી જાય છે.

૨૦. **વારાહી ચુર્ણ**;—સુરણની ગાંઠ લાવી છોલીને છીણીને તડકે સુકવી, ખાંડીને ચૂર્ણ કરવું તેની ૦। તોલાની ફાકી મારી, ઉપર ૦। શેર દૂધ પીએ તો ઘણીજ શક્તિ આપે છે અને પાણી સાથે ફકાવીએ તો હરસના દર્દીને ફાયદો કરે છે.

૨૧. **બાળાગોળી**—કેશર, અફીણ, એળીઓ, દીકામાલી, ઇન્દ્રજવ. કરમાણી, અજમો, ફણસ ફાફડો, જાયફળ, જાવંત્રી, એલચી, કરીયાતુ. હરડેદળ, વાયવડંગ, વાકુંભા, કાચકો, સુવા, હીંગડો, સંચળ, બોળ એ સર્વે સમભાગે લઈ ઝીણાં વાટી, પાકા ચેવલી પાનના રસમાં ગોળી મોટા સરસવ જેવડી વાળવી. એક અથવા બે વાર, એક અથવા બે ગોળી, ધાવણ સાથે આપવાથી બાળકના ઝાડા, ઉલટી, કૃમિ, તાવ, ખાંસી મટે છે. આ ગોળી એક મહિનાનું બાળક જો રાત્રે ઉંઘતું ન હોય તો દરરોજ રાત્રે એકેક

ગોળી આપવાથી બાળક ઉંઘે છે અને તંદુરસ્ત બને છે. તે બાળક ચાર મહિનાનું થયા પછી આપવામાં આવે છે તો બાળક ખુશ-મીજાજમાં રાત્રે ગમત કરે છે અને નીરાંતે ઉંઘે છે, તથા તે બાળક ઘણી શક્તિવાળું થાય છે. ઘણા લોકો બાળકને અફીણની ગોળી આપે છે. કારણ કે બાળક રાત્રે ઉંઘતું નથી અને ઉંઘવા દેતું પણ નથી, તેથી ઘણી માતાઓ અફીણ આપવાનું ચાલુ રાખે છે, પણ અફીણ આપવું એ ઘણું ભયંકર છે, ને જો માતા ભુલ કરે તો બાળકના પ્રાણ જવાનો વિશેષ સંભવ છે. આ ગોળીથી કોઈ પણ જાતનો વિકાર નહિ થતાં ઓર બાળક પુષ્ટ અને સુશક્ત બને છે.

૨૨. **આરસપહાણ**—આરસપહાણના પત્થરના કકડા લાવી, તેને ખાંડી, ઘણા બારીક વાટી, તેને જરા ગેરૂનો રંગ આપી, બબ્બે વાલનું પડીકું ઘી સાથે અથવા ઘીને શાકર સાથે દિવસમાં ૩ વાર આપવાથી સ્ત્રીઓના રાતા પ્રદર (લોહીવા)ને મટાડે છે.

૨૩. **કાળો સુરમો**—બેડાંની મીજ તોલા ચાર, ધોળાં મરી તો. બે, ફુલાવેલી ફટકડી તો. બે, શંખની નાભી તો. બે, સુરોખાર તો. બે, મનસીલ તો. બે, કાળો સુરમો તો. સાઠ, એ સર્વેને ઝીણાં ખાંડી કપડે ચાળી પછી મોરથુથુ તોલા આઠ લઇ તેનું ચાર શેર પાણી બનાવવું. તે પાણીમાંથી સુરમાના ચૂર્ણમાં નાંખતા જવું અને ખલ કરતાં જવું. એવી રીતે બધું પાણી પચી જાય અને સુરમો સુકાઈ જાય ત્યાર પછી એવીજ રીતે ચાર શેર ગુલાબજળ પચાવવું એટલે સુરમો તૈયાર થશે. એ સુરમાથી આંખનાં ફુલાં, છારી, ઝાંપ, વગેરે દરદો મટે છે. માત્ર મોતીયા અને પરવાળા મટતા નથી.

૨૪. **મુખનું મંજન**;—હીરા દખણ, ચીનીકબાલા, એળચી, હીમજી હરડે, ફુવાવેલી ફટકડી, સફેદ કાથો, શંગજીરૂ, કલછસપેતો,

કપુર; એ સર્વ સમભાગે લઇ. એ સર્વની બરાબર સુનાગેરૂ લેવો. પછી બારીક વાટી ચૂર્ણ કરવું. જેના મોંમા તથા જીભ ઉપર ચાંદી પડી હોય અથવા મોં આવ્યું હોય તો આ મંજન બે આની ભાર ને આસરે જીભ ઉપર મુકી, જીભે જીભે આખા મોંઢામાં ફેરવવું અને પછી મોઢું ગળતું મુકી સારે પાણીએ કોગળા કરી નાંખવા, એટલે મોંઢાનું દરદ મટી જશે.

૨૫. તબાસીર;-વાંસકપુર બારીક વાટીને તેનું ચૂર્ણ કરવું. તેમાંથી એક એક વાલનું પડીકું દિવસમાં ૩ વાર શાકર સાથે, મધ સાથે અથવા પાણી સાથે આપવાથી સ્ત્રીઓના પેશાબ, ગર્ભાશય, ગર્ભણીના રોગો, અને સુવાવડના રોગોને ઘણી ઝડપથી મટાડે છે. જે સ્ત્રીને સુવાવડ ગયા પછી પેઢું ફુલી ગયું હોય તેને સુકા ફુદનો તોલા બે તથા શાકર તોલા બેને બશેર પાણીમાં ઉકાળી ૦ા શેર પાણી રહે તેમાં તબાસીરનું બે આની ભારનું પડીકું નાંખી દિવસમાં બે વાર પાવામાં આવે તો થોડાક દિવસમાં તે તમામ પાણી ઝરી જઇ પેઢુની નસો અસલ સ્થીતિમાં આવે છે.

૨૬. ટાંકીનો મલમ;-કસ કપુર ૧, કલઇ સફેતો ૮, રાળ ૪, કપુર ૨, ફુલાવેલી ધાપણુ ૪, સફેદ કાથો ૪, સિંદુર ૮, ભાગે લઇને એકઠું વાટી સો પાણીએ ધોયલા ઘીમાં મેળવી ટાંકી અગર ઝેરી ચાંદાપર ચોપડવાથી અથવા ચાંદીના જખમમાં ભરી ઉપર સાદા મલમની પટી મારવાથી તમામજાતની પાકતી અને સડતી ચાંદીઓ સારી થાય છે.

૨૭. ફરાઝની ગોળી-માયુ ફળ, ગંધક, એળીઓ, ખડીયો-ખાર, બાવળનો ગુંદર, શાકર અને બાવચી એ સર્વે સમભાગે લઇ

ખાંડી, પાણીમાં મેળવી તેની એકેક તોલાને આસરેની સોગટી બનાવી સુકવી રાખવી. તે સોગટી પાણીમાં ઘસીને ચોપડવાથી કાળી તથા લાલ દરાઝ (દાદર) સારી થાય છે. દરાઝની કોઇ પણ દવા હોય પણ દરાઝની ચામડીનો રંગ અને દરાઝ વિનાની ચામડીનો રંગ એક સરખો થતાં સુધી ચોપડયા કરે તોજ દરાઝ જડમૂળથી જાય છે, અને તેમ નહિ કરે તો દરાઝ પાછી થાય છે.

૨૮. મરડાની ગોળી-અફીણ તો. એક, કેશર તોલો એક, જાયફળ તો. એક, જાવંત્રી તો. એક, એ સર્વેને વાટીને ઉમરડાના દુધમાં મરી જેવડી ગોળી વાળવી. જેને લોહી, પરૂ કે આમ પડતો હોય તેને એકજ ગોળી પાણી સાથે આપવાથી આરામ જણાય છે. ત્રણ દિવસ આપવાથી મરડો બરાબર મટી જાય છે.

૨૯. ભોંયરીંગણીનો અર્કઃ-ભોંયરીંગણીનું પંચાંગ લીલું લાવીને તેને છુંદી એક માટલીમાં ભરવું. તે માટલીને તળીએ કાણું પાડવું, ને ઉપરથી મોઢું બંધ કરી લેવું. પછી જમીનમાં ખાડો ખોદી તેમાં એક તપેલી મુકી તે તપેલીપર ભોંયરીંગણી ભરેલું વાસણ મુકી તેના ઉપર છાણાં સીંચી તાપ આપવો. એટલે તાપથી તપીને ભોંયરીંગણીનો અર્ક તપેલીમાં પડશે. આ અર્કને કપડે ગાળી શીશીમાં ભરી રાખવો. એ અર્ક એકેક તોલો દિવસમાં બે વાર પાવાથી પેટના દુખાવા અને સંધીવાને ઘણી ઝડપથી ફાયદો કરે છે.

૩૦. અર્દાર્દિની ગોળી-પડકચુરો તો. ૦ાા દરૂદે અકરબી તો. ૧ બમન સુરખ તો. ૦ાા બમન સફેદ તો. ૦ાા કાળો છડ તો. ૦ાા એલચી તો. ૧ લવેંગ તો. ૦ાા, તમાલ પત્ર તો. ૦ાા, જુંદબેદસ્તર તો. એક, પીપર તોલો ૦ા, સુંઠ તોલો ૦ા, કસ્તુરી વાલ ૪, સોનાના વરખ

વાલ ૪, ચાંદીના વરખ તોલો ૧; એ સર્વેને વાટી વસ્ત્રગાળ કરવાં. તેમાં જુંજબે દસ્તર વટાશે કે ખંડાશે નહિ માટે તેને જુદું રાખી એ જુંજબે દસ્તરને મધ સાથે વાંટવું એટલે વટાઇ જશે. તે મધમાં એક રસ થઇ મળી જાય તે પછી તેમાં બીજાં વસાણાં મેળવવાં અને ઘટતું મધ નાંખી, વાટી ખલ કરી એક તોલાની આઠ ગોળી બનાવવી, અથવા પાવલી ભારની ગોળીઓ બનાવવી. માત્ર સવારે એક ગોળી મધમાં ચટાડવી અથવા પાણી સાથે ખવાડવી. ઉપરથી જરૂર જણાય તો થોડું દુધ પાવું. એના પર કોઇ જાતની પરેજી નથી. એનાથી શક્તિ વધે છે ને મર્દાઇ આવે છે.

ચાતુપૌષ્ટિક ચૂર્ણ (ઇશ્વરલાલે ખાસ અનુભવેલું) એખરો, ગોખરૂ, શતાવરી, કૌચાં, કાળી મુસળી, ધોળી મુસળી, એ સર્વે ચાર ચાર તોલા. મોચરસ, નાગકેશર, જેઠીમધ, એ સર્વ બબ્બે તોલા જાવંત્રી સુંઠ અને લવેંગ એકેક તોલો એ સર્વેના વજને બરાબર શાકર લેવી. પછી ઉપર લખેલાં વસાણાંને ખાંડી વસ્ત્રગાળ કરી, તેમાં શાકર મેળવી તેમાંથી એકેક તોલાને આસરે સવાર સાંજ ગાયના દુધ સાથે એક માસ સુધી નીયમિત ફાકી મારવી, અગર ગાયના દુધમાં નાંખી ઉકાળીને તે સર્વ પીવું. એ ચૂર્ણથી શરીરની કમતાકાત દૂર થઇ, કામ કરવાનું મન થાય છે, તથા મન વધારે પ્રફુલ્લિત બને છે. શરીરનું તેજ વધે છે સ્ફૂર્તિ વધે છે, મંદ પડી ગયલું પુરૂષત્વ સતેજ થાય છે અને કમ્મરનો દુખાવો મટે છે. ખાસ કરીને કેટલાક પુરૂષોને ઝાડો જોરથી કરાંઝીને કરવો પડે છે તે વખતે બળ કરવાથી પેજાબમાર્ગે બે ચાર ટીપાં અગર વધારે ધાત નીકળી પડે છે તેવા રોગીને માટે પણ આ ખાસ ઉપાય છે, અને સાધારણ માટે પણ ઘણોજ ગુણ બતાવે છે.

૩૨. **બાળકોને માટે સોકટીઃ**—ફુલાવેલો હીંગડો, અજમોદ, તજ, સુવા, વાયવડંગ, વાકુંભા, ઇન્દ્રજવ, કરમાણી અજમો, પીપર, પીપળીમુળ, વચકાવળી, જાયફળ, જાવંત્રી, અક્કલકરો, કઠુ, કરીયાતુ, કોલમ, પાનની જડ, સંચળ, સિંધવ, દીકામાલી, સેકેલો કાચકો, ફણુસ, ફાફડો, મરડાશીંગ, એલચી, અજમો, અન્નીસુ, સુંઠ, સોનામકઇ, ગુલાબનાં ફુલ, હીમજી હરડે, કેશર, ગયણીનાં બીજ, અતીવિષની કળી, વરીઆળી, જેઠીમધ, હરડેદળ, ફુલાવેલો ટંકણખાર, જવખાર, સુરોખાર અને કાકડાસીંગ. એ રીતે ૪૧ વસાણાં સમભાગે લઇ, તેને ખાંડી કપડછન કરી, કુંદનાના રસમાં દુધપાક જેવું થાય એટલો રસ નાંખી તેને ઘુંટવું. ઘુંટતાં ઘુંટતાં ગોળી વાળવી અથવા અડધા અડધા તોલાની સોગઠી બનાવી. તેને તડકે ખુબ સુકવવી. જો સુકવવામાં કસર રહેશે તો ફુગવળી સડી જશે. જરૂર પડે ત્યારે તેમાંની એક ગોળી પાણીમાં વાટીને પાવી—અથવા છોકાંઓને જે ધ્રસારો પાવો પડે છે તેની ખટપટ કાઢી નાંખી આ સોકટીમાંથી એક રત્તી અથવા બે રત્તીપુર, પાણીમાં ઘસીને દરરોજ અથવા બીજે ચોથે પાવામાં આવે તો ઝાડા વધારે થતા હશે અથવા બંધકોષ હશે તે નીયમસર થશે. કૃમિ, સસણી, વરાધ, વાવળી તથા તાવને મટાડી, ભુખ લગાડશે એટલે બાળકને ધાવવાની રૂચિ થશે. તેમ બાળકના શરીરમાં કોઇપણ જાતની ઉપાધી થતી અટકશે.

૩૩. **હરસનો મલમ**—હડતાળ વરખી તોલા બે, પાનમાં ખાવાનો ઉંચી જાતનો કાથો તોલા બે, બારીક વાટી સો પાણીએ ધોયલા ઘીમાં મેળવી રાખી મુકવો. એ મલમ ચોપડવાથી આગ બળતી નથી, પાકેલા મસા રૂઝાઇ જાય છે અને બોડી પડતું નહિ હોય એવા મસા કરમાઇ જાય છે.

૩૪. સહક્ચુરાનો ઘસારો અથવા ઉકાળો કલાક કલાકે અર્ધાથી બે તોલા સુધી પાવાથી ઝાડા તથા ઉલટીને બંધ કરે છે.

૩૫ **કસિલાદિ ગુટીકા**—હરડેદળ, બેડાંદળ, આમળાં, માયુફળ, ફટકડી, મજીઠ, બાવળની છાલ, કાથો, કસીસો, ધોળી તપખીર, ચીકણી સોપારી, લોધર, તજ, તમાલપત્ર, એલચી, જાયફળ, જાવંત્રી, નાગકેશર, દાડેમના છોડાં, તાંબાનો વહેર, લોખંડનો વહેર, એ સર્વને ખાંડીને વેંગણના પાતરાંના રસમાં ખલ કરવો. ખલ કરતાં સુકાઇ જાય ત્યારે મધ મેળવી ચીનીબોર જેવડી ગોળી કરવી. તે ગોળી સ્ત્રીના ગુપ્ત ભાગમાં વાપરવાથી યોનિસંકોચ થાય છે, ધસેલી કાયા ઠેકાણે બેસે છે, અને સફેદ પ્રદરની શાંતિ કરે છે.

૩૬. **ખરજવાનું ઓસડ**—ગંધક, મરી, સિંદુર, અળાંત્રર, આંબાહળધર, જીરૂ, શંખજીરૂ, કેશર, મનસીલ, એલચી, કાથો, એ સર્વે સમભાગે લઇ વસ્ત્રગાળ કરી, ગાયના ૨૧ વાર ધોયલા ઘીમાં ચોપડવાથી ઘણું જુનું લીલું તથા સુકું ખરજવું મટે છે.

૩૭. **લોહી સુધારવાની પડી**—કસબો તોલા ૪, સાથરાના ફુલ તો. ૩, સીરખેસ તો. ૪, વરીઆળી તો. ૩, ચોબચીની તો. ૩ાા. ઉન્નાબદાણા ૫૦, ગુલાબનાં ફુલ તો. ૪, ઉસ્તેખુદુસ તો. ૪, ગુલેબેદમુસ્ક તો. ૪, ગળો તો. ૪, ગુલકંદ શેર ૧, એટલે તો. ૪૦; ઉપર પ્રમાણે લઇને, ગુલકંદને જુદો રાખી, બાકીના વસાણાનાં સરખા સાત ભાગ કરવા. પછી એક ભાગ એક શેર ઠંડા પાણીમાં રાત્રે પલાળી રાખવો. સવારના પહોરમાં તે પાણીને ચોળી નાંખવું. પછી તે ચોળેલા કુચાને તેજ પાણીમાં ઉકળવા દઇ, પાણી શેર ૦ાા થાય એટલે ઉતારી ઠંડું પડયા પછી તેને ગાળી, પેલા ગુલકંદમાંથી આઠમે

ભાગે ગુલકંદ ચોળી પી જવું. ઉપર મુજબ દીન ૭ પીતાં કાંઇ ફેર માલમ પડે છે કે કેમ? તે તપાસવું અને પછી વધારાના દીન ૧૪ પીને ૨૧ દિવસ પુરા કરવા. પછી વધુ પીવો નહિ, કારણકે એટલા દીવસમાં આરામ થાય છે. જો લોહીના બગાડની કાંઇ કસર રહે તો લાંબા દિવસ ચાલુ રાખવું. ખાવાની પરેજીમાં દારૂ, આમલી, તેલ, લીલું મરચું, એની સખત પરેજી કરાવવી. પણ સુકી અળધર તથા આદુ વધારે ખવાય તેમ વધું ફાયદો થાય છે. ઉપલા ઉકાળાથી કદાચ જુલાબ થાય તો ગભરાવું નહિ પણ તે ચાલુ રાખવો. એ ઉકાળાથી વિસ્ફોટક મટી જાય છે એટલુંજ નહિ પણ કોઇ માણસના આખા શરીરે સેંકડોની સંખ્યામાં મસા થયા હોય તોપણ આ ઉકાળાથી મટી જાય છે અને મસાને માટેજ આ દવા ખાસ છે. આ ઉકાળો મહેરબાન ડી. પી. મોહનસાહેબે ખાસ અજમાવેલો છે અને તેમની પાસેથી લઇને અમે પણ ખાસ અજમાવેલો છે, એટલે તે વાપરતાં હરકત નથી.

૩૮. **ઉપદંશ તથા વિસ્ફોટકનો ઉપાય**—ઉસબો તો. ૦ાા, ચોબચીની તો. ૧, ગુલેબનફસા તો. ૦ાા, સોનામખી તો. ૦ાા, ઉન્નાબદાણા નંગ ૧૦, કાળીદ્રાક્ષ તો. ૧, ગુલેગાવજબાન તો. ૦ાા, આકાશવેલ તો. ૦ાા, વરીઆળીની જડ તો. ૦ાા, દીવેલાનું મૂળ તો. ૦ાા, કાસનીની જડ તો. ૦ાા, મોટી હરડે તો. ૦ાા, બહેડાંદળ તો. ૦ાા, આમળાં તો. ૦ાા, સીસમનાં છોડાં તો. ૦ાા, સુખડનો વહેર તો. ૦ાા, ગોરખમુંડી તો. ૦ાા, ગુલાબનાં ફુલ તો. ૦ાા, ઇન્દ્રવરણાની જડ તો. ૦ાા, નિશોતર તો. ૦ાા, શાકર તો. ૨, મધ તો. ૧; એ સર્વે વસાણાંને ૧ાા શેર પાણીમાં રાત્રે પલાળી, સવારે ઉકાળી, ૦ા સેર પાણી રહે ત્યારે તેને કપડે ગાળી લઇ, તેમાં બે તોલા સાકર

અને એક તોલો મધ મેળવી પાવું અને એ વસાણામાં પાછું પાણી નાંખી મુકવું. ધ્યાન પહોંચે તો બેવાર અને નહિ તો એકવાર સવારે તો પાવુંજ. આ ઉકાળો પીનારને મગની દાળની ખીચડીને ઘી સિવાય બીજું કાંઇપણ ખવડાવવું નહિ. આ ઉકાળો ૧૪ દિવસ પાવાથી સારૂં થાય છે. ૧૪ દિવસમાં બે ઉકાળા બદલવા મતલબ કે એકવાર આણેલો ઉકાળો ૭ દિવસ ચલાવવો.

૩૯. **આણંદભૈરવ રસ**—હીંગળોક, વછનાગ, મરી, ટંકણખાર ફુલાવેલો, પીપર, એ સર્વેને સરખે ભાગે લઇ, બારીક વાટી, આદુના રસમાં ૩ દિવસ ખલ કરી, મરી જેવડી ગોળી વાળવી. એ ગોળી બબ્બે અથવા ત્રણત્રણ, પાણી સાથે આપવાથી, સંગ્રહણીના ઝાડાને બંધ કરે છે તથા તાવને કાઢે છે. પણ ખાસ કરીને ૧૪ કે ૨૧ દિવસનો તાવ આવી ગયા પછી અશક્ત થયલા રોગીને સવારમાં એક તોલો મધ ને ૦॥ તોલો ઘીમાં ત્રણ ગોળી આનંદભૈરવની દિવસમાં એકવાર આપવાથી, તે રોગીને થોડા દિવસમાં તાવની અસર નીકળી જઇ, શક્તિ વધારે છે.

૪૦. **શક્તિની ગોળી**—વછનાગ તો. ૦॥, કાળાં મરી તો. ૧, સુંઠ તો. ૧, પીપર તો. ૧, જાયફળ તો. ૧, જાવંત્રી તો. ૧, કેશર તો. ૧, અકલકરો તો. ૧, તજ તો. ૧, ઇસબંધ તો. ૧, ગોખરૂ તો. ૧, કૌચાં તો. ૧, તમાલપત્ર તો. ૧, લવેંગ તો. ૧, એલચી તો. ૧, ફુલાવેલો ટંકણખાર તો. ૧, ધોળી મુસળી તો. ૧, કાળી મુસળી તો. ૧, શાકર તો. ૩, સાલમ તો. ૩; એ સર્વેને વાટી વસ્ત્રગાળ કરી, તેમાં કસ્તુરી વાલ ચાર મેળવી મધમાં ગોળી ચણા જેવડી વાળવી. સવારમાં એક ગોળી ખવડાવી ઉપરથી ૦॥ શેર દૂધ

પાવું. ખટાશ ખાવી નહિ. ગળપણમાં માત્ર શાકર ખાવી. એ પ્રમાણે સાંજસવાર દિવસમાં બેવાર ખાવાથી સ્ત્રી તથા પુરૂષને સંપૂર્ણ શક્તિ આપે છે.

૪૧. **માણસનાં હાડકાં**—સ્મશાનમાં જ્યાં મુડદા બળતાં હોય ત્યાંથી વગર પલળેલાં બળેલાં હાડકાં વીણી લાવી તેને બારીક વાટી ધોયલા ઘીમાં મેળવી જે ચાંદું નહિ રૂઝતું હોય તેનાપર ચોપડવાથી તે રૂઝાઇ જાય છે. અથવા હાડકાંનો બળેલો ભુકો એક વાલ, પાણી સાથે ખવડાવવાથી કોલેરાના રોગ ઉપર અજબ અસર નીપજાવે છે. પરંતુ એ બળેલાં હાડકાં લાવી, વાટી, શીશીમાં ભરી દઈ, હવા નહિ લાગે તેવો મજબુત બૂચ મારવો, તોજ કોલેરાપર સારી અસર કરે છે. હવા લાગવાથી એની અસર ઉડી જાય છે.

૪૨. **માર્કન્ડયાદિ ચુર્ણ**:—સોનામકઇ ભાગ ૨, વરીઆળી ભાગ ૧, ગંધક ભાગ ૧, જેઠીમધ ભાગ ૨, શાકર ભાગ ૬; એનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી, રાત્રે સુતી વખતે ૦। તોલાની એક ફાકી મારવાથી પચીને સાફ ઝાડો ઉતરે છે, પેટમાં અમળાતું નથી, ભૂખ લાગે છે. પણ એ ફાકી રાત્રે ખાધા પહેલાં મારવી અથવા ખાધા પછી બે કલાક બાદ મારવી. આ જુલાબથી પાણી જેવો ઝાડો આવતો નથી. પણ માત્ર મળનેજ બહાર કાઢે છે.

૪૩. **કચુંરાદિ ગુટિકા**:—ઝેર કચુરો શેર બે લાવી, ગોમૂત્રમાં ડુબતો કરવો. દરરોજ ગૌમૂત્ર બદલતા જવું. એવી રીતે ૨૧ દિવસ પલાળી રાખવો. ૨૨)મે દિવસે પાણીથી ધોઇને ઉપરની છાલ કાઢી નાંખવી. પછી તેની ઝીણી કાતરી કરી, ઘણા પાણીથી ધોવી અને તેને ખાંડીને ઝીણો ભૂકો બનાવવો. ખાંડતાં સુકાઇ જશે તો પછી

ખંડાશે નહિ. જો ખાંડતાં આપદા પડે તો થોડું પાણી નાંખી ખલમાં વાટવાથી વટાઇ જશે. એવી રીતે ખલમાં વાટી ખૂબ બારીક ચુર્ણ બનાવવું. પછી તેમાં જાયફળ તોલા ૪, જાવંત્રી તોલા ૪, લવેંગ તોલા ૮, અકકલગરો તોલા ૧૬, કાળા મરી તોલા ૮, કેશર તોલા ૪, એનું બારીક વસ્ત્રગાળ ચુર્ણ કરી કચુરાના ચુર્ણમાં મેળવી પછી લવીંગ શેર ૦। તથા મરી શેર ૦। ને આઠ શેર પાણીમાં ઉકાળી, બશેર પાણી રહે ત્યારે તે પાણીથી ઉપરના ભુકાને ખરલ કરી સુકાતાં સુધી વાટવો. તે પછી બીજીવાર બ.જો ઉકાળો નાંખી, વાટીને મરીના દાણા જેવડી ગોળી કરવી. એ ગોળી દિવસમાં ૩વાર પાણી સાથે બબ્બે ગોળી આપવાથી ઝાડો સાફ લાવે છે, તથા ઝાડાને બાંધે છે, ભૂખ લગાડે છે, ખાધું પચાવે છે, તથા શક્તિ આવે છે. જો માત્ર શક્તિને માટે આ દવા આપવી હોય તો સવારમાં બે અથવા ત્રણ ગોળી ખાઇ, ઉપર શાકર નાંખેલું ગરમ દૂધ પાવું.

૪૪. **શક્તિનો પાકઃ**—ગાંજો તોલા ૪ લાવી, તેની ડાંખળી, બીયાં કાઢી નાંખી, માત્ર પાંતરી રહે તેને પાણીમાં ધોવી. જ્યાંસુધી લીલું પાણી નીકળે ત્યાંસુધી ધોઇને પછી ગુલાબજળમાં ધોવો. પછી તેને સુકવી તેનું વજન જો એક તોલો થાય તો તેથી પાંચમા ભાગના જાયફળ, જાવંત્રી, લવેંગ, તજ, એલચી અને કેશરનું ચુર્ણ મેળવવું. તે પછી કસ્તુરી વાલ ૧, અમરચાલ ૧, બદામનો મગજ તોલા ૨, નાંખી બારીક વાટી શાકરની ચાસણીમાં મેળવી અવલેહ જેવું કરવું. તેમાંથી મરજી માફક એટલે વધુમાં વધુ ૦। તોલા કરતાં વધારે નહિ એવી માત્રાથી સવારે અથવા રાત્રે, દિવસમાં એકજવાર ખાઇ ઉપર દૂધ શાકર પીવાથી શક્તિ વધે છે ને બંધેજ થાય છે.

૪૫. નાનુભાઇ વટીઃ-કેશર તો. ૧, કસ્તુરી વાલ ૪, બરાસ તો. ૦॥, અફીણ તો. ૦॥, જાયફળ તો. ૧, જાવંત્રી તો. ૧, તજ તો. ૧, લવેંગ તો. ૧, એલચી તો. ૧ અકકલગરો તો. ૧, એ સર્વને વાટી પાનના રસમાં મઠના દાણા જેવડી ગોળી કરવી. એ ગોળી મોંમાં રાખી રસ ગળવાથી, મોંમાંથી પાણી છૂટતું હોય અથવા ઉંઘમાં મુખ ગળતું હોય તે, માત્ર ચાર પાંચ ગોળીમાંજ બંધ થઇ જાય છે અને ઘી, દૂધ, શાકર ગરમ કરીને આ ગોળી તેની સાથે બેથી ત્રણ સવારમાં લેવાથી શકિત આપે છે.

૪૬. બ્રહત્ કર્ચુરાદિ ગુટિકા-ઝેરકચુરા શેર બે લાવીને બેતાળીશ દિવસ સુધી ગોમૂત્રમા બોળી તડકે મુકી છાંડવા, તેમાં દર રોજ ગોમુત્ર બદલવું. પછી તેને છોલીને તેમાંથી અંકુર તથા ઉપરનાં છોડાં કાઢી નાંખવાં. પછી તેને પાણીમાં જ્યાં સુધી લીલું પાણી નીકળે ત્યાં સુધી ધોવાં એટલે એવી રીત છે કે આજે ધોયાં કે ચોખ્ખા પાણીમાં પાછાં પલાળવાં ને બીજે દિવસે ખુબ ચોળીને ધોવાં. એવી રીતે લીલું પાણી નીકળતું બંધ થાય એટલે ૦॥ મણ દૂધમાં, દૂધનો માવો જાડો થાય ત્યાંસુધી બાફવાં, પછી તેને ધોઇને ખરલમાં વાટવાં. વાટતાં મહેનત પડશે તેથી જરા પાણી નાંખવાથી જલદી વટાઇ જશે. પણ સુકાઇ જશે તો બીલકુલ વટાશે નહિ. એ વાટેલા કચુરામાં તજ તોલા ૨, લવેંગ તોલા ૪, જાયફળ તોલા ૪, મરી તોલા ૪, કેશર તોલા ૨, અકલકરો તોલા ૮, જાવંત્રી તોલા ૪, પીપર તોલા ૨, બરાસ તોલો ૧, કસ્તુરી વાલ ૮, સોનાના વરખ વાલ ૮, ચાંદીના વરખ તોલા ૪ એને વાટીને કર્ચુરાના ભુકામાં મેળવવાં. તે પછી જાયફળ શેર ૦।, મરી શેર ૦।, લવેંગ શેર ૦॥ નો આઠશેર પાણી મૂકી ઉકાળો કરી, એક શેર પાણી રહે ત્યારે કપડે ગાળી, તેવા ઉકા-

ળાના ત્રણ પટ આપી, વટાણા જેવડી ગોળી વાળવી. આ ગોળી દિવસમાં ૩ વખત એકેકી પાણી સાથે ખાવી અને ઉપર દૂધઘીવાળો ખોરાક ચાલુ રાખવાથી શક્તિ વધે છે અને ક્ષયના રોગીને તાવ તથા ખાંસીને અટકાવી ભૂખ લગાડી, શક્તિ આપે છે.

૪૭. **પ્લેગના તાવની ગોળી:**–ફુલાવેલી ફટકડી તોલા ૧૦, ફુલાવેલો નવસાર તોલા ૫, કાળાં મરી તોલા ૫, સોનાગેરૂ તોલા ૫, એમાં સમાય એટલો ગોળ નાંખી વટાણા જેવડી ગોળી વાળવી. ગોળ મેળવવાની રીત એવી છે કે, પ્રથમ ૦ા શેર ગોળ લઇ ખરલમાં નાંખી તેને ઘુટવો એટલે તે નરમ થશે. પછી તેમાં થોડોથોડો દવાનો ભુકો મેળવતા જવું અને વાટતા જવું. ગોળી વાળવા જેવું થાય તે પછી તેની ગોળી વાળવી. જો ગોળ વધતો પડશે તો ગોળી ઓગળી જશે. તે ગોળી વાળ્યા પછી સોનાગેરૂના ભુકામાં રગદોળીને શીશીમાં ભરી મુકવી. ઉપલા ભુકામાં લખેલા સોનાગેરૂથી ગોળીને રગદોળવાનો સોનાગેરૂ જુદો લેવો. પ્લેગના રોગીને આ ગોળી એકેકી અથવા બબ્બે, બબ્બે અથવા ત્રણત્રણ કલાકને અંતરે પાણી સાથે આપવી એટલે તુરત તાવ કબજામાં આવી જશે. તાવ ઉતરી ગયા પછી પણ એ ગોળી આપવાને હરકત નથી. તાવ ઉતર્યા બાદ એ ગોળી આપવાથી તાવને ફરીથી આવતો અટકાવે છે. જો કે પ્લેગના રોગીને કોઇ જાતની પરેજી પાળવાની નથી તોપણ પ્લેગના રોગીને જ્યાંસુધી ખરેખરી ભૂખ લાગે નહિ ત્યાંસુધી દૂધ અથવા કોઇપણ જાતનો ખોરાક બીલકુલ આપવો નહિ જ્યારે કકડીને ભૂખ લાગે ત્યારે વધારે દૂધવાળી ચાહા કરીને પાવી, પણ એકલું દૂધ તો કદી પાવું નહિ. ખોરાક આપવો હોય તો આઠ દિવસ પછી અથવા રોગીના

તાવ સાથેના ઉપદ્રવો શાંત થયા હોય તે પછીજ આપવો. આ ગોળીથી સેંકડો દર્દી સારા થયા છે, પણ જેણે અમારૂં કહ્યું નહિ માની અનાજ ખાવાની ઉતાવળ કરી છે તે બધાજ મરી ગયા છે. આ ગોળીથી વખતે કોઇક દર્દીને ઝાડા થાય છે, પણ તેથી ગભરાવું નહિ.

૪૮. **મલ્લસિંદૂર ગુટિકા:**—મલ્લસિંદૂર તોલો ૧, સુંઠ તોલો ૧, મરી તોલો ૧, પીપળીમૂળ તોલો ૧, અકલકરો તોલો ૧, જાયફળ તોલો ૧, એલચી તોલો ૧, લવેંગ તોલો ૧, કેશર તોલો ૧ લાવી મલ્લસિંદૂરને જુદું રાખી, બાકીનાં વસાણાં વાટી વસ્ત્રગાળ કરી, પછી મલ્લસિંદૂરને ખલમાં નાંખી, ૩ દિવસ લગી ઘુંટવો. તે પછી તેમાં ઉપલો ભુકો થોડો થોડો ભેળી પાનના રસમાં ઘુંટી મગ જેવડી ગોળી કરવી. તે ગોળી સવારે એક અને સાંજે એક મધમાં ચટાડવી. ખટાશ બીલકુલ ખાવા દેવી નહિ, તો પક્ષઘાત, શિરોગ્રહ, અર્દિત વગેરે મહાન વાયુને મટાડે છે. એ ગોળી ૨૧ દિવસ ખવડાવવી પછી બંધ કરવી. ઘી, દૂધવાળો ખોરાક ચાલુ રાખવો. જો જરૂર જણાય તો બીજા પંદર દિવસ ગયા પછી મલ્લસિંદૂર ગુટિકા ખવડાવવી.

૪૯. **લાહીચુર્ણ કસ્તુરી ગુટિકા**—તજ, તમાલપત્ર, બીલીનો ગર, સુંઠ, મરી, પીપર, હરડાં, બેડાં, આમળાં, અજમોદ, વરીઆળી, વાયવડંગ, હળધ, ચીત્રામૂળ, જીરૂ, લવેંગ, ધાણા, ગજપીપર, જેઠીમધ, પાંચે ખાર, શેકેલી હીંગ, કાચકાની મીંજ, મોચરસ, સાજીખાર, જવખાર, એ સર્વે સમભાગે લઇને તેથી ચારગણી ભાંગ મેળવીને ચુર્ણ કરવાનું લાહીચૂર્ણના પાઠમાં નીઘંટરત્નાકરના સંગ્રહણીના અધિકારમાં લખેલું છે. પણ તેમાંથી પારો, ગંધક અને ભાંગ અમે કાઢી નાંખી, વાંસકપુર તો. ૪, એલચી તો. ૨, કસ્તુરી વાલ ૪,

સોનાનાં વરખ વાલ ૪, ચાંદીના વરખ તો. ૧, કેશર તો. ૧ મેળવીને પાનના રસમાં એની વટાણા જેવડી ગોળી વાળી દિવસમાં ૩ વાર બબ્બે ગોળી પાણી સાથે આપી, છાશનું સેવન કરાવવાથી એ ગોળી **સંગ્રહણી, અતિસાર** તથા **સુવાવડના રોગોને** મટાડે છે.

૫૦. **મેધાવિ ગુટિકા**—ઘોડાવજનું વસ્ત્રગાળ ચુર્ણ કરી તેમાં મધ મેળવી, વટાણા જેવડી ગોળી વાળી દિવસમાં બે વખત, ત્રણત્રણ ગોળી પાણી સાથે ગળાવી ઉપરથી અરણીનો રસ તોલા ચાર પાવાથી જે માણસને ઉન્માદરોગ થયો હોય તેને ઘણો ફાયદો કરે છે. (તરતનાં ગાંડાં માણુસ સારા થયા છે.)

૫૧. **આમલીનો સ્વરસ**—પાકી આમલી મીઠા વગરની શેર બે લઇ, તેને બે મણ પાણીમાં ઉકાળવી. ઉકાળતાં જ્યારે ત્રણશેર એટલે બે બાટલી પાણી બાકી રહે ત્યારે કપડે ગાળી, બાટલી ભરી તેમાંથી બબ્બે તોલા દિવસમાં ૩ વાર પાવાથી ઉન્માદનો રોગી કે જે દારૂ પીવાથી, ભાંગ પીવાથી કે અત્યંત ગાંજો પીવાથી ગાંડા થઇ ગયો હોય તે સારો થાય છે.

૫૨. **ધર્મપત્તન**—કાળાં મરીને જેટલાં વટાય તેટલાં ઝીણાં વાટી ગોળ મેળવીને વટાણા જેવડી ગોળી કરવી. તેમાંથી બબ્બે અથવા ત્રણત્રણ ગોળી દિવસમાં ૩ વાર પાણી સાથે આપવાથી મગજના એટલે ઉદાનવાયુ બગડવાથી થએલા વ્યાધિઓ જેવા કે હેડકી, ગળાનો શોષ, મુખનું વિરસપણું, માથાનો દુખાવો અને આક્ષેપક વાયુ એટલે આંકડી અથવા ખેંચને મટાડે છે.

૫૩. **નાગરાદિ ગુટિકા**—સુંઠ, મરી, પીપર, પીપળીમૂળ સમભાગે લઇ ખાંડી વસ્ત્રગાળ કરી ગોળમાં ગોળી ચણા જેવડી વાળવી.

તેમાંથી બબ્બે અથવા ત્રણત્રણ ગોળી, સવારસાંજ ખાવાથી હાથ પગની નસો ખેંચાઇ વટ આવતા હોય તે મટે છે.

૫૪. રાતો મલમ—વિલાયતી ગમના મલમની લાકડી આવે છે તે લાવી, તેનાપરનો કાગળ ધોઇ સાફ કરી, ઉંચી જાતનું સિંદુર (તે મલમ અર્ધો રતલ હોય તો) ાા રતલ લેવું. પછી આપણે હાથે તેલ ચોપડી ગમના મલમને ફીણવો. ફીણતા જવું અને જરા જરા તેલ લેતા જવું. તેલ લેતા જવું અને તે મલમને સિંદુરમાં બોળતા જવું. એ રીતે ફીણતાં ફીણતાં તમામ સિંદુર તેમાં સમાવી દેવું. પછી તે મલમની પટ્ટી મારવાથી છાતીના દુખાવા, પાંસળાની શૂળ, અને ખાસ કરીને કમ્મરની શુળ અથવા કમ્મર રહી ગઇ હોય તેને મટાડે છે છે. એ મલમની પટ્ટી મારવાથી ગાંઠાને બેસાડી દે છે અથવા પકવી, ફોડીને રૂઝવી નાખે છે.

ઉપલા મલમની બીજી રીત—કાચો હીંગળોક તોલા ૪ બારીક વાટી, ઉપરની રીત પ્રમાણે ગમના મલમમાં મેળવી તે મલમની પટ્ટી મારવાથી, વાયુથી દુઃખતા સાંધા મટાડે છે, અને કોઇ પણ ગાંઠને પકવી, ફોડી તથા રૂઝવી નાખે છે.

૫૫. લીલો મલમ—ઉપર પ્રમાણે ગમના મલમની લાકડીને સાફ કરી તે ાા શેર મલમ હોય તો તેમાં ૪ તોલા કાળી ગળી જે અસલ હિંદુસ્તાનમાંજ પાકેલી હોય તે લાવી, ઝીણી વાટી ઉપર પ્રમાણેની રીતે મલમ બનાવવો એટલે લીલો મલમ થશે. આ મલમથી પાકેલા જખમો અને સડતા ચાંદાં રૂઝાઇ જાય છે.

# બીજા વૈદ્યરાજો તરફથી આવેલા અનુભવી ઇલાજો.

## વૈદ્ય ધીરજરામ દલપતરામ ગુજ્જરફળીયા-સુરત.

૧. **નિશાંવલ્લભ ગુટિકા;**-ભાંગ, જાયફળ વછનાગ, લવેંગ ગાંજો, મરી, અફીણ, જાવંત્રી, સેકેલાં ઝેરકચુરાં, તજ, એલચી, પીપેર; એ પૈકીની નિશાવાળી વસ્તુઓને શુદ્ધ કરી બીજા વસાણુંને વાટી વસ્ત્રગાળ કરી એક દિવસ કોરૂં ખલી, પછી ભાંગ, પોસદોડા, ખસખસ, એ બબ્બે તોલા લઇ ‌૧શેર પાણીમાં ઉકાળી, ૦। શેર રહે ત્યારે ઉપરના વસાણુંને તેનો એક પટ આપી વટાણા જેવડી ગોળી વાળી, રાતના ૧ ગોળી પાણી સાથે આપવાથી ઉંઘ આવે છે. સવાર સાંજ એકેક ગોળી ઘી સાકર સાથે આપી ઉપર દુધ પાવાથી શક્તિ આવે છે. એ ગોળીમાં સ્થંભનનો ખાસ ગુણ છે. નાનાં બચ્ચાંને આપવી નહિ.

૨. **જુલાબની ગોળી;**-નીસોતર, મોટી હરડે, મરી, પીપર, ચીતરો એ એકેક તોલો. પારો, ગંધક, નેપાળાના બીજ, એ બબ્બે તોલા લઇ, પારા ગંધકની કાજળી કરી બાકીના વસાણાં વસ્ત્રગાળ ચૂર્ણ કરી, કાજળીમાં મેળવી, પ્રથમ છ કલાક કોરૂં ઘુંટવું. પછી આદુના રસમાં એક દિવસ ઘુંટી મરી જેવડી ગોળી વાળવી. જેને જુલાબ આપવાની જરૂર જણાય તેને રાત્રે એ ગોળી ટાઢા પાણી સાથે આખી ગળાવવી એટલે સવારમાં બે ત્રણ પેટ આવશે સવારમાં આપવી હોય તો ઉના પાણી સાથે આપવાથી બે કલાકમાં ઝાડા થાય છે. વધારે ઝાડા થાય તો જીરૂ અને શાકરનું પાણી પાવાથી બંધ થાય છે. આ ગોળી નાનાં બાળક, ગર્ભિણી સ્ત્રી અને ઘરડાં માણસને આપવી નહિ.

## યતિશ્રી રવીહંસજી દીપહંસજી છાપરીયાશેરી–સુરત.

૧. બે આનીભાર ચીનીકબાલા ઝીણા વાટી સુતી વખતે ઘીમાં ચાટવાથી ઉડી ગયલી ઉંઘ પાછી આવે છે. આ ચીનીકબાલા અંગ્રેજી સલ્ફોનલ જેટલું કામ કરે છે.

૨. સેકેલી ભાંગનું ચૂર્ણ દરદીને માફક આવે તેટલું, મધ અથવા ઘી સાથે ચટાડવાથી ઉંઘ આવે છે.

## ઇશ્વરલાલ રતનલાલ ત્રિવેદી નાગર ફળીયું–સુરત.

૧. **હંમેશાં પીવાની ચાહ;**—તુળશીનાં પાંતરાં, કલારનાં પાંતરાં, બીલીનાં પાંતરાં લજામણી ને આંબાનાં કુમળાં પાંતરાં સરખે વજને લઈને, છાંયે સુકવી તેનો ભુકો કરવો. ચાહા પીનારા લોકોએ એ ભુકાને પરદેશી ચાહાને ઠેકાણે વાપરવાથી ભૂખ લગાડે છે, વાયુ હઠાવે છે, લોહી સુધારે છે. ને એકંદરે ત્રણે પ્રકૃતિને માફક આવે છે.

૨ **દેશી** પેઇન કિલર. લીંબુનો રસ શેર ૧ આદુનો રસ શેર ૦॥. સિંધવ તો ૧. હીંગ તો. ૦।. સંચળ તો. ૧. શાકેર શેર ૧. એ બધી વસ્તુ એકત્ર કરી તેને ઉકાળતાં ૩ જોશ આપી, તેને ગાળી લઇ સારા બુચની બાટલીમાં ભરી રાખવું. એ ભરેલો મસાલો ઠરી જાય એટલે યુક્તથી ઉપરનું પાતળું પાણી નીતારી લઇ, બીજી સ્ટૉપર બાટલીમા ભરી લેવું. આ ઓસડ ઝાડા બંધ કરવા માટે વાપરવું હોય ત્યારે તેમાં થોડું કપુર મેળવી વાપરવું. પેટમાં દુખાવો મટાડવા સારૂ વાપરવું હોય તો કપુર વિના પાવું. એનાથી અજીર્ણ તથા મરડો મટે છે, વાયુની તથા પિત્તની શાંતિ થાય છે ને ઝાડા બંધ થાય છે. ભૂખ લગાડે છે ને રૂચિ ઉત્પન્ન કરે છે.

**વૈદ્ય અંબારામ શંકરજી મુ. વાગડ. વાયા રાણપુર.**

**બંધાણીને અફીણ છોડાવવા માટે**–રક્તકરણના મુળની છાલ શોધેલી ટાંક. ૯, ધોળી કણેરના મુળની છાલ શોધેલી ટાંક ૯, કનક મુળની છાલ ટાંક ૯, વિજ્યા ટાંક ૯, ઉપલેટ ટાંક ૯, કપુર મીણીયું ટાંક ૯, ખુરાસાની અજમો ટાંક ૯, કસબંધ ટાંક ૯, એ સર્વનું ચુર્ણ કરી ભાગરાના રસમાં ચણીબોર જેવડી ગોળી કરવી. આ ગોળી જે મનુષ્યને અફીણનું બંધાણુ હોય અને તે જેટલું અફીણ લેતો હોય. તેટલી અથવા તેથી વધારે આ દવા આપવી, સાત દિવસ પછી દવા થોડી થોડી કમતી કરવી, જેથી એકવીસ દિવસમાં ગમે તેવું અફીણનું બંધાણુ હશે તોપણ છુટી જશે. અનુભવ સિદ્ધ છે.

**ડાક્ટર મગનલાલ વીજભુખણદાસ સોનીફળીયું–સુરત.**

**જુલાબની ગોળી**–શુદ્ધ નિપાળો તો. ૮, સુંઠ તો. ૩, ગંધક તો. ૨, મરી તો. ૨, ટંકણ ફુલાવેલો તો. ૧, પારો તો. ૧, પ્રથમ પારા ગંધકની કજલી કરી બાકીના વસાણા મેળવી લીંબુના રસની ભાવના આપી ચણોઠીપુર ગોળીઓ વાળી, એક ગોળી ગોળના પાણી સાથે આપવાથી બે ત્રણ ઝાડા થાય છે. મળજ્વરને મટાડે છે.

**વૈદ્ય રવિકાન્ત અને શાન્તિકાન્ત ઉઢાણી મુ૦ બાલંભા ( કાઠીઆવાડ )**

**નાગ કન્યાદિ કષાય સર્વજ્વરે**-ગળો, કરીઆતુ, કલંબો, કાળીપાડ અનંત મુળ, કડુ, મોથ, ખડસલીયો, લીંમડાની છાલ, કડા છાલ, દેવદાર, ભોરીંગણી, રતાંજળી, વાળો અરડુસી, હીમજ એ સર્વે અઢી અઢી તોલા લઇ સોળઘણા પાણીમાં કવાથ કરી અષ્ટમાંશ અવશેષ રાખી

તોલા અડધાથી બે સુધી દિવસમાં ત્રણથી ચાર વખત પાવું. આ ક્વાથ જ્વરઘ્ન, કટુ, પૌષ્ટીક, કૃમિઘ્ન, મૃદુ વિરેચન, પાચક, ભેદક, શોધક, શોફઘ્ન, મુત્રલ, સ્વેદલ છે.

**નાગકન્યાદિ કષાયનું પ્રવાહી સત્વઃ**–ગળો, કરીઆતું વિગેરેનું ચુર્ણ શેર એક પાણી શેર સોળ નાંખી ૨ થી ૪ દિવસ પલાળી રાખવું. ત્યાર બાદ ઉકાળી પાણી શેર બે ( અષ્ટાવશેષ ) રાખી ગાળી પુનઃ પકાવવું, પકાવતાં જ્યારે એક શેર પાણી શેષ રહે ત્યારે થંડુ પડવા દઇ તેમાં મધ શેર એક મેળવવું. માત્રા તોલા ત્રણ દિવસમાં ત્રણ વખત પાણી સાથે આપવું ગુણ ઉપર પ્રમાણે છે.

**ઘનસત્વ બનાવવાની કૃતી**–નાગકન્યાદિ કષાયનો ભુકો (ઉકાળ્યા વિનાનો) શેર એક, પાણી શેર સોળ નાખી ચાર દિવસ રાખી પાંચમે દિવસે ઉકાળવું, ઉકળતાં પાણી શેર બે રહે ત્યારે ગાળી બીજા વાસણમાં ગાળેલ પ્રવાહી નાંખી, પુનઃ ઉકાળવું. તે જ્યારે ૧૦ થી ૧૨ તોલા રહે ત્યારે ઉતારી ચીની અથવા કોડીના વાસણમાં તેલ ચોપડી ઉપરનું પ્રવાહી નાંખી સૂર્યના તાપમાં રાખવું. દ્રવ ભાગ સુકાતાં ચારથી પાંચ દિવસ લાગશે, સુકાયેલ ઘનસત્વ સહેજ નરમ તો. પાંચ ઉતરશે. માત્ર આખા દિવસમાં મળી તો. ૦૧ દિવસમાં ત્રણથી ચાર વખત પાણી તો૦ ત્રણ ઉમેરી આપવું. ઘનસત્વમાં વરાળનું પાણી મેળવી પ્રવાહી કરી ચોથા ભાગનું મધ મેળવી ફીલ્ટર પેપરથી ગાળી રાખવાથી બગડતું નથી અમોએ ઉપર મુજબ ઘણો વખત વાપરી વિશેષ અનુભવ માટે બહાર પાડેલ છે. કોઇ પણ જાતના કબજીઆતવાળા તાવમાં ગરમાળો મીંઢી આવળ તથા ગૌમુત્રનું ઘનસત્વ યોગ્ય માત્રા મેળવી આપવાથી સારો ફાયદો

થાય છે. યંકૃત તથા બરોળની વિકૃતીથી આવેલ તાવમાં નવસાર અથવા શંખદ્રાવ સાથે આપવાથી સારૂ પરિણામ આવે છે. ત્રિદોષ જ્વરમાં સુવર્ણ ક્વાથ સાથે આપવાથી ઘણું સારૂં કામ કરે છે. સર્વ પ્રકારના જ્વરમાં અપાય છે.

## પારસી વૈદ્ય ધનજીશાહ શેઠ હાથીખાનાવાળા ગોપીપુરા પારસીવાડ–સુરત.

**જુલાબની ગોળી**–નેપાળાના બીજના ફોતરા કાઢી નાંખી કપડામાં પોટલી બાંધી દુધમાં એક પહોર સુધી દોલાયંત્રની વિધિ પ્રમાણે મંદાગ્નિથી પકાવી, સાફ કરીને તેમાં ગુલાબના ફુલ, કાળી દરાખ, ગુલે અરમાની, એ ચારે સમભાગે લઇ, પ્રથમ નીપાળાનાં બી ખરલમાં ખુબ વાટી તેમાં ગુલેઅરમાની મેળવવી, પછી ફુલ અને છેવટે દરાખ મેળવી ગોળીઓ મગ જેવડી વાળવી. પાંચથી નવ ગોળી સુધી મધ્ય રાત્ર પછી દુધ સાથે ગળાવવાથી જુલાબ થાય છે. નેપાળાની બીજી ગોળીઓની બનાવટ કરતાં આ ગોળીમાં નુકસાનનો ભય ઓછો છે.

## મણીલાલ બકોરભાઇ વ્યાસ મુ૦ સુરત હરીપુરા.

**લીંબુ આથવાની રીત.**–કાગદી લીંબુ નંગ ૧૨૫) લઇ તેમાં નીચે પ્રમાણે મસાલો ભરવો. સંચળ, સિંધવ, જવખાર, બીડલવણ, સાજીખાર, સુરોખાર, કાચલવણ, સંચોરો, ટંકણખાર, મીઠું, વાવડીંગ, હળદર, સુંઠ, પીપર, મરી, રાઇ, હરડે, મેથી, સુવા, અજમો, હીંગ, પીપરીમુળ, એ દરેક વસાણા દશ દશ પૈસાભાર લઇ વસ્ત્રગાળ કરી લીંબુમાં ભરી, તે લીંબુને એક બરણીમાં ભરી, લીંબુ બુડે એટલું

સરસીઉં તેલ અથવા ચોખ્ખું દીવેલ રેડી લીંબુ અથાઇ જતા સુધી મ્હોં બરાબર બંધ કરી મુકવું. તે બરાબર અથાયા પછી દરરોજ એકેક લીંબુ ખાવું. એ પ્રમાણે લીંબુનું અથાણું તૈયાર કરી ખાવાથી અરૂચી, અપચો, મંદાગ્નિ, ઉદરરોગ, સર્વમાં બહુ સારી અસર કરે છે. આ અથાંણુામાં સ્વાદનો સ્વાદ અને ઓષધનું ઓષધ ભરેલું છે. જેને બીજા અથાણા માફક ન આવતાં હોય તેને માટે આ અથાણું ઘણુંજ સારૂં છે. એકવાર જે મનુષ્ય એનો સ્વાદ ચાખે છે તે ફરી એને ભુલે નહિ એવું છે. બીજી રીતે અથાતાં લીંબુ અથાયાં પછી પણ ખાટાં રહે છે. આમાં ખટાશનું નામ રહેતું નથી.

તેલ જુનું થાય છે તેમ ખોરૂં થતું જાય છે, એ દોષ સરસીયામાં નથી, માટે તલનું તેલ નહિં નાંખતાં સરસીયું તેલ નાંખવું. જેને ઝાડાનો ખુલાસો રહેતો નહોય અને પેટમાં વાયુનો ઉપદ્રવ રહેતો હોય તેણે સરસીઉં તેલ નહિં નાંખતાં ચોખ્ખું દિવેલ નાંખવું એ વધારે સારૂં છે. જો ખોટી ચીડ કાઢી નાખવામાં આવે તો દિવેલના જેવું સારૂં બીજું કાંઇ નથી.

**વૈદ્ય પ્રભાશંકર વંદ્રાવન મુ. ધંધુકા. વિશ્વેશ્વર ઔષધાલય.**

• **જુલાબની ગોળી:**—શુદ્ધ નિપાળો તો. ૧, કાથો તો. ૨, એ બંનેને એકત્ર કરી વાટી પાણીમાં એકેક રત્તિની ગોળીઓ વાળી, એથી ત્રણ ગોળી પાણી સાથે ગળવાથી જુલાબ થાય છે અને પેટનો કચરો બહાર કાઢી નાંખે છે, દાહ થતો નથી. જુલાબ માટે આ ગોળી ઘણીજ સારી છે.

## વૈદ્ય (અંગ્રેજીમાં નહીં વંચાય એવી ટૂંકી સાઈન કરનાર)

**નિદ્રાનાશ માટે**-શુદ્ધ હિંગળોક તો. ૧, ગંધક તો. ૧, અફીણ તો. ૪, અકલગરો તો. ૦।, સુંઠ તો. ૦।, લવિંગ તો. ૦।, કેસર તો. ૦।, પીપર તો. ૦।, જાયફળ તો. ૦।, જાઇના ફુલ તો. ૦।, એ સર્વને એકત્ર વાટી અડધા વાલની ગોળીઓ વાળી, અડધાથી એક ગોળી તારતમ્ય જોઇને આપવાથી ચારથી આઠ કલાક ચોકખી ઉંઘ આવે છે. અનુપાન–દુધ અથવા પાણી સાથે આપવી. આ ગોળી ભૈષજ્ય રત્નાવળીમાં કહેલી છે, અને તેનો મુખ્ય ઉપયોગ શુક્રસ્તંભક જણાવ્યો છે. અમોએ વિચાર કરીને તેમાં જાવંત્રી હતી તેને બદલે જાઇના ફુલ મેળવી તૈયાર કરી ઇન્ફ્લુએન્ઝામાં જ્યારે દરદીને નિદ્રાનાશ, જેમાં બધા ઉપાયો નિષ્ફળ જતા ત્યાં આ ગોળી આશીર્વાદરૂપ થઇ પડી છે.

## વૈદ્ય નારૂશંકર હરગો વંદ અધ્વર્યુ મુ. બારડોલી (ટી.વી.રેલ્વે)

૧. **શક્તિનો પાક**–ગાંજો શેર ૨, પીપર શેર ૦॥, લવિંગ શેર ૦)~. જાયફળ શેર ૦)~, જાવંત્રી શેર ૦)~, કસ્તુરી વાલ ૨, ચાંદીના વરખ નં. ૧૦૦) બરાસ વાલ ૫, કેસર તો. ૧, સાકર શેર ૪, ગુલકંદ શેર ૦।, તમાલપત્ર શેર ૦)~, ચિત્રો શેર ૦)~, પ્રથમ ગાંજાને સાફ કરી એક રાત પાણીમાં ભીંજવી રાખવો. અને બીજે દિવસે જ્યાં સુધી નીતરૂં પાણી નહિ નીકળે ત્યાં સુધી ધોઇ સુકવી બારીક ચૂર્ણ કરી, બીજા વસાણાનું પણ ચૂર્ણ તૈયાર કરવું. ત્યાર બાદ સાકરની ચાસણી કરી, ગુલાબજળમાં કેસર વાટી નાંખવું તથા ગાંજાનું ચુર્ણ તથા બીજા વસાણાઓનું ચુર્ણ તથા બાકીની સર્વ

ચીજો મેળવી તેમાં મધ શેર ०॥ મેળવી બરણીમાં ભરી રાખવું. માત્રા ચારથી ૭ વાલ સુધી આપવાથી શક્તિ આપે છે.

૨. ચાટણ—બદામનો મગજ શેર ०॥, ચારોળી શેર ०)=, પસ્તા શેર ०)=, દુધીનો મગજ તો. ૨, તડબુચનો મગજ તો. ૨, કાકડીનો મગજ તો. ૨, ચીભડાનો મગજ તો. ૨, જાયફળ શેર ०)=, જાવંત્રી શેર ०)=, કેશર તો. ૧॥, કસ્તુરી વાલ ૨, અંબર વાલ ૪, બરાસ વાલ ૨, સમુદ્ર શોશના બી તો. ૨, મોતીની ભસ્મ વાલ ૪, પ્રવાળ ભસ્મ વા. ૪, ખુરાશાની અજમો તો. ૧, ચાંદીના વરખ નં. ૧૦૦) સોનાના વરખ નંગ ૨૦) એલચી શેર ०)=, કમળ કાકડીનો મગજ તો. ૨, સાકર શેર ૩, મધ શેર ૨, ભાંગનું ઘી શેર ૧, શેર એસ્ત તો. ૫, સાકરની ચાસણી ગુલાબજળમાં કરવી, બધા મગજને એકઠો કરી ભાંગના ઘીમાં સેકવો. ત્યાર બાદ કેસર વિગેરે સર્વ વસાણુઓ મગજ મધ વિગેરે સઘળું બરાબર મેળવી માત્રા ०। થી ०॥ તોલો આપવાથી શક્તિ આવે છે.

૩. બ્રાહ્મીઘૃત—બરમીના પંચાંગનો રસ તો. ૨૫૬, ત્રિફળા કડુ, પહાડમુળ, કાગદી એલચી, ગરમાળાનો ગોળ, બળબીજ, નીસોતર, વાવડીંગ, કોઠાનો રસ, જેઠી મધ, મોથ, લીલી હળદરનો રસ, મજીઠ એ દરેક એકેક તોલો. શુદ્ધ નિપાળો તો. ૬॥. ઘી, તોલા ૬૪, દુધ શેર ૧, પ્રથમ વસાણા વાટી વસ્ત્રગાળ કરી, ઘી ગરમ કરી બરમીનો રસ નાંખવો, પછી કોઠાનો રસ, હળદરનો રસ, તથા નિપાળો એ સર્વ એક પછી એક મેળવી તેમાં વસાણાનું ચુર્ણ તથા દુધ રેડી દેવું. બધું બળી જાય અને ઘી બાકી રહે ત્યારે ઉતારી લેવું.

એ ઘી ખાવાથી ગયેલી યાદદાસ્ત પાછી આવે છે. ઉન્માદને મટાડે છે. આ ઘૃત અતિ ઉત્તમ છે.

**વૈદ્ય ધીરજલાલ માણેકલાલ મુ૦ વડોદરા, બાજવાડા પ્રતાપમડધાની પોળ.**

**પીત્તાંતક**—ફુલાવેલી ફટકડી તો. ૩, સોનાગેરૂ તો. ૧, બનેને એકત્ર કરી ખુબ ખરલ કરી સવારે ગાયના દુધમાં એક માસો આપવાથી પિત્તને એકદમ બેસાડે છે. અને પિત્તથી થતા તમામ વ્યાધિનું નિકંદન કરે છે.

**વૈદ્ય અંબાશંકર લીલાધર પાંન્ડે મુ૦ મુંબઇ**

લેપ—આંબાહળધર, ગુગ્ગુળ, એળીઓ, ફટકડી, મેંદાલકડી, એ દરેક અડધો શેર તથા રેવંચીનો શીરો શેર ૦।, વાટી ચુર્ણ કરી જરા ગરમ પાણી નાંખી હલાવી ચીકાસ પકડે એટલે ચોપડી ઉપર રૂના પોળ મુકી પાટો બાંધવો. આ લેપ હાડકું ભાંગ્યું હોય, મરોડ આવી હોય વિગેરે હાડકાના રોગોમાં બહુજ સારૂં કામ કરે છે,

**વૈદ્ય રામકૃષ્ણ રેવાશંકર કમ્પાઉંડર મુ૦ બાદર.**

**વહેતું લોહી બંધ કરવા માટે**—બાવળના પરડાંના રસના સત્વનું ચુર્ણ કરી દાબવાથી કપાયેલી નસોમાંથી વહેતું લોહી બંધ થાય છે.

**વૈદ્ય જમનાદાસ પ્રાગજી મુ૦ દ્વારકા.**

**ટંકણ ચુર્ણ**—પાટીઓ ટંકણખાર તોલા દશ લઇ ફુલવી ખુબ વાટી શીશીમાં ભરી રાખવો. આ ટંકણખારને માટીની તાવડી ઉપર ફુલવવો.

૨. વચા ચુર્ણ—દુધીઆ વજના નાના ટુકડા કરી ખાંડી વસ્ત્ર-ગાળ ચુર્ણ કરી શીશીમાં ભરી રાખવું

૩. કડુભર્જીત ચુર્ણ—કડુ તોલા ૫ લઇ તેના ટુકડા કરી ચુલા ઉપર અથવા સગડી ઉપર લોખંડની તાવીમાં કડુના ટુકડા પાથરી મધ્યમ અગ્નિ કરવો. અને ફેરવતા જવું. જ્યારે મધ્યમ શેકાઇ રહે ત્યારે નીચે ઉતારી બીજા વાસણમાં કાઢી વાટી વસ્ત્રગાળ કરી ભરી રાખવું. કડુને શેકતાં તેના બળીને કોલસા ન થઇ જાય તે ખાસ ધ્યાનમાં રાખવું.

૪. મંડુર ભસ્મ.—મંડુરના કટકા લઇ તેને અગ્નિમાં લાલ-ચોળ તપાવી સાત વખત ગૌમુત્રથી ભરેલા પાત્રમાં થંડા કરવા. ત્યાર બાદ તેને ખાંડી બારીક કરી ખરલમાં નાંખી તેમાં જોઇએ તેટલુ ગૌમુત્ર નાંખી ૪૫) દિવસ સુધી ગૌમુત્રમાંજ ખરલ કરી ગોળો વાળી શરાવસંપુટમાં મુકી કપડમીટી કરી ગજપુટનો અગ્નિ આપવો. સ્વાંગશીત થયે ખુબ વાટી ભરી રાખવું.

૫. નવાયસ ચુર્ણ મંડુરવાળું—હરડે નાગરમોથ, બહેડા, આમળા, સુંઠ, મરી, પીપર, વાવડીંગ, ચિત્રકમુળ, મંડુરભસ્મ તોલા નવ લેવી, તથા બાકીના વસાણા એકેક તોલો લઇ વાટી વસ્ત્રગાળ કરી ૭ કલાક ખરલ કરી ભરી રાખવું.

૬. શ્રૃંગ્યાદિ ચુર્ણ—લીંડી પીપર તો. ૫, કાકડાસીંગ તો. ૫, આતવિષની કળી તો. ૫, એ ત્રણેને ખાંડી વસ્ત્રગાળ કરી ભરી રાખવું.

૭. નાગરાદિ કવાથ—સુંઠ, દેવદાર, ધાણા, ભોરીંગણી એ જાતની, એને અધકચરા ખાંડી બગડે નહિ તેમ રાખી મુકવું.

૮. ગુડુચ્યાદિ કવાથ—ગળો લીમડાની, ધાણા, પદમક, કરી-આતુ, નિંબછાલ, નાગરમોથ, સુખડ, ખડસલીયો એને અધકચરા ખાંડી બગડે નહિં તેમ ભરી રાખવું.

૯. **કુટકી ચુર્ણ**–કડુમાંથી કચરો સાફ કરી વસ્ત્રગાળ ચુર્ણ કરી રાખી મુકવું.

૧૦. **વિકળાનું ઘી**–શુભ દિવસે વિકળાના પાન તોલા ૧૦ ને આશરે લાવી પત્થરપર વાટી કલ્ક બનાવી, એક પાત્રમાં ગાયનું ઘી તોલા ૪૦, લઇ તેમાં વિકળાનો કલ્ક નાંખી મધ્યમ અગ્નિથી પકાવવું જ્યારે કલ્ક માંહેનો રસ બળી જઇ ફકત ઘી બાકી રહે ત્યારે નીચે ઉતારી ઘી ગાળી કાચના કુપ્પામાં ભરી રાખવું.

૧૧. **શિવાક્ષાર પાચન**–હીંગાષ્ટક ચુર્ણ તો. ૧૦, સાજીખારનું ચુર્ણ તો. ૧૦, હીમજનું ચુર્ણ તો. ૧૦, લઇ એક દિવસ ખરલ કરી ભરી રાખવું.

૧૨. **રાજવટી**–સુંઠનું ચુર્ણ તો ૮, સિંધવનું ચુર્ણ તો. ૪, આમલસારો શુદ્ધ ગંધક તો. ૨, હરડેનું ચુર્ણ તો. ૨ એ સર્વને વાટી વસ્ત્રગાળ કરી લીંબુના રસમાં સારી પેઠે ઘુંટી બબે વાલની ગોળીઓ વાળવી, આ ગોળી તૈયાર કરવામાં ધાતુપાત્રનો ઉપયોગ ન કરતા કાચના અથવા ચીનાઇ માટીના વાસણનો ઉપયોગ કરવો. જેમ વધારે વખત ખરલ કરવામાં આવે તેમ વધારે ગુણકારી થાય છે.

૧૩. **લાંપડી (લ્હેમડી)નાં બીજ**–ચોમાસુ ઉતરી ગયા પછી જે ખેતરોમાં જુવાર, બાજરી વાવવામાં આવે છે, તેમાં વગર વાવે આ છોડ ઉગી આવે છે તેને લાંપડી અથવા લાંબડીના નામથી ઓળખવામાં આવે છે. આ છોડ કમરપુર અથવા તેથી વધારે ઉંચા થાય છે. એકેક છોડમાં લગભગ પાંચથી વીસ સુધી શાખાઓ હોય છે. તે દરેક શાખાને મથાળે એક અથવા બે સાથે કુંડી નીકળેલી હોય છે. જેમાં નીચેથી સફેદ રંગ અને ઉપરથી ઘેરો ગુલાબી રંગ

હોય છે તે ફુંડીમાં બારીક નાનાં કાળા ચળકતા બીજ હોય છે. કારતક માસમાં શુભ દિવસે જંગલમાં જઇ તેની ફુંડીઓ ઉતારી લાવવી. આ ફુંડીઓ એક કોથળો હોય તો તેમાંથી બશેર બીજ નીકળે છે. આ ફુંડીઓ લાવી એક ગુણપાટપર પાથરી સુર્યના તાપમાં તથા ઝાકળ તડકે શીયાળાનો પવન ખાતા રાખી સુકવા. ત્યાર બાદ તેને લાકડાની હથોડીવતી છુંદી છોડા સાફ કરી જે બીજ નીકળે તેને એક થાળીમાં ભરી બે દિવસ સુરજના તાપમાં રાખવા જેથી તેમાં હવા હશે તો ઉડી જશે. ત્યાર બાદ તે બીજને એક મજબુત બુચવાળી શીશીમાં ભરી રાખવાં.

૧૪. જાયફળનું તેલ—જાયફળનું ચુર્ણ તો. ૫, તલનું તેલ તો. ૪૦ એ બેઉને એક લોખંડના વાસણમાં નાખી સારી પેઠે ગરમ કરી ઉકાળવું. બરોબર ગરમ થાય ત્યારે નીચે ઉતારી ગાળી બાટલીમાં ભરી રાખવું.

૧૫. પ્રદરારી ચુર્ણ:—એરંડાના સુકા લાકડાની વાની (રાખ) તથા આમળાંનું ચુર્ણ એ બંને સમભાગે લઇ એક કલાક સુધી ખરલ કરી રાખી મુકવું.

**બાળકોને થતી આંચકી**—નાના બાળકથી માંડી દશેક વર્ષનું બાળક થાય ત્યાં સુધીમાં અવારનવાર સસણીમાંથી આ દરદ ઓચીંતું હુમલો કરે છે. તેમાં બાળકનું શરીર ખેંચાઇ અગર તણાઇ જાય છે, આંખો ઉંચી ચઢી જાય છે, મોઢે ફીણ આવે છે, તથા વખતે દાંત બંધાઇ જાય છે આ દેશમાં આંચકીની આ સંજ્ઞા છે. બહુધા ભાગે જેમાં બચ્ચાંને અવારનવાર સસણી થઇ તાવ ભરાઇ આવે છે તેનો વખતસર પૂર્ણ રીતે ઇલાજ કરવામાં ન આવે તો તેના ફેફસાં મજ-

ભુત નહિ બને ત્યાં સુધીમાં આ દરદનો હુમલો થાય છે. અને તે વખતે પીસાબ બંધ થાય છે. છ માસના બચ્ચાંને ફુલાવેલો ટંકણખાર વાલ ૧ માતાનાં ધાવણ સાથે તાણ, ખેંચ નરમ પડે ત્યાંસુધી દર કલાકે આપવાથી ચમત્કારીક રીતે એકથી બે કલાકની અંદર બચ્ચું સાવધ થાય છે.

જ્યારે આંચકી આવે તેજ વખતે બે ભ્રમરોની બરોબર વચ્ચે મજીઠના કટકાને ગરમ કરી હાથને સ્થિર રાખી મધ્ય ભાગે ડામ દેવો. મજીઠના અભાવે કેટલાક માણસો કપડાની કસથી પણ ડામ દે છે જેથી સારી અસર થાય છે.

ટંકણખાર ફુલાવેલો વાલ ૧, ખુરાસાની વજનું ચુર્ણ વાલ ૧, મેળવી આપવું. દર કલાકે ધાવણ સાથે એકેક પડીકું આપવાથી તાણ ખેંચ બંધ પડી સુખરૂપ નિદ્રા આવે છે. અને દોષ ઉલટીદ્વારા યા પીસાબદ્વારા નીકળી જાય છે. પિસાબ ખુલાસાથી થયા બાદ ઘણે ભાગે આચકી આવતી નથી તેમજ હુમલો નરમ પડી ગયા પછી જે કારણ માલમ પડે તે કારણના યોગ્ય ઉપચાર કરવા. તાવ અને સસણી મટી ગયા પછી જે કારણથી ફેફસામાં નબળાઇ હોય તે કારણના ઉપાયો કરવા. આ પડીકા આપવાથી સસણીને તથા તાવને સારો ફાયદો થાય છે. તેમજ આંચકી આવતી નથી.

**બાળકોને યકૃતનું દરદ**—આ દરદ બચ્ચાંને ઠંડીના કારણે તથા ભારે ખોરાક તેમજ માતાના ખોરાકના અનિયમીતપણાથી તથા ભારે ચીકટ દુધ પેટમાં જવાથી યકૃત વૃદ્ધિ પામી તાવ આવે છે. જે બચ્ચાંનું પેટ જરા ભરેલું લાગે છે, યકૃતની નીશાનીઓ જણાય છે. ચહેરો ફીક્કો થઇ આવે છે, દસ્તની કબજીઆત, બચ્ચું સુસ્ત

થઇ પડી રહે છે, તાવ સખત આવે છે, તથા પેટ ઠોકી જોતાં બોદો અવાજ આવે છે.

૧. આ દરદમાં કટુભર્જીત નામની બનાવટ (નં. ૩ જો) બાળકને બહુ માફક આવે છે. એ ચુર્ણ એકથી બે વાલ સુધી દર ટંકે દિવસમાં ત્રણ વખત ગરમ પાણીમાં આપવું, જેથી એક બે દિવસમાં તાવ નરમ પડી જઇ પેટ સાફ થઇ યકૃતમાં ફેરફાર થયેલો જણાશે. પૂર્ણ આરામ થતાં સુધી ૬ થી ૮ દિવસ દવા આપવાથી પૂર્ણ આરામ થાય છે.

૨. કટુભર્જીત ચુર્ણ વાલ ૨, મંડુરવાળુનવાયસ ચુર્ણ રત્તિ ૨, એ બંને સાથે મેળવી ગોળ અથવા સાકર સાથે આપવાથી પણ તેવીજ રીતે આરામ થઇ લોહી શુદ્ધ થાય છે.

૧. ઇન્ફ્લુએન્ઝા—(ઉંમર વર્ષ વીસ) કટુભર્જીત વાલ બેથી ચાર, આ પ્રમાણના પડીકા દિવસમાં બેથી ત્રણ વખત આપવા. પડીકા ગરમ પાણી સાથે આપવા. જેથી પેટ નરમ થઇ તાવ કમી થઇ દરદીને બીજો કાંઇ ઉપદ્રવ નહિ થતાં તાવ બેત્રણ દિવસમાંજ મટી જાય છે.

૨. શૃંગ્યાદિ ચુર્ણ વાલ બેથી ચાર, આ પ્રમાણે દિવસમાં ત્રણ વખત મધ સાથે આપવાથી પાચન થઇ, કફ છુટો થઇ, ખોરાક હજમ થઇ શક્તિ આવે છે. આ બંને પ્રયોગ આ તાવની શરૂઆતમાંજ અસર કરે છે. દરદે ગંભીર રૂપ પકડયા પછી નાગરાદિ કવાથનો તૈયાર કરેલો ભુકો તો. ૧ લઇ ચાળીસ તોલા પાણીમાં કવાથ કરી, અષ્ટાવશેષ રાખી દિવસમાં બે વખત બનાવી પાવા આપવો. એવી રીતે ત્રણ દિવસ આ કવાથ આપવાથી દરદીને તાવ નરમ પડી જાય

છે. ત્યારબાદ શરીર આરોગ્ય થવા માટે ગુડુચ્યાદિ ક્વાથનો ભુકો તોલો ૧ લઇ ચાળીસ તોલા પાણીમાં અષ્ટાવશેષ ક્વાથ કરી દિવસમાં બે વખત બનાવી સાતથી ચૌદ દિવસ આપવાથી દરદી સારો થાય છે. સવારના ઉકાળેલ છોડાં સાંજે ઉકાળ્યા બાદ ફેંકી દેવા. તાવ માટે શાસ્ત્રમાં બતાવ્યા પ્રમાણે પથ્યાપથ્યની બરોબર સંભાળ રાખવી.

૧. કમળો—કડુનું ચુર્ણ બેથી ચાર વાલના ત્રણ પડીકા દિવસમાં ત્રણ વખત સાકરના ભુકા સાથે આપવાથી યકૃતમાં શોધન થઇ પીળાશ ઓછી થાય છે.

૨. વિફળાનું ઘી (નંબર ૧૦) દરદીને રોટલીપર તેમ જેને ખોરાક આપવામાં આવે તેની સાથે પણ આપી શકાય છે. એ ઘીમાં ઘઉંના લોટની પુરી તળાવી ખાવા આપવી. અથવા દરદીને મીષ્ટાન્ન જમવાની ઉમેદ હોય તો ઘઉંનો લોટ તો. ૧૦, વિફળાનું ઘી તો. ૫, સાકરનો ભુકો તો. ૫, ઘીમાં ચુરમુ બનાવી લાડુ વાળી રાખવા. તેમાંથી એકથી બે લાડુ ઇચ્છા હોય ત્યારે આપવા. વિફળાના ઘી નો ચમત્કાર ઘણો સારો છે. ત્યાર બાદ શકિત લાવવા માટે ગૌમુત્રમાં તૈયાર કરેલા મંડુરવાળું "નવાયસ ચુર્ણ" વાલ બે થી ચાર સવારે આઠ વાગે તથા સાંજે ચાર વાગે ગોળ અથવા સાકર સાથે આપવું. આ પડીકા સાતથી ચૌદ દિવસ સુધી આપવાથી શરીરમાં સંપુર્ણ શોધન થઇ, શકિત આવે છે. અને શરીર પૂર્વ બાધા પર આવી જાય છે.

૧. કોલેરા—"ક્ષિવાક્ષાર પાચન" વાલ ૪ થી ૮ ગરમ પાણી સાથે ઝાડો ઉલટી બંધ થતાં સુધી દર અડધાથી એક કલાકે આપવું. તેનાથી પેટ નહિ ચડતાં તેવી ચાર પડીકી પેટમાં જવાથી ઝાડો ઉલટી બંધ થાય છે. અને દરદીનું શરીર ગરમ રહે છે.

૨. રાજવટી લીંબુના રસમાં બબે વાલની ગોળી દરેક ઝાડા ઉલટીએ એક એક ગોળીનો મોંમાં રાખી રસ ગળવો એ પ્રમાણે ૮થી ૧૦ ગોળી પેટમાં જવાથી ઝાડો ઉલટી બંધ થાય છે. અને દરદીનું શરીર ગરમ રહે છે. ઝાડો ઉલટી બંધ થયા પછી કૃમીનો ઉપદ્રવ જણાય તો કૃમીઘ્ન દવાઓ આપીને દૂર કરવો. આ દરદનો હુમલો શાંત થયા પછી શરીરમાં પુરતી શકિત આવે ત્યાં સુધી બીજા દીપન પાચન ઓષધો થોડા દિવસ શરૂ રાખવા જરૂરના છે. જો પાછળની સારવાર બરોબર નહિ થાય તો પરીણામે આ દરદની બાકી રહેલી ઝીણી કસરથી જીવલેણ સંગ્રહણીનો રોગ થાય છે. માટે એ બાબતપર ખાસ લક્ષ આપવું. કોલેરાના દરદીને ઝાડો ઉલટી બંધ થયા બાદ શરીર ગરમ થઇ કેટલીક વખતે પિશાબ તદ્દન બંધ થઇ જાય છે તેને માટે:—

લાંપડીના બીજ તોલો ૦। લઇ પથ્થર પર પાણી સાથે ભાંગની માફક વાટી પાંચ રૂપિઆભાર પાણી કરી પાવાથી અરધા કલાકની અંદર પીસાબ છૂટે છે. જો અરધા કલાકમાં અસર નહિ જણાય તો તેજ પ્રમાણે બીજીવાર આપવું. જેથી પીસાબનો ખુલાસો થઈ દરદીને આરામ થાય છે.

હાથ પગ થંડા થઇ ગોટલા ચઢેતો તે રોગીને નં. ૧૭માં લખ્યા પ્રમાણે લોઢાની ઝીણી સળી દેવતામાં બરોબર ગરમ કરી બંને પગના તળીઆમાં વચ્ચો વચ્ચ આડો ડામ દેવો. જેથી ગોટલા ચઢતા મટી જાય છે.

૩. જાયફળનું તેલ (નં૦ ૧૪) પ્રમાણે બનાવી ગોટલા ચઢતા હોય ત્યાં માલીસ કરવું. એ પ્રમાણે કરવાથી ગોટલા ચડતા બંધ થાય છે. ડામની ક્રીયાથી થંડા થએલા પગમાં ગરમી આવી ગોટલાની

વ્યાધી જેમ વખત જાય તેમ ઓછી થતી જાય છે. કોલેરાના દરદીને તૃષા બહુ લાગે છે. માટે તેને નં૦ ૧૮ પ્રમાણે પણી બનાવી આપવું. પાણી તોલા ૮૦ (કફ કોપથી થએલાં દરદમાં સુંઠ તો. રાા નાખવી) અજમો તોલા રાા અધકચરો ખાંડી કપડામાં પોટલી બાંધી થી પાણીમાં નાંખી પાણીને આંધણની પેઠે સારી રીતે ગરમ કરવું. જ્યારે બરોબર ખળખળતું પાણી થાય ત્યારે ઉતારી તેને થંડુ પડવા દેવું. તેમાંથી જ્યારે તરસ લાગે ત્યારે પીવા આપવું. દિવસનું ઉકાળેલું દિવસે અને રાત્રે ઉકાળેલું રાત્રે પીવા આપવું. આવી રીતે તૈયાર કરેલુ પાણી કોલેરાના દરદીને આપવાથી ઘણોજ સારો ફાયદો થાય છે.

મુત્રકચ્છ—આ દરદમાં અનેક ઉપાયો કરવા છતાં પીસાબ ઉતરતો નથી, અને છેવટે મુત્ર સલાકો નાંખી પીસાબ બહાર કાઢવાનો વારો આવે છે. ત્યારે નીચેની દવા આપવાથી ચમત્કારિક રીતે પીસાબનો ખુલાસો થાય છે અને ઘણે ભાગે શલાકા નાખવાની જરૂર પડતી નથી. લાંપડીના બીજ તોલો ૦। લઈ પાણીમાં કલ્ક કરી પાંચ રૂપિઆભાર પાણી કરી પીવાથી ૦। થી ૦ાા કલાકમાં પીસાબનો ખુલાસો થાય છે કદાચ અડધાથી એક કલાક સુધીમાં તેની અસર કાંઇ નહિં જણાય તો બીજી વાર એજ પ્રમાણે આપવાથી પીસાબ આવે છે. આ બીજમાં આવા મહાન ગુણો રહેલા છે.

૧. **સ્ત્રીઓનો રક્ત પ્રદર ( લોહીવા )**—"પ્રદરારી ચુર્ણ" (નં૦ ૧૫) સવાર સાંજ થંડા પાણી સાથે આપવું.

૨. વજનું ચુર્ણ વાલ બે દિવસમાં ત્રણ વખત ગાયના દુધ સાથે આપવાથી ત્રણ ચાર દિવસમાં રકત પ્રદર બંધ થઇ જાય છે.

રક્ત પ્રદરની શરૂઆતમાં ઉપરની બંને દવામાંથી કોઇપણ આપવામાં આવે તો ત્રણ ચાર દિવસમાં તદન આરામ થાય છે.

સુતિકા રોગ-દેવદાર્વ્યાદિ ક્વાથ તોલો ૧) પાણી તો. ૪૦) માંઅષ્ટાવશેષ ક્વાથ કરી સિંધવ તથા હીંગનો પ્રતિવાસ દઇ પીવા આપવો. સાંજના તે કુચાનો વીસ તોલા પાણીમાં ઉકાળો કરી પાંચ તોલા પાણી અવશેષ રાખી પીવા આપવો. જેથી સુતિકા રોગ મટે છે. આ ક્વાથ સર્વ વૈદ્યક ગ્રંથોમાં સુપ્રસિદ્ધ છે. પ્રસવ થયા બાદ યોગ્ય સારવારના અભાવે અથવા અણુઘડ દાયણ અથવા બીન અનુભવી સ્ત્રીઓની ભુલથી પ્રસુતાના તે અંગને ઇજા થવાના કારણે તથા પથ્યા પથ્યની બરોબર સંભાળ નહિ રહેવાથી સુતિકા રોગ થવા સંભવ છે. આ બાબત સુતિકા રોગની નિશાની દેખાય તો તુરત દેવદાર્વ્યાદિ ક્વાથનો યોગ શરૂ કરવો. અનુપાનની જરૂર હોય તો અનુપાન પણ આપવું ખરેખર રીતે સુતિકાનું જીવન દેવદાર્વ્યાદિ ક્વાથ છે. એમાં કાંઇ સંશય નથી આ બાબતમાં અનુભવ અમારો એવો છે કે સુતિકા રોગનો ઉપદ્રવતો આ ક્વાથ પીવાથી શાંત થાય છે, એટલુંજ નહિ પણ સુખરૂપ પ્રસવ થયા પછી પ્રસુતાને એ ક્વાથનો પ્રયોગ ઓછામાં ઓછો વીસ દિવસ અને વધારેમાં વધારે ચાળીસ દિવસ સુધી ચાલુ રાખ્યો હોય તો તે પ્રસુતાને અને તેના બાળકની કાંતિ કાંઇ ઓર જોવ:માં આવે છે. ગમે તેવી પડીઓ ગમે તે રીતે બનાવી કેટલાકો પીએ છે, તેઓને આ ક્વાથ વાપરવાની ખાસ ભલામણ કરવામાં આવે છે.

વૈદ્ય નરસીંહભાઇ માધવભાઇ મુ૦ કઠોર, વાયા સાયણ.

અર્ધચોળી-પારો, ગંધક, વછનાગ, હરતાલ, સુંઠ, મરી, પીપર, હરડા, બેડા, આમળા, ફુલાવેલો ટંકણ, શુદ્ધ નિપાળો, પ્રથમ

પારા ગંધકની કજ્જલી કરી બાકીના વસાણાનું વસ્ત્રગાળ ચુર્ણ કરી મેળવી ચાળીસ દિવસ સુધી ખલ કરી ભાંગરાના રસની બે, આદુના રસની એક ભાવના આપી રત્તિ પ્રમાણની ગોળીઓ વાળી દરદીનું બળ જોઇ બેથી ચાર ગોળી આપવાથી જુલાબ થાય છે. સરદી, વાયુ, ખાંસી મળ, અગ્નિ, ખુજલી, તથા મસ્તક પીડા દૂર થાય છે.

**વૈદ્ય રામકૃષ્ણ હરીકૃષ્ણ શાસ્ત્રી મુ. ભુવાલડી, તા. અમદાવાદ**

૧. **સોનામકીના પ્રયોગો:**—અજમો તો. ૦ાા, સોનામકી તો. ૦ાા, એની ફાકી ગરમ પાણી સાથે પીવાથી સર્વ પ્રકારના વાયુ તથા કબજીયાતને મટાડે છે.

૨. ગાયના ઘી સાથે સોનામકી ૦ાા ભાર ચાટવાથી તજા ગરમી મટે છે.

૩. સાકર તો ૦ાા, સોનામકી તો. ૦ાા, એકત્ર કરી દરરોજ સવારે તથા સાંજે સુતી વખતે ફાકી મારવાથી શકિત આવે છે.

૪. સોનામકી તો. ૦ાા, મધ સાથે ચાટવાથી ધાતુપુષ્ટ થાય છે. અને પુરૂષાર્થ આવે છે.

૫. મીંઢીઆવળ તો. ૦ાા, આદુના રસ સાથે લેવાથી તાવ, વાયુ, પીત્ત, કફથી ઉત્પન્ન થતા જ્વર પણ શાંત થાય છે. આ દવા પંદર દિવસ ચાલુ રાખવાથી તાવ જઇ શકિત આવે છે.

૬. સોનામકી બકરીના દુધ સાથે પીવાથી કમળો મટે છે.

૭. સોનામકી તો. ૧ સંચળ વા. ૧, મેળવી ગરમ પાણી સાથે પીવાથી દસ્ત સાફ આવે છે, જીર્ણજ્વર મટે છે.

૮. સોનામકી તો. ૦ાા, ગાયની છાશ સાથે પીવાથી ધાતુ બંધ થાય છે.

૯. મીઢીઆવળ તો. ાા, ભુરૂ કોહોળુ તો. ાા, બંને થંડા પાણીમાં પીવાથી સર્વ પ્રકારનો પ્રમેહ મટે છે.

૧૦. સોનામકી તો. ાા મરી સાથે ખાવાથી પેટમાં દુખતુ મટે છે, અને થંડા પાણીમાં પીવાથી ચુક વિગેરે મટે છે.

૧૧. ગોખરૂ, સોનામકી બંને સરખે ભાગે લઇ વસ્ત્રગાળ કરી મધ તો. ૧ સાથે ચાટવાથી જેને કોઠે રતવા હોય તે સ્ત્રીએ સેવન કરવાથી ગરમી શાંત થાય છે, રતવા મટે છે. આ ઉપર લખેલા સોનામકીના પ્રયોગો શરૂ કરતાં તેલ, ખટાસ, મરચું વિગેરે બંધ કરવું.

૧૨. પતાસામાં વડનું દુધ—સવારમાં પતાસામાં કાણું પાડી વડનું દુધ ભરી ચૌદ દિવસ ખાય તો ધાતુપુષ્ટી થાય છે.

૧૩. ખાખરાનો ગુંદર વાટી વસ્ત્રગાળ કરી ગોળમાં ચણાપુરની ગોળી વાળી સવાર સાંજ બબે ગોળી ખાઇ ઉપરથી ગાયનું દુધ ગરમ કરેલું શેર ૧, સાકર નાંખી પીવાથી ધાતુ બંધ થાય છે. પુરૂષાર્થ આવે છે અને શરીરમાં શક્તિ આવે છે. પથ્ય પાળવું

**વૈદ્ય મણીલાલ ગણપતીશંકર ભટ્ટ મુ. સુરત કેળાપીઠ.**

સારસાપરીલા—(લોહી સુધારવા માટે) ઉસબો તો. ૮, મજીઠ તો. ૪, વરીઆળી તો. ૨, ઉનાબદાણા નંગ ૨૫, સીપસ્તાન દાણા નંગ ૨૫, હંસરાજ તો. ૧, ગળોજીભી તો. ૧, સર્વને એકત્ર કરી અધકચરા ખાંડી તેના સોળ ભાગ કરી, તેમાંથી એક ભાગ લઈ ાાા શેર પાણીમાં ઉકાળી નવટાંક પાણી અવશેષ રાખી ગાળી સાકર નાંખી પી જવું. જો સરબત કરવું હોય તો, પ્રથમ સર્વેને અધકચરા ખાંડી સોળઘણું પાણી મુકી ઉકાળો કરવો. જ્યારે એક અષ્ટમાંશ પાણી બાકી રહે ત્યારે તેને કપડે ગાળી વીસ તોલા સાકર નાંખી

સરબત જેવી ચાસણી કરી, એક ચમચો સવારે અને એક ચમચો સાંજે થોડા પાણીમાં મેળવી પીવું, જેથી લોહી સાફ થઇ લોહીવીકારથી થતા વ્યાધિઓ મટે છે.

૨. ગળજીભીનો રસ તો. ૦|, બ્રાહ્મીનો રસ તો. ૦|, મધ મેળવી પીવાથી લોહી સુધરે છે

**વૈદ્ય નારૂશંકર હરગોવિંદ અધ્વર્યુ મુ. બારડોલી (ટી.વી.રેલ્વે)**

પ્લેગ—પ્લેગમાં તાવ વધુ હોવાથી દરદી પ્રથમથીજ બેભાન થાય છે, કેટલીક વખત માત્ર તાવજ જોવામાં આવે છે, ગાંઠ બહાર દેખાતી નથી, કેટલાક કેસોમાં પ્રથમ તાવ આવ્યો કે આંખ લાલ થઇ જાય છે, કેટલાકમાં ત્રિદોષના ચિન્હો જણાય છે, દરેકમાં સન્નિપાતના જુદાજુદા ઓછા વધતા ચિન્હ જણાય છે. આ રોગને પાશ્ચમાત્ય વૈદક ઝેરી જંતુથી ઉત્પન્ન થયેલ ગણે છે. દરદી બેભાન હોય અને ગાંઠ બહાર માલમ પડતી નહોય, તાવ ૧૦૪—૧૦૫ સુધી હોય તો માણેકરસ ચણોઠીભાર પ્રવાળભસ્મ વા. ૦|, લઘુવસંતમાલતી ગોળી નં. ૨ તથા કડવી નાઇનું ચુર્ણ વા. ૦| થી ૦||| મેળવી દરદ તથા દરદીનું બળાબળ જોઇ વિચાર કરી તુલસી, લીલીહળદર, ફુદનાના અનુપાનમાં અથવા તુલસી, હળધર સાથે આપવાથી તાવ ઉતરે છે, લવારો બંધ થાય છે, ગાંઠ બહાર નીકળી આવે છે અને શુદ્ધિ આવે છે એટલુંજ નહિ. પરંતુ આજ દવાથી તે દરદી પ્રભુ કૃપાથી સારો થાય છે. કોઇ દરદીને પરસેવો સાધારણ થાય છે, કોઇને એકાદ ઝાડો થાય છે, કોઇને પિસાબ થાય છે અને ત્રણથી ચાર કલાકમાં તાવ એકાદ ડીગ્રી ખસી દરદી શુદ્ધિમાં આવે છે. જે પ્લેગના દરદીને ઝાડો ઉલટી વીશેષ હોય અથવા જેને બલગમમાં લોહી પડતું હોય અથવા જેને ગળામાં સોજો આવ્યો હોય એ પ્રમાણેના આ ત્રણ

પ્રકારના પ્લેગમાં ફાયદો થયો નથી. બાકીના ફોલ્લાવાળા પ્લેગના કેસમાં પણ આ દવા મારા અનુભવમાં સારી નીવડેલી છે. માણેક રસ તથા નાઇથી ઝાડા થવા સંભવ છે, માટે કોઇને વધુ ઝાડા થાય તો માણેકરસનું વજન કમી કરી નાઇને બદલે જરા ઝેરકચુરો મેળવી આપવો. પણ જ્યાં સુધી એકથી વધુ ઝાડો થાય નહિં ત્યાં સુધી લાંબો સમય આ દવા ચાલુ રાખવાથી ઘણા દરદી સારા થયા છે દરદીને અનાજ આપવું નહિં. પ્લેગમાં ગાંઠ શરીરની અંદર ન રહેતાં આ દવાથી જલદી બહાર નીકળે છે. આ દવાથી જો સન્નિપાત નહિ બેસે તો કવતરીનું પાંતરૂં અડધું લઇ ઝીણાં ટુકડા કરી અડધો શેર પાણીમાં ઉકાળી નવટાંક પાણી અવશેષ રાખી ગાળી પાઇ દેવું. જેથી બે કલાકના અંતર સુધીમાં પીસાબ થઇ લવારો-બંધ થાય છે. પ્લેગમાં તુલસી એ જંતુનાસક છે. તુલસી માટે अकाल मृत्यु हरणं **सर्व व्याधि विनाशनम** એવું શાસ્ત્રમાં કહેલ છે. હળદર લોહીને શુદ્ધ કરે છે એમ સમજી આપું છું.

૨. **ઉપદંશ-પ્રમેહ**—ઉમરડો જુનો હોય અને પાણી નજીકની જગ્યાનો હોય એવા ઉમરડાની બાજુએ ઉંડો ખાડો ખોદી ઉમરડાનું સીધું મુળ જમીનમાં ઉતરેલું હોય તે સોધી કાઢવું. આજુ બાજુના આડકતરા મુળીઆ લેવા નહિં. એક મથોડાપુર સીધો ખાડો ખોદવો જોઇએ. ને સીધુ મુળ શોધી કુહાડી મટોડુ સાફ કરી કાપી નાંખવું અને તેની નીચે માટીનું વાસણ મુકી ( વાસણમાં મુળ રાખવું ) વાસણનું મ્હોં બરાબર બંધ કરી ખાડાને પણ સાધારણ પુરી દેવો. આ પ્રમાણે આઠ દિવસ રહેશે એટલે વાસણ પાણીથી ભરાઇ જશે. આ પાણી ાા થી ૧ તોલા સુધી પાવું. ગરમીના દરદો ટાંકી, પ્રમેહ વિગેરેને કોઇ પણ દવા અસર નહિ કરતી હોય ત્યાં આ

દવા આપવાથી તમામ વ્યાધિને મટાડે છે. ગરમી પછીના કોઇ પણ દરદને આ દવા મટાડે છે અને શરીરને નિરોગી બનાવે છે. સુચના— માટલું સુકી મોંઢું બરોબર બંધ કરવામા નહિ આવે તો અંદર આવેલું પાણી સાપ પી જાય છે, માટે ખાડો બરોબર બંધ કરવો. આ પાણી ગમે તેટલો વખત રાખવાથી પણ બગડતું નથી.

૩. **હીક્કા**—ગાંજાને ગરમ પાણીથી ખુબ ધોવો. જ્યાં સુધી લીલુ પાણી માલમ પડે ત્યાં સુધી ધોઇ ખરલમાં બારીક વાટી ગોળમાં વટાણા જેવડી ગોળી વાળી એક અથવા બે ગોળી બળાબળ જોઇ આપવાથી હેડકી તુરત બેસી જાય છે. આ ગોળી ખાધા પછી દરદીના મગજમાં સહેજ ખુમારી રહેશે પરંતુ હેડકી બેસી જશે. હેડકી બેઠા પછી ગોળી આપવી નહિ.

૪. **કાંટાસરીઆનું મુળ**—કાંટાસરીઆનું મુળ લઇ તેલનો ધુપ દઇ બાંધવાથી ઢોરને કોઇપણ ભાગમાં જંતુ પડયા હોય તે ખરી જાય છે. પણ તે દીવસે એક જુવારનો રોટલો તેલ ચોપડી કુતરાને નાંખવો, દાંતમાં જંતુ કરડતા હોય તો કાંટાસરીઆના પાતરાં છુંદી દાંતમાં દાબવાથી જંતુ નીકળી જઇ દરદ મટે છે.

૫. **એકાંતરીઆ તાવવાળાને** કાંટાસરીયાનું મુળ બાંધવાથી તાવ અટકે છે. ચોમાસામાં જેના આંગળા કોહી જતા હોય તેણે કાંટાસરીઆના પાનનો રસ કહાડી ચોપડવો. જેથી આંગળા કોહતા નથી.

૬. **ભગંદર**—ભગંદરવાળાને બાવચી, કાળા તલ, દીવેલાના પાન એ ત્રણેને ઝીણા વાટવા અને બકરીનું દુધ નાંખી ઘુટવું. બારીક મલમ જેવું થાય એટલે ભગંદર ઉપર મુકવું. અને દરરોજ કેસરાદિ ગુટીકા લઘુમંજીષ્ટાદિ કવાથ સાથે દિવસમાં બે વખત ખાવાથી સારૂં થાય છે.

ઉમરડો—ઉમરડાનું દુધ ઓચીએ લગાવી ઉપર રૂનું પોલ મુકવું. જેથી લવારો બંધ થાય છે અને સન્નિપાતમાં ફાયદો થાય છે. ઉમરડાનું દુધ તો. ાા તથા મધ તો. ાા મેળવી સવારે ચાટવાથી શક્તિ વધે છે, અને ખાંસીને બેસાડે છે.

**માસ્તર કેશવરામ હરીશંકર ભટ્ટ મુ૦ કાપોદ્રા તા. અંકલેશ્વર.**

ગરમી કાઢવાનો જુલાબ—મજીઠ, ઉનાબ, ગુલેગાવજબાન, સાથરા, કાળી દ્રાક્ષ, સોનામકી, હીમજ, ગુલાબના ફુલ, એ સર્વે સમભાગે લઇ ચુર્ણ કરી રાત્રે તો. ાા ફાકવાથી ગમે તેવી ગરમીનો નાશ થાય છે.

**સાધુ ગંગાદાસજી સેવાદાસજી મુ૦ સૈયદપુરી ભાગોળ—સુરત.**

બેશુદ્ધી માટે—જો કોઇ માણસ ગુમ મારી ગયો હોય યાને બેશુદ્ધ થઇ ગયો હોય તો અરીઠાનું પાણી કરી તે પાણીના નાકમાં ટીપાં મુકવાથી શુદ્ધ આવે છે.

**ઇશ્વરલાલ રતનલાલ ત્રિવેદી નાગરફળીયું—સુરત.**

સરળ જુલાબ.—ગરણીનાં બીજ ૧ થી ૭ સુધી ફોડીને ગળવાથી ઝાડા સાફ આવે છે. એટલુંજ નહિં પણ બીજા જુલાબથી જેમ ઝાડા જોડે પાણી એટલે પીત્ત નીકળી જઇને કફનો ઉપદ્રવ થઇ જાય છે તેમ આ જુલાબમાં ઝાડા સાથે પાણી પિત્ત નીકળી જતું નથી એ મોટો લાભ છે.

**મણીલાલ બકોરભાઇ વ્યાસ મુ હરીપુરા—સુરત.**

ધી ઘસો—આ વિષયનું મથાળું વાંચીનેજ કેટલાક તેને વાંચવાનું છોડી દે એવો સંભવ છે. આથી આ વિષય લખતાં પહેલાં

વાંચનારને હું ખાસ ભલામણ કરું છું કે તેમણે આ વિષયને નજીવો ગણવો નહિ. બીજો કોઇ પણ ઉપાય જ્યાં કામ કરી શકે એવું ન હોય ત્યાં આ સાદા પ્રયોગથી માણસનો જીવ બચાવી શકાય છે. બીજા સેંકડો ઉપાયોથી નહિ મટેલા દર્દો આ પ્રયોગથી મટાડી શકાય છે, અને બીજાં કોઇ પણ ઔષધથી નહિ મટતી પીડા આ પ્રયોગ વડે તત્કાળ મટાડી શકાય છે, માટે આ પ્રયોગને નજીવો ગણીને તેના તરફ દુર્લક્ષ કરવું નહિ.

ઝેર–ધંતુરો, ઝેર કોચલું અને બીજા જેજે વિષ જ્ઞાન તંતુઓને ઉશ્કેરીને ખેંચતાણ અને મૂર્છા ઉત્પન્ન કરે છે, તેવાં ઝેર: માથે ઘી ઘસવાથી તત્કાળ શમી જાય છે. તાળવે, કપાળે અને લમણે ભાર દઇને ઘી ઘસતાની સાથે તરતજ જ્ઞાન તંતુઓ શાંત થાય છે, અને મૂર્છા તથા ખેંચતાણ એકદમ શમી જાય છે. ખાવા કે પીવાની દવાથી ઝેર ઉતારતાં દવા લોહીમાં ભળે અને જ્ઞાનતંતુઓ ઉપર અસર કરે એને માટે ઘણો વખત જોઇએ. ઝેરની અસર તીવ્ર હોય તો એવી રીતે લીધેલો વખત દર્દીને પ્રાણ ઘાતક થાય. ઘી ઘસવાથી અસર થવાને એક ક્ષણનો પણ વિલંબ થતો નથી. ધંતુરાના ઝેર ઉપર અને ઝેર કોચલાના ઝેર ઉપર મેં પોતે આ પ્રયોગ અજમાવેલો છે.

માથાનો દુખાવો–માથુ દુખવાનું કારણ ગમે તે હોય, પણ એવાં સર્વ કારણોનું કાર્ય મગજની નસોની નબળાઇ એ કારણ જરૂર હોવું જોઇએ ઘી ઘસવાથી આ કારણ તરત દૂર થાય છે. બદામ વિગેરે મગજને પુષ્ટી આપનારા પદાર્થો ગમે તેટલા ખાઓ, પણ તે ખાવાથી કાંઇ તરંત મગજને પુષ્ટી મળતી નથી, લાંબો વખત સેવન કરવામાં આવે તોજ તેની પૌષ્ટીક અસર થાય. ઘી ઘસવાથી અસર થવાને એક પળનો

પણ વિલંબ લાગશે નહિ. જરા ભાર દઇને લમણે, તાળવે, કપાળે ઘસવા માંડયું કે તરત માથાની પીડા નરમ. ચારઆનીભાર ઘી ઘસવાથી જે અસર થશે તે કદાચ ચારશેર ઘી ખાવાથી પણ થશે કે નહિં તે કહી શકાતું નથી. ઘી ઘસતાની સાથે તરતજ નસો બળવાન થાય છે ને દુખાવો નરમ પડે છે. જેને માથાનો વ્યાધિ હોય અથવા જેનું મગજ ખાલી પડી ગયું હોય, જે જાગતાં, ઉંઘતા વારંવાર વિચારોપર ચઢી જતા હોય અને શાંત નિંદ્રા આવતી નહોય, જેને આધાશીશી, તંમર, આંખનું બળવું, આંખની લાલાસ, ઝાંખ અને ઝામર વિગેરે વ્યાધિ દુઃખ દેતા હોય તેઓ જો સવારસાંજ માથે ઘી ઘસવાનો મહાવરો રાખે તો તેમની પીડા અવશ્ય દૂર થશે. મ્હેં મ્હારી જાત ઉપર અને અનેક દર્દી ઉપર આ પ્રયોગ અનુભવ્યો છે. આ પ્રયોગથી રતાંધળાપણું દૂર થાય છે અને આંખનું તેજ વધે છે.

બળતરા—થોરીઆ, ખરસાણીનું દૂધ કે મરચાં વિગેરે દાહક પદાર્થ આંખમાં પડવાથી જે બળતરા થાય છે, તે તેમજ નાક તથા ગુહ્ય અવયવોપર કૌવચ કે બીજો કોઇપણ દાહક પદાર્થ અડવાથી જે વેદના થાય છે તે ઘી ઘસવાથી તરત શાંત થાય છે. આંખની બળતરામાં આંખમા ઘીનાં ટીપાં મૂકવાં અને નાક કે મગજની બળતરામાં ઘીનાં ટીપાં મૂકવાથી તત્કાળ વેદના શાંત થાય છે. કેટલાક અવયવો પર ઘીને બદલે તેલ ઘસવું વધારે ફાયદાકારક થાય છે. કેમકે ગ્રંથકારોએ "घृतादश गुणं तैलं अभ्यंगे नतु भोजने" તેલ ચોળવાના ઘણા ફાયદા વર્ણવ્યા છે. જે વિષથી શ્વાસનલિકા મૂર્છીત થઇ જાય અને ગળાના કાકડા બેસી જાય, તેવા વિષના નિવારણ માટે ઘી પાવું જોઇએ. એક સામટું નહિં પણ થોડી થોડીવારે વારંવાર પાયા કર-

વાથી શ્વાસ નલિકા સુંવાળી રહે છે. વારંવાર પાવું એ ઘસવા કે ચોપડવા જેવુંજ છે

## બ્રહ્મચારી આત્મારામ ત્રીવેદી, (ફરતારામ)

**સરસ્વતિ ઘૃત**–મુંગાની જડ, ખરાસાની વજ, સિંધવ, ધાવડીના ફુલ, લોધર, એ સર્વ એકેક તોલો લઇ વાટી વસ્ત્રગાળ કરી તેમાં બકરીનું દુધ શેર ૪, તથા ગાયનું ઘૃત શેર ૧, મેળવી ધીમી આંચે પકાવવું જ્યારે દુધ બળી જાય અને માત્ર ઘી રહે ત્યારે કપડાવતી ગાળી લેવું. તેને નીચે લખેલા સરસ્વતિ મંત્રથી મંત્રીત કરીને દરરોજ સેવન કરવાથી નીચે લખેલા રોગ જશે અને સરસ્વતિ પ્રસન્ન થશે.

**સરસ્વતિ મંત્રઃ**–ૐ હ્રીઁ ઐઁ હ્રોઁ ૐ સરસ્વત્યૈ નમઃ ॥ આ સરસ્વતિનો મંત્ર છે.

**મંત્રનું વિધાન**–દીપ, ધુપ, રૂદ્રાક્ષની માળાથી ૧૧૦૦૦) જાપ કરવા પછી સરસ્વતિ ઘૃત મંત્રીત કરીને ખાવાથી ત્રણ ગણો મુંગો અને મુરખ માણસને સરસ્વતિ અવસ્ય પ્રસન્ન થાય છે. પણ અમારા ગુરૂશ્રીનું વચન નીચે પ્રમાણે છે. "શ્રદ્ધા સકલ સબ મુળ છે; શ્રદ્ધા વિના બધું ધુળ છે."

## સમાપ્ત.

# આયુર્વેદ નિબંધમાળા ભાગ ત્રીજાનું દિગ્દર્શન.



તે સર્વવ્યાપક, સર્વશક્તિમાન, અને સર્વજ્ઞ પરમાત્માની કૃપાથી તથા મારા વૈદ્યબંધુઓની સહાયથી આયુર્વેદ નિબંધમાળાનો બીજો ભાગ પૂર્ણ થયો છે, જે આપના કરકમળને શોભાવી રહ્યો છે તેવીજ રીતે **ત્રીજો ભાગ પ્રગટ કરવાની ઇચ્છા ધરાવું છું.**

મારી પાસે જેટલું હતું તે મેં આપી દીધું છે અને હું જેટલું જાણતો હતો તેટલું સર્વને કહી દીધું છે. હવે **મારી પાસે કાંઇ બાકી રાખ્યું નથી, અથવા રહ્યું નથી.**

ત્રીજા ભાગમાં ૧ લો. શું આયુર્વેદ અકુદરતી છે? ૨ જો. શું આયુર્વેદમાં અતિશયોક્તિ છે? ૩ જો વાયુથી થતો શુષ્કગર્ભ યાને છોડ. આ ત્રણ નિબંધો વિસ્તારપૂર્વક તત્ત્વજ્ઞાન. તર્ક અને વિવાદથી ભરેલા આયુર્વેદનું ગૌરવ વધારનારા તથા દાંભિકોના અજ્ઞાનને દૂર કરવાવાળા લખવામાં આવશે જેથી વિદ્વાન વૈદ્યરાજોને ઘણો આનંદ થશે અને ઇતર વૈદ્યોને ઘણી ઘણી બાબતોનું જ્ઞાન થશે. તે પછીનું જ્ઞાન તમામ વૈદ્યરાજો તથા વૈદ્યો પાસે માગવાની ઇચ્છા રાખું છું.

. જે જે વૈદ્યોએ આ નીબંધમાળાના બે ભાગ વાંચ્યા પછી આ નિબંધમાળાથી વૈદ્યોને તથા વૈદક ધંધાને લાભ થશે એવું અનુમાન કર્યું હશે તે તે વૈદ્યોને હું પ્રાર્થના કરનાર છું કે જેમ મારી

પાસેનો તમામ અનુભવ મેં આપ લોકોની સેવામાં રજુ કર્યો છે તેમ આપ પણ આપના દવાખાનામાં જેટલી દવાઓ ( ઔષધો ) તઇયાર રાખતા હો તેટલી તમામ દવાઓ તેની બનાવટ અને તે વાપરવાની રીત સાથે લખી મોકલી ત્રીજા ભાગને સણુગારવા શોભાવવા, અને વૈદ્યક ધંધાનુ અને વૈદ્યોનું ગૌરવ વધારવા આપના અમુલ્ય વખતનો ભોગ આપવા તથા આપની કલમને શ્રમ આપવા કૃપાવંત થઇ લખી મોકલશો તો જગતના મનુષ્ય માત્ર ઉપર આપનો મોટો આભાર થશે અને વૈદ્ય બંધુઓને પરસ્પર વિદ્યા દાનનો વ્યવહાર થશે. જેમ બીજા ભાગમાં પોતાનાં અનુભવિ ઉપાયો લખનાર વૈદ્યોના નામ ઠામ અમર કરવામાં આવ્યા છે તેમ આપના નામો પણ અમર થશે. જેમ જગતનું દરેક કાર્ય સંચિત, કર્મ, અને પ્રારબ્ધ પ્રમાણે થાય છે અને મનુષ્ય તેનું નિમિત્ત કારણ કહેવાય છે તેમ મને પણ આપ સર્વેની સહાયથી નિબંધમાળા પ્રગટ કરવાને નિમિત્ત કારણ બનાવશો. **किमधिकम्.**

ली० आपनो कृपाकांक्षी,

**शा० तिलकचंद ताराचंद वैद्य.**

**सुरत.**

# વૈદ્ય-બંધુઓને વિનંતી.



આથી સર્વે વૈદ્ય બંધુઓને તથા સદ્‌ગૃહસ્થોને વિનંતી કરવામાં આવે છે કે, પરસ્પર જ્ઞાનનો લાભ આપવા તથા લેવા માટે સુરતમાં લગભગ ૭ વર્ષ થયાં **વૈદ્યસભા સ્થાપવામાં આવેલી છે.** જેમાં સુરતના વિદ્વાન વૈદ્યરાજો આગેવાની ભર્યો ભાગ લઇ આયુર્વેદનાં શુદ્ધ તત્વો તથા આયુર્વેદનું રહસ્ય, પ્રજા વર્ગને સમજાવવા માટે હાલમાં સુરત વૈદ્ય સભાના મકાનમાં દર ગુરૂવારે સાંજે પાંચ વાગે ભાષણ આપે છે.

આ વૈદ્ય સભામાં શહેરના તથા બહાર ગામના વૈદ્યરાજો દર વર્ષે એક રૂપીઓ લવાજમનો આપવાથી સભાસદ થઇ શકે છે. માટે દરેક વૈદ્યરાજોને આ સભામાં દાખલ થઇ પોત પોતાનો અનુભવ એક બીજાને આપવા માટે તથા સદ્‌ગૃહસ્થોને જોઇતી જરૂરીઆતો પુરી પાડી આયુર્વેદના સહાયક થવા માટે અમારી ખાસ વિનંતી છે.

આપનો કૃપાકાંક્ષી

**વૈદ્ય ધીરજરામ દલપતરામ.**

**મંત્રી વૈદ્યસભા સુરત.**

ॐ नमो भगवते श्रीधन्वंतरियेनमः

# શ્રી સુરત વૈદ્યશાળા.

અર્થાત્

## દેશી વૈદ્યકશાસ્ત્ર ભણાવી વૈદ્ય બનાવનારી નિશાળ.

**મફત લાભ !**  **મફત લાભ !**

સદ્‌ગૃહસ્થો ! આજકાલ આપણે ત્યાં દેશી વૈદ્યકશાસ્ત્રની અને વૈદ્યકના ધંધાની અવનતિ થતી જાય છે, તેનું ખરૂં કારણ એટલુંજ છે કે, આયુર્વેદોક્ત શાસ્ત્ર શીખવાની શાળાનો અને આશ્રયનો અભાવ છે.

લગભગ એક હજાર વર્ષથી વૈદ્યકવિદ્યા વિવિધ પ્રકારના આઘાતોથી હીણાતી અને પ્રચલીત થવા છતાં પણ, ગુરૂપરંપરાથી ચાલતા અભ્યાસક્રમના પ્રતાપે ઘણા સદ્‌વૈદ્યો ઉત્પન્ન કરી પોતાનું ગૌરવ સાચવી રહી છે; તોપણ ન્યાયી તથા સમદર્શી, સત્યપ્રિય અને વિદ્યાવિલાસી નેકનામ બ્રિટિશ રાજ્યની શીતળ છાયામાં વૈદ્યકશાસ્ત્રને ખીલવવાનો અનુપમ સમય નિરર્થક જવા દેવો એ આપણી મોટામાં મોટી ભૂલ તથા આળસજ ગણાય એવા વિચારથી દોરાઇને મેં આપણા ઇતિહાસપ્રસિદ્ધ સુરત શહેરમાં વૈદ્યશાળા સ્થાપી, કોઇ પણ ન્યાતના વિદ્યાર્થીને ભણવાનાં પુસ્તકો કોઇ પણ રીતનું લવાજમ કે ફી લીધા સિવાય, વૈદકશાસ્ત્ર સંબંધીના મારા ૪૪ વર્ષના અનુભવવાળા જ્ઞાન સાથે આયુર્વેદના માનનીય ગ્રંથો ભણાવી, સદ્‌વૈદ્યો બનાવવા નિશ્ચય કીધોછે માત્ર ભોજનની ગોઠવણ વિદ્યાર્થીએ પોતાને ખરચે કરવાનીછે.

જે વિદ્યાર્થીને વૈદ્યકશાસ્ત્ર રીતસર શીખી, સદ્‌વૈદ્ય થવાની મરજી હોય અને જેની ઉમ્મર અગીઆર વર્ષથી ઓછી અને પંદર વર્ષથી વધારે નહીં હોય. તેણેજ પ્રથમ અરજી કરી, "**શ્રી સુરત વૈદ્યશાળાના નિયમો અને પઠણ પદ્ધતિ**" મંગાવી લેવાં. પણ ગુજરાતી પાંચમા ધોરણ સુધીનો અભ્યાસ નહીં કર્યો હોય અને જેની જીભે શુદ્ધ ઉચ્ચાર નહીં થતો હોય તેવા વિદ્યાર્થીએ તો અરજી કરવીજ નહીં, કારણકે સંસ્કૃતશાસ્ત્ર ભણવાને શુદ્ધ વાણીની ખાસ જરૂર છે.

| | |
|---|---|
| સુરત. | **શા. તિલકચંદ તારાચંદ વૈદ્ય.** |
| વિક્રમ સંવત્ ૧૯૭૬ | વ્યવસ્થાપક તથા માલિક. |
| અને ૧૯૨૦. | "શ્રી સુરત વૈદ્યશાળા." |

# અમારૂં દવાખાનું.

સુરત મહિધરપરાની ધીયાશેરીના ટેકરા ઉપર આવેલું છે, જ્યાં તમામ રોગીનાં નિદાન અને નાડી પરીક્ષાથી રોગનો નિશ્ચય કરી ઔષધ આપવામાં આવે છે.

## દવાખાનાના નિયમો.

૧. કોઇ પણ દરદીની પાસે પ્રથમથી પૈસા લઇ તેને માટે ખાસ દવા બનાવવામાં આવતી નથી.

૨. કોઇ પણ દરદને માટે મુદત ઠરાવી અમુક રકમ પડવા કે ઠેરવવામાં આવતી નથી.

૩. કોઇપણ જાતની દવા તોલાબંધ કે તોલબંધ આપવામાં આવતી નથી.

૪. કોઇ પણ દરદ સારૂં થયા પછી ઇનામ લેવાનો રિવાજ નથી.

૫. સુરતમાં દરદીને ઘેર જઇ તપાસવાની ફી આઠ આના રાખી છે બહાર ગામના દરદીઓ તપાસવાની ફી વખતના પ્રમાણમાં જુદી ઠરાવીએ છીએ.

૬. હલકામાં હલકા ચૂર્ણોથી માંડી ગુટીકા—ગુગળ—તેલ—ઘૃત—રસો—ઉપરસો—આસવ—અરિષ્ટો—અને છેલ્લે ધાતુ ઉપધાતુની ભસ્મો, રસસિંદૂર—મૃગાંક ચંદ્રોદય વાપરવામાં આવે, તોપણ એક દિવસની દવાના માત્ર એક જ આના લેવામાં આવે છે. કોઇપણ સંજોગમાં દવાની કિંમત વધારે લેવામાં આવતી નથી.

૭. શરીરની અંદરના રોગો દવા ખવડાવીને અને બહારનાં પાકતાં—સડતાં, જેવાં કે કંઠમાળ—હાડગંભીર—રાંઝી—ભુડણુ—નાસુર વગેરે ભયંકર દરદો ઝાડપાલા, મલમ પટ્ટીથી સારા કરવામાં આવે છે.

અમારૂં દવાખાનું ચુમાલીશ વર્ષથી ચાલુ છે જેમાં સેંકડો દરદીઓને આરામ થયા છે અને થાય છે. ભયંકર દરદો સારાં થાય છે પણ લખેલાં સરટીફીકેટ લેવાનો રિવાજ નથી. પરંતુ જીવતાં અને બોલતાં સેંકડો સરટીફીકેટ વિદ્યમાન છે. જેને વિશ્વાસ પડે તેને શ્રદ્ધા અને ધીરજ રાખી પધારવું મોતનો ઇલાજ નથી

ધીઆશેરીનો ટેકરો. } સર્વનો શુભેચ્છક
સંવત ૧૯૭૬. } શા. તિલકચંદ તારાચંદ વૈદ્ય—સુરત.